# સુબોધ રત્નમાળા
# છત્રીશી.

રચનાર

કવિ. જેસંગભાઇ ત્રીકમદાસ.

છપાવનાર

પટેલ. સોમનાથ જેસંગદાસ.

ગામ—આવળા, તાબે—ધોળકા.

( ગીતી. )

સુબોધ લેવા સારૂ, સુબોધ રત્નમાળા છત્રીશી;
પ્રેમ કરીને પઢજો, ખચિત્ત એછે ઉપયોગી ખાશી.

અમદાવાદ.

"ધી રાજનગર ટાઇપ ફાઉન્ડરી પ્રીન્ટીંગ પ્રેસ."

સંવત ૧૯૬૩. સને ૧૯૦૭

કીમત રૂપીઆ બે.

# અર્પણ પત્રિકા.

શ્રી અખંડ પ્રૌઢ પ્રતાપી દીર્ધાયુષી,
કેડવા કુળમણી, શ્રી હજુર, દરબાર શ્રી,
શ્રીશ્રી ૧૦૮ શ્રી સુરજમલસિંહજી જોરા-
વર સિંહજી સાહેબ—

શુભસ્થાન—પાટડી.

આપ નામદાર શુભ સંચીત કર્મ અનુસાર, વિધા, જ્ઞાન, બળ, બુદ્ધિ, સૌંદર્ય સહ, જયોતિરૂપ બિરાજમાન, અમારા પુજનીય છે. આપના પ્રતાપના પ્રકાસથીજ સુરજમલસિંહજી નામ પડેલું છે, તે જાણે પેહેલેથીજ, આપનું ભવિષ્ય વર્તાઇને પડેલું નહોય, એવો મને અનુભવ થાય છે. આપે ઘણો પરીશ્રમ લઇને, ઇંગ્રેજી સ્કુલ, લાયબ્રેરી, વાડી વીગેરે, જનહિત કાર્યો કર્યાં છે, તથા ધાર્મીક અને સુધારાની બાબતનાં કાર્યો કરવામાં સારો ઉત્સાહ રાખો છો, વળી ઉંમરમાં વૃદ્ધ છો એવા કુળદીપક કુમાર શ્રી દોલતસિંહજી સહ, નિરંતર સુખ શાંત્તી સંપત્તિ, ઇત્યાદી વિધ વિધ સુસીદ્ધીથી સંપુર્ણ રહો, અને અમારા વડીલભાઇ, કવિ. જેસંગભાઇ ત્રીકમદાસનું રચેલું " સુબોધ રત્નમાળા છત્રીશી " એ નામનું પુસ્તક છપાવીને, કવિના પુત્ર સોમનાથની સંમતીથી, પુર્ણ પ્રેમના ઉદ્દગારથી. આ પુસ્તક આપની પવિત્ર સેવામાં અર્પણ કરૂંછું, અને તે આપ નામદાર ઘણા ઉમંગથી, સ્વિકાર કરશો એવી આશા રાખુંછું. શ્રી કૃશ્નાયનમઃ શ્રી કૃશ્નાયનમઃ શ્રી કૃશ્નાયનમઃ

લી. આપનો આ૦ સેવક.

પટેલ છગનલાલ હરજીવનદાસ.

મુકામ—બાવળા.

# પ્રસ્તાવના.

પ્રિય વાંચકો, આજકાલ નાટકો, નોવેલો, વાર્તાઓ, કાવ્યો, વીગેરેનાં ઘણાં પુસ્તકો, છપાઈ બહાર પડે છે, તેવીજ રીતે આ પુસ્તક, કવિ જેસંગભાઈએ, તૈયાર કરીને બહાર પાડવાનો ઇરાદો રાખેલો હતો, પરંતુ દૈવ ઇચ્છાથી, તેમનો મનસુબો પાર પડી શકયો નહી, કારણ કે આ પુસ્તક પુરૂ થતાં અગાઉ, તેમનો દેહકાળ થઇ ગયો, અને આ પુસ્તક અધુરૂં રહી ગયું. તેને પાછળથી અમોએ, સંપુર્ણ કરીને છપાવી બહાર પાડયું છે. તો તેને વિષે જે કાંઇ અમારી, ભુલ ચુક જોવામાં આવે, તેને માટે અમો, વાંચનાર સદગ્રહસ્થો પાસેથી પ્રથમથીજ નમ્રતાપૂર્વક માફી માગી લઇએ છીએ.

આ પુસ્તકનું નામ "સુબોધ રત્નમાળા છત્રીશી" એવું રાખવામાં આવ્યું છે, અને તેનું કારણ એ છે જે, આ પુસ્તકમાં છત્રીશ માળાઓ છે, અને તે દરેક માળાની અંદર, એકસોને આઠ છંદરૂપી, મણકા કરેલા છે. અને તે માળાઓના છંદમાં ઘણોજ સુબોધ સમાવેલો છે, તેથીજ એ નામ આપવામાં આવેલું છે.

સંવત ૧૯૫૨ ની સાલમાં, કવિ જેસંગભાઇએ, "જેસંગ કાવ્ય" એ નામનું નવસેં પૃષ્ઠનું પુસ્તક, છપાવી બહાર પાડયું હતું. અને તે પુસ્તક સાધારણ રીતે ઘણું સારૂં હતું, તથાપી તે પુસ્તકનો, મનમાનતો ઉઠાવ નહી થવાથી, કવિના મનને એવી લાગણી થઇ આવી કે, આ વખતે હું સર્વને ઉપયોગી અને સુબોધ-

કારક પુસ્તક, રચીને છપાવીને બહાર પાડું, એમ નિશ્ચય કર્યો. અને આ પુસ્તક રચવા માંડયું હતું.

પ્રથમ કવિનો ઇરાદો એવો હતો કે, પચીશ માળાઓ બનાવવી, અને તેનું નામ "સુબોધ રત્નમાળા પચીશી" એવું રાખવું, એમ ધારીને માળાઓ રચતા હતા, અને તેમ રચતાં રચતાં, પચીશ માળાઓ પુરી થઇ, ત્યાર પછી તેમનો વિચાર એવો થયો કે છત્રીશ માળાઓ રચવી, અને તેનું નામ "સુબોધ રત્નમાળા છત્રીશી" એવું આપવું, એમ ધારીને માળાઓ રચવાનો આરંભ કર્યો, પોતાનો ધંધો રોજગાર કર્યે જતા હતા, અને પ્રસંગોપાત માળાઓના છંદો રચતા હતા, એવી રીતે ઘણોએક કાળ વિત્યા બાદ, સંવત ૧૯૬૧ ની સાલમાં, તેમને ભગંદરનો રોગ લાગુ થયો, અને તેમાંથી છેવટે તેમનો દેહકાળ પણ થઇ ગયો. અને આ રચવા માંડેલું પુસ્તક અધુરૂં રહી ગયું, આવો દૈવ ઇચ્છાથી બનાવ બની ગયો.

કવિ જેસંગલાલજીએ તેમના દેહકાળ સમયે, અમોને ભલામણ કરી હતી કે, તમો મારૂં અધુરૂં રહેલું પુસ્તક, પુરૂ કરીને છપાવજો, કારણ કે મેં ઘણા દીવસ મેહેનત લઇને આ પુસ્તક લખેલું છે, માટે મારી મેહેનત નહી જવા દેતાં સંપુર્ણ કરીને છપાવજો, અને મારી કરેલી મેહેનત મજરે લાવજો, એમ ભલામણ કરેલી હતી, અને તેમના કેહેવા પ્રમાણે, આ પુસ્તક પુર્ણ કરી છપાવીને બહાર પાડવામાં આવ્યું છે.

આ પુસ્તકમાં છત્રીશ માળાઓ શીવાય, પાછળના ભાગમાં, મુંબઇથી નિકળતા, માસિક મજાહ પત્રના અ-

ધિપતિ–શેઠ. દાદીભાઈ એદલજી તરફથી પુછાએલા પ્રશ્નો અને તેના ઉત્તરો, તથા પાદપૂર્તિઓ વીગેરે દાખલ કરેલાં છે. તેમાંની કેટલીએક પાદપૂર્તિઓ, માસિક મજાહમાં છપાએલી છે, તથા થોડીએક નહી છપાએલી પણ છે. અને તે સર્વે આ પુસ્તકમાં ઉમેરી વધારો કર્યો છે.

વળી આ પુસ્તકમાં, કવિ૦ જેસંગભાઈનું ટુંક જીવન વૃતાંત્ત આગળના ભાગમાં દાખલ કર્યું છે, તથા તેમનાં છપાવેલાં બીજા પુસ્તકો પણ અંદર દરશાવ્યાં છે. તથા તેમના સ્વર્ગવાસ વિષે કવિતા પણ દાખલ કરી છે, અને તે અમોએ અમારા મનથી યોગ્ય જાણીને દાખલ કરેલી છે.

આ સુબોધ રત્નમાળા છત્રીશીના પુસ્તકમાં કવિ૦ જેસંગભાઈએ, જે જે છંદો દાખલ કર્યા છે, અને તેમાં જે જે દષ્ટાંતો, તથા ઉપદેશીક વાકયોનો સમાવેશ કરવામાં આવ્યો છે. તે સર્વ કવિએ બીજાં પુસ્તકો તથા માસિકો વિગેરેનો આધાર લઈને કરેલો છે, અને પુસ્તક રચેલું છે; તેથી કરી વાંચનારને એકંદર સારો લાભ મળે એમ છે.

બીજુ આ પુસ્તકની અંદર, એક માળાની અંદર જે કોઈ છંદના વીષે જે ભાવાર્થ આવેલો છે, તેજ ભાવાર્થ વળી બીજી માળાઓના છંદમાં પણ જોવામાં આવે છે, તો તે ખામી જેવું ગણાય ખરૂં, તેનું કારણ જોવા જતાં એમ ધારવામાં આવે છે કે, માણુસના અંતરમાં જે જે વિચારો રમી રહેલા હોય છે, તે તે વિચારો હર વખતે યાદ આવ્યાં કરે છે. તેવીજ રીતે, કવિ૦ જેસંગભાઈને આ માળાઓ રચવાના સંબંધમાં બન્યું હશે, એમ અમારા ધારવા પ્રમાણે છે.

વળી આ પુસ્તકની અંદર એમ પણ જોવામાં આવે છે કે, કોઈ પણ છંદમાં અનુક્રમે વિષય લઇને સંકળના બાંધ, એક પછી એક એમ કોઈ વિષય ચલાવ્યો નથી. તેથી કરી, છંદે છંદે જુદી જુદી બાબતના વિષયો આવ્યા છે. તેનું કારણ એ છે જે, કવિએ હરકોઈ પ્રસંગે હરકોઈ છંદ બનાવ્યો, અને ઉતારી લીધો, એવી રીતે આખા પુસ્તકમાં કરેલું છે. અને પાછળથી પણ અનુક્રમે છંદો ગોઠવ્યા નથી. અમોએ પણ તેમના લખ્યા પ્રમાણે રહેવા દીધેલું છે. કારણ કે અમોને તે બાબતનું પુરેપુરૂ જ્ઞાન નહી હોવાથી કાયમ રાખેલું છે.

આ પુસ્તકમાં ઘણે ઠેકાણે પીંગળના માપથી જોવા જતાં, જતી ભંગ, ગણમાપ, માત્રા મેળ વીગેરેની ખામીઓ જોવામાં આવે છે, તથા વ્યાકરણ સબંધી દોષો, ભાષાના દોષો, એમ અનેક પ્રકારના દોષો છે, તે હું સાધારણ રીતે સ્હેજસાજ સુધારી શકું, પણ હું પુસ્તક છપાવવાને પ્રેસમાં આપી, કપાસની મોસમ આવવાથી, પરદેશમાં નોકરી કરવા સારૂ ચાલ્યો ગયો હતો. તથા બીજુ કારણ એ છે જે, આ પુસ્તક જે પ્રેસમાં છાપવાને આપ્યું, તે પ્રેસના કામ કરનાર માણસો, નવા શીખાઉ જેવા બીન અનુભવી હોવાથી, ઘણા દોષો આવેલા છે, તથા જે જે ફરમા છપાય તે તે ફરમાની ગેલીઓને, અમારા ગામનો, તપાસી શકે એવો કોઇ અનુભવી માણસ નહી હોવાથી, સુધારવાનું કામ બની શકયું નથી.

હરકોઇ પુસ્તક લખવું, લખીને છપાવવું, છપાવીને ખપાડવું, એમ ઉત્તરોતર ઘણુંજ અઘરૂં કામ છે, એમ ધારીને, પુસ્તકમાં સાધારણ કાગળ વાપરીને, ઓછું ખરચ થાય એમ કરેલું છે, તો તે અમારી મોટી ભુલ થએલી છે, અને તેનો પાછળથી પસ્તાવો કરવો તે વ્યર્થ

છે, એમ સમજી વાંચનાર સદગૃહસ્થો પાસેથી માફી માગીએ છીએ.

છેવટમાં આ પુસ્તક સબંધી કેહેવાનું એજ કે, આ પુસ્તક ઘણીએક ખામીઓથી ભરેલું હશે, તથાપી હરકોઇ માણસ આ પુસ્તક વાંચીને વિચાર કરી, પુરેપુરો અર્થ સમજીને અંત્તરમાં ઉતારશે, તો તે ઘણું ઉપયોગી છે, કારણ કે તેમાંથી ઘણીએક બાબતનું જ્ઞાન મળે એવું છે, માટે આ પુસ્તક એકંદર જોવા જતાં, ઘણુંજ સારૂં છે એમ હું માનું છું.

આપણા માનવંતા મહાન કવીશ્વર, દલપતરામ ભાઈની કવિતા, આ ઠેકાણે યોગ્ય જાણીને, જરા દ્રષ્ટાંત તરીકે નીચે દાખલ કરૂં છું.

( દોહરા. )

સારી ચોપડીઓ શોભાય, હૈયું તે દેખી હરખાય;
પણ વિગતેથી જો વંચાય, તો તેમાંથી કારજ થાય.

જીવ ઘાલીને વાંચે જેમ, તેમાં સમજણ આવે તેમ;
વાંચે પણ નહિ કરે વિચાર, તે સમજે નહિ સઘળો સાર.

તેવીજ રીતે આ પુસ્તક માટે, વાંચનાર સદગૃહસ્થોએ સમજવું જોઇએ, જે કોઇ માણસ આ પુસ્તક વાંચીને તેનો અર્થ શમજી શકશે તો તેને આ પુસ્તકના ઉપયોગીપણાની ખાત્રી થશે, આ પુસ્તક સર્વે જ્ઞાતીના, નાના મોટા જનોને સરખી રીતે વાંચી શકાય તેવું છે, તથા સરખુંજ ઉપયોગી છે. આ પુસ્તક વાંચવાથી, કોઈ પણ પ્રકારનો ગેરફાયદો થાય એવું નથી, માટે એકંદર જોતાં સારૂ છે.

જે જે ખામીઓ આ પુસ્તકની અંદર, વાંચનાર સદગૃહસ્થોને જોવામાં આવે, તો તે વાંચવામાં સુધારી લેવા વિનંતી કરૂ છું, વળી જે જે ખામીઓને માટે, અમોને જે કોઇ લખી જણાવશે, તો તેમનો ઉપકાર માનવામાં આવશે, કારણ કે બીજી આવૃતી બહાર પાડવામાં આવે, તે વખતે ઉપયોગમાં લેવાય, અને છેવટે આ પ્રસ્તાવના પુરી કરતાં, હું હરકોઇ ભુલચુક માટે, હાલ નમ્રુતા પુર્વક માફી માગુછું.

લી૦ પટેલ. છગનલાલ હરજીવનદાસ—બાવળા.



# કવિ જેસંગભાઈનું ટુંક જીવન વૃતાંત.



આ કવિ જેસંગભાઈનો જન્મ, સંવત ૧૯૧૦ ના માહા સુદ ૧૫ ના રોજ, અમદાવાદ જીલ્લે ધોળકા તાલુકા ના, ભાવળા ગામમાં થયો હતો. તેમના પિતાનું નામ ત્રીકમદાસ હતું, તે જ્ઞાતે કૈડવા પાટીદાર, સાખે સાણંદીઆ (જામળીઆ) હતા, તેમના પિતા ખેતી અને પરચુરણ નેસ્તીનો વેપાર કરતા હતા, તે સાથે ગામના ધરમાદાનો વહીવટ કરતા, અને ગામની નિપજનો તમામ માલ તેમના હાથથી, તોલ થઇ બાહાર ગામ જતો હતો, અને તે બદલ તે માલની કીમતના, એક રૂપીએ એક પૈસો લેવાનો તેમનો હક હતો, તેમાંથી ત્રીજો ભાગ પોતે રાખતા હતા, અને બાકીના બે ભાગના પૈસા ધરમાદા ખાતે જમે કરતા હતા, તે ધરમાદાની ઉપજમાંથી, ગામ તરફથી સદાવૃત તેમના હાથથી અપાતું હતું. તેમની સારી સાખને લીધે, ગામમાં અને પર ગામમાં, માપાદારની છાપથી તેઓ સારી રીતે ઓળખાતા હતા.

પાંચ વરસની વયે મરહુમ કવિ, બે વરસ ગામઠી નિશાળે ભણ્યા અને સાતમે વરસે, એટલે તા. ૧૨-૧૨-૧૮૬૧ ના રોજ, સરકારી નિશાળ થવાથી તે સરકારી નિશાળે ભણ્યા, લગભગ સંવત ૧૯૨૭ ની સાલમાં મજકુર નિશાળમાં, માસિક રૂપીઆ ત્રણના પગારથી આસિસ્ટંટની નોકરી ત્રણ માસ કરીને છોડી દીધી હતી.

સંવત ૧૯૨૮ની સાલમાં, કવિ જેસંગભાઇ, અમદાવાદ ટ્રેનિંગ કોલેજમાં ગુજરાતી છઠ્ઠા ધોરણની પરિક્ષા આપવાને સારૂ ગયા હતા, અને તેમાં પાસ થયા, અને દરમાસે

રૂપીઆ પાંચ તેમને, સ્કોલરશીપના મળવાનું કહ્યા છતાં, કોલેજમાં દાખલ થયા નહી અને રૂપીઆ છના પગારથી આસિસ્ટંટની જગા ઉપર તે ફરીથી નિશાળમાં કાયમ થયા.

ત્યાર પછી કેટલી એક મુદત ગયા બાદ તેમણે અમદાવાદ હાઈસ્કુલમાં પરિક્ષા આપી અને ત્યાંથી સેકન્ડ-કલાસ સર્ટિફિકેટ મેળવી લીધું હતું.

સંવત ૧૯૩૨ની સાલમાં, વડોદરામાં ગાયકવાડ સરકાર તરફથી, "વર્નાક્યુલર ઑફ સાયન્સ" એ નામની નવી કોલેજ નિકળવાથી, તે તથા તેમના મિત્ર, મિ. ત્રિભોવન ગંગાદાસ તથા મી. શ્રીધર કહાનદાસ એ ત્રણે પાસ થવાથી, ઇનજીનીયર કલાસમાં સ્કોલરશીપ લઇ ભણવાને ઉમેદવાર તરીકે દાખલ થયા, ત્યાં કેટલીક મુદત રહી અભ્યાસ ઉપરથી મન ઉઠી જવાથી ત્રણે જણ ઘેર આવ્યા, અને કવિ પોતાની જે આસિસ્ટંટની નોકરી હતી તે કરવા લાગ્યા.

સંવત ૧૯૩૫ની સાલમાં "બાવળા સુધારા શુભેચ્છક" મંડળી ઉભી કરી હતી, અને સંવત ૧૯૩૭ની સાલથી પુનર્લગ્નના હિમાયતી તરીકે તેઓ બહાર પડયા, અને સંવત ૧૯૪૦ની સાલથી, 'સ્વદેશહિત બોધક' એ નામનું ત્રિમાસિક કાઢવા માંડયું, તેને બીજા વર્ષથી માસિકના રૂપમાં ફેરવી નાંખ્યું, જેને લગભગ છ વર્ષ સુધી ચાલુ રાખ્યું હતું.

સંવત ૧૯૪૨ ની સાલથી શેઠ. કાળીદાસ અમરચંદની દુકાને મુનીમ તરીકે નીમાયા, અને તે નોકરી બાર વર્ષ સુધી કરીને છેવટે, સંવત ૧૯૫૪ ની સાલમાં છોડી, તે વખતે તેમને વારસીક રૂપીઆ ૩૫૧) પગાર મળતો હતો.

નોકરી છોડયા પછી, તે પોતાના ઘરનો વેપાર રોજગાર ચલાવતા હતા, અને તેમના પિતા ત્રીકમદાસ શંવત ૧૯૩૮ ના કારતક શુદિ બીજના રોજ ૭૮ વર્ષની ઉંમરે ગુજર્યા હતા. તથા તેમની માતુશ્રી જીવીબાઇ શંવત ૧૯૪૯ ના અશાડ પેહેલા વદી ૧ ના રોજ ગુજરી ગયાં હતાં. કવિએ તેમના પિતાની ઈજત આબરૂ કરતાં, પોતાની અક્કલ હોંશીઆરીથી, પૈસામાં તથા ઈજતમાં સારો વધારો કર્યો હતો.

આ કવિ જેસંગભાઇની યાદશકિત એવી હતી કે, પુર્વે બનેલો હરકોઈ પણ બનાવ, અથવા ફલાણી સાલમાં કઇ કઈ વખતે વરસાદ થયો, અથવા ફલાણો માણસ કઇ તારીખે ગુજરી ગયો, એવી હરકોઇ બાબત કોઈ પુછે તો, તે તારીખ બાંધ કહી આપતા હતા.

તેમણે તેમની સત્તર વરસની ઉમરથી ત્રીશ વર્ષની ઉમર સુધી કેળવણી ખાતામાં નોકરી કરી હતી, અને ઓગણત્રીશ વર્ષની અવસ્થાથી એમને, કાવ્ય બનાવવાનો કુદરતી શોખ પ્રગટયો હતો, પ્રથમ તે દેશી ઢાળની ગરબીઓ વિગેરે બનાવતા, અને ત્યાર પછી પિંગળના આધારથી, છંદ વિગેરેમાં કવિતા બનાવતા હતા, અને પોતાના ઘરનો વેપાર સારી રીતે ચલાવતા હતા.

સંવત ૧૯૬૧ ની સાલે બાવળા ગામમાં, પ્લેગનો ઉપદ્રવ થવાથી, પોતાના કુટુંબ સહીત ગામ કેરાળે જઈ રહ્યા, ત્યાં ગયા પછી તેમને ગુદાના ઉપરના ભાગમાં ગુંમડું થયું ને ગામ ધોળકે ઇસ્પીતાલમાં દવા કરાવા ગયા ત્યાં દાકતરોના ઉપાય કરવાછતાં કાંઈપણ આરામ થયો નહી, છતાં પોતાના ગામમાં, પ્લેગ રોગની શાંત્તી

થવાથી ઘેર આવ્યા, ઘેર પણ દાકતરની દવા ચાલુ હોવા છતાં કાંઈ આરામ થયો નહી, કારણ કે તે ભગંદરનો રોગ હતો, તેથી અંતે શકિતહીણ થઈ ગયા. અને શંવત ૧૯૬૧ ના શ્રાવણ વદિ એકાદશી ને વાર શનીવારના રોજ સ્વર્ગવાશી થયા હતા; તેમને પ્રજામાં બે પૂત્ર છે, અને ત્રણ પૂત્રિઓ છે, તથા તેમની વિધવા સ્ત્રી છે. કવિને પોતાનાં સુધ્ધાંત ચાર ભાઈ હતા, તેમાં સૌથી મોટા હરીભાઇ હતા, તે ઓરમાન ભાઇ હતા, અને તે સંવત ૧૯૪૬ ના ચૈત્ર વદી ૧૦ ના રોજ બાવન વરસની ઉંમરમાં ગુજરી ગયા, તથા તેથી નાહાના લાલભાઇ સંવત ૧૯૫૬ ના શ્રાવણ વદી ૪ ના રોજ બાવન વર્ષની ઉંમરમાં ગુજરી ગયા હતા. તથા તેથી નાહાના કવિ જેસંગભાઇ હતા, તે પણ બાવનમા વર્ષમાં ગુજરી ગયા છે. અને તેમનાથી નાહાના ભાઈ ગોપાળદાસ હાલ જે હયાતી ભોગવે છે, તેમને મરનાર કવિ જેસંગભાઇએ પોતાના, એકાવનમા વરસ પછી, બાવનમા વરસની શરૂઆતમાંજ કહ્યું હતું કે, હું આ બાવનમું વર્ષ પુરૂ જીવી શકવાનો નથી, કારણ કે આપણા બન્યો ભાઇઓ પણ બાવનમા વર્ષમાં ગુજરી ગયેલા છે, અને હું પણ બાવનમા વર્ષમાં બચવાનો નથી એમ અગાઉથી કીધેલું હતું, અને તેજ પ્રમાણે બન્યું છે.



કવિએ નીચે મુજબ પુસ્તકો છપાવી પ્રસિધ્ધ કર્યાં છે, તેની નોંધ.

## વિવિધોપયોગી વિષય—( ભાગ ૧ લો. )

**કદ રોયલ સોળપેજી, સાડાત્રણ ફારમ.—કીંમત ચાર આના.**

આ પુસ્તક તેમણે તથા તેમના મિત્ર મી૦ ત્રીભોવન ગંગાદાસ બેઉએ મળી છપાવ્યું હતું. તેની અંદર ઇસ્વીસન ૧૮૫૬ થી ૧૮૭૦ સુધીના 'બુધ્ધિપ્રકાશ' અને 'બુધ્ધિવર્ધક' પત્રમાં આવેલા જાણવા જોગ પરચુરણ વિષયોનો સંગ્રહ કરી સંવત ૧૯૨૭ ની સાલમાં છપાવ્યું હતું.



## ઉખાણા સંગ્રહ—કદ ડેમી સોળપેજી, બે ફારમ.

**કીંમત દોઢ આનો.**

આ પુસ્તક તેમણે તથા તેમના મિત્ર મી. શ્રીધર કહાનદાસ બેઉએ મળી છપાવ્યું હતું. તેની અંદર કથન સપ્તશતી, કથનાવળી વગેરેમાં નહી આવેલ લગભગ પાંચસો ગુજરાતી કહેવતો તથા ઉખાણાઓનો સંગ્રહ કરી સંવત ૧૯૩૨ ની સાલમાં છપાવ્યું હતું.



## ગુજરાતી શબ્દ સંગ્રહ—( ભાગ ૧ લો. )

**કદ ડેમી બારપેજી, અગિયાર ફારમ—કીંમત રૂપિઓ એક.**

આ પુસ્તકમાં નર્મકોષમાં નહી આવેલા ગુજરાતી બારસો શબ્દો સંગ્રહ કરી સંવત ૧૯૩૨ ની સાલમાં છપાવ્યું હતું.



## દુકાળ વિષે નિબંધ—કદ રોયલ આઠપેજી.

**સત્તર ફારમ,-પુંઠું પાકું-કીંમત રૂપિયો દોઢ.**

આ પુસ્તક ઈસ્વીસન ૧૮૭૭—૭૮ માં ગુજરાત વર્નાકયુલર સોસાઇટીએ દુકાળ વિષે નિબંધ લખાવા માટે ઈનામ છપાવ્યું હતું, તે ઉપરથી આ પુસ્તક છપાવ્યું. એવી રીતે બીજા પાંચ સાત જણના નિબંધો થયા, તેમાં બે નિબંધ પાસ થયા, પેહેલે નંબર મુંબાઇના પારસીનો થયો, અને બીજે નંબર આ નિબંધ પાસ થયો હતો. આની અંદર પેહેલા પ્રકરણમાં સંવત ૧૬૮૭ થી સંવત ૧૯૩૫ સુધીમાં ગુજરાતમાં જુદે જુદે વખતે વીશ દુકાળ પડેલાનું વર્ણન આપેલું છે, અને તે વખતના અનાજ વગેરેના શા ભાવ હતા તે લખેલા છે. બીજા પ્રકરણમાં સંવત ૧૩૫૧ થી સંવત ૧૯૩૪ સુધી જુદે જુદે વખતે, ભરતખંડમાં જણાયેલા દુકાળોનું વર્ણન આપેલું છે. ત્રીજા પ્રકરણમાં જળાશયોને બંધાવવાં, ઝાડો ઉગાડવાં, ખેતીવાડીમાં સુધારો વધારો કરવો, અને દુકાળ સામે ટક્કર ઝીલવાના ઉપાયોનું વર્ણન છે. આ પુસ્તક સંવત ૧૯૩૭ ની સાલમાં છપાવ્યું હતું.



## પુનર્લગ્ન કરનાર પુરૂષાતની પુરૂષ—કદ ડેમી

બારપેજી પચ્ચીસ ફારમ—પૂંઠું પાકું.

કિંમત રૂપિયો એક.

આ પુસ્તકમાં ઇસ્વીસન ૧૮૭૬ માં ધોરાજીના મોઢ વાણીયા વકીલ, દામોદરદાસ દેવચંદે પોતાની જ્ઞાતિની વિધવા માણેકબાઇ સાથે પુનર્લગ્ન કર્યું તે સંબંધી, હ-

હકીકત તથા તે સ્ત્રી પુરૂષને લગતો, અગાઉનો ઇતિહાસ આપેલો છે. આ પુસ્તક સંવત ૧૯૪૦ ની સાલમાં છપાવ્યું હતું.



**વિજ્યા વૈધવ્ય દુઃખદર્શક નાટક**—કદ રોયલ સોળપેજી, આઠ ફારમ,—કિંમત છ આના.

આ પુસ્તક વિધવાઓનાં દુઃખ સંબંધી લાગણીથી પુનર્લગ્નની તરફેણમાં રચવામાં આવ્યું છે, ને તે સંવત ૧૯૪૧ ની સાલમાં છપાવ્યું હતું.



જેસંગ કાવ્ય—કદ રોયલ બારપેજી, પંચોતેર ફારમ,-પૂંઠું પાકું—કિંમત રૂપિયા ચાર.

આ પુસ્તકમાં સંસાર સંબંધી, ઇશ્વર સંબંધી, નીતિ સંબંધી, સ્વદેશાભિમાન સંબંધી, વિદ્યા સંબંધી, પ્રીતિ સંબંધી અને સ્ફુટ વિષય સંબંધી, એમ સાત વિભાગો છે. ને છેવટમાં, જેસંગ શતશાઇ, માણેકશાહ ચરિત્ર, અને કમળા સ્વયંવર એ ત્રણ વિષયો નાના નાના જુદા પુસ્તકની ઢબનાંજ છે, તેમાં "માણેકશાહ ચરિત્ર" સંવત ૧૯૪૦ ની સાલમાં છપાવ્યું હતું, તથા "કમળાસ્વયંવર" સંવત ૧૯૪૧ ની સાલમાં છપાવ્યું હતું તે છે. એમ તે બંને પુસ્તકનો ઉમેરો કરીને, આ પુસ્તક સંવત ૧૯૫૨ ની સાલમાં છપાવ્યું હતું.



ઉપર પ્રમાણે પુસ્તકો સિવાય, એક માળામાં એક સો આઠ છંદ એવી રીતે છત્રીશ માળાઓ બનાવીને "સુબોધ રત્નમાળા છત્રીશી" એવું નામ પુસ્તકનું રાખવા ધારેલું હતું. અને માળાઓ રચતા હતા, પરંતુ દૈવ ઇચ્છાથી થોડીએક માળાઓ બાકી હતી, અને તેટલામાં તો, કવિનો કાળ આવી પોહોચવાનો, તેથી ગુંમડું નિકળ્યું અને તેમાંથી ભગંદરનો રોગ થયો; ને તે દાકતરોના ઉપાયથી પણ મટયો નહી તેથી શકતીહીણ થઇ ગયા હતા અને ખાટલો સેવતા હતા. તે વખતમાં હું નોકરી ઉપરથી છુટી ગામ જાવરેથી ઘેર આવ્યો, ને કવિને મળવા માટે ગયો, તે વખતે મને કવિએ કહ્યું કે, મેં પુસ્તક રચવા માંડયું છે, તેમાં થોડીએક માળાઓ બાકી છે, તે પુરી કરીને મેં જે નામ આપ્યું છે તેજ નામ રાખી મારા પુત્ર સોમનાથ પાસે તે પુસ્તક છપાવરાવજો, એટલીજ મારી અપેક્ષા છે, તે તમો પુર્ણ કરજો: એવી રીતે ભલામણ કરીને ઇશ્વરનું સ્મરણ કરતા કરતા શાંત્તિ પામી સ્વર્ગવાસી થયા છે. પરમાત્મા તેમને પોતાના ધામમાં શાંત્તિથી સ્થીર કરી સ્થાપો.

લી૦ પટેલ. છગનલાલ હરજીવનદાસ—બાવળા.

# કવિ૦ જેસંગભાઇનો સ્વર્ગવાસ.

( દોહરો. )

જેસઁગભાઇ કવિ જઇ, વસ્યા સ્વર્ગ મોઝાર;
અસાર આ સંસારનો, પ્યાર તજી નિરધાર.

( સવૈયા-એકત્રીશા. )

સંવત ઓગણિસેં એકસટના,
શ્રાવણ વદી એકાદશિ દંન,
શનીવારના પ્રભાત પેહેલાં,
બે વાગ્યે તજિ દીધું તંન;
ભુંડા રોગ ભગંદર કેરી,
પિડા ભોગવીને દુખદાઇ;
અસાર આ સંસાર તજીને,
જતા રહ્યા કવિ જેસઁગભાઇ. ॥ ૧ ॥

મરણ થશે આ વર્ષે મારૂં,
ધાર્યું તું કવિયે નિરધાર,
કહ્યું હતું સર્વેને તેતો,
સાચું થઇ પડિયું આ વાર;
બાવનમા વર્ષે અધવચ્ચમાં,
ક્યાંથી આવ્યો કાળ કસાઇ,
અસાર આ સંસાર તજીને,
જતા રહ્યા કવિ જેસઁગભાઇ. ॥ ૨ ॥

લ્હાવ જગતનો સર્વે લઇને,
સ્વર્ગે જઇને કીધો વાસ,
ઉંમર આખી સુખમાં ગાળી,
નથી થવાનું કાંઇ નિરાશ;
પ્રજા તણું સુખ પૂરણ ભાળ્યું,
કરી ગયા વળી શુભ કમાઇ,
અસાર આ સંસાર તજીને,
જતા રહ્યા કવિ જેસઁગભાઇ. ॥ ૩ ॥

ગામ બાવળે જન્મ ધરીને,
કીર્તિવંતાં કીધાં કામ,
દામ રળીને ઠામ કરીને,
કાવ્ય કરીને રાખ્યું નામ;
નાત જાતમાં ઇજત વધારી,
સૌના કરતાં કરી સવાઇ,
અસાર આ સંસાર તજીને,
જતા રહ્યા કવિ જેસઁગભાઇ. ॥ ૪ ॥

બિના બનેલી અગાઉ જેજે,
જેજે વખતે જગમાં જેહ,
કામ પ્રસંગે કોઇ પુછેતો,
તુરત બતાવી દેતા તેહ;
ઉત્તમ એવી યાદ શકિત તો,
જન બીજામાં નથી જણાઇ,
અસાર આ સંસાર તજીને,
જતા રહ્યા કવિ જેસઁગભાઇ. ॥ ૫ ॥

દાઝ ધરી દિલ સ્વદેશિઓની,
સ્વદેશ હિત બોધક માસીક,
પ્રગટ કરી છ વરસ ચલાવ્યું,
આપીને ઉપદેશ અધીક;
પુનર્લગ્નનો પ્રચાર કરવા,
ચરચા તેની ખૂબ ચલાઇ,
અસાર આ સસાંર તજીને,
જતા રહ્યા કવિ જેસઁગભાઇ. ॥ ૬ ॥

કલમ કશીને લેખ લખીને,
કાવ્ય કરીને કીધા ગ્રંથ,
મૃત્ય લોકમાં માન મેળવી,
સ્વર્ગ લોકનો લીધો પંથ;
ધામ ધરા ધન તન દારાની,
છોડી દીધી સર્વ સગાઇ,
અસાર આ સંસાર તજીને,
જતા રહ્યા કવિ જેસઁગભાઇ. ॥ ૭ ॥

એક વાતની હતી અપેક્ષા,
અન્તે કરી ભલામણ એહ,
સુબોધ રત્ન માળા બાકી,
છપાવવાની કીધી તેહ;
છગન કહે પછી રામનામ લઇ,
શાંન્તી પામ્યા છે સુખદાઇ,
અસાર આ સંસાર તજીને,
જતા રહ્યા કવિ જેસઁગભાઇ. ॥ ૮ ॥

( દોહરો. )

આ ઇશ્વર તું એમને, સ્થીર કરીને સ્થાપ;
અરજ કરૂં છું એટલી, તજી શોક સંતાપ.

---

"શોક શમન."

( કુંડળીઓ. )

માંથે સહુને મરણ છે, એમાં નથી નવાઇ;
શોક કરૂં શા કારણે, જતાંજ જેસંગભાઇ.
જતાંજ જેસંગભાઇ, જરૂર મેં શોક સમાવ્યો,
અમર કર્યું છે નામ, કરીને રૂડાં કાવ્યો,
કહે છગન તો આમ, શીખ સાસુની વહુને,
એમાં નથી નવાઇ, મરણ છે માંથે સહુને. ૧
જનહિત કારણ જગતમાં, ગણાય છે શુભ ગ્રંથ;
કરી ગયા છે તે કવિ, પરમારથનો પંથ.
પરમારથનો પંથ, ગુણીજન સરવે જાણે,
ગાતી લે તે જ્ઞાન, અવર અંદેશો આણે;
કહે છગન તો આમ, નથી તે તણું નિવારણ,
ગણાય છે શુભગ્રંથ, જગતમાં જનહિત કારણ. ૨

---

ઉપરની કવિતા, કવિ૦ જેસંગભાઇના દેહકાળ પછી તુરત કરેલી તેને દાખલ કરી છે.

પટેલ છગનલાલ હરજીવનદાસ—બાવળા.



# અનુક્રમણિકા.

—:o❖o:—


| માળા. | છંદનું નામ. | પૃષ્ઠ. |
|---|---|---|
| ૧ લી. | મનહર | ૧ |
| ૨ જી. | મનહર | ૩૧ |
| ૩ જી. | મનહર | ૭૨ |
| ૪ થી. | મનહર | ૧૧૩ |
| ૫ મી. | મનહર | ૧૪૩ |
| ૬ ઠી. | મનહર | ૧૭૩ |
| ૭ મી. | મનહર | ૨૦૩ |
| ૮ મી. | છપ્પા | ૨૩૩ |
| ૯ મી. | કુંડળીઆ | ૨૫૬ |
| ૧૦ મી. | કુંડળીઆ | ૨૬૯ |
| ૧૧ મી. | સવૈયા એકત્રિસા | ૩૦૨ |
| ૧૨ મી | સવૈયા એકત્રિસા | ૩૧૮ |
| ૧૩ મી. | ચંદ્રાવળા | ૩૩૬ |
| ૧૪ મી. | ચંદ્રાવળા | ૩૫૨ |
| ૧૫ મી. | ચંદ્રાવળા | ૩૬૬ |
| ૧૬ મી. | ઇંદ્રવિજય | ૩૮૨ |
| ૧૭ મી. | દુમિલા | ૩૯૮ |
| ૧૮ મી. | વસંતતિલકા | ૪૧૪ |
| ૧૯ મી. | શિખરણી | ૪૩૦ |
| ૨૦ મી. | ગીતી | ૪૪૬ |
| ૨૧ મી. | ગીતી | ૪૫૪ |
| ૨૨ મી. | સોરઠા | ૪૬૨ |
| ૨૩ મી. | ઉપેંદ્રવજ્રા | ૪૭૧ |
| ૨૪ મી. | દોહરા | ૪૭૯ |
| ૨૫ મી. | દોહરા | ૪૮૮ |

૨૬ મી. ગીતી ... ...... ...... ...... ૪૯૬
૨૭ મી. ગીતી ... ...... ...... ...... ૫૦૫
૨૮ મી. મનહર ... ...... ...... ...... ૫૧૪
૨૯ મી. ગીતી ... ...... ...... ...... ૫૪૪
૩૦ મી. સોરઠા ... ...... ...... ...... ૫૫૨
૩૧ મી. કુંડળીઆ... ...... ...... ...... ૫૬૦
૩૨ મી. ઈંદ્રવિજય... ...... ...... ...... ૫૮૨
૩૩ મી. ગીતી ... ...... ...... ...... ૫૯૭
૩૪ મી. મનહર ... ...... ...... ...... ૬૦૫
૩૫ મી. કુંડળીઆ... ...... ...... ...... ૬૩૫
૩૬ મી. ગીતી ... ...... ...... ...... ૬૫૭

પ્રશ્નોત્તર અને પાદપૂર્તિઓ. ...... ...... ૬૬૫
પાદપૂર્તિઓ. ...... ...... ...... ૬૭૨
પ્રશ્નોત્તર ...... ...... ...... ૬૮૯
ગ્રંથ સમાપ્તી ...... ...... ...... ૬૯૮
જાહેર ખબર ...... ...... ...... ૬૯૬



# સુબોધ રત્નમાળા છત્રીશી.

## માળા ૧ લી.

### મનહરછંદ.

કાશીએ જૈ કોડે કરી, ગંગાજીમાં સ્નાન કરી,
વિશ્વનાથ મા'દેવને નજરે નિહાળીએ;
દૂર દેશ દ્વારકામાં, દરિઆ કિનારે જઈ,
રાય રણછોડજીને, ભાવ થકી ભાળીએ;
માળવામાં કાળેશ્વર દક્ષિણમાં રામેશ્વર,
પૂર્વમાં જગનનાથ, નેહ થકી ન્યાળીએ;
એહ ફળ આપે એથી અધિક આપે છે ફળ,
જેશંગ માબાપ ગુરૂ સેવી ધર્મ પાળીએ. ॥ ૧ ॥

સુધારાનું ડાળ ધરી કુધારાની રીત રાખી,
મોટી મોટી સભાઓમાં ભાષણો જે ભાખતા;
બાળલગ્ન વિરૂદ્ધની, ચરચા ચલાવી ખૂબ,
પણ પોતે પોતાતણું, કદી નવ પાળતા;
વિધવા વિવાહ માટે મોટા મોટા લેખ લખે,
પણ પોતે પે'લ કરી દ્રષ્ટાંત ન દાખતા;
કહે જયસંગદાસ, બકે તે ન કરે કદી,
બકવાની ટેવ પડે, બહુ બકી નાંખતા. ॥ ૨ ॥

સંસાર સુધારા માટે મંડળમાં ભેગા મળી,
કાયદા કાનુન બાંધે બીજાને બતાવવા;

ઘરમાં કલેશ થાય, તે તો કદી ન તજાય,
નકટા થઇ બીજાને મડે છે નચાવવા;
પેર અવસર આવે મોટા મોટા વશ કરે,
બીજાને ન કરવાનું કહીજ વહાવવા;
કહે જયસંગ એમ, ભોળાઓને ભરમાવી,
નકટા કરે છે નાચ નાટક ભજાવવા. ॥ ૩ ॥

વડી વડી વાતો કરે વાતોમાં ન ઢંગ કાંઈ,
અજાણ્યાઓ જાણે જે આ, હશે નર મ્હારથી;
ચીપી ચીપી બોલે બહુ ચાલાકીના કરી ચાળા,
વદે વેણ વીંણી વીંણી વડાઇ વિકારથી;
લક્ષણ જુઓ તો બધાં ઢાંક્યાં રાખ્યા જેવાં જેનાં,
પણ ટટ્ટુ ચાલ એનું સદા ભારે ભારથી;
કહે જયસંગ પણ અંતે એ ન પામે બાશ,
હાર ખાઇ હેઠો પડે દુષ્ટ દુરાચારથી. ॥ ૪ ॥

કામનિની કીંમત તો હિંદુઓમાં હલકી છે,
ગુલામ તરીકે ગણી કામ સૌ કરાવતા;
ભણાવે ન ભણતર ગણાવે ન ગણતર,
રાખીને અજ્ઞાન એમ દીલથી ડરાવતા;
કહે એ કરે શું કામ? ચાલે નહિં જેની હામ,
એમ કહી હરદમ એને તો હઠાવતા;
કહે જયસંગ જુઓ એવી એ અધમ રીત,
રાખવાથી કોઇ કાળે હિંદુ નહિં ફાવતા. ॥ ૫ ॥

ભાઇ તો ભણીગણીને ભલા ડાહ્યા થઇ ડોલે,
બાઇ તો બિચારી ખુણે રહી ખીજવાય છે;
ભાઇ તો ભુગોળ ને ખગોળમાં ખેલે છે ખૂબ,
બાઇ તો બિચારી ઘરમાં બહુ ગુંચાય છે;
પુરૂષ તો પાંડવ પેલાંની પણ વાતો વદે,
બાઇ તો પોતાની પેઢી પણ ભુલી જાય છે;
કહે જયસંગ જુઓ, જોડું કે કજોડું આ તે,
મનમાં મને તો બહુ વિસ્મય જણાય છે. ॥ ૬ ॥

ભાળો ભાઈ હિંદુઓની હસવા જેવી આ રીત,
બાર બાર માસ તણાં બાળ પરણાવવાં;
બોલતાં ન આવડે ને. શુદ્ધ કે સમજ નહિ,
એવાં એ ગિગલાંઓને લગ્નથી જોડાવવાં;
સામાસામી વેવાણો એ બાળકને કેડે ઘાલી,
ચોરીમાં ફેરા ફરે છે, જગત જણાવવા;
કહે જયસંગ જેણે ફારસ ન જોયું હોય,
તો તે જોજો ફારસ આ મનને રીઝાવવા. ॥ ૭ ॥

અફીણમાં ગરકૂ છે ને દિવાના બને,
દિવાન કરે છે રાજ, રાજ તો દિવાના છે;
રાજ તણી આમદાની અફીણે ઉડાવી દે છે,
ખજાના કરે છે ખાલી દિવાનો શા દાના છે!
રૈયતમાં રાડ થાય, તોય રાય જાણે નહીં,
જાણે તો એ દિવાનો શું ? દિલ ડરવાના છે?
કહે જયસંગ એવા અંધેર અમલમાંહી,
દિવાનો પોતાના ખુબ, ખીસ્સા ભરવાના છે. ॥ ૮ ॥

કવિ તણી વાણી થકી અનેક કળાઓ મળે,
માટે સુકવિની વાણી સરસ્વતી જાણવી;
ધર્મ અર્થ કામ અને મોક્ષ એ પદાર્થ ચાર,
કવિ તણી પ્રસાદીથી પૂરણ પ્રમાણવી;
ઈશ્વરની ઈશ્વરતા જગમાં જણાય એથી,
અનેક લીલાઓ એની વાણી થકી માણવી;
કહે જયશંગરાય, શબ્દના સમુદ્ર એહ,
કવિવર થકી ભલી ભાષાને પિછાણવી. ॥૯॥

કવિ આત્મજ્ઞાન તણા દાતા દુનિઆંમાં દીસે,
આત્મજ્ઞાન તણા ગ્રંથ ગુથ્યાથી ગણાય છે;
અનેક ઉપાધી થકી. ચિત્તમાં જે ચિંતા થાય,
કવિ ચિંતામણી વાણી ગણ્યે દૂર થાય છે;
કવિનાં કથન સુણી અતિ કલ્પનાઓ ઉઠે,
માટે કવિ કલ્પવૃક્ષ સમાન જણાયછે;

કહે જયશંગદાસ કવિ તણાં સુણી કાવ્ય,
વૈરાગ્ય વૃત્તી કરીને મોક્ષ તો પમાય છે. ॥ ૧૦ ॥

નિરંજન નિરાકાર રૂપ તણું પ્રતિબિંબ,
પાડે પૂર્ણ કવિરાજ ઓળખાણ આપીને;
શ્રુતી તણો મુખ્ય તત્વ વિચાર એ કવિવર,
સમજાવે નિજરૂપ પૂર્ણ રીતે પાપીને;
મોક્ષ ઇચ્છનારને એ મોક્ષપદ આપી શકે,
સમજાવી શુદ્ધજ્ઞાન કબુદ્ધિ સૌ કાપીને;
કહે જયશંગદાસ સિદ્ધ મન સમાધાન,
કરનાર મૂળ કવિ સિદ્ધાંતને સ્થાપીને. ॥ ૧૧ ॥

કવિ ધર્મ સાધન છે શાંતિનો ઉદય એ છે,
નમનતા તણું મૂળ, કવિઓ કથાય છે;
દેવ પ્રેમ જાગ્રત કરે છે રૂડા કવિરાજ,
વાણીનો પ્રસાદ પામી પ્રકાશ પમાય છે;
જ્ઞાની ધ્યાની તપ દાની થવાનું સાધન કવિ,
તર્ક તણી શક્તિ સહુ આવીને સમાય છે;
કહે જયસંગદાસ ધન્ય કવિ અવતાર,
જુંથી ઘણા જ્ઞાન ગ્રંથ કીરતી કમાય છે. ॥ ૧૨ ॥

કવિની કવિતા વીણ થાય ન ઉદ્ધાર કદી,
માટે એહ જગતના આધાર જણાય છે;
અનેક વિદ્યા ને જ્ઞાન જ્ઞાનિઓ ગ્રહણ કરે,
તેહ પણ કવિ તણા ગ્રંથોથી ગણાય છે;
સૃષ્ટિ તણી સુંદરતા લક્ષ્મિ તણી મહતાઇ,
સિદ્ધિઓનો નિશ્ચય સૌ કવિથી કથાય છે;
કહે જયસંગદાસ સભા તણી શોભા અને,
ભાષાઓનું ભૂષણ તો કવિઓ ભણાય છે. ॥ ૧૩ ॥

શાસ્ત્રો તણી સ્તુતી અને રૂષિઓની મહતાઇ,
દેવ રૂપ જણાય છે, કવિઓના ગ્રંથથી;
વ્યાસ વાલ્મિકાદી જેવા ઋષિએ જે રચ્યા ગ્રંથ,
વાંચી એહ ચાલે સહુ વિવેકના પંથથી;

વિદુરનિતિની વાત વાંચી સૌ વિચારે મંન,
સદગુણ અહી દૂર ખસે અનરથથી;
કહે જયસંગદાસ એવા એવા કવિશ્વર,
વેદ તણા અવતાર દૈવી પદારથથી. ॥ ૧૪ ॥

જગતને ચતુર કરે છે કવિ કોડે કરી,
માટે કવિ ચતુરાઇ મૂરતિ મનાય છે;
પર ઉપકાર માટે ઘણા ઘણા લેખ લખે,
ભલાં ભલાં ભાષણો એ મૂખથી ભણાય છે;
જન મન સંસયનું છેદન કરીને એહ,
સત્યવાત સમજાવ્વાં સૌનું સારૂં ચ્હાય છે;
કહે જયસંગદાસ સુખના સમુદ્ર રૂપ,
કવિ તણી વાણી માંહી સરવે સમાય છે. ॥ ૧૫ ॥

મનુષ્યના મનમાં જે નવરસી નદી વહે,
તેહ તણા મૂળનું મથક કવિ જાણવા;
કવિ રસ સરોવર ભરેલું રસિક ખૂબ,
રસિકોને રોજ રોજ મોજ સુખ માણવા;
રસહિણ રોઝ જેવા મનુષ્યોને રસપાન,
કરાવ છે કવિરાજ ઉરે રસ આણવા;
કહે જયસંગદાસ કવિ સૌને તૃપ્ત કરે,
માટે કવિ રસ કેરા સમુદ્ર પિછાણવા. ॥ ૧૬ ॥

વિવેકના કોષ[1] કવિ અનેક વિચાર થકી,
મનુષ્યના આકારમાં જગમાં જણાય છે;
જગતનાં ભાગ્ય ભલાં ઉદય થવાથી અહિં,
કામધેનું કવિઓનો અવતાર થાય છે;
પ્રભુએ પૂરણ પ્રેમ કરી આપી આપણ આ,
સર્વ થકી શ્રેષ્ટ કવિ થાપણ કથાય છે;
કહે જયસંગદાસ સંસાર સમુદ્રમાંહી,
કવિ રૂપ જહાજ થકી જીવથી તરાય છે. ॥ ૧૭ ॥

---

૧ ભંડાર.

નિરંજન નિરાકાર રૂપી દ્રવ્ય મેળવવા,
કવિ તણી હયાતીની હમેશ જરૂર છે;
કવિનાં કથન સુણી યોગ્ય દશા પ્રાપ્ત થવા,
કવિના મેળાપ માટે જ્ઞાનીઓ આતુર છે;
ભક્તિ તણું ફળ મળે મનુષ્યને જેહ થકી,
એહ બધાં સાધનોથી કવિ ભરપૂર છે;
કહે જયસંગદાસ એવા એવા કવિશ્વર,
દૈવી ગુણ નિધિ જાણો જગતનું નૂર છે. ॥ ૧૮ ॥

આકાશથી મોટા એવા અવિનાશી તણા ગુણ,
જેની વાણી વડે ઘણા જગમા ગવાય છે;
મોટી મોટી કથાઓ રચે છે રૂડી કાવ્ય માંહી,
વાંચી વાંચી આનંદના ઊછાળા બો થાય છે;
પ્હોંચે ન જ્યાં કદી રાવ પ્હોંચે છે ત્યાં સદા કવિ,
એવા ઈશ તણી એને બક્ષીસ ગણાય છે;
કહે જ સંગદાસ એવા એવા કવિવર,
તેને મારા પ્રણામ આ પ્રીતથી કરાય છે. ॥ ૧૯

માત તાત વૃદ્ધ વયે પાળવાના સમયમાં,
પુત્ર તણો પ્રેમ પારપૂર્ણ પરખાય છે;
સ્નેહીનો સંબંધ સુખ સમે સમજાય નહિં;
શિર આવે સંકટ તો સ્હેજે સમજાય છે;
પત્નિનું પવિત્ર પતિવ્રત પતિ પરદેશ,
હોય તેવા સમયમાં જરૂર જણાય છે;
કહે જયસંગદાસ પતિ તણી પડતીમાં,
પ્રેમદાનો પ્રેમ અચ્છી રીતે ઓળખાય છે. ॥ ૨૦

સરિતામાં પૂર ચઢે તરત તે છલકાય,
સાગરમાં આવી મળે સદા સાંત થાય છે;
અધંદગ્ધ જ્ઞાનવાળા મૂરખોમાં મ્હાલે બહુ,
પંડિતોની સભા માંહી, મૌન્ય થઈ જાય છે;
અધમ ગુરૂઓ બહુ અજ્ઞાનોમાં દમ રાખે,
સંત તણા સમાજમાં નિસ્તેજ જણાય છે;

કહે જયસંગદાસ સુકાળમાં દાન કરે,
પણ પડે દુકાળ તો કિમત કળાય છે. ॥ ૨૧ ॥

વડી વડી વાત વદે વાતમાં ન સાર કાંઈ,
બકવાની ટેવ પડયે બહુ બકી નાખતા;
કામનો આરંભ કર્યા પેલાં બધી વાત વદે,
પણ કામ કરવામાં ધ્યાન નહિં રાખતા;
દ્રષ્ટિએ ન દીઠી હોય, શ્રવણે ન સુણી હોય,
એવી એવી વાતો તણા ભડાકા એ ભાખતા;
કહે જયસંગદાસ એવા એ અભાગી જન,
દુષ્ટપણું પોતાતણું આપોઆપ દાખતા. ॥ ૨૨ ॥

સંસારમાં સદ્‌ગુણી સજ્જન જે હોય સદા,
તેહ સર્વ સમયને અનુસરી ચાલતા;
સંકટનો સમા આવે દુઃખથી ન ડરી જાય,
ધીરજ ધરીને મન હમેશા એ હાલતા;
આધી વ્યાધિ ઉપાધીનાં આવી પડે અચાનક,
તોય પણ અંતરમાં આનંદથી મ્હાલતા;
કહે જયસંગદાસ ગમે તેમ થાય પણ,
સજ્જન સગુણ તજી અગુણ ન ઝાલતા. ॥ ૨૩ ॥

મોટા મોટા રાણીજાયા રાજરિદ્ધી મળ્યા તોય,
તૃષ્ણા નવ ટાળી શકયા, આખર અજ્ઞાનથી;
એક દેશ મળ્યો તોએ બીજો દેશ લેવા કરે,
ત્રીજા તણી વાત વળી સુણે સદા ધ્યાનથી;
એમ દરરોજ જર જમીન વધાર્યાં જાય,
તોય તે ન તૃપ્ત થાય, ભુલી જઇ ભાનથી;
કહે જયસંગદાસ સાંત વિના સુખ નથી,
શાંતિ સંપજાય સદા અંતરના જ્ઞાનથી. ॥ ૨૪ ॥

અગાઉ સાધુને કહે સંસારનો સ્વાદ તજી,
ભાંતમાં શું ભાળી તમે ભળ્યા ભાઇ ભાવથી;
ખાવું પીવું ખેલવુ ને મલકની ખુશીઓની,
ખત તજી તમે કેમ રહો છો અભાવથી;

જગતમાં જનમીને જેણે મોજ માણી નહીં,
તેનો જન્મ મિથ્યા જાણો લીધા વિના લ્હાવથી;
કહે જયસંગ એવાં અસાધુનાં વેણ સુણી,
સાધુ કહે સદા તમે બુડશો એ નાવથી. ॥ ૨૫ ॥

નાગણનો ડંશ થાય અને જો ઈલમ મળે,
તો તો તેહ ઝેર પણ, ઝટ દૂર થાય છે;
સોમલ અફીણ આદી ખાધા થકી ઝેર ચડે,
તેહ ઝેર દવા થકી તરત તજાય છે;
મરકીના જંતુ અને કોલેરાની કૂડી હવા,
ઝેર ભર્યાં હોય પણ ઐાષધે હણાય છે;
કહે જયસંગ પણ વિષ ભરી વનિતાનું,
વિષ ચઢયું હોય તો તે જીવ લેઇ જાય છે. ॥ ૨૬ ॥

સોમલનું ઝેરી પણું જીવ લેઇ જાય પણ,
સોમલને સોધ્યા થકી ઝેર ટળી જાય છે;
કાચો પારો ખાધા થકી ફુટી નીકળે છે અંગ,
પણ એહ અનુપાને સદા શુદ્ધ થાય છે;
અંગમાં અનેક વ્યાધી અચાનક ઊભરાય,
ઐાષધ ઉપાય થકી સ્હેજ એ સમાય છે;
કહે જયસંગ પણ મનુષ્યના હ્રદયનું,
ઝેર નિશદિન બહુ વધતું જણાય છે. ॥ ૨૭ ॥

લાલચ કે ભય થકી દિવાન રાજાની કને,
હાજી હાજી કહ્યા કરે રાજરિપુ જાણવા;
વૈદ થઇ રોગીઓની રૂચી પરમાણે રહે,
તો તે વૈદ રોગીઓના રિપુ પરમાણવા;
ગુરૂ થઇ શિષ્યો કને મીઠી મીઠી વાતો વદે,
તો તે ગુરૂ શિષ્યો તણા, શત્રુ તો પીછાણવા;
કહે જયસંગદાસ અવનીમાં એવી રીતે,
અંજાઇ ફરજ ભુલે તેને ન વખાણવા. ॥ ૨૮ ॥

મૂરખ પોતાને મોટો મન થકી માની લે છે,
અન્યને તો તૃણલાની તુલ્ય તેહ ગણે છે;

બેસે પાંચ સાત તણી ઝુંડીમાં જો ભેગો ભળી,
તો તે ત્યાં પોતાની પૂર્ણ બડાઇ એ ભણે છે;
હોય છૂપી વાત તણાં છીદ્ર તે ઉઘાડાં કરી,
અંતે અંતે ખલકમાં, છચોક એ છણે છે;
કહે જયસંગદાસ જગતમાં જોઇ જુઓ,
મૂરખ પોતાને હાથે પોતાનેજ હણે છે. ॥ ૨૯ ॥

કરણ દયાળુ દિલે દાન દેતો હતો નિત્ય,
પણ દુષ્ટ દુર્યોધન સંગતે નિંદાય છે;
દૂધ ઘણું ગુણવાળું વિખમાં જો જઇ મળે,
તો તે દૂધ ઉલટું વિકારી તો ગણાય છે;
પવિત્ર ગંગાનું પાણી મદ્યમાં જો જઇ પડે,
તો તે પછી મદ્યસમ ભ્રષ્ટ તો ભણાય છે;
કહે જયસંગદાસ એવી રીતે અવનીમાં,
સંગત કુસંગતથી સારા પલટાય છે. ॥ ૩૦ ॥

યુદ્ધમાં લઢી લઢીને યોદ્ધાઓ ઘવાય ઘણા,
મટે દર્દ દવા થકી ઘવાએલા ઘાવનું;
વપુમાં જો વ્યાધી થઈ ત્રફડતો આવે તાવ,
તો તે મટાડવા માટે ઔષધ છે તાવનું;
વ્યવહારની બાજી માંડી તેમાં હારી ગયા દાવ,
તો તે સુધારવાનું કારણ જડે દાવનું;
કહે જયસંગ એમ, સર્વનાં ઔષધ મળે,
પણ એક ઔષધ ન મળતું સ્વભાવનું. ॥ ૩૧ ॥

દુર્જન જો હોય તેને પાળીપોષી રાખ્યા છતાં,
લાગ મળ્યે તર્ત પાછો જુદો પડે છે લડી;
શત્રુને શરણ કરી રાખતાં સુધી તે રહે,
પણ પછી છૂટા થતાં આવે છે સામો ચઢી;
મરદને વશ કરી માનુનિઓ માણે મોજ,
પણ વાંક પડે વામા પતિથી છૂટે રડી;
કહે જયસંગદાસ જાતીગુણ જાય નહિં,
વાંકી નવ મટે કદી શ્વાન તણી પુંછડી. ॥ ૩૨ ॥

કાયરની આગળ કથીએ કદી ભારત તો,
આવશે ન વીરરસ એના વિચારમાં;
કંજુસને વખાણી વખાણી કલ્પતુલ્ય કરો,
તોય પણ દોકડો ન દેશે સોની લ્હારમાં;
વ્યભિચારી વામાને સતિના ચિત્ર સમજાવો,
તોય તેનું મન પાછું વળે વ્યભિચારમાં;
કહે જયસંગદાસ કહી કહી થાકો પણ,
માવંગાને માનો નહિ લાગે કોઈ વારમાં. ॥ ૩૩ ॥
હકદાર તણા હક છીનવીને લેતાં છતાં,
આંતરડી કકળે તો, સત્યાનાશ થાય સહી;
પતિવ્રતા પતિત તણું પતિવ્રત ભંગ કરે,
એવા પાપી શાપ પામી સુખથી ન રે' અહીં;
કપટી કપટ કરી ભોળાઓને ભરમાવે,
ફાંદામાં ફસાવે ત્યારે આંસુ પાડી રે' અહીં;
કહે જયસંગદાસ સત્યપણે શોધી જુઓ,
સતિ તણો શાપ ફળે મિથ્યા કદી જાય નહિં. ॥ ૩૪ ॥

જુઠું બોલનારનામાં આવે અવગુણ અતિ,
કોઈનો વિશ્વાસ કદી અંતર ન આવતો;
ખરાબ વિચાર તણું સ્થાનક એનામાં ઠરે,
સમૃદ્ધિનો નાશ સદા આપોઆપ લાવતો;
વિપત્તિનું કારણ અસત્યતામાં આવી વસ્યું,
અવરને ઠગવામાં પણ એથી ફાવતો;
કહે જયસંગ અતિ અપરાધ એથી થાય,
માટે જન જુઠમાં ન મન લલચાવતો. ॥ ૩૫ ॥

દુર્જનનો સંગ કરે મુખમાં મદિરા ધરે,
પતિના વિયોગ વડે એકલી વસે ઘરે;
રખડે જો રોજ રોજ એકલી અવાસ બીજે,
કામ વિના કામનિ એ વ્યગ્ર ચિત્તથી ફરે;
સમય વિના જે વદે સુવા તણી ટેવ પાડે,
પરના અવાસ ભેગો વાસવળી જે કરે;

૨૦૩૫૮



કહે જયસંગ એથી દારાઓ દૂષક રૂપ,
થાય છે જગતમાંહિ એહ વિધિ આચરે. ॥ ૩૬ ॥

મૃદંગને ખાવાનો જો લોટ મળે તો તે બોલે,
ખાવાનું ન મળે તો તે મૌન્ય થઇ જાય છે;
હુક્કામાં જો પાણી ભરે તો તે ગડગડ બોલે,
પાણી વિના બોલતો ને તર્ત બંધ થાય છે;
દિવામાં દિવેલ પુરે તો તે જ્યોત ઝળહળે;
દિવેલ વિનાની જ્યોત ઝટ બુઝી જાય છે,
કહે જયસંગ એમ, સ્વારથી આ સ્નેહિઓને,
ખાવાનું મળે ત્યાં સુધી ગુણ ઘણા ગાય છે. ॥ ૩૭ ॥

સોનું અને પિતળ બે રંગમાં સમાન દિસે,
પણ ચઢે કસોટી ત્યાં કિંમત કળાય છે:
ખરાં ખોટાં મુક્તાફળ સુંદર સોહાય પણ,
પારેખની પાસે ગયે પાણી પરખાય છે;
નોટ તણો પેપર છે અવર પેપર જેવો,
રૂપાય છે પણ દરબાર વટાવાય છે;
કહે જયસંગ એમ સુપાત્ર કુપાત્ર સહુ,
સરવેની કિંમત તો ગુણથી ગણાય છે. ॥ ૩૮ ॥

પાપી માત પિતા પેટ ભરવા પોતાનાં માટે,
કન્યાનો વિક્રય કરી કાળા હાથ કરે છે;
પાંચશેં હજાર બે હજાર નાણાં લેવા માટે,
કન્યાનું લીલામ કરવાને બા'ર ફરે છે;
હોય પછી ઘરડો રોગીષ્ટ તેનો બાધ નહિં,
આપે દામ અધિક તે કન્યા આવી વરે છે;
કહે જયસંગદાસ કન્યાનું ન ભલુ કરે છે,
ભલુ એક પોતાનું એ પાપી ઉરે ધરે છે. ॥ ૩૯ ॥

બાર તેર વરસની બાળકીને બુઢ્ઢા સાથે,
પરણાવી જાણી જોઇ કાળોમલ પુરે છે;
ઊંટ કોટે બકરીને બાંધ્યા જેવું કરે એહ,
બાળકી બિચારી બહુ જોઇ જોઇ ઝૂરે છે;

નાની વયે કુટુંબમાં કાકી મા થઇને ફરે,
કજીઆના મૂળે કદી કૂવો જઇ પૂરે છે;
કહે જયસંગદાસ અધરમી માત તાત,
આખર આ પાપ થકી ઝુરી ઝુરી મરે છે. ॥ ૪૦ ॥

દિકરીના દામ લેઈ જમાઇને લુંટી લેતા,
ખાલી મધપુડા જેવું ખોખું તો બનાવતા;
દિકરી મરે કે જઈ જમાઇ કુવામાં પડે,
તેની તો ફિકર કદી એહ નહિં રાખતા;
દિકરીને દુઃખ પડે તોય કદી દિલમાંહી,
દયા તો લગાર એ કસાઈ ન બતાવતા;
કહે જયસંગદાસ એવા એ હરામીઓ તો,
આખર પોતાનાં કૃત્ય તણું ફળ ચાખતા. ॥ ૪૧ ॥

દામ દિકરીના જેણે લીધા હોય તેને તમે,
શોધી શોધી જુઓ કોઇ સુખીયો જણાય છે;
રાજ અગની કે ચોર દૈવ તણા કોપ થકી,
લીધેલા એ દામ બધા જરૂર લુંટાય છે;
આખર એ ઠામ ઠામ ભટકે છે ભીખારીઓ,
તોય પેટ ભરાય ન દુઃખી તો દેખાય છે;
કહે જયસંગદાસ દિકરીના દામ એ તો,
કાચા પારા જેવા જાણો ખાધે ખોટું થાય છે. ॥૪૨॥

લોભીયાને ધન વડે રાજી રાજી રાખી ખૂબ,
માગણની માફક ઓશિંગણ બનાવીએ;
અક્કડ કે ફક્કડને રીઝવીએ માન દેઇ,
હાથ જોડી જોડી નમી નમીને બોલાવીએ;
મૂરખને તેની મરજી પ્રમાણે ચાલવાથી,
પંડિતને યોગ્ય રીતે આદરથી ભાવીએ;
કહે જયસંગ એવી રીતે લોભી અક્કડને,
મૂરખ પંડિત વશ કરવામાં ફાવીએ. ॥ ૪૩ ॥

અંધાં લુલાં અપંગ કે બ્હેરાં રંક તણી હાસ્ય,
કરીને ન કોઇ દિન મન થકી હશીયે;

રાજ દેશ કુળ જ્ઞાતિ સદ્ધર્મને દોષ દેઇ,
લૌકિક વ્યવહાર તજી વેગળા ન વશીયે;
તેમ કોઇ સાથે રસી રમત લડીએ નહિં,
મિથ્યા બકવાદ કરી ભુંડું નવ ભશીયે;
કહે જયસંગદાસ અન્યને અપ્રિય લાગે,
એવી વાણિ વદવાથી સદા દૂર ખશીએ. ॥ ૪૪ ॥

શૂરવીર સરદાર શૂરવીર[1] તણું શૂર,
કળે પણ કળાય ન કાયર અશૂરથી;[2]
સિંહ તણા બળને તો હસ્તિ હરદમ જાણે,
પણ નવ જાણે કદી ઊંદર તો ઉરથી;
વસંત રૂતુનો ગુણ કોયલ તો કળિ શકે,
પણ ન કળાય કદી કાગડા ચતુરથી;
કહે જયસંગ એમ ગુણવાન તણા ગુણ,
ગુણવંત જાણી શકે ગુણ તણા નૂરથી. ॥ ૪૫ ॥

કુળના બચાવ માટે કુળમાં અંગારો એક,
હોય તેને તજી દેવો માયા ન લગાડવી;
ગામના બચાવ માટે કુળ તજવાની કદી,
જરૂર પડે તો તજી પિડા સો મટાડવી;
દેશના બચાવ માટે ગામ તજવાનું કાંઇ,
કારણ મળે તો તજી હિંમત દેખાડવી;
કહે જયસંગ પણ પોતાના બચાવ માટે,
જરૂર પડે તો આખી અવનીને છાંડવી. ॥ ૪૬ ॥

ધન ખોયું હોય એક વાર તો તે ફરી મળે,
મિત્ર ખોયો હોય તો તે બીજો હાથ લાગશે;
શાણિ સદ્દગુણી ભલી ભાર્યા જો ગુમાવી હોય,
તોય તેવી બીજી ભાર્યા મળે ભીડ ભાગશે;
જમીન કે દેશ એક વાર ખોઇ બેઠા હોય,
તોય શ્રમ કર્યે ફરી પગલાં ત્યાં વાગશે;

૧ બહાદુર પુરૂષ. ૨ બળ વગરનો.

કહે જયસંગ પણ શરિર ગયું તે ફરી,
ક્રોડ ઉપાયો કર્યેથી મુવું નહિં જાગશે. ॥ ૪૭ ॥

મનુષ્યમાં વિદ્યા થકી વિનય વધેછે ઘણો,
વિનયથી વ્યવહારમાં લાયક થવાય છે;
વ્યવહારની લાયકીથી વિશ્વાસને યોગ્ય થાય,
વિશ્વાસના યોગ્ય થકી દ્રવ્ય મેળવાય છે;
દ્રવ્યના મેળવવાથી પર ઉપકાર બને,
પર ઉપકાર થકી મન સંતોષાય છે;
કહે જયસંગદાસ એમ એક વિદ્યા થકી,
મનુષ્યને ઘણો ઘણો લાભ તો જણાય છે. ॥ ૪૮ ॥

ક્ષીણ ફળવાળાં સર્વ વૃક્ષને વિહંગ તજે,
સારસ સરોવરો સુકાયે દૂર થાય છે;
પુષ્પ કરમાઈ ગયે ભ્રમરો સૌ ઉડી જાય,
મૃગ બળી ગયું વન દેખી ખશી જાય છે;
દ્રવ્યહીણ પુરૂષને ગુણકા તજે છે તર્ત,
રાજા ભ્રષ્ટ થયે મંત્રી જુદો તો જણાય છે:
કહે જયસંગ એમ સ્વાર્થ વિના સ્નેહ નહિં,
સ્વાર્થ થકી સ્નેહ સર્વ સૃષ્ટિમાં દેખાય છે. ॥ ૪૯ ॥

બાગમાં જો એક પુષ્પ વૃક્ષ હોય સુગંધીનું,
બાગ આખો સુગંધીથી ભર્યો સમજાવે છે;
કુટુંબમાં એક ભલો ભણ્યો ગણ્યો ડાહ્યો હોય,
કુટુંબ આખાને અવનિમાં ઓળખાવે છે;
સૈન્યમાં જો એક શૂરવીર સરદાર હોય,
શત્રુને હરાવી માન સૈન્યને અપાવેછે;
કહે જયસંગ એમ, દેશમાં જો એક હોય,
વિર હીરો તો તે બધા દેશને દીપાવે છે. ॥ ૫૦ ॥

અક્કડનો યશ અને વિષમ વૃતિની મૈત્રી,
સ્વારથીનો ધર્મ સદા નાશ થતો જાય છે;
વ્યસનીનું વિદ્યા ફળ અજીતેંદ્રિયનું કૂળ,
લોભીયાનું સુખ નિશદિન ક્ષીણ થાય છે;

ગાફલ પ્રધાન વાળા રાજા તણું રાજ વળી,
ડામાડોળ થઇ નિત્ય નબળું દેખાય છે;
કહે જયસંગદાસ એઓનાં એ યત્ન સહુ,
નિજ અવગુણ થકી નષ્ટ તો જણાય છે. ॥ ૫૧ ॥

જળમાં કમળ જોઇ ભટકતો ભ્રમર તે,
સુવાસ લેવાને વાસ કમળમાં કરે છે;
પણ જુઓ જળમાંનો વસનારો મેડક તો,
કમળ તજીને નિત્ય કાદવમાં ફરે છે;
વળી જુઓ કસ્તુરી જે મૃગ તણા ઊરમાં છે,
મૃગ તેને જાણે નહિં જાણનાર હરેછે;
કહે જયસંગ એમ ગુણ જાણનાર તણી,
પ્રિતી ગુણવાન માંહી આપો આપ ઠરે છે. ॥ ૫૨ ॥

સજ્જનનો સ્નેહ સોના પાત્ર જેવો સમજજો,
આંચ અગ્નિ તણી દેઇ તાવ્યાથી છેદાય નહિં;
શેલડીનો રસ દિન પ્રત્યે બહુ ગળ્યો થાય,
એવી રીતે સજ્જનની મૈત્રી વધતી સહી;
બપોર પછીનો ઓળો[1] ધીમે ધીમે વધે જેમ,
એવી રીતે સજ્જનની મૈત્રી વધતી અહીં;
કહે જયસંગદાસ સજ્જન શ્રીફળ સમ,
ઉપરથી કઠોરને કોમળ હૃદયમાંહિ. ॥ ૫૩ ॥

સેવક જો મૌન્ય રહે તો તો કહે મુંગો છે તે,
ચતુરપણાથી બોલે ચાવળો ગણાય છે;
ધીરજ ધરીને રહે તો તે કહે બીકણ છે,
ધીરજ વિનાનો નીચ કૂળમાં લેખાય છે;
નિશદિન પાસે વસે નિર્લજનું પદ પામે,
દૂર રહે તો તે શરમાળ સમજાય છે;
કહે જયસંગ એમ પરતંત્ર પણે રહે,
સેવકના ધર્મ બધા કઠણ કથાય છે. ॥ ૫૪ ॥

---

૧ પરછાયો.

પુષ્પ તણા સંગે કરી સુક્ષમ જે જંતુ તેહ,
સજ્જનના શિરપર સદૈવ સોહાય છે;
પત્થરની પ્રતિમાની મોટાએ પ્રતિષ્ઠા કરી,
તેથી તેહ દેવ બની દેવળે પૂજાય છે;
કાચ પણ કંચનમાં જડીત થયેથી જોતાં,
મર્કત મણિની કાંતિ સરખો શોભાય છે;
કહે જયસંગ એમ સજ્જનની સંગતથી,
મૂરખ જગતમાંહિ પ્રવીણ જણાય છે. ॥ ૫૫ ॥

વૈદક વિદ્યાનું જ્ઞાન જેઓમાં જરાએ નથી,
તેઓમાં જુલાબી વૈદ બહુ વખણાય છે.
ભૂગોળ ખગોળ તણું જેને નથી ભાન કાંઈ,
તેને કહે ગ્રહણ તે જોશીમાં ગણાય છે;
કવિતાની કદર જે જાણતા નથી જરાએ,
તેઓમાં તો ભાટ શદ કવિમાં ભણાય છે;
કહે જયસંગ એમ જોઈ જુઓ જગતમાં,
અંધાના ટોળામાં કાણો રાજીયો ગણાય છે. ॥ ૫૬ ॥

અભિમાની અભિમાને અંધ થઇ અહોનિશ,
ખલકમાં ખૂબ ખીલી ખંતથી એ ફરેછે;
ધર્મ તણું ધ્યાન તજી અધર્મનો સ્વાંગ સજી,
ક્રૂર કર્મ કાળાં કરી કલંકિત ઠરેછે;
પેચ પરપંચ કરી દૈવથી ન દિલડરી,
પાપતણાં પુંજ કરી પાપે પોઠ ભરે છે;
કહે જયસંગદાસ જગતમાં જનમીને,
અંતે એવા અભિમાની માઠા મોતે મરેછે. ॥ ૫૭ ॥

મન જાણે મારે મરવાનું કદી ટાણું નથી,
એમ સમજીને ઊર માયામાં એ મ્હાલે છે;
માયા તો ઠગારી મોટી ખલકે ખીલીછે ખોટી,
ખામીઓ એમાં છે કોટી આખર એ ખુલેછે;
તેની સાથે પ્રિત કરી મન તું તો મચી રહયું,
પણ કાળ તણી ફાળ તારા શીર ઝુલેછે;

કહે જયસંગદાસ એક દિન આવે એવો,
કાળનું ચવાણું થઇ ડાપણમાં ડુલે છે. ॥ ૫૮ ॥

મ્હારૂ મ્હારૂ કરી કૈક મરી ગયા મહિપતી,
પણ તેઓ સાથે એક દોકડો ગયો નહિં;
જમીન જોરૂને જર પુત્રી પુત્રા દિક સર્વ,
મ્હારાં કરી માનતાતે રહયાં એકલાં અહીં;
જગતમાં જનમીને જીંદગીમાં કર્મ કર્યાં,
જવાબ દેવાને તેનો શિક્ષાવ્યા છે તે સહી;
કહે જયસંગદાસ માટે મન વિચારીને,
દેવથકી ડરી ડરી ચાલો નિતિને ગ્રહી. ॥ ૫૯ ॥

જોઇ જુઓ જગતને સરસા રહયે ન સુખ,
અંતરમાં ઊપાધીના ઊછાળાઓ આવતા;
એક જાય બીજો આવે ત્રીજાનો સંદેશો લાવે,
ચોથા તણી વાટ જોઇ વખત ગુમાવતા;
એમ બધા ભેગા ભળી ગપાટાઓ મારી ખૂબ,
વખત ગુમાવે બધો, પણ નવ થાકતા;
કહે જયશંગદાસ એથી તો એકાંત ભલી,
શાંતિમાં રહીને ખૂબ, આનંદ ઊડાવતા. ॥ ૬૦ ॥

જેણે હરદમ હરી ભજવાની ટેવ રાખી,
તેના જેવો ભાગ્યશાળી બીજો નહિં ભાળવો;
જન્મીને આ જગતમાં કરવાનું કામ તેણે,
કરી લીધું કોડ કરી જન્મ મર્ણ ટાળવા;
માયા તણી મોહનીમાં ફોકટ ફસાયો નહિં,
ઈંદ્રીઓને જીતી એણે શત્રુસૌ પ્રજાળવા;
કહે જયસંગદાસ ધન્ય એના આકીનને,
અનેક ઉપાધિમાંહી હરિને સંભાળવા. ॥ ૬૧ ॥

કૌરવને પાંડવ બે પક્ષ સામા સામી લઢયા,
અઢાર અક્ષોણી દળ અટવાયું એ સમે
યાદવોએ માંહોમાંહી મદ્યપાન કીધા થકી,
કાપા કાપી કરી સહુ સુબાછે અગ્નરમે;

તેમવળી ૧મરેઠાને ૨દુરાનીઓ મદથકી
સામાસામી લડી ઘાણ વાળ્યો પાણિપતમેં
કહે જયસંગદાસ જગતમાં જુલમનું,
જોર ઝાઝું જણાય તો દૈવ આ રીતે દમે. ॥ ૬૨ ॥

કાંતો મરકીનો રોગ ફાટી નિકળે છે ખૂબ,
ઘેર ઘેર મરણની મોંકાણો મંડાય છે;
કાંતો સુર્જ કાળ પડે અન્ન જળ તૃણ વિના,
માણસને ઢોર તણો ઘાણ વળી જાય છે;
કાંતો જળ વરસ્યાથી જગતમાં રેલ ચઢી,
દુનિઆં બિચારી બહુ દુઃખથી હણાય છે;
કહે જયસંગદાસ ભૂમિ પાપે ભારે થાય,
ત્યારે ભાર ઉતારવા દૈવી કોપ થાય છે. ॥ ૬૩ ॥

અચાનક નોકરને મોકલવો પડે ત્યારે,
નોકરની વફાદારી પુરી પરખાય છે;
સંકટ સમય જ્યારે આવી પડે ત્યારે વળી,
બાંધવની પ્રિતિ તણી રીતી સમજાય છે;
ઓચિંતી આફત આવી પડે શીરપર જ્યારે,
ત્યારે ખરા મિત્ર તણી કસોટી કઢાય છે;
કહે જયસંગદાસ વૈભવ વિનાશ થયે,
પ્રેમદાની પરિક્ષા તો પૂરણ કરાય છે. ॥ ૬૪ ॥

સંસારમાં રહીને સંસાર સારી રીતે ચાલે,
તો તો સદા જીવ્યાનું સાર્થક સમજાય છે;
પણ કદી કુટુંબ કે કૂળમાં કલેશ થાય,
તો તો અતિ ઉપાધીથી મન અમુઝાય છે;
કલેશ થકી કાયર કાયર થઇ કાયા કંપે,
એવી જીંદગીથી મર્ણ સરસ મનાય છે;
કહે જયસંગદાસ જગતમાં પખાં બધાં,
સારાં હોય તો તો ઝાઝું જીવ્યે સુખ થાય છે. ॥૬૫॥

૧ સદાશિવ ભાઉ. ૨ અહમદ દુરાની. ઇ. સ. ૧૭૬૧ની ૬ઠ્ઠી જાનેવારી.

ઇશ્વરની આગળ હું હાથ જોડીને કહું છું,
અધમનો સંગ મને સ્વપ્ને ન કરાવશો;
અધમનું નામ સુણી થરથર ધ્રુજી છું હું,
કૃત્ય એનાં કુડાં દેખાડીને ન ડરાવશો;
ભય મને ભયંકર લાગે છે ભાળીને એને,
નજરે પડાવી ચિત્ત નહિં ચમકાવશો;
કહે જયસંગદાસ પૂર્વનાં જો પાપ હોય,
તોએ મને માફ કરી સંગ અટકાવશો. ॥ ૬૬ ॥

પરછાયો પાપી તણો પડે જેના પિંડપર,
તેનો પિંડ પાપ થકી પતિત ગણાય છે;
દયા તણો દિલમાં તો જેને નથી છાંટો લેશ,
એવા અધમને અડયે દેહ અભડાય છે;
જેનું મન રાત દિન કુતર્કમાં ધુમ્યાં કરે,
એવા નીચ ચંડાળને દેખી દુ:ખ થાય છે;
કહે જયસંગદાસ માટે એવા અધર્મીથી,
દૂર વસવામાં સદા સુખ સમજાય છે. ॥ ૬૭ ॥

કર્મતણા યોગ થકી સુખ દુ:ખ સાંપડે તો,
સુખ દુ:ખ દેખી ખુશી નાખુશી ના આણિએ;
સુખ મળે તોએ ભલે ભોગવવાં ભલી રીતે,
નિતિની રીતિ ધરીને પ્રભુને પિછાણીએ;
પણ કદી દુ:ખ પડે તોએ નવ ડરી જવું,
ધીરજ ધરીને મન દુ:ખ સહી જાણીએ:
કહે જયસંગદાસ સુખ દુ:ખમાં સમાન,
રહીને સુકૃત્ય કરે તેને તો વખાણિએ. ॥ ૬૮ ॥

કાગડાના ટોળામાંહી હંસઆવી ઉભોરહે,
તો તે હંસ જુદા પડી જરૂર ન શોભશે;
શિયાળના સંબંધમાં સિંહ કદી આવી પડે,
તોતે ટોળું સિંહનેતો કદી ન દીપાવશે;
તેમ વળી ગધેડાના ટોળામાં અરબી ઘોડા,
અચાનક આવી ચડે મન ન વિરામશે;

કહે જયસંગ એમ મુરખના ટોળા માંહી
પંડિત આવ્યાથી કદી પંડિત ન શોભશે. ॥ ૬૯ ॥

કુલીનને અકુલીન ધનીને નિર્ધની જન,
દાતાર ને કૃપણ સૌ નિંદે ઝાઝા ઝેરથી;
સજજન ને દુર્જન સૌ રૂપાળા ને કરૂપાઓ,
ધર્મી ને પાપીઓ સૌ કનડે છે કેરથી;
તેમ સદ્‌ભાગીઓ ને દુર્ભાગીઓ દુભાવતાં,
રાખે ન કચાશ કાંઇ વખોડતા વેરથી;
કહે જયસંગ એમ ચતુરને નિંદે મૂર્ખ,
સ્વભાવિક વેરથી એ નડે બહુ પેરથી. ॥ ૭૦ ॥

વગર ધંધાથી જેઓ નિરૂદ્યમી થઈ નર,
જીંદગી પોતાની ગરીબાઈમાં સમેટશે;
છતે ધંધે આળસથી બેશી રહે આળસુ જે,
હાથે કરી દરિદ્રતા તણું દુઃખ વેઠશે;
કેવળ જે દૈવને માનીને બેશી રહે રોજ,
બની પરાક્રમ હીણ કંપીને જે ઉઠશે;
કહે જયસંગ વૃદ્ધ પતિને પ્રેમદા કદી,
ભેટે નહિં તેમ લક્ષ્મી સુસ્તને ન ભેટશે. ॥ ૭૧ ॥

પ્હેલી વિશીમાં તો જેણે વિદ્યા ન ગ્રહણ કરી,
બાળકપણામાં બધી વિશી તો ગુમાવી છે;
વળી બીજી વિશી માંહી કમાયો ન ધન કાંઇ,
ફક્કડ થઇને નીંચી ડોક ન નમાવી છે;
તેમ વળી ત્રીજી વિશી પણ ધન વિના કાઢી,
લાલચને લોભ તણી બાજી તો જમાવી છે;
કહે જયસંગ એમ વિશી ત્રણ વૃથા કાઢી,
તેની ચોથી વિશી પણ અલેખે જવાની છે. ॥ ૭૨ ॥

ચાલતી કીડીઓ જળ સમુદ્રનું તરવાને,
ભલી ભાગ્યશાળી બને પોતાના ઉદ્યોગથી;
પણ બહુ બળવાન, ગરૂડ જો બેશી રહે,
તરે ન સમુદ્ર કદી આળસના યોગથી;

તેમ નિરધન પણ ઉદ્યોગમાં લાગ્યો રહે,
તો તે ધનવાન થાય ઉદ્યોગના યોગથી;
કહે જયસંગ પણ ધનપતિ આળસમાં,
બેશી રહે રંક બને આળસના રોગથી. ॥ ૭૩ ॥

ધનહિણ પુત્રની તો માતા નિત્ય નિંદા કરે,
પિતા પણ પ્રેમ કરી રીઝવે ન રીતથી;
બંધુ તો બોલાવે નહિં ચાકર કરે છે ક્રોધ,
મિત્ર માન આપે નહિં દામની દેશતથી;
પુત્ર અનુંસરી એને અદબથી ચાલે નહિં,
પ્રેમદા પ્રસન્ન એને કરે નહિં પ્રિતથી;
કહે જયસંગ એમ ધનવશ જગત છે,
માટે ધન મેળવવા ચહો નિત્ય ચિત્તથી. ॥ ૭૪ ॥

નિરંતર મુસાફરી કરવામાં કષ્ટ ઘણું,
એથી ઘણું કષ્ટ બીજું શાથી સમજાય છે?
પારકે અવાસ વાસ કરીને જે રહે રોજ
તેને ઘરધણી તણી પિડા ઘણી થાયછે;
એથી એ અધિક કષ્ટ પરસેવા માંહિ માનો,
પરવશ રહયા થકી ઉર અકળાય છે;
કહે જયસંગ પણ સર્વથી અધિક કષ્ટ,
ધન હિણતામાં આવી સર્વદા સમાયછે. ॥ ૭૫ ॥

અરણ્યમાં તૃણ ખાઇ હરણ રહે છે સદા,
તોય તેહ પારધીના હાથેથી હણાય છે;
જળ સાથે જીવ જોડી મીન જળ માંહી વસે,
તોય તેહ ઢીંમરની[1] જાળે સપડાય છે;
સંતોષ રાખીને સદા સજ્જનજ રહે આંહી
તોય તેના દુર્જનો સૌ વેરી વરતાય છે;
કહે જયસંગ એમ કારણ વિનાના વેરી,
જગતમાં જોતાં ઘણા નજરે જણાય છે. ॥ ૭૬ ॥

---

૧ મચ્છી માર.

નિર્દયતા રાખી ઉર રંકને રીબાવે ઘણા,
જેની તેની સાથે સ્હેજ રજીઓ ઊઠાવતા;
પરધન અને પરનારી તણી ઇચ્છા કરી,
મેળવવા માટે ખૂબ પ્રપંચ લગાવતા;
સજજનને બંધુજન તણી અદેખાઇ કરી,
જુદું જુદુ સમજાવી બીજાથી લડાવતા;
કહે જયસંગ એવી ટેવ દુર્જનોની સદા,
સ્વભાવિક પડી છે તે પ્રતક્ષ જણાવતા. ॥ ૭૭ ॥

શરમાળ હોય તેને કહે કે તે જડજેવો,
વ્રતવાળાને કહે કે દંભ રાખી ફરેછે;
પવિત્ર પુરૂષને તો કપટી કહીને કથે,
શૂરવીર સજજનને નિર્દય ઉચરેછે;
મુનીને કે મતિહીણ પ્રિય બોલે તેને રંક,
તેજસ્વીને ગર્વી ગણી સૌને આળ ધરેછે;
કહે જયસંગદાસ સ્થિરને અશકત ગણે,
એવી રીતે દુર્જનો દોષિત સૌને કરે છે. ॥ ૭૮ ॥

હિંમત હૈયામાં હોય તો તે નર હારે નહી
મન ધાર્યું કામ કરવાને સમરથ છે;
એક ભીમે કૈવાકચ્ચ સોનો ડાટ વાળી દીધો,
મરદની આગળ બીજાનો શ્રમ વ્યર્થ છે;
રામે વનવાસ વસી રાવણને રોળી નાંખ્યો,
જેને ઘેર જુલમનો અધિક અનર્થ છે;
કહે જયસંગ એમ હિંમત જો હોય ઉર
તો તો પછી બીજાની મદદનો શો અર્થ છે. ॥ ૭૯ ॥

માયા તણા મોહ થકી મદી કૂડાં કર્મ કરી,
દામ મેળવવા માટે મચે તન મનથી;
વૈભવ ભોગવવાની અપેક્ષા અધિક કરી,
જુલમ કરીને જુદા પડે ઝટ જંનથી;
ધર્મતણી નિતિનેતો ઢાંકી દેઈ ધૂળમાંહી,
ખુવાર બને છે બહુ ખલકમાં ધનથી;

કહે જયસંગદાસ એવી રીતે જગતમાં,
પિડાયછે મનુષ્યો સૌ મોહના વિષનથી. ॥ ૮૦ ॥

સાકરનો સ્વાદ તજી વિખના વિલાસી જીવ,
વિખમાં વિલાસ માને અધિક ઉમંગથી;
ઘુવડ અરૂણ તણા ઉદયથી અંધ બને,
તિમિર થતાં તે ઝટ ફરે રૂડા રંગથી;
કાગડાની આગળ જો અમ્રતને આણી મુકો,
તોય તેહ આમિષને[1] ચુંથે ઉછરંગથી;
કહે જયસંગ એમ શાંતિ તણું સુખ તજી,
અશાંતિમાં મોજ માને અજ્ઞાનીઓ અંગથી. ॥ ૮૧ ॥

લાંચીયા અમલદાર લાંચ લેઇ પેટ ભરે,
તેહ બિન ઉપાયથી નજરે નિહાળીએ;
કપટી કપટ તણી બાજી ખેલે બહુ બહુ,
ભોળાઓને ભરમાવી પાડે તે તો ભાળીએ;
જુલમીના જુલમની જાહેરમાં વાત હોય,
પણ તેહ જુલમને કઇ રીતે ટાળીએ;
કહે જયસંગદાસ એવા નીચ પાપીઓને,
પછાડવા જોખમમાં પડીએ તો ખાળીએ. ॥ ૮૨ ॥

જગતમાં જ્યાં જુઓ ત્યાં સંખ્યાબંધ સડો દીસે,
સજજન એ સડો ટાળવાને શું સમર્થ છે?
ઠામ ઠામ ઠરી ઠરી નજરે નિહાળીએ તો,
દુર્જનોનું જોર ઝાઝું ઓછો એ અનર્થ છે?
સારી રીતે ચાલનારા સજ્જનો તો અલ્પ દીસે,
દુર્જનોનાં ટોળે ટોળાં જેની ગાંઠે ગર્થ છે;
કહે જયસંગ જ્યાં છે અધમનું જોર ઝાઝું,
સજ્જન ત્યાં સુધારક બને તો તે વ્યર્થ છે. ॥ ૮૩ ॥

કમળના સમૂહમાં હંસ આવી ઉભો રહે,
તો તે શોભા પામી પૂર્ણ મનમાં વિરામશે;

---

[1] માંસ.

પર્વતની ગુફામાં જો સિંહ આવી વાસ કરે,
તો તે સિંહ શોભા સારી પર્વતમાં પામશે;
રણભૂમિ માંહી જહાં શત્રુ સામા સામી લડે,
જાતવાન ઘોડા તણી શોભા તો ત્યાં જામશે;
કહે જયસંગ એમ વિચિક્ષણ પુરૂષમાં,
વસે વિદ્વાન તો તે શોભા સારી પામશે. ॥ ૮૪ ॥

કેક સુખપાલે બેશી મનમાની મોજ માણે,
કેક અડવાણા પગે અહોનિશ આથડે;
કેક બેઠા બેઠા ખાય, ભાવતાં ભરયાં ભોજન,
કેક આથડે છે તોય અન્ન શેરના જડે;
કેક હોદ્દા હાકેમના ભોગવતા ભલી ભાત,
કેક નોકરીને માટે રડબાં તો રડે છે;
કહે જયસંગ એમ સમજો સજ્જન સૌ,
કર્મ તણી રેખ પરમાણે પાનું પડે છે. ॥ ૮૫ ॥

શત્રુ અને શત્રુતા ન જાહેર કરવાં કદી,
જાહેર કર્યાથી તો શત્રુતા વધી જાય છે;
આપણને અન્ય જને આપ્યું હોય અપમાન,
અપમાન ઉઘાડયાથી આબરૂ હણાય છે;
રાજા કે જો શેઠ તણી અપ્રીતી તો થઈ હોય,
તો તે ઉઘાડી પડયાથી નિંદા ઘણી થાય છે;
કહે જયસંગદાસ માટે મન સમજીને,
એવાં છીદ્ર ઢાંકવામાં સુખ સમજાય છે. ॥ ૮૬ ॥

ધનનો જો નાશ થયો હોય તો તે છતો કર્યે,
ઘણી ઘણી રીતથકી જોખમ જણાય છે;
એક રીતે હાંસી થાય એક રીતે આંટ જાય,
એક રીતે ગાફલતા આપણી ગણાયછે;
વળી મળ્યું હોય કદી માન કીંવા અપમાન,
તો તે પ્રગટ કર્યેથી હલકાઇ થાય છે;
કહે જયસંગદાસ માટે મન સમજીને,
એવાં છીદ્ર ઢાંકવામાં સુખ સમજાયછે. ॥ ૮૭ ॥

મનનો ભેદ અને અબળાનાં આચરણ,
મિત્ર વિણ બીજાનેતો કદી ન જણાવવાં;
જણાવ્યાથી બાજો કોઈ દુઃખ ટાળનાર નથી,
ઉલટી કરાવી હાસ્ય ભુષણ ભંડાવવાં;
વળિ કોઈ ઊપરનો કર્યો હોય ઉપકાર,
તો તે હલકા થવાને મુખે ન ગણાવવાં;
કહે જયસંગદાસ માટે મન સમજીને,
અંતનાં છાનાં છાદ હોય તો તે ન જણાવવાં. ॥ ૮૮ ॥

મોરને જો સરપના રક્ષણનું કામ સોંપો,
તો તે કામ કેવી રીતે કહો એ બજાવશે;
બિલાડીને પય આપી સાચવવા સોંપો કદી,
તો તે કહો કેવી રીત પયને સાચવશે;
કામીજન હોય તેને કામનિની સેવા સોંપો,
તો તે કામનિની સેવા કેવી રીતે કહાવશે;
કહે જયસંગ એમ ધન લોભીજનને જો
થાપણ સોંપો તો કેવી ? થાપણ બતાવશે. ॥ ૮૯ ॥

કોઇ ટાણે પલંગ ઉપર પોઢવાનું મળે,
કોઇ ટાણે પૃથ્વિપર શયન કરાય છે;
કોઇ ટાણે મેવા અને મિઠાઇ આહાર મળે,
કોઇ ટાણે શાક પાલે પેટ તો ભરાય છે;
કોઈ ટાણે વસ્ત્ર મળે સુંદર શરીરપર,
કોઇ ટાણે ગોદડીનો ગાભો વપરાય છે;
કહે જયસંગ તો એ કાર્ય સાધનાર જન,
સુખ દુઃખ ગણ્યા વિના કાર્ય સાધ્યો જાય છે. ॥ ૯૦ ॥

સંસારમાં સુખ અને દુઃખ બેઊ ક્રમે કરી,
મનુષ્યને પ્રાપ્ત થતાં દ્રષ્ટિએ દેખાય છે;
તેમ વળી ચડતીને પડતીના દિન આવે,
લાભને આ લાભ પણ આવ્યે ઓળખાય છે;
જીવવું ને મરવું એ સાથે સરજાવ્યાં દિસે,
ક્રમે કરી જન્મ મર્ણ જગતમાં થાય છે;

કહે જયસંગ પણ ધૈર્યવાન ધીર ધરી,
હર્ષ અને શોક તજી શાંતિમાં સોહાય છે. ॥ ૯૧ ॥

કાપેલાં જે વૃક્ષ તેહ ફરી ફરીવાર ફુટે,
ક્ષીણ થયો ચંદ્ર તેહ ફરી વૃદ્ધિ પામે છે;
સુકાએલાં સરોવર ભરેલાં દેખાય ફરી,
અસ્ત થઈ સુર્ય પાછો ઉદયતા પામે છે;
વર્ષાકાળે વાદળથી છવાયેલા તારા બધા,
વાદળ વેરાયા પછી ઠામે ઠામે જામે છે;
કહે જયસંગ એમ વિચારીને સજજનો સૌ,
ખેદ તજી અંતરમાં અધિક વિરામે છે. ॥ ૯૨ ॥

વ્યભિચારી વામા વળિ છચોક છકેલી હોય,
પરણેલા પ્રિતમનો પ્રાણ તેતો હરે છે;
ધણીનું કહ્યું ન માને ધણીથી ઉલટી ચાલે,
ધારેલો વિચાર પાર પાડવા તે ફરે છે;
ફોકટ એ ફંદ કરી ફાંદામાં ફસાવે નર,
વિખ ભરી વાણિવામા વદને ઉચરે છે;
કહે જયસંગ એમ જગતમાં જોઇ જુઓ,
ક્રૂર ઊરવાળી કામા કાળાં કૃત્ય કરે છે. ॥ ૯૩ ॥

કુટુંબમાં કલેશ કરી ઘરમાં ઘોઘાટ કરે,
એવી નારી પાપણી તે સર્પણી ગણાય છે;
બાળકની સંભાળ તો સારી રીતે કરે નહીં,
મલીનપણાથી રહી મલીન જણાય છે;
વેશ્યા વંઠેલી ને વળી હરામજાદીની સાથ,
મ્હોબતનો નેક કરી સંગી સદા થાય છે;
કહે જયસંગ એવી રીતે ચાલનારી નારી,
જગતની જીભે ભુંડી ભામનિ ભણાય છે. ॥ ૯૪ ॥

પારકાનું ધન હરવાને માટે હરામની,
નજર રાખીને જેઓ અહોનીશ રહે છે;
પારકી નારીની સાથે સ્નેહ કરવાને કાજે,
નાપાક નજર રાખી નાદાની જે ચહે છે;

મિત્ર હોય મહા રૂડો તેનો પોતે ત્યાગ કરી,
પાંખ તોડી પોતાની એ સંકટ તો સહે છે;
કહે જયસંગ એહ દોષ ત્રણ મનુષ્યને,
ખુવાર કરીને ક્ષીણ કરનારા કહે છે. ॥ ૯૫ ॥

હોય ઘણો જાડો પો'ળો ઊંચો અને અલમસ્ત,
મૂરખ તો તેને કાંઈ પ્રિછે નહિં પ્રીતથી;
પણ શાસ્ત્ર જાણનાર હોય કદી દુર્બળને,
કૃષ કાયા વાળો તોય પ્રીછે રૂડી રીતથી;
આરસના પત્થરની છાટ ઘણી મોટી હોય,
તોય તેને ભુષણમાં ભેળવે ન હિતથી;
પણ જયસંગ કહે મણિ ઘણી નાની છતાં,
ભુષણમાં વાપરવા ચહે છે સૌ ચિત્તથી. ॥ ૯૬ ॥

કાગડાની ચાંચ કદી સોના તણી કરી હોય,
પાંખે પાંખે પોખરાજ[1] ટાંકયાં હોય તેહને;
ચરણ મણિજડિત્ર શોભે એવા સારા હોય,
તોય પણ રાજહંસ કથાય ન એહને;
નાગ માથે મણિ ધરે તોય તેને છત્રપતિ,
ભુલે ચુકે કહે નહીં કદી કોઇ એહને;
કહે જયસંગ એમ દુર્જન દમામ રાખે,
તોય કદી સજજનમાં ગણે નહિં તેહને. ॥ ૯૭ ॥

કરી વ્યભિચાર ઘણો, પરનારી રૂપી ધન,
પરનર તણું ધૂતે ધારો એ ધૂતારો છે.
પરનારીને પટાવી ફાંદામાં ફસાવી ખૂબ,
શિયળથી હીણ કરે ખરો એ ઠગારો છે;
લલનાને લાલચથી લપટાવી લાજ લુંટે,
લાજ લુંટનારો એવો લુચ્ચો એ લુંટારો છે;
કહે જયસંગદાસ એવો નીચ પાપી નર,
નિતિ ગુણ હણનારો હમેશ હત્યારો છે. ॥ ૯૮ ॥

---

૧ એક જાતનું જવાહિર.

દૂધ પાઇ પાળે પુષ્ટ ન જાને ઉછર્યો હોય,
તોએ કોઇ કાળે ડંશ દેઇ પ્રાણ હરે છે;
સિંહ પણ પાળનાર પોતાના ધણીને પોતે,
કોઇ દિન નિજ બળે મૃત્યુ વશ કરે છે;
બિલાડીના મુખમાંથી મુષકને મુકાવીને,
ઘેર પાળી પોષ્યે ચીર ચુર ચુરા કરે છે;
કહે જયસંગ એમ હિતકર જનને તો,
દુર્જનો નડી નડીને કુદ્દની બહુ કરે છે. ॥ ૯૯ ॥

વૃક્ષ ફળ આપવાને સમે બહુ નમ્ર થઇ,
ફળ આપવાને માટે નીચાં નમી જાય છે;
મેઘ પણ નવું જળ આપવાના સમયમાં,
અવનીની લગોલગ આવેલો જણાય છે;
સજ્જનને સમૃદ્ધિ મળે છે જેમ જેમ ઘણી,
તેમ તેમ તેહ ઘણા નમ્ર ગુણી થાય છે;
કહે જયસંગ એમ પર ઉપકારી જન,
સ્વભાવથી નમ્ર સદા નજર દેખાય છે. ॥ ૧૦૦ ॥

ચંદનના વૃક્ષને જો છેદે કદી કોઇ જન,
તોય તેહ સુગંધીનો ગુણ તો તજે નહીં;
ઇક્ષુકાને યંત્ર માંહી, ઘાલીને પીલીએ પણ,
પોતાનો મધુર રસ આપે છે એતો સહી;
શાળને સાંબેલાવતી કુટે તોએ તેહ પોતે,
ઉત્તમ ચોખાને આપે ઉત્તમ ગુણે રહી;
કહે જયસંગ એમ કુલીન નિર્ધન હોય,
તોએ તેહ શીલ ગુણ પોતાનો તજે નહીં ॥ ૧૦૧ ॥

રાવણનો વિનાશ થવાનો વારો આવ્યો ત્યારે,
અતિથીનો ઢોંગ ધરી સિતાને લીધી હરી;
કીચાકય તણો કાળ, આવી પોચ્યો ત્યારે તેણે,
અતિ દ્રૌપદીના સામી નજર કુડી કરી;
સોરઠના રાવનો રોળાવાનો સમય થયો,
ત્યારે તેણે રાણકને જનાનામાં જે ધરી;

કહે જયસંગ એમ વિનાશ થવાનો હોય,
ત્યારે મતિ વિપરીત થાય સુબુદ્ધિ ફરી. ॥ ૧૦૨ ॥

આકાશમાં અનેક તારાઓ ઝગઝગી રહ્યા,
તેહુ બધા સુર્ય તણા તેજના પ્રતાપથી;
માણેક મોતીને જેમ હીરાથી જડીત હાર,
શિરપર શોભે રૂડા હીરા તણા આપથી;
સૈન્યનો સેનાધિપતી હોય એક શુરવીર,
તો તે સૈન્ય અજીત ગણાય તેના તાપથી;
કહે જયસંગ એમ કુળમાં જો એક ડાહ્યો,
હોય તો દીપેછે કુળ આખું એ પ્રતાપથી. ॥ ૧૦૩ ॥

ગુલાબના કાંટા પણ લાગે નહિ અણગમા,
કારણ કે કાંટાઓએ સુવાસીત છે ઘણા;
કંટાળાનો કાંટો અંગે અડતાં ઉપાધી કરે,
પણ તોલ અદલ તોળીને ભાગે ભ્રમણા;
વળી ઘડીઆળ તણો કાંટો કેવું કામ કરે,
વખત બતાવવામાં રાખે નહિ એ મણા;
કહે જયસંગ એમ સજજનના કાંટા સદા,
સારી વાત શિરકર્યાથી લાગે છે સોહામણા. ॥ ૧૦૪ ॥

પતંગ દીપક તણી ઝળકતી જ્યોત જોઇ,
ઓલવવા એ ઉપર પડી પીંડ ખુએ છે;
જવાસાના છોડ જેમ બીજા છોડ લીલા દેખી,
કલ્પાંત કરી કરીને પોતે તો સુકાયે છે;
અરૂણના ઉદયને દેખી સૌ કલોલ કરે,
પણ ઘુડ અંધ થઇ માળા માંહી સુએ છે;
કહે જયસંગ એમ નિંદાખોર નિંદા કરી,
પાપે પેટ ભરી પરમાર્થે પાપ ધુએ છે. ॥ ૧૦૫ ॥

સો મણ કપાસ તણા ઢગલામાં દેવતાની,
પડે એક ચણગારી તો તે બળી જાય છે;
હોય જો હજાર શેર સાકર સહિત દુધ,
તેમાં શેર સોમલ મળ્યેથી ઝેર થાય છે;

પવિત્ર ગંગાનું પાણી લાવીને ભરેલું હોય,
તેમાં ટીપુ મદિરાનું પડયે ભ્રષ્ટ થાય છે;
કહે જયસંગ એમ કુળમાં અંગારો એક,
ઉપજ્યાથી કલિંકિત કુળ તો ગણાય છે. ॥ ૧૦૬ ॥

ભિન્ન ભિન્ન રંગવડે રંગાએલું વસ્ત્ર હોય,
તેહ વસ્ત્રપર શુદ્ધ છાપ નથી શોભતી;
બિલોરના કાચ તણી ખાપ જો મલિન હોય,
તો તો તેમાં પ્રતિબંબ છબી નથી ઓપતી;
ગંગાજળ ગણાય છે ઘણુંએ પવિત્ર પણ,
મલિન હોવાથી પીવા વૃતી નથી લોભતી;
કહે જયસંગ એમ અંતરની શુદ્ધિ વિના,
જ્ઞાનતણી છાપ ઊર ઉપર ન થોભતી. ॥ ૧૦૭ ॥

રામ નામ તણી માળા રટવાથી રોજ રોજ,
દુનિઆના દોષ ટળી મન શુદ્ધ થાય છે;
વૈરાગ ધારણ કરી વૈરાગની જ્ઞાનમાળા
જપવાથી જીવ તણી જડ બુદ્ધિ જાય છે;
નિજ બ્રહ્મ રૂપ તણી નિશદિન જપી માળા,
નિજ બ્રહ્મ ઓળખ્યાથી બ્રહ્મ ઓળખાય છે;
કહે જયસંગ એમ જપે જો આ પ્રેમ કરી,
મનહર માળા તો તે બ્રહ્મમાં સમાય છે. ॥ ૧૦૮ ॥



# માળા ૨૭.

## મનહરછંદ.

"ગોદે આવે થાલમાં ને, બ્હાર લાડુ માગતા."

અન્ન વિના અકળાઇ, ઘરનાં લાંઘણ કરે,
અને ઉછીનું પાડોશી, લેવા આશા રાખતા;
લેણાં લેવા લેણદાર, ઘેર આવી લાંઘા કરે,
અને દીકરી કે નથી, દાગીના ઘડાવતા;
ગુરૂની આશીષ લેવા, શિષ્યો સદા ટાંપી રહે,
અને અન્ય શિષ્ય તર્ત, આશિષ્યને ઇચ્છતા;
કહે જયસંગ એવી, ખોટી ઇચ્છા ફળે નહીં,
ગોદે આવે થાલમાં ને, બ્હાર લાડુ માગતા ॥ ૧ ॥

"દુઝણી ભેંસની લાત, વાગે તે ખમાય છે."

કુટુંબનું ભરણપોષણ જેના વડે થાય,
તેહ કરે ટુંકારો તે, સુખેથી સ્હેવાય છે;
સદ્‌ગુણી શાણી શ્યામા, સ્વામીને જે સુખ આપે,
તેહ ફોડે ઢોળે તો તે, સ્વામીથી સંખાય છે;
વહુ હોય વઢકણી, પણ હોય ઘર વખુ,
તો તો તેના અલ્પગુણ, સાસુ ગળી જાય છે;
કહે જયસંગ એમ, ગરજને વશ સહુ,
દુઝણી ભેંસની લાત, વાગે તે ખમાય છે. ॥ ૨ ॥

"આંધળી દળે ને લોટ, શ્વાન ચાટી ખાય છે."

---

મુરખ મ્હેનત કરી એકઠા કરે છે દામ,
પણ એના દામ બધા, લુચ્ચા લુંટી જાય છે;
અજાણ રાજન ખુબ, રૈયતને લુંટે પણ,
નોકરોથી તેનું નાણું, તમામ હણાય છે;
બુઢ્ઢો નર નાની નારી, પરણીને લાવે પણ,
પરણ્યાનું સુખ બીજા, પરાયાને થાય છે;
કહે જયસગ એમ, વંઠે સૌ વિચાર વિણ,
આંધળી દળે ને લોટ, શ્વાન ચાટી ખાય છે. ॥ ૩ ॥

---

"પાણી પેલાં મોજડાં તો, કદી નવ કાઢીએ."

---

વેપારમાં નફો ઘણો, મળવાનો હોય પણ,
મળ્યો નથી ત્યાં સુધી તો, ખરચ ન માંડીએ;
શત્રુ સાથે શત્રુ ભાવ, અંતરથી રાખો પણ,
ઊઘાડો પડે તે પ્હેલાં, તેથી ન બગાડીએ;
કામનીના દોષ ઘણા, કાન થકી સાંભલીએ,
પણ દ્રષ્ટે દીઠા વિના, દુખ ન પમાડીએ;
કહે જયસંગ એમ, કરવું ન દીઠા વિણ,
પાણી પેલાં મોજડાં તો, કદી નવ કાઢીયે. ॥ ૪ ॥

---

"આપ મુઆ વિના કદી, સ્વર્ગમાં જવાય ના."

---

શત્રુ સાથે સૈન્ય બધું, રણમાંહી રાડ કરે,
પણ પોતે ચડયા વિના, શત્રુ તો જીતાય નો;
ઘેર બેશી બીજા પાસે, રૂડા કામ કરાવીએ,
પણ પોતે કીધા વિના, ગુણતો ગવાય નો;
સંકટમાં સપડાઇ, અન્યની આશા એ રહી,

પુરૂષાર્થ પોતે કર્યા, વિણ દુઃખ જાય ના;
કહે જયસંગ એમ, આપ બળ કામ આવે.
આપ મુઆ વિના કદી, સ્વર્ગમાં જવાય ના ॥ ૫ ॥

---

"આંધળી દળે કે કાંતો બેઠી બેઠી ગાય છે."

---

આળસુ જે હોય તેથી, કામ ન કદાપી થાય,
કાંતો મારે ગપાટા કે, કાંતો બેઠા ખાયછે;
કાયર જે હોય તેથી, થાય નહી મોટાં કામ,
કાંતો બીતો ફરે કાંતો સર્વથી સંતાય છે;
મુરખ મનુષ્ય કદી માન નવ મેળવતો,
કાંતો કરે ગુલામી કે, કાંતો ખત્તા ખાયછે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
આંધળી દળે કે કાંતો બેઠી બેઠી ગાય છે. ॥ ૬ ॥

---

"કલેશથી ગોળાનું પાણી, પણ જાયછે વહી."

---

કૌરવને પાંડવોએ, માંહોમાંહે કલેશ કર્યો,
કલેશ થકી કુળ તણો, ક્ષય થયોછે સહી;
પૃથીરાજ અને જયચંદ માંહો માંહી લડયા,
કલેશ થકી દિલ્લી તણી, ગાદી ગોરીને ગઇ;
વાઘેલા કરણે જુઓ, પ્રધાનથી કલેશ કર્યો,
રાજ રાણી ખોઇ મુઓ, બટકાં ભૂંમ મળ્યાં;
કહે જયસંગ એમ જગતમાં જોઇ જુઓ,
કલેશથી ગોળાનું પાણી પણ જાયછે વહી. ॥ ૭ ॥

---

દુઃખ પડે પણ કદી, હિંમત ન હારવી."

---

જુઓ રાય હરિશ્ચંદ્રે, નીચ ઘેર ભર્યું પાણી,
પણ હતી હિંમતતો, થયો પછી રાજવી;
તજી હતી દમયંતી, નળે ઘોર વનમાંહી,
પણ હતી હિંમત તો, પામી પતી સાધવી;
પાંડવોને ભાગ નવ કૌરવોએ દીધો પણ
હામ હતી હૈયામાં તો, લીધી ગાદી આગવી;
કહે જયસંગ એમ, સંસારના ચક્રમાંહી,
દુ:ખ પડે પણ કદી, હિંમત ન હારવી. ॥ ૮ ॥

---

"મૂર્ખને માથાના વાળ, પગે લ્હોતાં ખુંચતા."

---

અભિમાની શ્રીમંતની, સેવા કરે રંક પણ,
અભિમાન થકી એને, રંક નવ રૂચતા;
દુર્જનને દુ:ખી દેખી, સર્જન સહાય કરે,
તોય તેહ દુર્જનને, સર્જન અરૂચતા;
સામા સામી લડતા-બે, દુષ્ટને મુકાવા જતાં,
ઉલટા ચઢાવી શીર, આળ મોટું મુકતા;
કહે જયસંગ એમ, દુષ્ટ ગુણ ગણે નહીં,
મૂર્ખને માથાના વાળ, પગે લ્હોતાં ખુંચતા. ॥ ૯ ॥

---

"માળી રૂઠયો ફુલ લેશે, ચોટલી શું લેશે કે?"

---

લેણદાર લેણું લેવા, લાંઘે દેણદાર ઘેર,
તો તે તેનું લેણુ લેશે, દંડશું એ દેશે કે?
પાડોશીની સાથે વાંધો, પડયે રૂઠે પાડોશી તો,
સ્હેવાસ ન રાખે પછી, અધીક શું થશે કે?
નાતજાત સાથે વાંધો, પડયે રૂઠે તેઓ ત્યારે,
નાત બહાર મુકે પછી, દેશવટો દેશે કે;
કહે જયસંગ એમ, સાંધા વાંધા પડે ત્યારે,
માળી રૂઠયો ફુલ લેશે ચોટલી શું લેશે કે? ॥ ૧૦ ॥

---

"સાચા બોલા પુત્રને તો, સગી માએ મારેછે."

---

ખરી રીતે રાજ તણી, ખામીઓ બતાવે તેને,
સ્વારથીયાં રાજયો સદા દુખમાં ઉતારે છે;
ધર્મના સુધારા માટે, સુધારકો મથે તેને,
ઢોંગી ધર્માચાર્યો ખૂબ, રીતે ફીટકારે છે;
પતિ તણાં પાપી કામ, પત્નિઓ પ્રગટ કરે,
તો તે પ્રેમદાઓ પૂરી, પતી થકી હારે છે;
કહે જયસંગ એમ, જગતમાં જોઈ જુઓ,
સાચા બોલા પુત્રને તો સગી માએ મારે છે. ॥ ૧૧ ॥

---

"હોયછે હૈયામાં એવું, હોઠે આવી વસે છે."

---

ભાંડ ને ભવાયા તણા, હૈયે ભુંડી વાણી વશી,
તેથી તેઓ સ્હેજ વદે, તોએ ભુંડું ભસે છે;
કાળા કૃત્ય કરનારી, નારીનાં કાળજાં કાળાં
તેથી વેણ વદે તે સૌ, ડંખ સમ ડસેછે;
હોય જે હૈયાની ભોળી, ભામનિ બિચારી ભલી,
તે તો સ્હેજે વાત વદે, તોએ હેતે હસેછે?
કહે જયસંગ એમ જગતમાં જોઇ જુઓ,
હોય છે હૈયામાં એવું, હોઠે આવી વસે છે. ॥ ૧૨ ॥

---

"ખાય બીજા પંખેરૂને, હુડા તો રોવાય છે."

---

ચોર ચોરી કરે બીજા, તેને કોઇ પુછે નહીં,
શાહુન જે ચોર તેઓ, પ્રથમ પુછાય છે:
રાજ થકી પીડા પામી, પ્રજા બંડ ઉઠાવે તો,
પ્રથમના બંડખોર, પે'લા પકડાયછે;
લાંચીયા અમલદાર, લાંચ લેઈ લુંટી ખાય,
પણ હોય પકાતા તે, ચાહુન ચવાયછે,

કહે જયસંગ એમ, નામ જાદા ચાક ચઢે,
ખાર બીજા પંખેરૂને, હુડાતો રોવાય છે. ॥ ૧૩ ॥

---

"બાબા કેરી બકરીનું, નામ કોઈ લે નહીં."

---

મોટા મોટા મહિપતિ, મૃગ મારવાને દોડે,
પણ વાઘ વિકરાળથી, દુર રહે એ સહી;
પાણીમાંના પૈડવાંને. પીલવાને દોડે સહુ,
પણ વિખ ભરી નાગણીને, ન્યાળે દૂર રહી;
ગરીબ જો ગુનો કરે, તો તો તેને બાંધી મારે,
પણ મિયાં મારતાને, કહે ન ઉભો રહી;
કહે જયસંગ એમ, મરદથી ડરે સહુ,
બાબા કેરી બકરીનું, નામ કોઈ લે નહી ॥ ૧૪ ॥

---

"નાગા પુંઠે બાવળ ઉગ્યા તો કે છાંયો થયો."

---

નીચ કૃત્ય કરવાથી, નીચનું વગોણું થાય,
ત્યારે કહે હું તો પ્રજા માંહે પંકાઇ ગયો;
નફ્ફટ નારીને તેના, નાથે ત્યાગ, કરી ત્યારે,
કહે ઠીક થયું એતો અકલો એ છો રહયો;
નિર્લજને નાત બહાર, નાતે મુકી દીધો ત્યારે,
કહે કે એ ઠીક થયું, વરો કરવો મટયો;
કહે જયસંગ એમ, નિર્લજ લજાય નહી,
નાગા પુંઠે બાવળ ઉગ્યા, તો કે છાંયો થયો. ॥ ૧૫ ॥

---

"નાણું ફરી મળે પણ. નાક ફરી ના મળે."

---

દેવું કરી દામ કાઢી, પાછળથી વાંકુ વદે,
વટ હારે તે ન મળે, નાણું તો મળે રળે;
નાણાં માટે લાંચ લેઈ, ઊંધો ઠનસાફ કરે,

પતીજ ગઇ તે પછી, પામે ન કોઇ પળે;
દુકાળમાં દામ છતાં, દીનને ન દીધાં દાન,
દામ તો વળત પાછા, સમો ફરી ના વળે;
કહે જયસંગ એમ, ખોઇ તક આવે નહીં,
નાણું ફરી મળે પણ, નોક ફરી ના મળે. ॥ ૧૬

"છાશ લેવા જવી તો ન દુણી પુઠે રાખવી."

દેણદાર પાસે દામ, લેવા માટે જઇ બેઠા,
તો તો પછી લેવા તણી, શરમ ન રાખવી;
સજ્જનોની સભા માંહે, ભાષણ કરવા ઉઠયા,
તો તો પછી પુરે પુરી, વિદ્વતા બતાવવી;
જોશી થઇ જોશ જોવા, માટે જઇ બેઠા ત્યારે,
ભવિષ્યની વાણી ભલી ભુંડી તેની ભાખવી;
કહે જયસંગ કદી, શરમે લેવાવું નહીં,
છાશ લેવા જવી તો ન દુણી પુઠે રાખવી. ॥ ૧૭ ॥

"જાગતો જે સુંતરે છે, તેને કીધે શું સરે!

વાંક હોય પોતાનો ને, વઢવા સામાને જાય,
જાણી જોઇ વાંકુ વદે, તેને કોઇ શું કરે?
સમજી કુકૃત્ય કરે, તેને પછી સુધારવા,
મથી મથી મરે તોએ, કદી શું એ સુધરે?
ધર્મ તણો ઢોંગ ધરી, જગતમાં ફરે જેહ,
તેને શીખ દીધાથી શુ, શીખ એ ઉરે ધરે?
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
જાગતો જે સુતરે છે, તેને કીધે શું સરે? ॥ ૧૮ ॥

"આંધળીની દયા જાણી, તેને કોઇ ના વરે."

બિન રોજગારી રંક, ઘણાં રઝળતાં હોય,
સ્વારથ વગર કોઇ, તેને ધંધે ના ધરે;
ગાય ભેંસ તણી દયા, જાણી કોઇ પાળે નહિં,
દુધ લેવા માટે તેની, સારવાર સો કરે;
પુત્ર તણી દયા જાણી, ઉછેરે ન માત તાત,
મોટાં કરી પાડ લેવા, મનમાં આશા ધરે;
કહે જયસંગ એમ, સ્વારથથી સેવે સહુ,
આંધળીની દયા જાણી, તેને કોઇ ના વરે. ॥ ૧૯ ॥

---

"નાચનારી ન થઇ તો, આંગણું કે વાંકુ છે."

---

નોકરી લેવાને માટે, માલિકને મર્દ કહે,
રાખવો ન હોય તો કે, તું તો જાતે રાંકુ છે;
નેણ અદા કરનારી, નારી નેણ બાણ મારે,
ત્યારે નપુસક કહે, આંખે એ મલાખું છે;
કેરીની ગળેલી સાખ, કંજુસને ફોડે આપે,
ત્યારે તે કહે કે આતો, આમ્રફળ પાકુ છે;
કહે જયસંગ એમ, પરાણે ન પ્રીત થાય,
નાચનારી ન થઇ તો આંગણું કે વાંકુ છે. ॥ ૨૦ ॥

---

"સાસુ ફોડે તે કલેડાં, વહુ ફોડે ઠીકરાં."

---

મોટા બોલે બુરા બોલ, તોતે કહે ખરૂં બોલ્યા;
નાનાં એમ બોલે તો કે, સમજે શું છોકરાં;
ધણી પોતે ઢોળે ફોડે, તો તેની ફિકર નહીં,
ચાકર કરે તો તેમ, થાય પોતે આકરાં;
ઉપરી આળસ કરે, કહે કાંઇ કારણ છે,
તાબેદાર કરે તેમ, તો કહે બેફિકરાં;
કહે જયસંગ અન્ય, કામ નિંદે અભિમાની,
સાસુ ફોડે તે કલેડાં, વહુ ફોડે ઠીકરાં. ॥ ૨૧ ॥

---

"કાળ વહી જાય પણ, કે'ણી રહી જાય છે."

---

સભામાંહી દુર્યોધને, દ્રૌપદીનાં તાણ્યાં ચીર,
વખત એ વહયો પણ, કલંક કથાય છે;
પરદુઃખ ભંજન વિક્રમે, પ્રજા પાળી પોષી,
વખત એ વહયો પણ, ગુણ તો ગવાયછે;
મ્હુમદ અલાઉદ્દીને, કૃત્ય ઘણાં કૂડાં કર્યાં,
વખત એ વહયો પણ, નામ તો નિંદાયછે;
કહે જયસંગ એમ, કૃત્ય તણી છાપ રહે,
કાળ વહી જાય પણ કે'ણી રહી જાય છે. ॥ ૨૨

---

હંસ ચહે મોતી અને, કાગ વિષ્ટા ચહે છે.'

---

સજ્જનનું અંતર તો, સુનિતિ ઇચ્છેછે સદા,
દુર્જનનું અંતર, અનિતિ ઇચ્છી રહેછે;
શાણી સદ્‌ગુણી સતી, પતીવ્રત ઇચ્છે પોતે,
કુલટા કુછંદી નારી, કુછંદમાં વહેછે;
સંત સાધુ પરગજુ, પરઉપકાર ઇચ્છે,
નિંદાખોર બેઠા બેઠા, નિંદા ઘણી ગ્રહેછે;
કહે જયસંગ એમ, જેવી મતી તેવી વૃતી;
હંસ ચહે મોતી અને, કાગ વિષ્ટા ચહેછે. ॥ ૨૩ ॥

---

"શાણાને તો ઇસારત, મુરખને ટોકણી."

---

કેકને સુધારવાને, એક વાર કે'વું પડે,
કેકને સુધારવાને, આપદા પડે ઘણી;
કેકના તો દોષ એક વાર કીધે ટળી જાય,
કેકના તો દોષ કે'વા, પડે છે છણી છણી;
કેક નારી નાથ તણા, એક વેણે સમજે છે.
કેક નારી સમજે ન, શીખ દેતાં સો ગણી;

કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
શાણાને તો ઇસારત, મુરખને ટોકણી. ॥ ૨૪ ॥

---

"ગામ વચ્ચે કૂવો કોઇ, કહે ઊંડા ઉકરો."

---

સમજુ જો સમજીને સાંત પણે બેશી રહે,
કોઇ કહે આળસુ છે, કોઇ કહે નવરો;
ઉદ્યમી જો ઉદ્યમ કરીને ધન મેળવે તો,
કોઇ કહે પરાક્રમી, કોઇ કે કર્મી ખરો;
નાના પેશવાએ બંડ, ઉઠાવ્યું આ દેશમાં તો,
કોઇ કહે મૂરખ એ, કોઇ કે શૂરોપૂરો;
કહે જયસંગ એમ, કરે તેને સહુ કહે,
ગામ વચ્ચે કુવો કોઇ, કહે ઊંડા ઉકરો. ॥ ૨૫ ॥

---

"મોટા તણી છાશ ભાઇ, પોટલે વેચાય છે."

---

શ્રીમંત મનુષ્ય કદી, હોય ઘણા મૂર્ખ પણ,
મોટા મોટા લોકમાંહી, પૂરણ પોષાય છે;
કૂળવંત કેરી કન્યા, કૂબડી કરૂપી હોય,
તોય તેના રૂપ ગુણ, વડા વખણાયછે;
ગંગા તણું નીર ઘણું, ગંદુને મલિન હોય,
તોય તે પવિત્ર પૂર્ણ, રીતથી ગણાય છે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
મોટા તણી છાશ ભાઇ પોટલે વેચાયછે. ॥ ૨૬ ॥

---

"આભ ફાટે ત્યારે તેને, થીગડું કયાં દીજીએ."

---

દુઃખની વખતમાં, દીલાસો જેના થકી મળે,
તેજ દુખ દેતો પછી કહો કોને કીજીએ?
રાજ તણા રક્ષણથી, શાંતિમાં રહી શકાય,

તેજ કરે જુલમ તો, ઉપાય શો લીજીએ?
જેની મૃદુ વાણી થકી, ઉરમાં આનંદ થાય,
તેજ ક્રોધ કરી વદે, પછી શાથી રીઝીએ;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
આભ ફાટે ત્યારે તેને, થીગડું ક્યાં દીજીએ? ॥ ૨૭ ॥

---

"પેટ ફાટે ત્યારે પછી, પાટો તો ક્યાં બાંધીએ?"

---

હોય પ્રીય પોતાનો તે, પ્રતિપક્ષે મળી જાય,
પછી કહો પોતા તણાં, છાંદણાં શાં છાંદીએ?
મિત્ર જાણી પોતાનો ને, ગુપ્ત વાત કીધી કદી,
તેજ વાત ફોડે ત્યારે, ઢાંકીએ શી વિધિએ?
અર્ધાંગના જાણી ધન માલ તેને હાથ ધર્યાં,
પરવશ પડી તે ઉડાવે તો ક્યાં શોધીએ?
કહે જયસંગ એમ, વ્હાલું વડે હાણ થાય,
પેટ ફાટે ત્યારે પછી, પાટો તો ક્યાં બાંધીએ? ॥ ૨૮ ॥

---

"ધણીની માનિતી ઢેડી, ગામ અભડાવે છે."

---

પતિ તણું માન પામી, નીચ ગુણવાળી નારી,
ઘરનાં બધાંને બહુ, બહુ બીવરાવે છે;
રાજા તણો માનીતો પ્રધાન નીચ તોખમનો,
રૈયતને ખુબ ખુંતી, ખાલી રગડાવે છે;
શ્રીમંતનો દુષ્ટ પુત્ર, હોય ઘણો લાડકો તે,
ગરીબોનાં બાળકોને, રોજ એ રડાવે છે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
ધણીની માનિતી ઢેડી, ગામ અભડાવે છે. ॥ ૨૯ ॥

---

"જેવું અન્ન ખાય તેવા ઓડકાર આવે છે."

---

નિતિ થકી ધન રળી, નિત્ય નિરવાહ કરે,
તેની બુદ્ધિ સદા સારી, નિર્મળ સુહાવે છે;
અનિતિનાં કામ કરી, ધન રળી લાવે જેહ,
તેની બુદ્ધિ સદા નીચ, વૃત્તિ દરસાવે છે.
વેસ્યા તણું કર્મ કરી, નિંચ ગુણવાળી નારી,
દુષ્ટ દામ મેળવે તે, અલેખે ઊડાવે છે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
જેવું અન્ન ખાય તેવા, ઓડકાર આવે છે. ॥ ૩૦ ॥

---

"સાચાના બેલી શ્રીરામ, અંતે તો જણાયા છે."

---

કૌરવોએ કૂડ કરી, પાંડવોને વન કાઢયા,
તોય અંતે પાંડવોને, હાથ એ હણાયા છે;
દુર્યોધને સભા માંહી દ્રૌપદીનાં ચીર તાણ્યાં,
તેવે સમે ચીર તેનાં, પ્રભુથી પુરાયાં છે;
દમયંતી તણે શીર, હારનો આરોપ આઠયો,
પણ હતી સાચી તો ત્યાં, પ્રભુ સ્હાય થયા છે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
સાચાના બેલી શ્રી રામ, અંતે તો જણાયા છે. ॥૩૧॥

---

"આંધળાને આરસી બતાઠયે ફળ શું થશે?

---

મૂરખની આગળ બતાવો જઇ વિદ્વતા તો,
વિદ્વતાની વાતમાં શું, મૂરખ સમજશે?
નપુશક નર કને, નારી હાવભાવ કરે,
નારી તણી ચેષ્ટામાં શું, નપુશક જાણશે?
અભિમાન થકી અંધ, થયો હોય તેની કને,
નિતિ તણો બોધ બોલો, તો તે સૌ મિથ્યા જશે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
આંધળાને આરશી, બતાઠયે ફળ શું થશે. ॥ ૩૨ ॥

---

"આખી રાત દળ્યું તોએ, ફૂલડીમાં વાળ્યું છે."

---

ધંધો કરવામાં આખી, જીંદગી ગુમાવી દીધી,
તોય પુંજી પાસે નહીં, ત્યારે શું ઉકાળ્યું છે?
વિદ્યારથી વય બધી, ભણવામાં કાઢી નાંખી,
તોય અંતે મુર્ખતાનું પોત તો પખાળ્યું છે?
સજ્જનનો સમાગમ અહોનિશ કીધો પણ,
દુષ્ટતાનું લક્ષણ તો, એનું એ નિહાળ્યું છે;
કહે જયસંગ એમ, કીધું તે ન કીધું જાણો,
આખી રાત દળ્યું તોએ ફુલડીમાં વાળ્યું છે. ॥ ૩૩ ॥

---

"હોંશે જાય નાતરે તે, સાડી કાઢી પાથરે."

---

પ્રેમદાએ પસંદ કરીને, પોતે પતિ કર્યો.
પતિ થકી પીડા પામે, તોય પ્રીત તો કરે?
માન થકી મોહ પામી, મોટા સાથે મૈત્રી કરી,
કાસદનુ કામ કરે, તોય મન ત્યાં ઠરે;
મેળા ખેળા જોવા માટે, હૈયે હોંશ કરી જાય,
જતા પીડા પામે, પણ, સુખ માની સંચરે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
હોંશે જાય નાતરે તે, સાડી કાઢી પાથરે. ॥ ૩૪ ॥

---

"આંકડાં રળેછે અને, મુંડા ખાઇ જાય છે."

---

ખેડુત બિચારા ખેતી, કરી ધન રળે પણ,
વ્યાજખોરા વાણિઆ, રળેલું તેનું ખાયછે;
મજુર બિચારા સદા, મે'નત કરીને મરે,
પણ તેની મજુરીથી, સુખીઓ ધરાય છે;
રૈયત બિચારી રાત, દિન બહુ રળે પણ,
હાકેમોના ઘરમાં એ રળેલું ભરાયછે;

કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
માંકડાં રળેછે અને મુંડા ખાઇ જાયછે. ॥ ૩૫ ॥

---

"વખાણેલી ખીચડી તો દાંતે ચોટી આવેછે."

---

પુત્રનાં વખાણ કરી, વડીલ વધારે માપ,
એજ પુત્ર વડીલનાં, દીલતો દુઃખાવે છે;
શેઠ જે નોકરો તણાં, વ્હાલથી વખાણ કરે,
તેજ નોકરો પછીથી તેમને ફસાવેછે;
સાસુ ઠામ ઠામ બહુ, વહુનાં વખાણ કરે,
એજ વહુ સાસુ સામી, લાકડાં લડાવે છે;
કહે જયસંગ એમ, વખાણેલાં વંઠી જાય,
વખાણેલી ખીચડી તો, દાંતે ચોંટી આવેછે. ॥ ૩૬ ॥

---

"મોટા તણી શરમમાં, સરવે તણાયા છે."

---

કૌરવને પાંડવ બે ભિષ્મને સરખા સગા,
તેમ છતાં ભિષ્મ કૌરવના સંગી થયાછે;
અર્જુનને દુર્યોધન, દ્રોણાચાર્ય તણા શિષ્ય,
તેહ છતાં દ્રોણાચાર્ય, દુર્યોધનને મળ્યા છે;
દુર્યોધને દ્રૌપદીના ચીર તાણ્યાં સભા માંહે,
નિર્લજને ના કહેતાં, સહુ શરમાયા છે;
કહે જયસંગ એમ, વડાના વેચાણ સહુ,
મોટા તણી શરમમાં, સરવે તણાયાછે. ॥ ૩૭ ॥

---

"ઊંઘતી બિલાડીથી, ઊંદર પકડાય ના."

---

વેપારી વેપાર માટે, વિદેશથી વ્હાણ લાવે,
વ્હાણ લાવી વેચે નહીં, તો નફો લેવાય ના;
શત્રુ સાથે શત્રુવટ, રાખીને જો ઉંઘી રહે,
તો તેનાથી સાવધાન, શત્રુને જીતાય ના;

વૈદ્ય વડો વિચિક્ષણ, આળસથી વૈદુ કરે,
તો તો રોગી તણો રોગ, કદીએ હણાય ના;
કહે જયસંગ એમ, આળસે સરે ન અર્થ,
ઉંઘતી બિલાડીથો ઊંદર પકડાય ના. ॥ ૩૮ ॥

---

"કરે છે વખાણ સહુ, ભાવતાં ભોજનનું."

---

મૂરખની આગળ છે, માન અભિમાની તણું,
સજ્જનની આગળ છે, માન વિદ્વાનનું;
સમજુની આગળ છે, માન શાણા સજ્જનનું,
નફટની આગળ તો, માન છે નાદાનનું;
પવિત્ર પુરૂષ પાસે, માન સાધુ સંત તણું,
હરામી મનુષ્ય પાસે, માન છે હેવાનનું;
કહે જયસંગ એમ, મન ગમ્યું પામે માન,
કરે છે વખાણ સહુ, ભાવતાં ભોજનનું. ॥ ૩૯ ॥

---

"મોતી તણું નીર ઢળ્યું, તે ન ફરી આવતું."

---

મરદનું માન એક વાર મટી ગયું તો તે,
જીંદગીમાં ફરી વાર, તેને ન શોભાવતું;
નારી તણું નુર એક વાર કલંકિત થયું,
તો તે ફરી વાર તેને, કદી ન દીપાવતું;
જોબનનું તેજ એક, વાર ઝાંખું પડ્યું તો તે,
ફરી કદી જીંદગીમાં, અંગ ન ઓપાવતું;
કહે જયસંગ એમ, રંગ ઉતર્યો ન ચઢે,
મોતી તણું નીર ઢળ્યું, તે ન ફરી આવતું. ॥ ૪૦ ॥

---

"જાગતાની તાપણીએ, તાપવા સૌ જાય છે."

---

ખ્યાતી જેની ખલકમાં, ખૂબ ખીલી રહી હોય;
તેનું ગાયું જગતમાં, સહુજન ગાય છે;
વડો વીર હાકવાળો, હાકેમ થઇને આવે,
તેની રીતી કૃતિને સૌ, અનુકુળ થાય છે;
હરિની કૃપાથી જેને, હામ દામ ઠામ હોય,
તેનાં જેવું કૃત્ય કરવાને, સૌ દોરાય છે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
જાગતાની તાપણીએ, તાપવા સૌ જાય છે. ॥ ૪૧ ॥

"પાપી તણું ધન અંતે, પાણી થઇ જાય છે."

ચોર ચોરી કરી કરી, ખૂબ ધન લુંટી લાવે,
પણ પકડાય ત્યારે, પુંજીએ લુંટાય છે;
વડા વડા વેપારીઓ, દગો કરી દામ રળે,
અંતે જતાં ખોટ આવે, વ્હાણ કાં ડુબાય છે;
રૈયતને લુંટી લુંટી, રાજા ધન ભેગું કરે,
અંતે દેશ દુકાળે કે, યુધ્ધે અટવાય છે;
કહે જયસંગ એમ, અનિતિનું છાજે નહીં,
પાપી તણું ધન અંતે, પાણી થઇ જાય છે. ॥ ૪૨ ॥

"હાથી કાંદે જોખાય ત્યાં, પાડા તો પાશંગમાં."

મોટા મોટા મહારથી, યુદ્ધે અટવાય તહાં,
હિસાબ શો જખમીઓ તણો, એહ જગમાં;
દેશમારી દુકાળમાં, પૈસાદાર પીડાતા ત્યાં,
પીડા તણો પાર કયાંથી, ગરીબ અપંગમાં;
મળે મોટી મેદની ત્યાં, મોટાને ન માગ મળે,
ત્યારે તહાં રંક પછી, રહે છે અલગમાં;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
હાથી કાંદે જોખાય ત્યાં, પાડા તો પાશંગમાં. ॥૪૩॥

"હોય દવ દાઝતો તે, કોગળે ઓલાય કે?"

---

વપુ માંહે રોગ વડો, જડ ઘાલી જામી ગયો,
ઉપરના ઔષધથી, રોગ એ હણાય કે?
શત્રુ તણા સૈન્ય આવી, પાધરે પડાવ નાંખ્યો,
હજુરના આણુસોથી, શત્રુ એ હરાય કે?
અનેક ઉપાધીઓનાં, દુઃખ જ્યાં આવીને પડયાં,
ઉપરના ઉપચારે, દુઃખ એ ઓલાય કે?
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
હોય દવ દાઝતો તે, કોગળે ઓલાય કે? ॥ ૪૪ ॥

---

"લલાટે લખેલા લેખ, ટાળ્યા ટળતા નહિં"

---

રાજ તણો અભિષેક, રામને થવાનો હતો,
પણ કર્મ યોગે કરી, વશ્યા વનમાં જઇ;
દ્રૌપદીને દમયંતી, દાસીયોથી ઝુલતી તે,
દાસીયો થઇને પોતે, દાસપણામાં રહી;
રાજા હરિશ્ચંદ્ર રોજ, પલંગમાં પોઢતા તે,
સુવા જતા સમશાને, દાસ નીચના થઇ;
કહે જયસંગ એમ, અનેક ઉપાય કર્યે,
લલાટે લખેલા લેખ, ટાળ્યા ટળતા નહીં. ॥ ૪૫ ॥

---

"મન એવો સંસાર આ, સૌને સમજાય છે."

---

આનંદમાં ઉર જેનું, અહો નિશ હોય તેને,
દુનિઆં આ બધી દ્રષ્ટે, આનંદી દેખાય છે;
ઉદાશીમાં ઉર જેનું, અહોનિશ હોય તેને,
અવની આ ઉદાસીમાં, રહેજે સમજાયછે;
વપુ જેનું વ્યાધિ થકી, દોરાએલું ઘણું રહે,
તેને મન વસુધા સૌ, વ્યાધિથી પિડાયછે;

કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
મન એવો સંસાર આ, સૌને સમજાય છે. ॥ ૪૬ ॥

---

પાપ તણો ઘડો ભરાતાંજ, ફુટી જાય છે.”

---

ચોરી કે અવેરી તણા આતશય ગુના કરે,
પણ એક દિન અંતે, એહ પકડાય છે;
છાની રીતે છળભેદ, કરીને છેતરે પણ,
એક દિન એહ અંતે, સ્હેજે સપડાયછે;
જુલમી જુલમ કરી, કેર અતિશય કરે,
તેનું મોત અંતે, પર હાથ થકી થાય છે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
પાપ તણો ઘડો ભરાતાંજ, ફુટી જાય છે. ॥ ૪૭ ॥

---

“પાઘડીના વળ અંતે, છેડે આવી જાય છે.”

---

સજ્જનને સંકટમાં, સ્હાય આપી હોય તોતે,
કોઇ કાળે આફતમાં, ઉપયોગી થાયછે;
નિમકહલાલ પણ, નોકરી જો કરી હોય,
તોતો પ્રમોશન અને, પેન્સન પમાય છે;
નોકરની ઉપર જો, નિઘા સારી રાખો હોય,
ખાનદાન હોય તો તે, વફાદાર થાય છે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
પાઘડીના વળ અંતે, છેડે આવી જાય છે. ॥ ૪૮ ॥

---

“સાપ વહી ગયા પણ, લીસોટા જણાય છે.”

---

મોટા મોટા મર્દ મોટાં મોટાં કામ કરી ગયા,
મર્દ એ સૌ ગયા પણ, નામના સુણાય છે;
સિતા, તારા, દ્રૌપદીને, દમયંતી સતી ગઇ,

પણ તેના સતિત્વની, સત્તા સંભળાયછે;
જુઓ અગનોતરોને, છાપનો એ કાળ ગયા,
પણ તેના કેર તણી, કા'ણી તો કેવાયછે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
સાપ વહી ગયા પણ, લીસોટા જણાય છે. ॥ ૪૯ ॥

"ઢાળ તણાં નીર અંતે, ઢાળે ઢળી જાયછે."

ધણી ધણીઆણી, સામાસામી લડી જુદાં પડે,
તોય પણ તેઓ પાછાં, અંતે એક થાય છે;
સમુદ્રનું નીર ભરતી થએ, નદીમાં ભળે,
પણ પાછું ઓટ થએ સમુદ્રે સમાય છે;
કુટુંબીઓ માંહોમાંહી, કલેશ કરી લડે પણ,
અન્ય શત્રુ સામે સહુ, ભેગા મળી ધાયછે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
ઢાળ તણાં નીર અંતે, ઢાળે ઢળી જાય છે. ॥ ૫૦ ॥

"મરદનો ઠામ તો જયાં, જાય ત્યાંએ ખાલી છે."

દ્રુપદને ઘેર ઘણા, રાય મચ્છવેધ કરે,
પણ અરજુને મચ્છ વેંધી હદવાળીછે;
સિતા તણી શુદ્ધ લેવા, હનુમાન ગયો તેણે,
પુરૂષાર્થ બતાવીને, લંકા પરજાળીછે;
ટ્રાન્સવાલ જીતવાને, બ્રિટિશોના વીર ગયા,
પણ રાબર્ટસે જઇ, સત્તા સૌ સંભાળી છે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
મરદનો ઠામ તો જ્યાં, જાય ત્યાંએ ખાલી છે. ॥ ૫૧ ॥

"પરણ્યાંને પાળો અને, જણ્યાંને જીવાડો તે."

પ્રિત કરી પરણીને, પતિ પોતે લાવ્યા તેને,

કોડ કરી સંસારના, લ્હાવા લેવરાવો તે;
બાળક પોતાનાં હોય, તેને ખંત રાખી ખૂબ;
કેળવણી આપી સારી, સુમાર્ગ દેખાડો તે;
નિમકહલાલ હોય, નોકર પોતાનો તેને,
વૃદ્ધ વયે પોષણ કરીને પ્રીતે પાળો તે;
કહે જયસંગ એમાં, કર્યું શું સપાડું તમે,
પરણ્યાંને પાળો અને, જણ્યાંને જીવાડો તે. ॥ ૫૨ ॥

---

"નવરાં રહેલાંઓએ, નખોદજ વાળ્યું છે."

---

નાના પેશવાની રાજ, સત્તા ગઇ ત્યારે તેણે,
નવરો રહયાથી બંડ, કરી નામ બાળ્યું છે;
પાંડવોને પાંચ ગામ, કૌરવોએ આપ્યાં નહીં,
નવરા રહયાથી અંતે, યુદ્ધ તો સંભાળ્યું છે;
નેપોલ્યનને યુરોપનાં, રાજ ઘણાં લીધાં ત્યારે,
સૌએ મળી કેદ કરી, વેર પુરૂં વાળ્યું છે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
નવરાં રહેલાંઓએ, નખોદજ વાળ્યું છે. ॥ ૫૩ ॥

"અગ્નિને ઉધેઇ જુઓ, કદી નવ લાગતી."

---

હોય પુરા પ્રમાણિક, પણે વર્તનાર તેને,
કદી અપ્રમાણિકની, છાપ નવ વાગતી;
પતિવ્રત ધર્મ પાળનારી, નારી હોય તેને,
શીર કદી કલંકની, કાળપ ન આવતી;
નિમક હલાલપણે, નોકરી જે કરે તેને,
નિમક હરામી તણી, ભીતી ન ડગાવતી;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
અગ્નિને ઉધેઇ જુઓ, કદી નવ લાગતી. ॥ ૫૪ ॥

---

"મીઠા ઝાડ તણાં મૂળ, કદી નવ કા'ડીએ."

શાણી સદ્ગુણી શ્યામા, કષ્ટ સહી સેવા કરે,
તેને શિર સેવા તણી, ફરજ ન પાડીએ;
સંકટમાં સ્હાય આપી, ઉભો રહે યાર તેને,
વારે વારે સ્હાય માગી, પીડા ન પમાડીએ;
દિન જાણી દાદ લેવા, દોડી આવે દાતા તેને,
ઘેર જઇ વારે વારે, [1]દોલ ન દેખાડીએ;
કહે જયશંગ એમ, ભલાનો ન અંત લૈએ,
મીઠાં ઝાડ તણાં મૂળ, કદી નવ કા'ડીએ. ॥ ૫૫ ॥

" શેલડીનો સાંઠો ગળચો, ઠેઠ સુધી હોયના. „

એક બે કે ત્રણવાર, સટામાં જો લાભ મળે,
પણ ઠેઠ સુધી એવો, લાભતો જણાય ના;
એકકે અનેક વાર, રણે રંગ રાખે વીર,
પણ વારે વારે એવો, રંગતો દેખાય ના;
જુવાનીમાં ચાર પાંચ, કામ કરી જશ પામે,
પણ એવો જશ બધી, જીંદગી પમાય ના;
કહે જયસંગ એમ. સદારંગ રહે નહીં,
શેલડીનો સાંઠો ગળચો, ઠેઠ સુધી હોય ના ॥ ૫૬ ॥

" ચઢતીમાં સંગી સહુ પડતીમાં કોઇ ના. „

પેશવાની ચઢતીમાં, પાણીપતે લડવાને,
અનેક સંગીઓ મળ્યા, હાર્યે પુંઠ જોઇ ના;
બળવો ઉઠાવવામાં, નાનાને સંગીઓ મળ્યા,
પણ હારી નાઠો ત્યારે, વ્હારે કોઇ જાય ના;
બ્રિટીશની સાથે લડવાને, કુગરને જેણે,
ઘણો ઘણો વકાર્યોતે, હાર્યે તો દેખાય ના;

[1] ગરીબાઇ.

કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
ચઢતીમાં સંગી સહુ, પડતીમાં કોઇ ના. ॥ ૫૭ ॥

---

" હોય વાડ નબળી ત્યાં, છીંડુ સઉ પાડતા. "

---

લુંટવાનો ધંધો લેઇ, લુંટવાને ફરે જેહ,
બાયલા બીકણ જોઇ, તેઓને રંજાડતા;
અનેક અમલદાર, અમલના મદ કરી,
રંક હોય રૈયત ત્યાં, ત્રાશ ઉપજાવતા;
ખુબ ખાઇ ખાઇ, મદ માતા ફરે સાંઢોઆ તે,
રંક આખલાને જોઇ, શીંગડે ચઢાવતા;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
હોય વાડ નબળી ત્યાં, છીંડુ સઉ પાડતા ॥ ૫૮ ॥

---

" હોય હૈયે હીમતતો, મદદ ખુદા તણી. "

---

દમયંતી નળ થકી, વિખુટી વનમાં પડી,
પણ હતી હિંમતતો, થઈ શદભાગણી;
વને જનમીને વને, ઉછર્યો તો વનરાજ,
પણ હતી હીમતતો, થયો રાજયનો ધણી;
શિવાજી ઓરંગઝેબ, તણે વશ પડયો હતો,
પણ હતી હિમતતો, નાશી ચુકયો એઅણી;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
હોય હૈયે હિમતતો, મદદ ખુદા તણી. ॥ ૫૯ ॥

---

" બકરાંને કાઢતાં તો, ઉંટ પેશી જાયછે. "

---

પુરૂષ પ્રયત્ન કરી, દામ રળવાને દોડે,
પણ વાંકી વિધાતાતો, ખોટ ખુબ ખાયછે;

લુચ્ચાઓની જાળમાંથી, છુટવાને દાવ રમે,
પણ દૈવ વાંકો તો તે, ઘણો ગુંચવાય છે;
રાજ તણા લોભે કરી, પરરાજ લેવા દોડે,
પણ વાંકા નશીબથી, પોતાનું તજાયછે;
કહે જયસંગ એમ, વિધી વાંકો હોય ત્યારે,
બકરાંને કાઢતાંતો, ઉંટ પેશી જાયછે. ॥ ૬૦ ॥

---

" મોસાળ વિવાને, મા પિરસણે ત્યાં કે'વું શું ? "

---

ઓળખીતી કોરટમાં, ઓળખીતો ન્યાયાધિશ,
હોયતો ત્યાં માગી દાદ, મળે અટકાવું શું?
પોતાની પંચાત પોતાતણા પંચાતીઆ કરે;
પોતાતણી મીલમાંતો, તહાં પછી જોવું શું?
ગુંનાનો પકડનાર, હોય સાળો પોતાનો તો;
પોતે ગુન્હો કર્યો હોય, તો ત્યાં પછી બીજું શું?
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
મોસાળવિવાને, મા પિરસણે ત્યાં કેવું શું?॥ ૬૧ ॥

---

" આંધળામાં કાણો એક, રાજીઓ ગણાયછે. "

---

અનેક મુરખ તણા, મંડળમાં હોય એક,
સ્હેજ સ્હાજ સમજુતે, વડો વખણાયછે;
નપુશક નર તણા, મંડળમાં હોય એક,
ભડવો તો ભારે માન, પામતો જણાયછે;
નિર્ધનના ગામ માંહે, ગરીબ વણીક વસે,
તો તો નિર્ધનોની માંહે, શ્રીમંત મનાયછે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
આંધળામાં કાણો એક, રાજીઓ ગણાયછે. ॥ ૬૨ ॥

---

"જેવાં હોય જળ તેવાં, કમલ જણાયછે"

---

સરસ્વતી દેવીનું સેવન જેવું કર્યું હોય,
તેવી તેવી પ્રસાદીના, નર નિરખાયછે;
ઊદ્યોગનો અનુભવ, જેવો જેને મળ્યો હોય,
તેવી તેવી ગણતીનો, નર તે ગણાયછે;
વીરકે વીરાંગનાઓ, રણે જેવાં રમ્યાં હોય,
દુનિઆંની દ્રષ્ટે તેવાં, તેવાં તે દેખાયછે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
જેવાં હોય જળ તેવાં, કમળ જણાયછે. ॥ ૬૩ ॥

---

"માતા પણ મુખે માગ્યા, વિણ પિરસે નહીં."

---

ન્યાયાધિશ હોય ઘણો, ન્યાય આપનાર પણ,
ન્યાય માગ્યા વિણ કદી, ન્યાય શું આપે સહી;
રાજા ઘણો રૈયતને, પાળનાર હોય પણ,
રૈયત શું પામે કહો, રક્ષણ છેટે રહી;
દાતા બહુ દાન દેવા વાળો, હોય દીનને તો,
પણ દીન પામે કયાંથી? માગે ન મુખે કહી;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
માતા પણ મુખે માગ્યા, વિણ પિરશે નહીં. ॥ ૬૪ ॥

---

"વિવા સાટે વરસીતો, મુરખ સૌ કરેછે."

---

કુંપદથી ભરેલા હમેશાં નર હોય તેહ,
લાભ લેવા દોડે પણ, દંડતો તે ભરેછે;
મુરખ માણસ જેહ, કોઇનું કહયું ન કરે,
જેજે કામ કરે તેમાં, ઊલટું આચરેછે;
મિત્ર તણા મંડળમાં, ચળેલ ચઢાઉ હોય,
સારી વાત કર્યાને ઠેકાણે લડી મરેછે;

કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
વિવા સાટે વરસીતો, મુરખ સૌ કરેછે.     ॥ ૬૫ ॥

" દુધ દોહી ગાયનુંને, ગધેડીને પાયછે. "

રંકને રડાવી ખુબ, દામ ભેગા કરી કરી,
તાયફા નચાવી તેને, દામતો દેવાયછે;
સુપાત્રની પાસેથી પ્રપંચ કરી પૈસો હરી,
કુપાત્રને કોડે કરી, બક્ષિસ અપાયછે;
સંબંધીઓ લડી લડી, દરબારે દોડી જઈ,
નાણાંથી ખુઆર થઇ, કુતરાં ઘર થછે;
કહે જયસંગ એમ, બુધીહિણ બિચારાઓ,
દુધ દોહી ગાયનું ને, ગધેડીને પાયછે.     ॥ ૬૬ ॥

" જેવાં હોય બીઆં તેવા ઢાળા તેના પડેછે. "

સદ્દગુણી માતાના સંતાન સદ્દગુણી થાય,
દુરગુણી તણા દુરગુણી રાહે ચડેછે;
શુરવીર તણાં સૌ સંતાન શુરવીર થાય,
કાયરનાં સંતાન તો, રણે જતાં રડેછે;
ઉદ્યોગીનાં બાળ બધાં, ઉદ્યોગી અધિક થાય,
આળસુનાં બાળ બધાં, આળસમાં સડેછે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
જેવાં હોય બીઆં તેવા, ઢાળા તેના પડેછે. ॥ ૬૭ ॥

" પડીયા અકરમીના, ભાણે કાણા જાયછે. "

નશિબ વિનાનો નર, ગાદીપતિ થવા જાય;

કાંતો ઉઠે બંડ કાંતો, કેદમાં પુરાયછે;
નસિબ વિનાને હાથ, નાંણાનો ભંડાર ચઢે,
તો તે ભુંડી રીતે બધો, ભંડાર ભેળાયછે;
કરમ વિનાનો કદી, કામનિ પરણી લાવે,
તો તે મળે કુ ભારજા, કાં ગાંડી ગણાયછે;
કહે જયસગ એમ, જગતમાં જોઇ જુઓ,
પડીયા આકરમીના, ભાણે કાણા જાયછે. ॥ ૬૮ ॥

---

" દાનત પ્રમાણે સદા, બરકત થાયછે. "

---

મન થકી આપણે જો, ઇચ્છીએ બીજાનું બુરૂ,
તો તો બુરૂ આપણું આપણને જણાયછે;
પરધન પરનારી, ચોરવાનું ચિત્ત થાય,
ચોરતાં પહેલાં તો તેહ, પોતાનું ચોરાયછે;
અવરનો વારસો લેવાની ઇચ્છા પોતે કરે,
ઇચ્છા પુરી થતાં પેલા પો'તે વહી જાયછે;
કહે જયસંગ એમ, જગતમાં જોઈ જુઓ,
દાનત પ્રમાણે સદા, બરકત થાયછે. ॥ ૬૯ ॥

---

" અણીનો ચુકેલો ઘણાં, વર્ષ સુધી જીવેછે. "

---

અનેક વિઘન જેને, શિર આવી પડયાં હોય,
વિઘ્ન ટળે તો પાછો, મોજ એ ઉડાવેછે;
રણધીર રણક્ષેત્ર, માંહે હોય રોળાતો તે,
બચવા પામે તો પાછો, પોતે સુખ સેવેછે;
ઘણી ઘણી વ્યાધીથી જે, વપુયે પિડાતો હોય,
વ્યાધી ટળે તો તે પાછો, સુખે સજ્યા સુવે છે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
અણીનો ચુકેલો ઘણાં, વર્ષ સુધીજીવેછે. ॥ ૭૦ ॥

---

" પાપ તણો ઘડો ભરી, ગયે ફુટી જાયછે. "

---

અનેક પ્રપંચ કરી, દગા બાજી રમે જેહ,
તેહ અંતે જતાં એમાં, રહેજે સપડાયછે;
કાએલપણાથી ખુની, ઘણાં ઘણાં ખુન કરે,
પણ અંતે પાપીનું એ, પાપ પકડાયછે;
લાંચીઆ જે લાંચ લઈ, ધનના ભંડાર ભરે;
પણ વાત પકડાતાં, ધન એ લુંટાય છે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ॥
પાપ તણો ઘડો ભરી, ગયે ફુટી જાયછે. ॥ ૭૧ ॥

---

" પાણી પિધા પછી ઘર, પુછયે ફળ શું મળે! "

---

પ્રથમ વિચાર કર્યા, વિના ઉંધુ કામ કર્યું,
પાછળથી મનમાં વિચાર કર્યે શું વળે?
આળસમાં આખી જીંદગાની એણે ખોઇ દીધી,
ખોયા પછી સમજયાથી, આખરે શું ઉકળે?
નારી તણા અવગુણ પ્રથમ ન પ્રિછયા કાંઇ,
પરણ્યા પછીથી પ્રીછયે, અવગુણ શું ટળે?
કહે જયસંગ એમ, પાછી મતી હાણ કરે.
પાણી પિધા પછી ઘર પુછયે ફળ શું મળે? ॥ ૭૨ ॥

---

" પ્રસુતાની પિડા તેતો, વંઝા નવ જાણતી. "

---

વૈધવ્ય પણાનું દુઃખ, વિધવાઓ વેઠે જેહ,
તેને સદભાગી સધવાઓ ન પિછાણતી;
સતિ પતિવ્રત પણું, પાળે જે સકંટ સહી,
વ્યભિચારી વામા તેની, પેર ન પ્રમાણતી;
શ્રીમંતની શ્યામા સુખ, સજ્યાએ જે પોઢી રહે,

રંક રામા તણા દુઃખ, ઉર ન એ આણતી;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
પ્રસુતાની પિડા તે તો, વંઝા નવ જાણતી. ॥ ૭૩ ॥

---

" શૂરવીર હોય તેહ, રણમાં ઝુઝી મરે. "

---

એક શાહુકાર તણા, પાંચ પુત્ર હોય પણ,
તેમાંથી જે ડાહયો તેહ, દેશાવરમાં ફરે,
પાંચ સાત વહુ વારૂ, હોય એક કુટુંબમાં,
પણ તેમાં ડાહી હોય, તેહ રસોઇ કરે;
હોય ઘણા મિત્ર પણ, સંકટમાં સ્હાય સમે,
હોય ઘણો સમજુતે, બોજા માંહી ઉતરે;
કહે જયસંગ મળે, યુદ્ધમાં અનેક પણ,
શુરવીર હોય તેહ, રણમાં ઝુઝી મરે. ॥ ૭૪ ॥

---

" અજવાળી રાત પણ, દિનમાં ગણાય ના. "

---

હોય ઘણી ભણેલીને, ચતુર ચતુરા પણ,
પુરૂષના ડાપણને, પડછે મુકાય ના;
કાવ્ય તણા ઘણા ઘણા, ગ્રંથ ભણી કવી બને,
પણ કુદરતી કવિ તુલ્ય તે અંકાય ના;
ફુલ ઝાડ કાગળનાં, કૃત્રિમ રીતેથી કરે,
પણ કુદરતી ફુલઝાડમાં, મનાયના;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
અજવાળી રાત પણ, દિનમાં ગણાયના ॥ ૭૫ ॥

---

"અંધારી નિશાને ચોર, ચિત થકી ચ્હાયછે. "

---

સુધારાના સમો સારો, સર્વને છે સુખકર,

તોય કુધારકો સદા કુધારે રીઝાયછે;
સાંતિ તણો સમો સર્વ, પ્રજાને લાગેછે સારો;
પણ બંડખોરતો આ શાંતીથી અંજાયછે;
નિતિની રીતીથી બધો, વ્હેવાર ચાલેછે સારો,
તોય અનિતિથી ઘણા દુષ્ટ લલચાયછે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
અંધારી નિશાને ચોર, ચિત્ત થકી ચાયછે. ॥ ૭૬ ॥

---

" વેળા વેળા તણી છાંય, જુદી તો જણાયછે. "

---

એક વાર ખુબ જેણે, હાકેમી કરેલી હોય,
તેને શિર એક વાર, સંકટ સુણાયછે;
જેની પુરી પ્રતિષ્ઠાની, પતાકા ચઢેલી હોય,
તેની એકવાર પડી, પતાકા દેખાયછે:
જેનું એકવાર રૂપ, રંગીલું ગણાતું હોય,
વૃદ્ધ વયે તેનું રૂપ, હમેશાં હણાયછે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
વેળા વેળા તણી છાંય, જુદી તો જણાયછે. ॥ ૭૭ ॥

---

" બાગ્યો હાથી ઢીંચણ સમાણું પાણી પીએછે. "

---

શ્રીમંતને શીર ઘણાં; સંકટ આવેલાં હોય,
તે [illegible] રીતે, વ્હેવાર નિભાવેછે;
જેહ શુરવીરે ઘણા, શત્રુઓને રોળ્યા હોય,
તેહ પરવશ છતાં, શત્રુને ધ્રુજાવેછે;
અધિકાર તણો રૂયે, અધિક જે ઘુમ્યો હોય,
તેહ અધિકાર ગયે બીજાને નચાવે છે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
બાગ્યો હાથી ઢીંચણ સમાણું પાણી પીએછે. ॥ ૭૮ ॥

---

" રાવણ જેવાનો અભીમાન છાજયો છે નહી. "

કૌરવોએ અતીશય, અભીમાન કર્યો એથી,
પાંડવોના હાથે ખુબ, રીતે ખરાબી થઇ;
લાવતાં અમર દીવો, હનુમાને ગર્વ કર્યો,
ભરતના બાણ થકી, હિંડયાની ગતી ગઇ;
પેશવાઓ અભીમાન, કરી દિલ્લી લેવા દોડયા
પણ દુર્યાનીને હાથે, રોળાણા રણે સહી,
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
રાવણ જેવાનો અભીમાન છાજયો છેનહીં. ॥ ૭૯ ॥

"દુધમાં સાકર ભળે, મીઠું ભળે છાશમાં."

સંત તણા સમુહમાં, સજ્જન સમાય સદા,
દુર્જન સમાય દુષ્ટ, તણા સહવાસમાં;
સેવક સરસ્વતીના, પોષાય પંડિત માંહી,
અજ્ઞાનીઓ ભળી જાય, મુરખ નીવાસમાં;
સતિ તણા મંડળમાં, સદગુણી શ્યામા સોહે,
વંઠેલી વામાઓ વળે, વેશ્યાઓના વાસમાં;
કહે જયસંગ એમ જગતમાં જોઇ જુઓ,
દુધમાં સાકર ભળે, મીઠું ભળે છાશમાં. ॥ ૮૦ ॥

" મુછ તણો વાળ દુર, થયે ભ્રષ્ટ થાય છે."

નોકરી ઉપર રહે, નોકરોનું નુર વધે,
નોકરીથી દુર થયે, નુર ઘટી જાય છે;
રામા તણું રૂપ સદા, સધવા પણામાં શોભે,
વિધવા થએથી રૂપ, ઝાંખુ તો જણાયછે;
રાજ તણું પાયતખ્ત, રાજ ગાદી થકી શોભે,
રાજગાદી ગયે પુર, લુખુ તો લેખાય છે;

કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
મુછ તણો વાળ દુર, થયે ભ્રષ્ટ થાયછે. ॥ ૮૧ ॥

"મૂખ ખાય તેને લીધે, આંખ તો લજાય છે."

નારી નીચ કૃત્ય કરી, નફ્ફટ પણાથી રહે,
તેથી તેનો પવિત્ર પતિ તો લજવાયછે;
નોકર નાદાન થઇ, નીચ વૃતિ રાખી રહે,
ઉદાર વૃતિનો શેઠ, એથી શરમાય છે;
પુત્ર અનિતિ કરીને, મદમાંહી છાકી ફરે,
પિતા પરમારથી તો, એથી પસતાયછે;
કહે જયસંગ એમ જગતમાં જોઈ જુઓ,
મૂખ ખાય તેને લીધે, આંખ તો લજાય છે. ॥ ૮૨ ॥

"આંજેલુ ખમાય પણ, જોએલું ખમાય ના;

છાની રીતે નારી કાળુ, કરે તે ખમાય પણ,
ચાહન જો ચાલે એમ, તોતો તે વેદાય ના;
નોકર પ્રપંચ કરી, નાણું ખાય તે ખમાય,
પણ ઉઘાડી રીતે તો, દાકડો દેવાય ના;
ધૂર્તે વિદ્યા થકી ધન, ધૂતારાઓ ધમી જાય,
પણ જાણે પોગળ તો, પાઇ તો અપાય ના;
કહે જયસંગ એમ જગતમાં જોઈ જુઓ,
આંજેલું ખમાય પણ જોએલું, ખમાય ના. ॥ ૮૩ ॥

"ઝાકળના મોતી ઝાઝી, વાર ટકતાં નથી."

પંડિતનું ડોળ ધરી, મુરખ ચલાવે નાઘ્ર,
પણ તેહ ઉંધુ પડે, પોતાના લક્ષણથી;
સતી તણો સ્વાંગ ધરી, વેશ્યા વડી થવા જાય,
તો તે ઢોંગ ઢળી પડે, દુષ્ટ આચરણથી;

પાપી હોય પુરૂષ તે, ધર્મી નામ ધારી ફરે,
પણ તે ન ચાલે કદી, એના અવગુણથી;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
ઝાકળનાં મોતી ઝાઝી, વાર ટકતાં નથી. ॥ ૮૪ ॥

"બૈરાં તણી બુદ્ધિ સદા, પાનીએ ગણાય છે."

દશરથ રાયને કૈકેયે, વેણ બાંધી લેઇ,
રામને કઢાવી વન, વિશ્વે વગોવાઈ છે;
કપટી કુરંગ કેડે, સિતાએ મોકલ્યા રામ,
રામ ગયે રાવણથી સિતા તો હરાઇ છે;
દ્રૌપદીએ દુર્યોધન, તણું હાસ્ય કર્યું તેથી,[1]
ભારતનું યુદ્ધ મચી. ત્રાહે પોકરાઈ છે;
કહે જયસંગ એમ, જગતમાં જોઈ જુઓ,
બૈરાં તણી બુદ્ધિ સદા, પાનીએ ગણાઇછે. ॥ ૮૫ ॥

"ઘર ખુટવાથી ઘર, ધણી માર્યો જાયછે."

લંકાધિપતિએ ખુબ, રામ સાથે રાઢ કરી,
પણ બંધુ વિભિષણ, ખુટયે એ રોળાય છે;
કર્ણનો પ્રધાન મળ્યો, માધવ શત્રુને જઇ,
શત્રુ ખીલજીથી કર્ણ, હારી હીણ થાયછે;
પાંડવોને બાળવા કૈરવે લાખાગ્રહ રચ્યો,
પણ ખુટયો વિદુર તો, કૈરવો હણાય છે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
ઘર ખુટવાથી ઘર ધણી, માર્યો જાય છે. ॥ ૮૬ ॥

૧ યુદ્ધિષ્ટરના સ્ફટીકમણીના મેહેલમાં પાણીનો આભાસ ભાળી દુર્યોધને કપડાં ઊંચા લીધાં તે જોઇ દ્રૌપદી બોલી કે "અંધના તે અંધજ."

"ખાળે ડાટા દેઈ દરવાજા, ખુલ્લા રાખતા."

---

નોકરોને યોગ્ય રીતે, પ્રમોશન આપે નહીં,
અને ભાંડ ભવાયાને મુખે માગ્યુ આપતા;
યોગ્ય રીતે દેહ તણા, પોષણમાં પાછા પડે,
અને ઘેર વરો કરી અધિક ઉડાવતા;
જુજ નાણાં માટે સગાં, સંબંધીમાં વેર કરે,
અને બીજા ઘાલે ધન, તેતો ન સંભાળતા;
કહે જયસંગ એમ, અવિચારી જન સહુ,
ખાળે ડાટા દેઇ દરવાજા ખુલ્લા રાખતા; ॥ ૮૭ ॥

---

"બગલાને બહુ જળ, ડોળે લાભ થાય છે."

---

પ્રપંચી પુરૂષને જો, કામ કાંઇ સોંપ્યું હોય,
તેહ ડોળવાથી તેને લાભ તો જણાય છે;
રાજકાજ માંહે ખટપટિઓ પ્રધાન હોય,
તેને રાજ ચુંથવાથી, ફાયદો દેખાયછે;
નેક નેમ વિનાનો જો, ન્યાયાધિશ ન્યાયછણે,
તોતો તેને તેહ છણે, ફાયદો ગણાયછે;
કહે જયસંગ એમ, જગતમાં જોઈ જુઓ,
બગલાને બહુ જળ, ડોળે લાભ થાયછે. ॥ ૮૮ ॥

---

"કરમની રેખ માંહે, ઉદ્યમની મેખ છે."

---

શિવાજીને નશીબથી, મળેલી જો ગણો ગાદી,
તોય તેમાં ઉદ્યમની, જોતાં રૂડી રેખછે;
સિપાઇનો બેટો, નેપોલ્યન જુઓ નૃપ થયો,
તેમાં તકદીર સાથે, ઉદ્યમનો લેખ છે;
નશીબથી શંકર જો આચાર્ય થએલા ગણો,

તોય તેમાં તેહુના, ઉદ્યમની સુરેખ હે;
કહે જયસંગ એમ, જગતમાં જોઈ જુઓ,
કરમની રેખ માંહે, ઉદ્યમની મેખ છે. ॥ ૮૯ ॥

"નકટીના વર જોતાં, જણાયછે જોગીઓ."

લુલી કે લંગડી અંગે, અપંગ જે નારી હોય,
તેની સાથે જાણી જોઈ પરણેછે રોગીઓ;
વેશ્યા કે વંઠેલી વામા, સાથે નીચ નેહ કરે,
નિર્લજ નાદાન જેહ, હોય નીચ ભોગીઓ;
નફટ નાદાન અને લુચા લફંગાઓ સાથે,
સ્નેહનો સંબંધ રાખે, જગતમાં ઢોંગીઓ;
કહે જયસંગ એમ, જગતમાં જોઈ જુઓ,
નકટીના વર જોતાં, જણાયછે જોગીઓ. ॥ ૯૦ ॥

"જાણીતો જે કોયડો તે, કોડીનો ગણાય છે."

વરાળનું યંત્ર જ્યારે, નવું નિકળેલું ત્યારે,
જાણી સૌ અજબ થતા, આજ ક્યાં લેખાય છે.
તાર ટેલીફોન અને, બલુનની શોધ થઇ,
ત્યારે સૌ ચકીત થતા, આજ ક્યાં મનાયછે?
વિજળીના દિવા વળી, નવા નિકળેલા ત્યારે,
તેની ઘણી બુજ હતી, આજ અથડાયછે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
જાણીતો જે કોયડો તે; કોડીનો ગણાયછે. ॥ ૯૧ ॥

" બેઢંગીપણાથી સદા, મુવું પણું સારૂં છે. "

ડાળાએલું દિલ જેનું, ડોલતું રહેછે સદા,
એવા એ અભાગીનું તો, જીવવું અકારૂં છે;

વદેલુ વચન પોતે, પાળી શકે નહીં કદી,
એવા એ અધમથી તો, અન્ય શું નઠારૂં છે;
જગતમાં જેનો કોઇ, વિશ્વાસ ન રાખે જરા,
એવા અવિશ્વાસીથીતો, પશુ પણ પ્યારૂં છે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
એકંત્રી પગાથી સદા, મુગ્ધપશુ સારૂં છે. ॥ ૯૨ ॥

---

" ભેદાભેદ જ્ઞાનીએ ન, ગણ્યો કોઇ રીતથી. "

---

વિદર્ભના રાજાએ, પોતાની પુત્રી પરણાવી,
અગસ્ત્ય મુંનીની સાથે, સમજીને હીતથી;
લોમપદ નામના રાજાએ પુત્રી પોતાનીને,
ઋષ્ય શૃંગ સાથે પરણાવી ચાહી ચીતથી;
તેવી રીતે ભાગીરથ રાજાએ પોતાની પુત્રી,
કૌત્સરૂપી સાથે પરણાવી પુરી પ્રીતથી'
કહે જયસંગ એમ, અસલતો જોઇ જુઓ
ભેદા ભેદ જ્ઞાનીએ ન, ગણ્યો કોઇ રીતથી ॥ ૯૩ ॥

---

" નામાંકિત નરો પણ, નારીથી નચાણાછે. "

---

પારસમણીના જેવા, પારાસર રૂષી હતા,
તોએ તેહુ મંછગંધા, થકી લલચાણાછે;
શંકર સરીખા મહા સમર્થ પુરૂપ પણ,
ભિલડી ભામિનિ થકી, ભારે ભોળવાણાછે;
કૃષ્ણ ઘણા કામેલ પુરૂપ હતા તોએ પણ,
ગોપીઓના ગેલે કરી, પ્રેમમાં મુંઝાણાછે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
નામાંકીત નરો પણ, નારીથી નચાણાછે. ॥ ૯૪ ॥

---

" સરખો વરો છે સદા, સુમને દાતારનો. "

---

દાતારના દામ કોઇ, ઠામ ન ઘલાય કદી,
કંજુસને દંડ પડે, અનેક પ્રકારનો;
દાતારને દામ સદા, વેપારમાં મળે સારા,
કંજુસને વિચાર ન, આવે એ વેપારનો,
દાતારના દામ તણું, રક્ષણ અનેક કરે,
કંજુસને આધાર ન સમો નિરાધારનો;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
સરખો વરો છે સદા, સુમ ને દાતારનો ॥ ૯૫ ॥

" પારકી જનેતા કાન, બાળકના વિધંતી. "

---

લેણુ દેણુ તણી માંહો માંહી તકરાર પડે,
તોતે ત્રીજા મનુષ્યથી તુરત પતી જતી;
ઉછાંછળી હોય ઘણી, બાળકી લાડકવાઇ,
પણ સાસુ તણે હાથ, પડતાં સુધરતી;
પોતાનાં બાળક કદી, પોતાને ન ગાંઠતાં તે,
સેતાજીને વશ પડી, સુસીલતા આવતી;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
પારકી જનેતા કાન, બાળકના વિંધતી. ॥ ૯૬ ॥

---

" દોરડી બળે છે પણ, વળ તેનો ના જતો. "

---

શુરવીર સંગ્રામમાં,ઘાયલ થઇને પડે,
પણ તેનો શુરાતની, ગુણ ઓછો ના થતો;
પાંજરામાં પડ્યા વાઘ, ક્ષુધા થકી ક્ષીણ થાય;
તોય તેનો ઘુરક્યાનો, ગુણ નથી ઘટતો,
કેડકણો કુતરો જો, રોગથી રીબાતો હોય,
તોય તેનો કેડવાનો, ગુણ ન અટકતો,
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,

દોરડી બળે છે પણ, વળ તેનો ના જતો. ॥ ૯૭ ॥

"દુખે જુઓ પેટમાંને, મથિયા માથું કૂટતા."

---

લાંચીયા અમલદાર, લાંચ મળે નહીં ત્યારે,
વાદી પ્રતિવાદી પર, રોષ રાખી રૂઠતા;
પ્રેમદાને પ્રેમરસ, પ્રિતમથી મળે નહીં,
ત્યારે પ્રિતમની સાથે, સ્હેજે વાંધા ઉઠતા;
સ્વારથીયા મિત્રો તણો, સ્વારથ ન સરે ત્યારે,
મિત્ર માથે દોષ દેઇ, મિત્રથી વછુટતા;
કહે જયસંગ એમ, સ્વારથીયા જન સહુ,
દુઃખે જુઓ પેટમાંને. મિથ્યા માથું કુટતા. ॥ ૯૮ ॥

---

"હાથીતણા પેટમાંહે, લેંડનો હિશાબ શો ?"

---

જેને શીર દશવીશ લાખતણું દેવું હોય,
તેને મન હજારના, અંકનો અખાબ શો?
રોગી જેહ રોગ થકી, ઘણો ઘેરાએલો હોય,
જુલાબની ગોળી થકી, થાય એને લાભ શો ?
જેનો જશ જગતમાં, ઘણી રીતે જામ્યો હોય,
તેને મન પછી કહો, કાંઇ ઝલકાબ શો ?
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
હાથીતણા પેટમાંહે, લેંડનો હિશાબ શો? ॥ ૯૯ ॥

---

"ડુંગરા સૌ દુર થકી, દીસે રળીયામણા."

---

દેશ કે વિદેશ દુર સગાં કે સબંધી હોય,
મમતા તે પર બહુ, અંતરમાં આપણા;
પતિ પરદેશ હોય, તેહ પરપત્નિ તણા,
પ્રેમના પ્રવાહ તણી, રહે ન બાકી મણા!

ધર્મ તણાં, તીર્થ ક્ષેત્ર, જેમ બહુ દૂર હોય,
તેમ તેની ચાહના સૌ, ચિત્તમાં કરે ઘણા;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
ડુંગરા સૌ દૂર થકી, દીસે રળિયામણા. ॥ ૧૦૦ ॥

---

"ઊગતા રવિને નમે, નમતાને ના નમે."

---

જગતમાં જેનુ જોર, જામતું જણાય તેને,
માનવાને મન ગમે, અવરને ના ગમે;
નવા સુધારકો સગે, ઘુમીને સૌ રંજ ખેંચે,
પણ જુના સુધારકો, સાથે સુખે ના ઘુમે,
નવા નવા શોધકોને, લેખકોને માન આપે,
પણ જુના હોય તેને સંભારે ન કો સમે,
કહે જયસંગ એમ જગતમાં જોઈ જુઓ,
ઉગતા રવિને નમે, નમતાને ના નમે. ॥ ૧૦૧ ॥

---

"અધુરો જે ઘડો હોય, તેતો છલકાય છે."

---

પુરણ પંડિત પણું, જેનામાં ન હોય તેહ,
આડંબર રાખી અતી, ફરતા જણાય છે;
જેની પાસે દ્રવ્યનો, ભંડોળ ભારે હોય નહિં,
તેહ ઘણા ભભકાથી, ચાલતા દેખાય છે;
વૈદકનું જ્ઞાન જેને પરિપૂર્ણ હોય નહિં,
તેહ આપોઆપ વૈદ, થવા ભટકાયછે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
અધુરો જે ઘડો હોય, તેતો છલકાયછે. ॥ ૧૦૨ ॥

---

"વ્હેમ તણું ઓસડ તો, કોઇથી કરાય ના."

---

પતિવ્રત પાળી પત્નિ, સતિની સમાન રહે,
પણ પતિ ભ્રમિત ને, મનતે, મનાય ના;
શાકણુ ડાકણુ ભુત, પ્રેત નડે નહી કદી,
ભોળાઓને સમજાવ્યે, એવું સમજાય ના;
જેને માટે અંતરમાં, ખોટો તર્ક ઉઠ્યો હોય,
તેને ટાળવાને મથે, તોય તે ટળાય ના;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
વ્હેમ તણું ઓસડ તો, કોઇથી કરાય ના. ॥ ૧૦૩ ॥

---

"નાતરે જવું તો પછી, દિન શું ગુમાવવા?"

---

મનમાં જે કામ કરવાનું, નકી કીધું તેહ,
કરવાને માટે પછી, દિવસ શું ગાળવા!
દેવામાં ડુબાણુ થઇ, દેવાળું કાઢવું ધાર્યું,
તો તો પછી કાઢવાને, વિચાર શા વાળવા!
સ્વદેશ સેવાને માટે, દેહ અરપણ ધાર્યો,
તો તો પછી તેને માટે, સમા શા વિચારવા!
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
નાતરે જવું તો પછી, દિન શું ગુમાવવા.! ॥ ૧૦૪ ॥

---

"સંભવે ન ઊંટકોટે, બકરીને બાંધતાં."
માતપિતા તણો ધર્મ, ઘટિત ગણેછે કોણ?
વૃદ્ધ વર સાથે બાળ, પુત્રી પરણાવતાં;
જગતમાં યોગ્ય જોડું, જોડેલું જણાય કેમ!
સુધરેલી કન્યા જઇ, જંગલીને આપતાં;
કહો કેમ સારી રીતે, સ્નેહ શોભી રહે સદા,

શૂરવીર સાથે મૈત્રી, બીકણને સાંધતાં;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
સંભવે ન ઊંટકોટે, બકરીને બાંધતાં, ॥ ૧૦૫ ॥

---

"પારકી જે આશ તેતો, સદાએ નિરાશ છે."

---

ભીખ માગી માગી ભોગ, ભોગવે ભીખારી કદી
તોય તેહ પરાધિન, પણાનો વિલાસ છે;
કુટુંબી સો એકના, આધાર પર મોજ માણે,
પણ એ આધાર તુટે, એઓનો વિનાશ છે;
મોટા મોટા પંડિતોને, કવિવર પણ કદી,
પારકી આશાએ રહે, તો તે તેના દાસછે;
કહે જયસંગ એમ, જગતમાં જોઈ જુઓ,
પારકી જે આશ તેતો, સદાએ નિરાશછે. ॥ ૧૦૬ ॥

---

"છત ડાહી અને ગાંડી, અછત ગણાયછે."

---

શ્રીમંતની ઘેલી વાણી, ડા'પણ ભરેલી ગણે,
રંક તણી ડાહી વાણી, વૃથામાં કુટાયછે;
મોટાની માનુંની મુકે, મલાઓ તે સારૂ માને,
રંકરામા મલાઝાથી, મૂરખી મનાય છે;
શ્રીમંતની કંજુસાઇ, કરકસરમાં ગણે,
ગરીબ ઉદાર થયે, ઊડાઊ વદાય છે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
છત ડાહી અને ગાંડી, અછત ગણાય છે. ॥ ૧૦૬ ॥

---

"શાંતપણે મારૂં મન, આનંદી ગણાય છે."

---

પ્રેમ કરી પારસમણીની, માળા ગુંથી મેં આ,
પરસ કર્યાથી સૌ, પારસ સમ થાય છે;
અનેક બ્રહ્માંડ તણા, રવિઓનું તેજ તેમાં,
મુકવાથી અજ્ઞાનીનું, અંધપણું જાયછે;
સકલ શાસ્ત્રનો એમાં, સુધારસ આણી મુકયો,
તેથી મૃત જીવ પીતાં અમર મનાયછે;
કહે જયસંગ એવી, મનહર માળ રચી,
શાંતપણે મારૂં મન, આનંદી જણાયછે. ॥ ૧૦૮ ॥

---

માળા ૨ જી સંપુર્ણ.



# માળા ૩૭.

## મનહરછંદ.

" ભુખે મરે વાઘ તોએ, તૃણ તેહ ખાય નહીં. "

જાતે ખાનદાન કદી, બીન રોજગારી બને,
તોય તેહ અનિતિના, ઉદ્યમને ચ્હાય ના;
સદ્‌ગુણી સંકટમાં, પુરા સપડાય પણ,
સંકટથી છૂટવાને, નિતિ ભ્રષ્ટ થાય ના;
સતિને પતિનું સુખ, હોય નહિં લેશ પણ,
તોય તેહ પારકાની, પ્રીતમાં લોભાય ના;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
ભુખે મરે વાઘ તોએ, તૃણ તેહ ખાય ના. ॥ ૧ ॥

" સુકુ બળે તેના ભેગું, લીલું બળી જાય છે. "

ચોર તણા સમુહમાં, શાહુકાર આવી વસે,
તો તે પોતે પણ ચોર, ભેગો પકડાય છે;
બંડખોર પ્રજા ભેગી, રાજ્યભકત પ્રજા રહે,
તો તે બંડખોર ભેગી, પોતે સપડાય છે;
પૃથ્વીમાં પાપીઓના, પાપથી દુકાળ પડે,
તેમાં પાપીઓની સાથે, સરવે પીડાય છે;

કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
સુકુ બળે તેના ભેગું, લીલું બળી જાય છે.     ॥ ૨ ॥

---

"ભુંડું હોય તેના થકી, ભૂત પણ ભાગે છે."

---

સંસારના સુખ સારૂ, પરણે પુરૂષ નારી,
પણ મળે નઠારી તો, સંસાર એ ત્યાગે છે;
પ્રૌઢ પણે સુખ લેવા, પુત્રને પાળે છે પિતા,
પણ પુત્ર કપુત્ર તો, છૂટો થવા માગે છે;
મિત્ર હોય માનીતો તે, રાત દિન પાસે રહે,
પણ બેઇમાની બને, ઝેર જેવો લાગે છે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
ભુંડું હોય તેના થકી, ભૂત પણ ભાગે છે.     ॥ ૩ ॥

---

"નાગા થકી પાદશાહ, પણ આઘા રહે છે."

---

દૈવનો ન ડર રાખી, કુકર્મી જે કેર કરે,
તેના થકી સજ્જનો સૌ, દૂરવાસ ગ્રહે છે;
સુંદર સ્વરૂપવાન, નારી હોય નિર્લજ તો,
સુઘડ પુરૂષ તેના થકી દૂર વહે છે;
હંસ સાથે હેત કરવાને કાગ દોડી આવે,
પણ હંસ હેત કરી, કાગને કયાં ચહે છે ?
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
નાગા થકી પાદશાહ, પણ આઘા રહે છે.     ॥ ૪ ॥

---

"સુંવાળું જયાં હોય ત્યાં તો, હીમ આવી ઠરે છે."

---

લુંટારાઓ લુંટ કરવાને જયારે ફરે ત્યારે,
સાલસ મુસાફરોને, જોઇ લુંટ કરે છે;

વંઠેલી વામાઓ જ્યારે, ધન લેવા ધારે ત્યારે,
જશવંત જુવાનને, શીર આળ ધરે છે;
રાજ તણા ખજાનામાં, જ્યારે ખોટ પડે ત્યારે,
રૈયત બિચારી રંક, કર ભરી મરે છે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
સુંવાળું જ્યાં હોય ત્યાં તો, હીમ આવી ઠરે છે. ॥ ૫ ॥

---

"સાકરના રવા જે, ગળ્યા તે ગળ્યા જાણવા."

---

સજ્જનને શીર કદી, સંકટ અધિક આવે,
તોય તેહ સજ્જનને, સજ્જન પ્રમાણવા;
રાજપાટ તજી વનવાસ જવા વારો આવ્યો,
તોય રામ સાત્વીક તે, સાત્વીક પિછાણવા;
કૌરવોએ પાંડવોને, ઘણાં ઘણાં કષ્ટ દીધાં,
તોય કૌરવોનું હિત, ચહે ઉર આણવા;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
સાકરના રવા જે, ગળ્યા તે ગળ્યા જાણવા. ॥ ૬ ॥

---

"માગ્યા ઘીનાં ચુરમાં તો, કદીએ કરાય ના."

---

પંડિતોની પાસે બેશી, થોડું થોડું જ્ઞાન ગ્રહી,
પંડિત થવાને ધારે, તો તેથી થવાય ના;
કવિઓના કાવ્યમાંથી, થોડાં થોડાં કાવ્ય લઇ,
કાવ્ય ગ્રંથ ગુંથવાને ધારે તો ગુંથાય ના;
વ્યાસ તણી વાણીમાંથી, કથાનાં કથન સુંણી,
કથા કથવાને જાય, તો તેથી કથાય ના;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
માગ્યા ઘીનાં ચૂરમાં તો, કદીએ કરાય ના. ॥ ૭ ॥

---

"કાજળની કોટડીઆં, પેઠે ડાઘ પડે છે."

---

દુર્જનની સોબતમાં, સજ્જન જો જઇ ભળે,
તો તે દુર્જનનો સંગ સજ્જનને અડે છે;
એહ ભર્યા મરણમાં, રો કકળ થતી હોય,
તો ત્યાં જેહ જાય તેનાં, હૃદય તો રડેછે;
લગ્ન તણા મંડપમાં, ગાન તાન થતાં હોય,
તો ત્યાં જોવા જાય તેનાં, ચિત્ત ચાળે ચડેછે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
કાજળની કોટડીમાં, પેઠે ડાઘ પડે છે. ॥ ૮ ॥

---

"પારકા પુત્રોથી કદી, સપુત્રા થવાય ના."

---

લગ્નના પ્રસંગ સમે, પારકાં ઘરેણાં માગી,
પેરવાથી કોઇ દિન, ગ્રહસ્થી ગણાયના;
શરાફની દુકાને, પારેખ થઇ બેઠા પછી,
નાણાં ફેરવ્યાથી નિજ, શરાફી લખાયના;
રાજ્ય તણી નોકરીથી, અધિકાર મળ્યો તેથી,
અધિપતિ સમ કદી, આપે ઓળખાયના;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
પારકા પુત્રોથી કદી, સપુત્રા થવાયના. ॥ ૯ ॥

---

"સોનાની થાળીમાં મેખ, લોઢા તણી ખુંચતી."

---

પંડિતના ટોળામાંહી, એક અપંડિત હોય,
તોતે વાત પંડિતને, મને નવ રૂચતી;
પતિવ્રતા પાડોશમાં, વેશ્યા આવી વાસ કરે,
તો તે પતિવ્રતાને એ, વાત છે અરૂચતી;
શરાફની શેરી માંહે, ચોર આવી વાસ વસે,

તો તેથી સૌ શરાફોને, મન વાત મુંઝતી;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
સોનાની થાળીમાં મેખ, લોઢા તણી ખુંચતી. ॥ ૧૦ ॥

---

"અઘડીને સુવાવડ, રહે સદા ચાલતી."

---

જેને શીર શત્રુ ઘણા, ગાજી રહ્યા હોય તેને,
એક પછી એક એમ, ઉપાધીઓ આવતી;
જેની ધજા અનેક, પ્રદેશ પર ઉડી રહી,
તેની વૃત્તિ લડાઈમાં સદા રહે હાલતી;
જેને ઘેર અનેક વેપાર, તણી વૃદ્ધી હોય,
તેની વૃત્તિ નિત્ય નફા, ટોટાને નિહાળતી;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
અઘડીને સુવાવડ, રહે સદા ચાલતી. ॥ ૧૧ ॥

---

"ગરમ પાણીથી કદી, ઘર બળી જાયના."

---

મા બાપને પુત્ર પર, ક્રોધ ઘણો ચઢે પણ,
મા બાપથી પુત્ર તણું, માઠું કદી થાયના;
અંતરમાં જેના પર, પ્રેમ પરિપૂર્ણ હોય,
તેના પર રોષ ચઢે, કશુંએ કરાયના;
માનુનિ જે મનમાં, માનિતિ અતિશય હોય,
તેના પર ક્રોધ ચઢે, કદીએ તજાયના;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
ગરમ પાણીથી કદી, ઘર બળી જાયના. ॥ ૧૨ ॥

---

"ઊંટ પણ મારવાડ, સામુ જોઇ સોંછે."

---

દેશ તજી પરદેશ, કમાવા જે ગયા હોય,

સુખી થાય ત્યાં તે છતાં, સ્વદેશ સંભારે છે;
જુવાનીના જોરમાં જે, વંઠી વટલાઇ જાય,
અંતે નાત જાતમાં એ, જવા ધ્યાન ધરેછે;
રંક પિતા તણી પુત્રી, શ્રીમંતને વરી હોય,
તોય તેહ તાત ઘેર, જવા વૃત્તિ કરેછે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
ઉંટ પણ મારવાડ સામું જોઇ મરેછે. ॥ ૧૩ ॥

---

"શ્રીમંતની ચાલે ચાલી, રંક ખત્તા ખાય છે."

---

શ્રીમંતની ચાલ જોઇ, રંક તે પ્રમાણે ચાલે,
તો તે રંક અંતે જતાં, ખુવારજ થાયછે;
રાજા તણી રીત જોઇ, ખવાસ એ રીતે ચાલે,
તોતો એ ખવાસ અંતે, દિવાનો દેખાયછે;
જાહાજવાળી તણે વાદે, ગાંધી જો વેપાર કરે,
તો તે ગાંધી તણી અંતે, મુડી સૌ ખોવાય છે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
શ્રીમંતની ચાલે ચાલી, રંક ખત્તા ખાય છે. ॥ ૧૪ ॥

---

જુવાનીને દીવાની બે, સરખાં ગણાય છે."

---

મનુષ્યને જુવાનીનો, જુઆળ ચઢેછે ત્યારે,
સાન ભાન ભુલી ભુંડી, ભાતમાં ભણાય છે;
નિતિની રીતિનું સારૂ, શિક્ષણ શિખેલું હોય,
તોય તેહ જુવાનીના, જોરમાં તણાય છે;
શાણીને સુસીલ શ્યામા, હોય સદ્‌ગુણી પણ,
જોબનનો મદ ચઢે, ગુણ એ હણાય છે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
જુવાનીને દીવાની બે, સરખાં ગણાય છે: ॥ ૧૫ ॥

---

"આકળા જે હોય તેના, પાળીઆ રોપાયછે."

---

લડાઇના જંગ માંહી, આકળા જે આગે ધાય,
તો તે અંતે શત્રુ તણા, હાથથી હણાય છે:
સરિતાનું પૂર બેઉ, બાજુ ચઢયું હોય તેમાં,
આકળા થઇ પડે તે, પૂરમાં તણાય છે;
અગ્નિ તણી જવાળા ખૂબ, જોર ભરી લાગે તેને,
આકળા થૈ ઓલવે તે અંજાઇ હોમાય છે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
આકળા જે હોય તેના, પાળીઆ રોપાય છે. ॥ ૧૬ ॥

---

"બોલે તેના બોર બધા, વિશ્વમાં વેચાય છે."

---

વેપારીનો માલ કદી, ખુણે રહયે ખપે નહીં,
પણ પડે જાહેર તો, વેચાણ એ થાય છે;
કવિઓના કાવ્ય ગ્રંથ, ખુણે રહયે ખપે નહીં,
પણ પડે જાહેર તો, ઝટ ખપી જાય છે,
પંડિતનુ જ્ઞાન ગુપ્ત, રહયે એ પુજાય નહીં,
પણ થાય પ્રગટ તો, સર્વત્ર પુજાય છે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
બોલે તેનાં બોર બધા, વિશ્વમાં વેચાય છે. ॥ ૧૭ ॥

---

" દૂધ પાઇ ઉછેરેલો, સાપ ડંશ કરે છે. "

---

નીંચ જાત હોય તેને, પુરી રીતે પાળે પોષે,
તેમ તેમ નિમક હરામી થઇ ફરે છે;
જેના પરતાપે નીંચ, રૂડી રીતે રળી ખાય,
અંતે નિજ અર્થે એનો, પ્રાણ પોતે હરે છે;
કમજાત કામનિના, કોડ પતિ પુરા કરે,

તોય તેહ્ પતિ થકી, પ્રતિકુળ ઠરે છે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
દૂધ પાઇ ઉછેરેલો, સાપ ડંશ કરે છે. ॥ ૧૮ ॥

---

" હાથનાં કરેલાં હૈયે, વાગતાં જણાય છે, "

---

કપટી કપટ કરી, કોઇને ફસાવવા જાય,
તો તે ફાંસામાંહી પોતે, કપટી ફસાય છે;
પર દ્રવ્ય હરવાને, હેવાન જો તાક માંડે,
તો તે તાક થકી તેનું, દ્રવ્ય તો હણાય છે;
શત્રુતા જણાવી શત્રુ તણું શીર લેવા ધારે,
પણ તેનું લેતાં પેલાં તેનુંજ લેવાય છે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
હાથનાં કરેલાં હૈયે, વાગતાં જણાય છે. ॥ ૧૯ ॥

---

" સોનાની કટારીકાંઇ, પેટમાં મરાય કે ? "

---

હોય જરી કસબનાં, ચીર જે શોભિતાં સારાં,
તેના થકી શરીરનું, રક્ષણ કરાય કે ?
હોય સારી સમશેર, કાપી નાંખે કાયા એવી,
તોય પણ તેથી કદી, શાક શું મોળાય કે ?
સેવા માટે ઘરમાં સાળીંગરામ રાખ્યા હોય,
કહો કદી એથી કાંઇ, મશાલો વટાય કે ?
કહે જયસંગ એમ, જગતમાં જોઈ જુઓ,
સોનાની કટારી કાંઇ, પેટમાં મરાયકે? ॥ ૨૦ ॥

---

" દવ લાગ્યો હોય તે શું, કોગળે ઓલાયકે ? "

---

ઘણા ઘણા શત્રુશીર, ગાજી રહયા હોય તેમાં,
એકાદને સાંત્ત પાડે, બીક બધી જાયકે?
અનેક વ્યાધીથી આખું, શરીર ઘેરાણું હોય,

તેમાં ત્રુજ હતા નાંખે, રોગ શું હણાયકે?
સરિતાના પુરનો પ્રવાહ રોકવાને કાજે,
થોડી થોડી માટી નાંખે, પ્રવાહ રોકાયકે?
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
દવ લાગ્યો હોય તે શું, કોગળે ઓલાયકે? ॥ ૨૧ ॥

---

" માખણમાં વાહુ મારવીછે એતો સ્હેલછે. "

---

ગરીબના પેટપર, પગ મુકી પાળી દેવી;
એવું કામ કરવામાં, કહો શું મુસ્કેલછે?
શાણાને સુશીલ જન, હોય તેને સતાવવાં,
એમાં કઠણાશ લાગુ, કામ શું કહેલછે?
સંસારની માયાથી, શાંત થઇ બેઠા હોય,
તેને દુઃખ દેવું જેમાં, આડશી નડેલછે?
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
માખણમાં વાહુ મારવીછે એતો સ્હેલછે. ॥ ૨૨ ॥

---

" શંકરની સાથે તેનો, પોઠીઓ પુજાયછે. "

---

સજ્જનનો સંગ કરી, ચાલે છે જે સંસારમાં,
સજ્જનની સાથે એહ, સદા વખણાય છે;
શુરવીર સાથે જેહ, સંબંધમાં હોય તેના,
શુરવીર સાથે જશ, જગમાં ગવાય છે;
ધર્માચાર્ય સાથે જેઓ, સંબંધમાં હોય તેઓ,
ધર્માચાર્ય સાથે સારી, રીતથી સેવાય છે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
શંકરની સાથે તેનો, પોઠીઓ પુજાય છે. ॥ ૨૩ ॥

---

"ભંગીઆની છાયા પડે, તોએ અભડાઇએ."

કાળાં કૃત્ય કરનારા, કુકર્મી જે હોય તેને,
નજરે નિહાળવાથી, દોષીત દેખાઇએ;
પાખંડી જે હોય તેની, પાસે ઉભા રહયા થકી,
દેવ તણા દોષ માંહી, જરૂર ગણાઇએ;
ઘાતકી અધરમીને, લુચ્ચા જુઠા જારી તણા,
આંગણેથી નિકળવે, પાપથી છોવાઇએ;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
ભંગીઆની છાયા પડે, તોય અભડાઇએ. ॥ ૨૪ ॥

"ભુંડી ભામનિથી ભલા, ભલા નર ભાગ્યા છે ?"

કેકૈના કથન થકી, રામને વિદેશ કાઢી,
દસરથે દેહ તજ્યો, અંતર ઘા વાગ્યા છે;
પીંગળા નારીથી પુરી, રીતે ભ્રતૃહરિ હારી,
વ્યવહાર તજીને રાજપાટ સહુ તાગ્યા છે;
સંયોગતા સારૂ જુઓ, પૃથિરાજ પિડા પામ્યો,
ઘણા ઘણા શત્ર એને, શીર એના જાગ્યા છે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
ભુંડી ભામનિથી ભલા ભલા નર ભાગ્યા છે ? ॥૨૫॥

"મિયાં ચોરે મુંઠથી તો, અલ્લા લે છે ઊંટથી."

અનિતિનું ધન થોડે, થોડે ભેગું કર્યું હોય,
તો તે દેવ સામટું, ઉઠાવે અગ્ન લુંટથી;
લાંચ લઇ લઇ ધન, લાંચીઆ જે ભેગું કરે,
તેહ ધન અંતે ફના, થાય ફાટ ફુટથી;
ચોર ચોરી કરી કરી, ધન હરી લાવે પણ,
પકડાતાં પાયમાલ, રાજની અરૂઠથી;

કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
મિયાં ચોરે મુઠથી તો, અલ્લા લે છે ઉંટથી. ॥ ૨૬ ॥

---

" આંધળાને આરતીયા, સરખા ગણાય છે. "

---

સ્વારથીયા જન સદા, સ્વારથ સધાવા સારૂ,
લોક લાજ તજી કામ, કરતા જણાય છે;
દેવું કરી દ્રવ્ય લેવા તણી હોય ગરજ તે,
ધીરનાર ના, ના, કરે, તોએ લેવા જાય છે;
નોકરીમાં રાખવાને, શેઠ ના, ના કરે તોએ,
ગરજુ જે હોય તેહ, નિત્ય ધક્કા ખાય છે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
આંધળાને આરતીયા, સરખા ગણાય છે. ॥ ૨૭ ॥

---

" લાડી પાડી તણાં અંતે, નિવડે વખાણ છે. "

---

મીઠું મીઠું બોલનારા, મિત્ર ઘણા મળે પણ,
લાંબા અનુભવે એનું, ખરૂં તો પ્રમાણ છે;
ઉપરથી કાર્યની કુશળતા બતાવે પણ,
ઘણાં કાર્ય કર્યે જાણો, જાણ કે અજાણ છે;
પત્નિ સહુ પતિ તણી, સારે સમે સેવા કરે,
પણ દુઃખે દુભાય તો, જાણીએ સુજાણ છે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
લાડી પાડી તણાં અંતે, નિવડે વખાણ છે. ॥ ૨૮ ॥

---

"વિખ તણા જીવ સદા, વિખના વિલાશી છે."

---

ભાંગ ગાંજો દારૂ અને, અફિણ પિનારાઓને,
બીજી મઝા મુકી ઝેરી, મઝા સારી ભાસી છે;

કુડાં કૃત્ય કરનારા, કુડાં કૃત્ય કરે ત્યારે,
આનંદની વૃત્તી બધી, પુરણ પ્રકાશી છે;
જાર કર્મ કરનારા, જારીને અનેક સુખ,
મળે તોએ જાર કર્મ, વિના એ ઉદાશી છે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
વિખ તણા જીવ સદા, વિખના વિલાશી છે. ॥ ૨૯ ॥

"ભર્યે ભાણે તૃપ્તી નથી, એઠ ચાટે શું થશે ?"

પોતાને અધિક ધન, મળ્યું તોએ તૃપ્તી નહીં,
ત્યારે પરધન હર્યે તૃપ્તી ક્યાંથી આવશે ?
પતિવૃતા પતિ થકી, મન ન રીઝાયું ત્યારે,
પરનારી તણી પ્રીતે, મન ક્યાંથી રીઝશે ?
અધિક પગાર મળ્યો, તોએ મન માન્યું નહીં,
ત્યારે પછી લાંચ લીધે, કહો ક્યાંથી માનશે ?
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
ભર્યે ભાણે તૃપ્તી નથી, એઠ ચાટે શું થશે! ॥ ૩૦ ॥

"કાળમાં અધિક માસ, આવે તો તે ખુચતો."

નિર્ધનપણાથી નિરવાહ, ચાલ્યો જતો હોય,
તેમાં લગ્ન પ્રસંગ આવે તો તે અરૂચતો;
આધી વ્યાધી ઊપાધિથી, આકુળ વ્યાકુળ મન,
તેમાં અન્ય દુઃખ આવે, ઉપાય ન સુઝતો;
અનેક શત્રુની શેહ, થકી મન મુંઝે તેમાં,
બીજા નવા નીકળે તો મન બહુ મુંઝતો;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
કાળમાં અધિકમાસ, આવે તો તે ખુચતો. ॥ ૩૧ ॥

"લાખ ગાડરોથી એક, હાથી વશ થાયના."

કાયરોનું જુથ ઝાઝુ, મળયું હોય તેહ થકી
એક શુરવીર સામું, કદીએ ટકાયના;
અર્ધ દગ્ધ પંડિતોએ, વાદ કે વિવાદ કરી,
એક પૂરા પંડિતને, કદીએ જીતાયના;
ઘણા ઘણા રંક મળી, એક શ્રીમંતની સાથે,
બાંધી બેસે વેર તેથી, શ્રીમંત હણાયના;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
લાખ ગાડરોથી એક, હાથી વશ થાયના. ॥ ૩૨ ॥

"સિંહણનું દુધ લેવું, મહા મુશકેલ છે."

મરદનું બરદ લેવાને કોઇ મન ધારે,
તો તે બદ લેવા તણું, કામ નહિ સ્હેલછે;
સતિ તણું હાસ્ય કરી, હર્ષ ઉપજાવા જાય,
તો તે હાસ્ય હરદમ, ભયથી ભરેલછે;
શત્રુ તણા સમુહમાં, માન મેળવવા જાય,
તો તે માન મેળવતાં, ભ્રષ્ટ તો થએલ છે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
સિંહણનું દુધ લેવું, મહા મુશકેલ છે. ॥ ૩૩ ॥

"ઝાંઝર વેચીને શું, શેઠાણી તો થવાય કે?"

પારકી પેઢીથી નાણું, કરજે કાઢીને પછી,
ધીરધાર કરવાથી, શરાફી ગણાય કે?
પોતાની સ્થાવર કે જંગમ મિલકત વેચી,
દાતાર થવાને માટે, દાનમાં દેવાય કે?
જગતમાં જશવંત, ગણાવાને માટે કહો
જીંદગીને જોખમમાં કદીએ નંખાય કે?

કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
ઝાંઝર વેચીને શું, શેઠાણી તો થવાય કે?　　॥ ૩૪ ॥

"ભલા ગુરૂ ગાંઠનું, ગોપીચંદન ખૂએછે."

સજ્જન સદાએ પરહિત કરવાને કાજે,
ગાંઠ તણા ગ્રંથ પોતે, ગુમાવતા જુએછે;
હોય દેશ હિતેચ્છુ તે, દેશહિત કાજે સદા,
સંકટની સળગતી ચિતા માંહી સુએછે;
ભલા ધર્માચાર્ય પોતે, પાપી તણા પાપ જોઇ.
જ્ઞાન આપી પાપીઓને, પાપ તેનાં ધૂએછે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
ભલા ગુરૂ ગાંઠનું, ગોપીચંદન ખૂએછે.　　॥ ૩૫ ॥

"ઊંધ વેચી કહો કોણ, ઉજાગરો ઇચ્છતા?"

આનંદના ઉત્સવમાં, રમી રહયાં હોય એહ,
જાણી જોઇ શોકતણા, સમુદ્રે ન ડુબતા;
સંતોષથી સંસારમાં, સારી રીતે રહે એહ,
જાણી જોઇ ઉપાધીમાં, કદીએ ન આવતા;
નચિંત પણાથી જેઓ, જગતમાં ખેલે તેઓ,
જાણી જોઇ ચિંતાતુર, હાલત ન માગતા;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
ઊંઘ વેચી કહો કોણ, ઉજાગરો ઇચ્છતા?　　॥ ૩૬ ॥

"કંચનની કીંમતતો, તાવ્યાથી જણાયછે."

વચન પોતાનું પાળવાને માટે હરિશ્ચંદ્ર,
નિચ ઘેર રહે, સત્યવાદી સમજાયછે;

પતિ સાથે સિતા સતી, વનમાંહે વાસ વશી,
તેથી પતિવ્રતા પુરી રીતે પરખાય છે;
દશરથ તણા મિત્ર, જટાયુએ સિતા સારૂ,
પ્રાણ તજયા પોતાના તો, મિત્રતા મનાયછે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
કંચનની કિમત તો તાવ્યાથી જણાયછે. ॥ ૩૭ ॥

---

"સુખડ ઘસાય પણ ઓરસ્યો ઘસાયના."

---

રંકને શ્રીમંત સાથે, સ્નેહનો સંબંધ હોય,
તેમાં રંક શ્રીમંતથી, વધુ વેતરાયના;
નિર્લજને લાજવંત, વચ્ચે જે વિવાદ થાય,
ત્યારે તેમાં નિર્લજ તો, લાજ્યો લજવાયના;
સુઘડને કંટકની, સાથે જો સંબંધ પડે,
તેમાં સુઘડથી કદી, લાભ તો પમાયના;
કહે જયસગ એમ જગતમાં જોઇ જુઓ,
સુખડ ઘસાય પણ, ઓરસ્યો ઘસાયના. ॥ ૩૮ ॥

---

"ખાળમાં ગયે ગણાતું, ગંગ નીર ખાળમાં."

---

જુઆરીના ટોળામાંહે, સજજન જો જઇ ભળે,
તો તે સૌ જુઆરી જેવો, જણાતો તત્કાળમાં;
મુખથી અનેક ગાળ, વદે તેમાં એક વેણ,
મીઠુ બોલે તોય તેહ, ગણાયછે ગાળમાં;
માથાના મુંડેલા વાળ, તેમાં કદી પડે એક,
કેશરનો વાળો તોતે, ગણાયછે વાળમાં;
કહે જયસંગ એમ જગતમાં જોઇ જુઓ,
ખાળમાં ગયે ગણાતું, ગંગ નીર ખાળમાં. ॥ ૩૯ ॥

---

"સોજા ચઢે તેથી, કદી તાજા ન ગણાઇએ."

---

અલંકાર અન્ય તણા, માગી લાવી પે'રવાથી,
ઝવેરાત વાળા કદી, પોતે ન જણાઇએ;
માથે હોય કરજને, ઘરમાં રાખીએ નાણું,
તેથી કદી નાણાવટી નક્કી ન લેખાઇએ;
પારકી પુંજીના વહિવટ, સારૂ ટ્રસ્ટી ઠર્યા,
તેથી તે પુંજીના નવ, માલીક મનાઇએ;
કહે જયસંગ એમ જગતમાં જોઇ જુઓ,
સોજા ચઢે તેથી, કદી તાજા ન ગણાઇએ.　॥ ૪૦ ॥

---

"બોલ્યું બ્હાર પડે અને રાંધેલું વરે પડે."

---

સારૂ કે નઠારૂ વેણ મુખમાંથી નીકળ્યું તે,
પાછું કદી પેસે નહીં, ચાહન ચોરે ચડે;
ક્રોધના આવેશમાં જે, સારૂ કે નઠારૂ કામ,
કીધુ તેની તેવી છાપ, જીંદગી સુધી જડે;
એકવાર ભુલેચુકે, ધર્મ થકી ભ્રષ્ટ થાય,
પછી શુદ્ધ થાય નહિ, કદી શુદ્ધતા વડે;
કહે જયસંગ એમ જગતમાં જોઇ જુઓ,
બોલ્યું બ્હાર પડે અને, રાંધેલું વરે પડે.　॥ ૪૧ ॥

---

"દૈત્યતણા દિલમાંહે દયા નવ આવતી."
અનિતિની રીત, જેના ઉરમાંહે રમી રહી,
તેને ઉર અસરતો, નિતિની નહીં થતી;
વિવેક વિનાનો જન, હોય જેહ જગતમાં,
તેને વાત વિવેકની, અંતર ન ભાવતી;
જેનું મન ઇરષાથી, અત્યંત ભરેલું હોય,
તેની ચિત્ત વૃત્તિ નવ, આનંદમાં રાચતી;

કહે જયસંગ એમ જગતમાં જોઇ જુઓ,
દૈત્ય તણા દિલ માંહે, દયા નવ આવતી. ॥ ૪૨ ॥

" ગોલાંઓને દરબાર, ઢીંચણુ સમાન છે. "

હાકેમની હજુરને, પ્રજા મુશકેલ માને,
પણ હજુરીને મન, એ તો સ્હેલું સ્થાન છે;
ગંગાજીનું માન. પરદેશમાં મનાય ઘણું;
પણ કાશી વાસીમાં તો, ઓછું સનમાન છે;
બગીચામાં ફુલ ઝાડ, દેખી બીજા ખુશ થાય,
પણ માળીને તો નિત્ય, ફુલથી પિછાન છે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
ગોલાંઓને દરબાર, ઢીંચણુ સમાન છે. ॥ ૪૩ ॥

" ખુદા એક પલકમાં, ચ્હાય તેમ કરે છે. "

વૃષ્ટી વિના સરોવરો, ખાલી ક્રેક પડયાં હોય,
પણ એક પો'રમાંએ, પ્રભુ જળે ભરે છે;
સુંદર શોભાયમાન, પૂર એક પલકમાં,
ભુકંપ કરીને પ્રભુ, ભોંયમાં ઉતારે છે;
આનંદના ઉત્સવમાં, રમી રહયા હોય તેના,
પ્રાણ એક પલકમાં, કોલેરાથી હરે છે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
ખુદા એક પલકમાં, ચ્હાય તેમ કરે છે.

" સુતેલા સિંહને, શું જગાડવામાં સાર છે ? "

લુચ્ચાઓની ટોળી જે. નિરાશ થઇ બેઠી હોય,
તેને કરે જાગ્રત તો, નક્કી નડનાર છે;

શત્રુ જેહ શાંત થઇ, એક ખુણે પડયો હોય,
તેને કાંટો ચડાવ્વાથી, પુરો પીડનાર છે;
દેહ તણા દોષ જેહ, શાંત થઇ સમ્યા હોય,
તેને તાજા કરવાથી, જીવ હરનાર છે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
સુતેલા સિંહને શું, જગાડવામાં સાર છે? ॥ ૪૫ ॥

---

" આંજેલું ખમાય પણ, દીઠેલું ખમાય ના. "

---

છાની રીતે નોકરો બગાડે તેનો બાદ નહીં,
પણ નજરે બગાડે તો તો તે જોવાય ના;
અણજાણ્યે ધીના ગાડુ, ઘરમાંથી ચાલ્યા જાય,
પણ પોતાને હાથેથી, પાશેર અપાય ના;
ખેતર વાડીનાં ફળો, છાનાં રખોપીઓ ખાય,
પણ હાથે પોતાનાથી, તેમને દેવાય ના;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
આંજેલું ખમાય પણ, દીઠેલું ખમાય ના. ॥ ૪૬ ॥

---

"આકીન રાખે છે તેને, દૈવ સદા ફળયો છે."

---

નરસી મે'તાને હુંડી, શિકાર્યાની શ્રદ્ધા હતી,
તો તે કૃષ્ણે શિકાર્યાથી, ટેક તેનો પળયો છે;
સન્યાસીની સભા મધ્યે, નરશીને શ્રદ્ધા હતી,
તેથી હરિ તણા હાથે, હાર એને મળ્યો છે;
દ્રૌપદીની શ્રદ્ધાથી પ્રભુએ ચીર પુર્યાં જુઓ,
દેખી દુષ્ટ કૌરવોનો, ગર્વ બધો ગળયો છે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
આકીન રાખે છે તેને, દૈવ સદા ફળયો છે. ॥ ૪૭ ॥

---

"સૌની સાથે મરવું તે, વિવા જેવું જાણવું."

---

કોલેરાના સમયમાં, સૌને ભય હોય ત્યારે,
આપણને ભય હોય, એથી હારી ના જવુ;
શિઆળાની સખત ઠંડીમાં સર્વ ધ્રુજે ત્યારે,
આપણ ધ્રુજીએ એથી, ઓછું નવ આણવું;
દુકાળમાં વૃષ્ટિ વિના, સૌનાં ઝાડ પાન સુકે,
તેમાં સુકે આપણાં તો, શોકાતુર ના થવુ;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
સૌની સાથે મરવું તે, વિવા જેવું જાણવું. ॥ ૪૮ ॥

---

"જમે માર્યો બાપ તેની, રીસ રાખ્યે શું સરે?"

---

રાજા જ્યારે કોપ રીક, રૈયતને નડે ત્યારે,
રૈયત બિચારી રીસ, રાખી તેને શું કરે?
પત્નિ જ્યારે પતિને વગોવી બધે વાંસ બાંધે,
ત્યારે પતિ પત્નિથી રિસાયે શું સુખી ઠરે?
વ્યવહારમાં વારે વારે, દૈવ પ્રતિકુળ થાય,
ત્યારે દૈવ પર રીસ, રાખ્યે દૈવ શું ડરે?
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
જમે માર્યો બાપ તેની, રીસ રાખ્યે શું સરે? ॥૪૯॥

---

"જેણે રાખ્યો સંપ તેને, જંપ આઠે જામ છે."

---

જેને કોઇ સાથે કદી, કલેશ કે કુસંપ નથી,
તેને જીંદગીમાં સદા, જુઓ તો વિરામ છે;
જેણે બધા જગતથી, ભ્રાતૃભાવ રાખી જાણ્યો,
તેને આ સંસાર સદા, સુખ તણું ધામ છે;
જેણે ઠામ ઠામ ઠાવકાઇ થકી કર્યાં કામ,

તેને જયાં જયાં જાય ત્યાં ત્યાં, ઠરવાનાં ઠામ છે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
જેણે રાખ્યો સંપ તેને, જંપ આઠે જામ છે. ॥ ૫૦ ॥

---

" મન જેણે માર્યું તેણે, કામ સૌ સુધાર્યું છે. "

---

નિતિના નિયમ જેણે, મન મારી પાળ્યા તેણે,
સંસાર સમુદ્રમાંથી, દેહ નાવ તાર્યું છે;
મન મોટું રાખી પોતે, કીરતી કમાયા તેણે,
બોતેર પેઢીનું કુળ, પાર તો ઉતાર્યું છે;
મોહ થકી માયાના જે, ફંદમાં ફસાયા નહીં,
તેણે વડા વેરીઓના, સૈન્યને સંહાર્યું છે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
મન જેણે માર્યું તેણે, કામ સૌ સુધાર્યું છે. ॥ ૫૧ ॥

---

" મન હોય મેલું તેને, મેલું સૌ દેખાય છે. "

---

સંબંધીના સ્વર્ગવાસ, થકી શોક હોય તેને,
સંસાર આ શોકાતુર, સદા સમજાય છે;
વિરહીણી વનિતાને, પતિના વિયોગ વડે,
શરદની ચંદનીમાં, આતસ ભળાય છે;
સુઘડ પુરૂષને વંઠેલી વામા જુએ ત્યારે,
તેને માટે તેને મન, ખોટો ભાસ થાય છે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
મન હોય મેલું તેને, મેલું સૌ દેખાય છે. ॥ ૫૨ ॥

---

" રૂઠે કુદરત ત્યારે, સિધ્ધું સુઝતું નથી. "

---

કૌરવોની પર જ્યારે, કુદરત કોપ્યો ત્યારે.

કહ્યા છતાં કર્યો કલેશ, જુઓ પાંડુતનથી;
પાંડવોની પર જ્યારે, પ્રભુ પૂરો રૂઠયો ત્યારે,
દ્યુત રમવાની બુદ્ધિ, સુઝી ઉઠી મનથી;
રાવણની પર જ્યારે, કીરતાર કોપ્યો ત્યારે,
સિતાનું હરણ કરી આવ્યો પોતે વનથી,
કહે જયસંગ એમ, જગતમાં જોઈ જુઓ;
રૂઠે કુદરત ત્યારે, સિધ્ધું સુઝતું નથી. ॥ ૫૩ ॥

---

" ઝાઝા પુત્રે કૈક કૂળવંત વગોવાય છે. "

---

યાદવ છપન કોટી, મધુપાન કરી ખુબ,
માંહો માંહે લડી, ભ્રષ્ટ થઈ તે નિંદાયા છે;
કૌરવના શત શત્ર, અભિમાને છકી જઇ,
ભારતના યુદ્ધે મરી, કલંકિત થયા છે;
સઘર રાજાના સાઠ હજાર ઉદ્ધત પુત્ર,
રૂખી તણા શાપે બળી, ભષ્મ થઇ ગયા છે.
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
ઝાઝા પુત્રે કૈક કૂળવંત વગોવાયા છે. ॥ ૫૪ ॥

---

" કપુત પુત્રથી કૂળ, કલંકિત થાય છે. "

---

અકબર બણો ઇનસાફી શાહ હતો પણ,
આલમગીર તણાં કૃત્યે, વંશ વગોવાય છે;
પેશવાનું કૂળ પ્હેલાં, કિર્ત્તીવંત હતું પણ,
નાના તણા કૃત્યે કરી, આજ એ નિંદાય છે;
જુઓ કંપનીનું રાજ, પ્રથમ પંકાતું સારૂં,
પણ હેસ્તિંગસના કૃત્યે, નબળું ગણાય છે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
કપુત પુત્રથી, કૂળ, કલંકિત થાય છે. ॥ ૫૫ ॥

---

" કોરા ઘડામાંથી નીર, બ્હાર ઝાઝું ઝરે છે. "

---

પ્રથમ જે પંડિતતા, પામી બ્હાર પડયો હોય,
તેહુ વારે વારે વાત, વિદ્વતાની કરે છે;
વૈદકનું જ્ઞાન શિખી, પ્રથમ જે વૈદ થાય,
તેહુ વારે વારે બહુ, વૈદક ઉચ્ચરે છે;
કાવ્યની પ્રસાદી પામી, પ્રથમ જે કવિ થાય,
તેહુ વારે વારે બહુ બહુ કાવ્ય કરે છે.
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
કોરા ઘડામાંથી નીર, બ્હાર ઝાઝું ઝરે છે. ॥ ૫૬ ॥

---

" પાંખ તુટી જાય જેની, તેનાથી ઉડાય ના. "

---

ઉદ્યમનાં સાધન જેઓનાં નાશ પામી ગયાં,
તેઓથી ઉદ્યમ પછી, કદીએ કરાય ના;
નામાંકિત નર તણા, શૂરવીર સરદાર,
યુદ્ધમાં હણાઇ જાય, તો તેથી જીતાય ના;
કુટુંબનાં મનુષ્ય સૌ, કલેશ કરી જુદાં પડે,
ત્યારે વ્યવહારનો લાભ, તેઓથી લેવાય ના;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
પાંખ તુટી જાય જેની, તેનાથી ઉડાય ના. ॥ ૫૭ ॥

---

" બોલે તેની જીભ કહો, કોઇથી ઝલાય કે ? "

---

સારા સારા સજ્જનો જ્યાં, સભા ભરી બેઠા હોય,
દુર્જન ત્યાં બકે તેને, ડુચો શું દેવાય કે ?
કલેશ કરી કુભારજા, બહુ બહુ બકે તેને,
કહ્યા છતાં માને ના તો, મોઢું શું શીવાય કે ?

નિંદાખોર નફટ થઈને ખોટી નિંદા કરે,
તેને કહો કોઈ થકી, બંધ તો કરાય કે?
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
બોલે તેની જીભ કહો, કોણથી ઝલાય કે? ॥ ૫૮ ॥

" કરડી નજર અન્ય થકી શાંત થાય છે. "

સિદ્ધી રીતે સૂર્યનાં કિરણ ઘણાં લાગે તીખાં,
પણ શશી મારફતે, શીતળ જણાય છે;
સામાસામી શત્રુઓની આંખમાં ઝરે છે આગ,
પણ વચ્ચે વકીલથી, સલાહ કરાય છે;
સૂર્ય તણા બિંબ સામું, કોણથી જોવાય નહીં,
પણ જળ દૂરબિન, થકી તો જોવાય છે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
કરડી નજર અન્ય થકી શાંત થાય છે. ॥ ૫૯ ॥

" હોય સુખ ગાયને તો, ગર્ભ સુખી થાય છે. "

પ્રજાના પાળક પતિ, સર્વ વાતે સુખી હોય,
તોજ તેની પ્રજા પણ, સુખી સૌ જણાય છે;
બાળકોનાં માત તાત, પુરી રીતે સુખી હોય,
તોજ તે બાળકો પણ, સુખમાં સેવાય છે;
સ્વદેશ સુધારકો જો, સર્વ વાતે સુખી હોય,
તોજ સ્વદેશીઓ સહુ, સુખીઆ દેખાય છે;
કહે જયસંગ એમ, જગતમાં જોઈ જુઓ,
હોય સુખ ગાયને તો, ગર્ભ સુખી થાય છે. ॥ ૬૦ ॥

" મૂળ પર લીંપણુ દીધેલુ મિથ્યા જાય છે. "

હૃદયમાં પેચને પ્રપંચ ખુબ ભર્યા હોય,

પછી ડાળ શાણા તણું, રાખ્યે હાંશી થાય છે;
રૈયતની બેદીલી, મટાડયા વિના ઉપરથી,
શાંતી તણા ઉપચારો, ફોકટ ગણાય છે;
મિત્ર કે માનુનિ તણું, મન પુરૂ મળ્યા વિના,
પ્રેમરસ પાઇએ તે, રસ સૌ ઢોળાય છે;
કહે જયસંગ એમ, જગતમાં જોઈ જુઓ,
મૂળ પર લીંપણ દીધેલું મિથ્યા જાય છે. ॥ ૬૧ ॥

---

"શોકય તણી સાથે કહો, મન તે કયાંથી મળે ??"

---

વેપારની રોજી જેની, જામી હોય તેની સાથે,
હરીફાઇ કરવાથી, ખૂબ એ ખીજે બળે;
રાજ દરબારમાંહી, પ્રધાન મંડળ સાથે,
હરીફાઇ કરવાથી, વિરૂદ્ધમાં એ વળે;
દ્રૌપદીના સ્વયંવરે, પારથે જે વેધ કર્યો,
તેથી તેની સાથે લડયા, હરીફો સૌ તે સ્થળે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
શોકય તણી સાથે કહો, મન તે કયાંથી મળે ?? ॥૬૨॥

---

"દાંતને તો જીભ કદી, જાળવવી ના પડે"

---

પતિ તણો પ્રેમ પૂરેપૂરો પત્નિ પર હોય,
તો તે પતિથી પત્નિને, સુખ સ્હેજે સાંપડે;
કુટુંબ મંડળ તણો પ્રેમ જેની પર હોય,
તેની રક્ષા વણ કીધે, થાય કુટુંબી વડે;
પ્રજાને પૂરણ રીતે. રાજની માનિતી હોય,
તેને રાજ થકી સુખ, વણ માગવે જડે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
દાંતને તો જીભ કદી, જાળવવી ના પડે. ॥ ૬૩ ॥

---

" મારકણી હોય તોએ, ગાય તો ગણાય છે. "

---

બાળક અલડ અને અનાડી અધિક હોય,
તોય પણ અંતે એહ, અજ્ઞાન લેખાય છે;
નારી ઘણી નીંચ વૃત્તીવાળીને નઠારી હોય,
તોય અંતે જોતાં એહ, અબળા જણાય છે;
રંજાડ રૈયત તણી, ઘણી ઘણી હોય તોય,
રાજા તણે મન પ્રજા, રાંકડી મનાય છે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
મારકણી હોય તોએ, ગાય તો ગણાય છે. ॥ ૬૪ ॥

---

" પુત્ર તણી પરિક્ષા તો, પારણામાંથી થતી. "

---

છપનો ને અઠાવનો, કાળ પડયો હતો ત્યારે,
વૃષ્ટી તણી મંદ ગતી, અષાડથી થઇ હતી;
શીવાજી ને વનરાજ, શૂરવીર પાકયા તેની,
બાળચેષ્ટા લડાયક વૃત્તીવાળી દીસતી;
સિતા દ્રૌપદી ને દમયતી તારામતિ સતી,
બાળપણ થકી બહુ, શાણી ભલી ભાસતી;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
પુત્ર તણી પરિક્ષા તો, પારણામાંથી થતી. ॥ ૬૫ ॥

---

"વાએ ઉડે હાથી જ્યાં ત્યાં, હિસાબ શો પુણીનો."

---

સંત તણા મંડળમાં, જ્ઞાન તણા વિવાદમાં,
ગુંચાય છે ગુંણી તો શું, ભાર અવગુંણીનો;
સોના રૂપા તણાં પાત્રો, અથડાતાં હોય જ્યારે,
ત્યારે કોણ ભાવ પુછે, માટી તણી કુંણીનો;
લાગટ દુકાળ પડયે, શ્રીમંતો મુંઝાય જ્યારે,

ત્યારે મુંઝવણનો શો, પાર રંક રૂંણીનો;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
વાએ ઉડે હાથી જ્યાં ત્યાં, હિસાબ શો પુંણીનો. ॥૬૬॥

"માંખને જે મારે તેતો, માણસને મારે છે."

પ્રથમથી ન્હાની ન્હાની, ચોરીઓ જે કરે તેહ,
અંતે એ ખજાના મોટા, તોડવાનું ધારે છે;
સ્હેજસાજ બોલવામાં, પેચને પ્રપંચ કરે,
અંતે જતાં મોટા કાવા દાવા એ ઉતારે છે;
વ્યવ્હારના કામમાં જે, જુજ વાતે વાંકુ વદે,
મોટા મોટા ન્યાયમાં એ, અસત્ય ઉચ્ચારે છે;
કહે જયસંગ એમ. જગતમાં જોઇ જુઓ,
માંખને જે મારે તેતો, માણસને મારે છે. ॥ ૬૭ ॥

"પ્હેલી લાત પછી વાત, મૂરખ વિચારે છે."

કૈંક શિક્ષકો તો પ્હેલાં, શિષ્યને સજા કરીને,
ચૂક હોય તેહ તેની, સુચવી સુધારે છે;
કૈંક વૈદ ડાકટરો તો, રોગીને હેરાન કરી,
પાછળથી રોગ પૂછી, રોગને વિદારે છે;
વળી કૈંક પોલીસ તો, પ્હેલી મારફાડ કરી,
પછી વાત બંધવાની, ઉરમાં ઊતારે છે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
પ્હેલી લાત પછી વાત, મુરખ વિચારે છે. ॥ ૬૮ ॥

"ચાલણીમાં પાણી ભરો, તો તે વહી જાય છે."
જેને બોલવાનો બંધ, કોઇ રીતે હોય નહીં,
તેને ગુપ્ત વાત કરો, તો તે ખુલ્લી થાય છે;

જેનું મન દ્રઢતા વિનાનું ઘણું કાચું હોય,
તેને આપો હિંમત તો, હિંમત હણાય છે;
મિત્ર કે કુટુંબ રાજ, મંડળમાં ફાટફૂટ,
પડી હોય તેની છાની વાત સૌ છણાય છે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
ચાલણીમાં પાણી ભરો, તો તે વહી જાય છે. ॥ ૬૯ ॥

---

" હોય માન દેવનું તો, પુજારાને માન છે. "

---

ગુરૂ તણું સનમાન, સારી રીતે થતું હોય,
તો તો તેના શિષ્ય તણું, સારૂં સનમાન છે;
જગતમાં જન જેહ, ભાષાને ઇચ્છે છે ઘણાં,
ઇચ્છાય છે એહ એમાં, જેને એનું જ્ઞાન છે;
દેશ કે પ્રદેશમાં જે, રાજા બહુ માનવંત,
તેની પ્રજા પૂર્ણ રીતે, બધે કીર્તીવાન છે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
હોય માન દેવને તો, પુજારાને માન છે. ॥ ૭૦ ॥

---

" ઊંટ તણી કોટે બાંધ્યે, બકરી ન શોભશે. "

---

સાઠકે સીતેર વર્ષ, તણા વૃદ્ધ વર સાથે,
બાર વર્ષ તણી બાળા, પરણે હાંસી થશે;
તેમ વળી વીશ વર્ષ તણી સુંદરીની સાથે,
બાર વર્ષ તણો બાળ, વરે ખોટું દીસસે;
તેમ વળી જડ જંગલીની સાથે સુકુમાર;
સુંદરીને પરણાવ્યે, ફારસ ભજ્યાં જશે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
ઉંટ તણી કોટે બાંધ્યે, બકરી ન શોભશે. ॥ ૭૧ ॥

---

" દાંત વચ્ચે જીભ નમ્રપણે સુખી થાય છે. "

શત્રુઓના સમુહની, વચ્ચે જઇ વાસ વસી,
નમ્રપણે રહે તેનું, શત્રુ સારૂં ચ્હાય છે;
નદીને કીનારે નાનાં મોટાં વૃક્ષ હોય પણ,
પૂર આવ્યે નમી ચાલે, તો તે રહી જાય છે;
રણ વગડામાં જ્યારે, લુટારાઓ લૂટે ત્યારે,
શાંત પણે સામો રહે, માર ઓછો ખાય છે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જૂઓ,
દાંત વચ્ચે જીભ નમ્ર પણે સુખી થાય છે. ॥ ૭૨ ॥

"જેવો ભાવ હોય તેવી, ભકિત તો ભણાય છે."

પ્રજા તણો પ્યાર નરપતિપર જેવો હોય,
તેવી રીતે નૃપનો ઉત્સવ ઉજવાય છે;
સ્વદેશના જન તણો, સુધારક પ્રત્યે જેવો,
પ્રેમ હોય તેવો તેનો, સતકાર થાય છે;
પુત્ર તણો પ્રેમ જેવો, માત તાત પ્રત્યે હોય,
તેવો માત તાત તણો, મોભો સચવાય છે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
જેવો ભાવ હોય તેવી, ભકિત તો ભણાય છે. ॥ ૭૩ ॥

" દીવામાં દિવેલ હોય, તો તે દીવો બળે છે. "

સ્વદેશાભિમાન તણો, ગુણ હોય પોતામાં તો,
સ્વદેશ સુધારા તણું, કામ સદા ફળે છે;
ઉદ્યમમાં ખરી રીતે, ઉત્સાહ જો હોય તો તે,
ઉદ્યમનું ફળ મનમાની રીતે મળે છે;
સંસારમાં સદગુણ, તણી સારી સાખ હોય,

તોજ તેહ સાખ થકી, સારી રીતે રળે છે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
દીવામાં દીવેલ હોય, તો તે દીવો બળે છે. ॥ ૭૪ ॥

---

"છત ડાહી અને ગાંડી, અછત ગણાય છે."

---

શ્રીમંત સાહસ કરે, કથાયછે શૂરવીર,
નિર્ધન કરેછે ત્યારે, મૂરખ મનાય છે;
પતિ પુત્રવાળી નારી, તણાં વાંકાં વેણ સારાં,
વિધવા કે વાંઝણીનાં, વેણ એ છણાય છે;
જે રૂઢીએ અધિકારી, ચાલેછે તે રૂઢી સારી,
અધિકાર વિનાનાની, રૂઢી તો નીંદાય છે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
છત ડાહી અને ગાંડી, અછત ગણાય છે. ॥ ૭૫ ॥

---

"ગુરૂ જ્ઞાન મળ્યા વિના, જ્ઞાન સૌ અધુરૂ છે."

---

નિજ હાથે કેળવણી, સારી રીતે શીખે પણ,
શાળામાં જે શીખ્યા વિના, શીક્ષણ ન પુરૂ છે;
સંસારમાં સુંદરી, સ્વતંત્રપણે જ્ઞાન ગ્રહે,
પણ સાસુ શીખવિના, કોણ કહે સારૂ છે;
કુદરતી જ્ઞાન થકી, કવિ સારૂં કાવ્ય કરે,
પણ ગુરૂ જ્ઞાન વિના, કાચુ એતો ઠર્યુ છે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
ગુરૂ જ્ઞાન મળ્યા વિના, જ્ઞાન સૌ અધુરૂ છે. ॥ ૭૬ ॥

---

કીડી તણા મુખમાં, કાળીંગડું સમાયના."

---

રંકપર રાજા રીઝી, અધીકાર આપે પણ,

લાયકાત વિના, અધિકાર સ્હચવાયના;
વ્યવહારનું જ્ઞાન પુરૂ, જાણ્યા વિના બાળ વયે,
બાળકથી વ્યવહારની, બાજી તો ખેલાયના;
નિર્ધનને હાથ એકા એક, ધન આવી ચઢે,
તો તે ધન તેના થકી, કદી જીરવાયના;
કહે જયસંગ એમ જગતમાં જોઇ જુઓ,
કીડી તણા મુખમાં, કાળીંગડુ સમાયના. ॥ ૭૭ ॥

---

"રાંક હાથ રતન ચઢે, તે નવ છાજતું."

---

મુરખની શાથે કોઇ, પંડિતાનું લગ્ન થાય,
તો તે પંડિતાની સાથે, ગ્રહ નવ નીભતું;
અંધેર રાજન હાથ, પ્રધાન પ્રવીણ ચઢે,
તો તે પ્રધાનનું અંતે, ત્યાંથી ખસવું થતું;
ગરીબના કુટુંબમાં, કદી જો દીપક પાકે,
તો તે દીપકનું અંતે, અકાળ મૃત્યું થતું;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
રાંક હાથ રતન ચઢે, તે નવ છાજતું. ॥ ૭૮ ॥

---

"મોટાટણા પડખામાં, પેડ ચગદાય છે."

---

શરાફની સોબતમાં, રંક ગાંધી જઇ મળે,
તો તે શરાફની વાદે, ખરચે કુટાય છે;
નાત જાત તણા શેઠ, સાથે પટલાઇ કરે,
પછી ઘેર વરો આવ્યે લાજમાં લેવાય છે;
મોટા થવા મોટા તણી, ઓથ લેઇ લગ્ન સમે,
ખુબ ખર્ચ કરે તેથી, ખૂવાર એ થાય છે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
મોટા તણા પડખામાં, પેડ ચગદાય છે. ॥ ૭૯ ॥

---

" દાઝયા પર ડામ દીધે, દુઃખી બહુ થાય છે."

જુગાર રમીને જેણે, ઘરબાર ખોયાં હોય,
તેને પછી ઠાક દીધે, બમણો દુભાય છે;
વેપારમાં વાંકુ થયે, ખોટ ખૂબ ખાધી હોય,
તેને તેની શીખ દીધે, પૂરણ પીડાય છે;
પ્યારા પુત્ર તણા મર્ણ, થકી દુઃખી હોય તેને,
મરનાર તણી વાત, સંભાર્યે દુઃખાય છે;
કહે જયસંગ એમ, જગતમાં જોઈ જુઓ,
દાઝયાપર ડામ દીધે, દુઃખી બહુ થાય છે. ॥ ૮૦ ॥

"મોર પણ પીંછા વડે, દીસે રળિયામણો."

ગમે તેવો શૂરવીર, મર્દ હોય તોય પણ,
પુઠે હોય પક્ષ પુરો, તો તે ઘુમે છે ઘણો;
માથે મોટા શત્રુ સદા, ગાજી રહ્યા હોય પણ,
પક્ષ હોય પ્રબળતો, સદા છે સોહામણો;
નાત જાત માંહે જેને, સબંધીનો જથો હોય,
તો તે જથા થકી તેનો, મહાબો વધ્યો ગણો;
કહે જયસંગ એમ જગતમાં જોઈ જુઓ,
મોર પણ પીંછા વડે, દીસે રળિઆમણો. ॥ ૮૧ ॥

" પીલુ ટાંણે ચાંચ પાકે, દૈવ રૂઠયો જાણવો. "

ખેડુતને ખેતી કરવાનો, સમો આવે ત્યારે,
માંદા પડે તેનો વાંકો, વખત પ્રમાણવો;
વેપારીને વેપારની, ખરી ખુબી આવે ત્યારે,
ઉપાધીમાં અમુંઝાતા હતભાગી ગણવો;
ગણિકાને ગાન કરી, સભા રીઝવવા સમે,

કંઠ બેઠ પ્રભુ, પ્રતિકૂળ તો પીછાણવો;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
પીલુ ટાંણે ચાંચ પાકે, દૈવ રઠયો જાણવો. ॥ ૮૨ ॥

---

" રાંક તણી જાત તે શું, રત્નને પીછાણશે ? "

---

શાસ્ત્ર તણું જ્ઞાન જેના, ઉરમાં કિંચિત નથી,
એવા મૂર્ખ હોય તેહ, સંતને શું જાણશે ?
સદ્‌ગુણ થકી સદા, વિમુખ જે વામા હોય,
તેહ સતિ તણી કદી, કદર પ્રમાણશે ?
જંગલમાં વશી જેણે, વૈભવને જોયા નથી,
તેહ વૈભવની ખૂબી, ઉરમાં શું આણશે ?
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
રાંક તણી જાત તે શું, રત્નને પીછાણશે ? ॥ ૮૩ ॥

---

" દાનત પ્રમાણે સદા, બરકત થાય છે. "

---

અવરની થાપણ જે, ઓળવવા ઇચ્છે મન,
તો તો તેની પોતાની, થાપણ ઓળવાય છે;
ઇરષાનો ભાવ રાખી, અવરનું ભુંડું ઇચ્છે,
તોતો તેનું ભુંડું તેની નજરે ભળાય છે;
જે જે કામ કરવામાં મન બહુ મેલુ રાખે,
તો તો તેને તેનું ફળ, મલીન દેખાય છે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
દાનત પ્રમાણે સદા બરકત થાય છે. ॥ ૮૪ ॥

---

" અરૂણને અંધકાર, અડચણ ના કરે."

---

બ્રહ્મજ્ઞાની હોય તેહ, ગમે તેવા કૃત્ય કરે,

તોય તેહ કૃત્ય તેને, કદી આડા ના ફરે;
અંતરની વૃત્તી જેહ, શુદ્ધ કરી રહયો તેને,
ભ્રષ્ટ કરવાને માયા, મોહ હામ શું ધરે?
પંચતંત્ર તણા જેણુ, ભેદ પુરા જાણ્યા તેને,
પ્રપંચીના પાસ કહો. કઇ રીતે છેતરે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
અરૂણને અંધકાર, અડચણ ના કરે. ॥ ૮૫ ॥

"રત્ને જડી મોજડી તે, શીર તો બંધાયના."

નીચ જાત ગમે તેવો, શુદ્ધ ધર્મ પાળે પણ,
તેની સાથે બેશી કદી, ભોજન કરાયના;
દારૂ સાથે સાકરનું, મિશ્રણ કરેલું હોય,
તોય તેહ દેવ તણા, નૈવેદ ધરાયના;
શત્રુ ઘણો શહ્ગુણી, અને સત્વ ગુણી હોય,
તોય પણ તેની સાથે, સ્નેહ તો સંધાયના;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
રત્ને જડી મોજડી તે, શીર તો બંધાયના. ॥ ૮૬ ॥

"સમો સમજીને સદા, સમજુ ચાલ્યા સહી."

પાંડવની પટરાણી, દ્રૌપદીને દુઃખ સમે,
વૈરાટની વનિતાની, દાશી થઇને રહી;
એવી રીતે અયોધ્યાનો, હરિશ્ચંદ્ર મહિપતી,
સમો સમજીને નીચ, નોકરી રહયો ગ્રહી;
તેમ વળી વિના વાંકે, વાળીને હણ્યોતો રામે,
તોય તેનો પુત્ર રહયો, રામની સેવા મહી;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
સમો સમજીને સદા, સમજુ ચાલ્યા સહી. ॥ ૮૭ ॥

"કાગડાનુ મન ઠરે, નીચ વસ્તુમાં જઇ."

---

પંડિતના ગુણ કદી, મૂર્ખ ન ગ્રહણ કરે,
પણ તેના અવગુણ, ગ્રહેછે ખુશી થઇ;
કુલટાનો કંથ ઘણો, સદ્‌ગુણી હોય પણ,
કુલટાનું મન નીચ, જારીમાં ઠરે સહી;
સુધારાની સારી વાત, કુટીલાને ગમે નહીં,
કુધારાની વાત સુણી, રીઝે મનની મહીં;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
કાગડાનું મન ઠરે, નીચ વસ્તુમાં જઇ. ॥ ૮૮ ॥

---

"આપ્યા વિના રત્ન પણ, નિસ્તેજ જણાય છે."

---

કુદરતી કાવ્ય કળા, કવિમાં બહુ હોય પણ,
કેળવ્યા વિના એ કળા, દિન તો દેખાય છે;
વાજીંત્ર વગાડવાની, વિદ્યા હાથ ચઢી હોય,
પણ વાસી રાખ્યે વિદ્યા, હિણ સમજાય છે;
શુરવીરતાનો ગુણ, મર્દમાં બહુ હોય પણ,
ઉત્તેજન આપ્યા વિના, મંદ થઇ જાય છે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
આપ્યા વિના રત્ન પણ, નિસ્તેજ જણાય છે. ॥ ૮૯ ॥

---

"પત્થરની સાથે રત્ન, કૂટયે ફળ ના મળે."

---

મૂરખને શીખ દેવા, જ્ઞાની બહુ શ્રમ કરે,
તોય તેથી મુરખની, મુરખતા ના ટળે;
સતિ સદગુણી સદા, સંખણીને શીખ આપે,
તોય સતી તણી, ઓળમાંએ ન કદી ભળે;
કાયરને ભારતના, વીર તણી વાતો કહો,

તોય તેની કાયરતા, કદી પણ ન ચળે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
પત્થરની સાથે રત્ન, ફૂટયે ફળ ના મળે. ॥ ૯૦ ॥

---

"ચોર તણી માતા, પેશી કોઠી માંહી રડે છે."

---

જારીજન જાર કર્મ, કરતાં લુંટાણો હોય,
ત્યારે તેનાં કુટુંબીઓ, ગુપ્ત બડબડે છે;
જુવારી જુવાર ખેલવામાં, ધન હાર્યો હોય,
ત્યારે માત પિતા ગુપ્ત, પસ્તાવામાં પડે છે;
સતિ તણો પતિ પૂરો, પતિત થએલો હોય,
ત્યારે સતિ છાનીમાની મનમાં બબડેછે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
ચોર તણી માતા, પેશી કોઠીમાંહી રડે છે. ॥ ૯૧ ॥

---

"બોલ્યુ બ્હાર પડે, અને રાંધેલું વરે પડે."

---

પાંચ સાત મનુષ્યના મંડળમાં બેશી બકે,
તો તે બકવાદ થકી, ચાહન ચાકે ચડે;
કોરટમાં કાયદાથી, વિરૂદ્ધની વાત કરે,
તો તે વાત થકી તેને, સીર જુતિઆં જડે;
વ્યવહારની વાતમાં જે, વધારીને વાત કરે,
તો તે વધારાની વાત, અંતે એને બહુ નડે,
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
બોલ્યું બ્હાર પડે, અને રાંધેલું વરે પડે. ॥ ૯૨ ॥

---

"ન બોલ્યામાં નવ ગુણ, સમાઇ રહેલા છે."

---

પારકી પંચાત થતી હોય, તેમાં છાનામાના,

બેશી સાર શોધ્યા થકી, સ્વાર્થ સૌ સધેલા છે;
રાજ કાજ તણી ખટપટ, માંહી બોલ્યા વિના,
મુંગે મોઢે બેશી રહયે, સુખી સૌ થએલા છે;
વાંક જોઇ ઉપરી અમલદાર ખીજે ત્યારે,
શાંત રહે નોકર તો, હાનીથી ટળેલા છે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
ન બોલ્યામાં નવ ગુણ, સમાઇ રહેલા છે. ॥ ૯૩ ॥

"કુંવારી કન્યાનાં કોઠી ભર્યાં નાળિએર છે."

નરવો જે ગામ કે ગિરાસ વેચવાનો હોય,
તો તો તેના લેવા વાળા, ઘણા ઘેર ઘેર છે;
સોદાગર તણે ઘેર, તાજો માલ વેચવાનો,
હોય તેના લેવા વાળા, ચાહન ચોમેર છે;
ચોકસીને ઘેર તાજા, દાગીના તૈયાર હોય,
તોતો તેના ખરીદીઆ, જોતાં ઠેર ઠેરછે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
કુંવારી કન્યાનાં કોઠી ભર્યાં નાળિએર છે. ॥ ૯૪ ॥

"મર્કટને હાથ મણી, કેટલી ઘડી ટકે?",

જુઆરીના હાથમાં જે લક્ષ દ્રવ્ય આપ્યું હોય,
તો તે દ્રવ્ય તેને હાથ, કયાં સુધી ટકી શકે?
વ્રશ્ની નારી હોય તેને, ઉછેરવા બાળ આપો;
તો તે બાળ સાજુ તાજુ, કયાં સુધી રહી શકે?
રાજની લગામ રાજા દીવાનાને હાથ આવે,
તો તે રાજ સલામત, કયાં સુધી રાખી શકે?
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
મર્કટને હાથ મણી, કેટલી ઘડી ટકે? ॥ ૯૫ ॥

"હંસ તણી સાથે, હાડીયાને રહચે ના બને."

---

સદ્ગુણી શ્યામા તણી, સેવા માંહે શંખણીને,
રાખવાથી રાગ નવ, આવે એક મેકને;
સંસારથી વિરક્ત થઇને, શાંત થયા હોય,
તેની સાથે મેળ નવ, આવતો મદાંધને;
શાણા સરદાર તણી, હજુરમાં લબાડીને,
રહયા થકી રાગ નવ, આવે અન્યો અન્યને;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
હંસ તણી સાથે હાડીયાને, રહ્યે ના બને. ॥ ૯૬ ॥

---

"મારે તેની તરવાર, જીતે તેનું રાજ છે."

---

અવનીમાં ઉદ્યમનાં, સાધનની ખોટ નથી,
પણ યત્ન કરે તેનો, પોતાનો એ સાજ છે;
જગતમાં વિદ્યાનો ભંડાર, ખૂબ ભરેલો છે,
પણ શ્રમ કરી, શીખનારને એ કાજ છે;
દુનિઆમાં મેવાને, મિઠાઇના ખોરાક ઘણા,
પણ ધન મેળવીને, ખાય એનો ખાજ છે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ
મારે તેની તરવાર, જીતે તેનું રાજ છે. ॥ ૯૭

---

"પત્થરના નાવે બેશી સમુદ્ર તરાયના."

---

અજ્ઞાની ગુરૂની બાંહ્ય, સાહીને જે શિષ્ય ચાલે,
તેના થકી ભવપાર, કદી ઉતરાયના;
દુર્ગુણથી ભરેલો જે, શેઠજ ન હોય સદા,
તેનો સંગ કરે તેથી, સુપાત્ર થવાયના;
અનેક મદથી અંધ થએલાને અગ્રેસર,

કરીએ તો તેથી પછી, કામમાં જીતાયના;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
પત્થરના નાવે બેશી, સમુદ્ર તરાયના. ॥ ૯૮ ॥

"પાન ચાવી લાળા ચાવ્યે, મૂખ શ્યામ થાય છે."

કામ પરમારથનાં, પ્રથમ કરીને પછી,
ક્રૂરતાનાં કામ કર્યે, કલંક પમાય છે;
સારી રીતે સાચવીને, શીળવ્રત પાળ્યું હોય,
પણ પછી વંઠવાથી, ભ્રષ્ટ તો થવાય છે;
નિમકહલાલ પણે, નોકરી કરેલી હોય,
પણ પછી દાનત બગાડે પત જાય છે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
પાન ચાવી લાળા ચાવ્યે, મૂખ શ્યામ થાય છે. ॥૯૯॥

" બાપ પણ કુંડવાડો, રાખ્યે સુખી થાય છે."

સંસારમાં સાંત ગુણ, રાખી રહ્યા હોય તેને,
ઉપરથી તમોગુણે, સુખ સમજાય છે;
અંતરમાં દયા ભાવ, રાખીને નોકર પર,
ઉપરથી દાબ રાખ્યે, લાભ તો પમાય છે;
પ્રેમની ઉપર ઘણો, પ્રેમ હોય અંતરમાં,
તોય હોય અંકુશ તો સ્નેહ સચવાય છે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
બાપ પણ કુંડવાડો, રાખ્યે સુખી થાય છે. ॥ ૧૦૦ ॥

"સોનું પણ ઝેર ચઢાવ્યાથી સારૂં શોભતું."

દેવળમાં દેવ તણી, પ્રતિમાની પુજા સારી,

થતી હોય તો તે પ્રતિમાનું માન ભાસતું;
સ્વદેશ હિતેચ્છુ જન, હોય તેને સ્વદેશીઓ,
સભા ભરી માન આપે, ઔદાર્ય એ ઓપતું;
માતપિતા તણું હેત, પુત્ર પર પ્રદીપ્ત છે,
તોય પુત્ર પુત્ર ભાવે, વરતે એ દીપતું;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
સોનું પણ ગેરૂ ચઢાવ્યાથી સારૂં શોભતું. ॥ ૧૦૧ ॥

---

"ગધેડી ગંગામાં નાહય, તોય ગાય થાય ના."

---

યવન જે હોય તેહ, શુદ્ધ સંસ્કાર પામે,
તોય તેહ હિંદુ તણી, હારમાં ગણાય ના;
વેસ્યા નારી શુદ્ધ થવા, ચારે ધામ તીર્થ કરે,
તોય તેહ સતિ તણા સમુહે પુજાયના;
દેશ દ્રોહી હોય તેહ, દેશ હિતેચ્છુમાં ભળે,
તેથી દેશ હિતેચ્છુ એ, કદીએ કથાયના;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
ગધેડી ગંગામાં નાહય, તોય ગાય થાયના. ॥ ૧૦૨ ॥

---

"હૈયે હોય એવું સદા, હોઠે આવી જાય છે."

---

નદીના પ્રવાહ માંહે, પાણીનું જો પૂર હોય,
તો તો તેના તરંગો સૌ તેડે છલકાય છે;
દંપતિના હૃદયમાં, પ્રેમ પૂર્ણ ભર્યો હોય,
ત્યારે તેહ નેત્ર દ્વારે, બ્હાર ઉભરાય છે;
આકાશમાં જળનો, જમાવ ઘણો હોય ત્યારે,
વૃષ્ટી રૂપે પૃથ્વીપર, પ્રસાદી પમાય છે;
કહે જયસંગ એમ, જગતમાં જોઈ જુઓ;
હૈયે હોય એવું સદા, હોઠે આવી જાય છે. ॥ ૧૦૩ ॥

---

"ઝાઝુ કરે રીતથી એ, થોડા દિન સારૂ છે."

આવકથી અધિક જે, ખર્ચ ઘેર રાખો રહે,
તોએ તેનું ખર્ચ થોડા દિન નભનારૂ છે;
કુલણજી થઇને જે, કુલય તણું કામ કરે,
તો તે કામ ટુંકા દિને, તુટી પડનારૂ છે;
સામા સામી એક બીજા, હદથી આ હેત રાખે,
તો તે હેત થોડા દિને, નકી તુટનારૂ છે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
ઝાઝુ કરે રીતથી એ, થોડા દિન સારૂ છે. ॥ ૧૦૪ ॥

"વાઘ હોય તેને, વકાર્યાથી બહુ વીફરે."

શૂરવીર હોય તેને, પડખેથી પટકારે;
તો પછી યાહોમ કરી, રણમાંહી સંચરે;
દાતાર જે હોય તેને, અધિક જો ઉશ્કેરે તો,
દાન દેવા માટે કદી, પાછી પાની ના કરે;
હોય સ્વદેશાભિમાની, તેને સ્વદેશનું હિત,
કરવાને વકારે તો, દિલ થકી ના ડરે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
વાઘ હોય તેને વકાર્યાથી, બહુ વીફરે. ॥ ૧૦૫ ॥

"કામનીએ લીધી હઠ, કદી નથી મુકતી."

સિતાએ કનકનો કુરંગ હણવાની હઠ,
લીધી તે ન મુકી કદી, સમજું છતાં સતી;
અશ્વસ્થામા તણા રકતે, કેશ ગુંથવાની હઠ,
દ્રોપદીએ લીધી તે ના, તજી હઠીલી મતી;
રામ વનવાસ જાય, એવી હઠ કેકેયે જે,
પતિ પાસે લીધી તેને, પૂરી કરી રીઝતી;

કહે જયસંગ એમ, જગતમાં જોઈ જુઓ,
કામનીએ લીધી હઠ, કદી નથી મુકતી. ॥ ૧૦૬ ॥

---

"સાપ પણ દરમાંહે, આઠયે સીધો થાય છે."

---

મોટા મોટા મર્દ બ્હાર, અધિક અટારા હોય,
પણ ઘેર આવે ત્યાં તો, પાંસરા દોરાય છે;
ચોર કે ઠગારા લુચ્ચા, બ્હાર બહુ વાંકા ચાલે,
પણ પોતાના અખાડે, શાણા સમજાય છે;
અમલથી મદમાતા, રૈયતમાં ઊંધા ચાલે,
પણ ઉપરીની પાસે, સિદ્ધા એ જણાય છે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
સાપ પણ દરમાંહે, આઠ્યે સીદ્ધો થાય છે. ॥ ૧૦૭ ॥

---

"સમજીને માળા ફેરવ્યાથી, મોક્ષ થાય છે."

---

ધ્યાન ધરી ધણીધર. તણું નામ રટવાને,
કાષ્ટ તણી માળા કેક, ફેરવવા ચ્હાય છે;
કેક વળી કોડ કરી, કોટમાં રૂદ્રાક્ષ તણી,
માળા ધરવાને માટે, ઉત્સુક જણાય છે;
પણ કદી પ્રેમ કરી, જ્ઞાન થકી ગુંથેલીઆ,
મનહર માળા વાંચે મલીનતા જાય છે;
માટે જયસંગ એકસોને આઠ મણકાની,
સમજીને માળા ફેરવ્યાથી મોક્ષ થાય છે. ॥ ૧૦૮ ॥

---

માળા ૩ જી સંપુર્ણ.



# માળા ૪થી.

## મનહરછંદ.

જેનું મન પરસ્ત્રીથી, વિરક્ત હમેશાં હોય,
વળી પરવસ્તુ થકી, નિસ્પ્રેહી જણાય છે;
દંભતાને ઇરષા એથકી દૂર રહી સદા,
સત્ય વદી દયાળુપણામાં દીન જાય છે;
એહ સાથે અહોનીશ, મન વશ રાખી રહે,
દુનિયાંના દોષ થકી, ડરતો દેખાય છે;
કહે જયસંગ એવા, એવા ગુણ હોય તેહ,
સંસારમાં સાચો સાધુ, સધ સમજાય છે. ॥ ૧ ॥
માયા તણા મોહ થકી, મોહવશ થઇ જેહ,
સંકલ્પ વિકલ્પ કદી, પાપ તણા ના કરે;
વળી વદવામાં કદી, ધર્મ થકી હીણ થઇ,
દોષીત દેખાય એવાં, વેણ નવ ઉચરે;
તેમ વળી પોતાની જાતેથી પોતે જાણી જોઇ,
દોષીત દેખાય એવાં, કૃત્ય નવ આચરે;
કહે જયસંગ એવી, રીતે ચાલે જગતમાં,
તો તે જ્ઞાની ગણાઇને, સ્વર્ગમાંહે સાંચરે. ॥ ૨ ॥
હરી તણે હાથ ચઢવાથી જુઓ જગતમાં,
શ્રેષ્ઠ પદ પામી શંખ, પુજામાં એ ભળે છે;
ખાળ તણું નીર ઘણું, ગણાય છે ગંદુ પણ,
પવિત્ર ગણાય પૂર્ણ, ગંગામાં જે મળે છે;

તેમ વળી કોડીની કિંમતની જે કાચ કણી,
સોનાના સંગમ થકી, સોના સાથે ઝળે છે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
શ્રેષ્ટ સંગતીથી સદા, શ્રેષ્ટ ફળ મળે છે. ॥ ૩ ॥
પ્રાચીન સમયમાં જે, હિંદુઓના પૂર્વજોએ,
સમયને અનુસરી. રૂઢીઓ બાંધી હતી;
તેહ રૂઢીઓ તે સમે, હતી સૌને સુખદાઇ,
પણ આજ પ્રતિકુળ, સમે એ સામી થતી;
માટે હવે સમયને, અનુસારી રૂઢીઓને,
સુધારવી ઘટે તેને, સુધારો કરી કૃતી;
કહે જયસંગ એમ, સંસાર સુધારા થકી,
સારી રીતે સુખ પામી, પામશો રૂડી રતી. ॥ ૪ ॥
અસલનો ઇતિહાસ, વાંચ્યાથી જણાશે જુઓ,
સીતા દ્રૌપદી એ આદી, સ્વયંવરથી વરી:
પછી શાને માટે તમે, બાળલગ્ન કરી કરી,
જુની રૂઢીઓને શીર, દોષ દ્યો રોષે ભરી;
જુઓ જ્યારે થયાં રાજ, જુલમી તુરક તણાં,
ત્યારે કન્યા રક્ષણને, માટે એ રૂઢી કરી;
કહે જયસંગ પણ, શાંતિનો સમય હવે,
આવ્યે કેમ રીત એહ, રાખી રહ્યા છો ડરી. ॥ ૫ ॥
પુનર લગન તણો, પ્રતિબંધ કરી બેઠા,
પણ ગર્ભહત્યા તણો, પ્રતિબંધ શું કર્યો ?
ઠેર ઠેર જોઇએ તો, વિધવાઓ વંઠી જઈ,
બાળહત્યા કરવાનો, રાહ અંતે આદર્યો;
એવાં એવાં પાપ અને, વિધવાના શાપ થકી,
દૈવ તણો રોષ શીર, પૂરેપૂરો ઉતર્યો;
કહે જયસંગ એહ, કરતાં પુનરલગ્ન,
કરવાનો ધારો કેમ, તમને કૂડો ઠર્યો. ॥ ૬ ॥
કહી કહી થાકો તોય, હઠીલા હિંદુઓ કદી,
હઠ તજી પકડેલું, પૂંછ નવ મુંકતા;

જે જે રૂઢી ચાલી આવે, તેને બાઝી બેશી રહ્યા,
પછી પછી દુઃખ તોએ, દુઃખમાં એ ડૂબતા;
એવા એ અભાગીયાર, વિચાર વિનાના તેને,
શીખ દેવા જતાં, સામા શત્રુ થઇ નિંદતા;
કહે જયસંગ આવા, દિવાનાને ડાહ્યા થવા,
સુધારાના હકીમોના, શ્રમ સૌ મિથ્યા જતા. ॥ ૭ ॥
હાલ તણા હિંદુઓના, હાલ ને હવાલ જુઓ,
તો તો તમે તર્ત દિગમુંઢ બૌ બની જશો;
બાર હાથ તણો વાંસ, બારણામાં ફરે પણ,
શેર વરો આવ્યે બ્હાર, ઠાઠ ભારે ભાળશો;
ફુલણજી થઇને એ, ફુલેકાં ચઢાવે પણ,
અંતે ચઢયા ફજેતીને, ફાળકે એ દેખશો;
કહે જયસંગ એવા, હિંદુઓના હાલ જોઇ,
કહો કોઇ જ્ઞાની કદી, મનમાંહે રીઝશો? ॥ ૮ ॥
યંત્ર શાસ્ત્ર શિખ્યા હોય, એહ સહુ યંત્ર તણી,
ગુહ્ય ગતી જાણી શકે, બીજા નવ જાણતા;
રાજતંત્ર તણી રીત, રાજના કાબેલ નર,
હોય તે હમેશ જુઓ, પૂરણ પ્રમાણતા;
એવી રીતે અસલના, આર્ય તણા રૂષીઓના,
ધર્મ તણા મર્મ બધા, જ્ઞાનીઓ પીછાણતા;
કહે જયસંગ પણ, અર્ધદગ્ધ જંન સદા,
આર્ય ધર્મ અપખોડી, આપમત તાણતા. ॥ ૯ ॥
નિતિની નીર્મળ નદી, ખલકમાં વહી રહી,
તેમાં નાહી ગુણીયલ, જ્ઞાની શુદ્ધ થાય છે;
મન કર્મ વાણી થકી, ગેલ જે ચઢેલો હોય,
તેહ મેલ તેમાં નાહયે, નષ્ટ થઇ જાય છે;
આવા ઉપચાર વિણ, મેલા મનવાળા કદી,
ગંગામાં જૈ નાહ્ય તોએ, અશુદ્ધ જણાય છે;
કહે જયસંગ એમ, મૂળતત્વ જાણ્યા વિના,
તીર્થ સ્નાન કર્યે કહો, શુદ્ધ શું થવાય છે? ॥ ૧૦ ॥

છાને ખટપટ કરી, ખળ ખૂબ ખેલે બાજી;
પણ ખટપટમાં એ, અંતે સપડાય છે;
અવરનું ભુંડું ઇચ્છી, ભુંડી કૃતી કરે પણ,
ભવિષ્યમાં એહ ભુંડી કૃતીથી ઠગાય છે;
ઝેરી બીજ વાવતાં તો, પ્રથમ નડે ન ઝાઝાં,
પણ અંતે એવાં ફળ, ખાધે જીવ જાય છે;
કહે જયસંગ એવા; ખળ તણી ઝપટમાં,
નિર્દોષ ઝલાય તો તે, અંતે મુકત થાય છે. ॥ ૧૧ ॥
બુદ્ધી તણી વૃદ્ધી અને, સદ્વર્ત્તીનું સેવન એ,
પૂર્વજન્મ તણાં પૂરાં, પ્રારબ્ધ જણાય છે;
પ્રારબ્ધના યોગે પછી, સાધન સૌ સારાં મળે,
તેહ છતાં અર્થ નવ સાધ્યે ભ્રષ્ટ થાય છે;
પૂર્વજન્મ તણા યોગે, પાયરી ચઢેલી પછી,
કૂડી કૃતી થકી તર્ત, પાછી પટકાય છે;
કહે જયસંગ માટે, બુદ્ધીથી વિચાર કરી,
પૂર્વજન્મ થકી શ્રેષ્ટ, થયે સૌ સધાય છે. ॥ ૧૨ ॥
કૂડ અને કપટને, સાચા સ્નેહી ગણી સેવે,
અને પછી સાધુ સંત, સેવ્યે ફળ શું મળે?
સાધુ તણો સ્વાંગ સજી, શાણા થઇ ફરે પણ,
વાસના નવેરી તો તે, સ્વાંગ સજ્યે શું વળે?
સુધારાના મંડળમાં, સુધારાની વાત વદે,
પણ પાસે કુધારો તો, સુધારો એ શું ફળે?
કહે જયસંગ એમ, દોષ દૂર કર્યા વિના,
પાખંડે પૂજાય તો તે, પાખંડીમાં જૈ ભળે. ॥ ૧૩ ॥
સંસાર આ સ્વાર્થ થકી, ભરપૂર ભરેલો છે,
અનુભવ કરી જોતાં, ઉર સમજાય છે;
મનુષ્યને પોતાની જો, મતલબ હોય પૂરી,
તો તે બીજા સાથે બરોબર જૈ જોડાય છે;
ન્યાય ને અન્યાય એવે સમે એક કોરે મુકી,
સ્વારથને સારૂ બંને, એકત્ર તોળાય છે;

કહે જયસંગ એમ, સ્વારથે સંસાર બધો,
નિતિ રિતિ તજી દેઇ, અન્યાયે દોરાય છે. ॥ ૧૪ ॥
સ્વાર્થ ને કીરતી બે, સાચવવા સારૂ જુઓ,
મોટા મોટા રાવ રાણા, રણે જે ઝુઝી મરે,
કીરતી ને સ્વારથ બે, સારૂ કોલંબસ જુઓ,
નવી ભૂમી શોધવાને, પડયો જળ આશરે;
પશ્ચિમની પ્રજા પણ, કીરતી ને સ્વાર્થ સારૂ,
દેશ તજી પ્રદેશમાં, હિંમતથી જૈ ઠરે,
કહે જયસંગ એમ, દુનિઆં એ બેને કાજે,
આંધળી થઇને ઝંપાપાત થકી ના ડરે. ॥ ૧૫ ॥
પોતાનું જીવીકા વૃક્ષ, છેદવાને માટે જેણે,
શત્રુઓના સ્વાધીનમાં, સાધન રજુ કર્યાં;
વળી જેથી પોતાની સબળ પક્ષ તૂટી જાય,
એવાં કૃત્ય જાણી જોઇ, જગતમાં આદર્યાં;
વળી જે સીડીના પરતાપે ઉંચે ચઢી શકે,
તે સીડીનાં પગથીઆં, ભાગીને ભૂમી ધર્યાં,
કહે જયસંગ એ સૌ, મનુષ્યમાં મૂરખ છે,
મૂરખને માથે કાંઇ, શીંગડાં નથી ઠર્યાં. ॥ ૧૬ ॥
જેને પ્રીતી તણી પૂરી, લગની લાગેલી હોય,
તેહ સ્વપનામાં સારી, રીતે એને ઝંખે છે;
જેના દીલપર ડામ, ડભાણુના પડયા હોય,
તેહ ધણી ડામ તણી, પીડા અનુભવે છે;
ગરીબાઇ તણા જેને, ઘાવ ઘણા વાગ્યા હોય,
તેહ ગરીબાઇ તણી, ગતીને ઓળખે છે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
જોડા પેરનાર જન, જાણે જે કયાં ડંખે છે. ॥ ૧૭ ॥
સદ્શાસ્ત્રના શ્રવણે, કર્ણ સદા શોભે જેવા,
કનક કુંડળ થકી, એવા એ ન શોભતા;
હસ્ત જેવા દાન વડે, સુંદર શોભે છે તેવા,
કંકણ કે કડા થકી, કદી એ ન ઓપતા;

દેહ પણ દયા થકી, જેવી રીતે દીપે તેવા,
ચંદનના લેપ થકી, કદી નવ દીપતા;
કહે જયસંગ એમ, સંપત્તીના ઉપભોગ,
ધર્મ ઉપભોગ જેવા, શ્રેષ્ટ નવ દીસતા. ॥ ૧૮ ॥
જેના ઉરમાં નપુર્ણ, વૈરાગ્ય વાપેલો હોય,
તેહ વને વસે તોએ, દોષીત દેખાય છે;
આધી વ્યાધી ઉપાધીથી, અધિક ઘેરાણો હોય,
એકાંતે એ સૂવે તોએ, દુઃખથી દૂભાય છે;
ધર્મ તણા અંશ વિના, ધર્માચાર્ય થઇ ફરે,
પુજાય અધીક પણ, ભ્રષ્ટ એ ભણાય છે;
કહે જયસંગ એમ, વસ્તુ વિના વેષ ધરે,
તો તે વેષ લજામણો, જરૂર લેખાય છે. ॥ ૧૯ ॥
જોબનનું જોર જ્યારે, પૂર્ણ પણે વાપે ત્યારે,
મનુષ્યનું મન ચકડોળે ચઢી જાય છે;
દ્રવ્ય પણ એવી રીતે, ઉછળતું આવે ત્યારે,
મનુષ્યનું મન બહુ, મદથી ભરાય છે;
અધિકાર પણ જ્યારે, પુર્ણપણે આવે ત્યારે,
આદમીનું મન ઉન્મત્ત બહુ જણાય છે;
કહે જયસંગ એમ, અવિચારનો જુઆળ,
ચઢે ત્યારે ભ્રષ્ટ થઇ દુનિઆ દોરાય છે. ॥ ૨૦ ॥
ભાષારૂપી ભલું ક્ષેત્ર, ખેડવાને માટે ખુબ,
ખેડુત વિદ્વાન વર્ગ, ખંત મન રાખશે;
ખંત રાખી ખેડી ખેડી, ફળદ્રુપ કરવાને,
ગ્રંથરૂપી વૃક્ષો સદા, ઠામ ઠામ વાંવશે;
વાવેલાં એ વૃક્ષ પછી, પૂર્ણ પ્રફુલ્લિત થઇ,
ઇચ્છીત અધિક ફળ, અહોનિશ આપશે;
કહે જયસંગ એમ, પ્રયત્ન કર્યાથી પછી,
સુખરૂપે સદા ભાષા ભુમિને ખિલાવશે. ॥ ૨૧ ॥
શ્વાન જે શિકારી હોય, તેને પેટપૂર અન્ન,
ખાવા આપો તોય તેની, નજર શિકારમાં;

લાંચીયા અમલદાર, પૂરણ પગાર મળે,
તોય લાંચ લેવા ધાટ, ઘડેછે વિચારમાં.
વ્યવ્હારમાં ચિત્ત જેનું, વિશેષ વળેલું હોય,
તેહ સંત સેવે તોએ, ચિત્ત તો વ્યવ્હારમાં;
કહે જયસંગ એમ, આદત પડેલી એહ,
ઉપાય કર્યાથી નવ, ટળે કોઇ વારમાં. ॥ ૨૨ ॥

નાણા વિના મોટા રાવ, રાણાને પંડિત પણ,
શાણા થઇ સંકટમાં, સદ્ય સપડાણા છે;
ઘેર આવે ટાણાં ત્યારે, ધાણાવાણા કરી કરી.
નાણા માટે ફરે પણ, નાણાં તો સંતાણાં છે;
નાણાં વિના ખાણાં પીણાં વૈભવ લુંટાણા જાણ્યાં,
ઓઝલ વા ખાતી થઈ, તેજ સા હરાણાં છે;
કહે જયસંગ એમ, આળસથી હિંદ તણાં,
ભવિષ્યનાં ભલાં મુળ, મુળથી ખવાણાં છે, ॥ ૨૩ ॥

કેક મોટા ક્રોડ પતિ, કુબેર ભંડારી થયા,
તોય તેહની તૃષ્ણા તો, તૃપ્ત કદી ના થઇ,
કેક મોટા ચક્રવૃતિ, રાજન બનીને બેઠા,
તોય રાજ વૃદ્ધી તણી, ઉરમાં આશા રહી;
કેક મોટા હાકેમોની, વીર હાક વાગી રહી,
તોય મહાવીર થવા, વૃત્તી તો દોરી જઇ;
કહે જયસંગ એમ, અધિક અધિક મળે,
તોય પણ મનુષ્યની, લોભવૃત્તિ ના ગઇ. ॥ ૨૪

મનુષ્યમાં જેને માથે, વ્યવ્હારનો ભાર ઘણો,
તેને શીર સંસારમાં, સંકટ દીસે ઘણાં;
કારણ કે જેના હાથ, ઘણાં ઘણાં કામ હોય,
તેને ઘણી જાત તણી, નડેછે વિટંમણા
અહોનિશ ચિત્તમાંહે, ચિત્તવન ચાલુ રહે,
પેરપેર તણી પીડાનાં લેવાં ઓવારણાં;
કહે જયસંગ એમ, આગેવાનો માટે સદા,
અનેક ઉપાધી તણાં ખુલાં દીસે બારણાં. ॥ ૨૫ ॥

ખરી ખુબી ખલ્કમાં, અનુભવે ઓળખાતી,
અનુભવ વિના જન, જગમાં ઠગાય છે;
દુનિઆનો રંગ જેવો દ્રષ્ટીએ દેખાય તેવો,
અંદરથી જોવા જતાં, ઉલટો જણાય છે;
ઉપરથી ટાપટીપ, બોલવાની બાહોશીને,
અંદર તો અંધેર, અધિક ત્યાં દેખાય છે;
કહે જયસંગ એમ, બીન અનુભવી જન,

ખલકની ખુબી થકી. અધિક અંજાય છે. ॥ ૨૬ ॥
હરેક મરદ કે માનુનીને; અહિંસા તણો.
ધર્મ પાળવાનો તે સામાન્ય ધર્મ જાણવો;
વળી હરકોઇ જન, પોતાના સુસબંધમાં,
આવે તેને વિવેકથી, પૂરણ પિછાણવો;
એહ પિછાણવા માટે, વિવેક બતાવવાનો,
ધર્મ ધરવો તે ધર્મ, વિશેષ પ્રમાણવો;
કહે જયસંગ પણ, અંત સુધી દંપતિમાં,

પરસ્પર પ્રેમ છે તે, પર્મ ધર્મ જાણવો. ॥ ૨૭ ॥
રાજમાં ઉજેશ કે અંધર, જે જણાય તેનો,
જશ અપજશ પરધાનને જણાય છે;
દેશ તણો ઉદય કે, અસ્ત જે જણાય તેમાં,
દોષ કે અદોષ, આગેવાનનો ગણાય છે;
કુટુંબમાં કલેશ કે, સુસંપ સમજાય તેમાં,
વાંક કે અવાંક મુખ્ય તણોજ મનાય છે;
કહે જયસંગ એમ, આગેવાન તણે શીર,

જશ અપજશ તણો, ટોપલો મુકાય છે. ॥ ૨૮ ॥
સ્વારથને પરારથ, સાચવીને રહે તેહ,
દુનિઆંની બત્રીસીએ, બહુ વખણાય છે;
પણ પોતે પોતાનો જે, સ્વાર્થ સાચવે છે તેહ,
અંતે એથી નષ્ટ થઇ, અધિક નિંદાય છે;
એકલ પેટામાં એવા અવગુણ ભર્યા છે કે,
જેહ અવગુણથી એ, પુરણ પીડાય છે;

કહે જયસંગ માટે, સ્વારથને પરારથ,
સાચવીને ચાલવાથી, લાભ સૌ લેવાય છે; ॥ ૨૯ ॥
શરાફ પણાની સારી, આંટ મેળવેલી હોય,
તેહુ વાંકુ વદે ત્યારે, ભુંડુંજ ભળાય છે;
પંડિત જે અહોનીશ, પ્યારી વાણી વદેછે તે,
કુવેણુ કાઢે તો ભુંડુ ભવિષ્ય ભંખાય છે;
પ્રમાણિક પુરૂષ જે, પ્રમાણિકપણે વદે,
અન્યાય એ ઉચરે તો, કુકુ સૌ કથાય છે;
કહે જયસંગ એમ, કુબુદ્ધી સુઝેછે ત્યારે,
કાંતો દીન ફરયો કાંતો, મરણુ મનાય છે. ॥ ૩૦ ॥

જગતની જંજાળથી, કાયર થઇને કોઈ,
સાધુ બનશે તો તેથી સ્વાર્થ નહીં સાધશે;
દંપતી જો અન્યોઅન્ય, વિષમ સ્વભાવ વડે,
અતડાં રહે તો તેથી, પ્રેમ નહીં પામશે;
કલેશ થકી કંટાળી જે, એકાંતમાં વાસ કરે,
તોય તેનું ચિત્ત કદી, એથી સ્થિર ના થશે;
કહે જયસંગ એમ, કંટાળીને કામ થકી,
દૂર થયે દુનિયાંમાં, લાભ નહિં લેખશે. ॥ ૩૧ ॥

સામાસામી પૂરણ જ્યાં, હોય પ્રતિસ્પર્દ્ધિ પણું,
ત્યાં નિર્બળ પક્ષે કદી, પાસે વસવું નહીં;
કારણ કે કોઇ દીન, એ થકી નચિંતપણે,
સુખમાં સુવાય નહીં, શત્રુ સમીપે રહી;
જુઓ ઝેરી નાગ તણા, રાફડાની પાસે જઈ,
સુવા થકી નચિંતે શું, નિંદ આવશે નહીં ?
માટે જયસંગ કહે, પ્રબળ શત્રુથી સદા,
દૂર જઈ વસવામાં, પૂર્ણ સુખ છે સહી. ॥ ૩૨ ॥

હોય બહુ બુદ્ધિવંત, તોય પણ તેને સદા,
નશીબના યોગ પરમાણે ધન મળે છે;
ભુતકાળે ઉદ્યોગની, ખેડ જેવી ખેડી હોય,
તે પ્રમાણે ભવિષ્યમાં, નશીબ તો ફળે છે;

આગળ કે હાલમાં જો, સદુદ્યોગ કર્યા હોય,
તો બે રૂડી કરમની, રેખામાં એ ભળે છે;
કહે જયસંગ એમ, જેવું બીજ વાવ્યુ હોય;
તેવું ફળ ચાખવાનો, સમો આવી મળે છે. ॥ ૩૩ ॥

કુલીન મનુષ્ય સાથે, સોબત કર્યાથી સદા,
કુલીનપણાના ગુણ, ગ્રહણ કરાય છે;
પંડિતની સાથે પૂર્ણ, પ્રિતિ કરવાથી જુઓ,
ઊર અનુભવ તણા, ભેદથી ભરાય છે;
તેમ વળી જ્ઞાતી સાથે, સંપ રાખવાથી સદા,
કલેશ તણો નાશ થઇ, શાંતિ ઉભરાય છે;
માટે કહે જયસંગ, એવી રીતે ચાલવાથી,
ખેદ ટળી શાંતિ તણું સુખ સમજાય છે. ॥ ૩૪ ॥

પ્રપંચી પુરૂષ સાથે, પ્રપંચથી વાત કરી,
પ્રપંચના પેચ વડે, વશ કરી જાણવો;
પ્રમાણિક પુરૂષની, સાથે પ્રમાણિક પણે,
ચાલી તેને પ્રમાણિક, પણાથી પિછાણવો;
એવી રીતે અભિમાની, મનુષ્યને માન આપી,
વશ કરવાને માટે, અધિક વખાણવો;
કહે જયસંગ એમ, વશ કરવાને માટે,
જોઈ જેવો ભાવ તેવો, ગુણ પરમાણવો. ॥ ૩૫ ॥

સંસારમાં સારી રીતે, શિક્ષણ લેવાને માટે,
શિક્ષક જો શોધિયે તો શિક્ષક સૌ લોક છે;
કારણ કે લોક તણા, થોકમાંથી અનુભવ,
મળે એવો બીજા થકી, મેળવવો ફોક છે,
વળી જુઓ વ્યવહારના, કાર્યમાં મળે જે જ્ઞાન,
એવાં જ્ઞાન મેળવવા, વ્યવહાર ચોકછે;
કહે જયસંગ એમ, લોક તણો થોક છે એ,
શિક્ષણ લેવાને માટે, શિક્ષકોનો થોક છે. ॥ ૩૬ ॥

જગતમાં જેને શીર, આફત અધિક આવે,
એહ અનુભવ થકી, અધિક ઘડાય છે;

મનુષ્યનાં મન એહ, પારખી પુરણ શકે,
અંતરના ભેદ બધા, એનાથી ભળાય છે;
જગતના રંગ તણી, જુદી જુદી પ્રતિમાની,
આબેહુબ છાપ એના ઉરમાં છપાય છે;
કહે જયસંગ એમ સંસારમાં સંકટની,
સાથે સહુ મનુષ્યને, જ્ઞાન ઘણું થાય છે. ॥ ૩૭ ॥

દુનિઆમાં ડાહ્યા જન, પોતાના ભવિષ્ય તણો,
ભેદ બધો ચાલતાં ચિન્હોથી જાણી જાય છે;
પોતાની નિતિ રીતીને, બુદ્ધિ જેવી હોય તેવી,
ભવિષ્યની ગતિ સહુ, સ્હેજે સમજાય છે;
વળી કુળ કુટુંબ કે, સંતતીના ગુણ દોષ,
ઉપરથી ભવિષ્યની, વાણી સૌ વંચાય છે;
કહે જયસંગ એમ, ડાહ્યા જન હોય તેની,
દ્રષ્ટિએ ચિકિતસાથી, ભવિષ્ય દેખાય છે. ॥ ૩૮ ॥

માનુનિના મોહમાં જે, મરદ મોહાય નહીં,
સાચો એહ સંસારમાં, શૂરવીર જાણવો:
સંકટમાં સદા સપડાયો, હોય તેહ છતાં,
ધીરજ ધરે તે વીર પુરૂષ પ્રમાણવો;
શીરપર સુખ દુઃખ આવ્યે મન સ્થીર રહે,
તે સહનશીળ સદા, પુરણ પીછાણવો;
કહે જયસંગ એમ, અભ્યાસી ગણાવા માટે,
કુદરતી રચનાથી ધડો ઉર આણવો. ॥ ૩૯ ॥

જોબનમાં ધન અને, આયુષ્ય ઉપર જેહ,
આધાર ન રાખે તેહ, સાવધ સદાય છે;
પરઉપકારીપણું, રાખીને પરોપકાર,
કરેછે તે રંક તણો રાજન ગણાય છે;
હરેક પોતાની ચીજ, થકી જે બીજાને કાંઈ,
બક્ષીસ આપે છે એહ, શ્રીમંત કથાય છે;
કહે જયસંગ એવા, સજજનોની સંસારમાં,
જોવા જતાં ખોટ ઘણી, જરૂર જણાય છે. ॥ ૪૦ ॥

દુકાળમાં અન્ન તણી, તાણમાંન અન્ન મળ્યું,
સુકાળે મળ્યુ તો તેહ, પછી છે નકામનું;
ચોમાસામાં વસવાને, માટ ઘર મળ્યું નહીં,
ચોમાસુ વિત્યે મળ્યું તો, તે શું વિસરામનું;
જોબનમાં લગનને માટે જુવતી ન મળી,
પછી વૃદ્ધપણે મળી, તો તે લગ્ન નામનું;
કહે જયસંગ એમ, વસ્તુ સમે મળે નહીં,
સમો ગયે મળે તો તે, કહો શું છે કામનું? ॥ ૪૧ ॥

જગતમાં જાણ તે, અજાણ તણે વશ પડયે,
જીંદગી જરૂર એની, ફોકટ ગણાય છે;
સુવાસીત ચંદનનું, વૃક્ષ કઠીયારા વશ,
પડવાથી ઇંધણમાં, વૃથા બળી જાય છે;
સદ્‌ગુણી સતી પતિ, પતિતને પાને પડી,
પશ્ચાતાપ કરી કરી, કળાહીણ થાય છે;
કહે જયસંગ એમ, પરિક્ષક વિના સદા,
ઉમદાં સો રત્ન પણ, કાચમાં લેખાય છે. ॥ ૪૨ ॥

શત્રુ શીરે ગગનના, તારા જેટલા જો હોય,
પણ દેવ પાંસરો તો, વાળ વાંકો ના વળે;
ચારે બાજુ અગ્નિતણી, લાહ્ય લાગી રહી હોય,
પણ પ્રભુ પાંસરો તો, વચમાંએ ના બળે;
પાંડવોને બાળવાને, લાખામહ રચ્યો હતો,
પણ પ્રભુ અનુકુળે, જીવ્યા પાંડુ એ પળે;
કહે જયસંગ એમ, દેવ તણી કૃપા થકી,
મોટાં મોટાં સંકટો સો, શીરથી સ્હેજે ટળે. ॥ ૪૩ ॥

જેના દીલમાં ન હોય, દેવ તણો કાંઇ ડર,
તેને દયા તણી વાત, કથવાથી શું થશે?
નાત જાત અને લોકમાં જે લાજ તજી બેઠા,
તેને વિવેકની વાત કીધેલી, વૃથા જશે;
વંઠેલી વામાને સતી, તણાં સુણાવો ચરિત્ર;
તોતે સુણી ચરિત્રને, ઉલટી એ ખીજશે;

કહે જયસંગ એમ, જેને જેની અરૂચી તે,
વાત કરવાથી તેના, હૃદયમાં ના ઠસે. ॥ ૪૪ ॥

સુઘડ પુરૂષને ફુવડ નારી મળે ત્યારે,
કહો કેમ કરી સુખી, સંસારમાં થાય એ;
શાણી સતી હોય તેને, પતિ જો પતિત મળે,
કહો કેમ કરી પછી? રતિ સુખ લ્હાય એ;
રૂડી રીતભાતવાળો, કુટુંબનો વડો હોય,
પણ કુડી સંતતી તો, કેમ વખણાય એ?
કહે જયસંગ એમ, સારા અને નરસાના,
સંબંધમાં સારા સદા, નિસ્તેજ ગણાય એ. ॥ ૪૫ ॥

પતંગ દીપક તણી, જ્યોત જોઇ મોહ પામી
અંજાઇને ઉડી એમાં, પડી પોતે મરે છે;
ભ્રમર કમળ તણા, સુગંધથી મોહ પામી,
કમળમાં બેશી પ્રાણ, બીડાતાં એ હરે છે;
મત્સ રસનાનો રસ, લેવા માટે કણેકને,
ખાવા જતાં અંકોડી ગળીને મોત કરે છે;
કહે જયસંગ એમ, પ્રેમ ઘેલાં હોય એહ,
પ્રેમ વશ પડી પૂર્ણ, હાનીમાં ઉતરે છે. ॥ ૪૬ ॥

રેતાળ મુલક મારવાડમાં જો વૃષ્ટી થાય,
તો તે વૃષ્ટી જોવા જતાં, સફળ ગણાય છે;
પાંચ સાત દિવસની, લાંઘણ થએલી હોય,
એને અન્ન દેવું એ તો, ઉત્તમ મનાય છે;
દુઃખી ને દરીદ્ર જોઇ, દાન જે દેવાય તેહ,
દાન ફળદાન ઘણું જગમાં જણાય છે;
કહે જયસંગ એમ, જેને જે જે દુઃખ હોય,
તેહ દુઃખ ટાળવું એ, દાનમાં કથાય છે. ॥ ૪૭ ॥

સમુદ્રમાં જળ જ્યાં, ભરેલું પરિપૂર્ણ હોય,
તહાં મેઘ વૃષ્ટી થકી, લાભ શું લેવાય છે?
જમીને જે તૃપ્ત થઇ, ઓડકાર ખાતો હોય,
ભોજન દેવાથી એને, સંતોષ શો થાય છે!

જેની પાસે ધન ધાન્ય, ભંડાર ભરેલા હોય,
તેને દાન દેવા થકી, દાન વૃથા જાય છે;
કહે જયસંગ એમ, જેને જેની ભૂખ નથી,
તેને તેહ દીધા થકી, દીધેલું ખોવાય છે. ॥ ૪૮ ॥

દુર્જનને અંકુરમાં, ગુપ્ત વાત કરી હોય,
પણ તેહ બહાર બહુ, રૂપમાં બોલાય છે;
જળમાં કિંચિત તેલ, નાંખેલું જે હોય તેહ,
જોતા જોતામાં એ બધા, જળમાં ફેલાય છે;
મણ એક દુધમાં જો, શેર છાશ નાંખી હોય,
તો તે શેર છાશ, બધા દુધમાં ભેળાય છે;
કહે જયશંગ એમ, પાત્રને જે દાન દેવું,
તેહ દાન થોડું તોએ, અધિક અંકાય છે. ॥ ૪૯ ॥

અહોનીશ રળી રળી, ધન ભેગું કરી કરી,
પેટ ભરી જાણ્યું તેને, જીવ્યો ન પ્રમાણવો;
કારણ કે કાગડાને, ગીધ ગરધવ પણ,
પોતાનું ભરે છે પેટ, એરતો શો આણવો;
તન મન ધન થકી, પર ઉપકાર કરી,
જીવન ન ગાળ્યું તેને, જીવ્યો શું વખાણવો;
કહે જયશાગ મણ, જેના આશરાથી ઘણા,
જન જીવે જગતમાં, એહ જીવ્યો જાણવો. ॥ ૫૦ ॥

ગરીબને દાન માન, દીધાથી કે તુચ્છકાર,
કરવાથી તેનું મન, રીઝશે કે ખીજશે;
વળી સુખ દુઃખ જુઓ, દીધા થકી કોઇ તણું,
મન કેવી લાગણીથી, આપને નિહાળશે;
વળી એવી રીતે ભલું, ભુંડું કરવાથી પણ,
આપણને કેવી રીતે, અહોનીશ ન્યાળશે;
કહે જયસંગ એમ, અન્ય તણી લાગણીની,
તુલનાનો ભાસ નિજ, ઉપમા થકી થશે. ॥ ૫૨ ॥

પણ પતિ તણી પ્રાપ્તી, પોતાને થવાની નથી,
એમ જાણ્યા છતાં જોઇ, મનોરથ કરે છે;

પારકી પુંજી પોતાને, પ્રાપ્ત થવાની તો નથી,
તેમ છતાં તેહ હરવા વિતર્કે ફરે છે;
પારકાનો વિજય, પોતાથી નહિં ક્ષીણ થાય,
એમ જાણ્યા છતાં વૃથા, દ્વેષ ઉર ધરે છે;
કહે જયશંગ એમ, બને નહિં કાર્ય પણ,
ભુંડી ભાવનાથી મૂર્ખ, પાપે પેઠ ભરે છે. ॥ ૫૨ ॥

મનુષ્ય જે મદોન્મત્ત, થઇને છકેલો હોય,
તેહ ગમે તેવાં કૂડાં, કૃત્યથી ન ડરે છે;
વિષયમાં મોહ પામી, મુગ્ધપણું પામે છે જે,
તેહ નિતિ અનિતિને, ઉરમાં ક્યાં ધરે છે;
વળી જેહ નિજ મતલબી, ઘણા હોય તેહ,
માન અપમાન મુકી, ફાવતું ઉચરે છે;
કહે જયશંગ એમ, આપ દોષ જોવામાં તો,
આંધળાની માફક સો, અંધ થઇ ફરે છે. ॥ ૫૩ ॥

ગજતણા ટોળામાં જે, ગજનો ભરૂસો હોય,
તેહ સર્વ ગજતણો, યુથપતિ થાય છે;
વગડામાં સિંહ સર્વ, પશુનો પતિ ગણાય,
પણ હોય વિશ્વાસુ તો, પશુથી વિંટાય છે;
જંગલમાં વસનારી, જંગલી અનાર્ય જાત,
બળવંત વિશ્વાસુને, વશતો જણાય છે;
કહે જયશંગ એમ, વિશ્વાસ જે મેળવે તે,
સૃષ્ટીમાં સંપત તણું, મૂળ સમજાય છે. ॥ ૫૪ ॥

અંતર ઉપાધીતણા, અગ્નિ થકી ધુંધવાઇ,
તર્ક અને વિતર્કના, ધુમ્રથી છવાય છે;
ત્યારે તેમાં મનુષ્યને, સુઝ કાંઇ પડે નહીં,
અકલથી ગુમ થઇ, અંધ થૈ જવાય છે;
પણ તેવે સમે તેમાં, આશાનાં કીરણ તણો,
ઉજેશ જો હોય તો તો, જાગ્રત થવાય છે;
કહે જયશંગ એમ, સંકટના સમુદ્રમાં,
આશારૂપી નાવ થકી, પાર ઉતરાય છે. ॥ ૫૫ ॥

સરિતાનું જળ જુઓ, અમૃત સમાન મીઠું,
પણ તેહ સમુદ્રમાં, મળ્યે ખારૂં થાય છે;
મધુર રસે ભરેલી, લતા હોય મધુર તે,
વિષ વૃક્ષે વિંટાવાથી, વિષારી વર્તાય છે;
સંસારમાં શ્યામાઓનાં, ચિત્ત નિજપતિ તણા,
સહવાસે તેના ચિત્તસમ, સમજાય છે;
કહે જયશંગ એમ, સંબંધી વડાના ગુણ,
સહવાસે સર્વ તણા, ઉરમાં સમાય છે. ॥ ૫૬ ॥

પુત્ર હોય તેને પિતા, સદા સારી શીખ દઈ,
સુમારગે ચાલવાની, સૂચના બતાવે છે;
યુવાન પુરૂષ હોય, તેને વૃદ્ધ પુરૂષો સૌ,
સમાગમે સારી વાત, સ્નેહે સમજાવે છે;
નારીને પોતાનો નાથ, હેત કરીને હમેશાં,
સુબોધ આપીને સદ્વર્તને ચલાવે છે;
કહે જયશંગ એમ, જેને જે જે બોધ આપે,
તેને તે તે ગુરૂ તુલ્ય, ધર્મ તો ગણાવે છે. ॥ ૫૭ ॥

હરિશ્ચંદ્રરાય વિશ્વામિત્રને વચન આપી,
વેણ માગતાની સાથે, ભીખારી બની ગયો;
અયોધ્યામાં રામને, રાજ્યાભિષેક થવા ટાણે,
વનવાસ વસવાનો, હુકમ તો ત્યાં થયો;
વળી ઇંગલાંડ તણો, એડવર્ડ સાતમો તે,
અભિષેક સમે એકાએક, એ માંદો પડયો;
કહે જયશંગ એમ, ઘડી પછી ભવિષ્યની,
ગતી કેવી થશે તેનો, પાર કોને ના જડયો. ॥ ૫૮ ॥

ઈશ્વરની ઇચ્છા જેને, અનુકુળ હોય એહ,
અરક્ષિત છતાં સદા, સુરક્ષિત થાય છે;
પણ જેને ઇશ્વરની, ઇચ્છા અનુકુળ નથી,
સુરક્ષિત છતાં તેનો, નાશ થઇ જાય છે;
કારણ કે વનમાં ત્યાગેલ જીવ જીવે છે ને,
યત્ને કરી સાચવેલા, મરતા દેખાય છે;

કહે જયશંગ એમ, ઇશ્વરની ઇચ્છા સદા,
પૂર્ણ પરિબળવાળી, જોતાં તો જણાય છે. ॥ ૫૯ ॥

ઇશ્વરની ઇચ્છા થકી, રંક હોય તેહ રાજા,
થઇ રાજ કરે છે ને, રાજા રંક થાય છે;
ધનવંત હોય તેહ, નિર્ધન થઇને ફરે,
નિર્ધન જે હોય તેહ, ધની થઇ જાય છે;
સાધનવાળાનાં સર્વ. સાધન અફળ જાય,
અને સ્વલ્પ સાધની સૌ, સફળ દેખાય છે;
કહે જયશંગ એમ, ઇશ્વરની ઇચ્છા સદા,
પૂર્ણ પરિબળવાળી, સૌને સમજાય છે. ॥ ૬૦ ॥

એકવાર હોલો હોલી વૃક્ષપર બેઠાં હતાં,
તેવામાં ત્યાં તળે પારધીએ બાણ સાંધ્યું છે;
અને વળી શીર પર, સીંચાણો ફરે છે ફેરા,
લાગ આવ્યે લેવા માટે, ધ્યાન તેમાં લાગ્યું છે.
પણ દૈવ ઇચ્છાએ ત્યાં, પારધીને નાગ ડશ્યો,
જેથી ભોંય પડયે ધનુષ્યથી બાણ છુટયું છે;
કહે જયસંગ જેથી, સિંચાણો હણાયો તર્ત,
અને હોલો.હોલી બચ્યાં, દૈવ ધાર્યું થયુંછે. ॥ ૬૧ ॥

જગતમાં જેહ ઘણો, ચિંતાતુર હોય તેહ,
સુખરૂપે નિંદ્રા અને, સુખ પામશે નહીં;
વળી જેહ સ્વારથમાં, અધિક આતુર હોય,
તેને સખા કે સ્વજન, જણાતા નથી અહીં;
તેમ વળી કામાતુર, ભય લજ્જા હિણ ભાળ્યા,
ક્ષુધાતુર જન બળ, તેજ હિણુ છે સહી;
કહે જયસંગ એમ, એક ઠામે ચિત્ત રાખ્યે,
બીજું નવ સુઝે લાખ, ગાફલ પણે કહી. ॥ ૬૨ ॥

સ્વારથીયાં મનુષ્યનો, સંગ કરવાથી સદા,
લાભ નહીં પણ હાણ, સઘ સમજાય છે;
જયારે જયારે ખપ પડે, ત્યારે ત્યારે લટપટ,
કરી કરી સ્વારથ પોતાનો સાધી જાય છે;

પ્રિતની ન રીત જાણે, રીત જાણે સ્વારથની,
સ્વારથ સધાયો જાણી, મન ખુશ થાય છે;
કહે જયસંગ એમ, જગતમાં સ્વારથીયાં,
મનુષ્યની સોબતથી, સ્વારથ હણાય છે. ॥ ૬૩ ॥

જેને અભિમાન તણો, મદ ખુબ ચઢયો હોય,
દેહ અભિમાન તણી, છાયાથી છવાય છે;
બોલવામાં અભિમાન, ચાલવામાં અભિમાન,
વર્તનનો વેશ અભિમાને ભજવાય છે;
વિવેકનો વેરી અને, અવિવેક તણો યારી,
જગતની બત્રીશીએ, ભુંડામાં ભણાય છે;
કહે જયસંગ એમ, અભિમાની જન તણાં,
આ લોકે ને પરલોકે, કુટણાં કુટાય છે. ॥ ૬૪ ॥

દેહધારી હોય તેની, દેહની હાલત સદા,
ખોરાક વિનાની બહુ, ક્ષીણ થવા પામતી;
દિપકની જ્યોતમાં જો, દિવેલ ન જારી હોય,
તો તે જ્યોત ઝાંખી થઇ, તુરત બુઝી જતી;
જાઇ જુઇ તણી વેલ, સુંદર શોભાયમાન,
પણ જળ સિંચન વિના એ સુકી દીસતી;
કહે જયસંગ એમ, નિતિ વિના વ્યવહારની,
રીતી તણી સ્થિતિ સહુ, અંતે ક્ષીણ એ થતી. ॥૬૫॥

આહીર પોતાનાં ઢોર, સારી રીતે સાચવીને,
તેમની પાસેથી પય, લેઇ પિંડ પોસતા;
બગીચાના માળી પુષ્પ, વૃક્ષ પ્રફુલ્લિત રાખી,
મન માન્યાં પુષ્પ પોતે, પછીથી ઉતારતા;
ઠામ ઠામ ભ્રમણતા, કરીને ભ્રમર સહુ,
પુષ્પને બચાવી પોતે, રસને ચુશી જતા;
કહે જયસંગ એમ, રૈયત આબાદ રાખી,
સુજ્ઞ રાય રૈયત કનેથી કર માગતા. ॥ ૬૬ ॥

મનુષ્યના મન તણી, વૃત્તી કેવી દીસે છે તે,
જણાય છે જોનારને, મનુષ્યના કૃતથી;

નટિકાને નૃત્ય કરવાની હોંસ કેવી છે તે,
પારખી શકાય પૂર્ણ, નટિકાના નૃત્યથી;
લેખકની લખવાની, શક્તિ કેવી સારી છે તે,
જણાય છે લેખકના, લખેલા લખતથી;
કહે જયશંગ એમ, મનુષ્યના મનોભાવ,
ઓળખી શકાય તર્ત, ઉપરની ગતથી. ॥ ૬૭ ॥

હોય છે સમય સારો, ત્યારે તે સમયતણી,
કળા કદી કોઇ થકી, કળ્યામાં ન આવતી;
આવક ને જાવકના, આંક સરભર કરી,
દ્રવ્યના સંગ્રહ તણી, રીત નવ ફાવતી;
કમાએલી મુડી બધી, અધિક ઉફાંદ કરી,
અલેખે ઉડાવી મોજ, માણે મન ભાવતી;
કહે જયશંગ પણ, સમય ન સારો આવે,
ત્યારે નાણાં ભીડ સૌને, સમો સમજાવતી. ॥ ૬૮ ॥

વૈભવમાં વડી રીતે, ઉછરેલા હોય એહ,
હાથેલા દિવસ દેખી, મનમાં મુંઝાય છે;
ઘોડા ગાડીમાં જે બેસી, બેશીને ફરેલા હોય,
તેહ પગે પાળા ચાલવાથી શરમાય છે;
તન થકી મ્હેનત કરેલી નવ હોય કદી,
તેહ તન મ્હેનતથી, અતિ અકળાય છે;
કહે જયશંગ એમ, સુખી દીન વહી જઇ,
દુ:ખી દીન આવે ત્યારે, દિલમાં દુભાય છે. ॥ ૬૯ ॥

મેઘ તણી ઘટા જોઇ, મયુર મ્હલ્હાર કરે,
દાદુર સૌ જળ દેખી, ઉમંગથી ઉચરે;
મોરલીનો નાદ સુણી, નાગ દોડી આવે તર્ત,
ગાયનના શોખી ગણીકાઓની પુંઠે ફરે;
પતિવૃત્તા પ્રેમદા તે, પતિતણા પ્રેમે કરી,
પતિતણા સુખદુ:ખમાં એ સાથે સંચરે;
કહે જયશંગ એમ, જેને જેની પ્રીત બહુ,
તેને તેહ મેળવવા, યત્ન પૂરો આદરે. ॥ ૭૦ ॥

માયા મોટી મેઘ તણી, પ્રાણીઓને પોષનારી,
પુરણ પ્રતાપવાળી, સૃષ્ટીમાં સુણાય છે:
મેઘતણી વૃષ્ટી થકી, ખાનપાન રસ સહુ,
રૂડી રીતે જગતમાં, મળતાં જણાય છે;
અનેક સાધન બીજાં, એ વિના છે વૃથા બધાં,
જુણીતણી દ્રષ્ટી વિના, સૃષ્ટી સૌ હણાય છે;
કહે જયશંગ એમ, સુંદર શોભાયમાન,
સૃષ્ટી તણી રચના સૌ, એનાથી ગણાય છે. ॥ ૭૧ ॥

બાળી તણા મુખમાંથી, ખોરાક ખુંચાવી લેઇ,
બોકડાના મુખમાં જે, જોર કરી ધરે છે;
ગરીબ પ્રજાની પાસે, જુલમથી કર લેઇ,
મોટા સરદારોને નવાજી ન્યાલ કરે છે;
દ્રવ્ય દેવાં પડે માટે, ધર્મ ફંડ ભાગી પાડે;
પણ નાચ તમાસાની, ટીપ ભરાવા ફરે.
કહે જયસંગ એમ, જ્ઞાની અનુભવી વિના,
અજ્ઞાનપણાથી બીજા, ઉંધી રીતે આચરે. ॥ ૭૨ ॥

જરકશી તણા જામા, પેરીને ફરે છે જેહ,
તેહ ખાદી તણા પોશાકને ન પિછાણતા;
મોટા મોટા મ્હેલમાં જે, બિલોરખાનામાં બેસે,
તેઓ કદી ગરીબનાં, ઘર ન વખાણતા;
ઘૃત દુધ સાકરની, મીઠાઇ ને મેવા ખાય,
તેહ બંટી બાવટાને, ધાન્ય નવ જાણતા;
કહે જયસંગ એમ, મોટાઓ સૌ મોટાઇથી,
ગરીબની મોજ મઝા, તુચ્છ રૂપે માનતા. ॥ ૭૩ ॥

પ્રમદાના પ્રેમની છે, જગતમાં બલિહારી,
મોટા મોટા મર્દ પણ, એથી સૌ અંજાય છે;
માત તાત ભ્રાત અને, ભગનીને ન્હાય એથી,
અધિક પણાથી અરધાંગનાને ન્હાય છે;
પ્રથમની પ્રીત સગાં સંબંધીની ઓછી કરી,
પ્રેમદાની નવી પ્રીતમાં સહુ લોભાય છે;

કહે જયસંગ એમ, જોયા બધા પ્રેમ પણ,
પ્રેમદાનો પ્રેમ સર્વોપરી સમજાય છે. ॥ ૭૪ ॥

વડા જ્ઞાનવાળા રૂષી, વનમાં જે વાસ વસ્યા,
તેમને વ્યવહારમાં મુંકયાથી તે મુંઝાય છે;
અધિક અમલ તણી, અમીરાત કરી હોય,
તેહ મુત્સદ્દીપણું, કર્યાથી કથવાય છે;
સુંદીર નગર તણી, જેણે સ્હેલ કરી હોય,
તેનું મન ગામડામાં, વસતાં ગુંચાય છે;
કહે જયસંગ એમ, શ્રેષ્ટપદ ભોગવીને,
નેષ્ટપદ ભોગવતાં, મન લજવાય છે. ॥ ૭૫ ॥

અનુક્રમે એક પછી, એક પદ ચઢવાનો
યત્ન જારી રાખીએ તો. પ્રૌઢપણું પેખીએ;
અનેક સંકટ શીર, અણધાર્યાં આવી પડે,
પણ તેવાં સંકટને, યત્ને નવ લેખીએ;
આળસ તજીને નિત્ય, પ્રમાણિકપણે કામ,
ઉત્સાહથી કીજીએ તો, યશને ઓળખીએ;
કહે જયસંગ એમ, ધીમે ધીમે ડગ ભરી,
આગળ જો ચાલીએ તો, દુનિઆં સૌ દેખીએ. ॥૭૬॥

રસનાની રસીકતા, મનને રસાળ કરી,
રસીક મનુષ્યને રસીકપણું આપતી;
ગમે તેવો ક્રોધ કે કલેશ ઉપજેલો હોય,
પણ રસના રસીક, શિતળતા સ્થાપતી;
આધી વ્યાધી ઊપાધીથી, મુંઝાએલા મનમાંહી,
રસના રસીક રસ, રેડી કષ્ટ કાપતી;
કહે જયસંગ એમ, રસનાના રસ વડે,
રગે રગે રસ ચઢી, રસીકતા વાપતી. ॥ ૭૭ ॥

કાવ્યતણા છંદોમાંથી, મનહર મઝા મળે,
પણ મનહર તણી, મઝા મનહરણી;
વાણીનો વિલાસ બધો, કાવ્યમાં ઉતારે કવિ,
પણ મનહર તણી, વાણી રસ વરણી;

મનોહર રચના છે, મનહર તણી એવી,
હરે જેમ પતિ મન, સતી સદાચરણી;
કહે જયસંગ એમ, કાવ્યની પ્રસાદીમાંથી,
રસીક પ્રસાદી મનહર રસ ઝરણી. ॥ ૭૮ ॥

જુવાનીમાં દીવાનપણાથી પાપ કર્યાં હોય,
તેહ પાપ તીર્થ સ્નાન, કીધાથી ધોવાય છે;
અધમકૃતીથી જીવ, અધોગતી પામ્યા હોય,
તેની ગતી ગયા શ્રાધ, કર્યાથી કરાય છે;
ભુલે ચુકે ધર્મ થકી, ભ્રષ્ટ જેહ થયા હોય.
તેની શુદ્ધી દેહ શુદ્ધ, પ્રાશ્ચિતથી થાય છે;
કહે જયસંગ એમ, દોષ દુર કરવાના,
મન સમાધાન માટે, અનેક ઉપાય છે. ॥ ૭૯ ॥

એક તાત તણા બેઉ, પુત્ર હોય પણ તેમાં,
એક કરે સાહેબી ને, એક ભીખી ખાય છે;
એક ગુરૂ થકી બેઉ, શિષ્ય શિખ્યા હોય પણ,
એક ગુરૂપદ પામે, એક ભટકાય છે;
જનમેલા હોય એક, કુટુંબમાં બેઉ પણ,
એક ધરમીષ્ટ એક, પાપીષ્ટ જણાય છે;
કહે જયશંગ એમ, જગતમાં જોઈ જુઓ.
કરમને ધરમનો, વાદ ક્યાં કથાય છે. ॥ ૮૦ ॥

એક ખરૂ આકીન રાખ્યાથી જુઓ નળ નીલે,
સમુદ્રમાં પાષાણ તરાવ્યા રામનામથી;
જુઓ નૃપ નેપોલને, ઘણા ઘણા દેશ જીત્યા,
સિપાઇપણાથી ચઢી, હૃદયની હામથી;
દુર દેશ વ્હાણ તણો, વેપાર ખેડીને જુઓ,
હિંમતથી જમશેદ, તૃપ્ત થયા દામથી;
કહે જયશંગ એમ, જોવા જતાં જગતમાં,
અનેક ચઢયા છે ઉંચે, હિંમતના કામથી. ॥ ૮૧ ॥

કીરતીને માટે કેક, અલેખે ઉડાવી દામ,
ફુલણજી થઇ ખુબ, ફુલ્યા ફુલ્યા ફરે છે;

વડાઓના વિવાદમાં, વગર વિચારે પડી,
તેજી સાથે ટટ્ટુને દોડાવી ટુટી મરે છે;
આવકને જાવકના, આંકડા તપાસ્યા વિના,
તીજોરીનું તળીઉં દેખીને દિલે ડરે છે;
કહે જયસંગ એમ, પ્રથમ વિચારે નહીં,
પછીથી પસ્તાવો મખં, મિથ્યા મન કરે છે. ॥ ૮૨ ॥

દુનિયામાં ડાપણનું, બહુ બહુ ડોળ ધરી,
આલમ આખીને ભ્રમણામાં તેં ભુલાવી છે;
લાયક મનુષ્ય લેખી, સલાહ લેવાને સારૂ,
તારી પાસે આવ્યા તેને, ટોપી તેં ઘલાવી છે;
સ્વારથને સારૂ ખટપટ તણી બાજી ખેલી,
કૈક તણી પેઢીઓની, દોલત ડુલાવી છે;
કહે જયસંગ એમ, ડાપણનો ઉપયોગ,
અઘટિત રીતે કરી, અનિતિ ચલાવી છે. ॥ ૮૩ ॥

તુ જાણે જે મારા જેવો, દુનિયામાં ડાહ્યો નથી,
પણ તારા જેવો મૂર્ખ, મળવો કઠણ છે;
કારણ કે પોતાનું બગાડી કામ પારકાની,
પુંઠે મિથ્યા ફરે એ તો, મૂર્ખનું લક્ષણ છે;
સજ્જન પુરૂષની સભામાં બકવાદ કરે,
એતો બોલવાનું બેવકુફનું લક્ષણ છે;
કહે જયસંગ એમ, વિવેક ને સ્વાર્થ વિણ,
કામ એ તો ચિત્તભ્રમ, ચાળાનું ચક્ષણ છે. ॥ ૮૪ ॥

દ્રવ્ય તણી દરકાર, નથી દ્રવ્યવાનને તો,
દ્રવ્ય માટે દોડાદોડ, કરતાં ન દેખતા;
પંડિત જે પૂર્ણ વિદ્યાભ્યાસ માટે વખણાયા,
વિશેષ વિદ્યામાં પ્રેમ, તેઓનો ન પેખતા;
લાયક લખાણ તણા, જેણે ઘણા લેખ લખ્યા,
તેઓ પછી લખવાની, લલુપ્તા ન લેખતા;
કહે જયસંગ એમ, જેને જેની અપેક્ષા ન,
તેને માટે તેહ કદી, ચિંત્વન ન રાખતા. ॥ ૮૫ ॥

ફળહીણ વૃક્ષ દેખી, પક્ષી પાસે નવ જાય,
સૂકાએલાં સરને સારસ સદા ત્યાગતા;
પુષ્પ કરમાયાં જોઇ, ભ્રમર ન સંગ કરે,
દહન થએલાં વન, દેખી મૃગ ભાગતા;
દ્રવ્યહિણ પુરૂષથી, ગણિકાઓ દૂર રહે,
પદભ્રષ્ટ રાજનના, મંત્રી રજા માગતા;
કહે જયસંગ એમ, સ્વાર્થ વિના સ્નેહ નથી,
સ્વાર્થ વિના સ્નેહ કરે, એવા કોઈ ન લાગતા. ॥ ૮૬ ॥

પોતાના વડીલ અને, બાંધવોને દગો દેઇ,
દુનિઆમાં દુષ્ટ જન, પાપે પેટ ભરે છે;
કાગડા ને કબુતરો, જેવાં જુઓ પક્ષી પણ,
એકઠાં મળીને ભળી, ભાતે ભક્ષ કરે છે;
તેમ છતાં સ્વારથીયા, સ્વારથને વશ થઈ,
એકલપેટા બનીને, શ્વાન સમ ફરે છે;
કહે જયસંગ એવાં, મનુષ્ય આ જગતમાં,
નિંદા પાત્ર થઇ અંતે, નર્કે જઇ ઠરે છે. ॥ ૮૭ ॥

મધ્યાન સમય જુઓ, તાપ ગાળવાને માટે,
પક્ષી પણ વૃક્ષતળે, જઇને વિરામતાં;
દુકાળ પડે છે ત્યારે, સુકાળને સ્થાન જઇ,
દુકાળિઆં પિંડ પોષી, પોતે સુખ પામતાં;
જુલમી હાકેમતણા, જુલમથી ત્રાસ પામી,
લોક નિતિવંત રાજમાં વશી સુખી થતાં;
કહે જયસંગ એમ, જેને જેથી સુખ થાય,
તેહ તેને આશારે, ઉલટ આણીને જતાં. ॥ ૮૮ ॥

મોટા મોટા શાહ પણ, પોતાની શાજાદીઓને,
જાણી જોઇ પરઘેર, પ્રીતે પરણાવતા;
માબાપનો પુત્રીપર, પુરી ભાવે પ્રેમ હોય,
તોય પણ તેહ તેને, વ્હાલથી વોળાવતા;
પુત્રી તણું મન પણ, પતિ તણે ઘેર જઇ,
માબાપની માયા તણા, ઓરતા ન આવતા;

કહે જયસંગ એમ, પુત્રી પરથાપણ તે,
જેની તેને આપી ફર્જ, માબાપો બજાવતા. ॥ ૮૯ ॥

સારી રીતે સુખતણા, દીન જેણે દીઠા છે તે,
દુઃખી દીન દેખી એકદમ અકળાય છે;
નિયમીતપણે જ્યાં હમેશાં વૃષ્ટી થતી હોય,
ત્યાંના લોકો અનાવૃષ્ટી, જોઇ ગભરાય છે;
શાંતિનો સમય જેણે, સારી રીતે જોયો હોય,
તેહ અશાંતિનો સમો, જોઇને પીડાય છે;
કહે જયશંગ એમ, જેણે કાંઈ દીઠું નથી,
તેને દેખી તેને હેયે, હર્ષ શોક થાય છે. ॥ ૯૦ ॥

દીપકની જ્યોત જેમ, પાત્રને અપાત્ર કરી,
ઝળકતું તેજ તેનું, તર્ત તેહ હરે છે;
વળી તેમાં સારી રીતે, સત્વ જે સમાયું હોય,
તેને બાળી ભસ્મ કરી, ગુણહીણ કરે છે;
સંગ કરી સાથે રહે, તેનો તેહ નાશ કરે,
નિર્મળ ને મલીનતા, રૂપમાં એ ધરે છે;
કહે જયસંગ એમ, ખળ તણી મૈત્રી પણ,
અધીક અધીક અવગુણવાળી ઠરે છે. ॥ ૯૧ ॥

પૂર્વ તણો સૂર્ય કદી, પશ્ચિમમાં ઉદે થાય,
હિમાલય સ્થાન થકી, ભ્રષ્ટ થઇ જાય જો;
અગ્નિ પોતે ઉષ્ણતાનો, ગુણ તર્ત તજી દેઇ,
શીતળપણાના રૂપમાં એ સમજાય જો;
પર્વતની ટોચ પર, કમળ ન ખીલે કદી,
તેહ છતાં કમળ ત્યાં, ખીલેલું જણાય જો;
કહે જયશંગ એમ, ચળીત સૌ થાય પણ,
વેણ સતવાદી તણું, ચળીત ન થાય જો. ॥ ૯૨ ॥

જગતમાં મનુષ્યનું, વિદ્યા એજ રૂપ વડું,
તપસ્વીનું રૂપ વડું, ક્ષમા સમજાય છે;
કોયલનું રૂપ વડું, મધુર વાણી છે તેની,
જેથી કરી જગતમાં, મોહક મનાય છે;

રામાઓનું રૂપ વડું, પૂર્ણ પતિવ્રત ધર્મ,
હોય કદરૂપી તોય, દેવીમાં પૂજાય છે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
ખરૂં રૂપ મનુષ્યનું, ગુણથી ગણાય છે. ॥ ૯૩ ॥

વડીલ થઇને કદી, કુટુંબનું કૂડ ઇચ્છે;
ત્યારે તેને દૂર કર્યે, દોષ નવ દેખવો;
નારી વ્યભીચારી થઇ, કૂળને કલંક ધરી,
નાશી જાય તોતો તેનો, પીછો નવ પેખવો;
પુત્ર થઇ પિતા તણાં, જગતમાં છીદ્ર બોલે,
ત્યારે તેને પુત્રમાં પિતાએ નવ લેખવો;
કહે જયસંગ એમ, જેથી કુળહીણ થાય,
એવાં જન કુળનાંનો, સંબંધ ન રાખવો. ॥ ૯૪ ॥

કાળ કળિયુગ તણો, એવો વિપરીત આવ્યો,
વૃષ્ટી વિના સૃષ્ટીમાં સૌ, વિપત્તીમાં આવિયા;
ધન ધાન્ય મેળવવા, કરે ઘણી દોડાદોડ,
પણ તે મેળવવામાં, કદી નહિ ફાવિયા;
અનેક તરેહ તણા, ઉદ્યમોને હાથ ધર્યા,
પણ કુદરતી કોપે, તેમાંએ સતાવીયા;
કહે જયસંગ એમ, કુદરતી કોપે આજ,
સુખે સુતા ગુર્જરોને દુઃખમાં ડુબાવિયા. ॥ ૯૫ ॥

હતો હરિશ્ચંદ્ર રાય, પૂર્ણ સતવાદી પણ,
તેને શીર સુખ દુઃખ, પડયાં સંભળાય છે;
સીતા દ્રૌપદી ને તારામતિ સતિ હતી પણ,
વનવાસ વશી દુઃખ વેઠેલું દેખાય છે;
રામ લક્ષમણ રૂડા, નિતિધર્મવાળા હતા,
તોય તેઓ સુખ દુઃખ સહ્યા સમજાય છે;
કહે જયસંગ એમ, સુખ દુઃખ તણી રેખ,
સજ્જનને શીર પણ, જડેલી જણાય છે. ॥ ૯૬ ॥

મરદ થઇને જેહ, બરદ પોતાનું બાળી,
વનિતાને વશ વશી, વિશ્વમાં વેચાય છે;

વનિતા જે વાત કરે, વગર વિચારે કાંઇ,
તેહ સહુ સાચી માની, અધિક અંજાય છે;
વળી કુળ કુટુંબ કે, ગામમાં વનિતા લીધે,
ઠામ ઠામ કલેશ કરી, પૂરણ પીડાય છે;
કહે જયસંગ એમ, વનિતાને વશ રહી,
વરતે છે વિશ્વમાં તે, બાયલા બુજાય છે. ॥ ૯૭ ॥

સુખડને પાવકમાં, મુકી પરજાળો પણ,
સુખડ સુવાસ કદી, પોતે તજવાની છે?
સતિ પતિ સાથે સદા, સ્નેહ રાખી રહ્યા છતાં,
પતિ પીડા કરે તોએ, વિમુખ થવાની છે?
રાજ્યભકત રૈયતને, વણવાંકે નૃપ નડે,
તોય તેહ કદી અન્ય, નૃપ ઇચ્છવાની છે?
કહે જયસંગ એમ, સજ્જનને દુઃખ પડે,
તોય તેની રીત સદ્‌ગુણ સજવાની છે. ॥ ૯૮ ॥

ઇંદ્ર તણી અપ્સરાઓ, સ્વાંગ સજી આવે આહીં,
તોય પણ તેહ સગી, સ્વારથની જાણવી;
દિલમાં ન હોય કાંઇ, સ્નેહભાવ રહેજ પણ,
ઉપરથી આડંબરવાળી એ પ્રમાણવી;
પ્રેમદાના પ્રેમરસ, પતિ પીવા પામે નહિં,
એવી પરવશ પંથવાળી એ પીછાણવી;
કહે જયસંગ એમ, વનિતા જે વિષ ભરી,
તેની સાથે વિશ્વાસથી, મોજ કેમ માણવી? ॥ ૯૯ ॥

પતિ જેને પ્યારી ગણે, તેને સહુ માન આપે,
પતિ જેને તજે તેને, સહુ તજી જાય છે;
પતિ જેને પ્યારી ગણે, તેના ભાર તોલ વધે,
પતિ જેને તજે તે તો, માનભ્રષ્ટ થાય છે;
પતિ જેને પ્યારી ગણે, તેના દોષ ન દેખાય,
પતિ જેને તજે તેના, દોષ સૌ દેખાય છે;
કહે જયસંગ એમ, પતિની પ્યારી તે સારી,
પતિની અપ્યારી તે તો, પતિત ગણાય છે. ॥ ૧૦૦ ॥

નારી તણો નેક અને, ટેક નવ નીભે કદી,
પડે પર પ્યારમાં તો, પતિને સંહારતી;
માત તાત ભ્રાત અને, સગાં સૌનો સ્નેહ તજી;
પતિથી પતિત થતાં, મન ન વિચારતી;
જોબનનું જોર ઘણું, જુવતીમાં જામે ત્યારે,
સારી કે નઠારી વાત, ઉર ન ઉતારતી;
કહે જયસંગ એમ, અબળાઓ અવનીમાં,
ભાગ્યે કોઇ ભલી થઇ કીરતી વધારતી. ॥ ૧૦૧ ॥

પ્રાચીન સમયમાં સૌ, જન વદે સત્ય વાણી,
હાલ ઠામ ઠામ જુઠ, તણી જડ બાઝી છે;
પ્રાચીન સમામાં કોઇ, પરધન પરનાર,
ઇચ્છે નહિં પણ હાલ, લલુતા એ ગાઝી છે;
પ્રાચીન સમામાં કોઇ, કુડ કપટી નહોતા,
હાલ જોવા જતાં ઘણા, પાપી પતરાજી છે;
કહે જયસંગ એમ, સમે સમો બદલાતાં,
હાલના સમય સમ, મનુષ્યો સૌ પાજી છે. ॥ ૧૦૨ ॥

દુનિઆમાં ખરો દોસ્ત, મનુષ્યને મળે નહિં,
એવો કૂડો કળિકાળ, આવેલો જણાય છે;
સ્વારથને સારૂ ઘણા, દાવપેચ રમી રમી,
દુનિઆમાં કેક દોસ્ત, થએલા દેખાય છે;
કેક ધન ધરણી કે, પ્રેમદાની પ્રીત માટે,
સજજનનો સ્વાંગ સજી, સ્નેહી થવા જાય છે;
કહે જયસંગ એમ, સ્વારથીયા સ્નેહી સહુ,
અંતે દગાખોર બની, મિત્રદ્રોહી થાય છે. ॥ ૧૦૩ ॥

કાળતણી ગતી કોઇ, કળી શકે નહિં કાળે,
કાળ થકી હાલ બાળ, બુઢ્ઢાના શા થાય છે;
આજ જેના અંતરમાં, આશા ને ઉમેદ હોય,
તેહ કાલે કાળ આવ્યે, નષ્ટ થઇ જાય છે;
આજ હોય મોટો મહિપતિ ધરણીનો ધણી,
તેહ કાલે કાળ આવ્યે, શુન્ય સમજાય છે;

કહે જયશંગ એમ, જગતમાં જોઇ જુઓ,
કાળની ઝપટે જીવ, ઝપટ હણાય છે. ॥ ૧૦૪ ॥

મોટા મોટા પંડિતોની, સભામાં પ્રવેશ કરી,
ધ્યાન ધરી જુઓ તો ત્યાં, દુર્જનો દેખાય છે;
સુધરેલા દેશમાં જઇ, ઠામ ઠામ શોધ કરો,
શોધ કરવાથી કૂડા, કૂધારો જણાય છે;
મીઠા જળવાળી સારી, રસાળ ભૂમિમાં જઇ,
તપાસીને જોતાં ખારૂં, જળ મેળવાય છે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
જ્યાં જુઓ ત્યાં કાગ કાળા, જરૂર જોવાય છે. ॥ ૧૦૫ ॥

જોબનનો મદ ઘણો, જોવા જતાં રઢિઆળો,
પણ એહ રઢિઆળો, મદ અંતે મારતો;
નિતિ ધર્મ સારી રીતે, સાચવીને ચાલો પણ,
જોબનનો મદ નિતિ, ધર્મને સંહારતો;
વિચારી વિચારી ઘણાં, ઘણાં કામ કરો પણ,
જોબનનો મદ કૂડા, કામમાં ઉતારતો;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
જોબનનો મદ નાખ, ઉલટું હંકારતો. ॥ ૧૦૬ ॥

કુટુંબમાં જ્યારે જ્યારે, કલેશ તરી આવે ત્યારે,
જાણવું જે કાંઇ હાણ, થવાની જણાય છે;
કાંતો નાણા તણું નુકશાન ખમવાનું આવે,
કાંતો રોજગાર હિણ, ચિન્હ સમજાય છે;
કાંતો ચોર અગની કે, રાજ તણો ભય આવે,
કાંતો કુટુંબને શીર, કાળ ફેરા ખાય છે;
કહે જયસંગ એમ, જ્યારે જ્યારે કલેશ થાય;
ત્યારે ત્યારે પડતીનાં, ચિન્હ પરખાય છે. ॥ ૧૦૭ ॥

સંસારમાં સાર શોધવાને સારૂ સ્નેહ કરી,
ઘણા ઘણા અનુભવે, વાત આ ઉચારી છે;

મોટા મોટા જ્ઞાનીઓના, જ્ઞાન ભર્યા ગ્રંથો વાંચી,
તેમાંથી મેં તત્વરૂપી, તાર આ ઉતારી છે;
મને મારી જીંદગીમાં, જે જે અનુભવ મળ્યો,
તે તે અનુભવ તણી, વાત આ ચિતારી છે;
કહે જયસંગ એવી, રીતે માળા મનહર,
મનહરછંદમાં મેં, રચીને વિસ્તારી છે. ॥ ૧૯૮ ॥

માળા ૪ થી સંપુર્ણ.



# માળા ૫ મી.

## મનહરછંદ.

રાજ તણી ઉપજ એ ખાનગી રાજાની નથી,
તેમ તેહ ઇશ્વરની બક્ષીશ ગણાયના;
પરંતુ એ પ્રજાતણી ઉપજ આપેલી ગણો,
માટે એ ઉપજે કરી મોજ તો મણાયના;
પણ પ્રજા ઉપયોગી શુભ કામમાં એ સદા,
વાપરતાં કદી નૃપ ફરજ હણાયના,
કહે જયસંગ એમ, પ્રજાની પ્રજાના કામે,
વાપરતાં પ્રજાતણા, હકતો લુંટાયના. ॥ ૧ ॥

પ્રજા કદી નૃપ માટે, ઠરાવેલી જાણો નહીં,
પણ નૃપ પ્રજા માટે, ઠરાવ્યો જણાય છે;
માટે પ્રજાતણું કાર્ય કરવું હમેશાં નૃપે,
આળસ કર્યાથી એ તો કૃતઘ્ની ગણાય છે;
પ્રજા જેને દોષ દેઇ ધિક્કારે તે નૃપ નહીં,
પણ પ્રજાતણો પૂરો શત્રુએ ભણાય છે;
કહે જયસંગ એમ, ફરજ ભુલ્યાથી નૃપ,
રાજતાજ તજી અંતે નરકે છણાય છે. ॥ ૨ ॥

જેની પાસે કામ કરવાની કાંઇ સત્તા નથી,
તેની પરવશી કરવી, એતો ન કામની;
છોને ખૂબ બડાઇનાં બણગાં એ ફુંકે મુખે,
પણ એ સૌ બડાઇ તો સમજવી નામની;

પોતાનું મેળવવાની જેને પારકી છે આશ,
તે શું પૂરી પાડે આશ યાચકો તમામની;
કહે જયસંગ એમ, સત્તાહિણ આશા દે તે,
ફળહિણ આશા અંતે, કહો શું છે કામની ? ॥ ૩ ॥

જુવાનીમાં રળવાનો સમય ગણાય ત્યારે,
ફેંકડ થઇને ખૂબ, ફુલ્યા ફુલ્યા ફરે છે;
પણ પછી બાળ બચ્ચાં, કુટુંબના પોષણનો,
બોજો શીર પડે ત્યારે, દિલમાં એ ડરે છે;
પછી વળી વૃદ્ધ પણ આવી વપુ જીર્ણ કરી,
તન મન તણી, સહુ શક્તિને એ હરે છે;
કહે જયસંગ એમ, પિંડાય પૂરણ પછી,
જુવાનીને સંભારી, દિવાના ખેદ કરે છે. ॥ ૪ ॥

પંડિતનો સહવાસ કરે છે જે પૂર્ણ સદા,
પંડિતના ગુણતણી, પ્રસાદી એ પામે છે;
સંત તણું સેવન જે, કરે શુદ્ધ મન થકી,
તેનું ચિત્ત શાંત થઇ, વૃત્તિ સૌ વિરામે છે;
નિર્મળ મનુષ્ય તણો, સંગ જેહ સદા કરે,
તેનું મન નિર્મળ થઇને જશ જામે છે;
કહે જયસંગ એમ, સજ્જનના સહવાસે,
મનુષ્યના દોષ બધા, ધીરે ધીરે વામે છે. ॥ ૫ ॥

સુંદર સ્વરૂપવાન, સુંદરીને નિહાળીને,
વિષયી પુરૂષ ઘણા વિહ્વળ જણાય છે;
ચતુરાની ચપળતા ચપળા સમાન જોઇ,
ચિત્ત થકી ચમકીને ચળીત એ થાય છે;
ભૂલી જઇ ભાન બધું બેભાન બને છે ખૂબ,
બ્હાવરો બનીને ભ્રમપણે ભટકાય છે;
કહે જયસંગ એમ જગતમાં જોઇ જુઓ,
વામા દેખી વિષયીનાં હૃદય હણાય છે. ॥ ૬ ॥

નિતિ તણો રંગ રૂડો નિર્મળ છે નંગ થકી,
હીરા મણી માણેકથી અધિક સોહામણો;

હીરા મણી માણેક તો, ઝાઝા દિસે આંખાં પડે,
ત્યારે ખુબ ફીકા દિસે, રંગ સદા તે તણો.
પણ નિતિ તણો રંગ, દિન દિન જાદી ખામી,
ઝળકતો તેજ થકી, અધિક દિમામણો;
કહે જયસંગદાસ, જગતમાં જોઇ જુઓ,
સર્વ રંગ થકી રંગ, નિતિમો ચઢે ઘણો. ॥ ૭ ॥

સાલસ સ્વભાવ ઘણો, પ્રથમથી હોય જેનો,
તેહ બીજા સાથે કદી, બાકરી ન બાંધતો;
નાણાં તણું નુકશાન, કરે કદી કોઇ જન,
તેનું સાટું વાળવાને, તક નવ શોધતો;
વળી વિના કારણે જો, આપે કોઇ અપમાન,
તોય તેહ તેને નવ, કટુ વેણ બોલતો;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
શત્રુને સાલસ કોઈ રીતથી ન શોધતો. ॥ ૮ ॥

મૂરખને બોધ દેઇ દેઇ ડાહ્યા થાકે પણ,
મૂરખને બોધ તણો, રંગ નવ લાગતો;
ઉલટો એ પાછળથી, ઉર અભિમાન આણી,
બોધકજનોનો સંગ, સદા માટે ત્યાગતો;
મન જેનું માયા માંહી, મુગ્ધ ઘણું બન્યું છે તે,
કહો કઇ રીત થકી, ઉંઘમાંથી જાગતો;
કહે જયશંગ એમ, મૂરખના મનતણો,
ભ્રમ કોઇ ભુવનમાં, વીરલો ન ભાગતો. ॥ ૯ ॥

હમેશ હરામ તણી, લત જેને લાગી હોય,
તેહ નિતિ તણી કદી, રિતમાં ન આવતો;
અનિતિનાં આચરણ, અહોનિશ હોય જેનાં,
તેને નિતિ તણો રસ, લેશ નવ ભાવતો;
જેમ જેમ વખત તો, વિતતો અધિક જાય,
તેમ તેમ પાપી પોતે, પોત દરશાવતો;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
હરામી હમેશ માટે, ધર્મને ગુમાવતો. ॥ ૧૦ ॥

અધમપણાથી જેહ, મેળવેલું ધન તેહ,
અધમ રિતેથી જેવું, આવ્યું તેવું જાય છે;
કાંતો કોઈ વેપારમાં, ખોટ આવી ખુટી જાય,
કાંતો ઠગ લુંટારાના, હાથથી લુંટાય છે;
કાંતો રાજથકી દંડ, પડીને હણાય ધન,
કાંતો અગનીને મુખ, જઇ ભસ્મ થાય છે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
અધમનું ધન કદી, સુખથી ખવાય છે ? ॥ ११ ॥

જ્ઞાનરૂપી રવિ જેના, ઉરમાં ઉગેલો હોય,
તેનું તેજ ત્રિલોકમાં, પુરણ પ્રકાશે છે;
સંસાર વ્યવહારતણી, ઉપાધીરૂપી જે હોય,
તીમીર તે તેના તેજ થકી તર્ત નાશે છે;
અધમ ઉલૂકરૂપી, માયાની જે મોહની તે,
જ્ઞાનરૂપી રવિતણા, તેજ થકી ભાસે છે.
કહે જયસંગ એમ, જ્ઞાનરૂપી રવિ થકા,
જ્ઞાનતણું હૃદય કમળ તો વિકાશે છે. ॥ १२ ॥

મરદની માયા મોટી દુનિયામાં દેખાય છે,
મરદના બરદની બહુ બલિહારી છે;
મરદની સાથે મોટા અહિપતી માયા કરે,
મરદની છાયા એવી, મહા મોહકારી છે;
મરદના તેજ માંહે, અવની અંજાય આખી,
જ્યાં જ્યાં જાય ત્યાં ત્યાં તેની, વાણી તો સ્વિકારી છે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ;
મરદની શક્તિ દેખી, શક્તિ સૌની હારી છે. ॥ १३ ॥

સજ્જનો સૌ સંસારમાં, સૌની સાથે સ્નેહ રાખે,
કોઇ તણી સાથે કદી, શત્રુતા ન રાખતા;
પોતા તણા અવાસે જે, પ્રીત કરી આવે તેને,
ખાન પાન માન દેઇ, સુખે મીઠું ભાખતા;
દુર્જન દે દુઃખ કદી, તોય તે સહન કરી,
શાંતિ તણું સુખ સદા, સ્વર્ગ સમું ચાખતા;

કહે જયશંગ એમ, જગતમાં જોઇ જુઓ,
સજ્જન તો સૌની સાથે, સજ્જનતા દાખતા. ॥ ૧૪ ॥

નારી કદી નિંદવાને, યોગ્ય તો જણાતી નથી,
તેમ છતાં નિંદે તેની, જીભ કોણ ઝાલે છે;
સિતા દ્રોપદીને તારા, દમયંતીનાં ચરિત્રો,
વાંચ્યા વિનાા મીથ્યા એ સો, માથે ધૂળ ઘાલે છે;
સંસારમાં શ્રેષ્ટપણું મરદનું મનાય છે,
કહો પછી અબળાનું, બળ ક્યાંથી ચાલે છે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
મરદની પુંઠે પુંઠે, માનનિઓ મ્હાલે છે. ॥ ૧૫ ॥

નિયમથી જે જે કામ, કરીએ તે સારાં થાય,
નિયમ વિનાનાં કામ, ફળદાયી થાય ના;
નિયમથી નોકરીને, ધંધા સર્વ સારાં ખીલે,
નિગમ વિનાનાં એહ, ખંતથી ખેડાય ના;
નિયમથી રૂતુઓ સો, સારાં ફળ આપે સદા,
નિયમ વિનાની રૂતુ, સરસ ગણાય ના;
કહે જયસંગ એમ, નિયમથી દેહ ટકે,
નિયમ વિનાનો દેહ, ટકેલો દેખાય ના. ॥ ૧૬ ॥

સંસાર રૂપી આ વાડી, ખીલી રહી ખૂબ તેમાં,
મોટા મોટા નૃપ રૂપી, ફળદાયી વૃક્ષ છે;
લતા રૂપી સદગુણી, સુંદરીઓ સારી રીતે,
ફુલ રૂપી સૌંદર્યતા થકી તો પ્રતક્ષ છે;
જાય જુઇ ગુલાબના, છોડ રૂપી સજ્જનો સો,
દીપી રહ્યાં બાગમાં તે, સર્વના અધ્યક્ષ છે;
કહે જયસંગ એમ, વાટિકાએ ખીલી રહી,
તે તો સર્વ આલમની, આગળ સમક્ષ છે. ॥ ૧૭ ॥

દુનિઆંમાં દારા ઘણી, ડાહી તો ગણાતી હોય,
તોય તેના ડાપણમાં, ખામી તો ભરેલી છે;
અગમ બુદ્ધીને માટે, અજ્ઞાત ગણાય એહ,
તરત બુદ્ધિને માટે, ડાવકી ઠરેલી છે;

રૂઢી તણી રીતભાત, ગમે તેવી ગાંડી હોય,
તોય તેને માનઆને. બ્હેમને વરેલી છે;
કહે જયસંગ એવાં, અનેક કારણ થકી,
દારા તણા ડાપણમાં, ખામી ચિતરેલી છે. ॥ ૧૮ ॥

અમો રૂપી અદેખાઇ, અંગમાં ભરેલી હોય,
તો તે અંગ દગ્ધ થયું, દ્રષ્ટીએ દેખાય છે;
ગમે તેવાં ગુણકારી, ખાનપાન કરે પણ,
ઇર્ષા તણી ઝાળમાં એ, બધું બળી જાય છે;
અવરને સુખી દેખી, નિજદેહે દુખી થાય,
એવા એ અભાગી નિજહાથથી હણાય છે;
કહે જયસંગ એમ. જગતમાં જોઇ જુઓ,
અદેખા સૌ જન એવા, અશુદ્ધ જણાય છે. ॥ ૧૯ ॥

સ્નેહભાવવાળા સદા, શાંત પણે સુખી થાય,
દુનિઆંને દેખી પોતે, દિલમાં રીઝાય છે;
સંસારમાં શત્રુભાવ. કોઇ સાથે રાખે નહીં,
આનંદના ઊછાળામાં, ઉર તો વિંઝાય છે;
શાંત પણે કરે કામ, કોઈની ન આડ નડે,
ધર્મ અને નિતિ તણા, રસમાં ભીંજાય છે;
કહે જયસંગ એમ, સ્નેહભાવવાળા સહુ,
સ્વર્ગસમાં સુખ અહીં, લેતા સમજાય છે. ॥ ૨૦ ॥

નોકરોની નિસબત, આવે નહીં કામ કદી,
એથી એહ નિસબત, ગણાય ન કામની;
કારણ કે એહ પરસ્વાધીન પણે છે સદા,
ધણીની વેચાણ જીંદગી છે દિન જામની;
માટે એહ નિસબત થકી નવ થાય કામ,
તેમ છતાં કરે તો તે, નોકરી હરામની;
કહે જયસંગ એથી, અન્ય નિસબત સારી,
નોકરોની નિસબત, ગણાય બદામની. ॥ ૨૧ ॥

પ્રમાણિક પણા તણાં, કામ સહુ શ્રેષ્ટ ગણ્યાં,
પ્રમાણિક પણા વિના, કામ સૌ કનિષ્ટ છે;

કારણ કે પ્રમાણિક પણામાં છે સત્ય સદા,
તેથી તેમાં ધર્મ તણું, બીજ બહુ બળીષ્ટ છે;
પણ અપ્રમાણિક પણામાં છે અસત્ય સદા,
તેથી તેમાં અધર્મનાં, બીજ તો અનીષ્ટ છે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
પ્રમાણિક પણામાં તો, સ્હાયે સદા ઇષ્ટ છે. ॥ ૨૨ ॥

સત્ય સાથે સ્નેહ કરી, સંસારમાં ચાલે છે તે,
સંસારમાં સત્ય સાર, લેતો સમજાય છે;
સત્ય સદા સંસારમાં, મનુષ્યનું બરદ છે,
દોષ બધા એને દેખી, નાશતા જણાય છે;
સત્ય થકી જ્યાં જ્યાં જાય, ત્યાં ત્યાં ઘણું માન મળે,
સત્ય થકી પવિત્રોમાં, પૂરણ પૂજાય છે;
કહે જયસંગ એમ, સત્ય સર્વ થકી શ્રેષ્ટ,
સત્ય થકી સંસાર આ, ચાલતો ગણાય છે. ॥ ૨૩ ॥

મન થકી મર્યાદા પાળીને ચાલે મહિલા તે,
નાત જાત મંડળમાં, માન મોટું પામતી;
નિતિ રૂપી પર્વતની, શિખરે એ સારી રીતે,
મર્યાદા રૂપી સીડીથી, સ્હેજ એ ચઢી જતી;
વ્યવ્હારની ઉપાધીથી, અનેક આફત આવે,
તેને મર્યાદા રૂપી એ શસ્ત્ર થકી કાપતી;
કહે જયસંગ એમ. જગતમાં જોઇ જુઓ,
માનુની મર્યાદાવાળી, સુખમાં વિરામતી. ॥ ૨૪ ॥

વાણિનો વિલાસ રસ, અમ્રતના રસ જેવો,
એહ રસ પીતા તેહ, રસિક બની જતા;
સંસારમાં ખટરસ, જીવ્હાના સવાદ ગણ્યા,
પણ તેહ રસ સદા, વિકારી સૌ દિસતા;
જેમ જેમ સેવન એ, રસનું વિશેષ થાય,
તેમ તેમ તેહ રસ, શરીરને દુખતા;
કહે જયસંગ પણ, વાણિનો વિલાસ રસ,
સેવન કર્યાથી સહુ. નિર્મળતા પામતા. ॥ ૨૫ ॥

મનુષ્યને અનુભવી, જોયા વિના કોઇ દિન,
મનથકી વિશ્વાસ, ઉરમાં ન આણવો;
કારણ કે વિશવાસ રાખવાથી વખતે એ;
સમો આવ્યે વિશવાસઘાતી બને જાણવો;
એમ જ્યારે વિશવાસઘાતી બને તેહ ત્યારે,
તમોને એ મૂળથકી, છેદતો પ્રમાણવો;
કહે જયસંગ એમ, અનુભવે જાણી જશો,
ભરૂંસો ભવિષ્ય માટે, ભલો ન પીછાણવો. ॥ ૨૬ ॥

શત્રુ હોય સબળતો, સંકટ સમય આવ્યે,
તેની સાથે સંધી કરી, સ્નેહ ભાવે ચાલવું;
એથી કરી શિરપર, આવેલું સંકટ સહુ,
સ્હેજ રીતે ટાળી દેઇ, પાતાળમાં ઘાલવું;
પણ તેહ પછી તર્ત, તેના થકી દૂર થઇ,
ભૂલે ચૂકે તેના ભેગું, કદીએ ન મ્હાલવું;
કહે જયસંગ એમ, છતાં ભેગા ભળી ચાલો,
તો તો જાણી જોઇ ગયા, દુઃખને બોલાવવું. ॥ ૨૭ ॥

શત્રુ સ્નેહભાવ ધરી, આપણને સમજાવી,
મનને સાંત્વન કરે, તેથી ન ખુશી થતા;
કારણ કે એવી રીતે, વર્તે તોએ શત્રુતાને,
તેહ તણા ઉરમાંથી, દૂર નવ જાણતા;
પણ સમો આવે ત્યારે, ઢંકાએલી શત્રુતાએ,
પ્રગટ થએલી પૂર્ણ, રૂપમાં નિહાળતા;
કહે જયસંગ જેમ. ઢંકાએલો અગ્નિ સદા,
ખણવાથી પ્રગટે છે, એમ આને દેખતા. ॥ ૨૮ ॥

કોઈ પણ કામ કદી, આગળ ઉપર માટે,
મુલ્તવી રાખ્યાથી ઘણી, હાની વરતાય છે;
કારણ કે મુલ્તવીને. રાખેલાં સૌ કામ સદા,
અણધારી આફતથી, રખડયાં દેખાય છે;
માટે ડાહ્યા મનુષ્યોએ, જે જે કામ કરવાં તે,
તર્ત કરવાથી સિદ્ધ થતાં સમજાય છે;

કહે જયસંગ એમ, અનુભવે જાણી જશો,
દીર્ઘસુત્રી બનવાથી, દુઃખ ઉભું થાય છે. ॥ ૨૯ ॥

જગતમાં જે મનુષ્ય, અર્થી થઇને અધીક,
સંતોષ રાખે છે એવા, વિરલા દુર્લભ છે;
પણ જેહ અર્થી તણી, અવગણના ન કરે,
એવાતો મનુષ્ય વળી, દેવને દુર્લભ છે;
જગતમાં મનુષ્યના મંડળમાં એવા જે જે,
મનુષ્ય જણાય તે તે, આભતણા સ્થભ છે;
કહે જયસંગ પણ, એવા વીર મનુષ્યની,
આગળ જે વીરપણું, દાખવે તે દંભ છે. ॥ ૩૦ ॥

જગતમાં જે મનુષ્ય, અરથી મનુષ્યતણો,
સારી રીતે સમજીને, સતકાર કરીને;
પછી પોતા તણી શક્તિ, અને યોગ્યતા પ્રમાણે,
ઉપકાર કરે નહીં, ઉરે ભાવ ધરીને;
તો તેવા મનુષ્ય તણી, અન્ય મનુષ્યો જે આશ,
રાખે છે તે નિજ આશે, રહે નહી ઠરીને;
કહે જયસંગ એમ, એવા એ મનુષ્ય થકી,
સમજીને કોઇએ નાં રેવું અનુસરીને ॥ ૩૧ ॥

કૃતઘ્ન દુર્જન અને, આળસુ ને અપકારી,
ઉપર જે આશા કાંઇ રાખવી તે વૃથા છે;
કારણ કે કૃતઘ્નતો, ખાય તેનું ખોદે સદા,
પછી તેની આશા ઉર રાખવી એ મિથ્યા છે;
તેમ દુરિજન સદા, દુષ્ટવૃત્તી ધારી રહે,
તેના થકી હિત થવું, એ તો સૌ અવૃથા છે;
કહે જયસંગ એમ, આળસુનું એળે જાય,
અને અપકારી ઉપકાર ભુલુ કથ્યા છે. ॥ ૩૨ ॥

કામ કરવામાં ઉપજેલી હરીફાઇ રૂપ,
દોષ વડે અપવિત્ર, દોષ દે પવિત્રને;
કારણ કે કોઇ જન, કરીને ઉત્તમ કર્મ,
મહત્તાથી છુટાવે જો, હરીફ એ મિત્રને;

તેથી તેહ હરીફ એ, સહન કરી ન શકે,
માટે દોષ દે પવિત્ર, જનનાં ચરિત્રને;
કહે જયસંગ એમ, નિયમિત ચાલે તેને,
શિર પણ દોષ દેછે, ધિક એ વિચિત્રને. ॥ ૩૩ ॥

વ્યવહારનો ત્યાગ કરી, વનમાં વસેલા હોય,
એવા રૂષીમુની પણ, પક્ષાપક્ષ રાખતા;
શત્રુ મિત્ર અને ઉદાશીન એવા ત્રણ પક્ષ,
ઉપજે છે એવાં એ ચરિત્ર પોતે દાખતા;
કહો પછી વ્યવહારમાં, લુબ્ધ થઇ ગયા હોય,
એવાં સૌ મનુષ્ય કદી પક્ષતા બતાવતા;
કહે જયસંગ એમાં, નવાઇ ગણાય કેમ ? !
જ્ઞાની ભૂલે પછી ભૂલ, મૂર્ખની શુ ભાખતા? ॥૩૪॥

ધ્યાન ધરી ધીરજથી, ગુપ્ત વાત સાંભળી જે,
ઉરે અનુભવ કરી, એ પ્રમાણે ચાલતા;
વળી જેહ સબળ સલાહકાર મિત્રતણો,
પૂર્ણપક્ષ ધરી જેહ, વ્યવહારમાં મ્હાલતા;
તેવી રીતે જેહ, પૂર્ણ પણે પરિક્ષા કરીને,
કામ કરવામાં રૂડી, રીતે ચિત્ત ઘાલતા;
કહે જયસંગ એવા, મનુષ્ય પોતાના અર્થ,
સારી રીતે સિદ્ધ કરી, મેળવે છે વ્યાલતા. ॥ ૩૫ ॥

જયાં જુઓ ત્યાં મોટાં કાર્ય, તણા મૂળ શોધકો તો,
શ્રીમંત જણાય ભાગ્યે, ગરીબ જણાય છે;
કારણ કે શ્રીમંતને, અમીર તો મોજ મઝા,
વડે એવી શોધ માટે, નબળા ગણાય છે;
પણ ગરીબ તો તન, મન થકી ખંત રાખી,
હરેક કામની પુંઠે, હોંશથી તણાય છે;
કહે જયસંગ એવી, રીતે કામ પુંઠે સદા,
મંડયા રહેવાની ટેવ, રંકમાં સુણાય છે. ॥ ૩૬ ॥

હરકોઈ કામ કરવાને માટે ગમે તેવા,
ફાંટાના પ્રયોગો કરી, દ્રવ્ય ન ઉડાવવું;

પણ કર કસરને, નિયમિત પણે કામ,
કરવાથી દ્રવ્ય કદી, પડે ન ગુમાવવું;
એવી રીતે વર્તવાથી, દ્રવ્યને બચાવ થઇ,
સ્હેલ પણે કામ કરવામાં સદા ફાવવું;
કહે જયસંગ માટે, વિચાર કરીને ખૂબ,
કામ કરવામાં સ્થિર, ચિત્ત તો ઠરાવવું. ॥ ૩૭ ॥

વ્યવહારમાં એક પછી, એક એમ અનુક્રમે,
ઉપાધીઓ મનુષ્યને, માથે આવ્યાં જાય છે;
એક તો ઉપાધી પુરી, રીતે ટળી હોય નહીં,
તેહુ પે'લાં બીજી આવી, તર્ત ખડી થાય છે;
બીજી પછી ત્રીજી ચોથી, એમ ક્રમે આવ્યાં જાય,
ઘટમાળ એવી જીવે, ત્યાં સુધી ગણાય છે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
ઉપાધીથી મુક્ત કોઇ, જવલ્લે જણાય છે. ॥ ૩૮ ॥

દુખી જન હોય તેહ, અન્ય દુખીની કદર,
સારી રીતે સમજીને, ઝટ પોતે બુજે છે;
કારણ કે દુખ રૂપી, અગ્નિ પોતાને દહન,
કરે તેનો અનુભવ, સારો તેને સુઝે છે;
પણ એક પૂરો મતલબી સુખી હોય તેહ,
દુખીની કદર જાણ્યા વિના મન રીઝે છે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
સમાન ગતિના અન્યો અન્ય દુખે ધ્રુજે છે. ॥ ૩૯ ॥

ગરીબ મનુષ્ય તણી, કદરે પુગવા તણું,
અન્ય ગરીબને માટે, જોતાં જેવુ સ્હેલું છે;
તેવું સ્હેલું માતબર, માણસને માટે જોતાં,
ખરેખર પુરી રીતે, મુસ્કેલ ભરેલુ છે;
કારણ કે ગરીબને, ગરીબીનો અનુભવ,
મણ માતબરનું ન, મન ત્યાં રહેલું છે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
વિષમગતિનું જન, વિષમ કહેલું છે. ॥ ૪૦ ॥

લક્ષ્મિ તણો નાશ સદા, ક્રોધ પૂરે પૂરો કરે,
તપ તણો નાશ એમ, અદેખાઈ કરે છે;
માન અપમાન નાશ, વિદ્યા તણો કરે ઘણો,
આત્મા તણો નાશ સદા, પ્રમાદથી ઠરે છે;
માટે જેઓ સમજીને, ક્રોધ અદેખાઇ અને,
માન અપમાન સાથે, પ્રમાદને હરે છે;
કહે જયસંગ તેઓ. સંસારમાં સારી રીતે,
સ્વર્ગ સમાં સુખ લેઈ, શાંતપણે ફરે છે. ॥ ૪૧ ॥

અતી અંધકારરૂપ, અજ્ઞાનથી વિંટાએલાં,
મનુષ્ય પ્રકાશરૂપ, જ્ઞાન જોઇ ના શકે;
જ્ઞાની સહુ નરકને. અજ્ઞાન કહીને કથે,
સ્વર્ગને પ્રકાશ કહી, કથતા બધી તકે;
માટે સૌ અજ્ઞાનીજન, નરકમાં જઇ પડે,
જ્ઞાની સુખશાંતી થકી, સ્વર્ગમાં જઇ ટકે;
માટે જયસંગ કહે. અજ્ઞાનને તજી દેઈ,
જ્ઞાન ગ્રહે છે તે સદા, મોક્ષપદે જે શકે. ॥ ૪૨ ॥

મનુષ્યોએ ભવિષ્યને, માટે ત્રણ વાત તણો,
વિચાર કરીને સદા, સંસારમાં ચાલવું;
ભવિષ્યમાં ધંધો રોજગાર કદી નવ બને,
તેમ કદી બને મંદવાડથી રિબાવવું;
વળી કદી કાળ આવી. અચાનક ઝાલી જાય,
ત્યારે કેવી રીતે ખર્ચ ઘરનું નિભાવવું ?
માટે જયસંગ કહે, ડાહ્યા મનુષ્યોએ સદા,
કસર કરીને દ્રવ્ય, જોઇતું બચાવવું. ॥ ૪૩ ॥

મોટા મોટા કાર્યને ફતેહમંદ કરનાર,
મનુષ્યોમાં પાંચ ઉંચ, આચરણ જોઇએ;
ન્યાયયુક્ત પ્રેમયુક્ત, ને કર્તવ્યબુદ્ધિ યુક્ત,
સાથે સર્વમાં સમાન, ભાવયુક્ત હોઇએ;
વળી આચરણ હોય, પાંચમું ઉત્સાહ યુક્ત,
તોજ શ્રેષ્ઠ કામ બને, શંસય સૌ ખોઇએ;

કહે જયસંગ એવાં, આચરણ વિના કદી,
એહ કામ નવ કરી, શકે બીજા કોઇએ. ॥ ૪૪ ॥

સારા સારા ગ્રંથોમાં જે, ચિરસ્થાયી તત્વ દીસે,
તેવું તત્વ બીજી કોઈ, વસ્તુમાં દિસે નહીં;
ગ્રંથોમાં જે સંગ્રહેલા, સુત્રરૂપ ઉપદેશો,
તે તો છે ત્રિકાલાબાધ, સદાને માટે સહી;
તેને કદી કાળ તણો, ભય કાંઈ દિસે નહીં,
કાળની અસર નિરૂપયોગી ભાગે રહી;
કહે જયસંગ કાળ, એવા કુચા દૂર કરી,
યોગ્ય ઉપયોગી ભાગ, સંગ્રહે સુદ્રી મહી. ॥ ૪૫ ॥

હરકોઇ કારખાના, તણા માલિકને તેહ,
કારખાના કેરૂં સર્વ, પ્રકારના કામનું;
જ્ઞાન હોવું જોએ એમ, ખાસ ન જરૂર કાંઇ,
પણ એવા જ્ઞાનવાળા, નોકર તમામનું;
રૂડી રીતે પોતાના હૃદયમાં રટણ હોય,
પોતાના કરીને ફળ, લેજો તેની હામનું;
કહે જયસંગ એમ, કરવાથી કારખાનું;
સારી રીતે કરી શકે, રળવાના ઠામનું. ॥ ૪૬ ॥

ધન મળવાથી ગર્વ, ચઢ્યો નથી એવો કોણ?
સંસારના ભોગ થકી, સુખી કોણ થયો છે?
કામનીની સંગતથી, શુદ્ધ સદા રહ્યો કોણ?
મહિપતીનો માનિતો, સદા કોણ રહ્યો છે?
કહો કોણ ભીખ માગી, માગી માન પામેલો છે?
કોણ ભુંડા મનુષ્યના, હાથે છૂટી ગયો છે?
કહે જયસંગ એમ, સર્વનો ઉત્તર એક.
“કોઇ નથી” એવો સહુ, શાસ્ત્રકારે કહ્યો છે. ॥૪૭॥

કસ્તુરીનો નિપજ છે, મૃગ તણી ડુંટીમાંથી,
દાંત હાથી મુખમાંથી, નિપજ્યો જણાય છે;
અમર એ મૃગલાના, મુખમાંથી નિપજે છે,
મોંઘાં મોતી છીપમાંથી, નિપજ્યાં ગણાય છે;

સર્પ તણા મુસ્તકથી, મણિ નિપજેલ જાણો,
ગોરોચન ગાયના, મુસ્તકથી કહાય છે;
માટે જયશંગ ઉંચ, નિચનું પ્રમાણ શું છે,
ગુણથકી ઉંચ નિચ, સઘળા ગણાય છે. ॥ ૪૮ ॥

હય જેવો અસવાર, હોય તે પ્રમાણે ચાલે,
ઠેઠો તેજી ગુણ અસવાર સમો આવે છે;
કાયરને હાથ હથિઆર કાંઇ કરે નહીં,
શુરા તણે હાથ શસ્ત્ર, જીત એ કરાવે છે;
ઉત્તમ પુરૂષ ઘેર, અબળા ઉત્તમ થાય,
નિંચ તણે ઘેર રહી, નિંચતા ધરાવે છે;
માટે જયસંગ કહે, ઉંચ નિંચ જોવું નહીં,
ઉંચ નિંચપણું, ચતુરાઇ સમ આવે છે. ॥ ૪૯ ॥

મોટાઇને માટે ઘણા, અલંકાર અંગે ધરે,
પણ તેથી તેની નવ, મોટાઇ પ્રકાશતા;
ઉલટી અધીક એથી, મનુષ્યમાં હલકાઇ,
ગણાઇને કીર્તી તેની, કદી ન વિકાશતી;
મિથ્યા એવો આડંબર, મુર્ખ જન રાખે સદા,
એથી કરી વડાઇ તો, વધે ન કદી રતી;
કહે જયશંગ એમ, જગતમાં જોઇ જુઓ,
જ્ઞાની જન એવાઓની, મુગ્ધ તો ગણે મતી. ॥ ૫૦ ॥

મરણનો ભય ઘણો, અજ્ઞાની સૌ ઉર ધરે,
પણ જ્ઞાનીજન તેનો, ભય નવ લેખતા;
કારણ કે અજ્ઞાનીના, ઊરમાં છે અંધકાર,
તેથી સત્ય વસ્તુ કદી, દ્રષ્ટીએ ન દેખતા;
પણ જ્ઞાનીજન પૂર્ણ જ્ઞાનના પ્રકાશ વડે,
જીવને અમરરૂપે, શીવ સમો પેખતા;
કહે જયસંગ માટે, અજ્ઞાની મરણ દેખે,
અને જ્ઞાની જીવનું અમરપણુ નિર્ખતા. ॥ ૫૧ ॥

આનંદનો ઉભરો ચડેલો હોય આજ એથી,
આનંદના ઉછાળામાં, જશો ન જરા છકી;

કારણ કે અહોનીસ, ઉભરો રહે ન એક,
એશી જતાં વાર તેને, લાગતી નથી નકી;
કાળ તણા ક્રમથી, દુખ તણા ઉભરાની,
આનંદના ઉભરાના, જેવી રાખવી વકી;
કહે જયસંગ માટે, ભમવડે ભુલાઇને,
મુગ્ધ બની જશો નહીં, એવા ઉભરા થકી. ॥ ૫૨ ॥

આજકાલ આજકાલ, કરતાં જીવન જાય,
તોય તારી કોઇ રીતે, આંખ નવ ઉઘડે;
તું જાણે જે દાડે દાડે, સમૃધી મેળવું ઝાઝી,
પણ તારી મિથ્યા આશા, સમૃદ્ધીને શું રડે ?
કારણ કે તારી સાચી, સમૃદ્ધી જીવન રૂપી,
તે તો દિન દિન જતાં, જરૂર ખુટી પડે;
માટે જયસંગ કહે, મનમાં વિચાર કરી,
તપાસી તું જુએ તો તો, સત્ય બાત સો જડે. ॥૫૩॥

ટેકહિણ મનુષ્યમાં, શૂર નૂર નવ હોય,
બાયલા બીકણ બની, બહુ દુઃખ ભેગવે;
નાત જાત કુટુંબને, કંડળમાં માન નહીં;
હીલગંડા તણું સહુ વિશેષણ જોડે;
એકરંગા વિના કદી, રંગ રૂડો રહે નહીં,
રંગ સો કુરંગ થાય, બેરંગા બની જવે;
માટે જયસંગ કહે, ટેકહિણ ને ધિક;
જગતમાં જશ કદી, મેળવે ન આ ભવે. ॥ ૫૪ ॥

નફ્ટ મનુષ્ય તણી, નઠારી હાલત થાય,
લાજ મરજાદા તેની લેશ નવ ભાળીએ;
હ્રદયના ભાવ થકી, માન નવ આપે કોઇ,
અંકાએલા સાંઢ જેવો, ફરતો નિહાળીએ;
ફાવે તેમ બકે મૂખે, ફાવે તેમ ચાલે પોતે,
લગામ વિનાનો એને, કહો કેમ ખાળીએ ?
કહે જયસંગ એવા, નફ્ટ જે હોય તેનો,
સમજીને સંગ સદા, મન થકી ટાળીએ. ॥ ૫૫ ॥

શ્રીમંતની શેહ માંહી, અનેક અંજાઇ જાય,
અંજાયા વિનાના જુજ, જણાય છે વિરલા;
નાણાની ગરજ માટે, કરજથી દાસ બની,
શ્રીમંતના નચાવ્યા સૌ, નાચે છે ભલા ભલા;
નિતિ અને સત્ય તણી, રાહ સચવાય નહીં,
દેખે દુનિઆંમાં દ્રષ્ટે, શ્રીમંતને એકલા,
કહે જયસંગ એથી, શ્રીમંતોની શેહ તણી,
કરજદારોને અંગે, વળગી બુરી બલા. ॥ ૫૬ ॥

દાવ પેચ રમી રમી, ખોટી બાજી ખેલવાથી,
ઉંધા દાવ પડી પડી, બાજી બગડી જતી;
એકવાર ખોટો દાવ, ખેલી તેને ઢાંકવાને,
બીજીવાર ખોટો દાવ, ખેલવા થતી સ્તી;
એમ અનુક્રમે ઘણા, ખોટા દાવ ખેલવાની,
ફરજ પડે છે તેથી, નબળી થતી ગતી;
કહે જયસંગ એમ, દુષ્ટ દાવ પેચ થકી,
મનુષ્યની મતી ગતી, સ્થીર નહીં રતી ॥ ૫૭ ॥

એક ઇંદ્રી તણું જ્ઞાન, હોય જેને હમેશાં તે,
સારી કે નઠારી વાત, કહી તે ન સુકતા;
સમજુ ગમે તે રીતે, સમજાવે તેહુ છતાં,
પકડેલી હઠ પાળવાને ન ચુકતા.
ભવિષ્યના ભેદ તણો, વિચાર ન કરે કાંઇ,
તત્વબુદ્ધીથી ફાવે તેમ મુખ ભુંકતા;
કહે જયસંગ એવી, રીતે એક ઇંદ્રી તણા,
જ્ઞાનવાળા અંતે જતા, હાથે ધૂળ બુકતા ॥ ૫૮ ॥

નાત જાત કુટુંબમાં, સારૂં દિલ સૌનું હોય,
સૌ તો વાંધા પડે તે સૌ, સ્હેજમાં પતી જતા;
પણ મેલાં મન રાખી, મટાડવા વાંધો જાય,
તો તો એક મટયા પે'લાં, અનેક ઉભા થતા;
એથી કરી અંતે એ સૌ, અધીક ખુવાર બને,
કલેશને વધારી એક એક થકી ત્રાસતા;

કહે જયસંગ પછી, શત્રુ શીરે હોય તેહ,
આવી તક તણો લાભ, લેવાને ના ચુકતા. ॥ ૫૯ ॥

હોય ગમે તેવા વાંધા, કુળ કે કુટુંબ માંહે,
તોય તે સૌ માંહો માંહે, સમજી પતાવવા;
પણ ભુલે ચુકે તેને, સળગતા રાખી રહી,
કલેશરૂપી અંગારાઓ, કદી ન ચેતાવવા;
કારણ કે અંતે એહ, કૂળ આખું નાશ કરે,
કલેશરૂપી અગ્નિ કદી. ભૂલે ન સતાવવા;
કહે જયસંગ માટે, વાંધા તણા અંકુરો સૌ,
માંહોમાંહે સમજીને, ઊગતા દબાવવા. ॥ ૬૦ ॥

મંડળમાં એક હોય, ખૂટલ ખરાબ તો તે,
મંડળ આખાને ધૂળ ધાણી પોતે કરે છે:
મંડળની ગુપ્ત વાત, જે જે હોય તે તે સહુ;
ઉઘાડી પાડીને બળ, મંડળનું હરે છે;
બ્હાર બધા હરીફાકે, શત્રુઓ જે ઊભા હોય,
તેની કને મંડળનો, મર્મ સૌ ઉચરે છે;
કહે જયસંગ માટે, એવા એ ખૂટેલ જન,
હોય તે તો તજીદેવા યોગ્ય તર્ત ઠરે છે. ॥ ૬૧ ॥

જેનું મન નિરર્થક, બાબતમાં ભમે છે તે,
નિર્ધન પણામાં નિજ. જીંદગી ગુજારતા;
અર્થસિદ્ધી પોતાની એ, કદી નવ કરી શકે,
વારીને વલોવી અર્થ સિદ્ધી સદા હારતા;
જેવી ટેવ પડે તેવું, કામ પણ સુઝી આવે,
આદત પ્રમાણે ફળ, શાસ્ત્રમાં સ્વીકારતા;
કહે જયસંગ માટે, નિરર્થક પણાને સૌ,
સજજન આ સંસારમાં, જરૂર ધિક્કારતા. ॥ ૬૨ ॥

કહો કોણ દુનિઆંમાં, આપમતલબી થઇ,
જગતની બત્રીશીએ, સદા વખણાયો છે?
મતલબતાને લીધે, ખરી ખોટી વાત તણો,
ખ્યાલ કરી કોણ? સમવૃત્તીનો ગણાયો છે:

સમભાવ ધરી કદી, સમાનપણું ન રાખે;
તેથી નિજ સ્વાર્થ તણા, તાનમાં તણાયો છે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
આપમતલબી આપ, હાથથી હણાયો છે. ॥ ૬૩ ॥

આંધળાને આગેવાન, કરીને આ સંસારમાં,
કહો કોણ સુખરૂપે, સારી રીતે ફર્યા છે;
બાયલા બીકણ તણું, વોળાવું લઇને કહો?
વિકટ પંથેથી કોણ, પાર તો ઉતર્યાં છે?
અજ્ઞાન નાવિક તણા, નાવમાં બેશીને કોણ?
સુખરૂપે સમુદ્રને, પાર આવી ઠર્યા છે;
કહે જયસંગ એમ, મૂરખની સલાહથી,
સંસારમાં બેડા પાર, કહો કોણ તર્યાં છે? ॥ ૬૪ ॥

જે વિદ્યાના અભ્યાસથી, હૃદયને કોઈ પણ,
જાતની અસર કદી, થએલી જણાય ના;
તેમ વળી જે વિદ્યાના, અભ્યાસથી હૃદય જો,
કોઇ રીતે ઉન્નત તો, થએલું ગણાય ના;
પણ ઉલટું જો એથી, સ્વાર્થ પરાયણતાનાં,
બીજ અંકુરિત થાય, પણ એ હણાય ના;
કહે જયસંગ એથી, મૂર્ખ રે'વું ઘણું સારૂં,
હૃદય શૂન્યથી ફળ, વિદ્યાભ્યાસે થાય ના. ॥ ૬૫ ॥

સારાં કામ ચાર વાત, ઉપર આધાર રાખે,
જ્ઞાન, કામ, પરહેજગારી અને દૃઢતા;
જ્ઞાન થકી ધર્મ અને, દુનિઆંની જરૂરી સૌ,
ચીજ જાણવાની અને, સઘળી સવડતા;
કામ થકી જ્ઞાન તણાં લગતાં સૌ કામ થાય,
દૃઢતાથી અદેખાઇ, કીનો નાખી નડતા,
કહે જયસંગ એમ, પરહેજગારી થકી,
ગભરાટ તજી સૈએ, ધીરજ પકડતા. ॥ ૬૬ ॥

સારાં કામ કરી ભૂંડાં કામ તજવાને જ્ઞાન,
ખુશાલી ગુસ્સો મધ્યમ, રાખવાને ન્યાય છે,

ધર્મમાં પોતાનો માલ, અને હાલ સાચવવા,
ભલી રીતે ચાલવામે, ધીરજ જણાય છે;
ખરાબ વૃત્તીને ખાળી. મરજમાં આપસરને,
સાચવવા પરહેજગારી તો ગણાય છે;
કહે જયસંગ એમ, મનુષ્યનાં કામ સદા,
ઉપરના ચાર ગુણ, આધારે દેખાય છે. ॥ ૬૭ ॥

અંતરના ઊમળકા, સહીત જો સનમાન,
ઘેર આવે તેનું કરિએ તો તે અજાય છે;
પ્રેમ તણું પરિબળ, ઓછું ન ગણાય કદી,
હૃદય કોમળ થઇ, કઠિણતા જાય છે;
વશીકરણી એ વિદ્યા, ખરેખરી ખલકમાં,
આપસ શત્રુના મન, શત્રુતાં રૂઝાય છે.
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ;
સનમાન દેવાવાળા, સર્વત્ર પૂજાય છે. ॥ ૬૮ ॥

કામનિની સંગતને, કાજળ સમાન ગણી,
દિલે ડાઘ અડે એવું, માનતા કલંકનો;
પણ મન પુરૂષનું શુદ્ધ જળ જેવું હોય,
તો તો ડાઘ અડે નહીં, કલંકના અંકનો,
પરંતુ મરદ તણું, મન જો વિકારી હોય,
તો તો ઝેર ચઢે એને, કામનિના ડંકનો;
કહે જયસંગ એમ, ભૂલ હોય પોતાની ને,
વાંક કેમ કાઢો પછી, અબળાઓ રંકનો. ॥ ૬૯ ॥

મૃત્યુ કોઇ કાળે દુઃખદાયક ગણાતું નથી,
તેમ વળી નથી એ ગણાતું શિક્ષારૂપમાં;
પણ જીંદગાનીમાં જે, ઘોર કર્મ કરી કરી,
કલંક મેળવ્યું હોય, તેહ ભયરૂપમાં,
વળી પોતે જે જે કાંઇ, કુકૃત્યો કરેલાં હોય,
તેનું ફળ સમજજો, મૃત્યુ તદરૂપમાં;
કહે જયસંગ કે જે, ચીરકાળ પોતા તણા,
નામ સાથે ચોટેલાએ, જણાય છે રૂપમાં. ॥ ૭૦ ॥

શત્રુ સાથે સહવાસ, રાખવામાં સાર નથી,
સહવાસ રાખ્યે બળ, બધું ફળી જાય છે;
પછી જ્યારે સમો આવે, ત્યારે સહવાસ તજી,
શત્રુતા બતાવી પાછો, તર્ત સામો થાય છે;
વળી એ વિશ્વાસ કઇ, બને છે વિશ્વાસઘાતી,
સર્પની સમાન સદા, શત્રુ સમજાય છે;
કહે જયસંગ એમ, શત્રુ તણો સહવાસ,
દુનિઆંમાં સદા દુઃખ દાયક દેખાય છે. ॥ ૭૧ ॥

પરમ પવિત્ર પણું, પાલવાથી સંસારમાં,
પ્રથમ તો કેટલીક, રીતની પીડા પડે:
કારણ કે વિષમ વૃતીના જન સંબંધમાં,
આવવાથી આપણને, ઉપાધી રૂપે નડે:
પરંતુ એ પાછળથી, પૂરણ પ્રીછે છે ત્યારે,
આપણી વિરૂદ્ધ કાંઇ, ખ્યાલ ખોટા ના ધરે;
કહે જયશંગ એમ, પરિણામે પવિત્રતા,
રાખ્યે સુખ અહીં અને, પરલોકે સાંપડે. ॥ ૭૨ ॥

સુંદર સ્વરૂપવાળી, સુંદરીના હ્રદયમાં,
સુંદરતા થકી કદી, પ્રેમ નવ ઉભરે:
તેમ વળી અલંકાર, અતિશય અંગે દેખી,
અલંકારે અંજાઇને, પ્રેમને એ ના વરે.
તેમ વળી ખાનદાની, અને શ્રીમંતાઇ સુણી,
ઘેલી બની કોઇ કાળે, પ્રેમમાં એ ના લરે;
કહે જયશંગ પણ, નિજગુણ સમાગુણ,
નિરખીને અન્યને એ, આવે પ્રેમને તરે. ॥ ૭૩ ॥

અંધેર જે રાજ હોય, તેને સુધારવા કાજે,
મૂરખ દિવાન કર્યો, તેને છે શા કામનો;
ભયંકર વ્યાધી વડે, રોગી સપડાયો હોય,
તેને ઊંટ વૈદ શો છે, વખત વિરામનો:
શત્રુ તણા ઘેરાવાથી, ગામ જે ઘેરાણું હોય,
બીકણની સ્હાયે શો છે, બચાવ એ ગામનો;

કહે જયશંગ એમ, વિકારી છે મન તેને,
લોભી અને લંપટી એ, ગુરૂ છે ન કામનો. ॥ ૭૮ ॥

અધીક નફાનો ધંધો, મળે એવી આશા રાખી,
ચાલતા ધંધાને તજી દેવો એ શું સારૂં છે?
પૂરૂં ગુણવાળી પત્ની, મળે એવી આશા રાખી,
પરણેલી પત્નિ તજવે; હિત શું તમારૂં છે?
મુઆ પછી સ્વર્ગમાં જવાશે એવી આશા રાખી,
કમોતે મુઆથી કહો, કામ શું થનારૂં છે?
કહે જયસંગ માટે, ભવિષ્યની આશા રાખી,
મોઢે આવ્યા કોળીઆને, તજો એ નઠારૂં છે. ॥૭૫॥

પ્રથમ પ્રસંગ પડે, સત્ય અને સૌર્યતાથી,
ચાલીશું એ નક્કી કરવાનું કામ સહેલું છે;
પણ જ્યારે આવે સમો, અનુસરવાનો ત્યારે,
તે પ્રમાણે વર્તવાનું, કઠણ કહેલું છે;
સુખે બોલતાં તો કહી, મહેનત પડે ન કાંઇ,
પણ તે પ્રમાણે કરવાનું તો દોહેલું છે;
કહે જયશંગ માટે, કામ કર્યા પહેલાં જે જે,
બોલવા છે બોલ તેમાં, અસત્ય રહેલું છે. ॥ ૭૬ ॥

સરદાર બારી અને, અટારી કિલ્લાઓ મોટા,
બાગ બગીચાને વાડી, વજીફ઼ે લોભાવું છે;
હિરા રત્ન માણેકને, મુક્તા ફળ તણી માળા,
શણગાર એવા એવા સજીને શોભાવું છે;
માત તાત ભ્રાત ભગ્ની, ભામની ભગેંસાવાળી,
મિત્ર નાત જાત ભાઇ, સહી જે ઓળખાવું છે;
કહે જયસંગ એહ, અંતે કામ આવે નહી.
બાંધી મુઠી આવ્યા અને, ખુલ્લા હાથે જાવું છે. ॥૭૭॥

મોટા મોટા મ્હેલ કોટ, કિલ્લાઓ ચણાવે પણ,
અંતે તારે કબર કે, સ્મશાને સુવાનું છે;
મીઠા મીઠા મેવા અને, ઘૃત ખાંડ સાકરના,
ભંડાર ભરાવે પણ, અંતે ક્યાં ખાવાનું છે;

દિવાનખાનામાં રૂડાં, ચિત્ર ચિતરાવી હોંશે,
હાંડી તક્તા ટાંગે પણ, અંતે ક્યાં જોવાનું છે;
કહે જયસંગ એથી, મિથ્યા લલુતાઓ થકી,
અંતે મુસાફરી સત્ય ધન તો ખોવાનું છે. ॥ ૭૮ ॥

સત્ય કે અસત્ય રીતે, ધન પણ મેળવેલાં,
અંતે તારાં અવનીમાં, રહેલાં દેખાય છે;
માત ભગનીને ભલી, ભારજાએ દ્વારસુધી,
અંતે દેહ પુંઠે આવે, પછી તજી જાય છે;
તાત ભ્રાત મિત્ર જન, અંતે સ્મશાન સુધી,
દેહ પણ ચિતામાં, બળીને રાખ થાય છે;
કહે જયસંગ એમ, પરલોક જાવું પંથે,
કર્મ સાથે જીવ જતો, એકલો જણાય છે. ॥ ૭૯ ॥

શિયાળામાં ટાઢ અને, ઉનાળામાં તાપ તીખો,
ચોમાસામાં વૃષ્ટી સદા, સમો આવ્યે ઉતરે;
પાષાણ ને ધાતુ જેવા નક્કર પદાર્થ બધા,
જળમાં ડુબે છે અને, કાષ્ટ જળમાં તરે;
આનપાન નિયમથી, કીધે દિર્ઘાયુષી થાય,
પરંતુ અનિયમીતે પણ પીડાઇ મરે;
કહે જયસંગ એમ કર્તાના નિયમો સહુ,
કેમ કરી મનુષ્યથી ફેરવ્યાએ ના ફરે. ॥ ૮૦ ॥

દુધ દહીં એક કે બે, દિવસમાં ખાટાં થાય,
પણ ઘૃત ઘણા દિન, સુધી તાજું દીસે છે;
લોઢા તાંબા પીતળનાં, પાત્ર ઝટ કટી જાય,
પણ સોના રૂપાનાં સૌ, પાત્રો તો પ્રકાશે છે;
આનદાની મનુષ્યો તો, દ્વેષ બુદ્ધી રાખે નહીં,
પણ નીચ લોભમના, દ્વેષથી વિકાશે છે;
કહે જયસંગ એમ, હલકા વિકારી બને,
ચડાઓ વિકાર વિના, શુદ્ધ સદા ભાસે છે. ॥ ૮૧ ॥

જળો જેમ શરીરને, વળગી શોણિત હરે,
એવી રીતે ગણ જે, પ્રજાનું સત્ય હરે છે;

અજાની પીડાનો કદી, વિચાર ન ઉર કરે,
પણ નિજ હિતકાજ, માન જે કરે છે;
કુળ કે કિનાના ભુચ્ચા, હિવાન દરબાર કરે,
ભુંડાઇ ભાયાત સાથે, રાખીને જે ફરે છે;
કહે જયશંગ એવા, રાજનો ઉદય કદી,
થાય નહીં પણ અંતે, અસ્તતાતો ઠરે છે. ॥ ૮૨ ॥

કુટુંબનો આગેવાન, અભિમાને અંધ બની,
કુટુંબને કલેશતણા, કુવામાં ઉતારતો;
જેની તેની સાથે રોજ, સહેજ વાતે ટંટો કરી,
વ્યવ્હારની વાત નવ, શાંતિથી વિચારતો;
હુંપદ હૈયામાં રાખી, નમ્રતાને ત્યાગ કરી,
બડાઇની વાત વિના, વેણુ ના ઉચ્ચારતો;
કહે જયશંગ એસો, નઠારો નાવિક સદા,
વ્યવ્હારનું વ્હાણ નિજ ખરાબે હંકારતો. ॥ ૮૩ ॥

વિચારી વિચારી ખુબ, વિવેકથી વેણ વદે,
આત્મ પ્રસંસાની વાત, ફરીથી ના ઉચરે;
નમ્રપણું રાખી ખુબ, સૌની સાથે નમી ચાલે,
કોઇ સાથે વિવાદમાં, કદી નવ ઉતરે;
વળી સૌની સાથે સદા, ભ્રાતૃ ભાવ રાખી ચાલે,
દુષ્ટ પણુ કોઇ સાથ, દ્વેષ દિલ ના ધરે;
કહે જયશંગ એહ, જગતમાં જશ પામી,
આ લોકને પરલોકે, સુખ પામતા ઠરે. ॥ ૮૪ ॥

વિદ્યાતણા વ્યસનને, વિષ તુલ્ય ગણી રોજ,
મોટાઇનું માન નિજ, મુખ થકી માગતા,
જનાનાના સહવાસે, અંજાઇ જઇને ખુબ,
વિલાસની ઉંઘે ઉંઘી, રહે નહીં જાગતા;
ભવિષ્યની વાત તણો, વિચાર ન ઉર કરે,
સુરત રહી વૃથા નિજ, વખત ગુમાવતા;
કહે જયશંગ એવાં, જેનાં અપલક્ષણ તે,
ભુંડી રીતે ભટકાઇ, જીંદગી સૌ ત્યાગતા. ॥ ૮૫ ॥

ઉડાઉ પણાથી ડોળ, ઉદારનો ખૂબ રાખી,
ધન થકી ખાલી બની, તેજહીણ થૈ ફરે;
બડાઇનાં બાંકાં ફુંકવાની ટેવ પડે તેથી,
બડાઈની રીતભાત, અહોનિશ આચરે;
એવી રીતે ચાલવાથી, ધન જ્યારે ખૂટે ત્યારે,
કુતર્કને ચાળે ચડી, કર્મ કૂડાં આદરે;
કહે જયશંગ એમ, ઉડાઉ મનુષ્ય અંતે,
ધન તન લાજ ખોઈ, હિણુ થઈને મરે. ॥ ૮૬ ॥

તાજો હય રાખ્યો પણ, ચઢવા ન કામ લાગ્યો,
રાખ્યો તોય ભલે છે ન રાખ્યો તોય ભલે છે;
પ્રમદાને પરણ્યાથી, સુખ નવ મળ્યું કદી,
પરણ્યા તો ભલે છે ન પરણ્યા તો ભલે છે;
કાવ્ય તણી રચનાથી, મન ન રસિક બન્યું,
રચ્યું તોય ભલે છે ન રચ્યું તોય ભલે છે;
કહે જયશંગ એમ, જન્મી કાંઈ કર્યું નહીં,
જન્મ્યા તોય ભલે છે, ન જન્મ્યા તોય ભલે છે ॥૮૭॥

પારકાનું દિલ દુભવીને ધન મેળવ્યું તે,
મેળવ્યું છે તોય એ ન, મેળવ્યુંજ જાણવું;
ધર્મ થકી હીણ થઇ, ધન મેળવ્યું જે હોય,
મેળવ્યું છે તોય એ ન, મેળવ્યું પ્રમાણવું;
દુશ્મનને દંડ દેઇ, દ્રવ્ય મેળવ્યું જે હોય,
મેળવ્યું છે તોય એ ન, મેળવ્યું પિછાણવું;
કહે જયશંગ પણ, ધર્મ નિતિ સાચવતાં,
સ્વલ્પ ધન મળે તો તે, ઘણું મળ્યું માનવું. ॥ ૮૮ ॥

બાળ લગ્ન તણી બુરી, રૂઢી થકી ઉછરતી,
પ્રજાઓથી વિદ્યા પુરી, સંપાદન ના થતી;
મન બળ તન બળ, એથી નિત્ય ઘટી ઘટી,
ઉદ્યમમાં અતિશય, નિર્બળતા દીસતી;
વળી બાળ લગ્ન થકી, જોડાં જે જોડાય તેમાં,
કજોડાંથી કલેશ વધી, બને છે બુરી ગતી;

કહે જયશંગ વળી, બાળ વયે સંતતી સૌ,
નમાલી થયાથી એહ, અર્થ હાની આપતી. ॥ ૮૯ ॥

પુનરવિવાહ તણા, પ્રતિબંધ થકી બહુ,
વિધવા ને વાંઢાઓ રંડાયલા દેખાય છે;
તેઓનો અધિક કાળ, શિયળ સાચવવાને,
દુષ્ટ પણે વર્તવામાં, જતો સમજાય છે;
એવી રીતે એઓ મિથ્યા, કાળક્ષેપ કરે એથી,
અર્થ સંપાદન તણો, સમો વ્યર્થ જાય છે;
કહે જયશંગ એમ, પુનર વિવાહ તણા,
પ્રતિબંધ થકી માણી, અર્થ હાની થાય છે. ॥ ૯૦ ॥

કન્યા વિક્રયનાં નાણું, નીંચ પાપી લે છે તેને,
બેઠ બેઠે ખાવાતણી, મનોવૃત્તી થાય છે;
વળી જેની પાસેથી એ, એકાવે છે નાણાં એવાં,
તેઓ સર્વ સાધન વિનાના થઇ જાય છે;
એથી આપનાર ને લેનાર બેઉ ધંધા થકી,
વિમુખ બનીને હિણ, થતા સમજાય છે;
કહે જયશંગ એમ, કન્યા વિક્રયથી બહુ,
અર્થ હાની થતી સદા, દર્ષ્ટીએ દેખાય છે. ॥ ૯૧ ॥

હિંદુઓમાં ન્યાતવરા કરવાનો ચુસ્ત ચાલ,
તેને તો હું નિંદુ ઘણો, ભલે સૌ હુલાવતા;
ઉંમર આખીમાં કરકસર કરીને ધન,
મેળવેલું તેહ એક, દિનમાં ઉડાવતા;
એથી કરી વખતને, દ્રવ્ય તણી હાની થાય,
બંડોળના ધંધા કરવામાં નવ ફાવતા;
કહે જયશંગ એમ, ન્યાત વરા કરવાથી,
અર્થ તણી પ્રાપ્તીને સૌ, પૂરણ હઠાવતા. ॥ ૯૨ ॥

ધર્મ ક્ષેત્ર માંહે ઘણો, અનિતિનો સડો હોય,
તો તે ધીમે ધીમે ધર્મ ક્ષેત્રને બગાડે છે;
પછી ધર્મ ક્ષેત્રમાં જે, સેવક રહેલા હોય,
તેને તેનો ચેપ ધીમે, ધીમે વળુસાડે છે;

એવી રીતે અનિતિનો, ચેપ એ ફેલાય ત્યારે,
ગુરૂ શિષ્ય સાથે આગ, ક્ષેત્રને લગાડે છે;
કહે જયસંગ પછી, ઉપાય બને ન કાંઇ,
ત્યારે અંતે સર્વને એ, નાશ તો પમાડે છે ॥ ૯૩ ॥

વળી ધર્મ ક્ષેત્રનાં જે, ભિન્ન ભિન્ન મત હોય,
તેહુ પણ દેશોદય, થતો અટકાવે છે;
ભિન્ન ભિન્ન પંથવાળા, સામા સામી કલેશ કરી,
ગુંગળ વિનાની ભુંડી, ભવાઇ ઉડાવે છે;
અરસપરસ એમ શત્રુતા ધરીને ગર્વ,
ભડાલડી કરી ઘણા, દ્રવ્યને ઉડાવે છે;
કહે જયસંગ એમ, ધર્મ ભિન્ન ભિન્ન મતે,
અર્થ સંપાદન માંહે, ભંગાણ પડાવે છે. ॥ ૯૪ ॥

અફીણ તમાકુ અને, ભાંગ ગાંજા દારૂ તણા,
વ્યશનથી મનુષ્યનાં, મન ક્ષીણ થાય છે;
શરીરને પરાધીન, અને નિરબળ કરી,
વ્યશન એ વ્યશનીનો, ધણી થઇ જાય છે;
ચોરી વ્યભિચાર ને જુગાર સુસ્ત દરિદ્રતા,
કુલક્ષણ પણાના દુરગુણ સૌ દેખાય છે;
કહે જયશંગ તન, મન ધન ક્ષીણ થઇ,
વ્યશનથી અર્થ હાની, ઘતી સમજાય છે. ॥ ૯૫ ॥

રાજ્યમાં વ્યવહારમાં ને, ધર્મમાં બારિક પણે,
વિચારી જોવું જે એમાં, ધારા શા નઠારા છે;
સમય પ્રમાણે રાજ, પ્રજા સૌને સુખ આપે,
એવા ધારા રાખી બાકી, તજો જે અકારા છે;
વ્યવહાર ને ધર્મ માંહે, કોઇને ન આડ નડે,
એવા ધારા સૌને સુખ, શાંતી આપનારા છે;
કહે જયશંગ એમ, સર્વમાં સુધારો થાય,
ત્યારે તે સુધારા દેશોદય કરનારા છે. ॥ ૯૬ ॥

ભુતભાગી હિંદ કેમ, ઘોરનિંદ્રા માંહે ઘોર્યો,
આસપાસ વિદેશીનું, વાદળ વિંટાણું છે;

વેપારમાં [illegible] અને, આગબોટો આગગાડી,
તાર [illegible] વ્યવહારથી હિંદ તું છવાયું છે;
વિદેશીના ઉદ્યમની, ચપળતા થકી દ્રવ્ય,
દેશ તજી પરદેશ, અધિક ખેંચાણું છે;
કહે જયશંગ હવે, સમો સમજીને ઉઠ,
આળસથી પરહાથ, નસિબ વેચાણું છે. ॥ ૯૭ ॥

અહે હિંદવરૂ ખૂબ, નચિંત પણાથી ઊંઘે,
જાણે મારી ઓડયમાંથી, ભક્ષ ક્યાં જનારૂં છે;
પૂર્વજોનાં બળ સુંણી, ગાફલ થઇને સોરે,
પણ એથી કહે તારૂં, કામ શું થનારૂં છે;
નિજબળ દીઠા વિના, હરીફો ન હઠે કદી,
તારૂં કર્યું અંતે જતાં, તને નડનારૂં છે;
કહે જયશંગ આસપાસ આંખ ઉઘાડી જો,
ફરતું વિદેશી ટોળું, ભક્ષ હરનારૂં છે. ॥ ૯૮ ॥

પાંડવે પોતાના ખરા હક માટે કૌરવોની,
સાથે યુદ્ધ કરી કૂળ, તણી હાણુ કરી છે;
સત્યની કસોટી કસવાને કાજે વિશ્વામિત્રે,
હરિશ્ચંદ્ર તણી સર્વ, રિદ્ધી સિદ્ધી હરી છે;
જગતને અપવાદ, માથેથી ઉતારવાને,
રામે સતિ સિતાજીને, દેશ પાર કરી છે;
કહે જયશંગ એમ, સત્ય રીતે ચાલ્યા સર્વ,
તોય પણ અંતે ઉરે, અફશોશી ઠરી છે. ॥ ૯૯ ॥

મોટા મોટા મર્દ સહુ, ગરદમાં ગળી ગયા,
તોય પણ આજે તેમાં, તાજી મરદાઈ છે;
સીતા તારા દ્રૌપદીનાં, શરીર સમાઇ ગયાં,
પણ હજી પવિત્રતા, તણી બરદાઇ છે;
વ્યાસ વાલમિક કાળીદાસ ભવ ભૂતી તણાં,
દેહ તત્વ ગયાં પણ, કિર્તી સુખદાઇ છે;
કહે જયશંગ એમ, દ્રશ્ય ચીજ નાશ થાય,
અદ્રશ્ય છે ચીજ એ તો, અમર ગણાઇ છે. ॥ ૧૦૦ ॥

વખારોમાં માલ ભરી, આળસથી ઉંઘી રહે,
સમો આવ્યે વેચે નહી, તો તે ખાદ ખાય છે;
ખેતરમાં બીજ વાવી, સંભાળ ન રાખે સારી,
તો તે મોલ પાકે પણ, વૃથા વહી જાય છે;
પાસે હોય મુડી પણ, ફેરવી ન જાણે તેને,
તો તે મુડી થોડે થોડે, ખાધામાં ખવાય છે;
કહે જયશંગ એમ, આળસ બગાડે એમ,
ઉંઘતી બિલાડીથી ક્યાં? ઊંદર ઝલાય છે. ॥ ૧૦૧ ॥

ઉદ્યમમાં બરકત, પુરેપુરી હોય પણ,
આળસથી હરીકોને, હાથે એ હણાય છે;
રાંધીને રસોઇ રૂડી, તૈયાર કરેલી હોય,
આળસથી જમે નહી, તો તે ફીટી જાય છે;
લેવડ દેવડમાંહી, ચેતીને જો ચાલે નહી,
તો તે લેવું દેવું, જોતાં જોતાં ગળવાય છે;
કહે જયશંગ એમ, ગાફલે ખોવાય ઘણું,
ઓઠે આવ્યો કોળીઓ તે, આળસે ખોવાયછે. ॥૨૦૨॥

કહી કહી થાકીએને, જીભ તણા કુચા થાય,
તોય આળસની કદી, આંખ નવ ઉઘડે;
ઘણું ઘણું કીધા થકી, બોધ રંગ લાગે ખરો;
પણ પાછો નતિ તેહ, રંગ ઝાંખો થૈ પડે,
અંકુશ કરીને શીર, ઉઠાડીએ ખરા પણ,
ઉઠ્યા પછી પાછો લેતો, હતો તેવો નીવડે;
કહે જયશંગ એમ, આળસની ટેવ જેને,
પડી હોય તેને કદી, બીજો રંગ ના ચડે; ॥ ૧૦૩ ॥

આળસથી મનુષ્યનું, નશીબ નઠારૂં થાય,
વિધિતણો દોષ એમાં, લેશ નવ કાડવો;
વિધિએ ઉદ્યમરૂપી, રસોડામાં પાક ભર્યો,
ઝેર ખાય આળસથી, તજી દેઇ લાડવો;
એમાં કહો દોષ કોનો, કાઢવાનો રહ્યો કાંઇ,
દોષ બધો આળસુને, અંગેજ લગાડવો;

કહે જયશંગ એમ, વિધિએ સો વિષ રસ,
આળસુને માટે રાખ્યો, આળસે ચખાડવો ॥ ૧૦૪ ॥

ટપાલ કે ટેલીફોન, તાર જેવાં કામ કરે,
તેવાં કામ તેના વિના, કરવાં કઠણ છે;
દિવાસળી ચાકુ અને, ટાંકણીની બનાવટ,
સાંચા કામ વિના કર્યે, કાળનું રોકાણ છે;
આગબોટ આગ ગાડી, થકી દેશાટણ થાય;
તેની સ્હાય વિનાનું સો, કઠણ અઘરૂં છે;
કહે જયશંગ એમ વિદ્યાની અપૂર્ણતાથી,
અર્થ જ્ઞાની થવા, કાળક્ષેપનું કમનુ છે. ॥ ૧૦૫ ॥

સુકર્મ કે કુકર્મથી, સારાં કે નઠારાં ખૂબ,
ભાતાં તમે બાંધો ભલે, ભવિષ્યનાં ભાવતાં;
જેવાં જેવાં કામ કરો, તેવાં તેવાં ફળ તેનાં,
આલોકે કે પરલોકે, તરી ટોચે આવતાં;
પ્રારબ્ધના યોગ વડે, મળે નહીં ફળ આંહી,
પણ પરલોકે ફળ, હાજરી બતાવતાં;
કહે જયશંગ એમ, જેવી જેની કરણી છે;
તેવા તેવા લેખ તેઓ, લલાટે લખાવતાં. ॥ ૧૦૬ ॥

કસ્તુરીનો રંગ જોઈ, કિંમત કદી ન થાય,
પણ તેના ગુણ થકી, કિંમત કળાય છે;
વૈદ્ય તણી વડાઇથી, દવાનું ન મૂલ થાય,
પણ દવાઓના ગુણે, મૂલ તો મનાય છે;
કવિ તણી કિર્તિ થકી, કાવ્યનો ન કયાસ થાય,
પણ કાવ્ય ગુણ દોષે, કયાસ તો કરાય છે;
કહે જયશંગ એમ, ગુણાધિન કિંમત છે,
ઉપરના આડંબરે, મૂર્ખ છેતરાય છે. ॥ ૧૦૭ ॥

પારસમણીનો સંગ, જે જે વસ્તુ કરે છે તે,
પારસમણી સમાન, પોતે થઇ જાય છે;
જળ અને સાબુ તણો, સંગ કરવાથી જેમ,
મલિનતા તજી મેલા, શુદ્ધ સમજાય છે;

કપુરના સંગ થકી, દુર્ગંધી સૌ જન જેમ,
દુર્ગંધથી દૂર થતા, દ્રષ્ટીએ દેખાય છે;
કહે જયશંગ એમ, સુબોધથી ગુંથેલી આ,
મનહર માળા વાંચે, સુબોધી સૌ થાય છે. ॥ ૧૮ ॥

માળા ૫ મી સંપુર્ણ.





# માળા ૬ ઠી.

---

## મનહરછંદ.

શૂરા રણે ચઢે ત્યારે, શસ્ત્ર થકી ડરે નહી,
જીત અને મરણને, વ્હાલાં ગણે મનથી;
કારણ કે શૂરાઓને, દિપાવે છે એવું સ્થળ,
રણક્ષેત્ર જેવું બીજું, શાસ્ત્રમાં કથ્યું નથી;
યુદ્ધ જેવા ધંટી ફેરા, ફેરામાં શૂરાઓ જેવા,
દાણાઓ દળાઇ જતાં, સ્વદેશાભિમાનથી;
કહે જયશંગ એમ, મરદને ગર્દ રૂપી,
દરદનો દુખાવોતો, કદીએ થતો નથી. ॥ ૧ ॥

જેમાં ખરી ખુબી હોય, તેમાં કાંઇ ખામી હોય,
ત્યારે તેની ખામી તણી, ચર્ચા થતી દેખશો;
સુગંધના ગુણ થકી, કસ્તુરી ભરેલી તેથી,
શ્યામ વર્ણતણી તેની, ચર્ચા થતી પેખશો;
ધન સંચયનો ગુણ, શ્રીમંતમાં હોય તેથી,
તેની કંજુસાઇ તણી, નિંદા થતી લેખશો;
કહે જયશંગ એમ, હલકાં લખાણ તણી,
ટીકા કદી થાય નહી, ઉત્તમની દેખશો. ॥ ૨ ॥

પાઇ પાઇ એકઠી, પરાણે રંક કરી પોતે,
ધરતું ખરચ મહા, મુશિબતે કાડતા;
અનાજની અડધીએ, ખરી રીતે ક્ષુધા વેઠી,

સંકટની સીમા તણી, હદતો દેખાડતા:
રાત દિન ધંધામાંએ, શરીરને શોષી નાંખી,
ભુલે ચુકે કોઇને એ, પિડા ન પમાડતા;
કહે જયશંગ એવા, ગરીબના મૂખમાંથી,
દુષ્ટ અધિકારી લાંચ, લેવા મૂખ ફાડતા. ॥ ૩ ॥

લાંચીઆ પગાર પેટ પુર રાજતણો ખાય,
તોય તેની લાંચ તણી, ઝાળ ઝંપલાય ના:
લાંચ લેવા માટે ગમે, તેવાં સાચાં જુઠાં બ્હાનાં;
બતાવી સતાવે પણ, રંકથી બોલાય ના;
અધિકારી તણે વશ, થઇ રંક રાંક બને,
પાપી લાંચીયાની પાસે, પેટ તો ખોલાય ના;
કહે જયશંગ એમ, મોં બાંધીને રંક પાસે,
લાંચ લેતાં લાંચીઆને, દયા તો દેખાય ના. ॥ ૪ ॥

લાંચ થકી લાંચીઆનું દ્રવ્ય ઉભરાય ત્યારે,
તસ્કર કે પારકના, પેટમાં હોમાય છે;
પછી કાંતો રાજ દંડે, કાંતો ધુતારાઓ હરે,
કાંતો જોશી ભૂવા, વ્હેમ દ્વારે હરી જાય છે;
વળી એમ છતાં જ્યારે પાપ ન પુરણ થાય,
ત્યારે તેનાં કુટુંબનો, પણ નાશ થાય છે;
કહે જયશંગ એમ, અધર્મનાં નાણાં થકી,
અંતે હાડછેડ થઇ, નર્કમાં ઝીકાય છે. ॥ ૫ ॥

માયાનાં પડળ કેવાં, મનુષ્યની આંખે આવ્યાં,
કુડા કૃત્ય કરે પણ દ્રષ્ટીએ દેખાય ના;
ધન ધુતવાને કાજે, ધુત્તા ઢોંગ ધરી બેસે,
ભોળાંઓથી બગ ધ્યાની, કદી ઓળખાય ના;
ડગલે ને ડગલે એ, દુનિયામાં દાવ કરે,
તોય એહ દુષ્ટો થકી, દોષ પરખાય ના;
કહે જયશંગ એવા, નીચ પાપી નફટોને,
નરકની શિક્ષા કદી, અધિક લેખાય ના. ॥ ૬ ॥

સંકટનો સમો જ્યારે, શીરપર આવી પડે,
ત્યારે માન મુરાતબ, સઘળાં હણાય છે;
માન આપી માનનારા, ધણી પણ ધિક્કારે છે,
દટાએલા દોષ બધા, એએથી છણાય છે;
પછી ધીમે ધીમે સંગી, પક્ષ તજી નાશી જાય,
જાણે કદી મળ્યા નથી, એવા એ જણાય છે;
કહે જયશંગ માટે, એવે સમે મોટું મન,
રાખીને જે રહે તેનું, માન તો ગણાય છે. ॥ ૭ ॥

કીરતીની અણી જઈ, આકાશે અડેલી હોય,
મૂળ તો પાતાળ સુધી, હોય જો ફેલાયલાં;
લાગવગ પવનની, પેઠે ફેલાએલો હોય,
સ્મરદ્ધીનાં અંગ નગ, સમાંજો થોભાયલાં;
કુળને કુટુંબ કુમ ઘટા પેઠે જામ્યાં હોય,
જગતનાં જન હોય, તેજથી અંજાયલાં;
કહે જયશંગ પણ, સત્ય નિતિ ધર્મ વિણ,
સુખનાં સાધન એ છે, દુઃખથી ઘેરાયલાં. ॥ ૮ ॥

લસણને કસ્તુરીના, કયારામાં ઉછેરી કદી,
અમ્રતજળે જો સીંચો, તોય ગંધ ના જતી;
લીમડાના વૃક્ષને ઘી, દુધ થકી સેવો પણ,
કટુતા તજીને નથી મધુરતા આવતી:
કાળીનાગ હોય તેને, સાકર ને દુધ ભેળાં,
કરી કરી પાઓ તોએ, વિખ ન ઘટે રતી;
કહે જયશંગ એમ, દુર્જનને સારી રીતે,
સેવો તોએ દુર્જનતા, તેની દૂર ના થતી. ॥ ૯ ॥

સ્વદેશ સેવાનાં સારાં, સારાં કૃત્ય કરવાથી,
કલંક રહીત જેની, ઉજવળ છે કીરતી;
સુઉદ્યોગ થકી જેહ, શ્રીમંત બનેલ હોય,
સુ મારગે ધન આપે, કુમારગે ના રતી;
વળી જેની અંતરની, વાસનાઓ ઉત્તમ છે,
સંતતી સગુણી જેની, સોનાં ફુલ ઠારતી;

કહે જયશંગ એવાં, ઉત્તમ મનુષ્ય સદા,
સેવનને યોગ્ય એમ, શ્રુતી સૌ ઉચ્ચારતી. ॥ ૧૦ ॥

અંતરના ભીંતરમાં, ભરપુર ભાવ હોય,
તોજ આરંભેલું કામ, બને ભલી ભાતથી;
પરંતુ જો અંતરમાં, ભાવ નવ હોય કાંઇ,
તો તે કામ સરે નહી, કદી કોઇ વાતથી;
ગાન તાન ભોજન કે, મોજ શોખ તણાં કામ,
ભાવ વિના રૂચે નહી, કીધે ઉતપાતથી;
કહે જયશંગ એમ, જેવો મનોભાવ હોય,
તેવાં સહુ કામ થાય, સદા નિજ જાતથી. ॥ ૧૧ ॥

ધર્મતણા સત્ય સ્વરૂપની, માર્ગ દર્શીકાતો,
ધર્મની જાગૃતી એજ, ખરી રીતે જાણવી;
વળી ઉન્નતિના સ્થાન, ઉપર જવાને માટે,
એજ માર્ગ દર્શીકાતો, પૂરણ પ્રમાણવી;
ધર્મ તણી જાગૃતી, જરૂર જ્યારે થાય ત્યારે,
યથાર્થ સ્થિતિનું ભાન. કરતી પીછાણવી;
કહે જયશંગ એવા, પ્રચારથી સંસારિક,
ધાર્મિકને રાજકીય, ઊન્નતી છે જાણવી. ॥ ૧૨ ॥

સ્વાથ પરાયણતાનો, ત્યાગ કીધા વિના કદી,
જાગૃત્ત દેશાભીમાન, મનુષ્યમાં થાય ના;
એવો એ દેશાભીમાન, પ્રકટ્યા વિના તો કદી,
પ્રજોન્નતિ પૂર્ણ પણે, પ્રગટી ગણાય ના;
ધર્મ તણા જ્ઞાન વિણ, સ્વાર્થ ત્યાગ કરવાનો,
વિચાર તો મનુષ્યના, ઉરમાં જણાયના.
કહે જયશંગ એમ, પ્રજામાં પ્રદીપ્ત થતો,
સ્વદેશાભીમાન ધર્મ, વિના તો દેખાય ના. ॥ ૧૩ ॥

સ્વાર્થ પરાયણતાને, ઐક્યતાની ખામી એ બે,
પડતી થવાનાં પુરાં, લક્ષણ લેખાય છે;
જીંદગીનું સર્વોત્તમ, સુખ ખાન પાને નથી,
પણ ધર્મના પ્રત્યેક, તત્વમાં દેખાય છે;

સ્વતંત્રતા સમાનતા, અને વળી બંધુત્વએ,
ત્રણુ તત્વ તણા લોપે, પડતી પેખાય છે;
કહે જયશંગ એવી, પડતી હાલતમાંથી,
ધર્મ તણી જાગૃતીથી, ઉન્નતિ પમાય છે. ॥ ૧૪ ॥

યુનીવરસીટી તણી, મોટી મોટી ડીગ્રીઓને,
મેળવ્યાથી કેળવણી, લીધેલી કથાય ના;
કારણ કે કેળવણી, લીધાનું યથાર્થ ફળ,
સ્વાર્થ પરાયણુતામાં, કદી એ સમાય ના;
પણ સ્વાર્થ પરાયણુતાનો ત્યાગ અને વળી,
આત્મ સમર્પણ વિના, ફળ સમજાય ના;
કહે જયશંગ એવી, શુદ્ધ વૃત્તી જેથી થાય,
તેનું નામ કેળવણી, બીજી તો બોલાય ના. ॥ ૧૫ ॥

સંસાર વ્યવહાર અને, ધર્મમાં ઉન્નતી કરી,
શ્રેષ્ટ સ્થાન સકળમાં, ધર્મ આપનાર છે;
ધર્મ રૂપી ઢાલ સદા, રક્ષણ કરીને રૂડું,
દોષ રૂપી દૈત્યને એ, દેખી હરનાર છે;
ધર્મ તણી પવિત્ર ભૂમિમાં દોષ પેસે નહીં,
તેમ છતાં પેસે તોએ, પોતે મરનાર છે;
કહે જયશંગ માટે, ધર્મને સેવો ને ભણો,
એજ ઉન્નતિમાં ખરી, રીતે આણનાર છે. ॥ ૧૬ ॥

મિસર ને રોમ હિંદ, તણો જુનો ઇતિહાસ,
વાંચી જોતાં ધર્મ તણી, ખૂબી સમજાય છે;
કારણ કે જ્યાં સુધી ત્યાં, ધર્મની જાગૃતી હતી,
ત્યાં સુધી ત્યાં સુખ સમૃદ્ધી, રહ્યાં લેખાય છે;
પણ જ્યારે ધર્મ તણી, જાગૃતીનો નાશ થયો,
ત્યારે તેહ પાયમાલ, થએલા પેખાય છે;
કહે જયશંગ માટે, દેશ તણી ઉન્નતિ સૌ,
ધર્મ તણી જાગૃતીથી, જરૂર દેખાય છે. ॥ ૧૭ ॥

અધમ મનુષ્ય કૂડાં, કૃત્ય કરવાથી પ્હેલાં,
રીઝે પણ ફળ મળ્યા, પછી એ દુભાય છે;

તસ્કર કે લાંચીઆઓ, હરામનું ધન ખાઈ;
પ્રથમ તો રીઝે પણ, અંતે એ ઓભાય છે;
જુગારીઓ ઢોંગ કરી, ધન ઠગી રાજી થાય,
પણ પકડાય ત્યારે, પૂરા સપડાય છે:
કહે જયશંગ એમ, પાપી જન પ્રથમ તો,
ખૂબ ખીલી ઉઠે પણ, પછી કરમાય છે. ॥ ૧૮ ॥

દાન દેવા માટે દેવે, દામ નવ દીધા હોય,
ત્યારે દયા દાખવો એ, એથી એ અધીક છે;
પુન્ય કરીને પવિત્ર, કદી જો થવાય નહીં,
ત્યારે પરગજુથી પવિત્ર થવું ઠીક છે;
હીરા કે માણેક મોતી, અલંકાર મળે નહીં,
તો તેથી અધિક અલંકાર ગુણાદિક છે;
કહે જયશંગ એમ, ચર્મ ચક્ષુ હોય નહીં,
ત્યારે જ્ઞાન ચક્ષુ, એથી અધીક બારીક છે. ॥ ૧૯ ॥

વિદ્યાના પ્રતાપ થકી, અધિકાર ઊંચો મળી,
સકળ પ્રજામાં સદા, માન ઘણું મળે છે;
શાસ્ત્રતણા સિદ્ધાંતો સૌ, સારી રીતે શીખવાથી,
પંડિતતા પામી ઉર, અજ્ઞાનતા ટળે છે;
પિંગળ વિદ્યાના પાઠ, પઢી કુદરતી કવિ,
કાવ્ય કરી કરી કવિ રૂપે જગ હળે છે;
કહે જયશંગ એમ, વિદ્યાના પ્રતાપ થકી,
મનુષ્યનાં કર્મ આપો આપ ખીલી ફળે છે. ॥ ૨૦ ॥

બુઢ્ઢાપણું બહુ રીતે, મનુષ્યને માન આપે,
અનેક અનુભવેથી, ચાહી રૂડું ચિતથી;
કાળા અપવાદવાળા, કાળા વાળ દૂર કરી,
શાંતતાના શ્વેત વાળ, કીધા રૂડી રીતથી;
વળી અભિમાન મદ, મત્સરનાં દોષ બધા,
દૂર કરી રાખે નહી, કદી ભગ ભિતથી;
કહે જયશંગ એમ, માયા તણા વમળથી,
બચાવીને બુઢ્ઢાપણું, જોડે પ્રભુ પ્રીતથી. ॥ ૨૧ ॥

શરીરને મન બેઉ, સ્વચ્છ રાખવાથી સદા,
આત્મોન્નતિ તણું ખરૂં, સાધન સજાય છે;
વળી ચિત્તવૃત્તી અને, સદાચરણાદિકથી,
શુદ્ધ કરીને હમેશ, એકાગ્ર થવાય છે;
યોગ સાધનાથી એવું, સાબીત થયેલું દિસે.
આત્મા એક સત્ય બીજું, અસત્ય જોવાય છે;
કહે જયસંગ માટે, આત્મોન્નતિ થવા સારૂ,
આત્મ જ્ઞાન તો અધીક, પ્રબળ મનાય છે. ॥ ૨૨ ॥

આત્મ જયારે પોતાના, સ્વરૂપને પિછાણે ત્યારે,
બ્રહ્મ રૂપ થએલો એ, સદા સમજાય છે;
બ્રહ્મ રૂપ થવા માટે, આત્મોન્નતિ જોઇએ સદા,
આત્મોન્નતિ થયે મિથ્યા, ભ્રમ મટી જાય છે;
વળી યોગ વિદ્યા પુરી રીતે જાણવામાં આવે,
તોજ એવી આત્મોન્નતિ, થએલી દેખાય છે;
કહે જયશંગ માટે, બ્રહ્મ રૂપ થવા સારૂ,
યોગ્ય વિદ્યા અતિશય, પ્રબળ પેખાય છે; ॥ ૨૩ ॥

દુનિઆમાં સંસાર વ્યવહાર કે ધરમ તણી,
જરૂરની દરેક જે, બાબત જોવાય છે;
તેહ બધી દોષ મુક્ત. કદીએ લેખાય નહી,
ગુણ અવગુણ થકી, મિશ્રીત દેવાય છે;
જેમ અગનીની સાથે, ધુમ્રનો સંભવ દિસે,
ધુમ્ર દુર કર્યે અગ્નિ. પ્રદિપ્ત પેખાય છે;
કહે જયસંગ માટે, દોષ મુક્ત બાબતને
દોષ મુક્ત કરવાથી, લાભ સૌ લેવાય છે. ॥ ૨૪ ॥

કોઇ પણ બાબતમાં, દોષ કાંઇ દેખાય તો,
જ્ઞાન રૂપી ખડ્ગથી. તર્ત તેને કાપવો;
એવી રીતે જે જે દોષ, હોય તેને દૂર કરી,
શુદ્ધ સ્વરૂપનો રંગ, વસ્તુને એ આપવો;
પછી એમાં કોઇ રીતે, વિકાર રહેલો નથી,
માટે એને કોઇ રીતે, પછી ન ઊથાપવો;

કહે જયશંગ એવી, રીતે બુદ્ધિમાને સદા,
શુદ્ધ સ્વરૂપનો છાપ, વસ્તુપર છાપવો. ॥ ૨૫ ॥

વ્યવહાર કે ધર્મમાં જે, વસ્તુ નડનારી હોય,
તેને તત મૂળમાંથી, ખતે ખેંચી નાંખવી;
તેમ વળી સારી વસ્તુ, હદથી વધેલી હોય,
તેને પણ કાપી કૂટી, હદમાંહે રાખવી;
જેવી રીતે હદથી વધેલાં ને ખરાબ વૃક્ષ,
ફેંકી દે છે માળી કાપી, બાગહિત દાખવી;
કહે જયશંગ એમ, જે જે વસ્તુ નડનારી,
તેને દૂર કરી દાખો, જરૂરની સાચવી. ॥ ૨૬ ॥

સુધા આપી સુર સૌને, સમુદ્રે પ્રસન્ન કર્યા,
વિશ્નુને પોતાની પુત્રી, લક્ષ્મી દે રીઝાવીયા;
શંકર ને ચંદ્રપુત્ર, આપી ઉપકાર કર્યો,
કલ્પવૃક્ષ ઇંદ્રને તો, આપીને રાજી કર્યાં;
પણ જયારે અગસ્તે, સમુદ્ર કેરૂં પાન કર્યું,
ત્યારે તેની સ્હાયે કોઇ, એમાંના ન આવીયા;
કહે જયશંગ એમ, સંકટનો સમો આવે,
ત્યારે આપ બળ વિના, અવરે ન ફાવીયા. ॥ ૨૭ ॥

આપણે અધિક જન, પર ઉપકાર કર્યો,
હોય પણ સંકટમાં, સ્હાય થઇ ના પડે;
તેમ છતાં સંકટમાં, સ્હાય કરે એવા જન,
સહસ્રમાં એક કદી, જોતાં જોતાં તો જડે;
માટે એવા સમયમાં, મિત્ર કે સંબંધી તણી,
આશા રાખી રહીએ તો, મિથ્યા આશા એ નડે;
માટે જયશંગ કહે, આપ સમું બળ નહીં,
સરિતા તરાય સદા, નિજ તુંબડા વડે. ॥ ૨૮ ॥

સંસારમાં આપણી જ્યાં, સુધી સારી સ્થિતિ હોય,
અને જ્યાં સુધી વ્યવહારી, રેંટ સારા ચાલતા;
વળી જ્યાં સુધી બીજાને, સ્હાય કરી શકવાના,
ત્યાં સુધી સૌ સ્નેહ કરી, હેતુ થઇ મ્હાલતા;

એવી રીતે ગરજુ, અનેક મિત્ર આવી મળે,
પણ સરે ગરજ કે, મુખ ન દેખાડતા;
માટે જયશંગ કહે, બુદ્ધિમંત જન સહુ,
પારકી આશાએ રહી, ઊંઘમાં ન ઊંઘતા. ॥ ૨૯ ॥

મનુષ્યને સુગ્રંથ સો, બતાવે સુપંથ સદા,
ભુલેલા મારગ થકી, પ્રીતે પાછો વાળીને;
અનેક ઈલિમ એહ, બતાવે બુદ્ધિના બહુ,
જેથી ધન નિધિ ભરે, નિર્ધનતા ટાળીને;
સંકટના કંટકનો, મૂળથી વિનાશ કરે,
ભીખ તણી ભૂખને તો, દે છે પરજાળીને;
કહે જયસંગ એમ, સુગ્રંથના ગુણ તણું,
મૂલ નવ કળી શકું, અમુલ્ય એ ભાળીને. ॥ ૩૦ ॥

સુગ્રંથોના સદ્‌ગુણ, સંગ્રહ કીધાથી સદા,
સનમાન અપાવે છે, ખુબ આ ખલકમાં;
ગમે તેવી ગરીબાઈ, માંહે ઉછરેલા હશો,
પણ હાથી હોદાપર, ચઢાવે પલકમાં;
વળી કીરતીના તેજી, ઘોડાપર સ્વાર કરી,
માન મુરાતબ સાથે, ફેરવે મુલકમાં;
કહે જયશંગ એના, પ્રતાપે ખેંચાય કર્મ,
જેવી રીતે લોહ સદા, ખેંચાય ચમકમાં. ॥ ૩૧ ॥

ધનવંત અને નિતિવંત છતાં મનુષ્ય જો,
નિરૂદ્યમી હોય તો તે, અંતે દુઃખો થાય છે;
વળી નહીં કરવાનાં, કૂડાં કર્મ કરી કરી,
વ્યવ્હારની રૂઢીથી, વિરૂદ્ધ વાટે જાય છે;
વળી લોભ વ્યભિચાર, અને મહા રોગ થકી,
મનુષ્ય સંસારને વ્યવ્હારમાં ઘેરાય છે;
કહે જયશંગ એવા, અનેક કારણે કરી,
મનુષ્યની વ્હેલી મોડી, દુર્દશા દેખાય છે. ॥ ૩૨ ॥

મનુષ્યની ઉપર જ્યાં, કુદરત કોપે છે ત્યાં,
આનંદનાં સાધનો સો, સ્હેજે ફીટી જાય છે;

મહા મહેનતે જે ધન, મેળવેલું હોય તેહ,
જતું રહે બિચારા એ, બાવા જેવા થાય છે;
પ્રથમ જે વસ્તુઓને, ગણે ન હિસાબ માંહી,
એવી તુચ્છ વસ્તુઓનાં, વળખાં જીંણાય છે;
કહે જયશંગ એવા, સંકટનો સમો સદા,
નિર્ગમન કરવો એ, દુઃસહ દેખાય છે. ॥ ૩૩ ॥

સારી સ્થિતિમાં જે સદા, સમાનપણાથી રહી,
વર્તેલા હોય તેને, સરવે વખાણતા;
વળી જ્યારે દૈવયોગે, તેની દુરદશા થાય,
ત્યારે તેના ગુણની સૌ, કદર પીછાણતા;
સંકટના સમુદ્રમાં, એઓને ડુબતા દેખી,
દયાવંત વીર સદા, સ્હાય કરી જાણતા;
કહે જયશંગ એમ, રેણી કર્ણી પ્રથમની,
સુખ દુઃખ સમયમાં, લોક ઉરે આણતા. ॥ ૩૪ ॥

કસ્તુરીનો રંગ કાળો, સમુદ્રને ખારવાળો,
મણિધર વિખવાળો, ભરપુર ભાળયો છે;
વામા ભરૂંસા વિનાની, અસી સદા બેઇમાની,
શુરવીર અભિમાની, નજરે નિહાળયો છે;
વાલ્મિકનું કૂળ ભીલ, શ્યામ મધુરી કોકીલ,
મયુરનો કંઠ નીલ, નેણ થકી ન્યાળયો છે;
કહે જયશંગ એમ, ગુણી કે અગુણી કોઇ,
કલંક વિનાનો ભાગ્યે, શ્રવણે સાંભળયો છે. ॥ ૩૫ ॥

દુર્જનની સોબતથી, સુખ પ્રાપ્ત થતું નથી,
પણ ભયભર્યું ભારે, દુઃખ પ્રાપ્ત થાય છે;
સજજન જો એનો, સહવાસ રાખી ચાલે રોજ;
તો તો તેહ અનુભવના, મંડળે નિંદાય છે;
વળી સંગ કરવાથી, અણધારી આપત્તીમાં,
આવી પડી સુખ સંપત્તીને તજી જાય છે;
કહે જયસંગ એવી, રીતે દુર્જનનો સંગ,
સજજનને અતિ દુઃખદાયક દેખાય છે. ॥ ૩૬ ॥

ખળ મનુષ્યોની વિદ્યા, તણો ઉપયોગ સદા,
બીજા સાથે વિવાદ કર્યામાં ઘણો થાય છે;
અને ભોગજોગે ધન, પ્રાપ્ત થયું હોય તો તે,
મદાંધ થવાને માટે, પૂર્ણ વપરાય છે;
વળી તન મન ધન, તણું સામરથ બધું,
બીજાઓને દુઃખ દેવા, માંહે દેખાડાય છે;
કહે જયશંગ એમ, સારી કે નઠારી વસ્તુ,
તણો ઉપયોગ ખોટો, ખળથી કરાય છે. ॥ ૩૭ ॥

અબળાની આગળ જે, મર્દાઇ બતાવે મર્દ,
તેમાં તેની મરદાઈ તણું શું બરદ છે?
રંક તણી આગળ જે, શ્રીમંત શેઠાઇ કરે,
તેમાં તેની શેઠાઈનું, કહો કેવું કદ છે?
અજ્ઞાનીની આગળ જે, જ્ઞાની જ્ઞાન બતાવે છે,
તેમાં તેના જ્ઞાન તણી બદ મરજાદ છે;
કહે જયશંગ એમ, પોતાનાથી હલકાને,
બતાવવું મહત્વ તે, સદા હીણપદ છે. ॥ ૩૮ ॥

સત્ય ધર્મ નિતી ધરી, ધંધાનું ખેડાણ કરો,
તો તે ધંધો ફળ આપ્યા, વિના કદી ના રહે;
પણ અસત્ય અધર્મ, અનિતીનું હોય બીજ,
તો તે ધંધો ઠુકો થઇ, હાણ ઉલટી સહે;
શુદ્ધ કે અશુદ્ધ પણું, જેવું ધંધામાંહે હોય,
તેવું શુદ્ધ કે અશુદ્ધ, ફળ સૌને તે દહે;
કહે જયશંગ એમ, હૃદયના ભાવ સમ,
ધંધા તણું ફળ સર્વ, ધંધાધારીઓ લહે. ॥ ૩૯ ॥

ઇતિહાસ જાણવાથી, પ્રાચીન સમયતણો,
રાજા પ્રજા વચ્ચેનો, સંબંધ સમજાય છે;
વળી કાળ ક્રમસુથી, વ્યવ્હારને રાજ તણી,
નિતિ રિતી સર્વ એહ, દર્પણે દેખાય છે;
અસલના ઉદ્યોગોને, હુન્નરની હકીકત,
ઇતિહાસ થકી પૂરે પૂરી એ પેખાય છે;

કહે જયસંગ એમ, પ્રાચીન સમયતણું,
દર્શન તો ઇતિહાસ, આરશીથી થાય છે. ॥ ૪૦ ॥

દૈવ જ્યારે દુનિયાની, ઉપર કોપાયમાન,
થાય ત્યારે દુનિઆંથી, દુઃખ એ ખમાય ના;
ગમે તેવા તન મન, ધનથી ઉપાય યોજે,
પણ દૈવકોપ એથી, લેશ દૂર થાય ના;
પૃથ્વીની ઉપર જ્યારે, પાપ પૂર્ણ થાય ત્યારે,
દૈવ થકી દુનિઆંના, દોષ એ જોવાય ના;
કહે જયસંગ ત્યારે, પ્રલય દુકાળ અને,
મરકીના રૂપે જાગે, કોપ તે સમાયના. ॥ ૪૧ ॥

હિંમતથી પાંચ પાંડવોએ શત કૌરવોને,
યુદ્ધમાં હરાવી રાજ, પોતે ઘેર લાવીયા;
દમયંતી નળ થકી, વનમાં વિખુટી પડી,
પણ સતિએ પતિને, હિંમતે મેળવીયા;
રાવણ સીતાને હરી ગયો તેની સાથે રામ,
હિંમતથી લડી સિતા, લાવવામાં ફાવિયા;
કહે જયસંગ એમ, વિકટવેળામાં પણ,
હિંમતથી મનુષ્યોએ, શત્રુને હઠાવીયા. ॥ ૪૨ ॥

વ્યવ્હારની રૂઢી જેણે, પ્રથમ બાંધી છે તેણે;
બાંધવામાં ઘણી રીતે, બુદ્ધિ વાપરેલી છે;
કારણ કે મનુષ્યોની, રીતભાત રૂઢી થકી,
અનેક બાબત માંહે, નિતિથી [illegible] છે;
મનુષ્યને માથે જ્યારે, વિપતી પડે છે ત્યારે,
રૂઢી થકી સ્હાય સગાં, સર્વેનાં [illegible] છે;
કહે જયશંગ એમ, નાતજાત [illegible],
ગુંથણી ગુંથી છે તેમાં, ખૂબી ઉમેરેલી છે. ॥ ૪૩ ॥

ઘણા ઘણા રોગ થકી, પીડાત જે હોય તેને,
ઔષધ સમાન બીજું, દાન શ્રેષ્ઠ છે નહીં;
વળી જેહ અન્ન વિના, અધિક ભિખારી તેને,
અન્ન દાન શ્રેષ્ઠ દાન, શાસ્ત્રમાં સુણ્યું સહી;

જગતમાં અપગ અનાથ હોય તેને સદા,
પોષણ સમાન દાન, બીજું એકે ન અહીં;
કહે જયશંગ એમ, ઘણાં ઘણાં દાન કહ્યાં,
પણ શ્રીમંતોને દાન, તણી રીત આ કહી. ॥ ૪૪ ॥

ઈશ્વરની ઇચ્છા જેને, અનુકૂળ હોય તેહ,
અરક્ષિત છતાં પણ, સુરક્ષિત થાય છે;
પણ જેને ઇશ્વરની, ઈચ્છા અનુકૂળ નથી,
તેહ છતાં રક્ષણથી, નાશ થઇ જાય છે;
ઘણી ઘણી રીતે ઘેર, સાચવેલાં મરે કેક,
પણ વને ત્યાગેલાં કૈં, જીવતાં જણાય છે;
કહે જયશંગ એમ, ઇશ્વરની ઇચ્છા વિના,
મનુષ્યના શ્રમ બધા, મિથ્યાજ મનાય છે. ॥ ૪૫ ॥

શાંતિનું ભુવન જેણે, સંસારમાં સેવ્યું નથી,
તેહ શાંતિ ભુવનનું, સુખ નવ જાણતા;
પણ એહ અશાંતિનું, ભુવન સેવે છે સદા,
તેથી એહ અશાંતિના, સુખને વખાણતા;
છાણ તણા કીડા જેહ, છાણમાં ઉછર્યા હોય,
તેહ સાકરનો સ્વાદ, સ્વપ્ને ન પિછાણતા;
કહે જયશંગ એમ, જેણે જેવું અનુભવ્યું,
તેણે તેવું સુખ માની, તેનેજ પ્રમાણતા. ॥ ૪૬ ॥

જુવાનીમાં દિવાનાના, જેવા ગાંડાતુર બની,
ધન રળવાને માટે, દોડતા દેખાય છે;
નિતિ કે અનિતિ તણી, રીત કાંઇ રાખ્યા વિના,
ફાવે તેમ મન મોજી, મારગે દોરાય છે;
જેમ જેમ પ્રૌઢપણું, આવતું દેખાય એમ,
માયા તણા પાસમાં એ, અધિક ગુંથાય છે;
કહે જયશંગ એમ, અંતે હાડછેડ થઇ,
પાપ તણો પુંજ ભરી, આવ્યા એવા જાય છે. ॥ ૪૭ ॥

પરદેશી સાથે પૂરો, વિશ્વાસ પડયા વિના,
લેણા દેણા તણો કાંઇ, સંબંધ ન પાડવો;

વ્યવહારની નિતિ અને, નાણા તણી શક્તિ એની,
જાણ્યા વિના પોતાનો ન, પડદો દેખાડવો;
કારણ કે નાત જાત, તજી દૂર દેશ આવ્યો,
તેની સાથે સંબંધથી, ફાયદો શું કાઢવો;
કહે જયસંગ તેમ, છતાં વિશવાસ કરો,
તો તો જાણી જોઇ બો[illegible], હાણનો ઉપાડવો. ॥ ૪૮ ॥

કાગડો આમિષ લેવા, માટે આવી બેઠો હોય,
તેને ત્યાંથી ઉડાડીએ, તોય પાછો ફરે છે;
પશુ ખડ ધાન ખાવા, ખેતરમાં દોડી આવે,
તેને હાંકી કાઢયા પછી, ફરી ચારો ચરે છે;
કુલટા નારીને મોઢે, ગમે તેવાં મેણાં મારો,
તોય તેહ કુચાલની, રીત પોતે ધરે છે;
કહે જયશંગ એમ, અપમાન આપો તોએ,
નીચ મનુષ્યો એ ઠામે, આવી પાછા ઠરે છે. ॥ ૪૯ ॥

સંસારમાં સુંદરીની, યોગ્યતા અધિક દીસે,
બહુ સુખ સુંદરીના, હાથમાં રહેલ છે;
સંસાર સમુદ્ર તરી, પાર ઉતરવા માટે,
નારી જાતી નૌકા રૂપ, જ્ઞાનીએ કહેલ છે;
સદ્ગુણવંતી શાણી, સુંદરીના સહવાસે,
પુરૂષને સ્વર્ગ સુખ, મળવું એ રહેલ છે;
કહે જયશંગ એમ, સુંદરીની યોગ્યતા તો,
સંસારમાં સર્વ થકી, અધિક કથેલ છે. ॥ ૫૦ ॥

અબળાના અભાવીઓ, અબળાને નીંદે ઘણા,
એને શીર ખોટા ખોટા, આરોપ ઓઢાડીને;
રાવણ કૈરવ અને, કીચકના કૂળ તણો,
અબળાથી નાશ થયો, કહે બુમ પાડીને;
સુગ્રીવને વાળી વચ્ચે, વૈરભાવ ઉભો થયો,
એહ પણ અબળાથી, કહે ખૂબ ત્રાડીને;
કહે જયશંગ એમાં, અબળાનો દોષ શો છે,
કુબુદ્ધીથી થઇ હાણ, પુરૂષ અનાડીને. ॥ ૫૧ ॥

સુંદરીને શાસ્ત્રમાંહે, પુરૂષની અર્ધાંગના.
કહેલી છે એજ એની, યોગ્યતા બતાવે છે;
સંસારમાં ઘણાં કામ, પત્નિ વિના પુરૂષથી,
બને નહીં એજ એની, યોગ્યતા દર્શાવે છે;
પુરૂષને શીર જ્યારે, સંકટ પડે છે ત્યારે,
મૃદુવાણી વદી વામા, સુખ ઉપજાવે છે;
કહે જયશંગ એમ, સદ્ગુણી શ્યામા સહુ,
સંસારમાં સ્વર્ગ તણાં, સુખ સૌ વસાવે છે. ॥ ૫૨ ॥

બુદ્ધીમાન મનુષ્યોની, જીંદગી આ જગતમાં,
અનેક પ્રકાર તણાં, વિઘ્નોથી વીંટાણી છે;
કારણ કે સુખ દુઃખ, સદા સાથે સાથે ચાલે,
કાળક્રમે ગતી એની, ફરતી જણાણી છે;
દુઃખ અનુભવ્યા વિના, સુખ નવ મળે કદી,
સુખ તણી વૃત્તી પણ, દુઃખમાં સમાણી છે;
કહે જયશંગ માટે, ગુણવંત જ્ઞાનીઓએ,
સુખ દુઃખ તણી ગતી, સરખી પ્રમાણી છે. ॥ ૫૩ ॥

જેની જીંદગીનો ઘણો, ભાગ સારી રીતે ગયો,
તેને કદી અંતસમે, દુઃખ આવીને પડે;
તો તે ગત ભવ તણો, દોષ નવ ગણો કાંઇ,
પણ ચાલુ જીંદગીનાં, કર્મ આવીને નડે;
માટે એવા વખતમાં, બારિક વિચાર કરી,
સારી રીતે સમજીને. નિતીને રાહે ચડે;
કહે જયશંગ એથી, આવેલી ઉપાધી ટળી,
સતકર્મ કીધા થકી, સુખ પાછું સાંપડે. ॥ ૫૪ ॥

વિવેકની વાત થકી, વ્યવ્હારમાં ચાલે તેનુ,
વ્યવ્હારીક વ્હાણ સદા, સારી રીતે ચાલે છે;
પણ ઘણા જનો જેઓ, અવિવેકી હોય તેઓ,
વિવેક તજવાથી માથે, ધૂળ ઘણી ઘાલે છે;
વ્યવ્હારની ખૂબી બધી, વિવેકમાં આવી વશી,
વિવેક વિનાનો તે વ્યવ્હાર મંદો હાલે છે;

કહે જયશંગ એમ, વિવેક રાખ્યા વિનાનો,
વ્યવહાર ચલાવવો તે, પળે પળે સાલે છે. ॥ ૫૫ ॥

મનુષ્યને માથે જ્યારે, વિપત પડે છે ત્યારે,
બ્હાવરો બનીને બહુ, દિવાનો દેખાય છે;
સમુદ્રમાં બુડતો મનુષ્ય જેમ ફીણ ઝાલે,
તેમ તેહ જેની તેની, સ્હાય લેવા જાય છે;
સારા કે નઠારાતણું, પારખું ન પડે કાંઇ,
સર્વને સમાન માની, દુઃખ પોતે ગાય છે;
કહે જયશંગ પણ, એથી અર્થ સરે નહીં,
અર્થ સાધવાની ખરી, વાત વિસરાય છે. ॥ ૫૬ ॥

દુઃખથી દુભાતાં રંક, દયા માગવાને માટે,
મોટા જાણી તેની પાસે, હોંશ ધરી જાય છે;
જાણે જે એ આપણાં સૌ, દુઃખ ફેડી દેશે તર્ત,
પણ તેવા તર્કમાં તે, બિચારા ઠગાય છે;
કારણ કે મોટાઓનાં, મન ઉનમત હોય,
તેથી તેને રંક તણી, દયા કયાં દેખાય છે;
કહે જયશંગ એવા, માથાથી મદેલા સિંહ,
રંક તણા રક્ષક ન, ભક્ષક લેખાય છે. ॥ ૫૭ ॥

આજ કાલ માસ ને છ, માસ વર્ષ વિતી વિતી,
જીંદગી પચીશ ત્રીશ, વર્ષની ટેવાય છે;
પછી એમ ક્રમે ક્રમે, ચાલીશ પચાશપર,
જ્યા પછી ધીમે ધીમે, જીંદગી ખેંચાય છે;
તોય પણ મૂરખ એ, કાળને ન દેખે કદી,
જીવનની મોહ ભરી, આશામાં મોહાય છે;
કહે જયશંગ પછી, અચાનક કાલ આવી,
એક દિન કોળીઓ કરીને, ચાલ્યો જાય છે. ॥ ૫૮ ॥

મારો તાત મારો ભ્રાત, મારી ભગનીને માત,
મારો પુત્ર મારી નારી, સુખે કેમ ગાય છે;
કારણ કે એહ બધાં, સ્વારથનાં સગી થઈ,
રૂણ સંબંધે કરીને, મળેલાં જણાય છે;

એમાંનું ન કોઇ અંતે, તારી સાથે આવે કદી,
દેહ તજી જીવ તારે, જવું એકે થાય છે;
કહે જયશંગ એમ, અંતે કોઇ તારાં નથી,
તારાં તો સુકર્મ ને કૂકર્મ બે ગણાય છે. ॥ ૫૯ ॥

ભલે ભાઇ જીંદગીમાં, ભોગ ભલા ભોગવી લ્યો,
પણ ભોગ અંતે રોગ, થઇ ઘર ઘાલશે;
મનને હુલાવીને ફુલાવી રંગ રાગ માંહી,
જેમ જેમ રાખો તેમ તેમ મદી મ્હાલશે;
પછી તમે પાછળથી, અંકુશ મુકવા જાઓ,
પણ કદી તમારો એ, ઉપાય ન ચાલશે,
કહે જયશંગ માટે, ભલું ઇચ્છે પોતાનું તે,
ભોગ તજી પ્રભુપ્રીત, કર્યે સુખ ભાળશે. ॥ ૬૦ ॥

સંસાર સમુદ્ર માંહે, મધ્યોમધ્ય આવ્યો ભાઇ
તેને તરી ઉતરવું, એ તો મુશકેલ છે;
મોટા મોટા મગરને, મચ્છરૂપી દોષો આડા,
આવે એને વિડારવા, કામ એ શું સ્હેલ છે?
એ તો પૂરી મરદામી, તારામાં જો હોય ભાઇ,
તો તે તરી ઉતરવું, સ્હેજમાં કહેલ છે;
કહે જયશંગ માટે, હોય જો સબળ શસ્ત્ર,
તો તો ભવસાગર આ, સ્હેજ તું તરેલ છે. ॥ ૬૧ ॥

નાણાં તણી બલિહારી, દુનિઆંમાં બહુ દીસે,
નાણું એજ વ્યવહારનું, આબેહુબ નૂર છે;
નાણાં વડે વ્યવહારનો, રેંટ બધો રૂડો ચાલે,
નાણા વડે વટને વ્યવહાર ચકચૂર છે;
નાત જાત કુટુંબને, રાજવળે માનપાન,
નાણાં વડે જોઓ એવું, ભર્યું ભરપુર છે;
કહે જયશંગ એમ, નાણા વશ જગત આ,
જ્ઞાની ધ્યાની દાની સહુ, એનાજ આતુર છે. ॥ ૬૨

મૂરખને ઠોક મારી, મારી ખૂબ સમજાવો,
તોય તેહ ટેવ મૂરખાઈની ન ભૂલશે;

તસ્કરને વારે વારે, જેલ જાત્રા કરાવશો,
તોય તેહ પરધન, ચોરવા ન ચૂકશે.
ભીખારીને ભીખ નવ, માગવાને સમજાવો,
તોય તેહ ભીખ માટે, ઘેર ઘેર ભીખશે;
કહે જયશંગ એમ, કુટેવ પડેલી હોય,
તેને ટાળવાનું કહ્યું, કદી તે ન ટાળશે. ॥ ૬૩ ॥

જેને ઉર આનંદના, ઉભરા ચઢીને આવે,
તેહ શોક સાગરમાં, કદી નવ ડૂબશે;
આધી વ્યાધી ઉપાધીઓ, એને નવ નડે કદી,
આનંદની લહેરમાં એ, અહોનીશ ઝુલશે;
ભલે ધન ધાન પાન માન કાંઇ મળે નહીં,
તોય પણ સ્વર્ગમાં, સુખ એ ભોગવશે;
કહે જયશંગ એમ, આનંદની લહેર જેના,
હૃદયમાં હશે તેહ, પૂર્ણ સુખ પામશે. ॥ ૬૪ ॥

દાતારની સાથે કદી, કંજુસ કથાય નહીં,
દાતાર તો દુનિઆંનું, ખરૂં જવાહીર છે;
દાતારના દામ બધા, રંક તણે ભોગ પડે,
દાતાર એ રંક તણો, ખરો રણધીર છે;
પણ કંજુસના દામ, દાનમાં ન જાય કદી,
તેથી તેહ જોવા જતાં, ઝાંઝવાંનું નીર છે;
કહે જયશંગ એમ, દાતાર ને કંજુસમાં,
કંજુસ ફકીર અને, દાતાર અમીર છે. ॥ ૬૫ ॥

કાબેલની કલમે તો, કેક તણાં રાજ રોળયાં,
કેક તણાં વળી એણે, ઘર પણ ઘાલ્યાં છે;
કાબેલની કલમની, અણી ઝેરી શસ્ત્ર જેવી,
જેને વાગી તેને તેના, ઘાવ ઘણા સાલ્યા છે.
કાબેલની કલમથી, કેક મર્દ ગર્દ માંહે,
ગરક થઇ ગએલા, નજરે નિહાળયા છે;
કહે જયશંગ એમ, કાબેલની કલમે તો,
જોવા જતાં દુનિઆંમાં, ડાટ ઘણા વાળયા છે. ॥ ૬૬ ॥

કાયરનો સંગ કરી, કહો કોઇ દુનિઆંમાં,
શૂરા હોય તેહ પણ, જીત કદી પામ્યા છે?
કારણ કે કાયરને, હિંમતથી વેર ઘણું,
હિંમત વિનાના કોઇ, કદીએ વિરામ્યા છે!
કાયરના કાબુ તણાં, મોટાં મોટાં રાજ તૂટયાં,
કાયરની કૃતીએથી, નવાં રાજ જામ્યાં છે?
કહે જયશંગ એમ, જગતમાં જોઇ જુઓ,
કાયરથી કોઇ તણાં, દુઃખ કદી વામ્યાં છે? ॥ ૬૭ ॥

ઉલટથી જે જે કામ, આરંભીને થાય તે તે,
પૂર્ણ થયે પૂર્ણ ફળ, આપ્યા વિના ના રહે;
કારણ કે કાર્યમાં જે, ગુપ્તપણે ફળ રહ્યું,
તેનો ઝરો ઉલટના, ઝરાની સાથે વહે;
વળી ગમે તેવાં વિઘ્ન, આડાં આવી પડે પણ,
ઉલટના ઉછળતા, ઝરાને એ ના સહે;
કહે જયશંગ એમ, ઉલટથી અવનીમાં,
કામ કરે મનુષ્ય તો, પૂર્ણ ફળ તે લહે. ॥ ૬૮ ॥

બારીક સમય જ્યારે, શીરપર આવી પડે,
ત્યારે બહુ બહુ રીતે, બારિકીથી ચાલવું;
જે જે કામ કરવાનાં, હોય તે તે કામ બધાં;
કરવામાં પુરેપુરૂં, ચિત્ત સદા ઘાલવું;
પણ કદી બેગમપણાથી ન ચલાવ્યા જવું,
કારણ કે દૈવી કોપમાંથી, ફળ ઝાલવું;
કહે જયશંગ માટે, બારિક સમય સમે,
બહુ બહુ ડરી ડરી, શંકાથી નિહાળવું. ॥ ૬૯ ॥

આબરૂ પ્રમાણિકતા, લક્ષ્મી શક્તિ વણજ એ,
પાંચ બેનો સુભાગ્યની, પુત્રીઓ ગણાય છે;
જેને ત્યાં એ પાંચ બેનો, સંયુક્ત થઇને રહે,
તેને ત્યાં સૌ ઉત્તમત્તા, આવેલી જણાય છે;
પણ ભોગજોગે પાંચ, બેનો જુદી પડે ત્યારે,
ઉત્તમત્તા ઠામે ગરીબાઈ ઘુસી જાય છે;

કહે જયશંગ માટે, એહ પાંચ બેનોને જે,
માન દેઈ રાખે છે તે, શ્રીમંત સુણાય છે. ॥ ૭૦ ॥

કેક ઘેર જોવા જતાં, રડારોળ દીસે ઘણો,
કેક ઘેર આનંદનાં, ગીત તો ગવાય છે;
કેક ઘેર અન્ન વિના, મનુષ્ય પીડાય ઘણાં,
કેક ઘેર મીઠા પાક, મેવા અટવાય છે;
કેક ઘેર નવા જન્મ થઇ વસ્તી વૃદ્ધી થાય,
કેક ઘેર મર્ણ થકી, તાળાં તો દેવાય છે;
કહે જયશંગ એમ, કર્મ તણા અનુસારે,
કુદરતી કૃતી જોઇ, અજબ થવાય છે. ॥ ૭૧ ॥

સંસારમાં માયા તણી, મોહજાળ પથરાણી,
પણ સુકવિને જ્ઞાની, તેનાથી વિરક્ત છે;
બાકીના સૌ જીવ એના, પાસમાં બંધાયા છે તે,
તેમાં થકી છુટવાને, માટે તો અશક્ત છે;
જ્ઞાની ધ્યાની તપી દાની, દેહ ધારી દીસે બધા,
તેમ છતાં માયા થકી, પર પ્રભુ ભક્ત છે;
કહે જયશંગ એવાં, મહાન મનુષ્ય સદા,
કુદરત તણી કૃતિ, કળવા સુશક્ત છે. ॥ ૭૨ ॥

ઉમ્મર આખી તેં તારી, વૈભવ વિલાસ માંહે,
ગાળ દીધી તોય કેમ ? આંખ ન ઉઘડતી ??
માયા તણો રસ ચાખી ચાખીને તું કૃષ થયો,
તોય તને માયા કેમ ? અભોખે ન પડતી !!
સંસારમાં ભક્તિરસ, અમ્રતના રસ જેવો,
તેની તને કેમ કદી, ભાળ નથી જડતી !
કહે જયશંગ એજ, અભાગ્યનું કારણ છે,
અભાગ્યને લીધે તારી, મતિ છે રખડતી. ॥ ૭૩ ॥

રળી રળી ધન તણો, ઢગલો કરીને ભાઇ,
અંત સમે સાથે બાંધી, જવા શું વિચાર છે ?
કારણ કે તેમાંથી તું, દોકડો ન દાન કરે,
એવો તારો નાદાનનો, લોભ હદપાર છે;

પણ તું વિચારી જોને, તારા પૂર્વજોમાં કોઇ,
સાથે નાણું લેઇ ગયા, એવો પુરવાર છે ?
કહે જયશંગ માટે, મૂરખ તું કેમ બને,
તારી આવી મોહ ભરી, વૃતીને ધિક્કાર છે. ॥ ૭૪ ॥

ભલા ભલા ભૂમિમાં આ, ભાગ્યશાળી પાકી ગયા,
તેમાંનો જો કોઇ આજ, નજરે દેખાય છે ?
સંસારની ઘટમાળા, એવી રીતે ચાલી આવે,
કૈંક જનમે ને કૈંક, જનમેલા જાય છે;
મનુષ્યની સૃષ્ટી ઉત્પન્ન થઈ ત્યાર થકી,
અમર રહેલું કોઈ, નજરે જણાય છે ?
માટે જયશંગ કહે, મનમાં વિચાર કરી,
જનમીને કરવાનું, કૃત્ય કયાં કરાય છે ? ॥ ૭૫ ॥

ગમે તેવો ક્રોડપતી, હોય કોઇ તેહ છતાં,
આળસને લીધે અંતે, રંક બની જાય છે;
લક્ષ્મી અને આળસને, જન્મતણું વેર જાણો,
એહ બંને ભેગાં થતાં, લડાલડી થાય છે;
કારણ કે લક્ષ્મી તણી, જાત ઘણી ચંચળ છે,
તેથી આળસને દેખી, બીજે જવા ચ્હાય છે;
કહે જયશંગ તેથી, આળસને સેવનારા,
લક્ષ્મીપતી છતાં અંતે, ભીખારી દેખાય છે. ॥ ૭૬

જુવાનીના સમયમાં, રંગરાગ માણ્યો હોય,
તેને મૂર્ખ પ્રૌઢપણે, સંભારી પીડાય છે;
જુવાનીનો રંગ રૂડો, પતંગના રંગ જેવો,
ઉડી ગયો દેખી એને, ચિત્તમાં ચીડાય છે;
પણ એને અનુભવ, એવો થતો નથી કાંઇ,
કાળતણા ક્રમણની, સાથે સો જોડાય છે;
કહે જયશંગ એમ, વિચારીને જોયા વિના,
ડાહ્યા પણ મૂરખની, પેઠ ખરડાય છે. ॥ ૭૭ ॥

તારા દિલ માંહે દોષ, ભરપુર ભરેલા છે,
દોષ વિના એકે તારી, રૂવાંટી કયાં ખાલી છે;

એવા બધા દોષ તારા, દીનાનાથ દિલ ધરે,
તો તો તારી જીંદગી આ, સઘળી નમાલી છે;
પણ પ્રભુ પૂરણ દયાળ સદા દીસે તેથી,
પાપ કરે પ્રજા તોય, તેને ઘણી વ્હાલી છે;
કહે જયશંગ તોએ, દોષ વૃતી હોય નહીં,
તેની પર પૂર્ણ કૃપા, પ્રભુની નિહાળી છે. ॥ ૭૮ ॥

દેશ તણી ચઢતીને, પડતીનો આધાર તો,
દેશ તણા લોકોની કેળવણી ઉપર છે;
દેશ તણા લોકો જો, વધારે કેળવાણા હોય,
તો તે દેશ હુન્નરોથી, દ્રવ્યે માતબર છે;
પણ જેમ જેમ ઓછા, લોક કેળવાયા હોય,
તેમ હુન્નરોથી હીણ, થયે દળિદ્દર છે;
કહે જયશંગ માટે, દેશોન્નતી કરનારી,
સત્ય દેવી કેળવણી, ઘણીજ ગબ્બર છે. ॥ ૭૯ ॥

કેળવણી પામેલી જો, પ્રજાને પૂરણ રીતે,
રાજા નવ સંતોષે તો, બહુ બેદીલી બને;
પછી એને શીર રાજા, અરાજ્ય ભક્તનો દોષ,
મુકીને કરે છે મિથ્યા, કલંકિત નામને;
એથી અંતે રાજા અને, પ્રજામાં બેદીલી વધે,
તેનું ફળ દેખાડી દે, ખરાબ હાલતને;
કહે જયશંગ માટે, શાણી સરકાર સદા,
કેળવેલી પ્રજાને સંતોષે દઈ માનને. ॥ ૮૦ ॥

કોઇ પણ બાબતમાં, ઊંડા ઊતરીને જોઓ,
તેના સત્ય સ્વરૂપને, જોવા ચિત્ત ચ્હાય છે;
તેઓએ સૌ તેની અતિશયોક્તિને દૂર મુકી,
સત્ય વાત શોધ્યે શુદ્ધ સ્વરૂપ દેખાય છે;
કારણ કે વસ્તુ તણું, સત્ય સ્વરૂપ છે તેહ,
અતિશયોક્તિના તેજે, તદન ઢંકાય છે;
કહે જયશંગ માટે, શુદ્ધ દ્રષ્ટી દર્પણથી,
નિહાળીને જોતાં શુદ્ધ-સ્વરૂપ જણાય છે. ॥ ૮૧ ॥

હિંદ તણા હિતસ્વીને, હિંદ તણા હિત સારૂ,
શું શું કામ કરવું તે, ઇચ્છું છું બતાવવા;
પ્રથમ તો પરદેશી, હરિફોના હુન્નરોથી,
ઉદ્યોગો હણાયા છે તે, જરૂર જગાવવા;
પછી બીજા સુધારાની, બાબતોને હાથ ધરો,
કારણ કે કંગાળતા, બેઠી છે સતાવવા;
કહે જયશંગ માટે, પ્રથમ તો પેટ પૂજા,
તણી વાત કરો પછી, વૈભવ જમાવવા. ॥ ૮૨ ॥

મોટા મોટા કહો અને, હોદ્દા રાજકને માગો,
તેથી રંક પ્રજા તણું, દુઃખ કહો શું ટળ્યું !
આળસથી ઉદ્યોગનું, સમૂળગું નામ ટળ્યું,
નિર્ધનતા વડે વળી, ખેતીમાં ભીડું વળ્યું;
તેથી રંક બેઠાં બેઠાં, હિંદમાં બગાસાં મારે,
મથી મથી થાકે પણ, શેર અન્ન ના મળ્યું;
કહે જયશંગ માટે, પ્રથમ તો રંક તણું,
દુઃખ ટળવાનું કર્યે, કર્મ તેઓનું ફળ્યું. ॥ ૮૩ ॥

જેને અલંકાર તણું, કાંઇ પણ જ્ઞાન નથી,
તેહ અલંકાર વાળી, વાત મિથ્યા જાણે છે;
પણ જેને પૂર્ણ જ્ઞાન, અલંકાર તણું છે તે,
વાત અલંકારિક ને, વિશેષ વખાણે છે;
કારણ કે અલંકારી, ભાષા તણી સામી બાજુ,
શુદ્ધ જ્ઞાન ભરેલું છે, તેને તે પિછાણે છે;
કહે જયશંગ માટે. અલંકારી અનુભવી,
અલંકારી વાતમાંથી, સત્ય શોધી આણે છે. ॥૮૪॥

વેપારમાં સત્તાધારી, હરીફ જો સામો હોય,
તો તો વેપારમાં હરીફાઇ કરી ચડે છે;
કારણ કે હરીફાઇ, સાથે સત્તા બળ મળી,
હરીફાઇ વિશેષ, પ્રબળ થઇ પડે છે;
માટે એવા હરીફોની, સાથે સદા વેપારમાં,
હરીફાઇ કરવાથી, વિશેષ એ નડે છે;

માટે જયશંગ કહે, એવા હરીફોથી દૂર,
રહીને વેપાર કરે, લાભ સારો જડે છે. ॥ ૮૫ ॥

હિંદ તણા વેપારમાં, હિંદ તણી પ્રજા અને,
હિંદ સત્તા ધારીજાત, હરીફ વેપારી છે;
તેથી હિંદ પ્રજા પોતે, ગમે તેવા યત્ન કરે,
છતાં સત્તાધારી જાત, આગળ લાચારી છે;
કારણ કે સત્તાધારી, જાત નિજ સ્વાર્થ સારૂ,
સત્તાધારી સાથે મળી, સ્વાર્થ સાધનારી છે;
માટે જયશંગ કહે, સત્તાધારી સમદ્રષ્ટી,
થયા વિના હિંદની કયાં? ઉન્નતી થનારી છે. ॥૮૬॥

જેશંગ તું નામ અને કામ સાથે નિકટનો,
સંબંધ છે મારે છતાં, આખર જુદાઇ છે;
કારણ કે એક દીન, તને અહીં તજી દેઇ,
મારે એકલાને જવું, વાત એ મુદ્દાઇ છે;
તેમ છતાં સારાં કે નઠારાં તું જે કામ કરે,
તેનાં ફળ સાથે મારે, પૂરણ સગાઇ છે;
માટે જયશંગ કહે, અંત સમે જોવા જતાં,
તારી અને મારી બેની, જુદાઇ જણાઇ છે. ॥ ૮૭ ॥

દેશાવરી વેપાર જે, જોખમ ભરેલા તેમાં,
નફો અને નુકશાન, સમાન રહેલાં છે;
દુનિયામાં મોટા શ્રીમંતના પૂર્વજો કે તેણે,
વેપારમાં મોટાં મોટાં, જોખમ સહેલાં છે;
વેપાર જોખમ વિના, ફળદાઇ નથી હતો,
જોખમમાં નફો અને હાણ બે કહેલાં છે;
માટે જયશંગ કહે, જોખમનાં કામ બધાં,
હામ દામ ઠામ વિના, કરવાં દોહેલાં છે. ॥ ૮૮ ॥

માનસિક સમૃદ્ધિ મળી છે તેહ સાથે વળી,
વિચારને વપુ શુદ્ધાં, જીવ જે જણાય છે;
એહ મન અગર મનુષ્ય કથાય છે સદા,
આવી હાલતે હજી અપૂર્ણતા ગણાય છે;

ઇશ્વરની અગાધ જે, રચના રચેલી તેમાં,
અજ્ઞાનપણું છે એ, અપૂર્ણતા ભણાય છે;
કહે જયશંગ માટે, સૃષ્ટિના નિયમ સમ,
ચાલ્યા વિના આત્મોન્નતિ, અવશ્ય હણાય છે. ॥ ૮૯ ॥

માનસિક શકિતઓને, પૂર્ણ કરવાને માટે,
મચ્યા રહે એહ અંતે, મહતાઇ પામે છે;
અને તેની સાથે વળી, મનના પ્રકૃત ગુણો,
પ્રબળતા પામી પોતે, પૂર્ણપણે જામે છે;
તેમ છતાં એહ પોતે, પોતાને અપૂર્ણ માને,
જ્ઞાનસાગરમાં પોતે, બુંદ તણે ઠામે છે;
કહે જયશંગ માટે, વિદ્યા અને જ્ઞાન તણો,
પાર પામી પૃથ્વિમાં કયાં, મનુષ્ય વિરામે છે ॥૯૦॥

અજ્ઞાનથી વ્હેમ તણી, છાયા નીચે હિંદ જુઓ,
ઘણી ઘણી તરેહથી, છયોક છવાયો છે;
ભૂત પ્રેત ડાકણને શાકણને સાચાં માની,
વ્હેમ તણી બત્રીશીમાં, ચાહુન ચવાયો છે;
મંત્ર તંત્ર ભૂવાઓના, જોશીઓની જન્મોતરી,
સત્ય માનવાથી આજે, ઘેલો એ ગવાયો છે;
કહે જયશંગ એમ, અજ્ઞાનથી હિંદ બધો,
વ્હેમતણા વિકારથી, બ્હાર લજવાયો છે ॥ ૯૧ ॥

શ્રીમંતની સાથે કરે, હરીફાઇ ગરીબ તો,
જોતા જતાં તેમાં તેની, મોટી મૂરખાઇ છે;
કારણ કે શ્રીમંતને, હામ દામ ઠામ અને,
લાગ વગ હોવા થકી, ઘણી મરદાઇ છે;
પણ ગરીબને નાણાં, અને લાગ વગ નહીં,
તેથી તેને એવી હરીફાઇ દુખદાઇ છે;
કહે જયશંગ માટે, ગરીબે શ્રીમંત તણી,
હરીફાઇ તજવી એ, સદા સુખદાઇ છે. ॥ ૯૨ ॥

વિશ્વાસથી વિશ્વ માંહે, વ્યવહાર ચાલે છે બધો,
વિશ્વાસ વિનાનો વ્યવહાર તેજ હીણ છે;

વિશ્વાસથી વ્હાણ અને, રાજ ભલાં ચાલે જુઓ,
વિશ્વાસ વિનાનાં વ્હાણ, અને રાજ ક્ષીણ છે;
વિશ્વાસથી વ્યવ્હારની, વેલી બહુ વૃદ્ધી પામે,
અવિશ્વાસે વેલી વૃદ્ધી પામવી કઠીણ છે;
કહે જયસંગ માટે, વિશ્વાસની રતી રૂડી,
અવિશ્વાસ તણી રતી, કૂડી કરપીણ છે. ॥ ૯૩ ॥

મનુષ્યને અધિકાર, મળેલો જ્યાં સુધી હોય,
ત્યાં સુધી સૌ તેને ઘણું, ઘણું માન આપતા;
વળી એ જે વદે વાણી, તેને સૌ સ્વિકારે સદા,
તેનાં કરેલાં સૌ કામો, કોઇ ન ઉથાપતા;
જ્યાં જ્યાં એની આણ ફરે, ત્યાં ત્યાં એના શત્રુઓ સૌ
તેના તેજબળ થકી, ધ્રુજીને સંતાપતા;
કહે જયસંગ એમ, અધિકાર તણું તેજ,
કેવું બળવાન છે તે, મનુષ્ય ન માપતા. ॥ ૯૪ ॥

માતા પિતા તણી જેવી, કેળવણી હોય તેવો,
છોકરાંના ચરિત્રનો, પાયો તો રચાય છે;
માતા પિતા સત્સ્વભાવી, અને સદ્‌ગુણી સમ,
છોકરાંઓ સત્સ્વભાવી, સદ્‌ગુણી થાય છે;
કારણ કે બાળકના, હૃદયે જે છાપ પડે,
તેહ છાપ પ્રૌઢપણે, પણ સચરાય છે;
કહે જયશંગ એમ, સંતતીની નિતી અને,
અનિતિનો આધાર સૌ, માબાપ ગણાય છે. ॥ ૯૫ ॥

સંસારમાં સુખ દુઃખ, તણી જે છે સંકળના,
જોવા જતાં તેહ સદા, અતિ અનિર્વાચ્ય છે;
વળી સદા માનવ જીવનની જે તરણી તે,
સુખના પ્રવાહમાં જ્યાં, થોડી ઘણી જાય છે;
તેહ પછી તરત તે, સંકટના શ્રોત માંહે,
પડવાથી તેહ તણા, પ્રવાહે તણાય છે;
કહે જયશગ એવી, દૈવની કૌશળતાથી,
એક વડે બીજા તણી, ઉત્કર્ષતા થાય છે. ॥ ૯૬ ॥

રાજા પોતે નિતી તજી, અનિતીથી ચાલે જ્યારે,
ત્યારે તેની પ્રજા પણ, તેવી રીતે ચાલશે;
માબાપની જેવી ચાલ, સારી કે નઠારી હશે,
તેવી ચાલ તેહ તણી, સંતતી સૌ ઝાલશે;
ગુરૂ તણી વર્તણુક, શિષ્ય જેવી દેખે તેવી,
ગ્રહણ કરીને તેમાં, ચિત્ત પોતે ઘાલશે;
કહે જયશંગ એમ, જગતમાં જોઇ જુઓ,
જેવા દેવ મ્હાલે તેવા, પુજારાઓ મ્હાલશે. ॥ ૯૭ ॥

હમેશાં જે હસમુખા, દુનિઆંમાં હોય છે તે,
સુખ ચેનમાં સદાય, કાળક્ષેપ કરે છે;
ગમે તેવી આપત્તી કે, નિર્ધનતા આવે પણ,
ધૈર્યવાન બનીને એ; હુલ્લાશથી ફરે છે;
વળી જેમ જેમ એહ, વયે વૃદ્ધ થતા જાય,
તેમ તેમ ઉત્તમ એ, પંક્તીમાં ઠરે છે;
કહે જયશંગ એવા, હસમુખા હોય છે તે,
સવ મનુષ્યોનીપર, પ્રીતીભાવ ધરે છે. ॥ ૯૮ ॥

ગમે તેવો ધંધો રોજગાર તમે કરો પણ,
પ્રમાણિકપણા વિના, ફળ કદી ના મળે;
કારણ કે ધંધા તણું, સત્વપ્રમાણિકપણું,
સત્વ વિના વૃક્ષ વેલી, પણ કદીના ફળે;
ઉદ્યમ તો દુનિઆંમાં, અનેક મનુષ્યો કરે,
કોઇ ફળ પામે કોઇ, હારીને પાછા વળે;
કહે જયશંગ એમ, પ્રમાણિકપણા વિના,
ધંધા રોજગારતણું, સત્વ સરવે ટળે. ॥ ૯૯ ॥

આજકાલ આજકાલ, કરતાં અનેક દિન,
વહી જાય તોએ તારૂ, ચિત્ત સ્થાયી ના ઠરે;
કારણ કે માયા તણી, મોહજાળ વીંટી વળી,
તેથી શુદ્ધ સ્વરૂપમાં, તું તો ગતિ ના કરે;
અજ્ઞાનના અંધકાર, વડે જીવ છાઇ રહ્યો,

તેથી તારૂં ચિત્ત સત્ય, રાહે નવ સંચરે;
કહે જયશંગ એમ, જન્મવૃથા ગુમાવીને,
અંતે ભવસાગરને, ભાઇ તું તો ના તરે. ॥ ૧૦૦ ॥

ઉત્તમ પુસ્તકો સદા, મહાન મનુષ્યો તણા,
અમુલ્ય અભિપ્રાયને, બોધથી ભરેલાં છે;
વળી એહ દૂર અને, ગત થએલાં જનોની,
સજીવન વાણી થકી, ભરેલાં ઠરેલાં છે;
માટે એનો યોગ્ય રીતે, ઉપયોગ કરે છે તે,
પંડિતના સમાગમ, માંહે ઉતરેલાં છે;
કહે જયશંગ એમ, ઉત્તમ પુસ્તકો સદા,
જ્ઞાન અને બોધ તણા, રસથી તરેલાં છે. ॥ ૧૦૧ ॥

આપત્તીના સમયમાં, શાન્તિ કરી શકે એવો,
પુસ્તકોના જેવો બીજો, એકે નથી સોબતી;
કારણ કે પુસ્તકોમાં, એવું પરિબળ દિસે,
સંગ કરે તેની સદા, પીડા સૌ ટળી જતી;
એક બાજુ સૃષ્ટીની સૌ, સંપત્તી સંગ્રહ કરો,
તોય તેહ પુસ્તકોના, લાભ તુલ્ય ના થતી;
કહે જયશંગ એમ, દુનિઆંમાં સર્વોપરી,
મોજ મઝા જ્ઞાનીઓને, પુસ્તકોથી દીસતી. ॥ ૧૦૨ ॥

અવનીમાં અનેક મેં, રત્ન રૂડાં જોયાં પણ,
રામા રત્ન જેવું બીજું, રત્ન રૂડું છે નહીં;
કારણ કે રામા રત્ન, પોતાના માલિક વિના,
ગ્રહણ કરીને બીજો, સુખ પામે ના સહી;
પણ રામા રત્ન ખરો, હકદાર હોય એને,
સુખ આપી રત્ન વૃદ્ધી, કરે સૃષ્ટીની મહીં;
કહે જયશંગ એમ, બીજાં બધાં રત્ન જુઓ,
નિર્જીવ છે પણ રામા, રત્ન સજીવાં સહી. ॥ ૧૦૩ ॥

ભડા કુળવંતો તમે, પુત્રી પરણાવ્યા પ્હેલાં,
અમુલ્ય આ વાત ઉંડી, શીરમાં ઉતારજો;

પૈસાની લાલચ થકી, પુત્રી પરણવા આવે;
એવા નીચ પુરૂષને, પૂરણ ધિક્કારજો;
પણ જેહ પૈસાની લાલચ વિના પ્રેમ થકી,
પરણવા ઇચ્છે એને, સ્નેહથી સ્વીકારજો;
કહે જયશંગ એથી, પુત્રી પૂર્ણ સુખી થઇ,
આશિષ દે અંતરથી, એવું ઉર ધારજો. ॥ ૧૦૪ ॥

મનુષ્યનો સ્વભાવ જે, મૂળથી પડેલો હોય,
તેને સુધારવા તણું, ઔષધ એકે નહીં;
નઠારા સ્વભાવ વાળો, કુટુંબના મનુષ્યોમાં,
આનંદ ન ભોગવતો, આનંદ પોતે અહીં;
વળી વ્હાલાં તણું વ્હાલ, અને મિત્રો તણી મોટી,
મ્હોબ્બતને ખોઇ પોતે, પડે એકલો સહી;
કહે જયશંગ એમ, નઠારા સ્વભાવ થકી,
કોઇ સુખ પામ્યો નથી, વિચારી જોતાં અહીં. ॥૧૦૫॥

જે કાવતા તણા શ્રવણને દર્શનેથી કરી,
કવિ તણું રીઝે મન, તે કવિતા જાણવી;
વળી એવી રીતે જેહ, પત્નિ તણા શ્રવણને,
દર્શનથી રીઝે પતિ, પત્નિ તે પ્રમાણવી;
એ વિનાની કવિતા ને, વનિતા અનેક પણ,
રસ હીણી માટે નહીં, રસિક પિછાણવી;
કહે જયશંગ એમ, કવિતાને વનિતા બે,
રસિક કવિ પતિને, ગમે ઘણી માનવી. ॥ ૧૦૬ ॥

મનુષ્યને જેમ જેમ, અવસ્થા અધિકાધિક,
થતી જાય તેમ તેમ, દુઃખ વૃદ્ધી પામતું;
કારણ કે એક તો શરીર કૃષ્ય થવા થકી,
વ્યાધીઓ અનેક વધી, દુઃખ પૂર્ણ જામતું;
વળી એની સાથે વ્હોળા, કુટુંબની જંજાળનું,
વ્યવ્હારીક દુઃખ આવી, ચિત્ત ન વિરામતું;
કહે જયશંગ એમ, ઘણે ભાગે અવસ્થામાં,
મનુષ્યને દુઃખ પડી, સુખ સહુ વામતું. ॥૧૦૭॥

હરિજન હરિના ભજન માટે સુખડની,
માળા ફેરવીને મુખે, રટે નામ રામનું;
શંકરના સેવકો સૌ, રૂદ્રાક્ષની માળા રટી,
અંતરમાં, ધ્યાન ધરે, શંકરના નામનું;
અવી રીતે અંતરમાં, સુબોધ રૂપી આ માળા,
રટવાથી મળે પદ, મોક્ષ તણા ધામનું;
કહે જયશંગ એમ, નિતિ ભકતી રૂપી રૂડી,
માળા અંતે આપે સુખ, સર્વને વિરામનું. ॥ ૧૦૮ ॥

માળા છઠી સંપુર્ણ.





# માળા ૭ મી.

---

મનહરછંદ.

સ્વતંત્રતા જેવું એકે, સુખ નથી સંસારમાં,
સ્વતંત્રપણાના સુખ, તણી બલિહારી છે;
પરતંત્રતણું સુખ, ગમે તેવું સારૂં હોય,
તોય તેહ સુખ અંતે, ઘણું ભયકારી છે;
પશુ પક્ષી અને બીજાં, પ્રાણીઓમાં પણ જુઓ,
સ્વતંત્રતા ઘણી ઘણી, રીતે સુખકારી છે;
કહે જયશંગ એમ, સ્વતંત્રતા સારી પણ,
સ્વતંત્રતા સાચવવી, અધિક અટારી છે. ॥ ૧ ॥

સ્વતંત્રતા સાચવવા, સ્વદેશાભિમાનતણો,
સળગવો જોયે જુસ્સો, સદા રૂડી રીતથી;
સ્વતંત્રતા સાચવવા, શૌર્ય પરિપૂર્ણ પણે,
રગે રગે વાપેલું તો, જોઈએ પૂરી પ્રિતથી;
સ્વતંત્રતા સાચવવા, સ્વદેશમાં ઉદ્યોગની,
ખીલવણી થઈ કોષ, ભર્યા જોયે વિત્તથી;
કહે જયશંગ એવાં, ઉત્તમ સાધન વિના,
સ્વતંત્રતા સચવાતી, નથી કદી હિતથી. ॥ ૨ ॥

સુરવીર ઝુંપે રહી, રણે જઇ ઝુઝે નહીં,
તો તો તેનું શૌર્ય કદી, કોઇ નવ જાણતું;
વિદ્વાનની સભા માંહે, પંડિત ન જાય કદી,

તો તો તેહ પંડિતને, કોઇ ન પિછાણવું;
સ્વદેશના હિત તણી, ખુંચે રહી વાત કરે,
સ્વદેશ હિતેચ્છુ તેને, કોઇ ન પ્રમાણવું;
કહે જયશંગ એમ, સજજનના સંગ વિના,
મનુષ્યની કીરતીને, કોઇ ન વખાણવું. ॥ ૩ ॥

રાવણે સીતાને હરી, રામ સાથે રાડ કરી,
અંતે એમાં મુઓ તો કે, મુક્તી મારી થઇ છે;
સદા સીવ ભાઉ જયારે, પાણી પતે લડયો ત્યારે,
અભિમાને મુઓ તો કે, નામના તો રહી છે;
વિધવાઓ વંઠી નાસે, ત્યારે તેનાં અંગી કહે,
સર્પ ભારો સાચવવો, પિડા ટળી ગઇ છે;
કહે જયશંગ એમ, મિથ્યા અભિમાની જન,
વાગે લપડાક તો કે, ધૂળ ઉડી ગઇ છે. ॥ ૪ ॥

સુભ કૃત્ય જાણી ઘણા, સાહસ કરે છે પણ,
વાંકા દિને વાંકુ ઝના, લોક પુંઠે હસે છે;
રાજ્ય ભકત થઇ કેક, ખેલે ખટપટ પણ,
રાજ શંકાશીલ થયે, ફંદામાં એ ફસે છે;
કેક પ્યારી પ્રેમદાને, વિશ્વાસે સોંપે છે શીર,
પણ તેહ પ્યારી દગો, દઇ દૂર ખસે છે;
કહે જયશંગ એમ, વિધાતા જો વાંકી હોય,
તો તો ચોરીમાંનો ચિતરેલો વાઘ ડસે છે. ॥ ૫ ॥

વર્તમાન સમયનું, દુખ સદા સારી રીતે,
ભાવી સમયના સુખ-તણું બીજ વાવે છે;
સંપત્તી ત્યાં પછી ધીરે ધીરે ડગ ભરી ભરી,
વિપત્તીના ઘર ભણી, આકર્ષાઇ આવે છે;
પરંતુ જે ધીરવીર, વિપત્તી ને સંપત્તીમાં,
સમભાવ રાખે છે તે, વિજયમાં ફાવે છે;
કહે જયશંગ એમ, નિર્ભય રહીને જેહ,
સર્વ દુઃખ સહે છે તે, સુખ અહીં લાવે છે. ॥ ૬ ॥

જેને ઉર ઈર્ષા તણો, અંકુર રહેલો હોય,
તેહ શાંત પડે પણ, સમો આવ્યે ઊગે છે;
સલાહ કરીને શાણા, શત્રુ હળીમળી ચાલે,
પણ સમો આવે ત્યારે, સ્નેહ સદા ત્યાગે છે;
સંસારીની સંગતથી, જણાય કુનારી સારી,
પણ કુસંગત મળે, કુસંગી એ લાગે છે;
કહે જયશંગ જેમ, હડકવા તણું ઝેર,
ચોમાસુ આવે કે તર્ત, તાજુ થઇ લાગે છે. ॥ ૭ ॥

આભુષણ અલંકારે, અધિક શોભે છે અંગ,
પણ સદ્ગુણ વિના, શોભતું ન જાણવું;
આભુષણ અલંકાર, એ તો ઓપ ઉપરનો,
ઉપરના ઓપ થકી, મૂલ ન પિછાણવું;
તાંબા તણું પાત્ર ખૂબ, કનકે રસેલું હોય,
તેથકી તેનું મૂલ ન, કનકનું પ્રમાણવું;
કહે જયશંગ માટે, બ્હાર એવું અંદરથી,
સુશોભીત ગુણવાળું, હોય તે વખાણવું. ॥ ૮ ॥

મનુષ્ય જે પેચ ને પ્રપંચથી ભરેલાં હોય,
તેહ મૂખ થકી મીઠું, મીઠું વદી જાણતા;
અંતર તો કૂડ તણી, કાતીથી ભરેલું હોય,
પણ ઉપરથી મૂખે, સર્વને વખાણતા;
અન્ય પર અંતરમાં, ગમે તેવો શત્રુભાવ,
હોય તોય ઉપરથી, એહ ન જણાવતા;
કહે જયશંગ માટે, એવાં એવાં મનુષ્યોને,
જ્ઞાની વિષ ભર્યાં ફળ, ગણીને પ્રમાણતા. ॥ ૯ ॥

વૈરાગીના મનપર, માયા તણો રંગ ચઢે,
ત્યારે તેના ભજનમાં, ભંગ પડી જાય છે;
માયા ઘણી મોહકારી, શકિત છે સબળ તેથી,
મોટા મોટા જ્ઞાની ધ્યાની, એનાથી અંજાય છે;
માયા તારી બલિહારી, વિશેષ વખાણું શું હું,
તારા વડે અદ્રઢને, દ્રઢ ઓળખાય છે;

કહે જયશંગ એવી, માયાને ન નિંદો એ તો,
મનુષ્યને કસવાની, કસોટી કથાય છે. ॥ ૧૦ ॥

જેની આણુચક્ર ફરી, ચક્રવ્રુતી રાય બની,
માલિક બને છે કદી, આખી આ ધરણનો;
તપ બળે જ્ઞાન બળે, અને ધર્મ બળે કરી,
ગુરૂ થઇ બેસે કદી, અઢારે વરણનો;
નવગ્રહ તારા લક્ષ્મી, પંચદેવ સુદ્ધાં કદી,
આશરો ધરીને રહે, સદા સૌ ચરણનો;
કહે જયશંગ એવા, મોટા મોટા મનુષ્યને,
માથે પણ મોટો ભય, દીસે છે મરણનો. ॥ ૧૧ ॥

વિપત્તીનું વાદળ ચઢીને શિર આવે ત્યારે,
શાંતિમાં રહ્યાથી એહ, સુખ આપનાર છે;
દેશ મારી દશે દીશા થકી થતી હોય ત્યારે,
નીચા નમી તાબે થયે, શાંતિ મળનાર છે;
વપુએ વિશેષ વ્યાધી, તણુ પૂર ચઢી આવે,
ત્યારે કટુ ઔષધથી, રોગ સમનાર છે;
કહે જયશંગ એમ, જગતમાં જોઇ જુઓ,
સમયને અનુસરી, ચાલ્યામાં સૌ સાર છે. ॥ ૧૨ ॥

પ્રેમદાઓ પુરૂષની, પ્રીતી તણી સામે પડી,
આપ બળે પુરૂષની, પ્રીતી અટકાવતી;
વળી એહ પુરૂષના, સૌંદર્યની સામે થઇ,
પૂર્ણ પરિબળ તેજે, એને એ હઠાવતી;
ગમે તેવો ધનપતી, પુરૂષ કહાવે પણ,
નારી તેને ધારે તો તો, નમાવી નચાવતી;
કહે જયશંગ પણ, પુરૂષની જીભ સામે,
નારી કોઇ રીતે કદી, પોતે નહીં ફાવતી. ॥ ૧૩ ॥

પરિપૂર્ણ પક્ષ બળવાન થકી દુર્બળને,
સબળથી પ્રણ સારૂ, ફળ પ્રાપ્ત થાય છે;
કારણ કે સબળતો, અન્યપક્ષ બળ વિના,
આપ બળે એકલો એ, ઝુઝી ક્ષીણ થાય છે;

જુઓ જેમ પાંખવાળો, કાગવૃક્ષ ફળ ખાય,
પણ બળવાન સિંહ, ન્યાળી પાછો જાય છે;
કહે જયશંગ એમ, જગતમાં જોઇ જુઓ,
પક્ષવાળા દુર્બળો સૌ, ફાવતા જણાય છે. ॥ ૧૪ ॥

નેકી અને બુદ્ધિશાળી, મનુષ્યોની પણ સદા,
સન્મિત્રોથી સારી રીતે, ચઢતી જણાય છે;
કારણ કે સન્મિત્રો એ, મનુષ્યની પાંખ સદા,
પાંખ વડે ઉડી મોટાં, મંડળોમાં જાય છે;
જુઓ જેમ સમુદ્ર સંપૂર્ણ બળવાન છતાં,
ચંદ્રના સંબંધે ભરતીથી ઉભરાય છે;
કહે જયશંગ એમ, સન્મિત્રોથી સારી રીતે,
જગતમાં મનુષ્યનું, માન ઓળખાય છે. ॥ ૧૫ ॥

પુષ્પ તણા સંગ થકી, નીચ જાત કીટકની,
રાજા રાણી દેવ તણે, શીર એ સોહાય છે;
મૂર્તી રૂપે પર્વતનો, પત્થર જે ઘડાએલો,
દેવ રૂપે મોટાની પ્રતિષ્ટાએ પૂજાય છે;
પશુ જાતી પોઠીયો જે, શંકરનું વાહન તે,
શંકરના સંગે કરી, સર્વત્ર સેવાય છે;
કહે જયશંગ એમ, જગતમાં જોઈ જુઓ,
મોટાઓના સંગે માન, નાનાને દેવાય છે. ॥ ૧૬ ॥

સજજનના સંગ તણો, દુર્જનને રંગ લાગે;
દુર્જનતા તજી ત્યારે, સજજનતા ધરે છે;
પવિત્ર પુરૂષ તણી, પવિત્રતા તણો સ્પર્શ,
અધમને થવાથી પવિત્ર તતં કરે છે;
જ્ઞાનીઓના જ્ઞાન તણો, પાસ પડે અજ્ઞાનીને,
તો તે જ્ઞાન ગ્રહી સહુ, અજ્ઞાનતા હરે છે;
કહે જયશંગ જેમ, પારસમણીનો સ્પર્શ,
થતાં અન્ય ધાતુ પારસના રૂપે ઠરે છે. ॥ ૧૭ ॥

વિષયી વિષય રસ, તણી વડી વાતો કરી,
વિષયને વારે વારે, વદને વખાણે છે;

સતિ નારી શિયળ પણાને સારી રીતે ચાહી,
શિયળ પણાને રૂડી રીતે એ પિછાણે છે;
વ્યશનની ચીજને સૌ, વ્યશની ઉત્તમ માની,
અમૃતના રસ થકી, અધિક પ્રમાણે છે:
કહે જયશંગ એમ, જગતમાં જોઇ જુઓ,
જેને જેહ રૂચે તેને, તેહ શ્રેષ્ટ જાણે છે. ॥ ૧૮ ॥

રૈયતની રાઢ સુણી, રાય કહે કર ભરો,
આગળ જતાં એ કર, કાઢશું દયા ધરી;
નોકરને શેઠ કહે, ખંત રાખી કામ કરો,
આગળ ઇનામ દેશું, ખંત રાખીને ખરી:
માબાપ પોતાનાં બાળ બચ્ચાંઓને એમ કહે,
બેટા મોટા થાઓ, પરણાવશું પ્રીતે કરી;
કહે જયશંગ એવા, આશા તણા અંકુરો સૌ,
નિરાશાના ક્ષેત્રમાંહે, આશા આપતા ફરી. ॥ ૧૯ ॥

બગલાના અંગ તણો, રંગ રૂડો શ્વેત દિસે,
પણ તેના દગલપણાથી તે નિંદાય છે;
ઇંદ્ર વારણું અધિક, રૂપે રૂડુ દીસે પણ,
ઝેરી ગુણ લીધે તેહ, ખાધામાં તજાય છે;
ખારૂં નિર નિર્મળતા, બતાવે છે બહુ રીતે,
પણ તેની ખારાશથી, કહો કયાં પીવાય છે;
કહે જયશંગ એમ, રૂપે રૂડુ હોય પણ,
દુર્ગુણને લીધે તેને, સદા વરજાય છે. ॥ ૨૦ ॥

અફિણને સોમલ એ, ચીજ ઝાઝી ઝેરી દિસે,
પણ તેના ગુણે કરી, મોંઘી એ વેચાય છે;
નારી જાતી બેઇમાની, અને જુઠી જણાય છે,
પણ જનેતાના ગુણે, પૂરણ પૂજાય છે;
મહાન પુરૂષો તણો, વ્યવહાર કંગાળ દિસે,
પણ તેના શ્રેષ્ટ ગુણે, મહાનપદે જાય છે;
કહે જયશંગ એમ, કલંકિત હોય પણ,
સદગુણે કરી સર્વ, સૃષ્ટિમાં સેવાય છે. ॥ ૨૧ ॥

દગાબાજ સ્વારથીયા, અને પેચી પ્રપંચી સૌ,
દુર્જનના ટોળા માંહે, માનીતા મનાય છે;
ઉપરથી સાફસૂફ, પણું દરશાવે પણ,
અંતરથી બગધ્યાની, ઠગતા જણાય છે;
એવા એવા દુર્જનોને, દેખીને સજ્જનો સહુ,
છાંટા ઉડવાની બીકે, દૂર ખસી જાય છે;
કહે જયસંગ પણ, અંતે એવા નાપાકોનાં,
પોકળ ઉઘાડાં પડી, સર્વત્ર છણાય છે. ॥ ૨૨ ॥

ગુણ અવગુણ તણી, ગતિ તણી મતિ નહીં,
તેહ કેમ કરી ગુણી, અવગુણી પારખે;
કક્કો કે બારાખડીનું, નામ જેહ જાણે નહીં,
જેહ કેમ કરી મોટા, મોટા લેખ તો લખે;
ખાડા કે ખાબોચીઆમાં, તરી નવ જાણે કદી,
તેહ મોટા સમુદ્રને, કેમ તરશે સુખે,
કહે જયસંગ એમ, કાવ્યનો ન રસ જાણે,
તેહ કેમ કરી કવિ, કવિતાને ઓળખે. ॥ ૨૩ ॥

લાખ કરોડ કે કહો, એથીએ અધિક દામ,
આપ્યા હોય ઇશ્વરે તો, એથી પણ શું થયું ?
એવી રીત સુખની સમૃદ્ધી ભરી હોય તેથી,
કુબેરભંડારી રૂપે, નામ ઝળકી રહ્યું;
વળી પુત્ર કુટુંબ સૌ, અનિરુદ્ધ અખોવન,
પણ્યાં નિરોગી પણ, કાળબળીને વસ્યું;
કહે જયસંગ એમ, સર્વ વાતે સુખી પણ,
એક શાંતિ સુખ વિના, સુખ સૌ એળે ગયું. ॥૨૪॥

નાણું નાંખી આતશબાજીના લોક ખેલ કરી,
રાજી થઇ હૃદયમાં, રંગ એ નિહાળતા;
નાટક ચેટક અને, ભાંડ ભવાયાના ખેલ,
નાણું આપી ઉજાગરો, કરી કૈક ન્યાળતા;
પણ એથી અધિક જોવાના ખેલ જગતમાં,
સંસાર વ્યવહારના તે, હમેશાં સૌ ભાળતા;

કહે જયશંગ એહ, છતાં અંધ થઇ લોક,
નાણું અને વખત બે, નકામાં ગુમાવતા. ॥ ૨૫ ॥

સ્વારથિયા અને અભિમાની અતિ કેર કરી,
ગરિબોનાં ધન માલ, લુંટી લેવા ચ્હાય છે;
લુંટારાતો બિચારાઓ, રણ વગડામાં લુંટી,
પાસે હોય તેહ ફક્ત, લુંટી આટ્યા જાય છે;
પણ આવા શ્વેત વસ્ત્રવાળા ચીની શાહુકાર,
હાડ માંસ અને રક્ત, સુદ્ધાં ચુશી ખાય છે;
કહે જયશંગ એવા, અધર્મીઓ વિના હુકે,
ધોળે દિને ગરિબોને, લુંટતા લેખાય છે. ॥ ૨૬ ॥

ગરીબ ખેડુત કે, શિખેડુ અભણેલ હોય,
તેને લુચ્ચા વેપારી, પટેલ દંડી ખાય છે;
ખાવા માટે પાંચ કે, પચીશ મણ અન્ન આપી,
તેને સાટે ચોગણો, અવેજ ખેંચી જાય છે;
તોય તેવા દુષ્ટોદ્ધણું, મન તૃપ્ત થતું નથી,
ત્યારે તેની પાસે બાકી, કાઢી ખુશી થાય છે;
કહે જયશંગ એવા, અધર્મી પટેલ વૈશ્ય,
ગરીબ કે ખેડુતોના, હાડમાં શોષાય છે. ॥ ૨૭ ॥

લુચ્ચા અધિકારી લાંચ, લેવા માટે મીઠું મીઠું,
મુખે વદી રૈયતને, ફાંદામાં ફસાવતા;
પ્રથમ તો નિર્મળતા, બતાવીને ન્યાય છણે,
પણ અધવચ જતાં, ન્યાય ઉલટાવતા;
પછી પાંચ પચીશ કે, અધીક જે દામ આપે,
તેના લાભમાંએ એનો, ફેંસલો ઠરાવતા;
કહે જયશંગ આતે, અધિકારી કે લુંટારા?
ધોળે દિને રૈયતના, દામને ઓકાવતા. ॥ ૨૮ ॥

ઇશ્વરની ઉપર આકીન અહોનિશ રાખી,
નિતિ ધર્મ ધરી સહુ, સજ્જન વરતતા;
કુડાં કર્મ કરનારાં, સારાં ફળ પામે તેથી,
અકડ થઇને નિતિ તજી નવ ચાલતાં;

કારણ કે અજ્ઞ વૃક્ષ, વ્હેલાં મોડા ફળે ત્યારે,
ગુણ પરમાણે ફળ, આપતાં સમજતા;
કહે જયશંગ સત્ય, અસત્યનો ઇનસાફ,
અવિનાશી વ્હેલો મોડો, આપે એ નિરખતા. ॥૨૯॥

નવિન નવિન નિત્ય, નિત્ય શાક પાક જમી,
નવિન નવિન તર્ક, વિતર્ક ઉઠાવતા;
ઊદ્યમની વાતનો ન, સ્વપનામાં ખ્યાલ કરે,
ખ્યાલ ટપ્પા ગાઇ નાણાં, નકામાં ઊડાવતા;
દામ નવ જાણે રળી, કિંમત ન શકે કળી,
ખિસ્સો ખાલી થાય ત્યારે, ફક્કડ ન ફાવતા,
કહે જયશંગ પછી, અનિતિને રાહે ચઢી,
જગતમાં નામ ઠામ, પોતાનું ડુબાવતા. ॥ ૩૦ ॥

અભિમાની અંતે તારો, અભિમાન ખાય તને,
તારા જેવા અભિમાને, અનેક ખવાયા છે;
અભિમાન રૂપી દુષ્ટ, દૈત્ય તણો સંગ કરી,
મીરને અમીર એના, મુખમાં ચવાયા છે;
અવનીના મંડાણથી, આજ સુધી તપાસો તો,
અભિમાન વડે કોણ, કરેલ લવાયા છે;
કહે જયશંગ એમ, અભિમાન રાખવાથી,
મોટા મોટા રાય રંક, એનાથી ધવાયા છે. ॥ ૩૧ ॥

પતિવ્રતા નારી પર પુરૂષને નિરખીને,
નિચાં નેણ રાખી સદા, શુદ્ધ મને ચાલતી;
કારણ કે નિચાં નેણ, રાખી ચાલવાથી કદી,
તર્ક કે વિતર્ક તણી, મતિ નહીં મ્હાલતી;
દ્રષ્ટિએ દીઠેલી વાત, પ્રફુલિત પણું પામી,
ફુલ ફળ વાળી થઇ, પૂરણ એ ફાલતી;
કહે જયશંગ માટે, જેથી ભ્રષ્ટ મન થાય,
એવી ચીજ પતિવ્રતા, નજરે ન ન્યાળતી. ॥ ૩૨ ॥

અક્કલના બારદાનો, કંજુસાઇ કરી કરી,
પાઇ પાઈ મેળવીને, ધન સંચય કરે;

ખાય નહીં પીએ નહીં, વસ્ત્ર પુરાં પ્હેરે નહીં,
ઘટારત રીતે ધન, વાપરતાં એ ડરે;
કંજુસપણાને લીધે, લોભ વશ ખૂબ પડી,
અઘટિત કાર્ય કરી, સ્હેજે ધન એ હરે;
કહે જયશંગ એમ, કંજુસનાં કર્મ તણી,
કાણી થકી હાણી થઇ, લુંટાતુ એ આખરે. ॥ ૩૩ ॥

સગાં કે કુટુંબી જન, અધરમી હોય તેને,
દયા કરી કોઇ કાળે, કદી ન ઉગારવાં;
કારણ કે દયા કરી, ઉગારતાં ઉલટાં એ,
સૌને પીડા કરે માટે, જરૂર સંહારવાં;
જુઓ કૃષ્ણ પાંડવના, જેવા પવિત્ર પુરૂષે,
અધર્મી કુટુંબી હણ્યાં, પ્રજાને ઉદ્ધારવા;
કહે જયશંગ માટે, એવાં અધર્મીને હણી,
પર ઉપકાર સાથે, ધર્મ અર્થ સારવા. ॥ ૩૪ ॥

જીંદગી રૂપી આ વૃક્ષ, જેમ તેમ પ્રોઢ થાય,
તેમ તેમ તેને ડાળાં પાંખડાં વધી પડે;
એમ ડાળાં પાંખડાં વિશેષ વધી પડે ત્યારે,
રસહીણુ થવા થકી, વૃક્ષને ઘણું નડે;
કોઇ ડાળ સુકાય ને, કોઇ ડાળ ખરી પડે,
તેથી કરી વૃક્ષને એ, શુષ્ક પણું સાંપડે;
કહે જયશંગ એથી, અંતે જતાં વૃક્ષ અહ,
લુંટી લીધા જેવું લાગે, કુટુંબના ભૈ વડે. ॥ ૩૫ ॥

જગતમાં સારી કે નઠારી નારી ગણો પણ,
નારીવડે જગત આ, ઉપજ્યું જણાય છે;
માટે નારી નિંદવાને, લાયક ગણાય નહી,
જગ રૂપી વાડીએથી, ખીલેલી ગણાય છે;
દુનિઆમાં જે જે વસ્તુ, જુઓ તે તે દોષિત છે,
પણ એ મોટા સદ્ગુણે વખણાય છે;
કહે જયશંગ માટે, જનેતાના ગુણવડે,
નારી દ્વારા દોષ બધા, હમેશ હણાય છે. ॥ ૩૬ ॥

સંસાર આ દાવ પેચ, વડે ખુબ ભરેલ છે,
તેમાં નિસપ્રેહીજન, નિરાળા જણાય છે;
કારણ કે દાવ પેચ, એહ રમી જાણે નહી,
તેથી વ્યવ્હારમાં એહ, ભલામાં ભણાય છે;
વળી વ્યવ્હારમાં એની, ગણતી ગણાય નહી,
દાવપેચ વાળાઓનાં, ડાપણ છણાય છે;
કહે જયશંગ એમ, નિસપ્રેહી જન તણે,
શિર દાવપેચ વડે, આપદા વણાય છે. ॥ ૩૭ ॥

રૈયતને ભરોંસે જે, રાય કાંઇ કામ કરે,
તેની શુદ્ધિ બુદ્ધિ સર્વ, સમજો એળે ગઇ;
અધિકારી ગમે તેવો, સારો હોય તોયપણ,
રૈયત તો તેની પુંઠે, રહે અપવાદ દઇ;
ગાદી તણું માન રાખી, રૈયત ચાલે છે બધી,
ગાદી હિણ થાય તેની, શરમ ધરે નહી;
કહે જયશંગ જુઓ, વિપત્તિના સમયમાં,
રૈયત તો રાજા રામચંદ્રની નથી થઇ. ॥ ૩૮ ॥

માયા તણો મદ કેક, જન જીરવેછે ખરા,
કેક જન એથી ગાંડાતુર બની જાય છે;
કેક જન લાખ કે કરોડપતિ હોય પણ,
શાંત વૃત્તીવાળા સદા, દ્રષ્ટીએ દેખાય છે;
પણ કેક એવા મોટા, માયાધારી હોય છે તે,
માયા થકી છકી જઇ, છતઘેલા થાય છે;
કહે જયશંગ એમાં, માયાતણો દોષ નથી,
દોષ બધો મનુષ્યના, ગુણનો ગણાય છે. ॥ ૩૯ ॥

મોટાતણી છાયામાં જે, રાત દિન રમે છે તે,
મોટાતણી રીતભાત, ઘણે ભાગે ગ્રહે છે;
કારણ કે સંગ તેવો, રંગ સૌને લાગે સદા,
મોટા મોટા જ્ઞાની મૂખે, કથન એ કહે છે;
પછી કદી સંગ પલટાય તોય ફીકર ન,
પણ સંગતણો રંગ, ચડેલોજ રહે છે;

કહે જયશંગ માટે, સજજનો સૌ મોટાતણો,
સંગ કરવાને માટે, ચિતે સદા ચહે છે. ॥ ૪૦ ॥

સંકટનો સમો શિરપર આવી પડે ત્યારે,
કાયર થઈને કદી, કટાળો ન આણવો;
કારણ કે કાયરતા, થકી ક્રોધાવેશ આવી,
શનીશ્ચર જેવો વેશ, પોતાનો પ્રમાણવો;
પણ એવે સમે ગુણ, ક્ષમા તણો રાખ્યો હોય,
તો તો ક્રોધ કરે દોષ, પડે ન પીછાણવો;
કહે જયશંગ ક્ષમા, સજજનોનો ખાસ ગુણ,
ક્ષમા ધર્મ તણો હાથ, જમણોજ જાણવો. ॥ ૪૧ ॥

કીર્તીતણા કોટ જે જે, પર ઊપકાર રૂપી,
કેડ થકી ચણાવ્યા તે, કદી પડતા નહી;
ઊલટાઓ જેમ જેમ, વર્ષ વિતે તેમ તેમ,
સંગીન થઇને સદા, શોભતા અડગ રહી;
તકલાદી કોટ બીજા, ઢમઢોલ પોલવાળા,
નવા નવા બને તેમાં, સર્વોપરી તે સહી;
કહે જયશંગ એહ, કાળથી ખવાય નહીં,
ચીર કાળ સુધી એની, હયાતી અહીં રહી. ॥ ૪૨ ।

નિર્મળ મનુષ્ય સદા, શરદના ચંદ્ર જેવા,
જોનારને અધિક એ, અમી રસ આપે છે;
આધી વ્યાધી ઉપાધીથી, મન તપી ગયું હોય,
તેને તેના દર્શનથી, શાંતિ સારી વાપે છે;
જેને ઉર ક્રોધ તણા, અંકુર ઉગેલા હોય,
નિર્મળની દ્રષ્ટી તેને, મૂળથી ઉથાપે છે;
કહે જયશંગ એમ, નિર્મળનો સમાગમ,
શિતળતા આપી સદા, શાંતિ સારી સ્થાપે છે. ॥૪૩॥

રૈયતનું રક્ષણ પૂરણ પ્રીત થકી કીધે,
રૈયતનો રાજા મોટો, રાજન ગણાય છે;
રોગીઓના મોટા મોટા, રોગને મટાડયા થકી,
ભલી રીતે વૈદ્ય વૈદ્યરાજમાં ભણાય છે;

કુદરતી કાવ્ય કરી, કાવ્ય રસે આપનારા,
કુદરતી કવિ કવિરાજમાં મનાય છે;
કહે જયશંગ પણ, એહ સર્વ થકી શ્રેષ્ટ,
રાજ એક મેઘરાજ, વિશ્વ વખણાય છે. ॥ ૪૪ ॥

કાળ તણી ગતી ઘણી, અલૌકિક જણાય છે,
પડદે રહીને સર્વ, સૃષ્ટિને રમાડે છે;
ઘડી, પોર, દિવસ કે, રાત કેવી રીતે જશે,
તેનો ખ્યાલ આપ્યા વિના, ઓહ એ પમાડે છે;
ખલકમાં ભાત ભાત, તણા ખેલ ખેલાવીને,
સુખ દુઃખ તણો રસ, સર્વને ચખાડે છે;
કહે જયશંગ એમ, કાળ સૌને મુગ્ધ કરી,
એક દિન ઊંઘમાંથી, ઓચિંતો જગાડે છે. ॥ ૪૫ ॥

વખાણ એ મનુષ્યને, ભુંડી રીતે ભ્રષ્ટ કરી,
મિથ્યા અભિમાની અને, ઉદ્ધત બનાવે છે;
વળી એ વખાણ સાથે, ખુશામત મળેલી છે,
તેથી તેહ ભ્રષ્ટ પણે, સર્વને સતાવે છે;
જગતમાં જેહ ઘણા, જુલમી ગણાય છે તે,
વખાણથી ભ્રષ્ટ બની, દુષ્ટતા દર્શાવે છે;
કહે જયશંગ માટે, વખાણ ને લાયક જે,
હોય તેને વખાણ્યાથી, શ્રેષ્ટતા બતાવે છે. ॥ ૪૬ ॥

વિદ્યા તજવાથી કદી, શ્રીપતી થવાતું હોય,
તો તે શ્રીપતી થવાથી, દરિદ્રતા સારી છે;
ક્ષમા અને દયા તજયે, વિરતા ગણાતી હોય,
તો તે વિરતા રહિત, વૃત્તી જયકારી છે;
નિર્દયતા જુલમને, જૂઠ થકી માન મળે,
તો તે માન તજી વનવાશી વૃત્તી પ્યારી છે;
કહે જયશંગ એમ, ધર્મ નિતિ સદગુણ,
વિના જે જે વાત કરવી તે સૌ ધિક્કારી છે. ॥ ૪૭ ॥

ખ્યાતિ કે વિખ્યાતિ ગમે, તેવી સારી હોય પણ,
સદાચારી સંતતી વિના એ ધૂળધાણી છે;

કારણ કે એથી કરી, કીર્તીને કલંક લાગે,
અને પરલોક માંહે, પણ ઘણી હાણી છે;
પોતાની ને સંતતીની, જેવી કૃતી હોય તેવી,
આલોકે કે પરલોકે, ગતી તો ગણાણી છે;
કહે જયશંગ માટે, પોતાની ને સંતતીની,
નિતિ રિતી એજ, ભાવીકાળની કમાણી છે. ॥ ૪૮ ॥

રાજા કે અમીર અધિકારી હોય તેણે કદી,
વ્યશનનો સંગ કોઇ, કાળે કરવો નહીં;
કારણ કે વ્યશનના, સંગ થકી ભાન ભૂલી,
નિતિ રિતી તજી અનિતિમાં જાય છે વહી;
એથી ખરા હક્કદાર, અરજદારોના હક,
ડૂબાવીને ઇનસાફ, ઊંધો આપતા સહી;
કહે જયશંગ એથી, આલોકને તજી અંતે,
પરલોકે પામે દુઃખ, ઘોર નરકે રહી. ॥ ૪૯ ॥

ઉદારતા અને વીરતામાં અતી અંતર છે,
વીરતાથી ઉદારતા, અધિક ઉત્તમ છે;
વીરતાથી વિશ્વમાં જે, કીરતી કથાય છે તે,
કીરતી ઉદારતાથી, અધિક અધમ છે;
ઉદારતા હોય તેને, અપેક્ષા ન વીરતાની,
વીરતાની કિંમત ઉદારતાથી કમ છે;
કહે જયશંગ એ બે, આ લોકે સમાન પણ,
પરલોકે ઉદારતા, ચઢતી રકમ છે. ॥ ૫૦ ॥

ઉદાર મનુષ્ય નથી, દેહથી અમર પણ,
કીરતીથી અમર એ, જરૂર જણાય છે;
જ્યાં સુધી ચંદ્ર ને સૂર્ય, તપે છે ત્યાં સુધી તેની,
કીરતી તપેલી અહીં,ભમિમાં ભણાય છે;
ઉદાર મનુષ્ય જેમ, જેમ દાન દે છે તેમ,
દ્રવ્ય અને દાતા પણું, વધેલાં ગણાય છે;
કહે જયશંગ જેમ, સોરેલાં સૌ વૃક્ષ નવાં,
અંકુરોથી વધે એમ, દાતા વધી જાય છે ॥ ૫૧ ॥

આળસ ને દરિદ્રતા, એ બેને સંબંધ સદા,
આળસના પ્રવેશે, દરિદ્રતા દેખાય છે;
પણ આળસ ને વેર, ઉદ્યોગની સાથે ઘણું,
ઉદ્યોગના પ્રવેશે આળસ નાશી જાય છે;
ઉદ્યોગ ને દ્રવ્ય સાથે, નિકટનો સંબંધ છે,
તેથી ઉદ્યોગની સાથે, દ્રવ્ય પ્રાપ્તી થાય છે;
કહે જયશંગ માટે, અવસ આળસ તજી,
ઉત્તમ ઉદ્યોગ આદે, સુખ સૌ પમાય છે. ॥ ૫૨ ॥

જે જે રસ કસ જુઓ, તે તે સૌ છે ભુમીમાં આ,
ભૂમિના સેવને રસ, કસ પ્રાપ્ત થાય છે;
પણ જેઓ ભૂમિ તણું, સેવન કરે ન કદી,
તેને ભૂમિ રસ કસ, દેતાં અચકાય છે;
તેથી તેઉ અન્ન પાન, વિના નિરધન બની,
દુ:ખના સમુદ્ર માંહી, ભૂખે ભટકાય છે;
કહે જયશંગ પણ, ઉદ્યમી મનુષ્ય સદા,
સુખના સમુદ્ર માંહે, સુખે ઝોલા ખાય છે. ॥ ૫૩ ॥

ત્રિલોકીના નાથ મને, શ્રીપતિ બનાવો નહીં,
શ્રીપતિ બન્યાથી રખે, તને ભૂલી જાઊં હું;
તેમ વળી દરીદ્રતા, પણ ન આપીશ કદી;
કારણ કે એથી રખે, ચોરી ધન ખાઊં હું;
માટે મને અગત્યનું, હોય એટલું જ ધન,
પોષણને સારૂ આપ, તોજ ખુશી થાઊં હું;
કહે જયશંગ એવી, નિર્મળતા મહી રહી,
સ્મરણ કરીને તારૂં, કૃતારથ થાઊં હું. ॥ ૫૪ ॥

ઇશ્વરે તને જો ધન, આપ્યું હોય તો તેમાંથી,
સુપાત્રોને દાન દેઇ, ફરજ બજાવ તું;
તેમ છતાં તારાથી એ, ફરજ ન બજી શકે,
તો તો તારે મરવું એ, ઉત્તમ કહાવ તું;
કાંકે તારા મરણથી, ધનનો માલિક બીજો,
બનીને સદુપયોગ, વાપરશે ફાવ તું;

કહે જયશંગ માટે, રીઝો ન શ્રીપતિ થઇ,
શ્રીપતિનો ધર્મ પાળો, તોજ જીવ્યું જાણ તું ॥ ૫૫ ॥

જેનાં પતિ પુત્રી પુત્રાદિક સૌ મરણ પામ્યાં,
તેનું મન કલેશ થકી, પૂરણ પીડાય છે;
વેપારમાં વહાણ જેનાં, રસાતાળ ગયાં હોય,
તેનું દિલ અધિક એ, દુ:ખથી દુભાય છે;
વળી મોટા અધિકારી, પરાધિન પડ્યા હોય,
તેનાં ચિત્ત વ્યગ્ર થઇ, વ્યાકુળ દેખાય છે;
કહે જયશંગ એવા, મનુષ્યો જે અનભંગ,
થયા હોય તેઓ સદા, ઉદાશી જણાય છે. ॥ ૫૬ ॥

આશક માશુક તણો, પ્રેમ સાચો પ્રેમ નહીં,
પણ પ્રભુ પ્રત્યે પ્રેમ, છે તે સાચો જાણવો;
આશક માશુક તણા, પ્રેમનું અનુકરણ,
કરી ભ્રષ્ટ થતો પ્રજા, વર્ગને પિછાણવો;
પણ પ્રભુ પ્રત્યે સાચો, પ્રેમ હોય તે તો સદા,
બોધ રૂપી બીજાઓને, પૂરણ પ્રમાણવો;
કહે જયશંગ માટે, પ્રભુ પ્રત્યે સત્ય પ્રેમ,
રાખીને આલોક પરલોકે ભોગ માણવો. ॥ ૫૭ ॥

આશક જે સાચા પ્રેમી, પ્રભુ તણા હોય છે વે,
જીવતાં લગી શરીર, પોતાનું ન જાણતા;
વળી જ્યાં સુધી શરીર, હોય છે ત્યાં સુધી તેની,
દરકાર રાખ્યા વિના, પ્રેમને પિછાણતા;
એવા પ્રેમી પ્રેમ માટે, શિર વેચી દેઈ સદા,
પ્રેમ તણી લહેજતમાં, મહા સુખ માણતા;
કહે જયશંગ એમ, સાચા પ્રેમ સાટે શીર,
આપે એહ પ્રેમ તણા, રસને પ્રમાણતા. ॥ ૫૮ ॥

સમુદ્રને તરવાને, નાવ જેમ સાધન છે,
નાવ વડે સમુદ્રની, પાર ઊતરાય છે;
તેમ આ સંસાર રૂપી, સાગરને તરવાને,
મનુષ્યનો દેહ નાવ, રૂપે વરતાય છે;

મારે એને આરોગ્ય રાખીને શુદ્ધ ધર્મ તણી,
પ્રક્રિયાથી વિશેષ, આગળ વધારાય છે;
કહે જયશંગ એમ, મનુષ્યનો દેહ સદા,
મોક્ષ મેળવવા માટે, સાધન મનાય છે. ॥ ૫૯ ॥

દુનિઆંમાં દ્રવ્ય એક, મહા મોહ મૂરતી છે,
જેને દેખી જગત આ, અધિક અંજાયું છે;
દ્રવ્યથી સગાંને દોસ્ત, થવા આવે ઘણાં ઘણાં,
દ્રવ્ય થકી કીરતીનું, ગીત તો ગવાયું છે;
દ્રવ્ય થકી દુનિઆંમાં, ભોગ ભોગવાય ભારે,
જેના વડે શીરે સુખ, વાછળ છવાયું છે;
કહે જયશંગ એવા, પ્રતાપી દ્રવ્યને માટે,
ઉધમ એ ખરેખરૂં, સાધન કથાયું છે. ॥ ૬૦ ॥

જ્યારે જીભ થકી કાંઇ, વચન ઉચ્ચારો ત્યારે,
ચિત્તજો બીજા વિચારે, જઇ પરોવાય છે;
ત્યારે તેહ વચનના, અર્થથી વિમુખ થઇ,
બદેલાં વચન બધાં, નિરર્થક જાય છે;
એવી રીતે શુદ્ધ ચિત્ત, વિના જે જે વાત વદો,
તે તે વાત વદેલી સૌ, લવારો લેખાય છે;
કહે જયશંગ માટે, એવે સમે ચિત્ત તણા,
સંકલ્પનું વિસ્મરણ, કીધે લાભ થાય છે. ॥ ૬૧ ॥

આકાશમાં સામસામી, વાદળાં છવાય ત્યારે,
વિજળીને ગર્જનાથી, આકાશ શોભાય છે;
પાનખર રૂતુના સંબંધે કરી વૃક્ષ તણાં,
પાન સહુ સુકાઇને, નિચે ખરી જાય છે;
મેઘ તણી વૃષ્ટીના પ્રવાહે કરી ભૂમિ તણી,
ગંદકી તણાઇ જઇ, ભૂમિ સ્વચ્છ થાય છે;
કહે જયશંગ એમ, સજ્જનોનો સાથ જ્યારે,
પરસ્પર મળે ત્યારે, પાપ સૌ છેદાય છે. ॥ ૬૨ ॥

પ્રભુ જ્યારે પૂર્ણ પણે, અનુકુળ હોય ત્યારે,
મોટા મોટા શત્રુ પણ, શાંત સમજાય છે;

વળી જે જે કાર્ય કરે, તેમાં તે ફતેહ પામી,
જગતમાં જશદાઇ, અધિક ગણાય છે;
પણ જ્યારે પ્રતિકૂળ, પ્રભુ થઈ પડે ત્યારે,
વિરૂદ્ધપણામાં સહુ, કાર્ય વરતાય છે;
કહે જયશંગ માટે, પ્રભુની અપ્રીતી પ્રીતી,
થકી અલાભને લાભ, સદા નિરખાય છે. ॥ ૬૩ ॥

દુનિઆંમાં ઘણાં દુઃખ, ભોગવ્યા વિના તો કદી,
શ્રેષ્ટ સુખ તણો સ્વાદ, મનુષ્ય ન ચાખતા;
શિરપર અધિક આફત ને સંકટ સહી,
અપમાન સાંખવાની, રિત રૂઠી શીખતા;
એહ સર્વ સંકટથી, અનુભવ પૂર્ણ પામી,
શુદ્ધ સુખ મેળવવા, પાવરધા એ થતા;
કહે જયશંગ એથી, અંતે શુદ્ધ રૂપ થઇ,
સુખ તણા પ્રવાહમાં, સ્હેજે ચાલી આવતા. ॥ ૬૪ ॥

પ્રેમની પરિક્ષા પ્રેમી, જન કરી શકે સદા,
પ્રેમી જન વિના બીજા, પ્રેમ ન કળી શકે;
પ્રેમ તણી ગતી દીસે, લોહચુંબકના જેવી,
પ્રેમીજન જોઇ તેના, ઉરમાં જઇ ટકે;
પ્રેમરસ વિનાના જે, નિરસ મનુષ્ય હશે,
તેહ પ્રેમરસ માટે, મિથ્યા મુખથી બકે;
કહે જયશંગ ઘણા, ઘણા રસ જોયા પણ,
પ્રેમરસ જેવો બીજો, જોટો ન જડી શકે. ॥ ૬૫ ॥

પ્રપંચી મનુષ્ય તણા, પ્રપંચના દાવ બધા,
સાવધ મનુષ્યને તો, સદા લાભકારી છે;
કારણ કે એથી કરી, પ્રપંચનાં પાપ બધાં,
ઉઘાડાં પડ્યાથી અંતે, એને હાણકારી છે;
છતાં એવી ખળબાજી, ખેલનાર ધણી સામે,
સાવધ પણાથી લાગ, જોવો ભયકારી છે;
કહે જયશંગ માટે, જેવો દાવ રમે એહ,
તેવો દાવ તોડવાનો, યત્ન હિતકારી છે. ॥ ૬૬ ॥

ઉદ્ધત મનુષ્ય જેહ, સજજનનું કહ્યું કદી,
માને નહીં તેહ અંતે, ખત્તા ખૂબ ખાય છે;
પ્રથમ તો પોતાના એ, હુંપદને મદે કરી,
મુગ્ધ બની પોતાના વિચારમાં દોરાય છે;
પણ જ્યારે સંકટનું, વાદળ છવાય શિરે,
ત્યારે તેહ અંતરમાં, અતિ અકળાય છે;
કહે જયશંગ એવાં, ઉદ્ધત મનુષ્ય બધાં,
જાણી જોઇ ખરાબીના, ખાડામાં હોમાય છે. ॥ ૬૭॥

પ્રથમ જે દ્રવ્ય થકી, ખાલી હોય તેહ જ્યારે,
દ્રવ્ય પ્રાપ્તી થાય ત્યારે, કંજુસ દેખાય છે;
પણ જેઓ જ્ઞાની છે તે, એવો સમો આવે ત્યારે,
ઉદાર પણાથી ખૂબ, ખેલતા જણાય છે;
કારણ કે દ્રવ્ય તણી, તંગીના વખતમાં જે,
અનુભવ્યાં દુઃખ તે સૌ, ઉરે ઉભરાય છે;
કહે જયશંગ તેથી, દયા તણાં પાત્ર બની,
પરદુઃખ ફેડવામાં, દિલથી દોરાય છે. ॥ ૬૮ ॥

ઓરમાન કુટુંબી સૌ, ગમે તેવાં સારાં હોય,
પણ તેના અંતરનો, ભેદ ટળતો નથી,
પૂર્વજના વંશના પિત્રાઇ ઘણા પ્યારા હોય,
પણ સમો આવ્યે એ સૌ, ભરેલા છે દુઃખથી;
પતીપર પત્નિ પૂરો, પ્યાર રાખી રહે પણ,
સ્વભાવની ભુંડી તો તે, રહે નહીં સુખથી;
કહે જયશંગ માટે, એઓનો ભરૂસો જેહ;
રાખે તેહ મુંઢ હાથે, હણાતા વિઘનથી. ॥ ૬૯ ॥

રૂપ રંગ વાળી રામા, જોઇ લલચાય છે તે,
લાલચના ફંદમાંહે, ફોકટ ફસાય છે;
કારણ કે રૂપરંગ, વાળી રામા ગર્વી બની,
મિથ્યા માન મેળવવા, મન લલચાય છે;
માટે સાસુ સસરો કે. ધણીને ગણે ન કદી,
તેથી કુળ કુટુંબમાં, કલેશ વરતાય છે;

કહે જયશંગ એવી, રૂપ રંગ વાળી પણ,
ગુણહીણી ભામનિથી, ભૂપણ ભંડાય છે. ॥ ૭૦ ॥

વિધિ જ્યારે વાંકો હોય, ત્યારે બધું વાંકુ બને,
વણવાંકે વાંક બધા, આવી ઉભરાય છે;
સ્વપનામાં જોએલું કે, દિઠેલું ન દુઃખ હોય,
એવું દુઃખ શિરપર, આવી ઝપટાય છે;
સગાં કે કુટુંબી દ્રવ્ય, પોતાનાં ન રહે કોઇ,
શત્રુભાવ ધરી સામાં, દુભતાં દેખાય છે;
કહે જયશંગ એમ, વિધિ વાંકો હોય ત્યારે,
સુલટાં સૌ કામ પણ, ઉલટાં જણાય છે. ॥ ૭૧ ॥

પાપ તણી બુદ્ધિ જ્યારે, મનુષ્યમાં પ્રગટે છે,
ત્યારે તેની બાજી બધી, વેગે વંઠી જાય છે;
કુટુંબીને જગતનાં, જન ફિટકાર કરે,
કલંકી એ કાળ સમો, સૌને વરતાય છે;
મિત્ર હોય તેહ પણ, કુમિત્ર થઇને રહે,
માત તાત પત્નિ પ્યારી, દૂર થવા ચ્હાય છે;
કહે જયશંગ એમ, વાંકો સૌ વ્યવહાર થાય,
પછી અંતે પાપી એહ, નરકે નંખાય છે. ॥ ૭૨ ॥

જેણે મોટા મોટા શૂરવીર યોદ્ધા હિંદ તણા,
ખપ્પરમાં ખોળી લેઇ, ત્રાહ્ય પોકરાવી છે;
ક્ષત્રીઓના ચંદ્ર સૂર્ય, અને બીજા વંશ તણા,
રાજનોને રગદોળી, રાઢ બો પડાવી છે;
વળી દેશી પરદેશી, રાજા અને પ્રજા તણાં,
રૂધીરને શોષી શોષી, ક્રૂરતા દર્શાવી છે;
કહે જયશંગ એવી; ક્રૂર કુરૂક્ષેત્ર ભૂમી,
હિંદ તને હમેશાંની, ભક્ષણી ઠરાવી છે. ॥ ૭૩ ॥

દયા સત્ય શાંતિ જેવા, સારા સદ્ગુણવાળી,
મંદ નિતી એકલીથી, સાર કહો શું થશે?
પણ સંત નિતી સાથે, સ્વદેશાભિમાન અને,
સ્વમાન ઉદ્યોગ વાળી, જુસ્સાની નિતી હશે;

એજ મંદ નિતી તેહ, મિશ્રિત પણાથી રહી,
પૂર્ણ પ્રફુલ્લિત પણું, પામી ફળ આપશે;
કહે જયશંગ એવી, સુનિતીના સંયોગથી,
મનુષ્ય આ જગતમાં, જશદાઇ દીપશે. ॥ ૭૪ ॥

ધન્ય ધન્ય પ્રીતી તને, પ્રીતી તું છે ઘણી ઘેલી,
મન માને ત્યાં તું સ્હેજે, આવીને ખડી થતી;
પણ લોભ મદ જેવા, અરિઓને દેખીને તું,
માત તાત બાળ તજી, ડરીને નાશી જતી;
કારણ કે પ્રીતી તુંને, શત્રુવટ એમાં સદા,
સ્વભાવિક વૈર તણી, લાગણી છે ભાસતી;
કહે જયશંગ માટે, શત્રુવટ તણો જયાં જ્યાં,
હોય છે અંકુર ત્યાં તું, પ્રીતી નવ સ્ફુરતી. ॥ ૭૫ ॥

અધર્મી પણાથી કોઇ, આબરૂ લેવાને આવે,
તો તે વીર પુરૂષો ન, શાંતપણે સાંખતા;
નિર્બળ પુરૂષો પણ, એવો અધરમ જોઇ,
બળહીણ છતાં ઉરે, ઇર્ષા બહુ રાખતા;
સાધુ કે ફકિર પણ, શાંત ગુણવાળા છતાં,
એવો અધરમ જોઇ, અભાવો જણાવતા;
કહે જયશંગ પણ, ભડવા જે હોય તેહ,
એવો અધરમ જોઇ, ઉર ન ધરાવતા. ॥ ૭૬ ॥

ભૂખ્યો હોય તેહ કદી, પોતાનું કે પારકાનું,
ભાન નવ રાખે જરા, સ્વારથને કારણે;
શ્વાન પણ ખરેખરૂં, ભૂખ્યું જયારે થાય ત્યારે,
પોતાનાં બચ્ચાંને પણ, ખાતાં દુઃખ ના ગણે;
દુકાળના દુષ્ટ સમે, એક શેર અન્ન માટે,
ગરીબ માબાપ બચ્ચાં, વેચે પર બારણે;
કહે જયશંગ એમ, જેમ જેની ભૂખ હોય,
તેહ ભૂખ ઓલવવા, નિતિ પ્રીતીને હણે. ॥ ૭૭ ॥

દુનિઆંની ઘટમાળા, અનુભવી જન જાણે,
બીજાઓ તો તેને દેખી, હેબકજ પામતા;

જેના શિરપર સદા, છત્રને ચમર ઢળે,
તેહ પણ કાળક્રમે, દુઃખમાં વિરાજતા;
રામ ને રાવણ નળ, નેપોલયન જેવા નર,
સુણ્યા સુખ તજી દુઃખ દશામાં એ જામતા;
કહે જયશંગ માટે, ચઢતી ને પડતી એ,
કાળક્રમે બન્યાં જાય, હિંમત ન હારતા. ॥ ૭૮ ॥

કારણ વિના તો કશું, કાર્ય નથી નીપજતું,
પણ વણ સમજથી, મૂરખ મુંઝાય છે;
અદલ પણાથી હરિ, કરે ઇનસાફ સદા,
ભીંતરનો ભેદ જ્ઞાની, થકી સમજાય છે;
ઉપરથી સાફસુફ, સારી રીતે લાગે પણ,
ભીંતર તો સડો ખુબ, લાગેલો ભળાય છે;
કહે જયશંગ એવી, રીતે મોટાં મોટાં રાજ્ય,
દુનિઆંમાં તૂટી ગયાં, શ્રવણે સુણાય છે. ॥ ૭૯ ॥

બાળપણા માંહે જેણે, ઘણાં ઘણાં દુઃખ વેઠયાં,
તેહ વડી વયે કેમ, ડરે કહો દુઃખથી;
ઉલટો એ દુઃખ દેખી, હૃદયમાં હર્ષ માને,
કંટાળે ન કોઇ કાળે, કદીએ અસુખથી;
પણ પ્રેમ થકી તેને, ભેટવાને પાસે જાય,
હિંમત હારીને રૂવે, રોદડા ન મૂળથી;
કહે જયશંગ અંતે, એવા નર વિજયના,
માલિક બનીને રહે, સંસારમાં સુખથી. ॥ ૮૦ ॥

શૂરવીર સદા શૂરા, શત્રુને રિબાતા દેખી,
હૃદયમાં હસ્યા વિના, પૂરણ પિડાય છે;
પણ હોય કાયર તે, શત્રુને રિબાતા દેખી,
હૃદયમાં હસી હસી, દુઃખ દેવા જાય છે
કારણ કે શૂરા સૌ શૂરાની ગતી અનુભવે,
પણ કાયર તો એથી, ઉલટા જણાય છે;
કહે જયશંગ એવા, શત્રુ શૂરા દાનાઓને,
દેખી મારૂ પ્રેમ થકી, ઉર ઉભરાય છે. ॥ ૮૧ ॥

હિંમતથી અબળાની, જાત પણ જીતી જાય,
હિંમત વિનાના શૂરા, મર્દ હારી જાય છે;
હિંમતથી શાણી સતી, અગ્નિમાં હોમાઇ પડે,
હિંમત વિનાના વીર, દેખી ડર ખાય છે;
હિંમતથી મરજીવા, મોતી લેવા માટે પડે,
હિંમત વિનાના જળે, ડરતા દેખાય છે;
કહે જયશંગ એમ, હિંમતથી કામ સરે,
હિંમત વિનાનાં કામ, વૃથા સહુ થાય છે. ॥ ૮૨ ॥

સ્વાર્થ એક પોતાનો જે, સાધવાને યત્ન કરે,
પણ સ્વદેશીનો સ્વાર્થ, કદી જો ન આદરે;
એથી પે'લાં ફાયદા જણાય જુજ જેવો પણ,
અંતે આપ સ્વાર્થીયા, પણું તો હાની કરે;
કારણ કે એથી ભ્રાતૃ ભાવ તણો નાશ થઇ,
ઐક્યતાનો તાર તૂટી, ક્લેશ આવીને ઠરે;
કહે જયશંગ એથી, અંતે પરવશ બની,—
નિર્ધન થઇને નિંચ વૃત્તીમાં ઝુરી મરે. ॥ ૮૩ ॥

હોય લાભા ઉજમ તો, કામ કરી શકે સર્વ,
નફો ટોટો એ તો અંતે, નશીબે ખવાય છે;
પ્રથમ મૂરત માંહી, નફા તણી લાલચથી,
કામ તણી કેડે કેડે, હોંશથી જવાય છે;
લાલચ વિનાનો કોઇ, કરી શકે નહીં કાંઇ,
લાલચને લીધે બધો, સમો સચવાય છે;
કહે જયશંગ એમ, જગતમાં જોઇ જુઓ,
લાભા ઉજમનાં ગીત, સઘળે ગવાય છે. ॥ ૮૪ ॥

અફીણ તંબાકુ અને, ગાંજાએ તો ઘર ઘાલ્યાં,
હિંદ તણું નૂર શૂર, લીધું સરવે હરી;
આવી પરદેશ થકી, પ્રવેશ કરીને અહીં,
બ્રાહ્મણ ક્ષત્રી ને વૈશ્ય, શૂદ્રની યારી કરી;
ઘણી ઘણી રીતે લાડ, લડાવીને રાખ્યાં ઘેર,
ગુલામગીરીથી હિંદે, દાસ પણું આચરી;

કહે જયશંગ એવી, વિનાશ રૂપી એ જાળ,
વ્યશન રૂપી એ હેતે, હિંદે આવી પાથરી. ॥૮૫॥

સુખના સમય માંહે, સુનીતિના નિયમને,
આધીન થઇને સદા, સંસારમાં ચાલવું;
વળી દુઃખતણા દિન, હોય ઘણા દોહેલા તો,
આકીનપણાથી ચાલી, ધૈર્યને તાબે થવું;
એવે સમે દૈવતણો, દોષ કાઢવો ન કાંઇ,
દોષ નિજ કરમનો, ગણીને સૌ શોષવું;
કહે જયશંગ એવો, રૂડી મતી રાખી સદા,
સંસારમાં ચાલવાથી, સુખે સ્વર્ગમાં જવું. ॥ ૮૬ ॥

અફિણ તંબાકુ પીને, જનાનાને વશ થઇ,
રજપૂતો આજ બધા, બાવલા બન્યા સહી;
છતાં કોક દિન એઓ, આળસનો ત્યાગ થએ,
પૂર્વજોના જેવા થશે, શૂરવીર સૌ અહીં;
પણ અન્યજાતિ જેણે, રણનું ન મૂખ દીઠું,
તેઓ કેમ કરી ઝુઝે, જઇ રણની મહીં;
કહે જયશંગ જુઓ, મણિ મેલો થાય પણ,
ઓપાય છે ત્યારે તેના, તેજમાં મણા નહીં. ॥૮૭॥

કર્મ તણા યોગે કોઇ, સુખપાલે બેશી ફરે,
તેને જોઇ રંક તેવું, કાંધે ક્યાં પોષાય છે;
ધનપતિ ધનવડે, દાનધર્મ કરે ખૂબ,
તેને જોઇ નિર્ધન કરે તો ઉડી જાય છે;
જ્ઞાની જ્ઞાનબળે કરી, આદરે મહત કામ,
તેનું જોઇ અજ્ઞાની કરે તો ખત્તા ખાય છે;
કહે જયશંગ એમ, કર્મ ધર્મ જ્ઞાન તણા,
વાડ વિના શક્તિ સમ, ચાલે સુખ થાય છે. ॥ ૮૮ ॥

ધનની લાલચ થકી, કૂળને કુટુંબ માંહી,
ઘણીવાર કલેશ થઇ, હાણતો જણાય છે;
જુવતીને માટે પણ, ઘણા રાવ રાણા લડી,
રાજપાટ તજી અન્યો અન્ય એ હણાય છે;

જમીનને માટે મૂઆ, કોરવપાંડવ લડી,
તેથી આજ તેઓ કૂળઘાતિક ગણાય છે;
કહે જયશંગ એમ, જર જોરૂ જમીનમાં,
ક્લેશ તણાં બીજ સદા, રહેલાં ભણાય છે. ॥ ૮૯ ॥

ધાર્મીક, ઔદ્યોગિકને, સામાજીક ઉન્નતીની,
સાથે સ્વદેશાભિમાન, હોય રૂડી રીતથી:
તો તો દેશોન્નતી તણી, ઇચ્છા પાર પડી શકે;
અન્ય સાધનોથી પાર, પડે ન ખચીતથી;
કારણ કે એના વિના, જાગ્રત થઇને પ્રજા,
ઐકયતાની સાંકળમાં, જોડાતી ન હિતથી;
કહે જયશંગ એમ, ઐક્યપણું થાય ત્યારે,
હિંમતથી દેશોન્નતી, ચાહે છે સૌ ચિત્તથી. ॥ ૯૦ ॥

જ્ઞાનીઓ જે કામ પોતે, કરવાનું ધારે છે તે,
કામ કર્યા પ્હેલાં તેનો, વિચાર પૂરો કરે;
વિચાર કર્યાથી જયારે, નિશ્ચયતા થાય ત્યારે,
કામનો આરંભ કરે, પછી દિલે ના ડરે;
ગમે તેવું સંકટ આવીને પછી શિર પડે,
તેની સાથે લોક અપવાદ ના ઉરે ધરે;
કહે જયશંગ એવા, વીરનર ધારે તો તો,
દેશોદય કરી દુઃખ, દેશીનાં બધાં હરે. ॥ ૯૧ ॥

વેદશાસ્ત્ર પૂરાણનો, પૂરણ અભ્યાસ કરે,
પણ મોહ ટળ્યા વિના, પઢ્યા એ શા કામનું ?
પ્રધાન પ્રવીણપણે, રાજ્યતણાં કામ કરે,
પણ રાજ્યભક્ત રહ્યા, વિના એ નકામનું;
યત્ન કરી અતીશય, દ્રવ્ય પેદા કરે પણ,
નિતિ રાખ્યા વિનાનું એ, દ્રવ્ય સૌ હરામનું;
કહે જયશંગ જેમ, પારસના સ્પર્શ વિના,
પારસું ન થાય લોઢું, રહે લોઢું નામનું. ॥ ૯૨ ॥

ગમે તેવો વિદ્વાન કે, ધનવાન હોય પણ,
ક્ષમા વિના સજજનમાં, એહ નવ શોભતો;

કારણ કે ક્ષમા વિના, અન્યાયને મૂર્ખતાનાં,
કારણ કરવાને માટે, મનથકી લોભતો;
દુનિઆં આ દુર્ગુણથી, અધિક ભરેલી દીસે,
તેમાં ક્ષમા વિના પગ, કોઇનો ન થોભતો;
કહે જયશંગ એમ, ક્ષમા એ મનુષ્યતણું,
ભૂષણ ગણાય સદા, એથી એહ ઓપતો. ॥ ૯૩ ॥

મનુષ્યમાં જ્યાં સુધી, ઉદ્યોગ તણો સદ્ગુણ,
હોય છે ત્યાં સુધી તેને, સહાય દૈવની મળે;
વળી તેની સાથે પૂર્ણ, પ્રમાણિકપણું હોય,
તો તો તેનો દિન સદા, પાંશરી રીતે વળે;
તેમ છતાં કદાચિત, વાંકા દિન રહે પણ,
કીર્તિરૂપી ચિરકાળી, દ્રવ્ય તેને ફળે છે;
કહે જયશંગ એમ, પ્રમાણિક ઉદ્યોગથી,
સુધરી ભવિષ્ય ભલી, કીર્ત્તી ઝળહળે છે. ॥ ૯૪ ॥

નશીબમાં હશે એહ, એની મેળે આવી મળે,
એવું ધારી ઉદ્યમને, કદી તજવો નહીં;
ઉદ્યમના યોગે કરી, નશીબ ફળે છે સદા,
ઉદ્યમ વિના તો એહ, ફળે ન કદી અહીં;
તેમ છતાં ઉદ્યમ અફળ કદી જાય પણ,
તેવે સમે ફરી કર્યે, અર્થ સરશે સહી;
કહે જયશંગ દૈવ, કસોટીને માટે ફળ,
આપતાં વિલંબ કરે, હિત હૃદયે ગ્રહી. ॥ ૯૫ ॥

સંસારમાં દુષ્ટ દારા, મળ્યાથી કંટાળી કૈક,
વ્યવહારથી અળગા થવાનું ઉરધારે છે;
એથી એ કાયરપણું, ઉઘાડું બતાવી પોતે,
હિચકારા બની સદા, હિંમતથી હારે છે;
પણ મર્દ હોય તે તો, તેથી ડરે નહીં કદી,
ઉલટા એ ફાવે દાવે, દારાને સુધારે છે;
કહે જયશંગ એવા, મર્દ વિના બાયલા સૌ,
સ્વર્ગ તુલ્ય સંસારને, ધિક્કારી વિસારે છે. ॥ ૯૬ ॥

અગ્નિ તણું જોર ગમે તેવું જામી ગયું હોય,
પણ તેહ પાણી વડે, સદા શાંતી થાય છે;
રવિ તણાં તીક્ષણ કીરણે તાપ તપ્યો હોય,
તેહ પણ છત્ર વડે, હમેશ હણાય છે;
વપુમાં વિશેષ રોગ, વ્યાપી ગયો હોય પણ,
ઓષધના ઉપચારે, રોગ મટી જાય છે;
કહે જયશંગ એમ, સર્વનો ઉપાય પણ,
મન ડાહ્યા મૂર્ખ મનાવ્યાનો ક્યાં ? ઉપાય છે. ॥૯૭॥

દુર્જનને પરદારા, દેખી દૂર જતા રે'વુ,
પાસે આવે તોય તેને માન નવ આપવું;
વળી પરધન અને, કેફી ચીજ જોઇ કરી,
ઉરમાંહે પ્રેમ આણી, નવ લલચાવવું;
જળનો પ્રવાહ અને, અગ્નિ તણી આંચ જોઇ,
ઉદ્ધતથી માંહે પડી, માપ નવ માપવું;
કહે જયશંગ એ સૌ, અનાદરવાળાં સદા,
તેનું ચિત્ર ભૂલેચૂકે, ચિત્તમાં ન છાપવું. ॥ ૯૮ ॥

વિદ્યા રૂપી ધન રાજા, ચોરથી હરાતું નથી,
ઉલટું અચળ પણે દૃઢ એ દેખાય છે;
વળી ભાઇ ભાંડુ એથી, વેંચાય ન એહ કદી,
પણ અવિભક્ત પણે, સદા સચવાય છે;
વળી એહ અવરને, જેમ જેમ આપે તેમ,
ઘટે નહીં પણ ઉલટું એ વધ્યું જાય છે;
કહે જયશંગ એમ, વિદ્યા રૂપી ધન સદા,
સર્વ ધન થકી શ્રેષ્ટ, પદમાં ગણાય છે. ॥ ૯૯ ॥

આકાશે વાદળ જોઇ, લોક કહે વૃષ્ટી થશે,
નિર્મળ ન્યાળીને કહે, એ તો અનાવૃષ્ટી છે;
ને સુખના દિવસ દેખી, કહે ગ્રહ સારા છે,
દુઃખના દેખીને કહે, શની તણી દ્રષ્ટી છે;
રાજમાં સુલેહ સુણી, કહે રાજ સુખી સદા,
હાલક ફુલક સુણી, કહે ધણી કષ્ટી છે;

કહે જયશંગ એમ, જેવા રંગ જુવે તેવા,
વલણમાં વળનારી, સકળ આ સૃષ્ટી છે. ॥૧૦૦॥

કેક મોટા અધિકારી, અધિકાર મેળવીને,
વીર હાક વગાડવા, ઇચ્છા ઉર ધરે છે;
કેક ક્રૂર ક્રરપણે, રંકને રીબાવી ખૂબ,
દ્રવ્ય મેળવવા માટે, કૂડાં કર્મ કરે છે;
કેક જ્ઞાની સત્યને સુનીતિને ગ્રહણ કરી,
પ્રભુ પ્રેમ મેળવવા, પરદુઃખ હરે છે;
કહે જયશંગ એમ, જેની જેવી બુદ્ધી તેવી,
કામ કરવાની તેની, પ્રરણા તો ઠરે છે. ॥ ૧૦૧ ॥

દાનત પોતાની જેવી, ઘણે ભાગે હશે તેવી,
રીતે તેનું ફળ સદા, અંતે આવી જામશે;
કેક દુષ્ટ કણિઆઓ, કાળ ઇચ્છી કમાવાની,
કૂડી બુદ્ધી કર્યે અંતે, એજ ખોટ પામશે,
વળી શુદ્ધ બુદ્ધીવાળા, સૌનું સારૂં ઇચ્છનારા,
અંતે સારૂં ફળ પામી, સુખમાં વિરામશે;
કહે જયશંગ એમ શુદ્ધ કે અશુદ્ધ જેવું,
મન હશે તેવું તેનું, ફળ અંતે આવશે. ॥ ૧૦૨ ॥

દુનિઆંનો રંગ એક ધારો કદી રહે નહીં,
કાળક્રમે હમેશ એ, ફરતો દેખાય છે;
રોમ, ગ્રીસ, હિંદ તણી, પ્રાચિન જાહોજલાલી,
આજ જોવા જતાં કહો, કિંચિત પેખાય છે;
પ્રથમની જંગલી પ્રજા જે કાંઇ જાણે નહીં,
એહ આજ સર્વોપરી, સૃષ્ટીમાં લેખાય છે;
કહે જયશંગ એમ તવારીખ તપાસતાં,
કાળક્રમે ફેરફારી, સર્વની લખાય છે. ॥ ૧૦૩ ॥

ઉરમાં આનંદ તણો, ઊભરો આવે છે ત્યારે,
મનુષ્યને સ્વર્ગ તુલ્ય, સૃષ્ટી સમજાય છે;
પણ દિન તણાં દુઃખ, દ્રષ્ટીએ દેખાય નહીં,
આનંદના આવેશમાં, અંધ થઇ જાય છે;

એવે સમે સંસાર નાટક ઘણું સારૂં લાગે,
આનંદનું ફારસ તો, ઠીક ભજવાય છે;
કહે જયશંગ પણ, આનંદનો ઓટ થઇ,
આવે દુઃખ ભરતી તો, મનમાં મુંઝાય છે. ॥ ૧૦૪ ॥

ફાવે તેવી લાંબી ફાળો. ભરીને ઉદ્યમ કરો,
પણ તેમાં નફો લેવો, એ તો હરી હાથ છે;
કારણ કે બુદ્ધી બળે, સમયને અનુસરી,
ચાલવાથી ઉદ્યમમાં, સરવાનો સ્વાર્થ છે;
પણ એવા દીર્ઘદ્રષ્ટીવાળા ઉદ્યમી ન કોઇ,
તેથી કરી ઉદ્યમ એ. આભ સાથે બાથ છે;
કહે જયશંગ માટે, એવા જે ઉદ્યમ કરો,
તેમાં નફો હાણી એ બે. સમાએલાં સાથ છે. ॥૧૦૫॥

સૂર્ય તણા સ્વરૂપને, નિરખવા માટે ઘણા,
મથે પણ તેજ બળે, સ્વરૂપ કળાય ના;
સમુદ્રના તળ તણો પાર, પામવાને માટે,
તારા તાગ લેવા જાય, પણ તે લેવાય ના;
આકાશમાં અદ્ધર જે, તારાઓના ગણ દીસે,
ખગોળવેત્તાથી તેની, સંખ્યા તો કથાય ના;
કહે જયશંગ એમ, મોટાઓનાં પેટ પણ,
પામવાનો યત્ન કર્યે, કદીએ પમાય ના. ॥ ૧૦૬ ॥

અબળાએ અનેક રપ ડગ પુરૂષોને પણ,
કાર્યથી ચળીત કરી, ચિત્ત ભ્રમ કર્યા છે;
રાવણને કેચાકચ, વાઘેલા કરણ જેવા,
નારી બળે નષ્ટ થઇ, પ્રાણ પોતે હર્યા છે;
એવા એવા અનેક પુરૂષ અબળાની જાળે,
સપડાઈ જીંદગીથી ભ્રષ્ટ થઇ ફર્યા છે;
કહે જયશંગ એને, અબળા કે સબળાઓ,
મરદ તો એની આગે, બઈ હિજ઼ ઠર્યા છે. ॥ ૧૦૭ ॥

શાસ્ત્ર તણા આધારથી, સમયને અનુસરી,
શીખ હોય તો તે શીખ, સમજો સોના સમી;

વળી અનુંભવી તણો, અનુભવી બોધ પણ,
અમુલ્ય ગણાય જેની, કિંમત નહીં કમી;
એવા રૂડા અનુંભવી, પંડિત સુકવિતણા,
વચનનો સમુહ હૃદયમાં રહ્યો રમી;
કહે જયશંગ એવી, મનહર માળારૂપી,
સુબોધની પ્રસાદી મેં, પીરશી તે લ્યો જમી. ॥૧૦૮॥

માળા ૭ મી સંપુર્ણ.





# માળા ૮ મી.

---

છપ્પા.

ધન્ય એહ ધનવંત, પ્રમાણિક રીતે રળતો,
ધન્ય એહ ધનવંત, કોઇને કદી ન છળતો;
ધન્ય એહ ધનવંત, શાખ રાખે બહુ સારી,
ધન્ય એહ ધનવંત, કદી વટ જાય ન હારી;
વળિ ધન એહ ધનવંતને, પરમારથ કારજ કરી,
કવિ જયશંગ કે ધન વાપરે, અંતર ઉમળકો ધરી.॥ ॥ ૧ ॥

ધરણીપર ધનવંત, આભના ટેકા જાણો,
ધરણીપર ધનવંત, રંકના પિતા પ્રમાણો;
ધરણીપર ધનવંત, લક્ષ્મીના લાડકવાયા,
ધરણીપર ધનવંત, સુખનાં મૂળ ગણાયા;
વળિ ધરણીપર ધનવંત તો, ઉદ્યમ ઉત્તેજક સદા,
કવિ જયશંગ કે ધનવંતથી, ટળતી બહુ બહુ આપદા. ॥ ૨ ॥

હોય ધની દાતાર, દામ બહુ ધર્મે દીજે,
હોય ધની દાતાર, કૃપણનું નામ ન લીજે;
હોય ધની દાતાર, દીનને પ્રીતે પાળે,
હોય ધની દાતાર, જીંદગી જશથી ગાળે;
વળિ હોય ધની દાતાર તો, દુનિઆંનાં બહુ દુઃખ ટળે,
કવિ જયશંગ કે દાતાર નર, પાકે છે કોઇક પળે. ॥ ૩ ॥

ધનમદથી ધનવંત, ઘણા વંઠી વહી જાયે,
ધનમદથી ધનવંત, અધર્મી અતિશય થાયે;
ધનમદથી ધનવંત, પરસ્ત્રી લંપટ બનતા,
ધનમદથી ધનવંત, ધરે નહિં કદી નમનતા;
વળિ ધનમદથી ધનવંત તો, કર્મ કુડાં બહુ આચરે,
કવિ જયશંગ કે અજ્ઞાની જન, ધનમદથી છાકી ફરે. ॥ ૪ ॥

હરે વૃદ્ધ પણ રૂપ, હરે છે આશા ધીરજ,
હરે કામ કહુ લાજ, બનાવી જનને નિર્લજ;
હરે મૃત્યુ એમ પ્રાણ, હરે છે ક્રોધજ શોભા,
હરે અદેખાઇ ધર્મ, પાપની નડતાં ઓભા;
વળિ હરે નીંચ સેવા સદા, શીળ ગુણ પરવશ દેહથી,
કવિ જયશંગ કે અભિમાન તો, હરે સર્વને સ્નેહથી. ॥ ૫ ॥

દંડ તણા ભયવીણ, સબળ દુર્બળને દમશે,
દંડ તણા ભયવીણ, નાસ્તિકો કદી ન નમશે;
દંડ તણા ભયવીણ, રૈયત નવ ચાલે રૂડી,
દંડ તણા ભયવીણ, ધર્મ પણ જાયે બુડી;
વળિ દંડ તણા ભયવીણ તો, પત્નિ પતિવશ નવ રહે,
કવિ જયશંગ કે સાચુ કહું, સજજન સૌ સંકટ સહે. ॥ ૬ ॥

દંડ તણા ભયવીણ, અમલદારો અતિ દંડે,
દંડ તણા ભયવીણ, લાંચ લેવી નવ છંડે;
દંડ તણા ભયવીણ, દૈવને કોઇ ન જાણે.
દંડ તણા ભયવીણ, દયા દિલમાં નવ આણે;
વળિ દંડ તણા ભયવીણ તો, પશુ પક્ષી વશ નવ રહે,
કવિ જયશંગ કે સાચું કહુ, દંડ અધિકો ગુણ લહે. ॥ ૭ ॥

દંડતણા ભયવીણ, દ્રવ્યની વૃદ્ધી ન થાયે,
દંડતણા ભયવીણ, લક્ષ્મિ સૌ લુંટાઇ જાયે;
દંડતણા ભયવીણ, શાંતિનું સુખ નવ મળતું,
દંડતણા ભયવીણ, જુલમનું જોર ન ટળતું;

વળિ ડંડતણા ભયવીણતો, દુર્જન દુર્મતિ નવ તજે,
કવિ જયશંગ કે સાચું કહું, ધાડ પડે ધોળે ધજે. ॥ ૮ ॥

દંડતણા ભયવીણ, દુનિઆં થાય દિવાની,
દંડતણા ભયવીણ, દુષ્ટની ડર ન જવાની;
દંડતણા ભયવીણ, પુત્ર પિતાને પજવે,
દંડતણા ભયવીણ, કપુત સૌ કુળને લજવે;
વળિ ડંડતણા ભયવીણનો, ભક્તિભાવ પણ રહે નહિ,
કવિ જયસંગ કે સાચું કહું, સર્વ ગુણ દંડે સહી. ॥ ૯ ॥

દંડે દુર્યોધન, ભીમને હાથ હણાયો,
દંડે રાવણરાય, રામને શસ્ત્ર છણાયો;
દંડે દૈત્યો સર્વ, દેવને વશ થઈ બેઠા,
દંડે બળિરાજન, પતાળે જઇને પેઠા;
વળિ જરાસંધના દંડથી, કૃષ્ણ દ્વારકાં જઇ વસ્યા,
કવિ જયશંગ કે સાચું કહું, નિજ સ્થાનક મુકી ખસ્યા.॥૧૦॥

દેખત નહિં એ અંધ, આંખથી જે હોય અંધો;
દેખત નહિં એ અંધ, કામિજન કામ વળુંધ્યો;
દેખત નહિં એ અંધ, મદોન્મત્ત થઇને મ્હાલે,
દેખત નહિં એ અંધ, સ્વાર્થની રાહે ચાલે;
વળિ દેખત નહિં એ અંધ તો, અનુભવ વિણ અમલે ચઢે,
કવિ જયશંગ કે સાચું કહું, દેખત નહિં જયાં દિલ લઢે ॥ ૧૧ ॥

દેખત નહિં એ અંધ, પ્રેમવશ પૂર્ણ થએલો,
દેખત નહિં એ અંધ, દ્રવ્યથી છકી ગએલો;
દેખત નહિં એ અંધ, માનમાં મસ્ત બનેલો;
દેખત નહિં એ અંધ, વિષયની વાટ ચઢેલો;
વળિ દેખત નહિં એ અંધ તો, લાજ શરમ જેણે તજી,
કવિ જયશંગ કે શું કહુ કથી, એવા અંધ ઘણા હજી. ॥ ૧૨ ॥

ગણો એહ વ્યભિચાર, ભેટ પરસ્ત્રિને દેવી,
ગણો એહ વ્યભિચાર, હશીને તાળી લેવી;
ગણો એહ વ્યભિચાર, પરસ્ત્રી ભૂષણ અડવું,

ગણો એહ વ્યભિચાર, પરસ્ત્રી પાટે ચઢવું,
વળિ ગણો એહ વ્યભિચાર તો, નહિં અડવાના અંગને,
કવિ જયશંગ કે જે નર કરે, સ્પર્શ કરી વ્રતભંગને. ॥ ૧૩ ॥

વડો એહ વ્યભિચાર, પરસ્ત્રી ઈચ્છે મનમાં,
વડો એહ વ્યભિચાર, તાલાવેલી રે' તનમાં;
વડો એહ વ્યભિચાર, પરસ્ત્રી મનમાં માણે,
વડો એહ વ્યભિચાર, પરસ્ત્રી પ્રીત વખાણે;
વળિ વડો એહ વ્યભિચાર તો, પરસ્ત્રી કુદ્રષ્ટે જુએ,
કવિ જયશંગ કે વ્યભિચાર એ, પરસ્ત્રીને ઝંખી સુએ. ॥ ૧૪ ॥

હિત તણો ઉપદેશ, સુણી તે સમ નવ ચાલે,
તે જન થાય ખુવાર, શાંતિથી સુખ નવ મ્હાલે;
વિદુર તણાં હિત વચન, ધર્યાં ધતરાષ્ટે ન કાને,
કુળનો કરી સંહાર, મુઆ ફટફટ અપમાને;
વળિ રાણી મંદોદરી તણી, શિખ નવ માની રાવણે,
કવિ જયશંગ કે લંકાંપતિ, રોળાંણો એ કારણે. ॥ ૧૫ ॥

થાય પૃથ્વીપર પાપ, દેશ દુષ્કાળે ધ્રૂજે,
થાય પૃથ્વીપર પાપ, મનુષ્ય મરકીથી મુંઝે,
થાય પૃથ્વીપર પાપ, રાજમાં ગરબડ ઊઠે,
થાય પૃથ્વીપર પાપ, દેવ સઘળેથી રૂઠે;
વળિ થાય પૃથ્વીપર પાપ તો, ખલક બધી ખળભળી રહે,
કવિ જયશંગ કે શું કહું કથી, દુનિઆં બહુ બહુ દુઃખ સહે ॥ ૧૬ ॥

હોય ઈશ અનુકૂળ, સફળ સૌ સાધન થાએ,
હોય ઈશ અનુકૂળ, વેરી પણ વશ થઈ જાયે;
હોય ઈશ અનુકૂળ, વણજ વાંકો નવ થાએ,
હોય ઈશ અનુકૂળ, ગુણ સૌ રૂડા ગાએ;
વળિ હોય ઈશ અનુકૂળ તો, દુઃખ દળદર કદિ રહે નહિં,
કવિ જયશંગ કે સાચું કહું, ભોગવશે સુખ એ સહી. ॥ ૧૭ ॥

હિંમતથી મરદાઈ, કરે તો શત્રુ નાશે
હિંમતથી મરદાઈ, કરે તો શુરવીર ત્રાસે;

હિંમતથી મરદાઇ, કરે તો પણ સચવાશે,
હિંમતથી મરદાઇ, કરે તો ગુંણ ગવાશે;
વળિ હિંમતથી મરદાઇ જો, કરશે તે દુઃખ દુર થશે.
કવિ જયશંગ કે સાચું કહું, હિંમતથી જન જીતશે. ॥ ૧૮ ॥

હિંમત હૈયે હોય, રંગ પણ રણમાં રે'શે,
હિંમત હૈયે હોય, માગ માહિપતિ પણ દેશે;
હિંમત હૈયે હોય, અધર્મી નર નહિં નડશે,
હિંમત હૈયે હોય, સહાયક સરવે જડશે;
વળિ હિંમત હૈયે હોય તો માન પાન સઘળે મળે,
કવિ જયશંગ કે સાચું કહું, જીતે હોડ હિંમત બળે. ॥ ૧૯ ॥

હિંમતથી હરરોજ, ઊરમાં ઉલટ આવે,
હિંમતથી હરરોજ, કાર્ય અઘરાં અજમાવે,
હિંમતથી હરરોજ, નસિબનું નૂર જણાયે,
હિંમતથી હરરોજ, વડિલ થઇને વખણાએ;
વળિ હિંમતથી હરરોજ તો, પરજન પર છાયા પડે,
કવિ જયશંગ કે સાચું કહું, બળ ફળશે હિંમત વડે. ॥ ૨૦ ॥

હોય હિંમત હથિયાર, શસ્ત્ર તેને શું કરવું,
હોય હિંમત હથિયાર, પછી તેને શું ડરવું;
હોય હિંમત હથિયાર, તેહ મન ધાર્યું કરતો,
હોય હિંમત હથિયાર, રંક થઇ નવ ઉચરતો;
વળિ હોવ હિંમત હથિઆર તો, દાદ સુણે સૌ દિનની,
કવિ જયશંગ કે દુઃખ ફેડવા, મે'નત લે તન મંનની ॥ ૨૧ ॥

પુરૂષારથ કરનાર, જગતમાં ઝાઝા ઝળકયા,
પુરૂષારથ કરનાર, શિવાજી સમરથ ચળકયા;
પુરૂષારથ કરનાર, પાંડવો પૂરણ દીપ્યા,
પુરૂષારથ કરનાર, સિકંદરથી સૌ કંપ્યા;
વળિ પુરૂષારથ કરનાર નર, ઢાંકયા જગમાં નવ રહે.
કવિ જયશંગ કે વિર મર્દ એ, પાછી પાની નવ લહે. ॥ ૨૨ ॥

પુરૂષારથથી પ્રૌઢ, કાર્ય સૌ સ્હેજે કરતા,
રામે જીતી લંક, કર્યા દૈત્યો રડવડતા;

નર વિર નેપોલ્યન, યૂરોપે ઝાઝો ધુમ્યો,
સૌ મહિપતિનાં માન, મુંકાવી રણમાં ફૂમ્યો,
વળિ શીવાજીએ શૌર્યથી, મુગલાઇને મૂળથી,
કવિ જયશંગ કે ઉખેડવા, પ્રયત્ન કીધો પ્હેલથી. ॥ ૨૩ ॥

ગ્રહસ્થનો એ ધર્મ, આદર અતિથીને આપે,
ગ્રહસ્થનો એ ધર્મ, કષ્ટ સૌ દીનનાં કાપે;
ગ્રહસ્થનો એ ધર્મ, કુટુંબને પોષે પ્રીતે,
ગ્રહસ્થનો એ ધર્મ, નિતિથી નિશદિન વર્તે;
વળિ ગ્રહસ્થનો એ ધર્મ છે, વ્યવ્હારમાં વર્તીને સદા,
કવિ જયશંગ કે કદી કોઇને, આપે નહિં એ આપદા. ॥ ૨૪ ॥

પ્રેમ તણે વશ થઇ, વડા વિદ્વાનો વંઠયા,
પ્રેમ તણે વશ થઇ, જોગી જંગમ બહુ લપટયા;
પ્રેમ તણે વશ થઇ, થયાં કુળ કઇ ધુળધાણી,
પ્રેમ તણે વશ થઇ, કરી વેશ્યા પટરાણી;
વળિ પ્રેમ તણે વશ થઇ સદા, સમજુ અનિતી આચરે,
કવિ જયશંગ કે સાચું કહું, પ્રેમ વશ સૌને કરે. ॥ ૨૫ ॥

પ્રેમ તણે વશ થઇ, પતિ પત્ની પર રીઝે,
પ્રેમ તણે વશ થઇ, સતી પતિને દિલ દીજે;
પ્રેમ તણે વશ થઇ, રાય રૈયતને પાળે,
પ્રેમ તણે વશ થઇ, રૈયત રાજાને ભાળે;
વળિ પ્રેમ તણે વશ થઇ ઘણા, ભગવતની ભકતી કરે,
કવિ જયશંગ કે સાચું કહું, પ્રેમ સર્વનાં મન હરે. ॥ ૨૬ ॥

શુદ્ધ પ્રેમ વશ થઇ, જાનકી જઇ વન વર્તાયાં,
પંચાળી પતિ સંગ, તજીને કદી ન ખસીયાં;
દમયંતી સહી દુઃખ, રહી પરઘર થઇ દાસી,
પતિએ તજીને પ્રેમ, તજી પણ થઇ ન ઉદાશી;
વળિ શુદ્ધ પ્રેમને વશ થઇ, શુદ્ધ સતી તારામતી,
કવિ જયશંગ કે પતિ હાથથી, વેચાણી પરઘર સતી. ॥ ૨૭ ॥

પ્રેમ તને બલિહાર, જાઉ છું હું તો આજે,
સર્વ મનુષ્યને ઉર, મૂરતી તુંજ બિરાજે;

તારાં નચવ્યાં સર્વ, નાચતાં નયણે નિરખ્યાં,
તુજને દેખી સર્વ, ઉરમાં અતિશય હરખ્યાં;
વળિ તુજ વશ થઇ સૌ મનુષ્ય તો, જીવ પણ જોખમમાં ધરે,
કવિ જયશંગ કે ઓ પ્રેમ તું, કરશે તે કોઇ નહિં કરે. ॥ ૨૮ ॥

જુલમ કરી જન જેહ, દામ દંડીને લેતા,
ડર નવ રાખે દીલ, દીનને દુઃખ બહુ દેતા;
વણ હકનું એ ધન, ભાગ્યમાં નહિં ભોગવશે,
લેઈ રંકના શ્રાપ, અંતમાં નર્કે પડશે;
વળી જીંદગી જુઠી વહી જશે, ધર્યું રહે ધન સૌ અહીં,
કવિ જયશંગ કે પણ પાપ તો, જીવને વળગ્યું જાય સહી. ॥ ૨૯ ॥

કીયો જુલમી જંન, જગતમાં જશને પામ્યો,
કીયો જુલમી જંન, ઠરીને ઠામ વિરામ્યો;
કીયો જુલમી જંન, શાંતિથી સુખ ભોગવતો,
કીયો જુલમી જંન, દુઃખિઓ થઇ નવ ડગતો;
વળિ કીયો જુલમી જંન તો, અંતસમે અટવાય નહિં.
કવિ જયશંગ કે જુલમી જનો, સુખિયાછે નહિં અહિંતહીં ॥૩૦॥

જુલમી દુર્યોધન, પાંડવો હાથ હણાયો,
ગીજનવી મહંમદ, જુલમથી દુષ્ટ ગણાયો;
ખૂની અલાઉદ્દીન, મંત્રીને હાથ મરાયો,
મંત્રી મલેક એમ, દગાથી તર્ત કપાયો;
વળિ ઔરંગશા, જીવતાં લગી સુખ નવ પામ્યો જુલમથી,
કવિ જયશંગ કે અળગા રહો, જરૂર એવા અધમથી. ॥ ૩૧ ॥

એથી શું છે અધિક? મળે જો રૂડી નારી,
એથી શું છે અધિક? મળે જો ધન સંસ્કારી;
એથી શું છે અધિક? વિવેકી ગુણિયલ પુત્રો,
એથી શું છે અધિક? રૂડાં ચાલે ઘરસુત્રો;
વળિ એથી શું છે અધિક અહિં, શરીર નિરોગી રહે,
કવિ જયશંગ કે એથી કરી, સ્વર્ગસમાં સુખ અહિં લહે.॥૩૨॥

ધન્ય ગ્રહસ્થાશ્રમ, હોય જો મધુરી નારી,
ધન્ય ગ્રહસ્થાશ્રમ, હોય જો સંપત્તી સારી;

ધન્ય ગ્રહસ્થાશ્રમ, હોય પુત્રો ગુણવંતા,
ધન્ય ગ્રહસ્થાશ્રમ, મળે સજજનની મિત્રતા;
વળિ ધન્ય ગ્રહસ્થાશ્રમ એ, કથન થાય નિત્ય હરિ તણું,
કવિ જયશંગ કે એથી અધિક, ઉત્તમ બીજું નવ ગણું. ॥૩૩॥

સદ્‌ગુણવંતી નાર, સદા પતિને સુખ આપે,
સદ્‌ગુણવંતી નાર, કૂળને ઉત્તમ થાપે;
સદ્‌ગુણવંતી નાર, સંતતીને સુભ બોધે,
સદ્‌ગુણવંતી નાર, સાર સોમાંથી શોધે;
વળિ સદ્‌ગુણવંતી નાર તો, દીપાવે ઘર સર્વદા,
કવિ જયશંગ કે સુખમુર્તી એ, સદ્‌ગુણવંતી છે સદા. ॥ ૩૪ ॥

સદ્‌ગુણવંતી નાર, પ્રિતે પતિ ભક્તિ કરતી,
સદ્‌ગુણવંતી નાર, મુખે મૃદુ વેણ ઊચરતી;
સદ્‌ગુણવંતી નાર, સદા સુભ રીતે ચાલે,
સદ્‌ગુણવંતી નાર, કદી પણ હઠ નવ ઝાલે;
વળિ સદ્‌ગુણવંતી નાર તો, કરી કજીયો નવ કોપતી,
કવિ જયશંગ કે ગુણવંતી એ, લાજ કદી નવ લોપતી. ॥૩૫॥

સદ્‌ગુણવંતી નાર, પતિનું માન વધારે,
સદ્‌ગુણવંતી નાર, વિવેકી વેણ ઉચારે;
સદ્‌ગુણવંતી નાર, ગ્રહસ્થાશ્રમ સાચવતી,
સદ્‌ગુણવંતી નાર, આદર અતિથિનાં કરતી;
વળિ સદ્‌ગુણવંતી નાર તો, સગાં સબંધી સર્વને,
કવિ જયશંગ કે સત્કાર દે, તજીદઇ મનના ગર્વને. ॥ ૩૬ ॥

સદ્‌ગુણવંતી નાર, મણીથી મોંઘી ગણવી,
સદ્‌ગુણવંતી નાર, ભલી દેવી સમ ભણવી;
સદ્‌ગુણવંતી નાર, સદા સ્હાયક સદ્‌ગુણની,
સદ્‌ગુણવંતી નાર, વડી વેરણ અવગુણની;
વળિ સદ્‌ગુણવંતી નારી તો, પ્રેમદારૂપ પારસ મણી,
કવિ જયશંગ કે એ સંગથી, સુધરે છે અબળા ધણી. ॥૩૭॥

મળે દુર્ગુણી નાર, પૂર્વનાં પૂરણ પાપે,
મળે દુર્ગુણી નાર, સતી દેવીના શ્રાપે;

મળે દુર્ગુણી નાર, બાળહત્યાઓ કીધે,
મળે દુર્ગુણી નાર, દુઃખ દિન જનને દીધે;
વળિ મળે દુર્ગુણી નારી તો, જાણો જે દિન ઉઠીઓ,
કવિ જયશૅંગ એ નારી મળે, અવિનાશી અતિ રૂઠીયો. ॥૩૮॥

કરજ કરીને જંન, કદી સુખથી નવ સૂએ,
કરજ કરીને જંન, ઇજત પોતાની ખૂએ;
કરજ કરીને જંન, વણજમાં લાભ ન પામે,
કરજ કરીને જંન, કરે નહિં કૃત્યો હામે;
વળિ કરજ કરીને જંન સૌ, બહુ વાતે દુઃખિયા બન્યા,
કવિ જયશૅંગ કે સાચું કહું, જીંદગાની હારી ગયા. ॥ ૩૯ ॥

કરજદારની પીઠ, ઉપર છે જુઠની સ્વારી,
ડગલે ડગલે વેણ, જાય પોતાનાં હારી;
ચઢે ધણા એક રામ, અહોનિશ તેના શિરપર,
મિજાવી દે હાડ, ચિત્ત બાળે છે ચરચર;
વળિ ઊંઘે નહિં નિરાંતથી, રાત્રિ સ્વપ્ને વહી જતી;
કવિ જયશૅંગ કે એવી ભુંડી, કરજદારની છે ગતી. ॥ ૪૦ ॥

કરજદારને કોઇ, સભામાં માન ન આપે,
કરજદારને કોઇ, અગ્રેસર કરી ન થાપે;
કરજદારની પુંઠ, કરે નિંદા સૌ ઝાઝી,
કરજદારની હામ, વિના બગડે સૌ બાજી;
વળિ કરજદાર અતિ મંત પણ, મતિહિણ સઘને એ રહે,
કવિ જયશૅંગ કે એવી રીતે, કરજદાર દુઃખ બહુ સહે. ॥ ૪૧ ॥

કરજદારનું નૂર, કરજથી ઝાંખું જણાયે,
કરજદારનું શૂર, કરજથી સદા હણાયે;
કરજદારનું કૂળ, નાતમાં નામ ન કાઢે,
કરજદારનું નાક, ચવાતું સૌની દાઢે;
વળિ કરજદારના કામમાં, કદી ઉજેશ ન આવતો,
કવિ જયશૅંગ કે મનમાનતો, ધંધો થાય ન ફાવતો. ॥ ૪૨ ॥

કરજદારનો આંટ, બજારે ઠીક ન હોવે,
નાણા વિણુ કાંઇ ચીજ, ઉધારે આપે ન કોઇએ,

કરજેદાર એ શેઠ, તણો ચાકર છે જાણો,
કરજદાર મન માંહિ, રહે નિશદિન અમુઝાણો;
વળિ કરજદાર વ્યવહારમાં, વૈભવ માણી નવ શકે,
કવિ જયશંગ કે રૂણદાર તો, ભુંડે હાલે ભટકે. ॥ ૪૩ ॥

કરે કરજ જે જન, તેહપર દૈવજ રૂઠયો,
કરે કરજ જે જંન, ગણો તે કર્મજ ફુટયો;
કરે કરજ જે જંન, દીન પડતો છે તેનો.
કરે કરજ જે જંન, રજુ નથી રામજ એનો;
વળિ કરે કરજ જે જંન તે, માણસમાં મૂરખ ખરો.
કવિ જયશંગ કે કરજે કરી, થાય મનુષ્યનો ભડુ મરો ॥૪૪॥

વ્યસનીનો વિશ્વાસ, કરે તે ખત્તા ખાએ.
વ્યસનીનો વિશ્વાસ, કરે તે મુરખ ગણાએ;
વ્યસનીનો વિશ્વાસ, કરે તે જીંદગી હારે,
વ્યસનીનો વિશ્વાસ, કર્યાથી હાણજ ભારે;
વળિ વ્યસનીના વિશ્વાસથી, કલંક શિરપર આવતું,
કવિ જયશંગ કે વ્યસની તણી સોબત કૂળ લજાવતું. ॥૪૫॥

વ્યસની જન જે હોય, વ્યસન ભીખ માગી ખાએ,
મળે વ્યસનીનું જુથ. તહાં તે નિશદીન જાએ;
કરે પરાયા લોક, તણી તે નિંદા પોતે,
છાનાં હોયે છીદ્ર તેહ છિદ્ર છિદ્રને જોતે;
વળિ બની નિરૂદ્યમી નિત્ય એ, ગામ ગપાટા મારતા,
કવિ જયશંગ કે વ્યસની બધા, પોતે કૂળ લજાવતા. ॥ ૪૬ ॥

વ્યસની જનની શુદ્ધિ. કદી નવ સારી હોયે,
વ્યસની જનની બુદ્ધિ. સદા બુઝેલી જોયે;
વ્યસની જનની તર્ક, તણી શક્તિ ટળી જાયે,
વ્યસની જનનું મન. વ્યસનથી ખૂબ રીઝાયે;
વળિ વ્યસની જનના દિનતો. આળસથી ઘટે નહિં,
કવિ જયશંગ કે વ્યસની જનો. વ્યસન થકી ઝૂરે સહી.॥૪૭॥

વ્યસનીનો અવતાર, અલેખે સૌ વહી જાયે,
વ્યસનીનો વેપાર, ભલો પણ ભુંડો થાએ;

વ્યસનીનો આચાર, વિચાર ન શુદ્ધ પ્રમાણો,
વ્યસનીનો વ્યવહાર, વડો વંઠેલો જાણો;
વળિ વ્યસનીનો જિવ્હાતણો, સ્વાદ સદા હોયે ઘણો,
કવિ જયશૉંગ કે એ કારણે, મનખો વિક વ્યસની તણો. ॥ ૪૮ ॥

વ્યસનવળુંધ્યો જેહ, તેહની મૈત્રી ભુંડી,
વ્યસનળુંધ્યો જેહ, તેહની કરણી કૂડી;
વ્યસનવળુંધ્યો જેહ, તેહ જીવ્યો નવ જાણો,
વ્યસનવળુંધ્યો જેહ, તેહ પાજી પરમાણો;
વળિ વ્યસન વળુંધ્યા જેહ જન, તે જીવતાં મુઓ ગણો,
કવિ જયશૉંગ કે જન માત્રમાં, નિંદાયો વ્યસની ઘણો. ॥૪૯॥

વ્યસને બોળ્યાં રાજ, હતાં જે જગ જોરાવર,
વ્યસને લોપી લાજ, રહી નહિં કદી રતીભર;
વ્યસને ટાળ્યું શૂર, ઘણા શુરવીર સામતનું;
વ્યસને બાળ્યું નૂર, ઘણા જબરા જશવંતનું;
વળિ વ્યસને બીજ બાળી દીધું, સદા સ્વદેશી વીરનું.
કવિ જયશૉંગ કે વ્યસને વળિ, શોષણ કર્યું રૂધીરનું. ॥ ૫૦ ॥

*વ્યસની કેરી નાર, સદા મોં વાળી રૂએ,
વ્યસની કેરી નાર, નૂર પોતાનું ખૂએ;
વ્યસની કેરી નાર, નિશાશા નિશદિન નાંખે,
વ્યસની કેરી નાર, ભરે આંસુ અતિ આંખે;
વળિ વ્યસની કેરી નારી તો, સધવા પણ વિધવા સમી,
કવિ જયશૉંગ કે શું કહું કથી, આખર ખર એ આદમી. ॥૫૧॥

સુજે વ્યસનની વાત, પૂર્વનાં પ્રાશ્ચિત પ્રગટયે,
સુજે વ્યસનની વાત, ભવોભવ પાપે ભટકયે;
સુજે વ્યસનની વાત, રૂડા રહેણીને રૂઠયે,
સુજે વ્યસનની વાત, દિવસ પોતાનો ઉઠયે;
વળિ સુજે વ્યસનની વાત તો, પનોતી છાતીપર ચઢી,
કવિ જયશૉંગ કે વ્યસને કરી, વિધિ હરદમ વાંકી પડી. ॥૫૨॥

કરશો નહિ કોઇ વ્યસન, અફિણ કે ગાંજા કેરૂં,
કરશો નહિ કોઇ વ્યસન, દારૂનું દુષ્ટ ઘણેરૂં;

કરશો નહિ કોઇ વ્યસન, વળિ વ્યભિચારનું ભુંડું,
કરશો નહિ કોઇ વ્યસન, ચોરી ચુગલીનું કુડું;
વળિ કરશો નહિ કોઇ વ્યસન તો, જગમાં જીત્યા જાણજો,
કવિ જયશંગ કે આ શીખને, સોના સમ પીછાણજો. ॥૫૩॥

હોય પત્નિ જે દુષ્ટ, પતીને ડંશજ દેતી,
હોય પત્નિ જે દુષ્ટ, કરી કજીયા નિત્ય રહેતી;
હોય પત્નિ જે દુષ્ટ, કુટુંબને બહુ કકળાવે,
હોય પત્નિ જો દુષ્ટ, સગાં સૌનેજ સતાવે;
વળિ હોય પત્નિ જે દુષ્ટ તે, પજવે સૌ પાડોશીને,
કવિ જયશંગ કે દુષ્ટ પત્નિથી, પતિ હારે અફશોષીને. ॥૫૪॥

દુષ્ટ પત્નિનું દુઃખ, પતિને અતિશય આવે,
દુષ્ટ પત્નિનું દુઃખ પતિને ભાન ભુલાવે;
દુષ્ટ પત્નિનું દુઃખ પતિને નિંદ ન આવે,
દુષ્ટ પત્નિનું દુઃખ સુતેલાં સાલ જગાવે,
વળિ દુષ્ટ પત્નિનું દુઃખ તો, દુનિઆંમાં દીઠું અધિક,
કવિ જયશંગ કે શું કહું કથી, મળે ન સુખ એથી ક્ષણિક.॥૫૫॥

મળે પત્નિ જો દુષ્ટ, કુંવારા રહેવું સારૂં,
મળે પત્નિ જો દુષ્ટ, જગત સૌ થાય અકારૂં;
મળે પત્નિ જો દુષ્ટ, હૃદયમાં હોળી સળગે,
મળે પત્નિ જો દુષ્ટ, જંક્ષણી જબરી વળગે;
વળિ મળે પત્નિ જો દુષ્ટ તો, જીવતર ઝખવાણું દિસે,
કવિ જયશંગ કે શું કહું કથી, દોષ અધિક છે એ વિશે. ॥૫૬॥

દુષ્ટ પત્નિથી જાણ, ગ્રહસ્થાશ્રમ સૌ ફીકો,
દુષ્ટ પત્નિથી જાણ, કપાળે કાળો ટીકો;
દુષ્ટ પત્નિથી જાણ. દુઃખ દાવાનળ ઊલટયું,
દુષ્ટ પત્નિથી જાણ, પ્રથમનું પાપજ પ્રકટયું;
વળિ દુષ્ટ પત્નિથી જાણજો, સુખ નહિ આ સંસારમાં,
કવિ જયશંગ કે શું કહુ કથી, ધિક એના વ્યવહારમાં. ॥૫૭॥

દુષ્ટ પત્નિનું દુઃખ, ઝેર પીધાથી જબરૂં,
દુષ્ટ પત્નિનું દુઃખ, શસ્ત્રના ઘાથી અઘરૂં;

દુષ્ટ પતિનું દુઃખ, વડી વ્યાધીથી વધતું,
દુષ્ટ પતિનું દુઃખ, હૃદયમાં નિશદિન ધખતું:
વળિ દુષ્ટ પતિનું દુઃખ તો, અન્ય દુઃખથી અધિક છે,
કવિ જયશંગ કે શું કહુ કથી, દુષ્ટ પતિને ધિક્ક છે. ॥૫૮॥

કામનિ વશ જે કંથ, તેહનું જીવતર બાળો,
કામનિ વશ જે કંથ, તેહનું નામજ ટાળો;
કામનિ વશ જે કંથ, તેહ છે રંડા સરખો,
કામનિ વશ જે કંથ, પુરૂષ તેને નવ પરખો;
વળિ કામની વશ જે કંથ છે, તે નિર્બળ નર જાણવો,
કવિ જયશંગ કે સાચુ કહું, પરવશ એહ પિછાણવો. ॥૫૯॥

કામનિ વશ જે કંથ, કહો કમબખ્તી તેની,
કામનિ વશ જે કંથ, ઇજત નવ જનમાં એની;
કામનિ વશ જે કંથ, કથનનો જુઠો જાણો,
કામનિ વશ જે કંથ, તેહ વિશ્વાસ ન આણો;
વળિ કામનિ વશ જે કંથ તે, શુરવીર પણ નિર્બળ ગણો,
કવિ જયશંગ કે સાચુ કહું, પરવશ જેનો જીવ ઘણો. ॥૬૦॥

કામનિ વશ જે કંથ, તેહની દ્રષ્ટી નીચી,
કામનિ વશ જે કંથ, હીંડે છે આંખો મીંચી;
કામનિ વશ જે કંથ, બોલ્યું અબળાનું બોલે,
કામનિ વશ જે કંથ તેહ તરણાને તોલે;
વળિ કામનિ વશ જે કંથ તે. ગરીબ ગાય સમાન છે,
કવિ જયશંગ કે એ કંથ તો, કામનિમાં ગુલતાન છે. ॥૬૧॥

કામનિએ જીતેલ, મરદ તે મનખો હાર્યો,
કામનિએ જીતેલ, દિવસ તેનો પરવાર્યો;
કામનિએ જીતેલ, કરે નવ ઉદ્યમ કાંઈ,
કામનિએ જીતેલ, તજી બેઠો મર્દાઇ,
વળિ કામનિએ જીતેલ નર, નિંદા તો જન સાંભળે,
કવિ જયશંગ કે શું કહું કથી, વટહારી એ વ્યંઢળે. ॥૬૨॥
કામનિએ જીતેલ, મરદ મુંઝાઇ મરતો,
કામનિએ જીતેલ, મરદ હારીને ફરતો;

કામનિએ જીતેલ, જગતમાં જશ નવ પામે,
કામનિએ જીતેલ, ઠરી નવ બેસે ઠામે,
વળિ કામનિએ જીતેલ નર, નઅઠગો નારીના નચે,
કવિ જયશંગ કે શું કહું કથી, લુંટાશે એ આંખવચે. ॥ ૬૩ ॥

નારીની મતિ નીંચ, મરદને નીંચી કરતી,
નારીની મતિ નીંચ, કૂડાં કૃત્યો આચરતી;
નારીની મતિ નીંચ, રહે કજીઆથી રાજી,
નારીની મતિ નીંચ, પુરણ પરખાતી પાજી;
વળિ નારીની મતિ નીંચ છે, મન મોટું નહિ એહનું,
કવિ જયશંગ શું કહું કથી, પાત્ર પુરણ સંદેહનું. ॥ ૬૪ ॥

વામાનો વિશ્વાસ, કદી નવ કરવો કોઇએ,
અનેક રંગી એહ, ભરોસે પ્રાણુજ ખોઇએ;
બોલે મુખથી કાંઇ, અને વળિ વર્તે કાંઇ,
દેહ થકી જેમ દૂર, પડે છે દેહની છાંઇ;
વળિ રગરગથી જુદી રહે, છટકી છેહદે કારમી.
કવિ જયશંગ કે શું કહું કથી, પ્રપંચમાં નિત્ય રહે રમી. ॥ ૬૫ ॥

કામનિ કાળી નાગ, થકી ઝેરી છે ઝાઝી,
કામનિ વિખની વેલ, ભરેલી વિખથી તાજી;
કામનિ સિંહણરૂપ, પુરૂષને ભક્ષણ કરતી,
કામનિ અગ્ની ઝાળ, ઝાળમાં નરને દહતી:
વળિ કામનિ કામણરૂપછે, વશ કરતી સૌ વિશ્વને,
કવિ જયશંગ કે શું કહુ કથી, જીત્યા જગમાં સર્વને. ॥ ૬૬ ॥

કામનિ કેરી જીભ, અમ્રતથી હોય ભરેલી,
તો વરસે અમ્રત, અમ્રતની ઉંડ હેલી;
પીએ રસ જે એહ, રસિક થઇ રસમાં ડોલે,
અને ગનમાં સુખ, સર્વદા સ્વર્ગજ તોલે;
પણ કામનિની જીભ વિખથી, અતીક વિખરંતી હશે,
કવિ જયશંગ કે તો તેહના, મુખથી વિખ વૃષ્ટી થશે. ॥ ૬૭ ॥

ગરીબ ઉપર કોપ, કદી નવ કરવો કોઇએ,
આણી ઉરમાં પ્રેમ, રેમ બહુ રાખી જોઇએ;

અન્ન વસ્ત્રનાં દાન, દયા કરી દિનને દેવાં,
નિર્દય થઇને નહિ, કદી નિશાશા લેવા;
વળિ ધન આપ્યું હોય ઇશ્વરે, તો પરમારથ વાપરે,
કવિ જયશંગ કે ધનવંતનો, ધર્મ જગતમાં એ ખરો. ॥ ૬૮ ॥

ધરણીમાં ધનમાલ, અચળ નવ કોઇનાં રહેતાં,
આજ કાલ કે માસ, વરસ વિત્યે તે વહેતાં;
કુબેરનો ભંડાર, ભરેલો ધનનો અહિંઆં,
ન્યો રહયો તે આંહિ, ગયા કૂબેર તો કહિંઆં;
તે માટે સમજી મન વિષે, આપ્યું હોય ધન ઇશ્વરે,
કવિ જયશંગ કે તો તેહને, વાપરતાં અંતર ઠરે. ॥ ૬૯ ॥

ગરીબ જનની હાય, કદી નવ ખાલી જાયે,
ગરીબ જનની હાય, લાગતાં ભુંડું થાયે;
ગરીબ જનની હાય, કદી નવ હોયે સારી,
ગરીબ જનની હાય, થકી બહુ બેઠા હારી;
વળિ ગરીબ જનની હાયથી, રાય અમીર કે ધનપતી,
કવિ જયશંગ કે પ્રલય થઇ, પામે બહુ બૂરી ગતી. ॥ ૭૦ ॥

ગરીબનો ફિટકાર, રાજપર જો કદી થાએ,
તો તે રાયનું રાજ, બીજાને હાથે જાયે;
ગરીબનો ફિટકાર, સકર્મી ઉપર પડતાં,
ધન તન સર્વે ધૂળ, થાય નિશાશા નડતાં;
વળિ ગરીબના ફિટકારથી, દેવ દૈત્ય ડરતા સહુ,
કવિ જયશંગ કે પછી આપણી, રંકતણી ગતિ શી કહું? ॥ ૭૧ ॥

ઉપજાવ્યા અહિં રંક, શ્રિમંતની કસોટી કરવા,
શ્રિમત કેવી રંક, તણી રાખે છે પરવા;
ઇશે આપ્યું ધન, ધનીને કદી ન ખૂટે,
ધનપતિને એ ઋણ, કીધે પરમાર્થ છૂટે;
વળિ દિન જનને બહુ દુઃખમાં, દેખી દીલ દયા ધરે,
કવિ જયશંગ ધનપતિ પરખવા, ઉપજાવ્યા રંકો હરે.[1] ॥ ૭૨ ॥

---

૧ પ્રભુએ.

પડે દેશ દુષ્કાળ, મનુષ્ય બહુ માર્યાં જાએ,
પડે દેશ દુષ્કાળ, આલમ સઘળી અટવાયે;
પડે દેશ દુષ્કાળ, ઉપાધી અતિશય ઉઠે,
પડે દેશ દુષ્કાળ, દૈવ સઘળેથી રૂઠે;
વળિ પડે દેશ દુષ્કાળ તો, સુખ સાધન વાંકાં વળે,
કવિ જયશઁગ કે શું કહું કથી, સુખ તો શોધ્યું નવ મળે.॥૭૩॥

પડે દેશ દુષ્કાળ, અનાથો અનવિણ તલખે,
પડે દેશ દુષ્કાળ, દુષ્ટ કણિયા દિલ હરખે;
પડે દેશ દુષ્કાળ, જમીન રસહિણ દેખાએ,
પડે દેશ દુષ્કાળ, વૃક્ષ વેલા કરમાએ;
વળિ પડે દેશ દુષ્કાળ તો, જળ ઊંડાં જમીને જશે,
કવિ જયશઁગ કે શું કહું કથી, મીઠાં જળ ખારાં થશે. ॥૭૪॥

પડે દેશ દુષ્કાળ, ભયંકર ભૂમી ભાસે,
પડે દેશ દુષ્કાળ, પીડાશે પ્રાણી ત્રાસે;
પડે દેશ દુષ્કાળ, ગરીબનો બેલી ન કોઇ,
પડે દેશ દુષ્કાળ, રંક રઝળે છે રોઇ;
વળિ પડે દેશ દુષ્કાળ તો, કુટુંબ કબીલો તજી દેઇ,
કવિ જયશઁગ કે જન જાય છે, ઊદર ભરણ અરથે સહી. ॥૭૫॥

પડે દેશ દુષ્કાળ, દયાહિણ જન દેખાએ,
પડે દેશ દુષ્કાળ, અખજ સો અનાથ ખાએ;
પડે દેશ દુષ્કાળ, સગુ કોઇ કોઇનું ન થાએ,
પડે દેશ દુષ્કાળ, ઊદર દિનનું ન ભરાએ;
વળિ પડે દેશ દુષ્કાળ તો, દયાળુ રાજા શ્રીમંતો,
કવિ જયશઁગ કે ધન આપીને, ટાળે દિનની આફતો. ॥૭૬॥

પડે કકળતો કાળ, કેર વરતાતો સઘળે,
અન્ન જળ પામે નાશ, જગતમાં જીવો કકળે;
મનુષ્ય ઢોરનાં તન, ભુખથી પીંજર સરખાં,
થાએ પ્રેત સમાન, અન્નનાં મારે વળખાં;
વળિ ગ્રામ શીમ કે નદી તટે, જ્યાં જુઓ ત્યાં આખડે,
કવિ જયશઁગ કે અંતે પછી, અશક્ત થઇ મરવા પડે. ॥૭૭॥

પડયા કકળના કાળ, ગયા શૈકામાં ભારે,
સુડતાળો સુણી કાન, હૃદય સૌ જનનાં હારે;
અગનોત્રાની આણ, દેશમાં એવી વાગી,
આજે સ્વપ્ને વાત, આવતાં ઝબકે જાગી;
પણ એ કરતાં એ અધિક આ, છપને તો છો વાળી છે,
કવિ જયશઁગ કે શું કહું કથી, અડધી હિંદ પ્રજાળી છે.॥૭૮॥

દક્ષિણ કોંકણ દેશ, સિંધ કચ્છ ને ગુજરાતે,
મારવાડ મેવાડ, વળી માળવ પંજાબે;
પડયો કકળતો કાળ, છપ્પનનો સાલે એવો,
થયાં ઢોર બહુ નાશ, કેર એ કહિએ કેવો ?
વળિ જન જે રંક થયાં હતાં, તે સૌ રાજને આશરે,
કવિ જયશઁગ કે મેંનત કરી, પેટ આપનું એ ભરે. ॥ ૭૯ ॥

નિર્લજને નહિં લાજ, કુટુંબના પોષણ કેરી,
નિર્લજને નહિં લાજ, અનીતી કરે ઘણેરી;
નિર્લજને નહિં લાજ, જગત ચરચાની ઝાઝી,
નિર્લજને નહિં લાજ, રમે પરપંચી બાજી;
વળિ નિર્લજને નહિં લાજ તો, મળે મોટું અપમાન તો,
કવિ જયશઁગ કે નિર્લજ ઘણો, સ્વાર્થ સદા પીછાણતો. ॥૮૦॥

નિર્લજને નહિ લાજ, રાજના ડંડ તણી તો,
નિર્લજને નહિ લાજ, જાય તજી સ્ત્રી પરણી તો;
નિર્લજને નહિ લાજ, કરે સૌ ફુટ ફુટ તોએ,
નિર્લજને નહિ લાજ, બોજ પોતાનું ખોએ;
વળિ નિર્લજને નહિ લાજ તો, બેશે આંખે હાથ દઇ,
કવિ જયશઁગ કે નિર્લજ જનો, બેસે ફક્કડ લાલા થઇ. ॥ ૮૧ ॥

નિર્લજ જનને બોધ, દઇને દુશમન ઠરીએ,
કહ્યું ધરે નહિ કાન, તેહને કહી શું કરીએ;
તેમ છતાં કદી કાંઈ. કહીએ કટૂ વચન તો,
ઉલટું કરી અપમાન, અતીશય એ છણછણતો;
વળિ વાત તણી તે વાતમાં સૌ સજ્જનને નિંદતો,
કવિ જયશઁગ કે શું કહુ કથી, થાય ન એ શરમીંદ તો. ॥૮૨॥

જેણે મુકી લાજ, તેહુને વદ શું કરવી,
જેણે મુંકી લાજ, પછી પરવા શી ધરવી;
જેણે મુંકી લાજ, રાજ માની તે બેઠા,
જેણે મુંકી લાજ, પડે તે કયમ કરી હેઠા;
વળિ જેણે મુંકી લાજ તે, આપણુ મન ભાવ્યું કરે.
કવે જયશૅંગ કે એવા જનો, દુનિયાંથી પછી નવ ડરે. ॥૮૩॥

નિર્લજ જન અપકૃત્ય, કરે પણ તેને કોઇ,
કહી શકે નહિ કાંઇ. મુંગે મુખ રે'તા જોઈ;
લાગે ઉરમાં બીક, નિલજો મિટે તેની,
બીન ઉપાયે સર્વ, આણુ માને છે એની;
વળિ નાત જાત કે ગામની. પંચાતે પહુંચો પડે.
કવિ જયશૅંગ કે નિર્લજ જનો. સજ્જનને બહુ બહુ નડે.॥૮૪॥

હોય કર્મના જોગ, કુળમાં નિર્લજ પાકે,
કરી નિર્લજનાં કામ. કૂળનું કૂડું તાકે;
ધર્મે કાળું કલંક. કુટુંબી જનને દે તો,
કરી નિશદિન કંકાશ, કંક બીજાનો લે તો;
વળિ વદ વિવેક વ્યવહાર કે, કાંઇ એહ ગણુતો નહિં.
કવિ જયશૅંગ કે નફ્ફટ થઇ, દશ દીશ ઘુમે એ સહી. ॥૮૫॥

નિર્લજનો અવતાર. અલેખે સૌ વહિ જાયે,
બેઠા ખોઇ પતીજ, તેજહિણુ તેથી ગણાયે;
એક ઇજતને કાજ, મરદ પણ મરવા ચાહે,
ઘણા થયા ગત એમ, છટકતાં ઇજત રાહે,
વળિ દેવ દૈત્ય ને સર્વ જન. ઇજતને અતિશય ચહે,
કવિ જયશૅંગ કે ઇજત વિણે, પશુ સમાન થઇ અહિં રહે ॥૮૬

પડતી હાલતમાંહિ, બજુજ પણ વાંકા થાએ,
પડતી હાલતમાંહિ, બુદ્ધ પણ બગડી જાયે;
પડતી હાલત માંહે, સંબંધી સ્નેહ ન રાખે;
પડતી હાલત માંહે, ભાઇ પણ ભુંડું ભાખે;
વળિ પડતી હાલત માંહિતો. અનેક દુઃખ આવી પડે,
કવિ જયશૅંગ કે એવે સમે, ડાંઠ્યા શત્રુ સૌ નડે. ॥ ८७ ॥

પડતી હાલતમાંહિ, વણજ વિચારી કરવો,
પડતી હાલતમાંહિ, ઉદ્યમ બહુ નવ આદરવો;
પડતી હાલતમાંહિ, પતિ પોતાની ન થાએ,
પડતી હાલતમાંહે, માન મરજાદા જાએ;
વળિ પડતી હાલતમાંહિ તો, ઘરની લક્ષ્મી રૂઠતી,
કવિ જયશંગ કે એવે સમે, અંતર જ્વાળા ઉઠતી. ॥ ૮૮ ॥

પડતી હાલત જોઇ, દૈવને દોષ ન દેવો,
પડતી હાલત જોઇ, આપનો અવગુણ લેવો;
પડતી હાલત જોઇ, શાંત થઇ સઘળું સ્હેવું,
પડતી હાલત જોઇ, ઉદાશી કરી ન રહેવું;
વળિ પડતી હાલત જોઇને, હિંમત હારી નવ જવું,
કવિ જયશંગ કે યત્ને કરી, દુઃખથી બહુ દુર થવું. ॥ ૮૯ ॥

પડતી હાલત માંહિ, ખલક સઘળીએ આવે,
પડતી હાલત માંહિ, ક્રમે કરી સઘવે જાવે;
પડતી હાલત માંહિ, રાય રંક સર્વે પડતા,
પડતી હાલત માંહિ, પડે ચેતનને જડતા;
વળિ પડતી હાલત માંહિ તો, દેવ દૈત્ય સૌ આવતા,
કવિ જયશંગ કે એવે સમે, સમજી શોક ન લાવતા. ॥ ૯૦ ॥

રામ સરીખા રાય, વને જઈ વસીયા પોતે,
નળ દમયંતી દુઃખ, પામીયાં પૂરણ પોતે;
તારામતિ હરિચંદ્ર, વેચાણાં પોતે પર ઘર,
પાંડવ પામ્યા કષ્ટ, પુર્યે લાખાઘર સત્વર;
વળિ શીવ જનકને જોગીયો, જ્ઞાની ધ્યાની સૌ સદા,
કવિ જયશંગ કે પડતી દશા, પામ્યા છે એ સર્વદા. ॥ ૯૧ ॥

ચંદ્ર સૂર્ય નક્ષત્ર, દશા વિપરીત સૌ પામે,
ચઢતી પડતી માંહિ, પડીને ઠરતા ઠામે;
મોટાં મોટાં રાજ, ભોગવતા વૈભવ ભારે,
પડતીમાં પડી તેહ, હિંમત પોતાની હારે;
વળિ મનુષ્ય માત્રની જીંદગી, ચઢતી પડતીમાં વહે,
કવિ જયશંગ કે એકજ દશા, સદાકાળ કદી નવ રહે. ॥ ૯૨ ॥

ચઢયો હિંદ પરથમ, પડયો તે આજે કેવો,
ચઢયાં રોમને ગ્રીક, પડયાં તે બોધજ લેવો;
ચઢયા મોંગલને તુર્ક, પડયા તે નહીં ઠેકાણું,
ચઢયા મરેઠા માત્ર, પડયા તે નામ ન જાણું;
વળિ ચઢતીમાં જે હાલ છે, તે સૌ હાલ હવાલ થઈ,
કવિ જયશંગ કે આગળ જતાં, પડતીમાં પડશે સહી. ॥ ૯૩ ॥

ચઢતી દેખી ચિત્ત, કદી ચળવું નહીં કોઇએ,
ઉદય અસ્તનો નિયમ, નિહાળી રહેવું જોઇએ;
બેસે જે કોઇ તખ્ત, તે કદી રણમાં રઝળે,
બહુ શૂરા સરદાર, કદી કાયર થઇ કકળે;
વળિ જેની હાકથી હબકતા, તે નિર્બળ નર થઇ પડે,
કવિ જયશંગ કે ચઢતી અને, પડતી સૌને સાંપડે. ॥ ૯૪ ॥

ચઢતી પડતી માંહિ, શાંતિથી રહેજો સર્વે,
હરખ કર્યે શું થાય? થાય શું શોકજ કરવે?
ઓચિંતાં જે દુઃખ, શીરપર આવી પડતાં,
કર્યાં કર્મથી એહ, અમુક મુદ્દતસર નડતાં;
વળિ ચઢતી પણ ચિરકાળ તો, રાખી કોઇની રે' નહિ,
કવિ જયશંગ કે ચઢતી અને, પડતી સર્વેની સહી. ॥ ૯૫ ॥

સ્વદેશનું અભિમાન, ઉત્તમ અભિમાનજ ગણીએ,
ધર્મ તણું અભિમાન, ભલું તેને પણ ભણીએ;
પરમારથનાં કાર્ય, કરતાં પૂરણ પ્રીતે,
આશિશ દેતાં સર્વ, મનુષ્ય બહુ રૂડી રીતે;
વળિ સુખ પામે છે સકળ જન, વીર તણા પરતાપથી,
કવિ જયશંગ કે એવા નરો, ઉગારે પરિતાપથી. ॥ ૯૬ ॥

વીર પુરૂષનું ચિત્ત, ચહે સૌ જનનું સારૂં,
વીર પુરૂષનું ચિત્ત, સકળજન ઉપર પ્યારૂં;
વીર પુરૂષનું ચિત્ત, ઉદયના તર્ક ઉઠે,
વીર પુરૂષનું ચિત્ત, અધર્મી સામું રૂઠે;
વળિ વીર પુરૂષનું ચિત્ત તો, કષ્ટ કાપવામાં મચે,
કવિ જયશંગ કે વીર પુરૂષનું, ચિત્ત રૂડા મારગે રચે. ॥૯૭॥

વીર પુરૂષની વાત, સર્વને જાણ્યા જેવી,
વીર પુરૂષની વાત, સુંણીને શિક્ષા લેવી;
વીર પુરૂષની વાત, અનુંભવ તણો અખાડો,
વીર પુરૂષની વાત, હોંશથી હૃદય રમાડો;
વળિ વીર પુરૂષની વાત તો, જાણીને ચિત્ત ચમકતું,
કવિ જયશંગ કે વીર પુરૂષની. વાત સુંણી સુખ બહુ થતું. ॥૯૮॥

વીર પુરૂષનાં કાર્ય. સદા સંભાર્યા જેવાં,
વીર પુરૂષનાં કાર્ય, વિંણીને લીધા જેવાં;
વીર પુરૂષનાં કાર્ય, સુસ્તને શૂર બનાવે,
વીર પુરૂષનાં કાર્ય, પરાક્રમ રીત ભણાવે;
વળિ વીર પુરૂષના કાર્યની, વાત જેણે જાણી બધી.
કવિ જયશંગ કે તે જન તણી, ઉત્તમ વૃત્તિ બહુ વધી. ॥૯૯॥

થવું હોય જો વીર, વાંચજો વીર ચરિત્રો,
થવું હોય જો વીર, ગ્રહો સૌ પવિત્ર રીતો;
થવું હોય જો વીર, શુદ્ધ મન રાખો સાચું,
થવું હોય જો વીર, હૃદય નવ રાખો કાચું;
વળિ થવું હોય જો વીર તો, ઉદ્યમમાં ન વિરામશો,
કવિ જયશંગ કે તેથી કરી, પદ્વી વીરની પામશો. ॥ ૧૦૦ ॥

ધન્ય વીરની માત, પુત્ર જે પ્રસવ્યો રૂડો,
ધન્ય વીરની માત, તનું જે ગાળ્યો ઝુંડો;
ધન્ય વીરની માત, પુત્ર પંકાણો પૂરો,
ધન્ય વીરની માત, જેણે સુતજાયો શૂરો;
વળિ ધન્ય વીરની માતને. અનેક દુઃખ સુતે હર્યાં,
કવિ જયશંગ કે ધન્ય માતને, વીર જનનાં માત ઠર્યાં. ॥ ૧૦૧ ॥

સ્વર્ગે શોભે વીર, કરીને ઉત્તમ કાર્યો.
સ્વર્ગે શોભે વીર, હણીને અધમ અનાર્યો;
સ્વર્ગે શોભે વીર, ગરીબના બેલી થઇને,
સ્વર્ગે શોભે વીર, ગરીબની આશિષ લઇને;
વળિ સ્વર્ગે શોભે વીર જન, જુલમીને હણી જગતમાં,
કવિ જયશંગ કે વીર સ્વર્ગમાં, શોભે ભાવિક ભક્તમાં. ॥૧૦૨॥

સ્વદેશી જનની સેવ, કર્યે કદિ તન મન વણસે,
સ્વદેશી જનની સેવ, કર્યાથી શત્રુ હણશે;
સ્વદેશી જનની સેવ, કર્યે કદિ રાજા રૂઠે,
સ્વદેશી જનની સેવ, કર્યે કદિ આફત ઊઠે;
વળિ સ્વદેશી જનની સેવથી, કૂળ કુટુંબ તજવાં પડે,
કવિ જયશંગ કે પણ વીર જન, શુરવીર થઇ સામો લડે. ॥૧૦૩॥

વીર પુરૂષ જે વાત, છાણે તે કદી ન છોડે,
વીર પુરૂષ જે વાત, કરે તે કરતા કોડે;
વીર પુરૂષ જે વાત, ઊઠાવે અંતર માંહી,
આણી એનો અંત, છેવટ ફળ કાઢે કાંઈ;
વળિ વીર પુરૂષની વાતમાં, સાર સદા હોયે ઘણો,
કવિ જયશંગ કે સુખ સાંપડે, પ્રતાપ એ સૌ વીર તણો. ॥૧૦૪॥

બેસે ધરીને ધ્યાન, તપસ્વી જેવા થઇને,
બેસે ધરીને ધ્યાન, મુનીવ્રત મુખથી લઇને;
બેસે ધરીને ધ્યાન, શાંત મુર્ત્તિ સમ શોભી,
બેસે ધરીને ધ્યાન, ઠાવકી રીતે થોભી;
વળિ બેસે ધરીને ધ્યાન તે, કપરી કપટી જાળથી.
કવિ જયશંગ કે એવા ઠગો, ઓળખજો સંભાળથી. ॥ ૧૦૫ ॥

જપે મૂખથી રામ, કામ બહુ કૂડાં કરતા,
જપે મૂખથી રામ, નામ નહીં દિલમાં ડરતા;
જપે મૂખથી રામ, હામ ચલવીજ હરામી,
જપે મૂખથી રામ, દામથી દીલ વિરામી;
વળિ જપે મૂખથી રામ પણ, ઠામ ચિત્ત નવ રહે ઠરી,
કવિ જયશંગ કે એવા ઠગો, ઠગવા બેઠા છે હરી. ॥ ૧૦૬ ॥

બોલે મધુરા બોલ, ધુતારા ઢોંગ કરીને,
બોલે મધુરા બોલ, ધુતારા વેશ ધરીને;
બોલે મધુરા બોલ, ધુતારા ધન હરવાને,
બોલે મધુરા બોલ, ધુતારા વશ કરવાને;
વળિ બોલે મધુરા બોલ બહુ, ધુતારા શાણા થઇ,
કવિ જયશંગ કે પણ જ્ઞાનિઓ, ઓળખતા એને સહી. ॥૧૦૭॥

મણિમય માળા આજ, રચી મેં છપય તણી આ,
મણકા એકસો આઠ, પરોવ્યા ગુણિયલ ગણી આ;
જપશે જે જન હોંશ, કરી આ માળા પ્રીતે,
પામી પુષ્કળ બોધ, જગતની માયા જીતે;
વળિ ધર્મ અર્થ ને કામ મોક્ષ, ચાર પદારથ પામશે,
કવિ જયશંગ કે પછી સ્વર્ગમાં, સુખથી જઇ વિરામશે. ॥૧૦૮॥

માળા ૮ મી સંપુર્ણ.





# માળા ૯ મી.

## કુંડળિઆ છંદ.

કપટી કપટ કરી ઘણાં, ધન રળવાને કાજ;
ધર્મ ધૂળમાં રોળીને, કરતાં કુડાં કાજ;
કરતા કુડાં કાજ, લાજ લાખેણી ખોઇ;
હારી આ પરલોક, રખડતા નરકે રોઇ;
કેછે જેશંગદાસ, પડયા લાલચથી લપટી;
ધીક ધીક અવતાર, કપટથી તાગ્યા કપટી. ॥ ૧ ॥

નાણાંથી નર નારીઓ, બયાં ઘણાં છલકાઇ;
તોરતણે તોરી ચઢી, રાખી બે પરવાઇ;
રાખી બે પરવાઇ, ખેલતા ખલકે ભારી;
પણ એક દિન એ સર્વ, ગયા તોરીથી હારી;
કેછે જેશંગદાસ, આવતાં ઈશનાં આણાં;
ધર્યાં રહે સૌ ધર્ણુ, નકી નર નારી નાણાં. ॥ ૨ ॥

જોયું જગત તપાસીને, ધર્મ વિના સૌ ધૂળ;
સાધન સૌ સંસારનાં, સાલે શરીરે શૂળ;
સાલે શરીરે શૂળ, મૂળ સૌ નર્ક જવાનાં;
કરો ક્રોડ ઉપાય, તોય તે નહીં તજવાનાં;
કેછે જેશંગદાસ, ખલકમાં તેં સૌ ખોયું;
સત્ય ધર્મનું મૂળ, તપાસી તેં નવ જોયું. ॥ ૩ ॥

આની બેઠો મનથી, મૂરખ મોટું રાજ;
પણ તે તારૂં તળ કહી, જોયું નહીં ખરરાજ;
જોયું નહીં ખરરાજ, અરે ! હું ક્યાંથી આવ્યો;
શું કરવાને કાજ, જગત તાતે જનમાવ્યો;
કેહે જેરૅંગદાસ, મળ્યા વિણ ગુરુ ચલ જ્ઞાની;
અસત્યને તું સત્ય, મનથી બેઠો માની; ॥ ૪ ॥

કરતા હરતા સૃષ્ટિમાં, છે સો સરજનહાર;
તેમ છતાં તું શીરપર, કેમ ઉપાડે ભાર;
કેમ ઉપાડે ભાર, માર ખાવાને માટે;
માલિક થઇને મૂર્ખ, ભટકતો ભુંડી વાટે;
કેહે જેરૅંગદાસ, કોણ શ્રીકૃષ્ણ જળ ભરતા;
સમજી લે શુદ્ધ જ્ઞાન, કોઇક છે સૃષ્ટિ કરતા. ॥ ૫ ॥

તારૂં ધાર્યું શું થતું, જો અજ્ઞાની જીવ;
કરતા હરતા સૃષ્ટીમાં, છે એક સાચા શીવ;
છે એક સાચા શીવ, તુજથી પાન ન હાલે;
મોટો થઇને મન, ભલે તું મૂરખ મ્હાલે;
કેહે જેરૅંગદાસ, વળી વળી તુજને વારૂં;
ઓ અજ્ઞાની જીવ, થાય નહીં ધાર્યું તારૂં. ॥ ૬ ॥

દુનિઆંની દુગ્ગાથકી, હારી બેઠો હું જ,
જ્યાં જોઉં ત્યાં છળકપટ, જોઇને ભડકું છું જ;
જોઇને ભડકું છું જ, અરે ! આ શું કહેવાયે;
કાજળ કોટડીમાંહિ, શુદ્ધ કયમ કરી રહેવાયે;
કેહે જેરૅંગદાસ, પાપની જાળ પિછાની;
બેઠો થઇ દગમુંડ, જોઇ દુગ્ગા દુનિઆંની. ॥ ૭ ॥

સાચાનર સૃષ્ટીમહીં, શોધ્યા જડે ન સ્હેજ;
લાખ કરોડે એકબે, જડતા જન જવલેજ;
જડતા જન જવલેજ, ધર્મ સંકટ સપડાયા;
નહીં મન મૂંઝાઇ, નહિં મન આની માયા;
કેહે જેરૅંગદાસ, શોભે સુખમાં સંતાયા;
એવા [illegible] કોઇક, સૃષ્ટિમાં છે નર સાચા. ॥ ૮ ॥

જુઠા જન જગમાં ઘણા, જયાં જોઇએ ત્યાં વૃંદ;
દેખી હું એ દુષ્ટને, ઉરમાં કરૂ આક્રંદ;
ઉરમાં કરૂ આક્રંદ, અરેરે ! શી ગતિ થાશે;
જુઠા બોલા જંન, જરૂર સૈ નરકે જાશે;
કે છે જેશંગદાસ, બુદ્ધિના બળિઅલ જુઠા;
પળ પળ વદતા જૂઠ, જગતમાં જન બહુ જુઠા. ॥ ૯ ॥

બોલી બોલે ચીપીને, એહ ચતૂર ગણાય;
મુંગા બોલા માનવી, મૂરખ માંહિ મનાય;
મૂરખ માંહિ મનાય, જોઇ લ્યો જગતજ નુગરી;
નાંખી નેતમ જાળ, કોઇ નવ જાયે ઊગરી;
કે છે જેશંગદાસ, વદુ હું અંતર ખોલી;
જ્યાં જ્યાં જોઇએ ત્યાં નીંચ, ચીપીને બોલે બોલી.॥૧૦॥

ભરમે દુનિઆં કઇકને, ઢાળી પાડે ધણું;
કાચા મનના કઇક જન, પામે એથી મણું;
પામે એથી મણું, દગાની થાપજ ખાતાં;
જીંદગાની રદ થાય, ભોળપણુથી ભરમાતાં;
કે છે જેશંગદાસ, મળે જો પાપી કરમે;
ફૂટી નાંખે તતે, કઇકને દુનિઆં ભરમે. ॥ ૧૧ ॥

સદગુણી શ્યામાથકી, સુધરે સૌ સંસાર;
સ્વર્ગ સમાં સુખ સાંપડે, સમજો સૌ નરનાર;
સમજો સૌ નરનાર, વાત આ કહીં મેં વ્હાલી;
એ વિણુસમજો સર્વ, તમે ઠકરાઈ ઠાલી;
કે છે જેશંગદાસ, સમજશે નહિં અવગુંણી;
રૂડાં રત્ન ગણાય, સદા શ્યામા સદગુંણી. ॥ ૧૨ ॥

દુર્ગુણી દારા થકી, દુનિઆમાં બહુ દુઃખ;
શોધી જોતાં નવ મળે, સ્વપ્ને કદીએ સૂખ;
સ્વપ્ને કદીએ સૂખ, દુઃખના ભરિઆ દરિઆ;
બુડયાં બહુ બહુ ઝાઝ, પાર કોઇ નવ ઊતરીઆ;
કે છે જેશંગદાસ, ધીખે બહુ બહુ દુઃખ ધુંણી.
લગવે અંતર લાહ્ય, અરે ! દારા દુર્ગુંણી. ॥ ૧૩ ॥

મીઠા બોલી માનુની, જનમ ન જીતી જાય;
અક્કલ હીણા આદમી, એથી બહુ અંજાય;
એથી બહુ અંજાય, ખાય પછી ખત્તા ભારે:
ઉઘડે વળતી આંખ, જીંદગી સઘળી હારે;
કેછે જેશઁગદાસ, અધિક નર એવા દીઠા;
વશ કરી લેતી તર્ત, માનુની બોલી મીઠા. ॥ ૧૪ ॥

ભાવિક બનવાનું બને, દઇએ કોને દોષ;
કર્મયોગથી સૌ બને, રાખો નહીં મન રોષ;
રાખો નહીં મન રોષ, શોષ શો કરવો ઠાલો;
થવા કાળ તે થાય, પરંતુ ચેતી ચાલો;
કેછે જેશઁગદાસ, રંગ રઢિઆળો માયિક;
કરતાં ક્રોડ ઉપાય, બને બનવાનું ભાવિક. ॥ ૧૫ ॥

પાપીનું ભેજું ભલું, કદી ન હોયે ભાઇ;
અંતર ઝેરી બીજથી રહ્યું બધું રોળાઇ;
રહ્યું બધું રોળાઇ, ઉગતાં ના અંકુર કૂડા;
થઇ પછી પ્રફુલીત, આપતાં ના ફળ એ ભુંડાં;
ખાતાં જેશઁગદાસ વપુએ વિખ રહે વાપી;
માટે માનો મંન, પાપીનું ભેજું પાપી. ॥ ૧૬ ॥

અડતાં પણ અભડાઇએ, પાપી જનને મ્હેજ;
અંત્યજથી એ ભ્રષ્ટ છે, શાસ્ત્રો શાખ પુરેજ;
શાસ્ત્રો શાખ પુરેજ, નીચમાં નીચજ જાણો;
હોય ભલે ધનવાન, તોય તે દુષ્ટ ગણાણો;
કેછે જેશઁગદાસ, કર્યાં કર્મો સૌ નડતાં;
સજજન વદતા સર્વ, અરે ! અભડાઇએ અડતાં. ॥૧૭॥

સદભાગી સજજન તણાં, કૂડાં કર્મ ન હોય;
નિર્મળ બુદ્ધી નીવડે, જુઠ્ઠી જીભ ન જોય;
જુઠ્ઠી જીભ ન જોય, પુરા પરમાણિક પરખો;
સદગુણ જોઇને સર્વ, હૈયામાં હરદમ હરખો;
કેછે જેશઁગદાસ, લાજનો લગની લાગી;
ધર્મ ધરીને ધ્યાન, ધરે સજજન સદભાગી. ॥ ૧૮ ॥

પરમારથપર પ્રીતથી, પૂરણ પૂણ્ય પમાય;
પાપ પ્રલય થઇ પીંડ પણ, પવીત્ર સમ પરખાય;
પવીત્ર સમ પરખાય, હૃદય હારપર રહે હસ્તું;
વસિને વળિઆ વિશ્વ, પમાતી વ્હાલી વસ્તુ;
કેછે જેશંગદાસ. સુણરે સર્વે સ્વારથ;
જન્મ સફળ થઇ જાય, પ્રીતથી કર પરમારથ. ॥ ૧૯ ॥

ધર્માચાર્યો ધર્ણીમાં, ચલવે પંથ અપાર;
ધર્મ તણે બ્હાને બહુ. ભરતા ધન ભંડાર;
ભરતા ધન ભંડાર, શીષ્યને બોધ ન આપે;
માણે ઝાઝી મોજ, કોઇનાં કષ્ટ ન કાપે;
કેછે જેશંગદાસ, ધર્મનાં કરે ન કાર્યો;
માયામાં રહી મગ્ન, હાલના ધર્માચાર્યો ॥ ૨૦ ॥

શીષ્ય બિચારા શું કરે, અજ્ઞાને અંજાય;
શરણું લેતા સુખથી, સદગુરૂ સમજી ધાય;
સદગુરૂ સમજી ધાય, ગુરૂતો મળિયા એવા;
લુંટી લે ધન માલ, બોધનું નહિં લેવા દેવા;
કે છે જેશંગદાસ, રાખશો નહિં મન રીસ;
ગુરૂ શીષ્ય બે જોડ, કરે શું વળતી શીષ્ય. ॥ ૨૧ ॥

અંધો આગેવાન ત્યાં, પડતા સર્વે કૂપ;
દીઠાવિણ નવ બોલતા, પડતા ચૂપે ચૂપ;
પડતા ચૂપે ચૂપ, પછી પૂરણ પસ્તાયે;
દેતા સઘળા શ્રાપ, નકી તું નર્કે જાયે;
કે છે જેશંગદાસ, શીષ્યને બાંધી બંધો;
નર્કે લઇને જાય, જ્ઞાનવિણનો ગુરૂ અંધો. ॥ ૨૨ ॥

ફક્કડ થઇને જે ફરે, ફુલી ફોકટ મંન;
મોજ મઝા બહુ માણીને, ખૂએ તન મન ધંન;
ખૂએ તન મન ધંન, હારીને બેસે હેઠે;
જાય જુવાની જોર, પાણીના પુરની પેઠે;
કે છે જેશંગદાસ, અતીશય એવા અક્કડ;
બન્યા બહૂ બેહાલ, કુલક્ષણ થઈ ફરતા ફક્કડ. ॥ ૨૩ ॥

સમજો તો સંસારમાં, છે સરવેને સુખ;
નહિં તો નક્કી જાણજો, છે બહુ દારૂણ દુઃખ.
છે બહુ દારૂણ દુઃખ, રૂપ માયાની એવી;
અંજાઇ થાએ અંધ, જગત છે જોયા જેવી.
કે છે જેશંગદાસ, નિતિમાં નિશદિન રમજો;
સાંપડશે સૌ સૂખ, સજન સંસારે સમજો. ॥ ૨૪ ॥

ભરમાવે છે ભામિની, નરને નક્કી જાણ;
શુરવીર સૌ સરદારપણ, માને એની આણ;
માને એની આણ, નચાવ્યા સરવે નાચે;
વસમા પણ થઇ વશ, રંગમાં નિશદિન રાચે;
કે છે જેશંગદાસ, જગતમાં જુદ્ધ જમાવે;
રોળાવી દઇ રાજ, ભામિની જગ ભરમાવે. ॥ ૨૫ ॥

હડ હડતા હાકેમને, ગોરી ગણે ગુલામ;
જે નર વશ નવ કોઇથી, તે વશ કરે તમામ;
તે વશ કરે તમામ, હામ એવી છે એની;
છે અબળાપણ સબળ, શકિત સમજાતી તેની;
કે છે જેશંગદાસ, કર્યા કઇને રડવડતા;
ઉલટા મારયા એહ, હણાયા નર હડહડતા. ॥ ૨૬ ॥

વિષારી વનિતા બધે, વાવી વિષના વૃક્ષ;
ફળ ફુસ પોતે ભોગવે, ઝેરી જેનાં ચક્ષ;
ઝેરી જેનાં ચક્ષ, નજરને બાણે મારે;
વનિતા જે વંઠેલ, એહુને કોઇ ન વારે;
કે છે જેશંગદાસ, જતા નર હરદમ હારી;
ચાલે કુળ કુસંગ, બધે વનિતા વિષારી ॥ ૨૭ ॥

મોટા મોટા મર્દ પણ, વહતા વનિતા કાજ;
વનિતામાં બહુ વિષ ભર્યું, રોળાવી બહુ દે રાજ;
રોળાવી દે રાજ, તાજપર છાર બણાવે;
આંખે આંજી ઝેર, મરદને મુરખ ગણાવે;
કેછે જેશંગદાસ, સિંહને મારી સોટા;
કરતી વનિતા વશ, નમાવી મરદો મોટા. ॥ ૨૮ ॥

ખોટા ખ્યાલો નવ ગણો, ખલકે ખીલ્યા એહ;
પ્રમદાને પંઝે પડયા, ડંખાયા તે દેહ;
ડંખાયા તે દેહ, હળા હળ વિષજ વાપ્યું;
વડા વૈદ વિદ્વાન, ઝેરનું માપ ન માપ્યું;
કેછે જેશંગદાસ, ધવાયા મરદો મોટા;
અબળાના આ ખ્યાલ, ખલકમાં ખીલ્યા ખોટા. ॥૨૯॥

ઝાઝાં ઝેર કરી લડયા, વડા વડા બહુ વીર;
રગદોળાણા રણ વિશે, વણધાર્યા રણધીર;
વણધાર્યા રણધીર, વેરથી વઢવા ધાયા;
એવા વીર અટવાઇ, ધૂળથી સૌ ઢંકાયા;
કેછે જેશંગદાસ, તવારીખમાં આ તાજાં;
તરી આવતાં ટોચ, ઝેર સૌ વીરમાં ઝાઝાં. ॥ ૩૦ ॥

વાવેલાં લણવાં પડે, સમજો સાચું વીર;
ફક્કડ થઇને કાં ફરો, કાંતો ફરો ફકીર;
કાંતો ફરો ફકીર, એમ નાઠે નહીં છૂટો;
કર્યાં કર્મ ફળ પાન, કરો વિષ અમૃત ઘુંટો;
કેછે જેશંગદાસ, મન નવ રાખો મેલાં;
રાજા રંક ફકીર, લણે છે સૌ વાવેલાં. ॥ ૩૧ ॥

કોવચનાં બી વાવીને, કયાંથી પામો કેળ;
વારી ખૂબ વલોવતાં, મળે ન માખણ મેળ;
મળે ન માખણ મેળ, હેળ હરદમ એ ખોટી;
અજ્ઞાને અંજાઈ, ભૂલ સૌ કરતા મોટી;
કેછે જેશંગદાસ, કુડાં કૃત્ય કેયાકચનાં;
મુઆ ભીમને હાથ, વાવીને બી કોવચનાં ॥ ૩૨ ॥

કીધી પ્રિત તો પાળીએ, દઇએ નહીં કદિ છેહ;
દારૂણ દુઃખ આવી પડે, દહન થાય કદી દેહ;
દહન થાય કદી દેહ, તોય એક રંગે રહીએ;
નેક નિભવવા કાજ, દુઃખ સુખ સર્વે સહિએ;
કેછે જેશંગદાસ, લેખ જે લખીયા વીધી;
થવા કાળ તે થાય, પાળીએ પ્રીતી કીધી. ॥ ૩૩ ॥

લાડી વાડી ગાડીમાં, થયા કઇક ગરકાવ;
મૂર્છા પામ્યા મોહથી, લેતાં એનો લ્હાવ;
લેતાં એનો લ્હાવ, ભાવથી બહુ ભરમાયા;
જીંદગાની સૌ વ્યર્થ, કાઢતાં કંઇ ન કમાયા;
કે છે જેશંગદાસ, ખુંચ્યા જઇ આયા આડી;
કદી ન નિકળ્યા બ્હાર, સેવતાં વાડી વાડી. ॥ ૩૪ ॥

અનુભવથી સૌ આવડે, કાંઇ નથી મુશ્કેલ;
કસરત કરનારા કરે, ખાંડાપર ચઢી ખેલ;
ખાંડાપર ચઢી ખેલ, સ્હેલથી સૌઅે કરતા;
જોનારા મુંઝાય, તથાપી તે નવ ડરતા;
કે છે જેશંગદાસ, કામ સ્હેલાં કૃતવ્યથી;
કરતાં સર્વે કામ, આવડે છે અનુભવથી. ॥ ૩૫ ॥

બહુ બોલ્યામાં માલ નહીં, છે ચુપકીમાં સાર;
બહુ બોલ્યાથી પેટનો, પામે છે સૌ પાર;
પામે છે સૌ પાર, ભાર પણ એથી ભાગે;
વણ ધારેલાં શૂળ, જરૂર એથી તો જાગે;
કે છે જેશંગદાસ, ખરૂં ભીંતર ખોલ્યામાં;
મર્મ ઉઘાડો થાય, જાણજો બહુ બોલ્યામાં. ॥ ૩૬ ॥

રાખે નહીં દિલમાં દયા, તો નવ શોભે દેહ;
ધર્મ તણું એ મૂળ છે, સમજો નહીં સંદેહ;
સમજો નહીં સંદેહ, ધર્મ વિણ કાયા કૂડી;
શાસ્ત્ર પુરે સૌ સાખ્ય, ગતી છે એની ભુંડી;
કે છે જેશંગદાસ, દુષ્ટતા દુષ્ટજ રાખે;
મારે પશુને માર, દીલમાં દયા ન રાખે. ॥ ૩૭ ॥

લેખ લલાટે જે લખ્યા, તે ટાળ્યા ન ટળાય;
ગત ભવનાં સંચીત સમ, સુખ દુઃખ સૌ દેખાય;
સુખ દુઃખ સૌ દેખાય, કર્યાં કૃત્ય આગળ આવે;
ભોગવવાનાં સર્વ, અહીં એ ભાવ ભભાવે;
કે છે જેશંગદાસ, રહો છો કેમ ઉચાટે;
કદી ન મીથ્યા થાય, લખ્યા જે લેખ લલાટે. ॥૩૮॥

સંતો સર્વે સૃષ્ટીમાં, છે પારસનું રૂપ;
અજ્ઞાનીને બોધ દઇ, કરતા શુદ્ધ સ્વરૂપ;
કરતા શુદ્ધ સ્વરૂપ, તેહનાં પાપ તજાવી:
ઓળખાવે અવિનાશ, ભક્તિનો ભેદ બતાવી;
કેછે જેશંગદાસ, સદા સંતો ગુણવંતો;
પારસમણીની પેઠ, સુધારે સૌને સંતો. ॥ ૩૯ ॥

મીત્રો કરતાં મનમાં, કરજો ખૂબ વિચાર;
કારણ કે આ અવનિમાં, મતલબીયાં નર નાર:
મતલબીયાં નર નાર. ઉપરથી તમને ચ્હાશે;
પણ પોતાની ગર્જ, સરી કે સટકી જાશે;
કેછે જેશંગદાસ, ચિત્ત આ ચિતરી મિત્રો;
સંકટમાં દે સ્હાય, એવા શોધી લ્યો મિત્રો ॥ ૪૦ ॥

ભૂખે મરતાં માનવી, જોઇને મનમાં જેહ:
સંતોષે નહીં તેહની, દુઃખે બળતી દેહ;
દુઃખે બળતી દેહ, તેહપર સમજ રૂઠે:
ધનવાનોનો ધર્મ, ચળિત થઇ પાપજ ઉઠે;
કેછે જેશંગદાસ, સુખે નહીં સ્વર્ગે સૂખે;
પડી નર્ક મોઝાર, પિડાતા પૂરણ ભૂખે. ॥ ૪૧ ॥

અંધો પ્યાર ગણાય છે, કરે મનુષ્યને અંધ;
સજ્જન દુર્જન કેહનો, એને નહીં પ્રતિબંધ;
એને નહીં પ્રતિબંધ, જીગરમાં ઝટપટ પેસે;
ભુલાવી દે ભાન, ઠરી નવ ઠામે બેસે;
કેછે જેશંગદાસ. કરાવે ધાર્યો ધંધો;
એવો ઉન્મત્ત પ્યાર, ગણાયો એથી અંધો. ॥ ૪૨ ॥

મોટા મોટા મહંતને, ખલક તણા ખાવીંદ;
તે પણ સરવે પ્યારમાં, પામ્યા પૂરણ નીંદ;
પામ્યા પૂરણ નીંદ, દેહનું ભાન ન કાંઇ:
પ્યાર પ્યાર ને પ્યાર, ઝંખતા નિંદ્રા માંહી;
કેછે જેશંગદાસ, ગુલાબી ખીલે ગોટા:
તેવો ખીલે પ્યાર, પડે વશ નાના મોટા. ॥ ૪૩ ॥

વાણી સંત તણી સદા, ઝરતી અમૃત રૂપ;
જ્ઞાની પાન કરી ઘણા, ભરતા હૃદય અનૂપ;
ભરતા હૃદય અનૂપ, પાપ સર્વે ધોવાતું;
દુર્ગુણ મળ થઇ દૂર, મંન બહુ શુદ્ધજ થાતું;
કેછે જેશઁગદાસ, સંતને સમરથ જાણી;
ભવજળ તરવા કાજ, સંતની સુણજો વાણી. ॥ ૪૪ ॥
બોલે બહુ બહુ મૂખથી, તે જન જુઠો જાણ;
બોલેલું બનશે નહિં, તેનાથી નિરવાણ;
તેનાથી નિરવાણ, હાણ એ મોટી જાણો;
જુઠાનો સરદાર, પુરણ રીતે પંકાણો;
કેછે જેશઁગદાસ, ગણે સૌ તૃણને તોલે;
ધિક ધિક એ અવતાર, મુખે જે બહુ બહુ બોલે. ॥ ૪૫ ॥
ચઢતા જોબન પૂરમાં, મન મદોન્મત્ત થાય;
ડોળાએલા દિલમાં, નિજરૂપ નવ દેખાય;
નિજરૂપ નવ દેખાય, ચઢે કૂતર્કી ઘોડે;
દેશ વિદેશે સર્વ, દશે દીશામાં દોડે;
કેછે જેશઁગદાસ, તથાપી ન તેની દ્રઢતા;
મન બહુ બનતું મૂર્ખ, જોબનના પૂરે ચઢતા. ॥ ૪૬ ॥
જોબન વયમાં જંનને, કહી શકે નહીં કોઇ;
તેમ છતાં જો કહે કદી, તો તે નવ રહે જોઇ;
તો તે નવ રહે જોઇ, કરે પોતાનું ધાર્યું;
માને નહીં સદબોધ, કરે નહીં કોઇનું વાર્યું;
કેછે જેશઁગદાસ, ભરાઇ પડતાં ભયમાં;
પાછળથી પસ્તાય, ઘણા જન જોબન વયમાં. ॥ ૪૭ ॥
જુવાનીનો વાવટો, ચઢતાં શિરપર શ્યામ;
શત્રુ તે સમજાય છે, મિત્ર સમાન તમામ;
મિત્ર સમાન તમામ, સ્હાય સૌ કૂડી કરતા;
દયા ન આણે દીલ, દૈવથી પણ નવ ડરતા;
કેછે જેશઁગદાસ, કહી કહીં થાકે જ્ઞાની;
તોપણ નવ સમજાય, હોય જો રંગ જુવાની. ॥ ૪૮ ॥

જોબન રૂપી સર્પથી, ડરતા રહો નિશદીન;
શાણા સજજન કોઇ દિન, થશો નહિં આધીન;
થશો નહિં આધીન, ડંશ એ અડતાં દેશે;
પ્રસરી રગ રગ ઝેર, પછીથી પ્રાણજ લેશે;
કેછે જેશંગદાસ, તપાસ્યું છે ત્રિભૂવન
કરશો નહીં કદી સ્પર્શ, સર્પ વિખ સમ છે જોબન ॥ ૪૯ ॥

જીંદગાની ત્રણ ભાગમાં, વ્હેંચી એમ જણાય;
બાળપણું જોબનપણું, બુઢ્ઢાપણ સમજાય;
બુઢ્ઢાપણ સમજાય, સર્વમાં વસમું જોબન;
જીતે જવલા કોઈ, તેહને તો છે ધન ધન;
કેછે જેશંગદાસ, તરી જોબન જે જ્ઞાની;
નિકળે નીષ્કલંક, તેહ જીત્યો જીંદગાની. ॥ ૫૦ ॥

જ્યાં જોઇએ ત્યાં જગતમાં, દ્રષ્ટે દુઃખ દેખાય:
સુખ તો સ્વલ્પ જણાય છે, મનમાં સૌ મુંઝાય;
મનમાં સૌ મુંઝાય, ઉપાધી અતિશય વળગી;
અંતરમાં અજ્ઞાન, હૃદયમાં હોળી સળગી;
કેછે જેશંગદાસ, કથા આ કહીએ જઇ ક્યાં ?
સંત વિના જન સર્વ, દુખિયા જ્યાં જોઇએ ત્યાં. ॥૫૧॥

જરથી સુખ નવ જાણતો, જર છે દુઃખનું મૂળ;
જરને કારણ કંઇકની, જીંદગાની થઈ ધૂળ;
જીંદગાની થઈ ધૂળ, ધૂળમાં કજીઆ પેઠા;
હડખાયાની પેઠ ઠરી નવ ઠામે બેઠા;
કેછે જેશંગદાસ, હણે છે જર દળદરને;
બાકી બહુ અવગુંણ, વખાણું શું હું જરને. ॥ ૫૨ ॥

સુખીઆ આ સંસારમાં, છે સંતોષી સર્વ;
ધન સંપત્તીનો કદી, કરે નહીં એ ગર્વ;
કરે નહીં એ ગર્વ, ઉરમાં આનંદ આણે;
સુખ દુઃખમાં સમતોલ, રહી પ્રભુ નામ પિછાણે;
કેછે જેશંગદાસ, દિઠા બીજા સૌ દુખીયા;
છે આ જગમાં સર્વ, સદા સંતોષી સુખીયા. ॥ ૫૩ ॥

સરજી આ સંસારમાં, કરવાં સુકૃત કામ;
નામ અમર એથી રહે, વિચરો વૈકુંઠ ધામ;
વિચરો વૈકુંઠ ધામ, ઠામ અવિચળ જઇ ઠરશો;
લખ ચોરાશી ખાણ, તમે ફરીથી નહીં ફરશો;
કેછે જેશંગદાસ, વાત બીજી સૌ વરજી;
કરજો સુકૃત કામ, સદા સંસારે સરજી. ॥ ૫૪ ॥

ઝાઝો જર ભેગો કરી, શું કરશે તું શઠ;
પરમારથમાં પાઇ પણ, ખરચી નહિં કરી હઠ;
ખરચી નહિં કરી હઠ, ધિક્ક જીવતર છે તારૂં;
અજ્ઞાને અંજાઇ, કહે શીદ મારૂં મારૂં;
કેછે જેશંગદાસ, મુરખ છે મુજને હાઝો;
અંતે મુકી જાઇશ, મેળવી જર અહિં ઝાઝો. ॥ ૫૫ ॥

સદ્‌ગુણમાં સંસારનાં, સર્વે સૂખ સમાય;
સદ્‌ગુણ વિણ વ્હેવાર આ, વીખ સમો વરતાય;
વીખ સમો વરતાય, અનુંભવ કરતાં જોશો;
જયાં જોશો ત્યાં દુઃખ, તણા દેખાશે દોષો;
કેછે જેશંગદાસ, દુઃખનાં મુળ દુર્ગુણમાં;
સુખનાં મૂળ સદૈવ, સમાયા છે સદ્‌ગુણમાં. ॥ ૫૬ ॥

મહિમા આ કળિયુગનો, કલેશ તણો વરતાય;
સંપ મળે નહિં કોઇમાં, કજીઆ કૂડા થાય;
કજીઆ કૂડા થાય, સગા કુટુંબી ઘરમાં;
ન મળે ઉરમાં પ્રેમ, પ્રેમ રાખે સૌ જરમાં;
કેછે જેશંગદાસ, કાળની આવી સીમા;
જયાં જોઇએ ત્યાં ઝેર, જુઓ કળિયુગનો મહિમા. ॥૫૭॥

ભગની માતા ભ્રાતમાં, અરસપરસ નહિં પ્રેમ;
જ્ઞાન જાતકે મિત્રમાં, મળે ન કદિએ રે'મ;
મળે ન કદિએ રે'મ, વ્હેમ સૌના અંતરમાં;
એક બીજાની પુંઠ, જુએ પોતાના ઘરમાં;
કેછે જેશંગદાસ, લાગી લલનાની લગની;
તન મન ધન અર્પણ, રડે માતા ને ભગની. ॥ ૫૮ ॥

કમબખ્તી પૂરી થઇ, આવ્યે કળિયુગ કાળ;
ઝેર વેર ઝાઝાં વધ્યાં, વધી ક્રોધની ઝાળ;
વધી ક્રોધની ઝાળ, બાળયુવાનો વૃદ્ધમાં;
સંપ મળે નહિં સ્હેજ, અહોનિશ સગાં સબંધમાં,
કેછે જેશંગદાસ, લાહ્ય લાગી ધખધખતી;
પડયા જઇ જે માંહી, થઇ તેની કમબખ્તી. ॥ ૫૯ ॥

મોડા પાણુ મરવા ચહે, જો ઘર હોય કુસંપ;
સંપત્તી સરવે છતાં, મળે ન કદિએ જંપ;
મળે ન કદિએ જંપ, કંપ કાયામાં છૂટે.
અરસપરસ ઘરમાંહીં, કરી કજીઆ શિરકૂટે;
કેછે જેશંગદાસ, વળે બહુ ગરબડગોટા;
સંપ વિના નિશદીન, મોતને ઇચ્છે મોટા. ॥ ૬૦ ॥

આવે આવ્રણ શીરપર, ત્યારે સૌ સમજાય;
ત્યાં સૂધી ગમ નવ પડે, ડા'પણથી બોલાય;
ડા'પણથી બોલાય, બીજાના દોષો દેખી;
પણ પોતામાં દોષ, આવતાં પૂરણ પેખી;
કેછે જેશંગદાસ, જગત પર જીભ ફફડાવે;
મુંઝાએ મનમાંહીં, આવરણ શીરપર આવે. ॥ ૬૧ ॥

અભિમાને ઊંધું વળે, જીંદગાનીનું ઝાઝ;
ભર દરિએ તોફાનથી, કથળે સઘળું કાજ;
કથળે સઘળું કાજ, જુઓ દુર્યોધન રાવણ;
થયા હાલ બેહાલ, તજી પોતાનું વડપણ;
કેછે જેશંગદાસ, શિખામણ મારી માને;
તો રહીં શાંત સદાય, રહીશ નહિ કદિ અભિમાને.॥૬૨॥

રાંકા રખડી શું કરે, ન મળે પાસે પાઇ;
પેટ ભરણને કારણે, મનમાં મરે મુંઝાઇ;
મનમાં મરે મુંઝાઇ, શ્રીમંતે સમજી લેવું;
અન્ન વસ્ત્રનાં દાન, દયાથી દેતા રહેવું;
કેછે જેશંગદાસ, નસિબ જ્યાં નિવડયાં વાંકા;
પડયો છપનમાં કાળ, કરે શું રખડી રાંકા ॥ ૬૩ ॥

ફરિઆદી કોને કરે, અપંગ અન્નને કાજ;
હરિ જેના હૃદયે વસે, એહ ધરે ઉર દાઝ;
એહ ધરે ઉર દાઝ, રંકનાં દુઃખ બહુ દેખી;
કરતા બનતી સ્હાય, શક્તિ પોતાની પેખી;
કેછે જેશઁગદાસ, આપી અન્ન વસ્ત્ર ફળાદી;
રાખે રાજી રંક, કરે ત્યાં જઇ ફરિઆદી. ॥ ૬૪ ॥

કર્મે કોટીધ્વજ થઇ, કીધું શું સુકૃત્ય;
જરને જુઠો જાણજે, છે વસ્તું નહીં સત્ય;
છે વસ્તુ નહીં સત્ય, મુંકીને અહીં મરિ જાવું;
આવે નહીં એ કામ, પડે પછીથી પસ્તાવું;
કેછે જેશઁગદાસ, વાપર્યું ધન જે ધર્મે;
તે તારૂં કહેવાય, બીજું તો ફોકટ કર્મે. ॥ ૬૫ ॥

કન્યા વીક્રય જે કરે, કહીએ એજ કસાઇ;
દામ લઇ દિકરી તણા, ભુંડી કરે ભવાઇ;
ભુંડી કરે ભવાઇ, દીકરી દુંઃખમાં દેતા;
ગજવું ભરવા કાજ, જમાઇને લુંટી લેતા;
કેછે જેશઁગદાસ, અરેરે ! ! આ શો અન્યા;
જાણી જોઇ મા બાપ, કુવામાં નાખે કન્યા. ॥ ૬૬ ॥

જાતિ સ્વભાવ મટે નહિં કરતાં ક્રોડ ઉપાય;
સતિયા સત્ય તજે નહિં, જુઠા જુઠું ગાય;
જુઠા જુઠું ગાય, શૂરવીર નવ સંતાયે;
કાયર નર રણમાંહિ, ઝુઝવા કદી ન જાયે;
કેછે જેશઁગદાસ, દયા નવ લાવે ઘાતી;
કરવો શો ઉપાય, મટે નહીં સ્વભાવ જાતી. ॥ ૬૭ ॥

સારા ખલકે જુજ છે, નબળાનો નહીં પાર;
ઝાઝા હંસ જડે નહિં, જડતા કાગ અપાર;
જડતા કાગ અપાર, ભાર ભૂમીપર ભારે;
અધવ ગીધ ઊલુક, જણાતા ઠારો ઠારે;
કેછે જેશઁગદાસ, જડે બહુ દુર્ગુણી દારા;
સતી સહસ્ત્રે એક, કોઇક સૃષ્ટીમાં સારા; ॥ ૬૮ ॥

ચઢતી પડતી જગતમાં, છે સર્વેને શીર;
ઝાડ પ્હાડ પૃથ્વી અને, રાજા રંક ફકીર;
રાજા રંક ફકીર, રવી શશિને સૌ તારા;
અસ્તોદયની માંહીં, જરૂર એ સર્વ જનારા;
કેછે જેશંગદાસ, ગતી કુદરતની નડતી;
ત્યાં નહીં કાંઇ ઉપાય, થાય જ્યાં ચઢતી પડતી. ॥૬૯॥

લીધી લત મુંકે નહિ, એ મૂરખની રીત;
હુબસી મુંઠ પકડી રહે, સમજ્યા વીણ ખચીત;
સમજ્યા વીણ ખચીત, હીત નવ સમજે સાચું;
ખત્તા ખાએ ખૂબ. અક્કલ વિણ એ સૌ કાચું;
કેછે જેશંગદાસ, શીખ નવ સમજે દીધી;
એ મૂરખની રીત, લત નવ મુંકે લીધી. ॥ ૭૦ ॥

ખોટી રીતે ખલકમાં, ખેલે જે કોઇ જંન;
તે નવ માનવ માનશો, છે પશુ તુલ્ય તદંન:
છે પશુ તુલ્ય તદંન, મન બહુ એનું મેલું
કરે બહુ બકવાદ, ગણે સૌ એને ઘેલું;
કેછે જેશંગદાસ, કાળ જ્યાં પકડે ચોટી;
ત્યારે સૌ સમજાય, ચાલ ચાલેલી ખોટી. ॥ ૭૧ ॥

ઉપાધી અંતે નડે, દે સ્વપ્ને પણ દુઃખ;
ચરચર ચિત્તને બાળતી, સમજાતુ નહિ સુખ;
સમજાતુ નહિં સૂખ, ઉદાશી નિશદિન રેતી;
એક પછી વળિ એક, હૃદયમાં દુગ્ધા વ્હેતી;
કેછે જેશંગદાસ, વપુએ પણ વ્યાધી;
જીંદગાનીમાં એમ, નડે નિશદિન ઉપાધી. ॥ ૭૨ ॥

કવિની ગતિને કોઇથી, કદી ન અટકાવાય;
દીઠું વણ દીઠું બધું, કવિને ચિત ચિતરાય;
કવિને ચિત ચિતરાય, તર્કથી સઘળું સાચું;
અંતે એ સમ થાય, કોઇ વાતે નવ કાચું;
કેછે જેશંગદાસ, ગતી જ્યાં છે નહિં રવિની;
ત્યાં પણ પોચે તર્ત, ગતીતો સુજ્ઞ કવીની. ॥ ૭૩ ॥

સતવાદી સંકટ સહે, તોપણ સમજે સૂખ;
ધર્મ ટેક ધરી રાખતાં, ધરતા નહિં મન દુઃખ;
ધરતા નહિ મન દુઃખ, રહે આનંદે રાજી;
સુખ દુઃખ કર્માધીન, ભવિષ્યની સમજે બાજી;
કેછે જેરૉંગદાસ, સત્યવિણ સૌ અપવાદી;
સમજીને મન મગ્ન, રહે દુઃખમાં સતવાદી. ॥ ૭૪ ॥

સારી નરશી ટેવ જે, પડી તે ઝટ નવ જાય;
અભ્યાસે વધતી રહે, વધતાં નવ વરતાય;
વધતાં નવ વરતાય, વખત વીતે બહુ વધતી;
થાતાં ભવ્ય સ્વરૂપ, પછીથી પોતે ફળતી;
કેછે જેરૉંગદાસ, બીજસમ ફળ દેનારી;
કડવાં મીઠાં સર્વ, ટેવ એ નરસી સારી ॥ ૭૫ ॥

મીઠી વાણી મનુષ્યની, દે સર્વેને સૂખ;
દીલાસો દઈ દીલમાં, હરતી મનનાં દુઃખ;
હરતી મનમાં દુઃખ, ત્રિવીધી તાપો કેરાં,
અમૃતસમ ઔષધ, ટળે દુઃખ તેથી ઘણેરાં;
કેછે જેરૉંગદાસ, ઓષધી એવી ન દીઠી;
દુઃખમાં દે સૂખ, મનુષ્યની વાણી મીઠી. ॥ ૭૬ ॥

વ્યસની વ્યસન કર્યા પછી, પૂરણ મન પસ્તાય;
લાગી લત છુટે નહીં, લતમાં લપટી જાય;
લતમાં લપટી જાય, પછી વશ તેને થાએ;
સુઝે નહીં કાંઇ કામ, કેફમાં ઝોકાં ખાએ;
કેછે જેરૉંગદાસ, આળ આવે અપજશની;
રાખે નહીં ઇતબાર, લુંટાયા લતથી વ્યસની. ॥ ૭૭ ॥

અજ્ઞાની જ્ઞાની તણી, સમજે નવ કાંઇ રીત;
નવ સમજ્યે નિંદા કરે, ખોટી એહ ખચીત;
ખોટી એહ ખચીત, ગતી નવ પ્હોચે પૂરી;
જ્ઞાન મર્મથી અંધ, બકે બહુ વાત અધૂરી;
કેછે જેરૉંગદાસ, જ્ઞાન વિણ એ અભિમાની;
જ્ઞાનીની કરી નીંદ, રીઝતા સૌ અજ્ઞાની; ॥ ૭૮ ॥

જન્મારો સૌ રંકનો, જોવા જેવો જાણ;
શ્રીમંતોને શું પડે, તેની કાંઈ પિછાણ;
તેની કાંઇ પિછાણ, મોજમાં પોતે મ્હાલે;
રઝળે બહુ બહુ રંક, બિચારાં હાલ હવાલે;
કેછે જેશઁગદાસ, રિબાતાં રંક ઉગારો;
દયા આણવા યોગ્ય, રંકનો છે જન્મારો. ॥ ૭૯ ॥

જીવીને આ જગતમાં, કરવો પર ઉપકાર;
પરદુઃખ ભંજન થઇ ફરો, સત્ય ગણો એ સાર;
સત્ય ગણો એ સાર, જન્મનું સાર્થક જાણી;
જગકર્ત્તાની પ્રીત, મેળવો મોક્ષ પિછાણી;
કેછે જેશઁગદાસ, ફરજ નિશદિન બજવીને;
રાખો રૂડી રીત, જગતમાં અહીં જીવીને. ॥ ૮૦ ॥

ભક્તી વિણ મુક્તી નથી, મળવાની કોઇવાર;
માટે સમજી મનમાં, જપજે જગ કિરતાર;
જપજે જગ કિરતાર, શરીર સંપતી જુઠી;
માણે શું જોઇ મોજ, ભક્તી વિણ આગજ ઉઠી;
કેછે જેશઁગદાસ, તજી માયા આ શકતી;
જો ઇચ્છે તુજ મોક્ષ, કરી લે ભગવત ભકતી. ॥ ૮૧ ॥

માયાનું મંડાણ આ, છે મૂરખને માટ;
વણ સમજે સંસારમાં, ખેલે ખોટા ઘાટ;
ખેલે ખોટા ઘાટ, મોહથી મારગ ભુલી;
ફરતા ફોકટ રોજ, ફસાઇને ફંદે ફુલી;
કેછે જેશઁગદાસ, કરી રક્ષણ કાયાનું;
જીવનું જોખમ કીધ, મૂળ એ સૌ માયાનું. ॥ ૮૨ ॥

નાસ્તિક નરને કોઇનો, લાગે નહિં કદી બોધ;
સ્નેહ કરી સમજાવતાં, કરશે ઊલટો ક્રોધ;
કરશે ઉલટો ક્રોધ, અતી અજ્ઞાને અંધો;
હુંપદથી હમેશ, છુટે નવ માયા બંધો;
કેછે જેશઁગદાસ, થશે નહીં સુધરી આસ્તિક;
અજ્ઞાની નર એમ, રહે છે નિશદિન નાસ્તિક. ॥ ૮૩ ॥

દેખો દુનિઆં દુષ્ટ છે, કરતી બહુ બકવાદ;
સજ્જનને પણ સ્હેજમાં, આપે છે અપવાદ;
આપે છે અપવાદ, દાદ આ કોને કે'વી;
સમજે સમજુ જ'ન, શીખ આ સમજ્યા જેવી;
કેછે જેશૅંગદાસ, લખાયા લાખો લેખો;
ખોટી છે આ ખલક, દુષ્ટ છે દુનિઆં દેખો. ॥ ૮૪ ॥

દુખિઆરી દુનિઆં દિસે, સુખ તો સ્વલ્પ જણાય;
જ્યાં જોઇએ ત્યાં જગતમાં, દ્રષ્ટે દુઃખ દેખાય;
દ્રષ્ટે દુઃખ દેખાય, સુખના છે બહુ સાંસા;
ઊપાધીથી અધિક, પડ્યા સૌને શિર ફાંસા;
કેછે જેશૅંગદાસ, જગતને જઉં બલિહારી;
છે નહીં સુખિયાં કોઇ, દિસે દુનિઆં દુઃખિઆરી.॥૮૫॥

જન્મીને ગરિબાઇમાં, ભોગવવી ગરિબાઇ;
એમાં સુખ સંતોષ છે, છે નહીં એ દુઃખદાઇ;
છે નહીં એ દુઃખદાઇ, વિપત વસમી નવ લાગે;
પડતાં અતિશય દુઃખ પ્રભૂપર પ્રીતી લાગે;
કેછે જેશૅંગદાસ, ભરે એ ઉદર ભમીને;
માને મન સંતોષ, ગરિબાઇમાં જન્મીને. ॥ ૮૬ ॥

સરજીને શ્રીમંતમાં, ભોગવવી ગરિબાઇ;
એ સમ અતિશય દુઃખ નહીં, આવે ઉર ઉભરાઇ;
આવે ઉર ઉભરાઇ, પ્રથમનાં સુખ સંભારી;
દેખી દ્રષ્ટે દુઃખ, હૃદય બહુ જાયે હારી;
કેછે જેશૅંગદાસ, વડો વૈભવ વર્જીને;
રંક થવું એ દુઃખ, સદા શ્રીમંત સરજીને ॥ ૮૭ ॥

સરજી શ્યામા સૃષ્ટીમાં, સુખ દુઃખનો એ ખાણ;
વફાદાર વડી હોય તો, આપે સુખ નિરવાણ;
આપે સુખ નિરવાણ, સ્વામીને રૂડી રીતે;
શોભાવી ઘર સુઘ્ર, પતીને ઇચ્છે પ્રીતે;
કેછે જેશૅંગદાસ, રીત આ રામા વરજી;
સાલેને દે દુઃખ, સૃષ્ટીમાં શ્યામા સરજી. ॥ ૮૮ ॥

મરતી વખતે મનમાં, હોય વાસના જેહ;
આવે સુક્ષમ શરીરની, સાથે સઘળી એહ;
સાથે સઘળી એહ, કામ લોકે વસવાને;
મનસ આત્મા પ્રબળ, થતાં સુધી રહેવાને;
કેછે જેશંગદાસ, જીવ ફરી જન્મે જગતે;
ઉદભવે ઇચ્છા સર્વ હોય જે મરતી વખતે. ॥ ૮૯ ॥

માટે સમજી મનમાં, કરજો રૂડાં કામ;
અંતે આડાં નવ ફરે, ઠરીને રહેજો ઠામ;
ઠરીને રહેજો ઠામ, કરી પરમારથ પૂરાં;
કરજો ઇશ અરપણ, કરો નહિં કૃત્યો બુરાં;
કેછે જેશંગદાસ, રહો અંતે ન ઉચાટે;
તો તો મળશે મોક્ષ, કહી શીખ તારા માટે. ॥ ૯૦ ॥

જુઠા બોલી જગત આ, જણવે ઝાઝા રંગ;
બોલી બદલે બહુ વિધી, મળે ન માંહે ઢંગ;
મળે ન માંહે ઢંગ, ઘડીમાં રૂપજ પલટે;
કરતી અતી ચરીત્ર, ચાલતી રસ્તે ઉલટે;
કેછે જેશંગદાસ, ઉઠાવે અવળા બુટ્ટા;
રમતી રમત પ્રપંચ, બોલ બહુ બોલી જુઠ્ઠા. ॥ ૯૧ ॥

ખંતે ખોટાં કામ બહુ, કરીને મૂરખ જંન;
રાજી રહેતા રોજ એ, પસ્તાતા નહિં મંન;
પસ્તાતા નહિં મંન, અરે !! અજ્ઞાનજ કેવું;
કરી પાપના પુંજ, કેટલું કરશે દેવું;
કેછે જેશંગદાસ, ગતી શી એની અંતે;
પડે નર્કની માંહી, કરી કૃત્ય ખોટાં ખંતે. ॥ ૯૨ ॥

લોભી રાજા લોભથી, કરવા પૃથ્વી જેહ;
જન હિંસા ઝાઝી કરે, વરતાવી બહુ કેર;
વરતાવી બહુ કેર, દયા નવ દિલમાં રાખે;
રાજ ધર્મની રીત, નર્કમાં બોળી નાંખે;
કેછે જેશંગદાસ, ભલે રહે જગમાં શોભી;
પણ એ નર્કે જાય, લોભથી રાજા લોભી. ॥ ૯૩ ॥

દિલમાં દયા ન હોયતો, પરમારથ નવ થાય;
જગમાં એવા જંન સૌ, ઘોર કુકર્મી જણાય;
ઘોર કુકર્મી જણાય, ધર્મનાં તત્વ તજીને;
કરે પાપનો પુંજ, પાપનાં શસ્ત્ર સજીને;
કેછે જેશૅંગદાસ, તપાસો શાસ્ત્ર અખિલમાં;
દયા વિણ નહિં ધર્મ, ઉદ્દભવે કોઈના દિલમાં; ॥ ૯૪ ॥

દુઃખથી દુનિઆંમાં કદી, ડગવું નહીં તલ માત્ર;
એજ આત્માનું અહીં, છે ઉન્નતિનું પાત્ર;
છે ઉન્નતિનું પાત્ર, પ્રગટ એ નિર્વિકારી;
તરવા આ સંસાર, સદા એ હોડી સારી;
કેછે જેશૅંગદાસ, સાર નથી અહીંયાં સુખથી;
સુખનાં સાધન સર્વ, સાંપડે છે અહીં દુઃખથી ॥ ૯૫ ॥

અંતર શુદ્ધી હોયતો, અવિનાશી ઓળખાય;
નિર્મળ જળમાં ન્યાળતાં, પદાર્થ સૌ પરખાય;
પદાર્થ સૌ પરખાય, દીવ્ય દર્શન એ રીતે;
આબેહુબ કરાય, મલિનતા મટતાં ચિત્તે;
કેછે જેશૅંગદાસ, સદા રાખો સદ્બુદ્ધી;
અવિનાશી ઓળખાય, રાખતાં અંતર શુદ્ધી. ॥ ૯૬ ॥

પકડી ગરદન પ્રાણીની, કાળ ફરે દશદીશ;
એક દિન એવો આવશે, પટકી દેશે શીશ;
પટકી દેશે શીશ, ઇશની આગળ ધરવા;
કર્યાં કર્મનો સર્વ, હજૂરે હિસાબ કરવા;
કેછે જેશૅંગદાસ, ચાલશે નહીં ત્યાં અકડી;
રાય રંકને સર્વ, પ્રાણીની ગરદન પકડી. ॥ ૯૭ ॥

પાપી જન પસ્તાય છે, મરતી વખતે મંન;
કર્યાં કર્મ આગળ બધાં, તરીને રહે તદંન;
તરીને રહે તદંન, પ્રકાશી પૂરણ રૂપે;
પડે ઉરમાં છાપ, સર્વની શુદ્ધ સ્વરૂપે;
કેછે જેશૅંગદાસ, માપ શું કાઢું માપી;
પૂરણ મન પસ્તાય, પાપથી જન સૌ પાપી. ॥ ૯૮ ॥

અપરાધો અતિશય કરી, છૂટીશ કીયે ભવ;
મૂરખ મનમાં માનજે, સળગાવ્યો દુઃખ દવ;
સળગાવ્યો દુઃખ દવ, હજુરમાં ધોળ ગવાશે;
થશે અદલ ઇનસાફ, દુઃખ એ કેમ ખમાશે;
કેછે જેશઁગદાસ, માર તેં મોકમ ખાધો;
અજ્ઞાને અંજાઇ, કરી અતિશય અપરાધો. ॥ ૯૯ ॥

કુદરતની કરૂણા થકી, જીવે છે સૌ જંન;
કૃત્યો સામું જો જુએ, તો કોપેજ તદંન;
તો કોપેજ તદંન, પરંતુ નીધા રાખે;
ગણી પુત્ર સમ મંન, દયાની દ્રષ્ટી દાખે;
કેછે જેશઁગદાસ, શુધ લે શરણાગતની;
જીવે છે સૌ જગત, કરૂણાથી કુદરતની; ॥ ૧૦૦ ॥

સાચી દોલત સૃષ્ટીમાં, ભગવત ભકતી જાણ;
એ વિણ બીજી છે બધી, અસત્ય અહીં નિરવાણ;
અસત્ય અહીં નિરવાણ, બધીએ અહીં રહેવાની;
ભગવત ભક્તી એક, જીવની સાથ જવાની;
કેછે જેશઁગદાસ, ભક્તિમાં રમજે રાચી;
સાથે આવે એહ, સૃષ્ટીની દોલત સાચી; ॥ ૧૦૧ ॥

રંગ પતંગી ખલકની, ખુબીઓ છે સર્વ;
સમજ્યા વિણ સાથી કરે, તે ઉપર તું ગર્વ;
તે ઉપર તું ગર્વ, ચાર દિનનું એ ચટકું;
અંતે ઉડી જાય, રહે નહીં માયા લટકું;
કેછે જેશઁગદાસ, ભલા આશક મન ભ્રંગી;
ખૂબી જોઇ ખુઆર, થઇશ નહીં રંગ પતંગી; ॥૧૦૨॥

સત્સંગીના સંગથી, જીવને મોટી લાણ;
મલીનતા મનની ટળી, થઇ નિર્મળ નિરવાણ;

થઇ નિર્મળ નિરવાણુ, શુદ્ધ દરપણુ સમ થાશે;
સઘળું આત્મ સ્વરૂપ, પછી દ્રષ્ટે દેખાશે;
કેછે જેશંગદાસ, અતિશય થઇ ઉમંગી;
મળવા મૂળ સ્વરૂપ, જાયછે થઇ સત્સંગી. ॥ ૧૦૩ ॥

કુસંગીના સંગથી. સત્સંગીને હાણુ;
લાગે નહિં કંઇ રંગપણુ, બેસે પટ પરમાણુ;
બેસે પટ પરમાણુ, હળી નિર્મળતા મનની;
દિન દિન વધતી જાય, મલીનતા લાગી લગની:
કેછે જેશંગદાસ, રંગ સૌ સત્સંગીના;
સંગે મિશ્રીત થાય, સંગથી કુસંગીના. ॥ ૧૦૪ ॥

કુદરત તુજ કારીગરી, જોઇને મન મોહાય;
જીવ બધા જળબુંદથી. સરજાવ્યા જગરાય;
સરજાવ્યા જગરાય, કળા અદ્દભુત છે તારી;
કોઇથી નહિં કળાય, અધિકકૃતિછે બલિહારી;
કેછે જેશંગદાસ, મનુષ્ય તુજ આગળ તૃણવત:
જગરચના આ સર્વ, તુજ કારીગરી કુદરત. ॥ ૧૦૫ ॥

મનવા મનમાં માનજે, તુજથી કંઈ ન કરાય.
કરતા હરતા ઇશ છે, ઘટ માળા જે થાય;
ઘટ માળા જે થાય, પલકમાં પૃથ્વી ડુબવે;
ચંદ્ર સૂર્ય સૌ ગ્રહ, પવન સુધ્ધાંને હલવે;
કેછે જેશંગદાસ, બનાવો જે જે બનવા;
શકતી છે એ સકળ, સ્વયંભુ કેરી મનવા. ॥ ૧૦૬ ॥

મોટા મોટા મહિપતી. થઇ જગથી નારાજ;
નિયમ કરી વનમાં વસ્યા, તજી રાજને તાજ;
તજી રાજને તાજ, ભક્તી ભગવતની કરવા;
મોક્ષ પામવા માટ, શાંતિથી સદૈવ ઠરવા;
કેછે જેશંગદાસ, ખેલ દુનિઆંના ખોટા.
માની મનની માંહિ. વસ્યા વન મહિપતી મોટા ॥૧૦૭॥

માળા કરમાં કાષ્ટની, લઇ ફેરવતા જંન;
પણ મન હોય મલીનતો, મીથ્યા તેહ તદંન;
મીથ્યા તેહ તદંન, જ્ઞાન વિણ ગોથાં ખાયે;
માટે સમજી મંન, બોધ માળા આ ગાએ;
કેછે જેશંગદાસ, મુકી દેઈ મિથ્યા ચાળા;
ફેરવજો મનમાંહી, બોધની આ નિત્યમાળા. ॥ ૧૦૮ ॥

માળા ૯ મી સંપૂર્ણ.

---





# માળા ૧૦ મી.

## કુંડળિઆ છંદ

ગમતું ગોવિંદનું થશે, બીજી મિથ્યા આશ;
પુરૂષારથ કરી દેવપર, રાખી રહો વિશ્વાસ;
રાખી રહો વિશ્વાસ, આશ એ પુરણ કરશે;
કૃત્ય પ્રમાણે કર્મ, સદા આવીને ઠરશે;
કેછે જેશંગદાસ, મનુષ્યને કૂકૃત્ય દમતું;
ધાર્યું નહિં તુજ થાય, થશે ગોવિંદનું ગમતું. ॥ ૧ ॥

જાણી જોઇને જે કરે, આળસ પોતે અંગ;
પાછળથી પછી થાય છે, ભૂંડા એના ઢંગ;
ભૂંડા એના ઢંગ, જગતમાં જોવા જેવા;
હાંસી કરીને લોક, લાગતા ઠપકો દેવા;
કેછે જેશંગદાસ, થશે હરદમ બહુ હાણી;
કરશે આળસ અંગ, જગતમાં જે જન જાણી. ॥ ૨ ॥

જુઓ દશા આ હિંદની, દંપતિમાં પણ વેર;
અરસ પરસ ઇરષા કરે, કલેશ કરી બહુ પેર;
કલેશ કરી બહુ પેર, કુટુંબમાં કજીઓ ઘાલે;
ટપાટપી કરી રોજ, કટાં દુશ્મન થઇ ચાલે;
કેછે જેશંગદાસ, કલેશના કૂડા કૂઓ;
હિંદુમાં ઘેર ઘેર, દશા આ હિંદની જુઓ. ॥ ૩ ॥

સુષ્ટી શૂરી સ્વાર્થમાં, સ્વાર્થ સરે ત્યાં જાય;
સ્વાર્થ સરે નહિં ત્યાં જતાં, સુસ્ત સદા સમજાય;
સુસ્ત સદા સમજાય, ગાય પોતાના ગાણું;
સ્વપ્નામાં પણ સ્હેજ, ઝંખતા નાણું નાણું;
કેછે જેશંગદાસ, સ્વાર્થની વરસે વૃષ્ટી;
ત્યાં તે દોડી જાય, સ્વાર્થમાં શૂરી સુષ્ટી. ॥ ૪ ॥

લુચ્ચા અધિકારી તણો, કરવો નહિં વિશ્વાસ;
બોલે કાંઇને કાંઇ કરે, એવા એ બદમાસ;
એવા એ બદમાસ, સ્વાર્થ સાધ્યામાં શૂરા;
રૈયતને વળી રાજ્ય, તણાએ ફોડી પૂરા;
કેછે જેશંગદાસ, નિતિના નકટા બુચ્ચા;
કરે રૈયતપર કેર, અધિકારી એ લુચ્ચા. ॥ ૫ ॥

ભોળા આગેવાનથી, જન મંડળ પીડાય;
હિત નવ સમજે હૃદયમાં, જોખમમાં જોડાય;
જોખમમાં જોડાય, મર્મ નવ સમજે મનમાં;
પ્રપંચમાં પછડાય, પડે પછી પૂર્ણ વિઘનમાં;
કેછે જેશંગદાસ, ઉત્રાડે વળતી ડોળા;
સરે ન કાંઇએ અર્થ, પડે પસ્તાવે ભોળા. ॥ ૬ ॥

સંપીને નવ ચાલીએ. નિજ કુળ મંડળ માંહીં;
તો શત્રુ શીરપર ચઢી, કરશે કાંઇનું કાંઇ;
કરશે કાંઇનું કાંઇ, દબાવી દઇ આપણને;
સત્તા ધારી થઇ લુંટે લજ્યા ભુષણને;
કેછે જેશંગદાસ, પછી થરથર કંપીને;
રેહેશો ચોળી અક્ષ, ચાલતાં નવ સંપીને. ॥ ૭ ॥

ફૂટાતા પર હાથથી, શા માટે તજો સંપ;
જૂઓ આંખ ઉઘાડીને, ફૂડો તજો કુસંપ;
ફૂડો તજો કુસંપ, કૂસંપે કેરજ કીધો;
પેશીને ઘરમાંહીં, દંશ બાહુ જબરો દીધો;
કેછે જેશંગદાસ. લાજ હિણ થઇ લુંટાતા;
બાલીને ઘરમાંહીં, કુસંપે જરૂર કુટાતા. ॥ ૮ ॥

પૂરણ પરખીને કરો પ્રીતી પરજન સાથ;
પરખ્યા વિણ પ્રીતી તણો, કરો ન લાંબો હાથ;
કરો ન લાંબો હાથ, કરો તો ખત્તા ખાશો;
દેખી હરદમ હાણ, પછી મનમાં પસ્તાશો;
કેછે જેશંગદાસ, પાત્ર વિણ પ્રેમ સ્ફુરણ;
કરો નહી કોઇ કાળ, કરો પરખીને પૂરણ. ॥ ૯ ॥

દુનિઆંનો શો દોષ છે, નિજનો દોષ જણાય;
ગુણ અવગુણ પોતા તણા, દુનિઆંમાં ચરચાય;
દુનિઆંમાં ચરચાય, કૃતી રૂડી કે ભુંડી;
નીજ રૂપમાં સર્વ, પછી દુનિઆં કયમ રૂડી;
કેછે જેશંગદાસ, ગાય ગુણ અવગુણ ગાનો;
દરપણ સરખો ગુણ, દીસે હરદમ દુનિઆનો. ॥ ૧૦ ॥

બળિઆ સાથે બાઝતાં, હારી બેસો હોડ;
પત ખોવા પોતાતણી, કરશો નહિં એ કોડ;
કરશો નહિં એ કોડ, જોડમાં ઝુઝી ન શકશો;
વેઠી હરદમ હાણ, અંતમાં પછી ચમકશો;
કેછે જેશંગદાસ, હણાઇ એના હાથે;
બનો બહુ નિસ્તેજ, બાઝતાં બળીઆં સાથે ॥ ૧૧ ॥

અટપટ કરીને કોઇ દિન, બનશો નહીં ખુઆર;
નડશે નિજ કૃત્ય નીજને, માટે કરો વિચાર;
માટે કરો વિચાર, સાર નહિં એમાં સારો;
ખીલો ખૂબ પ્રથમ, પરંતુ પછીથી હારો;
કેછે જેશંગદાસ, મુકી દઇ લુચ્ચી લટપટ;
રાખો શાંત સ્વભાવ, તજી દઇ ખોટી અટપટ. ॥ ૧૨ ॥

પાણીને પુર જાયછે, વહીને જીવતર જાણ;
શા માટે સમજયા વિના, વેઠે એવી હાણ;
વેઠે એવી હાણ, સમય છે સોના સરખો;
વ્યર્થ ગુમાવી એહ, મૂરખ મનમાં શું હરખો;
કેછે જેશંગદાસ, મોજ મિથ્યા માણીને;
અમુલ્ય સમય શા માટ, વાળતા પુર પાણીને. ॥ ૧૩ ॥

ભુંડી ભામની નાથને, કરીને બહુ કકળાટ;
ખેદ ખચિત ઉપજાવતી, આપીને ઉચાટ;
આપીને ઉચાટ, દાટ બહુ રેહેતી રોજે;
કજીઆ કેરાં મૂળ, ખણીને નિશ દિન ખોજે;
કેછે જેશંગદાસ, કૃતી બહુ એની કૂડી;
કરીને બહુ કકળાટ, કોપતી ભામની ભુંડી. ॥ ૧૪ ॥

મગરૂરીથી મંનને, ચડતો કેફ અપાર;
સારી નરસી વાત કાંઇ, સૂઝે નહિં એવાર;
સૂઝે નહિં એવાર, બાર હુંપદનો ભરતાં;
જેની તેની સાથ, સહજમાં કજીઓ કરતાં;
કેછે જેશંગદાસ, બને કમબખ્તી પૂરી;
હરદમ થાએ હાણ, રાખતાં મન મગરૂરી. ॥ ૧૫ ॥

અનુભવ વિણનું જ્ઞાન એ, જીવ વગરનું જાણ;
આપે નહિં ફળ એ કદી, સમજી લ્યો નિરવાણ;
સમજી લ્યો નિરવાણ, ભણ્યા પણ ગણ્યા નહીં એ;
મ્હેનત મિથ્યા થાય, અહોનિશ કરી અહીં એ;
કેછે જેશંગદાસ, સફળ છે જ્ઞાન પ્રવીણનું;
અફળ ગણાતું જાણ, જ્ઞાન સૌ અનુભવવિણનું. ॥ ૧૬ ॥

ખોટી લત આ ખલકમાં, જનને જે પડી જાય;
ટાળી તેહ ટળાય નહી, દિન દિન વૃદ્ધી થાય;
દિન દિન વૃદ્ધી થાય, પછી પૂરણ એ નડતી;
અંત અવસ્થા માંહીં, આપદાએથી પડતી;
કેછે જેશંગદાસ, પછી પ્રયત્નો કોટી;
કરતાં ટળે ન તેહ, પડી ગઇ જે લત ખોટી. ॥ ૧૭ ॥

પ્રમદા રીઝી પ્રેમદે, મૂરખદે અપમાન;
દાતા રીઝી દાનદે, જશવંતા દે માન;
જશવંતા દે માન, જ્ઞાન દે ગુણિવલ જ્ઞાની;
સતિદે સુભ આશિષ, ગાળ વેશ્યા વદવાની;
કેછે જેશંગદાસ, જાતપર સરવે જાતા;
નિજ ગુણ સમ સૌ થાય, રીઝતાં ફળના દાતા. ॥ ૧૮ ॥

સ્વપ્નું સાચું માનીને, રહે ભરૂસે જેહ;
તે જન સઘ ઠગાયછે. સમજો નહિં સંદેહ;
સમજો નહિં સંદેહ. એહ છે મન વિકારો;
પ્રગટી પૂરણરૂપ, ઊંઘમાં દે ચીતારો;
કેછે જેશઁગદાસ, દીઠા અણદીઠા રૂપનું;
દેખાડે દર્શન, હોય નહિં સાચું સ્વપ્નું. ॥ ૧૯ ॥

મીઠી વાણી મંનને, ઉપજાવે બહુ મોહ;
શીતળતા ધરી શરિરમાં, ટાળે તનનો દ્રોહ;
ટાળે તનનો દ્રોહ, ગુંણતાં પ્રેમજ છુટે;
હરખે હૃદય ભરાય. ત્રીવીધી તાપજ તુટે;
કેછે જેશઁગદાસ, રસિકતા રૂડી દીઠી;
હૃદય રસિક બની જાય, સુણતાં વાણી મીઠી. ॥ ૨૦ ॥

કેળવણી લીધી વિના, સુધરે નહિં કદી જંન;
બુદ્ધીના અંકુર બધા. ઢાંકયાં રહે તદંન;
ઢાંકયા રહે તંદન, મંન પ્રફુલ્લિત નવ થાએ;
બુદ્ધીનાં સૌ બીજ, કેળવણી વિણ કરમાએ;
કેછે જેશઁગદાસ, રાખતાં હાલત અભણી;
જીંદગી એળે જાય, લીધા વિણની કેળવણી. ॥ ૨૧ ॥

જોતાં જગત તપાશીને, છે વિધ વિધના રંગ;
મન વિહ્વળ એથી બને. થાય બુદ્ધીનો ભંગ;
થાય બુદ્ધીનો ભંગ, ઢંગવિણ ચાલ ચલાએ;
મૂરખ જન હમેશ, માર બહુ એથી ખાએ;
કેછે જેશઁગદાસ, આયુષ્ય સૌ એળે ખોતાં;
વિધ વિધ કરો વિચાર, તપાસીને જગ જોતાં. ॥ ૨૨ ॥

મૂરખની મિત્રાઈથી, હરદમ થાએ હાણ;
જર જશ બંને જાય છે, વાગે નિંદા બાણ;
વાગે નિંદા બાણ, હાણ એ લેવી પ્હેલી;
વળતી થઇ એ ભ્રષ્ટ, થતાં બુદ્ધી બહુ ઘેલી;
કેછે જેશઁગદાસ; પ્રસાદી એવી વિખની;
બળવાની નિશદિન, કીધે મૈત્રી મૂરખની; ॥ ૨૩ ॥

પાપી જનની પ્રીતથી, બનશે અશુદ્ધ અંગ;
છાંટા ઉડી પાપના, ચઢશે એનો રંગ;
ચઢશે એનો રંગ. ગંગ જઇ ન્હાતાં ન મટે;
કરતાં તીર્થ અનેક. રંગ લાગેલો ન ઘટે;
કેછે જેશંગદાસ, ધરમની ઢાલ ઉથાપી;
નાખે નર્કની ખાણ, પ્રીત કરવાથી પાપી. ॥ ૨૪ ॥

સાચું બોલે તેહને, વખાણતા કંઈ જંન;
વળી કઇક અપખોડતા, ગણીને તુચ્છ તદંન;
ગણીને તુચ્છ તદન, મનમાને ત્યમ વદતા;
પણ સત્યવાદી જંન, દિલથી કદી ન ડગતા;
કેછે જેશંગદાસ, એવા જન જોતે રાચું;
રાખીને નિજ ટેક, બોલતા નિશદિન સાચું. ॥ ૨૫ ॥

સતવાદીને ધન્ય છે, ભવસાગર તરી જાય;
વચમાં આવે વમળ પણ, તેથી નવ ખંચાય;
તેથી નવ ખંચાય, હિંમતથી હરદમ હાલે;
સાચવવા નિજ સત્ય, વિપતમાં વપુને ખાલે;
કેછે જેશંગદાસ. ગણે તુચ્છ ધન ગાદીને;
ગણે પ્રાણ સમ સત્ય, ધન્ય છે સત્યવાદીને. ॥ ૨૬ ॥

જગ નાટક જોયા વિના. જોવા જુઠા ખેલ;
તે છે શા ઉપયોગના ? માટે પડતા મેલ;
માટે પડતા મેલ, ખેલ સાચા જો ખંતે;
કેવાં કેવાં પાત્ર, ખેલનાં ખેલો અંતે;
કેછે જેશંગદાસ, જોઇને ચિતમાં ચાટક;
લાગે એવું શ્રેષ્ઠ, સદા છે આ જગ નાટક; ॥ ૨૭ ॥

લટકું જોઇ જોબન તણું, અંજાઇશ નહિ ઊર;
રંગ પતંગી એ તણો, ભાસે છે ભરપૂર;
ભાસે છે ભરપૂર, નૂર નહિં ટકશે ઝાઝું;
જોબન સાથે જાણ, અંગ તુજ રહેશે તાજું;
કેછે જેશંગદાસ, ચાર દિનનું એ ચટકું;
વળતી વણશી જાય, જરૂર જોબનનું લટકું. ॥ ૨૮ ॥

બુદ્ધી પરમાણે બધા, ચાલે જન વ્યવહાર;
સૂઝે કરવાં કૃત્ય સૌ, તે પણ તે અનુસાર;
તે પણ તે અનુસાર, પાર પણ તેવો પામે;
સુખ દુઃખ બરકત હાણ, નેહ પણ તેવાં જામે;
કેછે જેશંગદાસ, સકળ સદ્‌ગુરૂની શુદ્ધી;
માણસમાં વરતાય, હોયછે તેવી બુદ્ધી. ॥ ૨૯ ॥

શાંતી ધરજો સર્વદા. એછે સુખનું સ્થાન;
ધ્યાન ધરી ગોવિંદનું, કરજો હરિ ગુણગાન.
કરજો હરિ ગુણગાન, જ્ઞાન હૃદયામાં રાખી;
ભૂલો નહિં નિજભાન, વિષયરસ વિખને ચાખી;
કેછે જેશંગદાસ, તજીને મનની ભ્રાંતી;
રહેજો આનંદ માંહિ, સર્વદા ધરજો શાંતી. ॥ ૩૦ ॥

હૃદયામાં હરદમ રમે, પ્રીતીના અંકૂર;
ટાળ્યા એ કદિ નવ ટળે, ભર્યા રહે ભરપૂર;
ભર્યા રહે ભરપુર, ઊરમાં અતિશય ફાલી;
પ્રેમ વેલ નહિં કદી, સુકાતી જે જડવાલી;
કેછે જેશંગદાસ, પ્રફુલિત રહે રૂદીયામાં;
જો પ્રસરીને પ્રીત, રમે હરદમ હૃદયામાં. ॥ ૩૧ ॥

ભલપણનો ભંડાર એ, છે જીંદગીનું નૂર;
સદ્‌ગુણ સૌ એમાં મળ્યા, ભલી રીતે ભરપૂર;
ભલી રીતે ભરપૂર, ઊર બહુ દિસે દયાળું;
કરી સદ્કર્મ પવિત્ર, રાખતા વૃતી ભાળું;
કેછે જેશંગદાસ. રાહ એછે ડાપણનો;
ઉતારે ભવપાર, સદા સદ્‌ગુણ ભલપણનો. ॥ ૩૨ ॥

ભુંડું આ ભવમાં કરે, જે જન તારૂં જાણ;
તેનું આ પરલોકમાં, ભલું થજો નિરવાણ;
ભલું થજો નિરવાણ, આશિષ એ ઉર ઉચ્ચારો;
મળીને અનુભવ જ્ઞાન, મળે ફળ સારૂં ધારો:
કેછે જેશંગદાસ, થાય એથી તુજ રૂડું;
આ ભવપર ભવમાંહી, કરે પરજન જો ભુંડું. ॥ ૩૩ ॥

જન્મીને આ જગતમાં, દયા ધરે નહિં દીલ;
તો તેનું જીવતર વૃથા, જાણે જગત અખીલ;
જાણે જગત અખીલ, ભીલ પણ એથી સારા;
અજ્ઞાની રહીં ઉર, કરે નહિં તર્ક નઠારા;
કેછે જેશંગદાસ, કૂડાં કર્મોમાં રમીને;
પામે અંતે નર્ક, જગતમાં આ જન્મીને. ॥ ૩૪ ॥

ખોટી બુદ્ધી ખલકમાં, ખવરાવે ખુબ માર;
અઘટિત કાર્ય કરાવીને, આણે દુઃખ અપાર;
આણે દુઃખ અપાર, પાર નવ આવે એનો;
દિન દિન વૃદ્ધી થઇ, વધે પરિવારજ જેનો;
કેછે જેશંગદાસ, પછી આફતમાં મોટી;
ઉતારે છે એહ, ખલકમાં બુદ્ધી ખોટી. ॥ ૩૫ ॥

પરમારથ પ્રીતે કરો, પડતાં પરથમ દુઃખ;
પણ અંતે એ દુઃખ જઇ, સાંપડશે બહુ સૂખ;
સાંપડશે બહુ સૂખ, દુઃખમાંથી પ્રગટીને;
પરમાત્માની જાણ, થયે દુઃખ જાય ઘટીને;
કેછે જેશંગદાસ, સાધજો સાચો સ્વારથ;
બીજો સ્વારથ તુચ્છ, કરો પ્રીતે પરમારથ. ॥ ૩૬ ॥

સાચું વદતાં સ્હેજ પણ, અચકાશો નહિ ઉર;
વચમાં વિધ્નો છો નડે, થાશે અંતે દુર;
થાશે અંતે દુર, જગતની છે બલિહારી;
સત્ય કસોટી કાજ, મનુષ્યને જુએ વિચારી;
કેછે જેશંગદાસ, સત્ય વિણ સઘળું કાચું;
અંતે તરશે સત્ય, જીતશો વદતાં સાચું. ॥ ૩૭ ॥

સારા માઠા સૃષ્ટીમાં, સૌને શિર સંજોગ;
સંજોગો સિવાયનો, છે નહિં એકે યોગ;
છે નહિં એકે યોગ, કાર્ય સૌ એ આધિન છે;
સુભ સંજોગે સૂભ, થાય હિણથી તો હિણ છે;
કેછે જેશંગદાસ, નથી કોઇ એથી ન્યારા;
છે સૌ વશ સંજોગ, સૃષ્ટીમાં માઠા સારા. ॥ ૩૮ ॥

સારા માઠા સૃષ્ટીમાં, સંજોગો સમજાય;
તે સ્વારથના સાવકા, બંધૂઓ દેખાય;
બંધૂઓ દેખાય, સ્વાર્થ વિણ સૃષ્ટિ ન ભાળી;
સ્વાર્થ વિણ જો હોય, સ્વર્ગ સમ નિરખો ન્યાળી;
કેછે જેશઁગદાસ, સંજોગો એવા દીઠા;
જોડે તોડે સ્નેહ, સૃષ્ટિમાં સારા માઠા. ॥ ૩૯ ॥

દુનિઆં સઘળી દેખજો, છે ભરપૂર ભરેલ;
ખુલ્લી વાતો ને વળી, બહુ બહુ બિના બનેલ;
બહુ બહુ બિના બનેલ, જણાતાં ન્યાળી જોતાં;
પણ ખોલીને આંખ, મનુષ્યો ધ્યાન ન દેતાં;
કેછે જેશઁગદાસ, એમ ગાફલ બહુ બનિઆં;
તેથી ખાએ માર, દેખજો સઘળી દુનિઆં. ॥ ૪૦ ॥

રાખે નહિં ચીવટ અને, કરે પછી ઉદ્યમ;
તો તે લાભ કરે નહીં, કરે હાણ હરદંમ;
કરે હાણ હરદંમ, ઉલટો ટોટો આવે;
થાય નફો તો નાશ, પરંતુ ગાંઠ ગુમાવે;
કેછે જેશઁગદાસ, કદી સુભ ફળ નવ ચાખે;
કરે ખરા ઉદ્યમ, છતાં ચીવટ નહિં રાખે. ॥ ૪૧ ॥

પ્રેમીજન નિજ પ્રેમમાં, રહે સદા મન મસ્ત;
પ્રેમ જયોત તેની કદી, થાય નહિં વળી અસ્ત;
થાય નહિં વળી અસ્ત, કિરણનિજ હૃદય પ્રકાશે;
રહે મંન પ્રફુલ્લીત, પ્રેમનાં ગાયન ગાશે;
કેછે જેશઁગદાસ, પ્રેમને ગણિને તનમન;
લે આનંદ અખંડ, પ્રેમમાં બહુ પ્રેમીજન. ॥ ૪૨ ॥

સૃષ્ટિની શોભા બધી, ચકિત કરે છે મંન;
બલિહારી જઇ એ થકી, વદીએ મુખ ધનધંન;
વદીએ સુખ ધનધંન, જોઇ રચના કુદરતની;
નહિં ડા'પણની હદ્દ, કળા અદ્દભુત સરજનની;
કેછે જેશઁગદાસ, દયા સુક્ષમ દ્રષ્ટીની;
દેવ તણી દેખાય, જોઇ શોભા સૃષ્ટીની. ॥ ૪૩ ॥

મગરૂરી ધરી મનમાં, ચાલીશ નહિં નાદાન;
અંતે એમાં ઠીક નહિં, થાય ભ્રષ્ટ તુજ માન;
થાય ભ્રષ્ટ તુજ માન, ભાન પણ દે ભૂલાવી;
સ્નેહ સંબંધી સાથ, રીત રૂડી ન ચલાવી;
કેછે જેશંગદાસ, બને કમબખ્તી પૂરી;
જગમાં તારી જાણુ, રાખતાં મન મગરૂરી. ॥ ૪૪ ॥

મનથી મોટપ રાખીને, ચાલે છે જે જન;
તેનું ટકું નવ નભે, ભાગી પડે તદંન;
ભાગી પડે તદંન, હાંસી હરદમ બહુ થાએ;
નિશદિન એ નિજમૂખ, નિજના ગુણ બહુ ગાએ;
કેછે જેશંગદાસ, બને હિણુ માન વજનથી;
જનમાં નવ પોષાય, રાખતાં મોટપ મનથી. ॥ ૪૫ ॥

અવળાં કામો આદરી, લેવા ઇચ્છે લાભ;
પણ તેને શિર તે થકી. ઉગે દુઃખનો ડાભ;
ઉગે દુઃખનો ડાભ, ઘણી વાતે ઘુંચાઈ;
ફંદા માંહિ ફસાય, બને હાલત દુઃખદાઇ;
કે છે જેશંગદાસ, સુઝે નહિં કામો સવળાં;
વેઠે હરદમ હાણુ, આદરી કામો અવળાં. ॥ ૪૬ ॥

અવળી બુદ્ધી આદરે, જાણી જોઈ જે જંન;
તે વળતી દુઃખ ભોગવે. હાથે કરી તદંન;
હાથે કરી તદંન, વાંક કોનો ત્યાં કહિએ;
વાવ્યું તેજ લણાય, એમ સમજી ઉર રહિએ;
કે છે જેશંગદાસ. બને બાજી શું ? સવળી;
જાણી જોઇ જ્યાં જંન, આદરે બુદ્ધી અવળી. ॥ ૪૭ ॥

બગડેલી બાજી સદા, સુધરવી નહિં સ્હેલ;
ઉતાવળ કરતાં અધિક, બને બહુ મુશ્કેલ;
બને બહુ મુશ્કેલ, અને ઉલટી વિખરાએ;
પણ જો ધીમે રહી, કામ બહુ કળે કરાએ;
તો તો જેશંગદાસ, સુધરે વાત સડેલી;
ઠેકાણે પડી જાય, સદા બાજી બગડેલી. ॥ ૪૮ ॥

મોટી ઘાંટી મરણની, છે સૌ જનને શીર;
એ વિણ વશ કોઇ રહે નહિં, રાય રંક રણધીર;
રાય રંક રણધીર, ફકિર ફક્કડ અબળાઓ;
સુણી મરણની વાત, ધ્રુજે થરથર સઘળાઓ;
કેછે જેરૅંગદાસ, બીજાં દુઃખ દીસે કોટી;
પણ છે સૌને શીર, મરણની ઘાંટી મોટી. ॥ ૪૯ ॥

ધંન અલેખે વાપરી, જશ લેવા જે જાય;
અંતે એ જન હારીને, પૂરણ મન પસ્તાય;
પૂરણ મન પસ્તાય, દ્રવ્યથી ખાલી બનતા;
જશ નવ આવે કામ, દ્રવ્યથી તંગી પડતાં;
કેછે જેરૅંગદાસ, દ્રવ્ય સ્વપ્ને નવ દેખે;
એવો બને બેહાલ, વાપરી ધંન અલેખે. ॥ ૫૦ ॥

સારૂં કરિએ સર્વનું, રાખી રૂડું ચિત્ત;
તો નિજનું સારૂં થશે, બલકે સદા ખચીત;
બલકે સદા ખચીત, અને અંતે પરલોકે;
માટે સૌનું શુભ, ઇચ્છીને રહો આ લોકે;
કેછે જેરૅંગદાસ, જીવનું હિતકર પ્યારૂં;
એ સમ બીજું નહીં, સર્વનું કરીએ સારૂં. ॥ ૫૧ ॥
મનથી માનો રાજતો, છે સૌને આહં રાજ;
સ્વતંત્રતાને સાચવી, કરતાં રૂડાં કાજ;
કરતાં રૂડાં કાજ, કોઇના નહિં ઓશિયાળા;
રહિએ જો નિશદિન, બનીને નીતી વાળા;
કેછે જેરૅંગદાસ, વિંટાઇએ નહિં વિઘ્નથી;
ભોગવતાં સૌ સૂખ, રાજ અહિં માનો મનથી. ॥ ૫૨ ॥

બળવંતા જન બાઝતા, જેની તેની સાથ;
અભીમાન ઉરમાં ધરી, લંબાવે બહુ હાથ;
લંબાવે બહુ હાથ, નાથ ધાર્યા વિણ નાચે;
રગડે જોઇને રંક, પછી મનમાં બહુ રાચે;
કેછે જેરૅંગદાસ, બને અંતે જ્યાં અંત્યા;
ત્યાંતો પકડે કાળ, બાઝતા જન બળવંતા ॥ ૫૩ ॥

કોઇને માથે ખોડ નહિં, કુટુંબમાં જો જાણ;
તો ત્યાં સૌ સૌનું કરે, મન ધાર્યું નિરવાણ;
મન ધાર્યું નિરવાણ, કરીને વરતે સરવે;
જોઇને આવો ઘાટ, હરીફો વળતી હરખે;
કેછે જેશઁગદાસ, વડિલ વિણ જો જો જોઇને;
બળહિણ બનતું ફળ, ખોડ નહિ માથે કોઇને. ॥ ૫૪ ॥

શ્યામા સદગુણિ હોયતો, છે સંસારે સૂખ;
નહિંતો નક્કી જાણજો, પડશે પૂરણ દુઃખ;
પડશે પૂરણ દુઃખ, સુખ સ્વપ્ને ન સમજશો,
કંટાળી મન માંહિ, સ્વર્ગસમી સૃષ્ટી તજશો;
કેછે જેશઁગદાસ, બનાવે વૈકુંઠ વામા;
પામો પૂરણ સૂખ, હોયતો સદગુણિ શ્યામા. ॥ ૫૫ ॥

ભરજોબનમાં ભારજા, ખેંચી તન મન ધંન;
નરને નૃત્ય કરાવતી, તાબે કરી તદંન;
તાબે કરી તદન, પ્રેમમાં ઘેલા કરતી;
વળતી તન મન સર્વ, તેહનાં પોતે હરતી;
કેછે જેશઁગદાસ, ધરી મગરૂરી મનમાં;
ચાલે ચતુરી ચાલ, ભારજા ભર જોબનમાં. ॥ ૫૬ ॥

જીવી આ સંસારમાં, ભોગવવું જે સૂખ;
તે તો મધ્યમ વય લગી, પ્રૌઢપણે બહુ દુઃખ;
પ્રૌઢપણે બહુ દુઃખ, શરીર શીથિળ થઇ પડતાં;
સગાં સબંધી તણાં, મરણનાં દુઃખો નડતાં;
કેછે જેશઁગદાસ, વિખની પ્યાલી પીવી;
તરફડતે તનમન, અધિક સંસારે જીવી. ॥ ૫૭ ॥

કાચી કાયા જાણજો, જળ પરપોટા જેમ;
વણશી જાતાં વાર નહિં, સાચી સમજો કેમ?
સાચી સમજો કેમ? ભ્રમથી ભુલા ભમીને;
અનિત્ય સમજી નિત્ય, રીઝતા લાડ કરીને;
કે છે જેશઁગદાસ, સમજજો શિખ આ સાચી;
અમર નહિં કોઇ દિન, જાણજો કાયા કાચી. ॥ ૫૮ ॥

વંઠીને શું વહિ જતા, વંઠયામાં શો માલ;
વંઠેલા જન જો બન્યા, જગમાં બહુ બેહાલ;
જગમાં બહુ બેહાલ, ચાલ નબળી ચાલ્યાથી;
તન મન ધંન ખુઆર, થયા મદમાં માલ્યાથી;
કે છે જેશઁગદાસ, બાંધિ હિણ ગુરૂની કંઠી;
પડવા નૅર્ક મોઝાર, જતાં શું વહિને વંઠી. ॥ ૫૯ ॥

શા માટે શોકીન થઇ, ફરતો તું સંસાર;
મરણ થએલાં જોઇને, વ્હાલાનાં આવાર;
વ્હાલાનાં આ વાર, કાલપણ તારૂં થાશે;
ફરવું તેનું કેમ? ખિલ્યાં તે સો ખરિ જાશે;
કેછે જેશઁગદાસ, જોઇજો જ્ઞાનની વાટે;
અમર નથી અહિં કોઇ, ફરે શોકીન શા માટે. ॥ ૬૦ ॥

દુનિઆં દુઃખનીખાણછે, સુખની પણ એ ખાણ;
સમજણ અણસમજણ થકી, સુખ દુઃખ સરજ્યાં જાણ;
સુખ દુઃખ સરજ્યાં જાણ, ખેલતાં તેમાં ખંતે;
જગ નાટક એ રીતે, કરે સો પૂરણ અંતે;
કેછે જેશઁગદાસ, જ્ઞાન વિણ જન નિર્ધનિઆં;
માને મનમાં એમ, ખાણછે દુઃખની દુનિઆં. ॥ ૬૧ ॥

બનતી ભાવિક વાત સો, નહિં મનુષ્યનું જોર;
એની આગળ જંન સો, ચાલે સિદ્ધાંદોર;
ચાલે સિદ્ધાંદોર, ખમે સો મુન્ય રહીને;
કરાય નહિં કાંઇ ક્રોધ, રહે સો સંકટ સહીને;
કેછે જેશઁગદાસ, વાત ગોવિંદની ગમતી;
બનતી ત્યાં શું જોર, વાત સો ભાવિક બનતી. ॥ ૬૨ ॥

ભગવો વેશ ભલોધરી, પકડે કરમાં દંડ;
ત્યાગ કરી ઘર બાર સો, બને બહુજ પ્રચંડ;
બને બહુજ પ્રચંડ, તથાપી સોકે એકજ;
લજવે નહિં એ ભેખ, બાકીના બગડયા છેકજ;
કેછે જેશઁગદાસ, જ્ઞાન વિણ ભેખ ન જગવો;
વગોવવો શા માટ, વેશ ભલો ધરીને ભગવો. ॥ ૬

બોળે નામજ બાપનું, ચાલી ચાલ કુચાલ;
કલંક લગાડે કૂળને કરી કામ વિકાળ;
કરી કામ વિકાળ, ગરીબનાં મન બહુ બાળે;
હરદમ એ હેવાન, કઇકની જીવિકા ટાળે;
કેછે જેશંગદાસ, ખરૂં ખોટું નવ ખોળે;
કરીને કાળા કૃત્ય, બાપનું નામજ બોળે. ॥ ૬૪ ॥

કાળાં કૃત્ય કરનારને, દે પ્રભુ અંતે દંડ;
કરણી સમ તેને સદા, નાંખે નરકને ઝંડ;
નાંખે નરકને ઝંડ, પછી ત્યાં આંખ ઉઘડતી;
કર્યા કરમની જાણ, પુરણ રીતે ત્યાં પડતી;
કેછે જેશંગદાસ, ઉઘાડી નર્કે તાળાં;
નાંખે તેની માંહિ, જોઈ જનને કૃત્ય કાળાં. ॥ ૬૫ ॥

સમતા રાખી સૃષ્ટીમાં, ચાલે સુખ સમજાય;
એ વિણ સ્વપ્ને સૂખનાં, દર્શન કદી ન થાય;
દર્શન કદી ન થાય, દુઃખ દ્રષ્ટીએ પડતું;
જ્યાં જોઇએ ત્યાં દુઃખ, દુઃખને દુઃખજ જડતું;
કેછે જેશંગદાસ, માર ખવરાવે મમતા;
માટે શોધો સૂખ, સૃષ્ટીમાં રાખી સમતા. ॥ ૬૬ ॥

ફક્કડ અક્કડ થઇ ફરે, શું સમજીને મન;
જ્યાં લગી થપ્પડ ખાય નહિં, ત્યાં લગી અક્કડ તંન;
ત્યાં લગી અક્કડ તંન, પછી તુજ તોરજ તૂટે;
બની બહુ નિર્માલ, નિશાશા નાંખી ફૂટે;
કેછે જેશંગદાસ, ખાય જ્યાં એવી છક્કડ;
ત્યારે આવે ભાન, ફરે નહિં વળતી ફક્કડ. ॥ ૬૭ ॥

પરભારી આશા કરે, તે નવ પામે બાશ;
આશા અધવચ તૂટતાં, પડતો ઉરમાં ત્રાસ;
પડતો ઉરમાં ત્રાસ, આશ સૌ ઊંધી વળતાં;
બને બહુ નીરાશ, આશની વાત રઝળતાં;
કેછે જેશંગદાસ, પારકી આશ ન સારી;
મૂરખ જન મનમાંહિ, કરે આશા પરભારી. ॥ ૬૮ ॥

સંકટ જેને શિરપડે, તેને તેની જાણ;
બીજા સૌ બાજુ રહી, નિરખે છે નિરવાણ;
નિરખે છે નિરવાણ, પછી કોઇ સારા હોયે;
તે કરતા અફશોષ, બીજા નહિં કરતા કોએ;
કેછે જેશંગદાસ, વખત આ આવ્યો વીકટ;
કરતા નહિં કોઇ સ્હાય, પડે શિર જેને સંકટ. ॥ ૬૯ ॥

ભુંડી સૌથી ભીખછે, રેંવું પર આધીન;
ઊથમ કાંઈ સુઝે નહિં, જાય દોહેલા દીન.
જાય દોહેલા દીન પારકી આશ કરંતાં;
ઘર ઘર એ ભટકાય, ભીખને નામ ફરંતાં;
કેછે જેશંગદાસ, વેદના અંતર ઊંડી;
નિરાશ બનતાં થાય, ભીખછે સૌથી ભુંડી. ॥ ૭૦ ॥

વિસ્મૃત્તીએ વિશ્વમાં, છે દુઃખનો ઉપાય;
હોય ગમે તે દુઃખપણ, વિસમૃતીએ જાય;
વિસ્મૃત્તીએ જાય, રહે નહિં પછી ઉદાસી:
બની ગએલ બનાવ, જીગરથી જાએ નાશી;
કેછે જેશંગદાસ, દુઃખની દવા અમૃતી;
સમજી લ્યો સૌ મન વિશ્વમાં એ વિસ્મૃતી. ॥ ૭૧ ॥

પૂરણ પ્રીતી હોયતો, નભે પરસ્પર પ્યાર;
નહિંતો ઉલટો એથકી, ઉપજે ઉરમાં ખાર;
ઉપજે ઉરમાં ખાર, વાતમાં વાંધો પડતાં;
મતલબ વગરનું મન, વાર નહિં કરતું વઢતાં;
કેછે જેશંગદાસ, સ્વાર્થનું જુઓ સ્ફુરણ;
સ્વાર્થ વગરની નભે, હોયતો પ્રીતી પૂરણ. ॥ ૭૨ ॥

મંડપ ઘાલી મોકળો, માંડે વિવાહ ઘેર;
વરઘોડા વાડી કરે, વિધ વિધનાં બહુ પેર;
વિધ વિધનાં બહુ પેર, મોકળાં મુકી આવણ;
નાત નોંતરે ઘેર, જરા નવ રાખે કરપણ;
કેછે જેશંગદાસ, પડે પછી નાણાનો ખપ;
ત્યારે મન મુંઝાય, મોકળો ઘાલી મંડપ. ॥ ૭૩ ॥

બાપા બાપા સૌ કહે, ફુલણ થઇ ફુલાય;
વણ લેખે ધન વાપરે, બંદીજન જશ ગાય;
બંદીજન જશ ગાય, વાહ વાહ સરવે વદતા;
ત્યમ ત્યમ મનની માંહિ, વધે બહુ બહુ હુંપદતા;
કેછે જેશઁગદાસ, ડુબાવે ઘરના ત્રાપા;
પછી મનમાં પસ્તાય, કહે સૌ બાપા બાપા. ॥ ૭૪ ॥

સ્વારથીયા જ્યાં સોબતી, ત્યાં શું સારૂ થાય;
સ્વારથ કારણ સ્હેજ એ, મોઢે મીઠું ગાય;
મોઢે મીઠું ગાય, પરંતુ પગ એ તાકે;
લાગ પડે તે વખત, ચઢાવી દેછે ચાકે;
કેછે જેશઁગદાસ, ચોરના ભાઇ એ ગઠિયા;
લુંટે ધોળે દીન, સોબતી સૌ સ્વારથીયા. ॥ ૭૫ ॥

દુઃખના ડુંગર જ્યાં ઢળ્યા, ત્યાં શું સુખ સમજાય;
દુઃખપર દુઃખ આવી પડે, સુખ સુક્ષમ અટવાય;
સુખ સુક્ષમ અટવાય, બને જન વીખ વિલાસી;
વિખમાં રહીને વિખ, તણો એ બને ઉપાસી,
કેછે જેશઁગદાસ, દિવસ એ અસ્ત સુખના;
માણે નહિં કોઇ દીન, ઢળ્યા જ્યાં ડુંગર દુઃખના. ॥૭૬॥

અણધારી ઉપાધીથી, મનમાં જન મુંઝાય;
શરિરે બહુ શિથિળ બની, શોકાતુર સમજાય;
શોકાતુર સમજાય, ખાય પીએ નહિં ખંતે;
કરે અધિક ઉચાટ, બાવરો બનીને અંતે;
કેછે જેશઁગદાસ, જાય હિંમત બહુ હારી;
બને મરદ નામરદ, ઉપાધીથી અણધારી. ॥ ૭૭ ॥

હોંશીલાં જન હોંશથી. કરતાં સઘળાં કામ;
સફળ થઇ તેમાં સદા, મેળવતાં જશ દામ;
મેળવતાં જશ દામ, સાર તેમાંથી શોધી;
કરતાં હરદમ કામ, અનુંભવથી મન બોધી;
કેછે જેશઁગદાસ, રાત દિન બની રસીલાં;
કરતાં સરવે કામ, હોંસથી જન હોંસીલાં. ॥ ૭૮ ॥

પ્રેમ વગરનાં કામ સૌ, કરિએ તોય નકામ;
કારણકે તેથી કરી, મળે ન કદીએ દામ;
મળે ન કદીએ દામ, હામ હારી જયાં બેઠા;
થઇ ઉદાશી ખૂબ, પ્રથમથી બેઠા હેઠા;
કેછે જેશઁગદાસ, ચિન્હ એછે દળદરનાં;
ફળિભુત કદી ન થાય, કામ સૌ પ્રેમ વગરનાં. ॥૭૯॥

દેવત હોયે દેહમાં, તો સૂઝે સૌ કામ;
નહિં તો સૂઝે કાંઇ નહિં, લાગે શૂન્ય તમામ;
લાગે શૂન્ય તમામ, દેહનો દમામ છૂટી;
વધે ચિત્તમાં ચીડ, શાંતિની અંથી ટૂટી;
કેછે જેશઁગદાસ, દીસે નહિં વ્હાલું જીવત;
વ્હાલું જીવત જાણ, દેહમાં હોયે દેવત. ॥ ૮૦ ॥

ફોકટ ફૂલણ થઇ વદે, તે નર બહુ નાદાન;
લબાડમાં લેખાઇએ, કરે ભ્રષ્ટ નિજ માન;
કરે ભ્રષ્ટ નિજ માન, ભાન પોતાનું ભૂલી;
ચિત્તભ્રમ બનીને એહ, જાય ડા'પણમાં ડૂલી;
કેછે જેશઁગદાસ, મદીરા પીને મર્કટ;
કૂદેછે એ રીત, કૂદતો ફૂલણ ફોકટ. ॥ ૮૧ ॥

દેવત આ દુનિઆં તણું, જોતાં જરૂર જણાય;
દયા ધરમને સત્યમાં, સૌથી શ્રેષ્ટ ગણાય;
સૌથી શ્રેષ્ટ ગણાય, સ્વર્ગ સમ સૃષ્ટી શોહે;
ઇંદ્રાદિક સૌ દેવ, એહ દેવતથી મોહે;
કેછે જેશઁગદાસ, રૂષિ મુંની મનમાં ચાહત;
એવું જેમાં સત્વ, એજ દુનિઆંનું દૈવત. ॥ ૮૨ ॥

ગરીબનું દુઃખ દેખીને, કોણ કરે અફશોષ;
હોય દયાળુ જંન તે, કરે ઉરમાં શોચ;
કરે ઉરમાં શોચ, લાગણી બહુ લાગ્યાથી;
ખરચી તન મન ધંન, રીઝતા દાન દયાથી;
કેછે જેશઁગદાસ, રંકને દુઃખ નસીબનું;
છતાં દુભાય દયાળ, દેખીને દુઃખ ગરીબનું. ॥ ૮૩ ॥

નિર્મળ મન બનતું નહીં, પરમ જ્ઞાન વિણજાણ;
પરમ જ્ઞાન જો હોયતો, બને શુદ્ધ નિરવાણ;
બને શુદ્ધ નિરવાણ, શરદના જળના જેવું:
મલિનતા થઈ દૂર, બને સ્વચ્છ હૃદયજ એવું
કેછે જેશંગદાસ, જ્ઞાન વિણનું મન કોમળ;
દિન દિન પામી દોષ, બને નહિં કદીએ નિર્મળ. ॥૮૪॥

સંકટ આવ્યું ટાળવા, જો કાંઇ કરો ઉપાય;
તો તે ઊપાયથી બીજો, નિપજે ન હિણ ઉપાય;
નિપજે ન હિંણ ઉપાય, વાત એ પ્રથમ વિચારો;
વળતી કરો ઉપાય, નહિંતો ઊલટા હારો;
કેછે જેશંગદાસ, પ્રથમના કરતાં વીકટ;
દુઃખમાં ઝીકે એહ, ટાળવા જાતાં સંકટ. ॥ ૮૫ ॥

આપત્તીમાં કોઇ નહિં, આવે ઝટ ઉપયોગ;
કહેવા જઈએ જો કદી, તો કહેશે નથી જોગ;
તો કહેશે નથી જોગ, યોગ એ ગણો કરમનો;
જાણે નહિં કોઇ જંન, ભેદ એ ભવિષ્ય ભરમનો;
કેછે જેશંગદાસ, સગાં સૌ સંપત્તીમાં;
વ્હાલાં થઇ વીંટાય, કોઇ નહિં આપત્તીમાં. ॥ ૮૬ ॥

સઘળા હુન્નર શીખીએ, છે એમાં બહુ સાર;
વિપત પડે એ સમયમાં, એ બહુ મદદગાર;
એ બહુ મદદગાર, ઉદર પોષણને માટે;
હુન્નર કરી હમેશ, રહો સુખી વાટે ઘાટે;
કેછે જેશંગદાસ, વિધિના લેખો અવળા;
ઉલટે તેને કાજ, શીખીએ હુન્નર સઘળા. ॥ ૮૭ ॥

વીધી જ્યાં વાંકો પડે, ત્યાં છે વાંકા સર્વ;
એ વખતે નિજ મન તણો, ઘટી જાય છે ગર્વ;
ઘટી જાય છે ગર્વ, ભાવ નવ પૂછે કોઈ;
કરે ઉરમાં હાસ્ય, જરૂર સૌ સામું જોઇ;
કેછે જેશંગદાસ, પ્રથમની મોટપ કીધી;
તે સૌ તણાઇ જાય, પડે વાંકો જ્યાં વીધી. ॥ ૮૮ ॥

ખેલી લે તું ખલકમાં, આ સ્વપ્નાનો ખેલ;
મન માને એ રીતથી, પણ નહિં સત્ય ઠરેલ;
પણ નહિં સત્ય ઠરેલ, જોત જોતાંમાં જાશે;
પડદો પડીને ખેલ, અદર્શ થએ પસ્તાશે;
કેછે જેશઁગદાસ, પછીથી લમણે ઢીલે;
બનશે બહુ ઉદાસ, ખલકમાં તું ખેલીલે; ॥ ૮૯ ॥

ચડતી પડતી સર્વની, જગમાં જરૂર જણાય;
પણ તેમાં હલકા જનો, ચડતીમાં છકી જાય;
ચડતીમાં છકી જાય, ચઢે જઈ નભની ટોચે;
ગણે ન કોઇને મંન, સર્વને અંકુશ ઘોંચે;
કેછે જેશઁગદાસ, ફિકર નહિં વિજ કડકડતી;
પડતાં એ પટકાય, સર્વની ચડતી પડતી ॥ ૯૦ ॥

પાવઠડે પગ મુકીને, માયાનું મંડાણ;
માંડી બેઠો મોહથી, વળતી બજવી આણ;
વળતી બજવી આણ, આણમાં હાક વગાડી;
ક્ષુમી ઠારો ઠાર, આગ દશ દીશ લગાડી;
કેછે જેશઁગદાસ, પછી ઘેરાણો ઝગડે;
બેઠો મુકી પોક, મુકીને પગ પાવઠડે. ॥ ૯૧ ॥

માળા મોટી કર ધરી, ધરવા બેઠો ધ્યાન;
ધ્યાન નહીં કિરતારનું, ધ્યાન અન્ય નાદાન;
ધ્યાન અન્ય નાદાન, ધર્યે ફળ એથી શું છે;
જપમાળાના જાપ, જપે પણ ચિત ભ્રમ તું છે;
કેછે જેશઁગદાસ, ખરા એ ઠગના ચાળા;
માંડી બેઠો મૂર્ખ, ધરી કર મોટી માળા. ॥ ૯૨ ॥

લપટાણો હાથે કરી, કાંતા કાદવ માંહિ;
અર્થ તણો અનરથ લઇ. કીધું કઁાઇનું કાંઇ;
કીધું કઁાઇનું કાંઇ, માનીને કાંતા મ્હારી;
મ્હારી માન્યે એહ. ઠગી ગઇ તને ઠગારી;
કેછે જેશઁગદાસ, પ્રેમથી ઘણો ઘવાણો;
અમ્રત રસને વીખ, ગણી હાથે લપટાણો. ॥ ૯૩ ॥

બુઢ્ઢાપો બુરો બહુ, જગમાં બહુધા જાણ;
શરીર બધું શિથિળ બની, થાય શકિતની હાણ;
થાય શકિતની હાણ, આણ નવ માને કોઈ;
ગણે તરણને તોલ, ઊરમાં રહિએ રોઇ;
કેછે જેશઁગદાસ, કુટુંબનો બહુ બળાપો;
જોવો દ્રષ્ટે રોજ, બહૂ બૂરો બુઢ્ઢાપો. ॥ ૯૪ ॥

સમજણ આવી ત્યારથી, ડગલે ડગલે દુઃખ;
નાશ થતાં નિરખાય છે, ક્રમે ક્રમે સૌ સૂખ;
ક્રમે ક્રમે સૌ સૂખ, દુઃખ એ રીતે ચડતું;
ચઢતાં ચઢતાં ટોચ, ઉપર જઇ અતિશય નડતું;
કેછે જેશઁગદાસ, સુખની ખૂટી થાપણ;
ભરાય દુઃખ ભંડાર, ત્યારથી આવી સમજણ. ॥ ૯૫ ॥

રામા તારા રૂપથી, બહુ બહુ બગડયાં રાજ;
મોટા મોટા મહિપતી, ખોઇને બેઠા તાજ;
ખોઇને બેઠા તાજ, આજ પણ એનું એછે;
જયાં જોઇયે ત્યાં રોળ, રૂપના નામ તણું છે;
કેછે જેશઁગદાસ, બહુ બળિયાવર કામા;
ઠામ ઠામ વરતાય, રૂપથી તારા રામા. ॥ ૯૬ ॥

કૂડી વાતે કાંકરા, નાંખે પૂંઠે સર્વ;
મૂરખ હોય તે મનમાં, આણે એથી ગર્વ;
આણે એથી ગર્વ, સર્વની શરમ તજીને;
ધિક ધિક એ અવતાર, ચવાણો અહિં સરજીને;
કેછે જેશઁગદાસ, ભોગવે જીંદગી ભુંડી;
નાંખે પૂંઠે સર્વ, કાંકરા વાતે કૂડી. ॥ ૯૭ ॥

શીખામણ શા કામની, ચઢે નહિં જયાં રંગ;
ઓપ કરો પણ ઓપતાં, ઊલટા થાશો ભંગ;
ઊલટા થાશો ભંગ, અંગનું કૌવતખોઇ;
કીધેલું સૌ કર્યું, ઉપરથી નાંખે ધોઇ;
કેછે જેશઁગદાસ, થશે ઉલટી પસ્તામણ;
પલળે નહિં પત્થર, કામની શી શીખામણ. ॥ ૯૮ ॥

અંધારી આંખે ધરી, ફરતો તું અજ્ઞાન;
અથડાતા અવિનાશી પણ, છે તુજને કયાં ભાન;
છે તુજને કયાં ભાન, ભાન છે ભ્રમણ કર્યાનું;
બીજું નહિં તલ માત્ર, સચ્ચીદાનંદ સમર્યાનું;
કેછે જેશઁગદાસ, છેવટ બેઠો તું હારી;
થાકયો ત્યારે મૂર્ખ, ધરી આંખે અંધારી. ॥ ૯૯ ॥

સજજનના સહુવાસથી, હૃદય કમળની માંહિ;
શીતળતા આપે ઘણી, કલ્પ વૃક્ષની છાંહ;
કલ્પ વૃક્ષની છાંઇ, પ્રમાણે ફળ સૌ ઇચ્છીત;
આપે છે નિરવાણ, નહિં કદી ઓછું કિંચિત;
કેછે જેશઁગદાસ, સદાએ નિર્મળ મનના;
સહુવાસે બહુ સુખ, પામશો સૌ સજજનના; ॥ ૧૦૦ ॥

જયાં જાશો ત્યાં નશીબતો, આગળ ડગલાં દેત;
દેશ વિદેશે જઇ વસો, ત્યાં પણ તે શુદ્ધ લેત;
ત્યાં પણ તે શુદ્ધ લેત, તમારી સારી નરસી;
ભેટે કરીને ભાવ, હોંશથી બહુ બહુ હરખી;
કેછે જેશઁગદાસ, કરમની ગતિ એવી જયાં;
ત્યાં કોઇથી શું થાય, નશીબતો જયાં જાશો ત્યાં.॥૧૦ ॥

ઉતાવળથી એકદમ, જેજે કરિએ કામ;
તે સઘળાં અખડીપડી, આખર થાય ન કામ;
આખર થાય ન કામ, હામને દામ હણાઇ;
થાય ભંગ ઉત્સાહ, બને દિવસ દુઃખદાઇ;
કેછે જેશઁગદાસ, ધીમે ધીમે ક્રમ કળથી;
કરતાં સુધરે કામ, નહિં કદી ઉતાવળથી. ॥ ૧૦૨ ॥

સુણીને અદભુત વારતા, જશો નહિં ગભરાઇ;
એતો દૈવતણી ગતી, સઘળે રહી છવાઇ;
સઘળે રહી છવાઇ, અનુંભવી જનએ જાણે;
બિન અનુંભવી સૌજંન, ગતી નવ કદી પિછાણે;

કેછે જેશંગદાસ, ભવિષ્યનો ભેદ ગણીને;
શાંતિ ધરજો ઉર, વારતા અદ્ભુત સુણીને. ॥ ૧૦૩ ॥

ઝેરી વસ્તુ જગતમાં, જોતાં અધિક જણાય;
પણ સૌથી ઝેરી અધિક, ભુંડી વાણી ભણાય;
ભુંડી વાણી ભણાય, ઝેર જો એનું લાગે;
તો નવ ઉતરે તેહ, પરંતુ પ્રાણજ ત્યાગે;
કેછે જેશંગદાસ, મનુષ્યની મોટી વેરી;
ભુંડી વાણી જાણ, જગતમાં વસ્તુ ઝેરી. ॥ ૧૦૪ ॥

કોમળ કાયા કોઇની, આવે નહિં કદી કામ;
રૂપરંગ શા કામનાં, વણસી જાય તમામ;
વણશી જાય તમામ, નામ નીશાન ન રહેતાં;
પતંગ રંગની પેઠ, અધર એ ઉડી જાતાં;
કેછે જેશંગદાસ, રસાતળ ભૂતળ પાતળ;
ઉપયોગી નહિં કાંઇ, કોઇની કાયા કોમળ. ॥ ૧૦૫ ॥

ધાલ્યાં ઘર કઇનાં જુઓ, કરીને કાળો કેર;
અવનીમાં અફીણે અહીં, પ્રસરી ઘેરે ઘેર;
પ્રસરી ઘેરે ઘેર, પેર એવી તો કીધી;
આળસમાં ચકચૂર, કરી વત ખેંચી લીધી;
કેછે જેશંગદાસ, દ્રવ્ય દેશાવર ચાલ્યાં;
કર્યાં અફીણે નષ્ટ, જુઓ ઘર કઇનાં ધાલ્યાં. ॥ ૧૦૬ ॥

પરવારી પુંજી બધી, વળતી આવે જ્ઞાન;
તો તે શા ઉપયોગનું, ભૂલ્યા કેડે ભાન;
ભૂલ્યા કેડે ભાન, થયે કારજ શું સરતું;
બૂડેલું કદી નાવ, નહીં પાછળથી તરતું;
કેછે જેશંગદાસ, જીંદગી સર્વ સંહારી;
બેઠ ડાંપણ ડૂલ, બધી પુંજી પરવારી. ॥ ૧૦૭ ॥

કીધી માળા કોડથી, જરૂર જન હિત કાજ;
વ્હાલ કરીને વાંચતાં, બનશો અક્કલબાજ;
બનશો અક્કલબાજ, તાજ નીતિનું ધરીને;
મણકા એકસો આઠ, વાંચજો ફરી ફરીને;
કેછે જેશંગદાસ, શીખ સોના સમ દીધી;
કુંડળિઆને રૂપ, કોડથી માળા કીધી. ॥ ૧૦૮ ॥

માળા દશમી સંપૂર્ણ.





# માળા ૧૧ મી.

## સવૈયા એકત્રીશા.

વેશ ધર્યો વૈરાગ્ય તણો પણ, લેશ ન કીધો મન વિચાર,
શાસ્ત્ર તણો કાંઇ સાર ન સમજ્યો, ભોગવતો ભાવે સંસાર;
તીલક છાપ ગ્રહી જપમાળા, જપવા બેઠો જગ કિરતાર,
જેશંગ કે પણ એ કૃત્યથી તો, ઠાલો તું ઠગમાં ઠરનાર. ॥ ૧ ॥

બાવો થઈ બેઠો મંદિરમાં, સાધુનો સજીને શણગાર,
વસ્તિની ચપટી ખાઇ ખાઇને, ધાલી બેઠો દીલ ગમાર;
મન ઇંદ્રી કબજે કીધા વિણ, બેઠો દેવતણે દરબાર,
જેશંગકે પણ એ ઉપચારે, શું તારૂં સાર્થક સરનાર. ॥ ૨ ॥

કૂળ કુટુંબ તજીને બેઠો, વિખસમ સમજીને વ્યવહાર,
પાછળથી વળિ ક્યાંથી પાછો, પાનો આઠ્યો ઉર ગમાર;
સંસારીથી અધિકો ચલાવ્યો, સાધ્વા શ્રમમાં રહી સંસાર;
જેશંગ કે દિપક લઇ હાથે, જાણી જોઇ નરકે પડનાર. ॥ ૩ ॥

ઘર ધંધો ઘરબાર તજીને, બેઠો જઇને પર દરબાર.
આળસમાં આખો ભવ કાઢયો પરને થઇ પીડા કરનાર;
સાધુ થઇને ખાધું પરનું, અન્ય તણો પકડી આધાર,
જેશંગકે એ રૂણ કર્યું તે, આપીશ તું કીયે અવતાર. ॥૪॥

કાશી ગયો પ્રયાગ ગયો વળી દ્વારકાંનાં દરશન કીધ,
જગન્નાથની જાત્રા કરીને, રામેશ્વરનાં પાણી પીધ;
નાશિક ત્ર્યંબક માંકાળેશ્વર, ફરી વળ્યો સૌ ઠામેઠામ,
જેશંગ કે પણ પરઉપકારે, ખરચ્યો નહિં તેં એકે દામ; ॥૫॥

મંત્ર તણા સંસ્કાર વડેથી, પત્થરની પ્રતિમા પૂજાય,
વાજીંતર વિદ્યા જાણ્યા વિણ, વાજીંતર સુસ્વરથી ગાય;
ગણિત શાસ્ત્ર ઘડિઆળ ન જાણત, તોપણ કરતું કાળનું માપ
એમ જુઓ જયશંગ જગતમાં, છે સૌ પ્રબળ વિદ્યાપરતાપ. ૬

ધર્મ તણી નિતી ધરનારા, ગણે પરસ્ત્રી માત સમાન,
પરધનને પણ માટી સરખું, સમજીને નવ ધરતા ધ્યાન;
જુએ વળી સરવે જીવોને, નિજસમ સમજીને નિરધાર,
જેશંગ કે એવા જન તરશે, ધર્મ નાવથીં આ સંસાર. ॥ ૭ ॥

અહિંસાએ સૌથી ઉત્તમ, ધર્મ ગણી ચાલો સંસાર,
ઉત્તમ દાન અને તપ ઉત્તમ, છે નહિં એથી અહિં નિરધાર;
ઉત્તમ દમ પણ એજ ગણાયે, શાસ્ત્રે સકળનો શોધ્યે સાર,
માટે જેશંગ અહિંસાનો, ઉત્તમ ધર્મ કરો સ્વીકાર. ॥ ૮ ॥

દાન દરીદ્ર જનોને દીધે, થઈ પડતું બહુ બહુ હિતકાર,
સૂકાતા કૃષણની માંહે, વૃષ્ટી જેવી છે ગુણકાર;
રોગીને ઔષધ ગુણકારી, થઇ પડે અમૃત સમાન,
જેશંગ એમ દરિદ્ર જનોને, દાન સમજજો જીવતદાન. ॥ ૯ ॥

સિંધુમાં જે વૃષ્ટી થાયે, તે નવ આવે કદિએ કામ,
તૃપ્ત જનોને ભોજન દેવું, તે પણ મિથ્યા છેજ તમામ;
આદિતના કીરણમાં દીપક, તણો પ્રકાશ ગણાય ન કામ,
જેશંગ તેમ ધનીને દાન, દિધાથી ફોકટ જાએ દામ. ॥૧૦॥

અહારાકત જનોને વિદ્યા, પ્રસન્ન હોયે નહિં કોઇ વાર,
માંસાહારી જંન જગતમાં, દયા ન લાવે દીલ લગાર;
જર લોભી જન સત્યપણાને, ઓળખતા નહિં ઉરની માંહિ,
માનુનિના મંડળમાં બેશી, શુદ્ધ ન રે' જયશંગ નર કાંઇ ॥૧૧॥

હોય ક્ષમા ગુણ નિર્બળમાં તો, નિર્બળનું બળ એજ ગણાય,
સબળ તણા ઉરમાં એ ગુણ તો, ભૂષણરૂપ ભલુંજ ભણાય;
વળિ ક્ષમા વશ કરણી વિદ્યા, વશ કરતી સૌ નરને નાર,
જેશૅંગ કે એ ક્ષમા થકી તો, જન સિદ્ધ કરતા કાર્ય અપાર. ॥૧૨॥

અર્ભક જો અપરાધ કરે તો, ગણે ન માતપિતા કાંઇ મન,
પણ તેને શિખ દેઇ સુધારે, ખરચી ખંતે તન મન ધન;
તેમજ જ્ઞાની અજ્ઞાનીને, બાળક સમ સમજીને ઉર,
વાંક છતાં જયશૅંગ નવ વઢતા, શાંત થઇ શિખ દે ભરપૂર.॥૧૩॥

પાપ તણી કૃતિનો પેસો સૌ, જોતાં ઠીક પ્રથમ જણાય,
પણ પાછળથી તો તેનાં ફળ, ભુંડાં ભોગવવાનાં થાય;
અધર્મનો પૈસો એ અંતે, અવળે રસ્તે જઇ અટવાય,
જેશૅંગ કે પછી પૂરણ પાપે, ફળનું મૂળ સમુળુ જાય. ॥ ૧૪ ॥

સંકટ આ સંસાર તણાંથી, દગ્ધ થએલા જનને જાણ,
સુપુત્રને સદ્‌ગુણવંતી સ્ત્રી, સુખ આપે છે અહિં નિરવાણ;
તેમ વળિ સજજનની સંગતિ, વિપત્તિમાં આપે વિશ્રામ,
જેશૅંગ સંકટને વખતે એ, જનને ત્રણ વિશ્રાંતી ઠામ. ॥૧૫॥

મનુષ્યનું મન જેવી સોબત, તેવે રસ્તે તે દોરાય,
સત્સંગ જો હોય સદા તો, સદ્‌ગુણ સર્વે આવી સમાય;
પણ જો સંગ કુસંગ કરે તો, ઉરમાં આવી દોષ ભરાય,
જેશૅંગ કે માટે સંગત સમ, જગમાં જન હમેશાં થાય.॥ ૧૬ ॥

સળગેલો અગ્નિ અંગારો, સ્પર્શ કર્યાથી બાળે દેહ,
ઠરી ગયાથી બને કોયલો, કાળા હાથ કરે છે તેહ;
તેમ સદા દુર્જનની સોબત, સુખ નવ આપે આ સંસાર,
જેશૅંગ કે હરદમ એથી તો, ઉલટું દુઃખ આવી પડનાર.॥૧૭॥

સોબત નિંચતણી કરવાથી, સજજનની મતિ નિંચ જણાય,
સરખા ગુણવાળાની સોબત, કરવાથી મતિ સ્થાયી થાય;
તેમ વળિ ઉત્તમ જન સાથે, સ્નેહ કર્યે મતિ શ્રેષ્ઠ ગણાય,
જેશૅંગ કે જેવું અન્ન તેવો, ઓડકાર ઉરમાંથી થાય. ॥ ૧૮ ॥

તેજ અને અગ્નિનું સમરથ, વાયૂની મદદે દેખાય,
વાયૂ વિણના સ્થળમાં અગ્નિ, આપોઆપ બુજાઇ જાય;
તેમ સદા શુરવીર સુધારક, જન પણ સાહ્ય વિના નિરધાર,
જેશૅંગ કે કાંઇ કરી શકે નહિં, મિથ્યા મનના થાય વિચાર. ૧૯

કુલીન જનની સાથે સોબત, કરવાથી બહુ કીર્ત્તી થાય,
પંડિત જનની મિત્રાઇથી, મનમાં શાંતિ સદૈવ જણાય;
તેમ વળિ જ્ઞાનીજન સાથે, સંપર્કે સુધરે વ્યવહાર,
જેશૅંગ કે એ ત્રણ ઉપચારે, ઉરમાં ખેદ ન થાય લગાર.॥૨૦॥

વ્યવહારિક અનુભવને અર્થે, અનુભવનો કરવા અભ્યાસ,
બુદ્ધિશાળી જનને જગમાં, શિખવાનું જગ શિક્ષક પાસ;
ઉપયોગી અનુભવની રીતે, વર્ત્તીને વસવું સંસાર;
જેશૅંગ કે બીનઉપયોગી, અનુભવથી અળગા રહિ નિરધાર. ૨૧

પરદારા પરધન પરનિંદા, ઇચ્છે જે જન હોય ગમાર,
વડિલ સમિપ આવીને એ વળિ, હાસ્ય કરી હેતે હસનાર;
તેમ વળિ કરે વાદ વડિલથી, મનથી મુકી દેઇ મર્યાદ,
જેશૅંગ કે પણ સમજુ સજ્જન, ત્યાગ કરે એ સૌ અપવાદ.॥૨૨॥

હરામની દાનત રાખીને, ઇચ્છે માલ હરામી જેહ,
આળસમાં રહિ કાંઇ કરે નહિં, નિરૂદ્યમી થઇ બેસે એહ:
પેચ પ્રપંચ દગો ધરી દિલમાં, ચોરની દાનત રાખત ચિત્ત,
જેશૅંગ કે પણ અંત જતાંએ, ખળજન થાય ખરાબ ખચિત્ત. ૨૩

આગેવાન થઇને અવળાં, આદરતા જે નિશદિન કામ,
ભોળા જનને ભરમાવીને, આપે હરદમ ખોટી હામ;
કુવામાં ઉતારી અધવચ, કાપે કપટ કરીને દોર,
જેશૅંગ કે એવા જન જગમાં, ડરે ન કરતાં કર્મ અઘોર. ૨૪

દીપકની જવાળા ઝળહળતી, પાત્રને અડતાં કરતી શ્યામ,
દુધથી કુંભ ભર્યો પણ ઉપર, વિખ નાખ્યાથી થાય નકામ;
મણિથી શોભિત સર્પ સદા પણ, વિખથી એહ ભયંકર જાણ,
એમ દીઠે દુર્જન સૌ સારા, જેશૅંગ જો ભર્યો પરમાણ. ॥૨૫॥

નીચી નજરે ન્યાળી ચાલે, તે નવ ઠોકર ખાય લગાર,
વસ્ત્ર વડે જળ ગળિને પીએ, તેને થાય ન કાંઈ વિકાર;
શાસ્ત્ર તણી રીતે અનુસરીને, ઉચરતાં જન નવ નિંદાય,
જેશંગ એમ વિચાર કરીને, દોષરહિત ચાલ્યે સુખ થાય. ।૨૬।

હોય ઘણા ગુણવંત ગણાતા, મિત્ર કદી મનથી વ્હાનાર,
તોપણ તે અંગીત મિત્રો સમ, તમને સાહ્ય નહીં કરનાર;
નિજબળ વિદ્યા ડાં'પણ ધીરજ, શૂરતા એ સદ્ગુણી મિત્ર,
જેશંગ એ અંગીત મિત્રો વિણ, અન્યમિત્ર ચેટકનાં ચિત્ર. ૨૭

સમુદ્ર સમરથ છે સંપૂરણ, તોય મિત્રની કરતો આશ,
અંક્રેહયને ચિત્તથી વ્હાતો, થાતો દ્રષ્ટે જોઈ હુલ્લાશ;
તેમ બધા બુદ્ધિશાળીને, સમરથ સંજજન સમછ સંન,
શોધો જેશંગ મિત્ર વિપતમાં, આપે એવા તન મન ધન. ॥૨૮॥

ખાર ક્ષેત્રમાં બીજ ધર્યું તે, બીજ ધર્યું ન ધરેજ કથાય,
સ્નેહ વિના મળી સુંદરી તે પણ સુંદરી મળિ નસબીજ મનાય;
મંન મળ્યાવિણ, મિત્ર મળ્યાતે, મિત્ર મળ્યા નમળ્યા સમજાય,
જેશંગકે ગુણ જાણુ નહિં તે, જાણુ છતાં અણજાણ જણાય.॥૨૯॥

ખાર તણું જળ નિર્મળ તોપણ, ખાર થકીજ કદી ન પિવાય,
સુંદર ઇંદરવરણું ફળ પણ, ઝેર થકી નવ એહ ખવાય,
કોડ કરી શણગાર સજે પણ, કુલટા લંપટ થઇ લજવાય,
જેશંગ ભામિનિ રૂપ ભલું પણ, દુરગુણ દુષ્ટથી એહ તજાય. ॥૩૦॥

પોતાનું પોષણ કરવામાં, જીવ્યો તે જીવ્યો ન ગણાય,
પોતે પોતાનું સંભાળ્યું, એથી શું વડપણ લેખાય;
પણ જેના આધારે દિન જન, બાંધવ મિત્રો જીવે જાણ,
જેશંગ એવા જનનું જીવતર, સફળ સમજજો સૌ નિરવાણ.૩૧

રોગ અને શત્રુથી સાવધ. રહીને કરવો તેનો નાશ,
અંકુર જો એનો રહી જાયે, તો તે કરતો ખૂબ વિનાશ;
અગ્નિનો અંગારો કિંચિત, પકડે ભારે ભયંકર રૂપ,
જેશંગ કે સાધન મળતાં લગિ, રે'તાં એ સૌ ચૂપાચૂપ. ॥૩૨॥

વખત પ્રતિકુળ હોય તો કહિએ, શત્રુ સાથે ન કરો કલેશ,
મિત્ર સબંધી સ્નેહી સરવે, દ્રઢ ભક્તિ હિણ જોઇ હમેશ;
શત્રુ સાથે સંધી કરીને, સમય વિચારી રહેવું શાંત,
જેશઁગકે તેથી તુજને પછી, કરવું નહિં પડશે કલ્પાંત ॥૩૩॥

અનુકુળ સમય સદા બળવંતા, શત્રુને વશ કરવા કાજ,
પ્રતિકુળ સમય સમજજો નિર્બળ શત્રુને કરવા નારાજ;
તેમ વળી સરખા બળવાળા, શત્રુમાં ફેરવવા આણ,
જેશઁગકે નિજબળ વિનયથી, સર્વ સમયછે અનુકુળ જાણ. ॥૩૪॥

શત્રુ સાથે વિગ્રહ વખતે, પ્રતિકુળ વખત વિચારી મંન,
સંકોચી કાચબનાં પેઠે, કષ્ટ પડે તે સ્હેજો તંન;
પણ પછી અનુકુળ વખત મળે તો, મણિધર માફક માંડી ફીણ,
જેશઁગકે ફુંફવાટો કરીને, અરિને કરજો બહુ બળહીણ. ॥૩૫॥

ચંદ્ર નિહાળી ચકોર જુઓ, પરિપુર્ણ પ્રફુલ્લિત થાએ મંન,
પણ ચિત ચમકે છે ચક્રવાકી, દગ્ધ થઈને નિશદિન તંન;
તેમ સદા સજજન સજ્જનને, નિરખી અતિશય ઉર હરખાય,
પણ જેશઁગકે દુર્જન દિલમાં, સજ્જનને નિરખી શોષાય. ॥૩૬॥

જોબન જીવનને ધન તન મન, પ્રભુતા એ ખટ ચંચળ જાણ,
માટે સજજનની કરી સંગત, સદ્દાચરણ સજજે નિરવાણ;
ધર્મ વિવેકથી વાણિ વદિ, દુભવશો નહિં કોઇનું દીલ,
તો આ ભવજળ તરીને જયશઁગ, પ્રભુપદ મળતાં થાય ન ઢીલ.૩૭

કંચનની કિંમત કસવામાં, ચાર ઉપાય જણાય જરૂર,
છેદન તાડન તાપજ ઘર્ષણ, કંચનનું જણવે છે નૂર;
તેમ પુરૂષની સદા પરિક્ષા, કરવાના છે ચાર ઉપાય,
જેશઁગકે ગુણ કર્મ સ્વભાવજ, પરઉપકારથી પુરૂષ કળાય. ૩૮

વષમ દશા દેખીને દુર્જન, દૈવ તણે શિર દે છે દોષ,
આધી વ્યાધી ઉપાધીમાં, આવી પડતાં રાખે રોષ;
પણ પોતાનાં કર્મ તણો તે, દોષ ન દેખે દિલની માંહિ,
જેશઁગ કે એવા મૂરખજન, અજ્ઞાને અમુઝાતા આંહિ. ॥૩૯॥

સિંધુમાંથી મોતી લેવા, જીવ જોખમે નાંખે જેહ,
અંતે એવું સાહસ કરતાં, મુકતાફળ પામે છે તેહ;
એ રીતે આ ભવસિંધુમાં, હરિ હીરો મેળવવા ચ્હાય,
તન મન ધન અર્પણ કરી દેતાં, જેશંગ કાર્ય સફળ થઇજાય.૪૦

તરૂણી નિજ શિર ચોટલો રાખી, કરતી રક્ષણ રૂડી રીત,
તોય અધિક તે તેને નડતો, કરીને બહુ રીતે ભયભીત;
તેમ સદા સજ્જન દુર્જનને, શિરપર રાખી સેવે નિત્ય,
તોય કુટિલતા તેહ તજે નહિં, એવી અવળી એની રીત.૪૧

ચંદનની ઝાડીમાં જે જન, નિશદિન વાસ વસે નિરધાર,
તે જન જાણી જોઇ ચંદનનું, બળતણમાં ઇંધણ કરનાર;
તેમ અતિ પરિચય કરવાથી, કાઢે નવ કહીં કોઇએ સાર,
જેશંગકે એ પણ અનાદર, પામીને હલકા પડનાર. ॥ ૪૨ ॥

પોતાના જેજે અવગુણ તે, પોતાની નજરે ન ભળાય,
બીજો જન પણ સન્મુખ કથવા, કદીએ કોઇ સમર્થ ન થાય;
પણ પોતાન દુર્ગુણ દોષો, શાસ્ત્ર અને આ જગ નિરધાર,
દર્પણરૂપ થઇને દેખાડે, જનને પોતાનો દેદાર. ॥ ૪૩ ॥

ખીલેલી તુજ બાજી ખરશે, જગ વાટીકા એવી જાણ,
કાયમ કાળ રહે નહિં કદીએ. એવી પ્રભુની ગતી પિછાણ;
પ્રથમ હતા તે આજ નથીને, આજ હશે તે જાશે સર્વ,
જેશંગકે માટે સમજી મન, મુંકીદેજે મિથ્યા ગર્વ. ॥ ૪૪ ॥

પરજનને શિખ દેવામાં બહુ, દેખાડે છે નિજ ડહાપણ,
એ કરવું તો છે બહુ સ્હેલું, એમાં શી છે અકળામણ;
પણ પોતે શુભ રીતે વરતી, તજવા સઘળા દિલના દોષ,
શાંતગુણ સજી જેશંગ નિશદિન, ધરવો નહિં ઉરમાં અફશોષ.૪૫

ધારેલું મન કાર્ય હોય તે, વાણીથી નવ કરો પ્રકાશ,
ગુપ્ત રાખવું છેવટ સુધી, તો મનની ફળશે સૌ આશ;
પણ કદી જો તે પ્રગટ કરો તો. પ્રતિપક્ષીથી હાની થાય,
જેશંગકે પછી સિદ્ધ ન થાતાં, જગમાં હાંસી જરૂર જણાય.॥૪૬॥

આળસ કરીને આગળ ઉપર, કરવાને જે રાખે કામ,
તેમાં હાની થાય હમેશાં, વળતી વણશી જાયે હામ;
કામ સફળ કદિ થતું ન તેથી, પસ્તાવો પછી પૂરણ થાય,
માટે જેશંગ સમજી મનમાં, આળસને કરજો વીદાય. ॥૪૭॥

ચિખથી વસિયર પૂર્ણ ભરેલો, મોરલીના સ્વરથી રીઝાય,
વાદીની સન્મુખ આવીને, પોતાની જાતે પકડાય;
તેમ સદા સજ્જન શત્રુને, વશ કરતા કરીને સન્માન,
જેશંગ છે વાણીમાં સર્વ, વશકરણી વિદ્યાનું જ્ઞાન. ॥૪૮॥

માતપિતા ગુરૂ એ ત્રણ અતિશય, ઉત્તમ આદર કરવાજોગ,
સર્વ ધર્મથી શ્રેષ્ટ ધર્મ એ, અન્યધર્મ નહીં એના યોગ્ય;
આ પરલોક અને બ્રહ્મલોકજ, સુધરે છે ત્રણ એથી જાણ;
જેશંગ એ રીતે ચાલે તે, જનને મળશે મોક્ષ પ્રમાણ. ॥૪૯॥

ગામ નાતની કરી પટલાઇ, અધર્મનો રાખે જે અંશ,
અન્યજનોને અતિશય પીડે, તેનો જાય નકી નિર્વંશ;
અગ્રેસરપણું કરવામાં જો, અગ્રેસરનો ધર્મ પળાય,
તો જયશંગ ભલું એ પદ છે, નહિતો અંતે નર્ક ભળાય.૫૦

સત્સંગતથી બુદ્ધી કેરી, જડતા તો જડમુળથી જાય,
વાણીમાં પણ સત્ય વધીને; કીર્તીનાં કીરણ ફેલાય;
પાપતણી મતિ ટળીને હરદમ, ચિત્ત પ્રસન્ન અધીક જણાય,
જેશંગ કે છે સત્સંગતથી, કેવાં ઉત્તમ કાર્યો થાય. ॥ ૫૧ ॥

સંગ અસત્ય તણો કરવાથી, બુદ્ધીજનની જડ થઇ જાય,
વદવામાં પણ અસત્ય વદશે, કીર્તી પૂર્ણ કલંકિત થાય;
પાપ તણી મતિ પૂરણ પ્રગટી, ચિત્ત પ્રસન્ન કદી ન જણાય,
જેશંગ સંગ અસત્ય તણો કરવાથી કાર્યો કૂડાં થાય. ॥ ૫૨ ॥

ઠામ ઠામ જયાં જયાં જોશો ત્યાં, દેખાશે બહુ વગની વાત,
વગ રાખ્યા વિણ વદે ન કોઇ, પ્રગટ કરે વગથી પંચાત;
ભાગ્યે ભાળું કોઇક વિરલો, વગ રાખ્યા વિણનો વદનાર,
જેશંગ જો આ યુગનું પરિબળ, હઉંએ જાણે શું કરનાર. ॥૫૩॥

બુદ્ધીમાને શત્રુ કેરા, ગ્રહણ કરીને લેવા ગુંણ,
ગુરૂ પોતાના હોય તેહના, તજી દેવા સર્વે દુર્ગુણ;
દેશ કાળને અનુંસરીને, ચલાવવી બહુ રૂડી રીત,
જેશૅંગ કે કહીં બુદ્ધીમાનો, એથી નવ ચાલે વિપરીત.॥૫૪॥

સરિતાનું જળ મીઠું સુંદ્રી, બાપીકા કૂવાનું નીર,
ખારૂં હોયે તોય પિવાની, ઇચ્છા રાખે મૂરખ વીર;
એજ પ્રમાણે દુરાગ્રહથી, તજી દઇ સઘળી સારી રીત,
જેશૅંગ કુળની કૂડી રૂઢી-ને માને છે મૂર્ખ ખચીત. ॥ ૫૫ ॥

લબાડકે ઉન્મત્ત જન બાળક, બોલે મુખથી જે જે બોલ,
તેમાંથી પણ સદ્ગુણ સરવે, તાણી લેવા કરીને તોલ;
પત્થરમાંથી કંચન જેવી, રીતે શોધી લે છે સર્વ,
જેશૅંગ એ રીતે સૌમાંથી, કરજો ગુણ ગ્રહણ તજી ગર્વ.॥૫૬॥

કંચન સરખી કાયા દેખી, જીવહંસ તું શું હરખાય,
વણશી જાતાં વાર ન લાગે, જોતાં જોતાંમાં વહિ જાય;
અચળ નહિં એ સ્થાનક તારૂં,એવાં સ્થાનક બહુ બદલાય,
માટે એવી કાયાની માયાથી જેશૅંગ શું ફળ થાય. ॥ ૫૭॥

જાયા તે તો સૌ જાવાના, રે'વાના નહીં અહીંયાં કોઇ,
આજ કાલ કે માસ વર્ષમાં, જીંદગાની સૌ ઝટપટ ખોઇ;
સુકૃત કરીને કરી કમાણી, પુન્ય તણી બહુ બાંધી પાળ,
જેશૅંગ કે એ જન સૌ જીવ્યા, કાઢયો પરઉપકારે કાળ.॥૫૮॥

અહિંસા કરવાની અહિંઆં, રાખી જેણે રૂડી રીત,
એણે જપ તપ ઉત્તમ કીધાં, માની લેજો પૂર્ણ પવિત્ર;
ધર્મ દાન ને દમ પણ ઉત્તમ, કીધાં એણે સર્વ ગણાય,
જેશૅંગ એવા જન આ જગમાં, જોતાં ભાગ્યે કઇક ભળાય. ॥૫૯॥

ઇંદ્રીઓ બળવાન થવાથી, મનને વિષયમાં ખેંચી જાય,
હરિણ શબ્દથી હસ્તિ સ્પર્શથી, પતંગ રૂપથી પણ અંજાય;
ભ્રમર ગંધથી મત્સ્ય રસથી, વશ થઇ પોતે પામે નાશ,
માટે જેશૅંગ ઇંદ્રીઓને, બહેકાવ્યે બહુ થાય વિનાશ. ॥૬૦॥

કોઇકોઇનો અહિં મિત્રનથી, શૅત્રુ પણ નથીં કોઈસત્યપ્રમાણ,
સ્વારથ સૌ સોને છે શત્રુ, ને વળીં મિત્રજ મનથી જાણ;
સ્વાર્થ વગર તો સ્નેહ અને વળિ, વૈર ન ઉપજે કોઇને ઉર,
માટે જેરૅંગકે આ જગમાં, સ્વાર્થ સર્વનું મૂળ જરૂર. ॥૬૧॥
શકિત વિણ જે લાંબી ચાલે, ચાલે તે જન થાય ખુઆર.
મોટાનું ઓઠું લઇ મ્હાલે, સમજો તે મૂરખ સરદાર;
આદત પડતાં ઉડાઉની તો અંતે આવી પડશે ખાદ,
જેશંગ જેથી જગમાં તેની, લુંટાશે સર્વે મરજાદ. ॥ ૬૨ ॥

જુલમી જન જે જુલેમ કરીને, ધન મેળવવા મનમાં ચ્હાય,
આંતરડી બહુ અનાથની તે, કકળાવીને રાજી થાય;
પણ અંતે એ અનાથના અંતરની એને ફળશે હાય,
જેશંગ તેથી ધન તન વણશી, આખર એનો નિર્વંશ જાય॥૬૩॥

દુરાચારથી દામ રળીને, જગમાં જે જન ધનપતિ થાય,
પ્રથમ ખિલે છે તેની બાજી, પણ અંતે તો તે કરમાય;
અધર્મનું એ દ્રવ્ય ન ટકતું, વર્ષ દશકમાં થાય વિનાશ,
જેરૅંગ કે છે અંતે એનું થાય બધું એ પાપ પ્રકાશ.॥ ૬૪ ॥

અંધારી આંખે બાંધીને, અજ્ઞાની દોડે દશ દીશ,
કામ કરે છે કૂડાં એવાં, સમજ્યા વિણ છેટાં ધરી શીશ;
અધર્મનું અતિ ભાતું બાંધિ, કાળચક્રમાં એહ હણાય,
જેરૅંગકે એ જન્મ્યો જગમાં, તોપણ જન્મ્યો નવ સમજાય.॥૬૫॥

તું જાણે છે દરિઓ ડાળી, દરિઓ ઘરમાં વાળી દેઉં,
એવી આશા રાખી ઉરમાં, ધનને માટે નિશદિન ધાઉં;
પણ એ તારી સઘળી આશા, વા ઉપર જેવો વરસાદ,
જેરૅંગ ફોકટ જાય સમૂળી, મિથ્યા તું કરતો બકવાદ. ॥૬૬॥

આજ કાલમાં આણું આવ્યું, ચેતી લેજો જીવ ગમાર,
ઘડી એકનો વાર ન લાગે, માટે બેસો થઇ તૈયાર;
આરંભેલાં કામ તમારાં, સઘળાં અધુરાં રે'શે આંહિ,
જેરૅંગકે નહીં આવે અંતે, ધન તન તારી સાથે કાંઇ. ॥૬૭॥

કર્યાં કર્મ સૌ ભોગવવાનાં, મિથ્યા એ નવ થાય લગાર,
આ ભવમાં કે પરભવમાં પણ, આગળ આવી એ પડનાર;
મન ગમે તે કરજે મૂરખ, વાવે તેવું તું લણનાર.
જેશંગકે સુકૃત્યથી સારૂં, કુકૃત્યથી ભૂંડું મળનાર. ॥ ૬૮ ॥

સમય વિચારી ચાલે તે જન, સઘળી રીતે સુખિઆ થાય,
દુખિયા તો નવ દીસે કદીએ, જીવતર તેનાં સફળ જણાય;
આનંદે એ નિશદિન રહીને, સુકૃત્યના ભરશે ભંડાર,
જેશંગ અંતે દેહ તજીને, જઇને ઠરશે હરિને દ્વાર. ॥ ૬૯ ॥

હુંપદ રાખી ફરે હમેશાં, તેથી તારૂં શું વળનાર,
અભિમાની જન કોઇ ન જીત્યો, હાથેથી હલકો પડનાર;
માયાનો મદ ખૂબ ચઢયાથી, દીવાનો થઇ તું ફરનાર,
જેશંગ અંતે હુંપદ હારી, ઠેકાણે આવી ઠરનાર. ॥ ૭૦ ॥

સામાસામી મીલ બાંધીને, લડવામાં કદિ છે નહિં સાર,
એક પક્ષ જીતે કે હારે, સમજી લેજો મન નિરધાર;
જીત્યો તે પણ હાર્યો જાણો, તન મન ધનથી દેવો ભોગ,
જેશંગકે સૌ મૂરખ જનને, લાગ્યો છે એ ચેટક રોગ. ॥૭૧॥

નાત જાતની નિશદિન ખટપટ, કરવામાં જે જન ગુંથાય,
ઉપાધી શિર આવી અડતાં, અતિશય ઉરમાં એ અમુઝાય;
ઘર ધંધો નવ તેને સૂઝે, નાગો નફ્ફટ નાચે ડાંડ,
જેશંગ જન મંડળની જીભે, ભુંડી ગાળો ખાતો ભાંડ ॥૭૨॥

ઝળઝળ બળતો અગ્નિ તે તો, કદિ ન કોઇથી ઓળંગાય,
ગુપ્ત રહેલો અગ્નિ કાષ્ટમાં, સૌથી ઉલંઘન કરાય;
તેમ સદા સમરથ પોતાની, શકિત પ્રગટ ન કરતા જેહ,
જેશંગ પામી પૂર્ણ હીણપદ, જનમંડળમાં વસતા એહ. ॥૭૩॥

જે જેની સાથે જે રીતે, વર્તે છે તે સાથે તેમ,
વર્તીને જે જન ચાલે તે, ધર્મ નિતિથી ચાલ્યો એમ;
કારણકે કપટીની સાથે, કપટપણાથી વરત્યે ધર્મ.
જેશંગ શુદ્ધ જનોની સાથે, શુદ્ધપણાથી કરવાં કર્મ ॥૭૪॥

સુકાળમાં સો ગણુ અન દાને, પૂન્ય તણું ફળ જેહ જણાય;
એ રીતે દુષ્કાળ સમયમાં, દાન કર્યે ફળ શતગણું થાય;
રેતીના રણમાં તો જેવી, પાણીની કિંમત પરખાય,
જેશંગકે દુષ્કાળ સમયમાં, અવની પણ એવી અંકાય. ॥૭૫॥

મલીન મતિથી જે ધન જોડયું, તે ધન અંતે થાય વિનાશ,
પાપ તણો ઘટ પુરો ભરાતાં, સુદ્ધી મનની પૂરો આશ;
પણ જયારે એ અવધ પુરી થઇ, ત્યારે પોકળ થાય પ્રકાશ,
જેશંગકે તન ધન કુળ સરવે, જોતાં જોતાં પામે નાશ. ॥ ૭૬ ॥

પોતાની પેદાશ પ્રમાણે, પરઉપકારે ખરચે દામ,
થોડે થોડે કરતાં ઝાઝે, દિન એ સંગ્રહ થાય તમામ;
પાણીનો ઘટ ઝમતો રાખ્યે, કાંણો થઇ નવ થાય નકામ,
જેશંગકે માટે મન સમજી, ખરચો ખંતે ધન સુભ કામ. ૭૭

ધન મેળવતાં સુદ્ધી ધનની, ઇચ્છા કરીને રળવું રોજ,
રળયા પછી પણ ધન રક્ષણનો, શિરપર સઘળો રાખો બોજ;
રક્ષણ કરીને કરો વધારો, વધતાં વાવરજો સુભ કર્મ,
જેશંગ પરઉપકાર કર્યાનો, સૌથી છે બહુ ઉત્તમ ધર્મ. ॥૭૮॥

દાન ભોગને નાશ તણી વળી, એ ત્રણ ધનની તો ગતિ થાય,
ડાહ્યા જન સૌ દાન કરીને, ખંતેથી બહુ ખુશી જણાય;
તેમ વળી ભોગી જન તો બહુ, ભોગ કરીને લે છે લ્હાવ,
પણ જેશંગ અજ્ઞાની રૂએ, નાશ થયે નાણાનો દાવ. ॥૭૯॥

સંચેલું ધન દાન દઇને, પુન્ય તણી તો બાંધો પાળ,
તેમ વળી ઠીક ભોગ ભોગવી, તુસ કરો તનને તત્કાળ;
નહિંતો વળતી મધપુડાના, મધનો માલિક બીજો થાય,
જેશંગકે એ રીતે તારૂં, ધન પણ બીજા લુંટી ખાય. ॥૮૦॥

વિદ્યા ને ધન બે મેળવવા, બુદ્ધિમાને રાખી ખંત,
અજર અમર માની પોતાને, છેવટ સુદ્ધી લેવો તંત;
પણ ધર્મોનાં કાર્યો કરતી, વખતે માથે માની કાળ,
જેશંગ જે જન ચાલે તેણે, રાખી છે સર્વે સંભાળ. ॥ ૮૧ ॥

સૂર્ય ઘણો તેજસ્વી છે પણ, અંધો નવ દેખે કોઇ દિન,
અક્ષીકાવિણુનો એ અંધો, અંધારૂં તો જુએ તદંન;
તેમ સદા અજ્ઞાની જનને, જ્ઞાનચક્ષુ વિણ રહીને અંધ,
જેશૅંગકે સચ્ચિદાનંદના, સ્વરૂપનો નવ થાય સંબંધ. ॥ ૮૨ ॥

દેહધરીને જન્મે તેને, પંચ પ્રકારે પીડે પાપ,
રોગ શોક બંધનને દુઃખવળિ, ઉપજે ઉરમાં અતિ પરિતાપ;
એ સરવે છે આપ તણાં અપરાધ રૂપનાં અહિં ફળ જાણ,
જેશૅંગ કે માટે સમજી મન, કર્યાં કર્મની કદર પિછાણ. ॥ ૮૩ ॥

પાપ તણી મતિમાં મન લાગે, તો તે બંધન કરતું જાણ,
પણ એ રીતે પૂણ્ય મતિમાં, લાગ્યે મળતું મોક્ષ પ્રમાણ;
માટે જન મન જાણી લેજો, બંધ મોક્ષનાં એ બે દ્વાર,
જેશૅંગકે એ કારણ જાણી, સમજી લેજો સજજન સાર. ॥૮૪॥

વૃદ્ધાવસ્થા વાઘણ પેઠે, ધુધવાટે ઘેરી રહી જાણ,
શત્રુની પેઠે વ્યાધી પણ, વપુને કરવા બેઠી હાણ;
ફુટેલા ઘટમાંથી જળની, પેઠે આયુષ્ય પણ વહિ જાય,
જેશૅંગકે છે તોય મુરખ જન, અહીત કરતાં નવ અટકાય.૮૫

ધનને પગની રજસમ સમજે, જોબન જળના પૂર સમાન,
આયુષ્ય જળબુંદ જેવું જાણે, જીવતર ફીણ બરાબર જાણ;
એ રીતે જન જે જાણીને, પરોપકારી કરશે કામ,
જેશૅંગકે તે વૃદ્ધપણામાં, સંતોષી પામે વિરામ. ॥ ૮૬ ॥

જગત તણી જે બત્રીશીએ, ચઢીને જંન જરૂર ચવાય,
તે જનને શિર આફત આવી, પડતાં પછીથી વાર ન થાય;
ખીલે છે તે સૌ કરમાશે, એ નિયમ આ જગનો જાણ,
માટે જેશૅંગ માની લેજે, ખ્યાતી પાછળ હરદમ હાણ. ॥૮૭॥

દુઃખના દિન સૌ જાય દોહિલા, અકળામણ બહુ આવે ઉર,
કાયર નરને કાંઇ ન સુઝે, ફરતા ગાંડા થઇ ચકચૂર;
પણ નિશદિન નર ધીરજવંતા, ધીરજ રાખી કાઢે દીન,
જેશૅંગકે છે સમજુ સજજન, સમજે સુખ દુઃખ કર્માધીન. ૮૮

ગરીબાઇને અતિ પરિચયથી, તુચ્છ કરેલો સ્ત્રીએ જંન,
માજન ને રાજાદિક પાસે, ગયા વિના બીનેલો મંન;
ઘરમાં રહીને કુર્મ તણી જે, પેઠ આળસુ મતિહિણ થાય,
જેશંગ જગનાં ચરિત્ર ભણ્યા વિણ, શી રીતે સુખિઓ દેખાય ૮૯

મીઠું જળ મુંકીને પીતા, ખારૂં પાણી મૂરખ જંન,
બાપ તણો કૂવો કેનારા, હુંપદ રાખી હરદમ મંન;
તેમ નથી ગતિ જેની સઘળાં, કર્મ વિશે વ્યાપેલી જાણ,
જેશંગકે તે જન દુઃખ પામી, સ્વદેશમાં રહીં વેઠે હાણ. ॥૯૦॥

અરસ્પરસ જયાં વેર વધે ત્યાં, શાંતિ કે સુખ નવ દેખાય.
ધર્મ તણાં કૃત્ય કાંઇ બને નહિં, વખત બધો વળિ વૃથા જાય;
રાત દિવસ મન પ્રતિપક્ષીને, નડવાના તર્કે ગુંથાય,
જેશંગકે એ દુઃખથી નિશદિન, અંતર એઓનાં અકળાય. ॥૯૧॥

પરધન હરવા માટ જે જન, અપંગ સરખો સ્યહીં થઇ જાય,
પરનારી નિરખવા માટે, આંખ છતાં અંધો દેખાય;
પરનિંદા કરવાને માટે, મૂખ છતાં જે મુંગો થાય,
જેશંગકે આ જગમાં એ જન, સૌને પ્યારો અધિક જણાય.॥૯૨॥

વાછરડું પય મળતાં સુધી, માતા ઉપર રાખે પ્રેમ,
પણ પાછળથી પય સૂકાતાં, પ્રીતીની તજી દેછે નેમ;
એ રીતે આ જગમાં જનને, તન મન ધનથી તૃપ્ત કરાય,
ત્યાં સુધી તે જેશંગપ્રેમી, તૃપ્ત થયા વિણ તજીને જાય. ॥૯૩॥

વેશ્યા વનિતા હોય લજાળી, ખારૂં પાણી નિર્મળ જાણું,
દંભી જન વિવેકી દીસે, ધુતારાની મીઠી વાણ;
પણ એ આ જગમાં ઠગ ઠામે, જાણી કરશો નવ સહવાસ,
નહિંતો જેશંગ સંગ કર્યાથી તર્ત તમારો કરશે નાશ. ॥૯૪॥

સાકર ખાધે રોગ સમે તો, કડુ ઊપાય ન લેવા કામ,
કડુ ઊપાય કર્યાથી ઉલટું, મન નવ પામે કદી વિરામ;
તેમ સદા સમજાવ્યાથી જો, કામ સિદ્ધ થઇ સ્હેજે જાય,
તો જેશંગકે શિક્ષા કીધે, સમજુ જન ખુશી નવ થાય. ॥૯૫॥

મિથ્યા માયા મિથ્યા કાયા, મિથ્યા આ જગ રચના જાણ,
મિથ્યા સરવે છે સંસારે, મિથ્યા પ્રીતીને પીછાણ;
તેમ વળી મિથ્યા મન માનો, રંગ રાગના સૌ દેખાવ,
જેશંગ કેછે સત્ય જાણજો, સત્ય એક શ્રી હરિમાં ભાવ. ॥૯૬॥

પ્રેમતણું જે બંધન તેતો સૌથી બહુ બળિયું દેખાય,
બીજાં સર્વે બંધન ટૂટે, પણ એ બંધન નવ છેદાય;
ભ્રમર કાષ્ટ જે કઠીણ તેને, છેદીને પાડેછે છેદ,
જેશંગકે પણ પ્રેમ બંધને, પાડે નહિં કદી કમળે છેદ. ॥૯૭॥

ઘણાં તૃણનો ટોપ બનીને, વૃષ્ટીને ખાળે છે તેહ,
જળ ધારાની સામે થઇને, આશ્રિતને ઉગારે એહ;
તેમ ઘણાં જનનો સમુદયતે, શત્રુ પર મેળવતો જીત,
જેશંગકે તે માટે ઝાઝા, જનની ઓથે થાય અજીત. ॥૯૮॥

ધન ગુણથી પણ અલ્પ કુટુંબી, સાથે જો કદી હોય કરાગ,
તો તે ઊદય થવામાં આડો, આવી ભજવે પોતે ભાગ;
જેવી રીતે શાળ તણાં છોડાંને જૂદાં પાડી શાળ,
જેશંગ વાવે પણ નવ ઊગે, હોય ભલીએ ભૂમિ રસાળ. ॥૯૯॥

જગમાં જેની ગણુતી છે નહિં, એવા પામર જીવ ગણાય,
તેઓનો પણ સંગ કર્યાથી, સગે મોટું કાર્ય કરાય;
અનેક તૃણનો સંગ કરીને તૃણનો દોર બનાવી બેશ,
જેશંગ કેછે ઊન્મત્તહાથી, એથી તો બંધાય હમેશ. ॥૧૦૦॥

જોબન રંગ પતંગ સરીખો, જોતાં ઉપજે અતિશય પ્યાર,
પણ એ રંગ ટકે નહિં ઝાઝો, જોબનનો ખીલેલો બહાર;
આથમતા સૂરજની પેઠે, જોતાં જોતાં એ વહિ જાય,
માટે જેશંગ સમજી મનમાં, જોબન મદથી નવ મોહાય. ॥૧૦૧॥

સંબંધી જન ફૂટે ત્યારે, આવી પોગ્યો જાણો કાળ,
મોત તણાં ઠેકાણાં સર્વે, શત્રુને સોંપે તત્કાળ;
રાવણનો જે ભાઇ વિભિષણ, તે ફૂટી જઇ મળિયો રામ,
જેથી જેશંગ રામે રાવણ, રોળી લંકાં જીતી તમામ. ॥૧૦૨॥

જગત તણી રૂઢીથી ઉલટી, ચાલે ચાલેલા દેખાય,
પણ એ જો ગુણવંત હોયતો, ગુણવંતોમાં એહ ગણાય;
પાંચ પતીની પતિન દ્રૌપદી, સતિ મંડળમાં શ્રેષ્ટ કથાય,
માટે જેશઁગ જાણી લેજો, ગુણથી જનની ગણતી થાય. ॥૧૦૩॥

પંખીના મેળાની પેઠે, જગમાં આવી મળિયા જંન,
રૂણ સંબંધે થયાં એકઠાં, મારૂં મારૂં કરીને મંન;
કર્યાં કર્મનો ભાગ ભોગવી, એક બીજાને મુંકી જાય,
જેશઁગ એવી આ ઘટમાળા, અજ્ઞાનીથી નવ સમજાય. ॥૧૦૪॥

સોનાનો મૃગ સૃષ્ટીમાં પેલાં નવ કોઇએ જોયો જાણ,
તેમ વળી તે થશે હવે એવું નવ કહિએ સુણતા કાન;
તેહ છતાં વિનાશ વખતમાં, એવા મૃગને માટે રામ,
જેશઁગ કેછે લોભાયાથી, ઊપાધી ઉપજી એ ઠામ. ॥ ૧૦૫ ॥

ધર્મતણી બુદ્ધિવાળા જન, પર સ્ત્રી ગણતા માત સમાન,
પરધનને માટી સમ માની, તે ઊપર નવ ધરતા ધ્યાન;
તેમ વળી તે સૌ પ્રાણીને, આપ સમાન ગણીને જોય,
જેશઁગ કેછે એવા જનતો, જગમાં જોતાં થોડા હોય. ॥૧૦૬॥

પશુ પંખી પણ યત્ન કરીને, પોતાનાં સૌ ભરતાં પેટ,
તે પરમાણે મનુષ્ય કરે તો, તે જીવ્યો નવ જાણો નેટ;
પણ જેના આશ્રયથી અતિશય, જીવો જીવે જગમાં જાણ,
જેશઁગ કેછે એવા જનનું, જીવતર આ જગમાં પરમાણ. ॥૧૦૭॥

જ્ઞાનતણી આ જપમાળા મેં, રચીછે સૌને જપવા કાજ,
સુંદર એક શતકને ઊપર, આઠ સવૈયા ગુથ્યા આજ;
અકેક મણકો પારસ મણિનો, જપતાં પારસમણિ સમ થાય,
જેશઁગ કેછે એથી સઘળી, મલિનતા મનની મટી જાય. ॥૧૦૮॥

માળા અગીઆરમી સંપૂર્ણ.



# માળા ૧૨ મી.

## સવૈયા એકત્રીશા.

હોય મનુષ્યનાં મન જ્યાં નિર્બળ, ત્યાં જઇ લુચ્ચા ઠરતા ઠામ;
ઠગવિદ્યાને જુલમ કરીને; ધોળે દિનહરિ લેતા દામ;
તોપણ નિર્બળ જન તેઓને, કરી શકે નહિં કાંઇ અટકાવ:
કહે જેશૅંગ વળિ કોઇની આગળ, કરી શકે નહિં દુઃખનીરાવ ॥૧॥

નેકપણે ચાલીને જેણે, ધન પેદા કીધું નિરવાણ;
ધનસંચયને કર કસર ના, ઉમદા ગુણ તેનામાં જાણ;
એ ગુણથી એ આખી જીંદગી, સુખવૈભવમાં કરે પસાર;
કહે જેશૅંગ વળિ જનમંડળમાં, જરૂરપણે એ જશ લેનાર. ॥૨॥

મૂર્ખ મનુષ્ય ડાહ્યા જનમાં જઇ, વદતો મૂર્ખપણાથી વાણ;
તે કરતાં તો મૌન્ય રહે તો, તેમાં તેની શોભા જાણ;
વણ આવડયની વાત વધાથી, જનમંડળમાં હાંસી થાય;
કહે જેશૅંગ વાણી તોળ્યા વિણ, બોલ્યાથી લજ્જા લુંટાય. ॥૩॥

તુચ્છ વસ્તુને ખાતાં કદીએ, શ્વાન નહીં મનમાં શરમાય;
પણ ઉલટું આનંદી થઇને, ખંત કરી એ વસ્તુ ખાય;
તે પરમાણે નીચ મનુષ્ય પણ, નીચ વિષયમાં રાખી ચિત્ત:
કે જેશૅંગ ભોગવતાં મનમાં, લજવાતા નહિં એહ ખચીત. ॥૪॥

જે પત્ની પોતાના પતિની, અનુકુળતા સાચવતી હોય;
તે કોઇ કાળે પતિ પ્રતિકુળતા, પોતાને નવ નડતી જોય;
માન મુરાતબ ને વળિ ગૌરવ, સૌ એનાં સારાં સચવાય;
કે જેશૅંગ વળિ ભવિષ્યકાળમાં, પુર્ણ યશાળી એ પંકાય. ॥ ૫ ॥

પ્રજાતણી પીડાના તાપે, જે તાતો અગ્ની ઉભરાય;
તે કોપેલા અગ્ની માંએ, પ્રજાતણો રાજા હોમાય;
કુળ કુટુંબ ને ધન તન સરવે, પ્રાણ રાયનો એ હણનાર.
જેશઁગ કે એમ નાશ કર્યાવિણુ, પાછો અગ્ની નહિં ફરનાર. ॥૬॥

સમો પ્રતિકુળ હોય કદી તો, કરવો નહિં મનમાં અફશોષ;
વાંક આપણો હશે તે થકી, દૈવે દેખાડયો એ રોષ;
માટે મન સમજી નિજકૃતિમાં, દોષ હોય તે કરવો દૂર;
તો જેશઁગ કે પ્રભુ અનુકુળ થઈ, દેશે સઘળાં સુખ ભરપૂર. ॥૭॥

કેમ કરી કહો કૂડાં કૃત્યનું, કલંક શિરપરથી ટળી જાય;
કાજળ કેરો કર્યો લેપ તે, ડાઘ પડયાવિણ ક્યમ ભુંસાય;
પણ પછી સ્વચ્છ જળે એ ધોતાં, ડાઘ પડેલો દુર થઇ જાય;
કે જેશઁગ એ રીતે સુસકૃત્ય, કરવાથી સૌ કલઁક હણાય. ॥૮॥

કાળચક્ર ફરતું છે જગમાં, તે લાંબે દાંને અથડાય;
જેવી જેને ટકોર વાગે. તેવી રીતે તે મરડાય;
માટે મન સમજીને જગની, બત્રીશીએ જો ન ચઢાય;
તો જેશઁગ કે એ જનને પછી, જીંદગીમાં જોખમ નવથાય. ॥૯॥

કુળ કુટુંબ કે મિત્ર તણા, મંડળમાં જો મતભેદ જણાય;
તો તે અંતે દ્વેષભાવનું, બીજ ભવિષ્ય તણું રોપાય;
તે માટે તકરાર ન કરતાં, અરસપરસ જો સંપ રખાય;
તો જેશઁગ કે શાંતપણાથી, સંપતણાં સૌ સુખ ચખાય. ॥૧૦॥

હોય નહિં પોતાના મન જે, વિચારનો કઁઇ ભાવ લગાર;
તેહ ભાવ ઉત્પન્ન કરવાથી, ઉલટું છે નુકશાન અપાર;
માટે મન સમજીને જેવું. વલણ હોય તેવો વિચાર;
જેશઁગ કે ઉત્પન્ન કરવાથી, નિજકૃત્યમાં બહુ લાભ થનાર.॥૧૧॥

અન્યતણાં દુઃખ દેખી દ્રષ્ટે, મટાડવા જો મન નવ થાય;
સ્વાર્થપરાયણતા રાખ્યાથી, સ્વાર્થ કદી કોઇનો ન સધાય;
એમ પરસ્પર મદદ કર્યા વિણ, દુઃખ દરિયામાં સૌ ડૂબાય;
જેશઁગ કે અંતે એ રીતે, સૌ હલકી હાલતમાં જાય. ॥૧૨॥

હોય હૃદયમાં ભાવ મલિન તો, ગમે ન મનને શુદ્ધાચાર;
મલિન વાતમાં મન પરોવે, ઉપજે મન મેલા વિચાર;
ક્રોડ ઉપાય બીજા કરિએ પણ, અંતર એનું શુદ્ધ ન થનાર;
પણ જેશંગ જ્ઞાનામૃત જળથી, ધોતાં મલિનપણું મટનાર. ॥૧૩॥

જેનું મન દૃઢ છે નહિં તેને, દૃઢતામાં દેખાતો દોષ;
દૃઢપણું રાખી ચાલે તો, અવશ્ય મન આણે અફશોષ;
કોઇ કામ એવું નહિં કરશે, અથઇતી ઉતારે પાર;
જેશંગ કે હાલકડોલક રહીં, સાંગોપાંગ નહિં કરનાર. ॥૧૪॥

હોય આપણી પ્રતિ અનુકુળતા, તો તેમાંથી શિખ સમજાય;
હતી મૂળ હાલત કેવી ને, હાલ વળી કેવી દેખાય;
એમ થવાનું શું કારણ છે, સુધરે શું કરતાં ઉપાય;
જેશંગ એ પ્રતિ અનુકુળતાના, પાઠ વડે સઘળું શીખાય. ॥૧૫॥

હરખ તણી કે શોક તણી જે, કાળે ભરતી ખૂબ ભરાય;
તે કાળે જનનું મન તેના પ્રવાહમાં પૂરણ ઘસડાય;
પણ પછી ઓટ થશે જયારે તે, ત્યારે મુળસ્થાનકપર જાય;
જેશંગ કે એવી રીતે મન, સમયતણા રંગે દોરાય. ॥ ૧૬ ॥

ભવિષ્ય તણી આગમચેતીનાં, ચિન્હો સૌ પરથમ દેખાય;
અનુભવી જન જે હોય તેહ એ, ભેદ ભલો મન સમજી જાય;
સમજીને પછી તે પરમાણે, જોઇ વિચારી કરતા કામ;
જેશંગ કે તેથી એ અંતે, સુખ દુઃખમાં સમજે વિરામ. ॥૧૭॥

લોભીજન લક્ષ્મીના લોભે, શરીર તણી ન કરે સંભાળ;
પોષણમાં કંજુશાઇ કરીને, શરીર કરે છે કૃષ્ય કંગાળ;
પણ પછી અંતે બિમાર બનતાં, પૂરણ એ મનમાં પસ્તાય;
જેશંગ કે વળતી કોઇ રીતે, બગડી બાજી નવ સુધરાય. ॥૧૮॥

મનુષ્ય કરે કૃત્ય પોતે તેથી, હુંશિયારી તેની ન જણાય;
પરપર પાસે કૃત્ય કરાવી, લેવાથી પૂરણ પરખાય;
એમ કર્યાથી સ્વાર્થ સધાતાં, જયાં ત્યાં ખ્યાતી ખૂબ ગણાય;
જેશંગ કે એવા જન વિરલા, શરમે તાણ્યા કદી ન તણાય. ॥૧૯॥

હોય ધણી પોતાનો તેની, મરજી શી રીતે સચવાય;
તેમ વળી તાબાના નોકર; શી રીતે સંતુષ્ટ કરાય;
એ ઉત્તમ શિક્ષણ સમજ્યા વિણ. ધંધામાં જશ કદી ન પમાય;
જેશૅંગ કે સમજીને ચાલે, તો પછી કદીએ હારુ ન થાય. ॥૨૦॥

ધંધામાં જશ મેળવવાનું, સાધન દ્રઢતાનું બળવાન;
જો એ સાધન હોય સદાતો, મનુષ્ય મેળવે બહુ બહુ માન;
કારણ કે દ્રઢતાની સાથે, દોડયાં આવે સૌ સાહિત્ય;
જેશૅંગ કે માટે મન સમજી, દ્રઢપણાથી રહેવું નિત્ય. ॥૨૧॥

મોટા જનનાં મૂળ તપાસી, જોતાં દ્રષ્ટે એમ જણાય;
જન્મ સમે એ હતા દરીદ્રી, માત પિતા કષ્ટે કષ્ટાય:
પણ પછીથી એ દુઃખ અનુભવી, આપ બળે બહુ કીધાં કાજ:
જેશૅંગ કે તેથી એ અંતે, શ્રીપતિ થઇ પેર્યા શિરતાજ. ॥૨૨॥

મહાપુરૂષ જ્યારે સૌ જાયે, ત્યારે તો અલ્પજ્ઞો સર્વ;
તેની જગ્યા લેવા માટે, આગળ પડતા આણી ગર્વ;
ફાવે છે તેમાંતો તે પછી, ફરી ફસાવે જન ચોપાસ;
જેશૅંગ અંતે કૂળ ધર્મને, સંપત્તિ સૌનો કરતા નાશ. ॥ ૨૩ ॥

બાળ જોબનને વૃદ્ધા અવસ્થા. દરેકને લાગુ પડનાર;
તેહ તણી છાયામાંથી કોઇ, છટકીને નાશી ન જનાર:
જડ ચૈતન મય સૃષ્ટી આખી. નભ સુદ્ધાં નજરે નિરખાય;
જેશૅંગ એ સર્વેને એ. ત્રણ અવસ્થા લાગુ થાય. ॥ ૨૪ ॥

મનુષ્ય તણી સત્તા સત્તાને વધારતી નિશ દિન દેખાય;
એ કારણના યોગે કરીને. કર્મ ખીલતું ખૂબ જણાય;
ત્યાર પછી સૌ સ્થળમાં એની, બલિહારી બહુ બહુ બોલાય;
જેશૅંગ કે સાધન સઘળાં વળિ, એથી સાધ્ય થયાં જોવાય. ॥૨૫॥

બને નહીં જયાં સુદ્ધી કદીએ. એક બીજા ભરૂસાનું પાત્ર;
ત્યાં સુદ્ધી આવે નહિ કદીએ. ભ્રાતૃ ભાવ રૂડો રજમાત્ર:
ભ્રાતૃ ભાવ વિના જન કદીએ, ઐકય પણાથી નવ જોડાય:
જેશૅંગ કે એ ઐકયપણા વિણ, મહાકાર્ય [illegible]થ્યા સૌ જાય. ॥૨૬॥

પાપ વડે ઢાંકેલું પાપજ, પાપતણી વૃદ્ધી કરતું જાય;
એ પરમાણે ધર્મ ધર્મથી, ઢાંકયે ધર્મ તણી વૃદ્ધી થાય;
માટે એક વખત કીધેલું, પાપ પ્રગટ જો કરશો આપ;
જેશંગ જેથી કરવાં ન પડે, પાપ ઢાંકવા બીજાં પાપ. ॥૨૭॥

જીંદગીની આખર ઉમરમાં, હોય મનુષ્યનું જે વર્ત્તન;
અંતકાળમાં એ પરમાણે, જીવને સદ્ય થશે ચિંતવન;
એ ચિંતવન પરમાણે જીવનું, પુનર્જન્મ બંધાતું કર્મ;
જેશંગ કે માટે સદ્વર્ત્તન, એજ ખરો તરવાનો ધર્મ. ॥૨૮॥

એહુ જગતમાં સદ્ગુરૂ કહીએ, જે શિષ્યને દેછે સદ્જ્ઞાન;
એહુ જગતમાં દાતા કહીએ, જેણે દીધાં વિદ્યાદાન;
એહુ જગતમાં પરમારથી છે, જેણે પૂરણ પાળ્યાં રાંક;
જેશંગ કે જગમાં એ પાપી, જેને શીર કૂકૃત્યનાં આંક. ॥૨૯॥

એહુ જગતમાં સુખીયા કહીએ, જેને સાથે છે સંપ;
એહુ જગતમાં દુખીયા કહીએ, જેને વ્હાલો ઘણો કુસંપ;
એહુ જગતમાં ધનપતિ કહીએ, જેનો સુભ ચાલે વ્યવ્હાર;
એહુ જગતમાં જેશંગ નિર્ધન, જેનો બગડયો બહુ બહુકાર.॥૩૦॥

ધન મેળવવું એ આ જગમાં, કંઈ નથી બહુ જોતાં કામ;
પણ ધનનો સદ્વ્યય કરવો એ, કામ કઠણ સૌ ગણો તમામ;
કારણ કે સદ્વ્યય વીના ધન, ટુંક મુદતમાં પામે નાશ;
જેશંગ એ રીતે સદ્વ્યયવિણ, કાયે સકળનો થાય વિનાશ. ॥૩૧॥

જે ઊત્તમ ગ્રંથો છે તે સૌ, ઊત્તમ મિત્ર સમાન મનાય;
મિત્ર સમાન મનુષ્યને સહાયક, થઇને ગુણ કરતા એ ગણાય;
કારણ કે ઊત્તમ ગ્રંથોમાં, ઊત્તમ લેખકના વીચાર;
જેશંગ કે વાંચ્યાથી જનને, અનુભવનો અતિ લાભ થનાર.॥૩૨॥

આફતમાં અકળાયાથી કદી, દિલમાં દુઃખ નવ ઓછું થાય;
ઉલટી અકળામણથી અમુઝણ, થઇને દુઃખમાં વૃદ્ધી જણાય;
તે માટે શાંતીથી સમજી, આફત ટળવાના ઊપાય;
જેશંગ કે જો કરશો તો પછી, શીરપરનાં સંકટ ટળી જાય.॥૩૩॥

પૂર્વ જન્મનાં કૃત્ય પરમાણે, જનને સુખ દુઃખ પ્રાપ્ત થનાર;
તે પરમાણે ઘટ નાના પછી, પ્રવાહમાં પોતે પડનાર;
પડયા પછી કાં પાર ઊતરશે, કાંતો વળતી ડૂબી જાય;
જેશૅંગ કે ગતભવ કર્માધીન, સુખદુઃખ સરવે ઉદય જણાય. ॥૩૪॥

પ્રીત પરાણે કરીએ તો તે, પ્રીત કદી પણ નવ પોષાય;
અરસપરસના આકર્ષણવિણ, અધવચમાં એ ટૂટી જાય;
માટે મન મળ્યાવિણ કદીએ, સ્નેહતણો કરવો ન સંબંધ;
જેશૅંગ કે કરશો તો અંતે, ઉપજશે મનમાં આક્રંદ. ॥૩૫॥

અભિમાનીને અભિમાનનો, ચઢે ઊભરો જેણીવાર;
તે વખતે તેના અંતરમાં, શુષ્ક થતા સૌ સદ્વીચાર;
હુંપદના હસ્તીપર ચઢીને, ખેલે મન માને તે રીત;
જેશૅંગ કે એ વખતે એના, હરીફ બન્યામાં હાણ ખચીત. ॥૩૬॥

હોય અધિક જો પોતાનામાં, સદ્ગુણ ને ડાંપણ ભંડાર;
તો તે આપે આપ બળેથી, સુખીઆ થઇ ચલવે સંસાર;
તેમ વળી તે બીજાને પણ, સૃષ્ટીમાં સુખકર બહુ થાય;
જેશૅંગ કે એવા નર વિરલા, જગમાં ભાગ્યે કોઇક જણાય. ॥૩૭॥

હોય પ્રજાની રાજદ્વારીની, પૂર્ણ પણે જાગ્રતી જેમ;
તે પરમાણે તેહ પ્રજાની, ખીલતી જાણો જીંદગી તેમ;
તેમ વળી જો રાજદ્વારીની, હોય હમેશાં સુસ્તી અધીક;
તો જેશૅંગ કે તેહ પ્રજાને, શિર છે પડતીની બહુ બીક. ॥ ૩૮ ॥

હોય સદા ઊદ્યોગીજનનું, ઊદ્યમથી અંતર પ્રફુલીત;
નવરો રહી કુતર્કો ન કરે, ધંધામાં ચોટીરે ચિત્ત;
અહોનીશ ઊદ્યમની સાથે, વ્યવહારનો રાખી અંકુશ;
જેશૅંગ કે તન ધન સુખમાણી, ભોગવતો એ દીર્ઘાયુષ્ય. ॥ ૩૯ ॥

વડા પુરૂષ વિખવાદ કરીને, કચવાવે નહિં કોઇનું મન;
વિનયથકી વેરીને વશ કરી, વેરીનું મન કરે પ્રસન્ન;
હોય ગમે તેવી શત્રુવટ, તોપણ તેને દે નવ દુઃખ;
જેશૅંગ કે મોટું મન રાખી, ભોગવતા એ ભારે સૂખ. ॥ ૪૦ ॥

જો જ્ઞાનામૃત હોય હૃદય તો, વિષય તણું ચઢશે નહિં વીખ;
ઊદ્યોગીજન ઊદ્યમની ભીખારી થઇ નવ માગે ભીખ;
સદ્‌વિદ્યા ભૂષણ સજ્યું તેને શું સજવો બીજો શણગાર ?
જેશૅંગ કે નિષ્કેવળ જનને શું કરવો છે પરોપકાર. ॥૪૧॥

હોય કુટુંબમાં સંપ અને શુરવિરતા શુભ રીતે ભરપૂર;
તો તેનાથી વળતી સઘળા, સબળ શત્રુ પણ રહેતા દૂર;
નામ સાંભળી થરથર ધ્રૂજે, બને બાયલા બહુ નિસ્તેજ;
જેશૅંગ કે એવા નર વિરલા, મનનાં ધાર્યાં કામ કરેજ. ॥૪૨॥

લક્ષણ લાખવશા નવ ફરતાં, જે આદત પડી હોય હમેશ;
આવરદા નિત્ય નિત્ય ક્ષીણ થાયે, પણ ક્ષીણ થાય ન લક્ષણ લેશ;
દેહ બાળજોબન વૃદ્ધ થાએ, કેશ શ્યામ પણ થાય સફેદ;
જેશૅંગ સૌ તક રામરૂપ બદલે, પણ લક્ષણરૂપ રહે અભેદ. ॥૪૩॥

ધન પેદા કરીને ધીરજથી, કરશે તેનો સદ્‌ઉપયોગ;
કોડ કરી કરકસર થકી, ભોગવશે પોતે જો વૈભોગ;
તો તે જન સૌ જરૂર જાણજો. ભવિષ્યમાં બનશે ધનવંત;
જેશૅંગ કે જોઈ જુઓ જગતમાં,એજરીતે બહુ બન્યા શ્રીમંત॥૪૪॥

ન્યાય, સખાવત, નેકીપણાના, ઉત્તમગુણનો સૌ આધાર;
ધનના સદ્‌ઉપયોગ ઉપર છે, ધન એ સદ્‌વર્ત્તન છે સાર;
તેમજ લોભ અને અન્યાય, ઊડાઉપણાનો સૌ આધાર;
જેશૅંગ કે ધનના ખોટા ઉપયોગ ઉપર સમજો નિરધાર. ॥૪૫॥

પડતા દિનની પ્રથમ નિશાની, સુઝે બહુ બહુ અવળી બુધ્ધ;
જગત તણો ભય ભૂલી જઇને, નિંદકર્મ કરી બને અશુદ્ધ;
અભીમાનથી અંધ થઇને તજી બેસે એ લાજ તમામ;
જેશૅંગ કે પણ અતે એ થકી, વેઠે છે બહુ હાણ હરામ. ॥૪૬॥

હડહડતી જે સ્વાર્થ વૃત્તી તે, પરમારથને કરતી દૂર;
તેમજ તત્કાળીક વૃત્તી તે ભવિષ્ય સ્વાર્થને હણતી ક્રુર;
તે માટે સમજીને મનમાં, વિવેકસર કરવો સૌ સ્વાર્થ;
જેશૅંગકે જેથી આ જગમાં, સુધરે સ્વાર્થ અને પરમાર્થ. ॥૪૭॥

મરણ તણો જે દંડ મનુષ્યને, શીર તેં મુકયો છે ભગવંત;
તેહ દંડ સૌ મનુષ્ય માત્રને, સમજે તો છે શીક્ષાવંત;
નીતિ કે અનિતિથી અહિંયાં જે રીતે આચરશે જીવ;
જેશૅંગકે તે રીતે તેને, મરણ પછી ફળ દે છે શીવ. ॥ ૪૮ ॥

ઘટમાળાની પેઠે જોને, ચાલે છે સઘળો સંસાર;
કઇક જીવ જન્મે છે જગમાં, જન્મેલા કંઈ જાય અપાર;
શત વરસે દુનિઆં નવી જુની, રૂપાંતર થઇ પલટી જાય;
જેશૅંગકે અજ્ઞાની જન સૌ, ભ્રમણામાં મિથ્યા ભરમાય. ॥૪૯॥

જુની આંખે નવા તમાસા, સૃષ્ટીમાં સઘળે દેખાય;
અનુભવી જન જે હોય હમેશાં, તે તેનાથી નવ અંજાય;
આજ હશે તે કાલ જશે ને, કાલ નવો કાંઇ રંગ જણાય;
જેશૅંગકે આ જગ બહુ રંગી, સમે સમે બહુ ભેદ ભણાય.॥૫૦॥

મોહ તણે વશ થઇને મૂરખ, અભિમાને ઊલટો અટવાય;
લૌકીક રીત તજીને પોતે, આપમતે અવળો દોરાય;
ઊલટે રસ્તે ચાલી પોતે, સૌની સાથે બાંધે વેર;
જેશૅંગકે આ જગમાં એવી, અજ્ઞાનીની ઊલટી પેર. ॥૫૧॥

જોબન રંગ પતંગ સરીખો, જોતાં જોતાં ઉડી જાય;
તે ઉપર શી મમતા મોટી, અજ્ઞાની જન તુજને થાય;
જે સુરખી જોબનમાં નિરખે, તે વૃદ્ધપણમાં નવ દેખાય;
જેશૅંગ કે તે વખતે જગની, માયા સૌ મિથ્યા સમજાય. ॥૫૨॥

ઊપરનો આડંબર દેખી, ભોળાજન સરવે ભરમાય;
આપ સમાન અવરને સમજી, પંઝામાં તેના પકડાય;
પડે પછી જયાં પ્રસંગ તેમનો, ત્યારે તે પૂરણ પસ્તાય;
જેશૅંગ કે એવા ભોળાજન, ભોળપણે ભારે લૂટાય. ॥ ૫૩ ॥

જેવું મન પોતાનું તેવું, સામું પ્રતિબિંબ પણ પડનાર;
એ પ્રતિબિંબની પૂરણ પરિક્ષા, અનુભવી જનને છે જડનાર;
અનુભવી જન નિરખીને નયણે, કરતા વળતી મન વીચાર,
જેશૅંગ કે મન કબુલ કરેતે, ઊપર સૌ તેનો આધાર. ॥ ૫૪ ॥

પુરૂષ પરાક્રમ કીધાવિણતું, મિથ્યા શું મનમાં મકલાય;
નવરો બેશી રહીંને નિશદિન, બેઠો બેઠો ઘરમાં ખાય;
રળ્યા ખપ્યા વિણ પૂર્વજની, પુંજીપર કરતો મસ્તી ખૂબ;
જેશૅંગ કે પણ જગમાં તુંતો, વેઠ બરાબર આબેહૂબ. ॥૫૫॥

અજ્ઞાની જન લગ્ન કાર્યને મોજ શોખનું સમજે કર્મ;
પણ તેમાં તે મુરખા ભુલે, સમજે નહિં કાંઇ સાચો મર્મ;
રતી ધર્મને, ધર્માનુષ્ઠાન, પ્રજોત્પત્તી કારણ ત્રણ;
જેશૅંગ કે એ લગ્ન તણાંછે, શાસ્ત્ર સિદ્ધ સાચાં કારણ ॥૫૬॥

જેમ આપણે અધિક જીવીએ, તેમ અધિક વ્યવ્હારીક દુઃખ;
શિરપર આવી પડે આપણે, ખમવું એ સૌ મુંગ મૂખ;
કારણ કે કૈ ગયા ખમીને, હજી વળી કઇ ખમશે જાણ;
જેશૅંગ એ આફત ભુલવવા, વખત દિલાસોછે નિરવાણ. ॥૫૭॥

નીચ જાત પાસેથી પણ સુવિદ્યા ગ્રહણ કરી લેવાય;
કૂળ હીણની ઊત્તમ કન્યા, પરણ્યાથી નવ દોષ ગણાય;
તેમ વળી ચંડાળ કનેથી, ગ્રહણ કરી લ્યો ઊત્તમ ધર્મ,
જેશૅંગ કે એ ત્રણ આ જગમાં, જાણી લેજો ઊત્તમ કર્મ. ॥૫૮॥

સાનુકૂળ જો દૈવ હશે તો, શત્રુ પણ શું છે કરનાર;
વેર તજીને ઊલટા એ સૌ, મૈત્રીના કરશે ઉપચાર:
માન મુરાતબ સૌ સચવાશે, મળશે મનસુખ શાંતિ અપાર;
જેશૅંગ કે માટે મન સમજો, દૈવ રીઝે સુખીયો સંસાર. ॥૫૯॥

જો તુજ દાનત સાફ હશે તો, દૈવ તને દુઃખ નહિઁ દેનાર;
પ્રથમ કસોટી કસવા માટે, દેખાડે દુઃખનો ચીતાર;
પણ પછી જ્યાં તુજ દઢતા દેખે, ત્યાંતો રીઝે દૈવ અપાર;
જેશૅંગ કે જે કાર્ય કરે તે, સઘળાં સફળ થઇ ફળનાર. ॥૬૦॥

સુંદર રચના સૃષ્ટીની જોઇ, કુદરતની ગતિ સર્વ કળાય;
નિયંતા કોઇ નાથ હશે એમ, મનુષ્ય તણા મનમાંહીં મનાય;
કર્ત્તા વિણ કોણ કરે બધું આ, તર્ક શકિતથી એમ જણાય;
જેશૅંગ કે વિચારી જોતાં, પ્રભુની પ્રભુતા પૂર્ણ ગણાય. ॥૬૧॥

પોતાના પુરૂષારથ વિણ કદી, શ્રેષ્ટ પદે જનથી ન ચઢાય;
લક્ષ્મીતો પુરૂષારથ આગળ, લેખામાં કાંઇ નવ લેખાય;
બુદ્ધિના સ્થાનક આગળ તો, લક્ષ્મી આવી વસતી વાસ;
જેશઁગકે જોઇ જુઓ જગતમાં, લક્ષ્મી છે બુદ્ધીની દાસ. ॥૬૨॥

પૃથ્વીમાં કોઈ પ્રૌઢ નથી, જોઇ જોતાં કવિવર કેરી તુલ્ય;
સર્વ તણી કિંમત અંકાતી, પણ નહિં કદિ કવિવરનું મુલ્ય;
સ્વતંત્રતા દેવીની સાથે, નિશદિન જેને પ્રૌઢ પિછાણુ;
જેશઁગકે એવા નર વિરલા, પૃથ્વીમાં પાકયા પરમાણ. ॥૬૩॥

મર્ણ જન્મની એક ગતી છે, રાય રંક સરવેની જાણ;
તે ઉપરથી એમ જણાતુ, મનુષ્ય બધાં સરખાં નિરમાણ;
પણ પોતાની ભવિષ્ય અને, વર્તમાન કૃતીથી જન નિરધાર;
જેશઁગકે ઉંચું નીંચુ પદ, પામે છે જન્મી સંસાર. ॥ ૬૪ ॥

વાત કર્યાથી નથી વડાઇ, કર્યા વિના બકવાદ કથાય;
પોતાના કથવા સમ પોતે, કરવાથી દ્રષ્ટાંત અપાય;
એજ ખરૂં સાહસ સૃષ્ટીમાં, ઉદ્ભવતાનું મૂળ મનાય;
જેશઁગકે વદવા કરતાં, કરવાથી શુભ ફળ સર્વ ગણાય. ॥૬૫॥

દેશ પ્રદેશ પ્રવાસ કરીને, પીધાં પાણી ઝાઝે ઘાટ;
એવા નર અનુભવ અતિશય લઇ, જીંદગીમાં પામે ઝળકાટ;
કોઇ તણા ગાંજ્યા નવ જાએ, શિર સંકટથી નવ મુંઝાય;
જેશઁગકે એવા નર વિરલા, પ્રસંગ પડે પૂરણ પરખાય. ॥૬૬॥

ભવિષ્યમાં મોટમ મદ મળશે, એવી આશા રાખી જેહ;
શરૂઆતથી કામ કરે તો, મોટમપદ પામે નહિં તેહ;
પણ સાદા રહીં નેકપણે, નિશદિન ઉદ્યોગ ચલાવ્યા જાય;
જેશઁગકે એ અનાયાસથી, ભવિષ્યમાં મોટા વરતાય. ॥૬૭॥

જેની સાથે અહોનીશ, ધંધાના માટે વસવું થાય;
તે સાથે અણુરાગ કર્યાથી, ધંધો નવ સારો ખેડાય;
તે માટે તું હરેક રીતે, તેઓનું મન કરી પ્રસંન;
જેશઁગકે ચાલ્યાથી તુજને, ધંધામાં નહિં પડે વિઘંન. ॥૬૮॥

હિંદ તણી ઉત્તમ ખેતી તે, કનિષ્ટ પદવી પામી આજ;
મધ્યમ પદવી વણજ તણી તે, પણ આજે થઇ ગઇ તારાજ;
તેમ વળી જે કનિષ્ટ પદની નોકરી તે થઇ ઉત્તમ જાણ;
જેશંગકે એ હિંદ તણી, પડતીનાં પૂરણ ચિન્હ પિછાણ. ॥૬૯॥

હોય ગમે તેવો શત્રુ પણ, આંગણે આવ્યે દેવું માન;
તો તેમાં ખુબ ખુબી રહી છે, અજ ગણો ગુણનો નીશાન;
કારણ કે અરિ આંખ મહીં, જે ઝેર હશે તે અળગું થાય;
જેશંગકે એથી કરી એ અરિ, નક્કરપણું જઇને નમિ જાય.॥૭૦॥

જશવંતા જન સાથે વસતાં, જશ પોતાનો જાસી જાય;
સૂર્ય તણા સહવાસ થકી સૌ, ગ્રહ ઘણા તેજસ્વી થાય;
માટ જશવંતા જન સાથે, શુભ રીતે જો હોય સંબંધ;
તો જેશંગકે આ જગમાં પછી, જશ વધતાં છે નહિં પ્રતિબંધ.૭૧

કવી અને રવિનાં કિરણ તો, પ્હોંચે ભૂમંડળની પાર;
ગતી અલૌકિક એહ તણી છે, પ્રકાશ પૂર્ણ પણે કરનાર;
તેજ તણાં એ બેઉ બિંબ છે, સૌની ઉન્નતીનો આધાર;
જેશંગકે એ વિણ જગતમાં, સમજારો સઘળે સુનકાર. ॥૭૨॥

કાળ તણી ગતિ ગહુન ઘણી છે, જે જોઇ અજબ બને છે જંન;
આજ હોય છે આનંદમાં તે, કાલ દેખતા દુઃખ તદંન;
વળિ જે અન્નદાતા અન્ન દેતા, તે પર ઘર અન્ન ભટકી ખાય;
જેશંગકે એ કાળ તણી બહુ, બલિહારી દ્રષ્ટે દેખાય. ॥ ૭૩ ॥

દેવ ઉપર ભરૂંસો રાખીને, શોધે છે જે દૈવી રાહ;
સ્વાર્થ પણું સઘળું તજી દઇને, શાંત પણે ચલવે નિરવાહ;
તો તેને જગકર્તા પોતે, સંકટમાં મોકલતા સ્હાય;
જેશંગકે નિષ્કેવળ થઇને, પ્રભુ પર પ્રેમ કર્યે સુખ થાય.॥૭૪॥

હરેક કાર્ય તણી શરૂઆતે, અને વળી જ્યાં આવે અંત;
તે તે વખતે દૈવ તણી સૌને મળતી બહુ મદદ મહંત;
માટે શરૂઆતે ઇશ્વરની, મદદ માગવી જોડી હાથ;
જેશંગકે પછી અંત આવતાં, પ્હાડ માનીં રીઝવવા નાથ. ॥૭૫॥

જે મનથી મગરૂર હશે તે, માને છે પોતાને શ્રેષ્ટ;
પણ જન મંડળમાં ખરૂં જોતાં, જીંદગી તેની છે બહુ નેષ્ટ;
કારણ કે હુંપદથી જનનું, નમ્રપણું થાએ છે નાશ;
જેશંગ કે માટે મગરૂરી, વખત વિત્યે કરશે વિનાશ. ॥ ૭૬ ॥

જેમ જેમ જીંદગી લંબાશે, તેમ તેમ દુઃખ બહુ દેખાય;
આધી વ્યાધી ઉપાધીથી, મનુષ્યતણું મન બહુ ગભરાય;
એક પછી એક અનુક્રમે દુઃખ, ચઢતી શ્રેણી સમ વધી જાય;
જેશંગ કે માટે બહુ લાંબી, જીંદગીમાં નહિં સુખ જણાય ॥૭૭॥

કંચન જેવી કાયા દેખી, મનુષ્યતણું મન બહુ મોહાય;
રૂપ રંગ રહિઆળું જોઇને, ભ્રમણાઓમાં પોતે ભરમાય;
પણ એ ગુરખી રૂપ રંગની, વખત વિત્યે સઘળી બદલાય;
જેશંગ કે પછી પંચતત્વની, કાયા કૃષ થઇને ઉડી જાય ॥૭૮॥

ચઢતી થઇ પડતી આવે તો, અંતરમાં અતિશય દુઃખ થાય;
પ્રથમ તણો સંભારી વૈભવ, મુગ્ધ થઇ મનમાં મુંઝાય;
જોઇ ગરીબી નીજતણી, નિસ્તેજપની બહુ બહુ શરમાય;
જેશંગ કે પળ પળ પરથમની, સંભારી પૂરણ પસ્તાય. ॥૭૯॥

જો ધનપતિ બહુ હોય ચતુરતો, ધનમાં ધન નિશદિન ખેંચાય;
ધન રળવાનાં સાધન સર્વે, એને બહુ અનુકુળ સમજાય;
એજ રીતે શ્રુષ્ટીમાં સરવે, વધી ગયા સઘળા ધનવાન;
જેશંગ કે માટે ધન સંચન, એજ ભરે ધનનો નીધાન. ॥૮૦॥

હોય એક અંગારો કુળમાં, તો કુળ આખું કાળું થાય;
જનમાં હોય સહસ્ત્ર ગુણપણ, અવગુણ એક થકી નિંદાય;
જુઓ લક્ષ્મણમાં ગુણ ઘણો છે, પણ દુર્વાસ થકી દુર થાય;
જેશંગ કે શશિ છે ઉજ્વળ પણ, ડાઘ વડે દોષીત ગણાય. ॥૮૧॥

ઉત્તમ કુળ અવતાર મળ્યો તે, ઇશ્વરનો માનો ઉપકાર;
કારણ કે સંસારિક સુખનાં, સાધન સૌ સ્હેજે મળનાર;
પણ મૂરખ જન મન મદ રાખી, કરશે જો ઉલટો ઉપયોગ;
તો જેશંગ કે જરૂર જાણજો, સુખમાં છે એ દુઃખનો જોગ. ॥૮૨॥

શું સમજીને મન મૂરખ તું, નિર્દયતાનાં કરતું કામ;
આજકાલ કે માસ છ માસે, નહિં રહે તુજ ઠેકાણું ઠામ;
હાલ હયાતી જે ભોગવતું, તે વાદળ છાયા સમ જાણ;
જેશઁગ કે અંતે અહિં દેહ, તજી હરિ હજુર જવું નિરવાણ. ॥૮૩॥

હોય પ્રજા જે દેશ તણી; નિર્ધન તે સંકટમાં સપડાય;
પરદેશી ધનવંત પ્રજાની, તાબેદાર થઈ કચડાય;
હોય હવાને રૂતુ અનિયમિત, તો ત્યાં પડતો તર્ત દુકાળ;
જેશઁગ કે એ વખતે એની, શ્રીમંતો રાખે સંભાળ. ॥ ૮૪ ॥

મતલબની યારી આ જગમાં, ઠામ ઠામ દ્રષ્ટે દેખાય;
સ્વાર્થ સાધવા સારૂ સરવે, કુટીલ ભાવથી જઇ જોડાય;
નીભે પરસ્પર સ્નેહ પછી એ, હોય સ્વાર્થનો જ્યાં લગી અંશ;
જેશઁગ કે કદી સ્વાર્થ સરે નહિં તો શત્રુ થઇ દેછે ડંશ. ॥૮૫॥

માણસને ઊદ્યોગ અને ધીરજ એ બે સદ્દગુણ ઉત્તમ;
લીલા લહેર તણાં સાધન છે, માની લેજો કહુ બોધમ;
એ વિણ પૈસાદાર થવાના, સઘળા શેખશલી વીચાર;
જેશઁગ કે હાની કારક છે, ઊલટા બનવે છે નાદાર. ॥ ૮૬ ॥

ઊમંગથી ઊદ્યોગ કરીને, ઇશ્વરપર દ્રઢ શ્રદ્ધા રાખ;
તો ધંધામાં બરકત પામી, બંધાશે તારી શુભ સાખ;
વિવેકને વ્યવહાર તણો વળિ, પઢશો એથી પૂરણ પાઠ;
જેશઁગકે સંસારિક સુખનો, શોભે સઘળો વૈભવ ઠાઠ. ॥ ૮૭ ॥

હરેક બાબતમાં બહુ રાખો, સત્ય વચન વદવાની ટેવ;
પોતાથી નવ પળી શકે તે, વચન આપશો નહિં તતખેવ;
ચાલ ચલણ ને વદવામાં વળી, સદૈવ રાખો બહુ શુદ્ધ ભાવ;
જેશઁગકે સ્હાવા લાયક આ, ઉત્તમ ગુણનો લેજો લ્હાવ.॥૮૮॥

હોય ખરી કદી વાત તોય પણ, બુરૂં ન ઇચ્છો કોઇનું કાંઇ;
પણ ઊલટા દોષો દેખો તે, દરગુજર કરજો દિલમાંહિ;
તેમ વળી કોઇના સદ્દગુણ, જાણો તો કરજો તે પરકાશ;
જેશઁગ એ ઉત્તમ રીતીથી, સૌ સાથે રહેશે સહવાસ. ॥૮૯॥

જો ચઢતી કરવી હોય તારી, તો તારે સાંજે દરરોજ;
કર્યાં કૃત્યનો વિચાર કરીને, ગુણદોષનો કરવો ખોજ;
ખોજ કર્યાથી દોષ જણાતાં, ફરી ન કરવા કર નિશ્ચય;
તો જેશંગકે પ્રતિદિન સુધરી, અતિશય થાશે અભ્યુદય. ॥૯૦॥

સુખના દિન સ્હેજે વહિ જાશે, વહિ જાતાં નવ લાગે વાર;
પણ દુઃખના દિન આવે ત્યારે, આવે નહિં તેનો કદી પાર;
તે માટે મનમાં સમજીને, સુખ દુઃખમાં બહુ રાખી ધીર;
જેશંગકે રહેવાથી કદીએ, અકળામણ નહિં આવે વીર. ॥૯૧॥

નજીવી બાબતમાં બે ફીકર, રહિને ભોગવવી જે હાણ;
ભવિષ્યમાં મોટી મુશ્કેલી, વેઠીને વળતી નિરવાણ;
તે કરતાં શરૂઆતે તેવી, મુશ્કેલીનાં ચિન્હ પિછાણ;
તો જેશંગકે વળતી તારે, એથી નહિં ભોગવવી હાણ. ॥૯૨॥

પડદા ઓઠે ભવિષ્ય રહ્યું છે, તે દ્રષ્ટે દેખે નવ કોઇ;
જ્ઞાન ચક્ષુ જે જનને હોયે, તેહ શકે છે તેને જોઇ;
અજ્ઞાની અંધારે કૂદે, ભવિષ્ય તણું નવ હોયે ભાન;
જેશંગકે વણ જાણ્યે કૂદે, નાહક એવા નર નાદાન. ॥ ૯૩ ॥

અસાધ્ય કૃત્ય આરંભે જે જન, તે જન તેનું ફળ નવ ખાય;
જીંદગાની આખી એ કૃત્ય કરવામાં તો તેની હોમાય;
પણ પાછળના પરજા તેની, એ કૃત્યનાં ફળ ચાખે જાણ;
જેશંગકે અંતે મુળ કર્તા, પામે આશિષ ફળ નિરવાણ. ॥૯૪॥

સ્વાર્થ સમે સતવાદી સજ્જન, અસત્ય ઉચરવા લલચાય;
મનશકિત કબજે નવ રાખે, તો તે જન તેથી લપટાય;
ધર્મ સરીખા ધર્મ ધુરંધર, સ્વાર્થ સાધવા તજીને ધર્મ;
જેશંગ કેછે અસત્ય ઉચરી, કીધું છે બહુ કૂડું કર્મ. ॥ ૯૫ ॥

સમય પ્રમાણે મનુષ્ય તણી મતિ, હેરફેર હરદમ વરતાય;
સમય સરસ તો મનુષ્ય સરસ છે, નરસે નરસાં સૌ સમજાય;
નિકટ સબંધ એ બેઉ તણો છે, એક રૂપમાં એહ ગણાય;
જેશંગકે અનુભવ કરી જોશો, તો દ્રષ્ટે સઘળું દેખાય. ॥૯૬॥

જે જનના અંતરમાં ઊંડો, દેશ ઉપર પૂરણ છે પ્યાર;
તે જનમાં નિજ દેશ તણું, અભિમાન અહોનિશ છેજ અપાર.
પરદેશે લુંટાતી લક્ષ્મી, તુચ્છ સમાન ગણે છે તેહ;
જેશંગકે નિજ દેશ તણી, મૃતિકાને પ્યારી ગણતા એહ. ॥૯૭॥

પ્યાર અને અભિમાન બેઉએ, મનવૃત્તી ફેરવતાં જાણ;
નિર્બળ જન પણ સબળથી અતિશય, એહ થકી ઉચરે નિરવાણ;
કરે પછી એ સબળ થકી પણ, વિકટપણાનાં પૂરણકામ;
જેશંગકે છે એહ વૃત્તિથી, વધતી જનમાં હિંમત હામ. ॥૯૮॥

પૂરણ પુન્યનો હોય ઉદય તો, પરીવાર પણ સારો થાય;
કૂળની કીરતી વધે નિરંતર, લક્ષ્મી પણ લહેરે વધી જાય;
કૃત્ય કરે સૌ ધર્મ નિતિનાં, અધર્મથી અળગા દેખાય;
જેશંગકે એ ચિન્હ સર્વદા, ચઢતીનાં ચાહન ચરચાય. ॥૯૯॥

દુશ્મનને પેંદાશ તણી તક, ફરી ફરી નવ આવે હાથ;
હાથ આવતાં જવા ન દેવાં, ખૂબ ખેલવું તેની સાથ;
તો તેમાં જય મળે હમેશાં, સમય સમજવાનો એ સાર;
જેશંગકે એથી આ જગમાં, જીંદગીનો વધશે ઝળકાર. ॥૧૦૦॥

ખંત અને ધીરજ ધરવાથી, જનશું નહિં બજવે કાંઇ કામ?
એજ ઉમદા ખ્યાલ થકી, મજબુત કૂળે છે મનની હામ;
હોય વિકટ બહુ કામ તેહ પણ, તેને મન નહિં કાંઇ અસાધ્ય;
જેશંગકે રસ્તે જતાં પણ, રોજી છે એને સૌ સાધ્ય. ॥ ૧૦૧ ॥

દેવે જનમાં સર્વ રીતની, સમજણ શકતી સારી દીધ;
વળી શકતી એ બજાવવાને, સાધન પણ દીધાં વિધ વિધ;
તેમ છતાં ઉપયોગ તેહનો, કરે ન તો તે જાય બગાડ;
જેશંગકે એ કારણથી, અંતે બુદ્ધી પણ જાય બુઝાઇ. ॥૧૦૨॥

હરદમ હોય હરામ નજર તો, હરી હોય નહિં સહાય લગાર;
જે જે કૃત્ય કરીએ તે કૃત્યમાં, ઊતરીએ નહિં કદીએ પાર,
સાર સોધતાં સરવૈયામાં, શુન્ય સમજજો અંતે સાર;
જેશંગ કે જોઇ જુઓ જગતમાં, એવા જન જીત્યા કોઇ ઠાર?॥૧૦૩॥

બુદ્ધીની શક્તીથી જનને, લક્ષ્મીનો થાએ મેળાપ;
એકવાર મેળાપ થાય તો, રીઝે લક્ષ્મી આપો આપ;
લહેર થયે લક્ષ્મીની વળતી, સુખ સંપત્તીની પણ લહેર;
જેશૅંગ કે જોઇ જુઓ જગતમાં, બુદ્ધીની એવીછે મ્હેર. ॥૧૦૪

નથી હિંદમાં હિંદ ધર્મનો, ટકવાનો પાયો મજબુત;
છિન્ન ભિન્ન બહુ ભેદ પડયાથી, ભેદ નાશનાં સાધનભુત;
એ કારણથી ધર્મ મૂરતી, પૂર્ણ કળામાં નવ પેખાય;
જેશૅંગ કે સાધન એ સઘળાં, ધર્મ નષ્ટનાં તો લેખાય. ॥૧૦૫॥

ઊત્તમ જન બહુ પડે આપદા, તોય તરત તે નવ લોપાય;
સમૃદ્ધીને ગુણના સાગર, વિપત સમે ઝટ નવ ચુકાય;
પડે અનુક્રમે અધિક આફ્તો, ત્યારે તેહ કળાહિણ થાય;
જેશૅંગ કે એ વિણ એવા જન, સહજ સંકટે નવ સોપાય. ॥૧૦૬॥

ભીડ પડે જ્યારે ભર દરિયે, ત્યારે મદદ કરે જે જંન;
તે વિરલાનાં માત તાતને, જન્મ સહીત ગણજો ધન્ય ધન્ય;
એવા જન જ્યારે આ જગમાં, અધિકપણે કદી દેખાય;
જેશૅંગ કે ત્યારે આ અવની, ચડતીની ટોચે સમજાય. ॥૧૦૭॥

શિખ લેવા આ કર્યા સવૈયા, એક શતકને ઊપર આઠ;
પ્રેમ સહિત જે સમજી પડશે, અનુભવનો આ પૂરણ પાઠ;
તો તે જન આ જગમાં સુધરી, પરલોકે પણ પામે સૂખ;
જેશૅંગ કે આ પારસમણિના, માળા ભાગે ભવનાં દુઃખ. ॥૧૦૮॥

માળા બારમી સંપુર્ણ.



# માળા ૧૩ મી.

---

## ચંદ્રાવળ છંદ.

દયા આણીને દિનની દિલમાં, લેજો શુભ સંભાળ;
અન્ન વસ્ત્રનાં દાન દઈને, સંતોષો કંગાળ;
સંતોષો કંગાળ બિચારાં, આશિષ ઉરથી એ દેનારાં;
જેશંગકે નવ રે'શો ઢિલમાં, દયા આણીને દિનની દિલમાં ॥૨॥

આપ્યું ધન અવિનાશી તમને, કૃપા કરી જે કાંઇ;
તેનો સદઉપયોગ કરીને, સંતોષો મનમાંહિ;
સંતોષો મનમાંહિ તમારા, સદૈવ ધંધા કરીને સારા;
રંક તણાં હણવા દુઃખ દમને, આપ્યું ધન અવિનાશી તમને. ॥૨॥

ઢગલો ધન ભેગું કરી બેઠા, બન્યા પછી બહુ મસ્ત;
રંક તણી સંભાળ ન લીધી, બેઠા જોડી હસ્ત;
બેઠા જોડી હસ્ત મગનમાં, ગાડી ઘોડે ચઢી ચમનમાં;
જેશંગ અંતે અડશો હેઠા, ઢગલો ધન ભેગું કરી બેઠા. ॥ ૩ ॥

મદમાતા થઇ ફરતા મૂરખ, સમજ્યા નહીં શુભ વાત;
રગડી રગડી રંક જનોને, કરતા બહુ ઉત્પાત;
કરતા બહુ ઉત્પાત અકરમી, જાણે વાત થયો છે ભરમી;
જેશંગ હજી હરિની નહિં ઓળખ, મદમાતા થઇ ફરતા મૂરખ.૪

જગમાં ઝાઝાં માન મળે છે, તેથી જન ફૂલાઇ;
પૃથ્વી ઉપર પગ નથી ધરતા, રાખીને અકડાઇ;
રાખીને અકડાઇ અતીશય, વ્હાલા કીધા વિખના વિષય;
જેશૅંગ એથી ચિત્ત ચળે છે, જગમાં ઝાઝાં માન મળે છે. ॥૫॥

મમતા મોટી મનમાં રાખી, કરતા કૂડાં કાજ;
શાંતિનાં સુખ લેશ ન મળતાં, તોય ન તમને લાજ;
તોય ન તમને લાજ લગારે, મમતા મનમાં ખૂબ વધારે;
જેશૅંગ ખોઇ જીંદગાની આખી, મમતા મોટી મનમાં રાખી.॥૬॥

અથથી ઘેલો થઇને ઘુમ્યો, ભૂલ્યો સઘળું ભાન;
કૂડ કપટનાં કામ કરે બહુ, મેળવવાને માન;
મેળવવાને માન જગતમાં, ખેલ્યો ખલકે ખોટી લતમાં;
જેશૅંગ અંતે કાળ ઝઝુમ્યો, અથથી ઘેલો થઇને ઘુમ્યો. ॥ ૭ ॥

મનથી મોટો થઇ તું ફરતો, રાખી મન ગુમાન;
ફુક્કડ થઇને અક્કડ રહેતો, ભૂલી જઇ ભગવાન;
ભૂલી જઇ ભગવાન જગતમાં, લપટાયો માયાની લતમાં;
જેશંગકે શુભ કર્મ ન કરતો, મનથી મોટો થઈ તું ફરતો. ॥૮॥

દેશ બધામાં ડંકો બજાવ્યો, થઇને ધર્માચાર્ય;
ગુરૂ થઈ શિષ્યને જ્ઞાન ન દીધું, કીધું નહિં નિજ કાર્ય;
કીધું નહિં નિજ કાર્ય અકર્મી, લુંટ્યા સર્વે શિષ્ય અધર્મી;
જેશંગ વેશ ગુરૂનો લજાવ્યો, દેશ બધામાં ડંકો બજાવ્યો. ॥૯॥

વાડો ધર્મ તણો તેં વાળી, ગોંધ્યાં ઘેટાં શિષ્ય;
જ્ઞાનામૃતની તૃપ્તી ન કીધી, ઓળખાવ્યા નવ ઇશ;
ઓળખાવ્યા નવ ઇશ અભાગી, માયા ઘેનમાંથી તેં જાગી;
જેશંગ જીંદગી ફોકટ ગાળી, વાડો ધર્મ તણો તેં વાળી. ॥૧૦॥

માથે કાળ ઝઝુમી રહયો છે, શું ઊંઘે અજ્ઞાન;
વખત બધો વૃથા વહિ જાશે, સમજ હજી હેવાન;
સમજ હજી હેવાન લગારે, તરવો હોયજો ભવજળ તારે;
જેશંગ કે શું અંધ થયો છે, માથે કાળ ઝઝુમી રહયો છે. ॥૧૧॥

જોને શાહ સિકંદર જેવા, ચઢયા હતા જે ચાક;
રાવણને દુર્યોધન સરખા, વાગી જેની હાક;
વાગી જેની હાક ઘણીરે, વંઠી કાયા તેહ તણીરે;
જેશંગ સૌ વહિ ચાલ્યા એવા, જોને શાહ સિકંદર જેવા. ॥૧૨॥

કરજે તું પરમારથ પ્રીતે, સરસે સર્વે કાજ;
એ વિણ આ ભજવળ તરવાનો, છે નહિં કાંઇ ઇલાજ;
છે નહિં કાંઇ ઇલાજ અહિંરે, શોધી જોતાં શાસ્ત્ર મહિંરે;
માટે જેશંગ ચેતી ચિત્તે, કરજે તું પરમારથ પ્રીતે. ॥ ૧૩ ॥

પાણીના પરપોટા જેવી, છે આ તારી દેહ;
એ ઊપર શું છાકયો હીંડે, પળમાં વંઠે એહ;
પળમાં વંઠે એહ બિચારી, છે નહિં અંતે એ કંઇ તારી;
જેશંગ કાચી કાયા એવી, પાણીના પરપોટા જેવી. ॥ ૧૪ ॥

ન્યાયાસનપર નીમ્યો તુજને, કરવા નિર્મળ ન્યાય;
લાચ લઇ અધરમ બહુ કીધો, કરીને તેં અન્યાય;
કરીને તેં અન્યાય ન્યાયનો લુંણ હરામી થયો રાયનો;
જેશંગ તારી ફરજ સમજને, ન્યાયાસનપર નીમ્યો તુજને ॥૧૫॥

અવગુણ આપ તણા સૌ જોવા, દુનિયાં દર્પણ જાણ;
હોય કલંક કે કીર્તિ તેની, પાડે છે પીછાણ;
પાડે છે પીછાણ બતાવી, બોલે છે બહુ બોલ ગજાવી;
જેશંગ જગ નિજરૂપ દેખાવા, અવગુણ આપતણા સૌ જોવા. ॥૧૬॥

દુનિઆંનાં જન દેખી દુખિઆ, સમજુ જન કચવાય;
બનતી સ્હાય કરે પોતાથી, તોય ન સુખિઆં થાય;
તોય ન સુખિઆં થાય કદાપી, નિજ તન મન ધન સરવે આપી;
જેશંગ સૌ સમજુ જન સુખિઆં, દુનિઆંનાં જન દેખી દુખિઆં ૧૭

જુલમી જુલમ કરીને જીતે, પણ અંતે પસ્તાય;
હાલ હવાલ બનીને બહુ બહુ, આખર હારી જાય;
આખર હારી જાય હરામી, કર્મ તણાં કૂડાં ફળ પામી;
જેશંગ વિપત વધુએ ચિતે, જુલમી જુલમ કરીને જીતે. ॥૧૮॥

અન્યાયી અન્યાય કરીને, રીઝંતા મનમાંહીં;
પણ અવિનાશી એ સૌ જુએ, અણજાણ્યું નહીં કાંઇ;
અણજાણ્યું નહીં કાંઇ એમનું, શોધે પાનું પછી તેમનું;
જેશૅાગ જાણે નહીં કદિ હરિને, અન્યાયી અન્યાય કરીને. ॥૧૯॥

ન્યાયી જન સૌ નિર્મળ મનથી, કરતા નિર્મળ ન્યાય;
અન્યાયીને દંડ દઇને, બજવે ફરજ સદાય;
બજવે ફરજ સદાય પવીતર, સફળ કરે પોતાનું જીવતર;
જેશૅાગ લલચાતા નહીં ધનથી, ન્યાયીજન સૌ નિર્મળ મનથી ॥૨૦॥

લાંચ લઇ ઘર ભરે લુંટારા, થઇ ધર્મથી ભ્રષ્ટ;
ન્યાય તણું તો નખોદ વાળ્યું, દેઇ દિનને કષ્ટ;
દેઇ દિનને કષ્ટ અરેરે, નિતિ વિણ નિજનો નષ્ટ કરેરે;
જેશૅાગ નિતિથી થઇને ન્યારા, લાંચ લઇ ઘર ભરે લુંટારા. ॥૨૧॥

હૃદય હમેશાં જેનું પાપી, જાણે અન્યનું એમ;
જેની આંખે કમળો છે તે, દેખે ચોખ્ખું કેમ?
દેખે ચોખ્ખું કેમ કરીને, દોષ બધા દિલમાંહિ ભરીને;
જેશૅાગ શુદ્ધ ન થાય કદાપી, હૃદય હમેશાં જેનું પાપી. ॥૨૨॥

ધન લોભી ધનની લાલચથી, કરે ગમે તે કૃત્ય;
કૂડાં કૃત્ય કરતાં નવ અટકે, વદતા વેણ અસત્ય;
વદતા વેણ અસત્ય અતીશય, પામે અંતે પૂર્ણ પરાજય;
જેશૅાગ અટકે એ અધવચથી, ધનલોભી ધનની લાલચથી. ॥૨૩॥

કુદરતની લીલા અહીં જોઇને, ઉપજે છે ઉર પ્રેમ;
જીવ તણા સૌ સુખને સારૂ, કીધી છે બહુ રે'મ;
કીધી છે બહુ રે'મ હરીએ, અંતરમાં આનંદે ઠરીએ;
જેશૅાગમનમાં રહું છું મોહિને, કુદરતની લીલા અહીં જોઇને.॥૨૪॥

કારીગર આ કેવો ડાહ્યો, શી એની ચતુરાઇ;
અલગ રહી આ રચ્યાં પુતળાં, છે મોટી મરદાઇ;
છે મોટી મરદાઇ મોહનની, એવી શક્તિ નહિં અવરની;
જેશૅાગ કોઇએ મર્મ ન પાયો, કારીગર આ કેવો ડાહ્યો. ॥ ૨૫ ॥

બનતાં સુધી કોઇની સાથે, કરવી નહિં તકરાર;
તકરારેથી અરસ પરસમાં, વધશે વેર અપાર;
વધશે વેર અપાર નકામું, નિશદિન નજરે ન્યાળો સામું;
જેશૅંગ વેર ન કરશો હાથે, બનતા સુધી કોઇની સાથે. ॥૨૬॥

કામ કરે જે જન દુર્ભાગી, તે સૌ અવળાં થાય;
પરમેશ્વર જ્યાં રૂઠયો પછી ત્યાં જનથી કેમ જીવાય;
જનથી કેમ જીવાય જગતમાં, પોતાની પડતી હાલતમાં;
જેશૅંગ કર્મ તણી ગતી જાગી, કામ કરે જે જન દુર્ભાગી. ॥૨૭॥

સમજીને તુજ ઊર ક્ષેત્રમાં, વાવીશ નહિં વિખ બીજ;
વાવ્યાથી અંકુર ઊગીને, ફળશે ઝેરી ચીજ;
ફળશે ઝેરી ચીજ જરૂરજ, કરશે તુજ વિનાશ એ તરતજ;
જેશૅંગ ધરજે પ્રેમ નેત્રમાં, સમજીને તુજ ઊર ક્ષેત્રમાં. ॥૨૮॥

કટૂ વચનતિક્ષણ છે ભારે, પાડે ઉરમાં છેદ;
ઝેરી શસ્ત્ર થકી પણ અધિકો, ઉપજે એથી ખેદ;
ઉપજે એથી ખેદ અંગમાં ભંગ કરાવે રાગ રંગમાં;
જેશૅંગ અંતર નિશદિન સારે, કટૂ વચન તિક્ષણ છે ભારે. ॥૨૯॥

અજ્ઞાનીમાં તારી માયા, મહતા મોટી જાણ;
પણ જ્ઞાની જન લેશ ન કરતા, તારી તો પીછાણ;
તારી તો પીછાણ કહીએ, અવગુણ તારા શાશા વદીએ;
જેશૅંગ જબરી પડી ગઇ છાયા, અજ્ઞાનીમાં તારી માયા. ॥૩૦॥

અગમ ગુરૂની ઓથ ધરીને, તરશો નહિં સંસાર;
અંધો આગેવાન મળે ત્યાં, શું મારગ મળનાર;
શું મારગ મળનાર વિશ્વમાં, સળગેલા આ આયિક દવમાં;
જેશૅંગ દ્વાર ન જશો હરીને, અગમગુરૂની ઓથ ધરીને, ॥૩૧॥

લાલચથી જે જન લપટાયા, થયા માનથી ભ્રષ્ટ;
તોય ન લાલચ તૃપ્ત થઇ પણ, પામ્યા પૂરણ કષ્ટ;
પામ્યા પૂરણ કષ્ટ સહુરે, લાલચ મનમાં રહીજ બહુરે;
જેશૅંગ એમ અધિક ઠગાયા, લાલચથી જે જન લપટાયા. ॥૩૨॥

જાત પ્રમાણે ભાત પડી રહી, સમજો સર્વ ખચીત;
ખાનદાનનાં ફરજન પોતે, રાખે રૂડી રીત;
રાખે રૂડી રીત ઘણીરે, એથી ઉલટી નીંચ તણીરે;
જેશંગ જોશા સૌ જનની અહિં, જાતપ્રમાણે ભાત પડીરહી.॥૩૩॥

હોય ઊરની ઊર્મી તેવી, મનની વૃત્તી થાય;
મન ઊર્મીને વશ બહુ રહીને, દોર્યું રસ્તે જાય;
દોર્યું રસ્તે જાય સહીરે, આડું અવળું થાય નહિંરે;
જેશંગ અંતે પણ ગતિ એવી, હોય ઊરની ઊર્મી તેવી. ॥૩૪॥

વિષય લંપટી જે જન હોયે, તે જન થાય ખુઆર;
તન મન ધન સરવે હોમીદે, ગંડુ બની ગમાર;
ગંડુ બની ગમાર પ્રીતમાં, સમજે નહિં કાંઇ ધર્મ રીતમાં;
જેશંગ નિશદિન દુખિયા જોયે, વિષય લંપટી જે જન હોયે.॥૩૫॥

વ્યભિચારીના ભાલે ભાળું, કાળું નિત્ય કલંક;
ગમે તેમ ઉપાય કરે પણ, ભાગે નહિં એ અંક;
ભાગે નહિં એ અંક કદીએ, જઇને ન્હાતાં નિર્મળ નદીએ;
જેશંગ નિશદિન કલંક કાળું, વ્યભિચારીના ભાલે ભાળું. ॥૩૬॥

પ્રીતીની હદ નવ પરખાણી, વાંચ્યો એણે આંક;
બહુ મોટા જોદ્ધા જોરાવર, એની આગળ રાંક;
એની આગળ રાંક ઠર્યા છે, ગર્વ ઘણાના ગળી ગયા છે;
જેશંગ હું શું વદું વખાણી, પ્રીતીની હદ નવ પરખાણી. ॥૩૭॥

ભાર ભુમીનો ઓછો કરવા, પાડે દૈવ દુકાળ;
અન્ન જળને તૃણ એ ત્રણેનો, પડતો પૂરણ કાળ;
પડતો પૂરણ કાળ ઘણોરે, ડાટ વળે દિન જીવ તણોરે;
જેશંગ કાળ પડે અઘ હરવા, ભાર ભુમીનો ઓછો કરવા. ॥૩૮॥

નાણું નાશ થએલું મળશે, મળશે કીર્ત્તિ માન;
પણ જે ધર્મ ગયો તે ફરીથી, મળશે નહિં નાદાન;
મળશે નહિં નાદાન સુજને, માટે મનમાં ધર્મ સમજને;
જેશંગ ધર્મહિણા ટળવળશે, નાણું નાશ થએલું મળશે. ॥ ૩૯ ॥

પાખંડીને પૃથ્વી પૂજે, ખરા પુરૂષને ખોઇ;
ખરી વાતનો મર્મ સમજતા, એવા વીરલા કોઇ;
એવા વીરલા કોઈ કહીએ, જેને જોઇ મન રાજી રહીએ;
જેશૅંગ સૅત્ય તો કોઇને સુજે, પાખંડીને પૃથ્વી પૂજે. ॥ ૪૦ ॥

કર્મ તણો જ્યાં ઉદય થાયે, ત્યાં શત્રુ તે મિત્ર;
અવળું નાંખ્યે સવળું પડશે, એ ચઢતીનું ચિત્ર;
એ ચઢતીનું ચિત્ર સમજજો, ભગવતનો ગુણ માની ભજજો;
જેશૅંગ સૌ સંકટ ટળી જાયે, કર્મ તણો જ્યાં ઉદય થાયે. ॥૪૧॥

મૂરખ મિત્ર મળ્યાથી અંતે, ઉપજે ઉરમાં ત્રાસ;
જ્યાં જોઇએ ત્યાં એહ કરાવે, વ્હાલામાં વિખવાસ;
વ્હાલામાં વિખવાસ વળીરે, શત્રુ સાથે જાય મળીરે;
જેશૅંગ રે'શો નહિં નિરાંતે, મૂરખ મિત્ર મળ્યાથી અંતે ॥૪૨॥

જ્યાં જોઇએ ત્યાં જગમાં ઝઘડા, એ કળિયુગ પરમાણ;
ખલક બધી ખૂઆર બની ગ', પામી પૂરણ હાણ;
પામી પૂરણ હાણ વેરથી, નિશદિન ભરીયાં નેત્ર ઝેરથી;
જેશૅંગ કળિયુગના એ રગડા, જ્યાં જોઇએ ત્યાં જગમાં ઝઘડા.॥૪૩॥

ઝાલી કરમાં મોટી માળા, જપવા જગદીશ નામ;
મનતો સ્થીર મળે નહિં મૂરખ, તારૂં આઠે જામ;
તારૂં આઠે જામ તથાપી, કૂતર્કો કરતો બહુ પાપી;
જેશૅંગ એ સૌ ચિતના ચાળા, ઝાલી કરમાં મોટી માળા. ॥૪૪॥

જૂઠા જન આ જગમાં સરવે, પામે નહિં જશજીત;
કરે કર્મ જે સઘળાં તેઓ, ખોટાં થાય ખચીત;
ખોટાં થાય ખચીત જૂઠથી, ઇશ્વર ઇચ્છા થતાં અરૂઠથી;
જેશૅંગ જીંદગી જુઠથી હરવે, જૂઠા જન આ જગમાં સરવે. ॥૪૫॥

જોબન રંગ પતંગ પ્રમાણો ટકે ન ઝાઝીવાર;
જોતાં જોતાંમાં વહિ જાશે, છે નહિં એ નિરધાર;
છે નહિં એ નિરધાર કદાપી, ઊડી જાશે ચાદી આપી;
જેશૅંગ જોબન સ્થાયીન જાણો, જોબન રંગપતંગ પ્રમાણો.॥૪૬॥

જેવા જીવ મનુષ્ય તણાછે, પશુ પક્ષીના તેમ;
ઓછા વધતા છે નહિં એકે, રાખો સૌપર પ્રેમ;
રાખો સૌપર પ્રેમ ઊરમાં, પશુ પક્ષી હણી ખપો ન ક્રુરમાં;
જેશંગ પશુ પણ બ્રહ્મથી બણ્યાછે, જેવા જીવ મનુષ્ય તણા છે.।૪૭।

કેર તણાં કૃત્ય કરીને કાળાં, રાખે ઇર્ષા ઉર;
વેર તણો ત્યાં વાસ વસે છે, ચઢે વાવટો ક્રુર;
ચઢે વાવટો ક્રુર કલંકિત, ચરચર ચે બળતી નિશદિન ચિત;
જેશંગ ભવ હારે ભમરાળાં, કેર તણાં કૃત્ય કરીને કાળાં. ॥ ૪૮ ॥

શ્યામાથી સૃષ્ટી બંધાણી, શ્યામા સૃષ્ટી મૂળ;
શ્રેષ્ટ સકળ સૃષ્ટીમાં શ્યામા, ઉત્તમ એનું કૂળ;
ઉત્તમ એનું કૂળ ગણીએ, એની નિંદા નવ કદી ભણીએ;
જેશંગ જગત જનુની જાણી, શ્યામાથી સૃષ્ટી બંધાણી. ॥ ૪૯ ॥

આ સૃષ્ટી નાટક સ્થળ સમ છે, પ્રાણી નાટક પાત્ર;
કર્મ ધર્મના વેશ ભજવતા, જીવને જોવા માત્ર;
જીવને જોવા માત્ર જાણજો, અનુભવ એ સૌ ઉર આણજો;
જેશંગ બુદ્ધિહીનને શી ગમ છે, આ સૃષ્ટી નાટક સ્થળસમ છે. ।।પ૦।।

અવિનાશીનો આશ્રય સાચો, જો હોય જનમાં સત્ય;
અસત્યથી એ અળગો રેછે, જોઇને કૂડાં કૃત્ય;
જોઇને કૂડાં કૃત્ય જંનનાં, કષ્ટ હરે નહિં કદી મંનનાં;
જેશંગ અન્યનો આશ્રય કાચો, અવિનાશીનો આશ્રય સાચો.।પ૧।

સરખા દિન સઘળા નહિં દેખો, સુખ દુ:ખ ભેગાં સર્વ;
દુ:ખમાં હામ જશો નહિં હારી, સુખમાં કરો ન ગર્વ;
સુખમાં કરો ન ગર્વ કદાપી, ફરતા ફરતી છાયા વ્યાપી;
જેશંગ પૂરણ પ્રીતે પેખો, સરખા દિન સઘળા નહિં દેખો. ।।પર।।

ઓચિંતી વ્યાધી ઉભરાશે, તું તો રહીશ અજાણ;
અવિનાશીની અકળગતી છે, પડતી નવ પીછાણ;
પડતી નવ પીછાણ પ્રથમથી, બગડે વાત બધી બેગમથી;
જેશંગ પાછળથી પસ્તાશે, ઓચિંતી વ્યાધી ઉભરાશે ।।પ૩।।

ગંદી દેહ ઉપર શું જોઇને, રાખે છે ગૂમાન;
મોહજાળ માયાની વળગી, ભૂલી બેઠો ભાન;
ભૂલી બેઠો ભાન અભાગી, અંદરની ગતિ હાથ ન લાગી;
જેશૅંગ ભુલ્યો મનથી મોહિને, ગંદી દેહ ઉપર શું જોઇને ? ॥૫૪॥

કરણી એવી પાર ઉતરણી, સમજો મન સિદ્ધાંત;
રેખમાત્ર કાંઇ ફેર પડે નહિઁ, કહું સાચું વૃતાંત;
કહું સાચું વૃતાંત સમજજો, નિતિ ભક્તિથી હરિને ભજજો;
જેશૅંગ કૃતિ કર ભલી ભવતરણી, કરણીતેવી પાર ઉતરણી. ॥૫૫॥

મમત ઘણો માયાનો મોટો, પામે નહિઁ કદી પાર;
વણસમજે વ્યાકુળ થઇ ફરતો, કરતો હોડ હજાર;
કરતો હોડ હજાર હરામી, બેઠો નહિઁ કદી તું જ વિરામી;
જેશૅંગ આખર આવ્યો ટોટો, મમત ઘણો માયાનો મોટો. ॥૫૬॥

પાપ સદા પ્રગટીને નિકળે, રહે ન છાનું લેશ;
છૂપાં કૃત્ય કરે ઓઠે રહી, પ્રસરે વાત હમેશ;
પ્રસરે વાત હમેશ પાપની, ઉઘાડી કૃતિ થાય આપની;
જેશૅંગ ઉભરો અઘનો ઉછળે, પાપ સદા પ્રગટીને નિકળે. ॥૫૭॥

જોબનમાં જે માણી મોજો, વૃદ્ધપણે નડનાર;
શકતીહિણ જ્યાં શરીર થયું ત્યાં, અરિરૂપ થઇ અડનાર;
અરિરૂપ થઇ અડનાર નકી એ, માટે જોબનમાં નવ છકીએ;
જેશૅંગ અંતે એ છે બોજો, જોબનમાં જે માણી મોજો. ॥ ૫૮ ॥

જુલમી જન સરવે આ જગમાં, ધર્મ તણા અરિજાણ;
ધર્મ રાહપર ચઢતાં જનને, અટકાવે નિરવાણ;
અટકાવે નિરવાણ અનાડી, જુલમ કરી જન મન રંજાડી;
જેશૅંગ ઝેરભર્યા રગરગમાં, જુલમી જન સરવે આ જગમાં. ।૫૯।

આફતથી અતિશય અકળાઇ, મુઝાઇ મરતા મંન;
ત્યારે સહુ સાહસ કરવાને, ઉશ્કેરાતા જંન;
ઉશ્કેરાતા જંન અહોનિશ, નાંખીને જોખમમાં નિજ શિશ;
જેશૅંગ જરૂર કરે મરદાઇ, આફતથી અતિશય અકળાઇ. ॥૬૦॥

મરદ હોય તે મરતાં સુધી, તજે ન પોતે ટેક;
મનનું માન્યું કરવા માટે, વેઠે કષ્ટ અનેક;
વેઠે કષ્ટ અનેક અંગમાં, રાત દિવસ રહી ટેક રંગમાં;
જેશંગ રાખે અવિચળ બુદ્ધી મરદ હોય તે મરતાં સુધી. ॥૬૧॥

મહત્કાર્ય સૌ મરદો કરતા, વેઠી વપુએ દુઃખ;
સૃષ્ટીના જન સરવે વળતી, ભોગવતા ભલું સુખ;
ભોગવતા ભલુ સુખ સ્હેલથી, રંગ રાગમાં રમી ગેલથી;
જેશંગ દિલમાં કદી ભવ ડરતા, મહત્કાર્ય સૌ મરદો કરતા. ॥૬૨॥

જીવ જાણે હું થઈ છું મોટો, જયમ જયમ દિન વહિ જાય;
પણ મૂરખ સમજે નહિં મનમાં, આવરદા ક્ષિણ થાય;
આવરદાક્ષિણ થાય અહોનિશ, કાળ ભ્રમણ કરતો નિશદિનશિશ;
જેશંગ જરૂર લગાવે ચોટો, જીવ જાણે હું થઊં છું મોટો. ॥૬૩॥

નાણું અવિચળ નહિં રહેવાનું કરી લે મન વિચાર;
ચંચળ ચાલ ગણી લક્ષ્મીની, સ્થાયી નહિં ઠરનાર;
સ્થાયી નહિં ઠરનાર કહીએ, શું વર્ણન લક્ષ્મીનું વદીએ;
જેશંગ જરથી નહિં છકવાનું, નાણું અવિચળ નહિં રહેવાનું. ॥૬૪॥

વણજ કરી વેપારી લોકો, નાંખે કપટી જાળ;
પ્રપંચની બહુ બાજી ખેલી, શિરપર આણે આળ;
શિરપર આણે આળ અભાગી, ધંધામાં ઘણી હાણજ લાગી;
જેશંગ પછીથી પાડે પોકો, વણજ કરી વેપારી લોકો. ॥૬૫॥

સત્ય પણે સહુ વણજ કર્યાથી, વણિક અધીક કમાય;
નિર્વિઘ્ને નિશદિન રહી પોતે, ધંધામાં પોષાય;
ધંધામાં પોષાય પ્રીતથી, વણજ તણી એ સુભ રીતથી;
જેશંગ જીતે જૂઠ વજર્યાથી, સત્ય પણે સહુ વણજ કર્યાથી. ॥૬૬॥

ધીરજનાં ફળ અતિશય મીઠાં, અંતે દીઠાં યાર;
શરૂઆતમાં કષ્ટ પડે પણ, આખર સુખ મળનાર;
આખર સુખ મળનાર એહથી, ધીરપણાના સુભ સ્નેહથી;
જેશંગ મેં તો દ્રષ્ટે દીઠાં, ધીરજનાં ફળ અતિશય મીઠાં. ॥૬૭॥

કાયરતા એ કાચી બુદ્ધી, હરદમ હિણ કરનાર;
અવચ જાતાં અકળાવીને, હિંમત બહુ હરનાર;
હિંમત બહુ હરનાર હરામી, જે જે જનમાં જઇને જામી;
જેશૅંગ તેની ગઇ સૌ સુદ્ધી, કાયરતા એ કાચી બુદ્ધી. ॥ ૬૮ ॥

દાનત હોય હરામ આપણી, જરૂર જોખમ થાય;
પાપતણો પરપોટો કહીએ, ફૂટયા વિણ નવ જાય;
ફૂટયા વિણ નવ જાય છેવટે, થાય વગોણું પ્રગટ ચોવટે;
જેશૅંગ એછે સદા પાપણી, દાનત હોય હરામ આપણી. ॥૬૯॥

માત પિતાની કરતાં સેવા, પૂર્ણ પવીત્ર થવાય;
જપ તપ તીરથ દાન પૂણ્ય પણ, એમાં આવી સમાય;
એમાં આવી સમાય સર્વ એ, પૂર્ણ પવીત્ર ગણાય પર્વ એ;
જેશૅંગ મળશે મીઠા મેવા, માત પિતાની કરતાં સેવા. ॥૭૦॥

સાધુ સંત તણી સંગતથી, સુધરે સઘળા જીવ;
સચ્ચીદાનંદને શોધીને, જીવ બને છે શીવ;
જીવ બને છે શીવ બધાએ, સાચી ભકતીની શ્રદ્ધાએ;
જેશૅંગ જગ તરશો હિંમતથી, સાધુ સંત તણી સંગતથી. ॥૭૧॥

ભકતી વિણ મુકતી નથી કહીએ, જીવની આ જગમાંહિ;
ક્રોડ ઉપાય કરો બીજા પણ, સફળ થશે નહિં કાંઇ;
સફળ થશે નહિં કાંઇ શ્રમથી, અલગ રહ્યે ભકતી આશ્રમથી;
જેશૅંગ વેદ ભલે મુખ વહીએ, ભકતીવિણ મુકતી નથી કહીએ.॥૭૨॥

ઇર્ષા રૂપી અગ્ની સળગી, જેના અંતર માંહિ;
જ્ઞાન બુદ્ધીની ઉર્મી બળીને, શેષ રહે નહિં કાંઇ;
શેષ રહે નહિં કાંઇ લગારે, સત્યા સત્ય પછી શું વિચારે;
જેશૅંગ વેરી થઇને વળગી, ઇર્ષા રૂપી અગ્ની સળગી. ॥ ૭૩ ॥

જર જોબન મદથી લુંટાણા, લાખ કરોડો જંન;
વખત વિત્યે વળતી વીમાસ્યા, કૃષ થયે તન મંન;
કૃષ થયે તન મંન ધંનથી, વિંટાયા બહુ બહુજ વિઘનથી;
જેશૅંગ એ પાપે પીટાંણા, જર જોબન મદથી લુંટાણા. ॥૭૪॥

અજીત જન અવનીમાં એ છે, જે જીતે નિજ મંન;
ઇંદ્રિઓ આધીન કરીને, નિર્મળ રાખે તંન;
નિર્મળ રાખે તંન જંન જે, જન્મ્યો જગમાં મરદ ધન્ય તે;
જેશંગ સ્વર્ગે જઇ સુખ લે છે, અજીત જન અવનીમાં એ છે.૭૫

વખત ગુમાવે વદી ગપાટા, બની નિરૂદ્યમી જંન;
જીંદગાની સૌ એળે ગાળે, પડતાં ટેવ તદંન;
પડતાં ટેવ તદંન નકામી, રીઝે મનમાં લુંણ હરામી;
જેશંગ આંખે બાંધી પાટા, વખત ગુમાવે વદી ગપાટા. ૭૬

મન મર્કટને જ્યાં જ્યાં વાળો, ત્યાં ત્યાં વળશે તેહ;
અંકુશમાં નહિં રાખો એને, તો તે દેશે છેહ;
તો તે દેશે છેહ છટકતાં, અવળે રસ્તે ચઢી ભટકતાં;
જેશંગ એનો એવો ચાળો, મન મર્કટને જ્યાં જ્યાં વાળો. ૭૭

મોટાની મ્હોબત કરીને, લેવી સવળી શીખ;
અવળી શીખ લેવાથી અંતે, નિપજે અતિશય વીખ;
નિપજે અતિશય વીખ હળાહળ, ભોગવવાં પડશે પછી એ ફળ;
જેશંગ ખટપટથી રહો ડરીને, મોટાની મ્હોબત કરીને. ૭૮

કામ કરો તો જોઇને કરજો, પરખી પૂરણ પાત્ર;
કુપાત્ર સાથે કામ કર્યાથી, શીથળ થાશે ગાત્ર;
શીથળ થાશે ગાત્ર તમારાં, કુપાત્ર જન અંતે નડનારાં;
માટે જેશંગ દિલમાં ડરજો, કામ કરો તો જોઇને કરજો. ૭૯

જ્ઞાન તણો પટ લાગ્યા વિના, પ્રભુપદ નહિં પમાય;
સાધુ થઇને સહુઅ ફરે પણ, સ્વારથ નહિં સધાય;
સ્વારથ નહિં સધાય જગતમાં, ભલે ગણાતો હોય ભગતમાં;
જેશંગ શેખ ન એ ભકતીના, જ્ઞાન તણો પટ લાગ્યા વિના. ૮૦

બાવા થઇને કઇકે બોળ્યાં, ગુગરા થઇને નામ;
અવિનાશીને ઓળખવાનું, કદી ન કીધું કામ;
કદી ન કીધું કામ કોડથી, ખરચ્યા ન માયા દ્રવ્ય જોડથી;
જેશંગ તત્વ ખરાં નવ ખોળ્યાં, બાવા થઇને કઇકે બોળ્યાં. ૮૧

વણ સમજ્યે વૈરાગ્ય લઇને, બેઠા મંદિર માંહિં;
અનુભવ વિણ નવ આપ ઓળખ્યા, પછી ન સુઝયું કાંઈ;
પછી ન સુઝયું કાંઈ મનમાં, આકુળવ્યાકુળ થયા તનમાં;
જેશૅંગ ભટકયા ભ્રષ્ટ થઇને, વણસમજ્યે વૈરાગ્ય લઇને. ॥ ૮૨ ॥

પૂરણ બ્રહ્મની પ્રીત થયા વિણ, તજવો નહિં સંસાર;
વણ સમજ્યે સંસાર તજ્યાથી, નહિં ઉતરો ભવપાર;
નહિં ઉતરો ભવપાર પરાણે, ભટકો ભવમાં વણ પીછાણે;
જેશૅંગ જરૂર થશોઆશ્રમહિણ, પૂરણ બ્રહ્મની પ્રીત થયા વિણ ૮૩

મન તેવો સંસાર સકળ આ, દ્રષ્ટે પણ દેખાય;
આધી વ્યાધી ઊપાધીમાં, જીઠો જરૂર જણાય;
જીઠો જરૂર જણાય જનને, સુખના દિનમાં સત્ય મનને;
જેશૅંગ શીખ મારી સાંભળ આ, મન તેવો સંસાર સકળ આ॥૮૪

જગમાં જન એવા બહુ દીઠા, કે'ણી રે'ણી ફેર;
ધર્મ તણા બહુ ડોળ ધરીને, કરતા કાળા કેર;
કરતા કાળા કેર પ્રપંચી, બોલે બહુ બહુ આંખો મીંચી;
જેશૅંગ જીઠા વદવે મીઠા, જગમાં જન એવા બહુ દીઠા. ॥૮૫॥

ધરમાદાના રક્ષક થઇને, કરતા બહુ બહુ ડેલ;
પણ અંદર ભોપાળાં દીઠાં, ફોકટ એ સૌ ફેલ;
ફોકટ એ સૌ ફેલ મણાયાં, ઊચાપત કરી ખાધાં નાણાં;
જેશૅંગ પડશે નર્કે જઇને, ધરમાદાના રક્ષક થઇને. ॥ ૮૬ ॥

જ્યાં જૂઓ ત્યાં આગેવાનો, અવળાં કૃત્ય કરનાર;
તેનાં ફળ સંગી સઘળાને, વણ વાંકે મળનાર;
વણવાંકે મળનાર વિશ્વમાં, દહન થતા દીઠા દુઃખ દવમાં;
જેશૅંગ એ દુઃખનાં મુળ માનો, જ્યાં જુઓ ત્યાં આગેવાનો.॥૮૭॥

સવળાં કૃત્ય કરનારા શૂરા, આગેવાનો કોક;
એવા નર અવનીમાં પાકયા, ટાળ્યા દુઃખના થોક;
ટાળ્યા દુઃખના થોક લોકના, વાડા વાળ્યા ધર્મ ચોકના;
જેશૅંગ જાણુ પવીત્રજ પૂરા, સવળાં કૃત્ય કરનારા શૂરા. ॥ ૮૮ ॥

દેખા દેખી કરતા સર્વે, એ અંધાની રીત;
ખોળી જૂએ નહિં ખંતથી, ભીંતર ભેદ ખચીત;
ભીંતર ભેદ ખચીત કોઇએ, અંધાના અવગુણ શા જોઇએ;
જેશંગ ધૂમે સઘળા ગર્વે, દેખાદેખી કરતા સર્વે. ॥ ૮૯ ॥

માયાની અંધારી ઓઢી, ઝંખે મૂરખ ધંન;
રાત દિવસ ધન રળવા દોડે, વીચારે નહિં મંન;
વીચારે નહિં મંન જરાએ, ધનથી ભવજળ કેમ તરાએ !
જેશંગ જરૂર ડુબાવે હોડી, માયાની અંધારી ઓઢી. ॥ ૯૦ ॥

પૂર્ણ બન્યા પંડિત પૂરાણી, જેનું મોટું માપ;
એવા નરપણ શાસ્ત્ર ભણીને, ઓળખતા નહિં આપ;
ઓળખતા નહિં આપ બિચારા, વાણીના એ ચતુર ચિતારા;
જેશંગ પ્રભુ નવ શકયા પિછાણી, પૂર્ણ બન્યા પંડિત પૂરાણી. ॥૯૧॥

દારૂણ દુઃખ દેખી દુનિઆંમાં, કાયર નર કંપાય;
શૂરાતો સામા થઇ ઝુઝે, કદીન કાયર થાય;
કદીન કાયર થાય કષ્ટથી, દૂર કરે સો દુઃખ દ્રષ્ટથી;
જેશંગ મર્દ હસે હૈયામાં, દારૂણ દુઃખ દેખી દુનિઆંમાં. ॥૯૨॥

ગુણીજન ગ્રહસ્થાશ્રમમાં રહી, ચલવે સો વ્યવહાર;
વિવેકથી વરતીને પોતે, સુખી રહે સંસાર;
સુખી રહે સંસાર હારમાં, ચિત્ત ચહે નિત્ય હરીદ્વારમાં;
જેશંગ જીંદગી સફળ કરેસહી, ગુણીજન ગ્રહસ્થાશ્રમમાંરહી. ॥૯૩॥

જુલમગારનો જુલમ તોડવા, જો ઇચ્છો મનમાંહિ;
આત્મવિસર્જન કરીને પોતે, સ્વાર્થ ન રાખો કાંઇ:
સ્વાર્થ ન રાખો કાંઇ લગારે, જુલમીને વશ કરશો ત્યારે;
જેશંગ જગમાં નામ જોડવા, જુલમગારનો જુલમ તોડવા. ॥૯૪॥

ધર્મ તણી વ્હારે ધાવામાં, કરો ન કાંઇ વિચાર;
મદદ બધી મળી આવે વળતી, વાર ન થાય લગાર;
વાર ન થાય લગાર જાણજો, પ્રાણત્યાગપર પ્રેમ આણજો;
જેશંગ હારીશ દિલ ડરવામાં, ધર્મ તણી વ્હારે ધાવામાં. ॥૯૫॥

બેવાધંટા બહુ જન ભાળ્યા, પકડે નહિં એક પક્ષ;
એકે પક્ષ તણા એ છે નહિં, રાખે બેઉમાં લક્ષ;
રાખે બેઉમાં લક્ષ એહથી, વરતે નહિં કોઇ સાથ સ્નેહથી;
જેશૅંગ અંતે એ કંટાળ્યા, બેવાધંટા બહુ જન ભાળ્યા. ॥૯૬॥

હોય હૃદયમાં ભાવ પવીતર, તો શું તિર્થનું કામ;
હૃદય તણા એ શુદ્ધ ભાવથી, અંગ પવીત્ર તમામ;
અંગ પવીત્ર તમામ જાણશો, શંકા ઉરમાં કાંઇ ન આણશો;
જેશૅંગ ધન્ય સમજજો જીવતર, હોય હૃદયમાં ભાવપવીતર. ૯૭॥

દુખ એ સુખનાં મૂળ સમજજો, જો અનુભવ ઓળખાય;
અમુલ્ય શીખ એમાંથી મળતી, સત્ય અસત્ય જણાય;
સત્ય અસત્ય જણાય જગતમાં, સમજાતાં એ સૌ આફતમાં;
જેશૅંગ સઘળાં સાધન સજજો, દુખ એ સુખનાં મૂળ સમજજો.૯૮

સુધરેલાની સંગે રહીને, સજ સદગુણ શૃંગાર;
શુદ્ધ સુઘડતા સજીને સઘળા, તજ અવગુણ અંગાર;
તજ અવગુણ અંગાર આપના, પુંજ પ્રજાળી દઇ પાપના;
જેશૅંગ ફરજો ગુણ ગ્રહીને, સુધરેલાની સંગે રહીને. ॥ ૯૯ ॥

નિર્મળ જન નિશદિન પોતાનું, રૂડું કરવા કાજ;
અન્ય જનોને અન્યાયી થઇ, કરતા નહિં નારાજ;
કરતા નહિં નારાજ કોઇદિન, આફતમાં પણ રહી ન્યાયાધિન;
જેશૅંગ દિલ રાખે દૃઢતાનું, નિર્મળ જન નિશદિન પોતાનું.૧૦૦।

પાપીનો પરછાયો પડતાં, થઇએ ભ્રષ્ટ ખચીત;
અડતાં તો અભડાઇએ પૂરા. શાસ્ત્ર તણી એ રીત,
શાસ્ત્ર તણી એ રીત સમજજો, પાપીનો પરછાયો તજજો:
જેશૅંગ પ્રાશ્ચિત પૂરાં નડતાં, પાપીનો પરછાયો પડતાં. ॥૧૦૧॥

એકે રામ ગણ્યા છે મોટા, બીજાએ રેમાન;
ત્રીજા એતો ખ્રિસ્તજ જાણ્યા, આણી મન અભિમાન:
આણીને અભિમાન પોંછાને, સૌ સૌને ગમતા મતમાને;
જેશૅંગ સરવે સરખા જોટા, એકે રામ ગણ્યા છે મોટા. ॥૧૦૨॥

પુરાણોમાં પોકળ દેખી, ભડકે મત વેદાંત;
છાશ દહિં એગાં દેખી, મનમાં પડતી ભ્રાંત;
મનમાં પડતી ભ્રાંત એહને, ટાળી કેમ ટળાય તેહને;
જેશૅંગ જુજવી પરખો પેખી, પૂરાણોમાં પોકળ દેખી. ॥ ૧૦૩ ॥

મોટા મોટા રાજા રાણા, છે દુઃખના ભંડાર;
શાંતિનું સુખ કદી ન પામે, ધખતા મન અંગાર;
ધખતા મન અંગાર દુઃખના, સ્વપ્ને પણ નહિં દીન સુખના;
જેશૅંગ દુઃખ દવથી ઘેરાણા, મોટા મોટા રાજા રાણા. ॥૧૦૪॥

આગેવાન થઇને ઊંઘે, કરે ન કાંઇ વિચાર;
તારા વિશ્વાસે વસનારા, પામે દુઃખ અપાર;
પામે દુઃખ અપાર જુલમથી, ટાળી શકે નહિં તેનું શ્રમથી;
જેશૅંગ સ્વાદ નરકનો સુંઘે, આગેવાન થઇને ઊંઘે. ॥ ૧૦૫ ॥

પ્રીતીનું બંધન બહુ મોટું, છૂટું કોઇ નવ થાય;
પ્રાણ ગયે મન જૂદાં પડતાં, એવી ગાંઠ ગુંથાય;
એવી ગાંઠ ગુંથાય પ્રીતથી, અરસ પરસ નવ ચળે ચિત્તથી;
જેશૅંગ એ વશ મોટું છોટું, પ્રીતીનું બંધન બહુ મોટું. ॥૧૦૬॥

પળ પળ વહીં આ જાય જીંદગી, ખબર પડે નહિં કાંઇ;
ઓચિંતું અંધારૂં થાસે, પડતાં છબિલી છાંઇ;
પડતાં છબિલી છાંઇ છેતરી, પ્રાણ પલકમાં જાય નિસરી;
જેશૅંગ કોઇ નવ રહે નવરંગી, પળ પળ વહિ આ જાય જીંદગી૧૦૭

ચિત્ત હરણ ચંદ્રાવળમાળા, મણકા એકશો આઠ;
શિખ લેવા રચીછે સૌ માટે, કરજો પૂરણ પાઠ;
કરજો પૂરણ પાઠ પ્રીતથી, બ્રહ્મરૂપ થઈ એક ચિત્તથી;
જેશૅંગ છે મણકા મરમાળા, ચિત્ત હરણ ચંદ્રાવળમાળા. ॥૧૦૮॥

માળા તેરમી સંપૂર્ણ.



# માળા ૧૪ મી.

## ચંદ્રાવળાછંદ.

સદ્‌ગુણનો મહિમા છે મોટો, જીવને શુદ્ધ કરનાર;
એ વિણ અન્ય નથી કોઈ બીજો, એવો સુભ ઉપચાર;
એવો સુભ ઉપચાર જગતમાં, રાખે એજ ગણાય ભગતમાં;
જેશૅંગ એનો અન્ય ન જોટો, સદ્‌ગુણનો મહિમા છે મોટો. ॥ ૧ ॥

અબળાની મતિ અતિશય મેલી, રાખે હઠુ સ્વભાવ;
અંતરની ખરી વાત ન ખુલ્લે, માંડે જુજવા દાવ;
માંડે જુજવા દાવ ઘણારે, કુડકપટમાં કાંઇ ન મણારે;
જેશૅંગ જાત ગણાયજ ઘેલી, અબળાની મતિ અતિશય મેલી. ।૨।

અનુભવથી જગમાં જન ડાહ્યો, કદી ન ઠોકર ખાય;
જે જે કામ કરે તે સોમાં, પાછળ નવ પસ્તાય;
પાછળ નવ પસ્તાય લગારે, ભવિષ્ય તણું ફળ પ્રથમ વિચારે;
જેશૅંગ કોધથી જાય ન વાહ્યો, અનુભવથી જગમાં જન ડાહ્યો.।૩।

કરજ તણું દુઃખ સૌથી મોટું, એવું અન્ય ન જાણ;
પળ પળ ચિત્ત ચરચરચર બળતું, થાય શરીરની હાણ;
થાય શરીરની હાણ અતિશય, ગુજરે છે જીંદગી બહુ દુઃખમય;
જેશૅંગ નિશદિન ચિતવન ખોટું, કરજતણું દુઃખ સૌથી મોટું.।૪।

ઉદ્યમ એજ મનુષ્યનું જીવન, એજ મનુષ્યનું નૂર;
ઉદ્યમથી સંસાર સકળ આ, સુખમય છે ભરપૂર;
સુખમય છે ભરપૂર સદાએ, દેખે નહિં દિલ દુઃખ કદાએ;
જેશૅંગ એ જાણો અક્ષયધન, ઉદ્યમ એજ મનુષ્યનું જીવન. ॥૫॥

ઉદ્યમહિણ અવનીમાં છે એ, નિરભાગી જન જાણ;
આળસમાં નિશદિન આળોટે, ધનની નહિં ઓળખાણ;
ધનની નહિં ઓળખાણ જરાએ, પોતાનું નવ પેટ ભરાએ;
જેશૅંગ દુઃખ દળદરનું લે એ, ઉદ્યમહિણ અવનીમાં છે એ. ॥૬॥

દુશ્મન પણ દાનો તે સારો, જેનું મોટું મંન;
વૈરભાવ રાખીને કદીએ. નાંખે નહિં વિઘંન;
નાંખે નહીં વિઘંન શીરપર. ભુંડામાં એ થાય ન તત્પર;
જેશૅંગ એ અરિ નહિં અટારો, દુશ્મન પણ દાનો તે સારો. ॥૭॥

ફૂલણજી થઇને જે ફરતા, ખરચી ઝાઝા દામ;
દામ ગયે ખાલી થઇ ખીસ્સે, થાય કલંકિત નામ;
થાય કલંકિત નામ એહનાં, ભંડાવે દર્શણ દેહનાં;
જેશૅંગ અંતે દિન થઇ મરતા, ફૂલણજી થઇને જે ફરતા. ॥ ૮ ॥

નિંદા જેવા નીંચ કારણથી, જનનું ભૂષણ જાય;
ઠામ ઠામ એ થઇ અકારો, કુથલીકાર કથાય;
કુથલીકાર કથાય વિશ્વમાં, દહન થતો અપજશના દવમાં;
જેશૅંગ જશ નહિં કોઇ ઠામથી, નિંદા જેવા નીંચ કામથી. ॥૯॥

સંતોષી થઇને વસવાથી, મળે સ્વર્ગનું સુખ;
નિર્ધનતા તેને કદી છે નહિ; છે નહિં કદીએ દુઃખ;
છે નહિં કદીએ દુઃખ સ્વપ્નમાં, નિશદિન મન બહુ રહે મગ્નમાં;
જેશૅંગ સ્વર્ગ તણાં સુખ શાથી ? સંતોષી થઇને વસવાથી. ॥૧૦॥

અવની આ છે બહુ બહુ રંગી, જણવે ઝાઝા રંગ;
હર્ષ શોક ને સુખ દુઃખ કેરા, જણવે વિવિધ તરંગ;
જણવે વિવિધ તરંગ જરૂર એ, ભરમાવે ભોળાં ભરપુર એ;
જેશૅંગ જાણે મર્મ સુસંગી, અવની આ છે બહુ બહુ રંગી. ॥૧૧॥

નાણાને માનીને મોટું, કરતા લોભી કામ;
નાણા માટે લાજ વિવેકને, વરજે વટ તમામ;
વરજે વટ તમામ લોભથી, હીણ બને એ મહત્ ક્ષોભથી;
જેશૅંગ લોભી દે બહુ દોટું, નાણાને માનીને મોટું; ॥ ૧૨ ॥

સદ્ વિદ્યારૂપી ધન સાચું, એ છે અક્ષયપાત્ર;
કલ્પવૃક્ષ સમ ફળ એ આપે, ભ્રાંતી નહિં તલમાત્ર;
ભ્રાંતી નહિં તલમાત્ર જાણવી, આનંદની અતિ મોજ માણવી;
જેશૅંગ એ વિણ અન્ય ધન કાચું, સદવિદ્યા રૂપી ધન સાચું. ।૧૩।

સદ્ગુણ વિણ સૌંદર્યતા જુઠી, તેજી ઝાંખી જણાય,
સદ્ગુણથી એ હોય રસેલી, તોજ ચિત્ત લલચાય,
તોજ ચિત્ત લલચાય સર્વનું, કારણ છે ગુણરૂપ ગર્વનું,
જેશૅંગ ગુણવિણ વાટજ ઉઠી, સદ્ગુણવિણ સૌંદર્યતા જુઠી. ॥૧૪॥

અબળાની સાથે એકાંતે, બેઠે ભ્રષ્ટ થવાય,
શુદ્ધ ચિત્ત હોયે તદપી પણ, જગમાં નિંદા થાય,
જગમાં નિંદા થાય નકામી, થાય કલંકિત ચરચા પામી,
માટે જેશંગ વળો ન વાતે, અબળાની સાથે એકાંતે. ॥ ૧૫ ॥

મોટા સાથે વાદ કરીને, અંતે જન પસ્તાય,
લીધા મેલી વાત બન્યાથી, દુગ્ધામાં લપટાય,
દુગ્ધામાં લપટાય ઘણોરે, આરો નહિં કોઇ વાત તણોરે,
જેશૅંગ લડો ન હામ ધરીને, મોટા સાથે વાદ કરીને. ॥ ૧૬ ॥

હિંમત સમ હથિઆર ન સમજો, જબરૂં જગમાં કોઇ,
હોય નહિં હિંમત તો સઘળી, બાજી બેસે ખોઈ,
બાજી બેસે ખોઇ જગતમાં, નામર્દાનું કલંક ઇજતમાં,
માટે જેશૅંગ હામે રમજો, હિંમતસમ હથિયાર ન સમજો. ।૧૭।

કુટુંબ સાથે કલેશ ન કરવો, એ ડાપણની રીત,
હળીમળી સૌ સાથે વસતાં, થાય અતિશય જીત,
થાય અતિશય જીત આપણી, હોય પરસ્પર પ્રીત લાગણી,
જેશંગ ગુણ એમાં છે ગરવો, કુટુંબ સાથે કલેશ ન કરવો. ॥૧૮॥

કરે નોકરી નિમકહલાલી, તેની કદર તું જાણ,
નહિંતો એ સંતુષ્ટ થયા વિણ, કરશે કોક દિન હાણ,
કરશે કોક દિન હાણ ખરી એ, માટે મન સંતુષ્ટ કરી એ,
જેશંગ સંતોષે મન ધાલી, કરે નોકરી નિમકહલાલી. ॥૧૯॥

તારો છે આધાર જેહપર, સર્વ કામનો સાર,
તેને તું નારાજ કરીશ નહિં, નહિંતો ખાઇશ માર,
નહિંતો ખાઇશ માર ઘણોરે, માહિર એ તુજ મર્મ તણોરે,
માટે જેશંગ જરૂર ખુશકર, તારો છે આધાર જેહપર. ॥ ૨૦ ॥

ખરી કામધેનુ આ જગમાં, સદુદ્યોગ જણાય;
મનવાંચ્છીત ફળ આપે ભવમાં, અન્ય ન એવી ગણાય;
અન્ય ન એવી ગણાય કોઇએ, જો બુદ્ધીપૂર્વક મન જોઇએ;
જેશંગ ફળ આપે ડગડગમાં, ખરી કામધેનુ આ જગમાં. ॥૨૧॥

સદુદ્યોગ ફળે હમેશાં, લે ઉત્સાહે અંત;
ત્રણ પેઢીએ ગંગા લાવ્યો, ભગીરથ રાખી ખંત;
ભગીરથ રાખી ખંત મંનથી, પામ્યો સુભ ફળ અધિક યત્નથી;
જેશંગ શંકા નહીં લવલેશાં, સદુદ્યોગ ફળે હમેશાં. ॥૨૨॥

ઉદ્યોગે અનહદ કીધાં છે, નહિં ધારેલાં કામ:
અગ્નિરથ ને તારયંત્રનું, સ્વપ્નામાં નહિં નામ;
સ્વપ્નામાં નહિં નામ જાણતા, તે આજે દ્રષ્ટિએ દેખતા;
જેશંગ ફળ એવાં દીઠાં છે, ઉદ્યોગે અનહદ કીધાં છે. ॥ ૨૩ ॥

કરે યત્ન પૂરો જો કોડે, વિકટ કાર્ય પણ થાય;
કલ્પવૃક્ષ થઇને એ ફળશે, દળદર સઘળું જાય;
દળદર સઘળું જાય મૂળથી, કોષ ભરાયે રત્ન ફૂળથી;
જેશંગ જનનાં સૌ દુઃખ તોડે, કરે યત્ન પૂરો જો કોડે. ॥૨૪॥

અનેક શત્રુ સૃષ્ટીમાં દીસે, પણ એ સૌમાં શ્રેષ્ટ;
આળસરૂપી શત્રુ કહીએ, કરે મનુષ્યને નેષ્ટ;
કરે મનુષ્યને નેષ્ટ નકી એ, જો અંગમાં નિકળ્યો ઝળકી એ;
જેશંગ એ શત્રુના મિસે, અનેક શત્રુ સૃષ્ટીમાં દીસે. ॥૨૫॥

આવરદા છે પુરનું પાણી, જતાં ન લાગે વાર;
માટે ઝટ ચેતીલે ચિતમાં તજ વ્હાલો વીહાર;
તજ વ્હાલો વીહાર વીખનો, જો લાગે મનરંગ શીખનો;
જેશંગ કર સુકૃત્ય મન જાણી, આવરદા છે પુરનું પાણી.॥૨૬॥

મોટા મોટા મદથી મૂઆ, શુરા શાહ સુલતાન;
તો વળતી આપણ શા લેખે, ધરી બેઠા ગૂમાન;
ધરી બેઠા ગૂમાન મંનથી, થાય ખરાબી તન ધંનથી;
જેશંગ દિનજનની લઇ કદુઆ, મોટા મોટા મદથી મૂઆ. ॥૨૭॥

આશાએ કઇનાં ઘરઘાલ્યાં, કરીને હાલ હવાલ;
અંતરમાં અગણિત ઇચ્છાનાં, ઘોચી ઘાલ્યાં સાલ;
ઘોચી ઘાલ્યાં સાલ સામટાં, નડે હમેશાં થઇ ઉલટાં.
જેશંગ અંતે એ બહુ સાલ્યાં, આશાએ કઇનાં ઘર ઘાલ્યાં ।૨૮।

લોભે જન બહુ બહુ લુંટાણા, લેવા જાતાં લાભ;
અધવચમાં અથડાઇ પડતાં, નીરખે અંતે આભ;
નિરખે અંતે આભ નિરાશે, ધૂળ પડે મુખમાં એ આશે;
જેશંગ એથી કઇક કુટાણા, લોભે જન બહુ બહુ લુંટાણા. ।૨૯।

દૈવ તણી સત્તાની સાથે, તુજ સત્તા વીચાર;
વળતી મનમાં ખ્યાલ કરીને, મોહપડળ ઉતાર;
મોહપડળ ઉતાર આંખથી, દેખાતું નથી ખરૂં ઝાંખથી;
જેશંગ ચાલ નમી નિજ હાથે, દૈવ તણી સત્તાની સાથે. ॥૩૦॥

પરખ્યા વિણ કરશો નવ પ્રીતી, નહિંતો ખાશો માર;
સુખના સ્નેહી દુઃખના શત્રુ, એવાં જન અપાર;
એવાં જંન અપાર વિશ્વમાં, પડશો નહિં જાણીજોઇ દવમાં;
જેશંગ સૌ સમજુની રીતી, પરખ્યાવિણ કરશો નવ પ્રીતી. ।૩૧।

મન મોટું એ સૌથી મોટો, એને કાંઇ નવ તૂટ;
તૃપ્ત થઇને નિશદિન બેઠો, રિધસિધ સર્વ અખૂટ;
રિધસિધ સર્વ અખૂટ એહને, તૃષ્ણા નહિં મન કાંઇ તેહને;
જેશંગ એનો અન્ય ન જોટો, મન મોટું એ સૌથી મોટો. ॥૩૨॥

વડું જ્ઞાન વ્યવ્હાર તણું તે, અનુભવથી શીખાય;
અનુભવ એનું મૂળતત્વ છે, એ વિણ ગોથાં ખાય;
એ વિણ ગોથાં ખાય ઘણાએ, જેમ વેદીઆ ઢોર ગણાએ;
જેશંગ સૌમાં શ્રેષ્ટ ગણું એ, વડું જ્ઞાન વ્યવ્હાર તણું તે. ॥૩૩॥

વ્યસન તણો કદી સંગ ન કરશો, જીંદગીમાં કોઇ દીન;
દુર્ગુણથી એ ખૂબ ભરેલું, કરશે ઝટ સ્વાધીન;
કરશે ઝટ સ્વાધીન વ્યસનીને, ભ્રષ્ટ કરે આખી જીંદગીને;
જેશંગકે આડતાં આભડશો, વ્યસન તણો કદી સંગ ન કરશો.।૩૪।

વ્યશન તણે વશ થઇને બેઠા, તેનાં પૂરણ પાપ;
આળસ આવી યત્ન ન સુઝે, શિર એદીની છાપ;
શિર એદીની છાપ એમને, મંડળમાં નહિં માન જેમને;
જેશંગ હાથે પડયા હેઠા, વ્યશન તણે વશ થઇને બેઠા. ॥ ૩૫ ॥

અગ્રેસર સારે સૌ સારા, નબળે નબળા જાણ;
ચતુર્માસ સારા તો આખું, વરસ સરસ પરમાણ;
વરસ સરસ પરમાણ એ થકી, લાગુ સૌને નિયમ એ નકી;
જેશંગ સમજી લે એ દ્વારા, અગ્રેસર સારે સૌ સારા. ॥ ૩૬ ॥

દ્રવ્ય સર્વમાં વેર કરાવે, એવો એમાં ગુણ;
માટે સગાં સંબંધીમાં કદી, કરવું નહિં કાંઇ રૂંણ;
કરવું નહિં કાંઇ રૂંણ કોઇએ, કરીએ તો પછી કલેશ જોઇએ;
જેશંગ ફળ સારૂં નવ આવે, દ્રવ્ય સર્વમાં વેર કરાવે. ॥ ૩૭ ॥

ભૂલ તણું ફળ દિસે ભયંકર, એ કુદરતની રીત;
અણજાણે વિખ ખાધું હોય તો, બને વાત વીપરીત;
બને વાત વિપરીત તેહથી, બગડે બાજી સર્વ એહથી;
જેશાગ દિન દેખાડે દુઃખકર, ભૂલ તણું ફળ દિસે ભયંકર. ॥૩૮॥

સજ્જનને જઇએ બલિહારી, સમજે સઘળી રીત;
દુર્જનથી તો વાજ પામીએ, જુએ ન હીત કહીત;
જુએ ન હીત કહીત નીજનું, વેણ વદે વળી કલેશ બીજનું;
જેશંગ મન જોજો વીચારી, સજ્જનને જઇએ બલિહારી. ॥૩૯॥

સ્વર્ગ સદા અહિંઆં સમજાએ, જો હોય હિતકર રાજ;
પ્રજા તણું સુભ પાલણ થાએ, એવાં રૂડાં કાજ;
એવાં રૂડાં કાજ કર્યાથી, રૈયતનાં સૌ દુઃખ હર્યાથી;
જેશૅંગ જન મનરાજી થાએ, સ્વર્ગ સદા અહિંઆં સમજાએ. ૪૦

દુરાશા છે દુશ્મન જેવી, જક્ષણીરૂપ જણાય;
મોટપની દુરાશા જનને, દુઃખમાં ઘસડી જાય;
દુઃખમાં ઘસડી જાય નિરંતર, જનની જીંદગી કરે રૂપાંતર;
જેશૅંગ જેથી વર્જ્દેવી, દુરાશા છે દુશ્મન જેવી. ॥ ૪૧ ॥

નિર્ધનીયાં વ્યવહાર ચલાવે, એને રંગ બકાય;
મળે નહીં પાસે કોડી પણ, વ્યવ્હારે દોરાય;
વ્યવ્હારે દોરાય સદાએ, દુઃખથી મનભંગ નહિં કદાએ;
જેશૅંગ ધન પતિને નવ ફાવે, નિર્ધનીયાં વ્યવ્હાર ચલાવે. ॥૪૨॥

સમય ઉપર નવ કૃત્ય કરે તે, કરે ન કર્તવ્ય સિદ્ધ;
સમય રહે નહિં રાહ જોઇને, સમય રંગ વિધ વિધ;
સમય રંગ વિધ વિધ જણાએ, સમય સમજતાં લાભ ગણાએ;
જેશૅંગ મનોરથ કદી ન સરે તે, સમય ઉપર નવ કૃત્ય કરે તે. ॥૪૩॥

જેવો મનમાં ભાવ હોય છે, એવું જગત જણાય;
શુદ્ધ સ્વરૂપ જો હોય સદા તો, સર્વે શુદ્ધ સમજાય;
સર્વે શુદ્ધ સમજાય સૃષ્ટીમાં, વિકાર નવ દેખાય દ્રષ્ટીમાં;
જેશૅંગ પ્રતિબિંબ પૂર્ણ જોય છે, જેવો મનમાં ભાવ હોય છે. ॥ ૪૪ ॥

કરે મનુષ્ય કુકૃત્ય હાલ તે, ભવિષ્ય દુઃખનું બીજ;
રોપે છે મોહાંધ થઇને, વડી વીખની ચીજ;
વડી વીખની ચીજ જીવનમાં, ઝેરી ફળ દે છે ત્રીભુવનમાં;
જેશૅંગ રડશે બુરી હાલતે, કરે મનુષ્ય કુકૃત્ય હાલ તે. ॥ ૪૫ ॥

મનુષ્યમાં જો હોય તો શકતી, સ્હાયક સરવે થાય;
શકતી હિણ દેખીને સર્વે, દ્રષ્ટીથી દૂર જાય;
દ્રષ્ટીથી દૂર જાય સ્વારથી, એવી છે આ દુનિઆં અર્થી;
જેશૅંગ અર્થે કરશે ભકતી, મનુષ્યમાં જો હોય તો શકતી. ॥૪૬॥

ઉગતા સૂરજને સૌ નમતા, તપતું દેખી તેજ;
આથમતાને કોઇ નવ નમતા, સૂરજ એનો એજ;
સૂરજ એનો એજ તથાપી, સલામતી સરખી નવ આપી;
જેશૅંગ નમતા જનને દમતા, ઉગતા સૂરજને સૌ નમતા. ॥ ૪૭ ॥

હોય હૃદયમાં પ્રેમ પૂર્ણ તો, અસાધ્ય કાર્ય કરાય;
પ્રેમ વિના કાંઇ કાર્ય બને નહિં, મ્હેનત વૃથા જાય;
મ્હેનત વૃથા જાય જાણવી, શંકા ઉરમાં કાંઇ ન આણવી;
જેશૅંગ વ્હાલું ગણે મર્ણતો, હોય હૃદયમાં પ્રેમ પૂર્ણતો. ॥ ૪૮ ॥

પરસ્વાધીનમાં સુખ સ્વપ્ને નહીં, છે જીંદગી વેચાણ;
ધણીની આજ્ઞા સમ આચરવું, થાય નહીં રોકાણ;
થાય નહિં રોકાણ લગારે, કરવું હુકમ તણે હોકારે;
જેશૅંગ જીંદગી જાય વૃથાવહી, પરસ્વાધીનમાં સુખ સ્વપ્ને નહીં.

અબળા મન વશ કરી ચાલે તો, વશ કરતી ભરથાર;
કંથ કદી ઘણો ક્રુર હોય પણ, એ આગળ લાચાર;
એ આગળ લાચાર સદાએ, અબળાથી ઉલટો નવ થાયે;
જેશૅંગ પતિ સુખ સદૈવ દે તો, અબળા મન વશ કરી ચાલે તો.।૫૦।

દ્વેષ દ્રષ્ટી જો હોયે દીલમાં, તો અવળું સમજાય;
મન ભ્રમણામાં ભુલી જઇને. અવળાં ગોથાં ખાય;
અવળાં ગોથાં ખાય એ થકી, થાય ન તુલના ખરી તે થકી;
જેશૅંગ એહ કથાય કુટીલમાં, દ્વેષ દ્રષ્ટી જો હોયે દીલમાં. ।।૫૧।।

પાપ અને વ્યભિચાર પરાયાં, જોઇ ઉપજે ધિક્કાર;
પણ પછીથી સહવાસ થયાથી, બને મનુષ્ય ગમખાર;
બને મનુષ્ય ગમખાર અતિશય, સહનશક્તિ થાએ બહુ ઉદય;
જેશૅંગ પછી મનમાં ન ધરાયાં, પાપ અને વ્યભિચાર પરાયાં. ।૫૨।

મરણપથારી મહા મોંઘી છે, કીધાં હોય સુભ કૃત્ય;
જીરણદેહ તજી નવિન દેહમાં, જવું જીવને સત્ય;
જવું જીવને સત્ય સમજવું, સુખ દુઃખ સિદ્ધસિદ્ધ સૌ અહિં તજવું;
જેશૅંગ વણુસમજયે સોંઘી છે, મરણપથારી મહામોંઘી છે. ।।૫૩।।

ધર્મ બરાબર જેણે બજવ્યો, તે જીત્યો સંસાર;
જન્મ સફળ સઘળો કરી લીધો, ધન્ય એહ અવતાર;
ધન્ય એહ અવતાર ધર્યો તે, ધર્મરૂપ જગમાંહીં ઠર્યો તે;
જેશંગ જગનાટક ભલો ભજવ્યો, ધર્મ બરાબર જેણે બજવ્યો.૫૪

હોય નહિં વીકાર વડાને, સમુદ્ર નવ ઊભરાય;
જેનું ઉર છે અતિશય મોટું, તે કદી કયમ છલકાય;
તે કદી કયમ છલકાય કહોને? જનનું એ દ્રષ્ટાંત લહોને?
જે શંગ ઊર ધરજો એ ધડાને, હોય નહિં વીકાર વડાને. ॥ ૫૫ ॥

નિસ્તેજી જનને હાથે સૌ, બને કામ નિસ્તેજ;
ધન સંપત્તી રાજકાજ સૌ, હાલ હવાલ બનેજ;
હાલ હવાલ બનેજ બરાબર, પુરૂષારથ વિણ થાકે આખર;
જેશંગ સ્ટેટ ડુબે સાથે સૌ, નિસ્તેજી જનને હાથે સૌ. ॥૫૬॥

હોય ધણીની દેખરેખ તો, સુધરે સઘળાં કામ;
દેખરેખ વિણ નોકર સર્વે, થાએ લુંણ હરામ;
થાએ લુંણ હરામ હરામી, ધંધામાં પડતી પછી ખામી;
જેશંગ ધંધો રહે ધીખતો, હોય ધણીની દેખરેખતો. ॥ ૫૭ ॥

સલાહ નિચબુદ્ધીના નરની, લેવી નહિં કોઇ વાર;
સંગ રંગથી ઉત્તમ જનની, બગડે બુદ્ધી અપાર;
બગડે બુદ્ધિ અપાર એ થકી, બને પછી કુકૃત્ય તે થકી;
જેશંગ ગત આણે આખરની, સલાહ નિચબુદ્ધિના નરની. ॥૫૮॥

બગડે સૌ કામો આળસથી, એ કુદરતની રીત;
આગળ ઉપર બનશે એવું, ધ્હાવું નહિં કદી ચિત્ત;
ધ્હાવું નહિં કદી ચિત્ત કોઇએ, આવેલી તક કદી ન ખોઇએ;
જેશંગ એ દુર્ગુણના વશથી, બગડે સૌ કામો આળસથી. ॥૫૯॥

કરજ કર્યાથી બુદ્ધી બુઝે, સુઝે નહિં સુભ રીત;
રાત દિવસ ખોટા તર્કોમાં, ડોળાયું રહે ચિત્ત;
ડોળાયું રહે ચિત્ત મનુષ્યનું, ભુંડું ફળ એ છેજ ભવિષ્યનું;
જેશંગ સદ્મતિ કદી નવ સુઝે, કરજ કર્યાથી બુદ્ધી બૂઝે. ॥ ૬૦ ॥

કરે ખરચ ઊપજથી અતિશય, તેના રૂઠયા રામ;
સંકટમાં સપડાઇ અંતે, ગુમાવી દે દામ;
ગુમાવી દે દામ ગાંઠથી, નિર્ધન થઇ હિણુ થાય આંઠથી;
જેશંગ દિન દેખે પછી દુઃખમય, કરે ખરચ ઊપજથી અતિશય. ૬૧

મોટાને ઇજત જાય તે, મર્ણ તુલ્ય છે ઘાવ;
દેહ ટકયાથી જીવે છે પણુ, જીવ્યાપર નહિં ભાવ;
જીવ્યાપર નહિં ભાવ જરાએ, આનંદથી જગમાં ન ફરાએ;
જેશંગ મનથી મર્ણ ચ્હાય તે, મોટાને ઇજત જાય તે. ॥ ૬૨ ॥

નિર્લજને મન નહિં પસ્તાવો, જેણુ મુંકી લાજ;
વટવ્યવહાર ગણે નહિં કહિએ, માને મનથી રાજ;
માને મનથી રાજ મળ્યું છે, ચકડોળે ચઢી ચિત્ત ચળ્યું છે;
જેશંગ લે પછી દુઃખનો લ્હાવો, નિર્લજને મન નહિં પસ્તાવો. ૬૩

જોબનમાં આખું જગ લટકયું, એવો મદ જોબંન;
લટકયા વિણુ બાકી તો કોઇક, વિરલા જ્ઞાની જંન;
વિરલા જ્ઞાની જંન હશે તે, ફક્કડ રહી ફંદે ન ફસે તે;
જેશંગ એવિણ અન્યન છટકયું, જોબનમાં જગ આખું લટકયું. ૬૪

આ ભવમાં ફળ સદ્વર્તનનું, જો ન મળે કદિ કાંઇ;
તો તેથી દિલગીર થઇને, ડરવું નહિં દિલમાંહિં;
ડરવું નહિં દિલમાંહિ લગારે, પરભવ સદ્વર્તન સુધારે;
જેશંગ પરભવ ભાતું જનનું, આ ભવમાં ફળ સદ્વર્તનનું. ૬૫

હોય મનુષ્યનું મંન મલિન તો, મરણુ થકી મુંઝાય;
કારણુકે પરભવ મન મલિને, સંબોધી સરજાય;
સંબોધી સરજાય તે થકી, મલિનપણું ઊદ્ભવે એ નકી;
જેશંગ મરતાં થાય ખિન્નતો, હોય મનુષ્યનું મંન મલિનતો. ૬૬

વ્યવહારમાં જો વાંકો ચાલે, તેમાં તેનો વાંક;
માતેલો જે સાંઢ હોય છે, તેની પીઠે આંક;
તેની પીઠે આંક પડે છે, નિજનાં કૃત્ય નિજનેજ નડે છે;
જેશંગ મદ થઈ મનથી મ્હાલે, વ્યવહારમાં જો વાંકો ચાલે. ॥૬૭॥

હોય મનુષ્યની મતિ મલિન તો, પડતીનાં એ ચિન્હ;
વાંકે દિન વાંકી મતિ સુઝે, એ દુર્મતિ આધીન;
એ દુર્મતિ આધીને બણે છે, કુતર્કના મન મ્હેલ ચણે છે;
જેશંગ અંતે થાય હિણ તો, હોય મનુષ્યની મતીમલિન તો. ।૬૮।

ચોખ્ખું ચિત્ત રાખીને ચાલે, તો રીઝે રઘુનાથ;
ધંધામાં બરકત બહુ દેખે, સ્નેહ રહે સૌ સાથ;
સ્નેહ રહે સૌ સાથ મજેનો, આનંદમાં દિન ગુજરે એનો;
જેશંગ માન મરતબે મ્હાલે, ચોખ્ખું ચિત્ત રાખીને ચાલે. ।।૬૯।।

શાંતીમાં સુખ સર્વ સમાણું, રહે ન બાકી કાંઇ;
અહોનીશ આનંદના ઉત્સવ, ઊપજે ઊરની માંહીં;
ઉપજે ઊરની માંહીં અતીશય, સૃષ્ટી સૌ સમજે સ્વર્ગાલય;
જેશંગ જીંદગી સફળ એ જાણું, શાંતીમાં સુખ સર્વ સમાણું. ।૭૦।

બાળપણે મન ક્ષેત્રની ખેતી, કરશે જે કરી ખંત;
તો તેનાં સુભ ફળ મોટા થઇ, ખાશે એ નિશ્ચિંત;
ખાશે એ નિશ્ચિંત પણેરે, ઉગતાં દુઃખ સૌ એ હણેરે;
માટે જેશંગ કરજો ચેતી, બાળપણે મન ક્ષેત્રની ખેતી. ।। ૭૧ ।।

ભોળપણે કપટી મંડળમાં, ભોળાજન ભરમાય;
દુર્જનને પરખી દૂર ચાલે, તો ત્યાંથી છૂટાય;
તો ત્યાંથી છૂટાય તેહથી, સંકટમાં સપડાય સ્નેહથી;
જેશંગ ડુબે દુઃખ વાદળમાં, ભોળપણે કપટી મંડળમાં. ।। ૭૨ ।।

ઉપરનો આભાસ જોઇને, પ્રીત કર્યે પસ્તાય;
ભીંતરમાં શા ભેદ ભર્યા છે, તેતો નવ નિરખાય;
તેતો નવ નિરખાય ઉપરથી, અનુભવી જન નિરખે અંદરથી;
જેશંગ ગુણિયલ ગણો ન કોઇને, ઉપરનો આભાસ જોઇને. ।૭૩।

જગત મલિનમાં શુદ્ધ હશો તો, મલિન કદી ન થવાય;
કોહીનુર અંધારાથી કાંઇ, ઝાંખો નહિં પડી જાય;
ઝાંખો નહિં પડી જાય જરાએ, નિર્બળથી નહિં તેજ હણાએ;
જેશંગ દૃઢ ધર્મીષ્ટ થશો તો, જગતમલિનમાં શુદ્ધ હશો તો. ।।૭૪।।

ધર્મ તત્વ છૂપાઇ રહ્યું છે, બુદ્ધી ગૂફા માંહિ;
રાગદ્વેષ રહિત રહે મનુષ્ય તે, જુએ ધર્મની છાંઇ;
જુએ ધર્મની છાંઇ બરાબર, એ વિણ સૌ પછડાતા પામર;
જેશૅંગ રૂષી મુની સર્વે કહ્યું છે, ધર્મતત્વ છૂપાઇ રહ્યું છે. ॥૭૫॥

ધરણીધરનું ધ્યાન ધરીને, કરવો સદ્દુદ્યોગ;
તો તેમાં બરકત બહુ દેખો, એવો એનો યોગ;
એવો એનો યોગ સમજવો, અશુદ્ધભાવ અંતરથી તજવો;
જેશૅંગ ચાલો દિલથી ડરીને, ધરણીધરનું ધ્યાન ધરીને. ॥૭૬॥

રાગ અને દ્વેષાદિકથી જે, રહિત વસ્તુ નિર્ણય;
એજ ધર્મનું સત્ય સ્વરૂપ છે, એજ ધર્મ ઉદય;
એજ ધર્મ ઉદય કહ્યો છે, પ્રદિપ્ત થઇ જ્ઞાનીમાં રહ્યો છે;
જેશૅંગ જૂદો અન્યથકી એ, રાગ અને દ્વેષાદિકથી જે. ॥૭૭॥

ધર્મ એજ ઉત્તેજક કાનુન, નિતિ રીતિનો જાણ;
ધર્મ તણી કેળવણી વીના, જાણો અતિશય હાણ;
જાણો અતિશય હાણ સદાએ, અન્યકેળવણી વૃથા ગણાએ;
જેશૅંગ જીત્યો એથી અર્જુન, ધર્મ એજ ઉત્તેજક કાનુન. ॥૭૮॥

દ્રઢતાને સ્થિરતાના સદ્‌ગુણ, અતિ ઉપયોગી જાણ;
બદલાએલા સમય મહિંએ, કરે મદદ નિરવાણ;
કરે મદદ નિરવાણ હિતને, ચોખું રાખે સદા ચિત્તને;
જેશૅંગ દુર કરશે સૌ દુરગુણ, દ્રઢતાને સ્થિરતાના સદ્‌ગુણ. ॥૭૯॥

સ્ત્રી કેળવણીનો સુધારો, સુધારે સંસાર;
ઘરપત્નીને માતા તરીકે, ધર્મ તણો અવતાર;
ધર્મ તણો અવતાર નારિ છે, પ્રજા સર્વ એની આભારી છે;
જેશૅંગ કાપે એજ કૂધારો, સ્ત્રીકેળવણીનો સુધારો. ॥ ૮૦ ॥

ધર્મ એજ જનની જીંદગીને, સતેજ કારક તત્વ;
એ વિણ અન્ય નથી કાંઇ એકે, સદ્‌ગુણવાળું સત્વ;
સદ્‌ગુણવાળું સત્વ સૃષ્ટીમાં, નિતી વધારે એનું દ્રષ્ટીમાં;
જેશૅંગ શિખવે હરિ બંદગીને, ધર્મ એજ જનની જીંદગીને. ॥૮૧॥

જો ચઢીએ ડગલે ડગલે તો, ડુંગર ટોચ ચઢાય;
એકદંમ ઉછાળો મારી, ચઢતાં ભોંય પડાય;
ચઢતાં ભોંય પડાય તે થકી, હિંમત ટૂટી જાય સર્વથી;
જેશૅાંગ ફળિભુત યત્ન બને તો? જો ચઢીએ ડગલે ડગલે તો. ॥૮૨॥

કુદરત જ્યાં કોપીને ઉઠે, ત્યાં દુઃખ કેમ ટળાય;
એક પછી એક આવી પડતાં, સુખ સ્વપ્ને ન જણાય;
સુખ સ્વપ્ને ન જણાય લગારે, એ દુઃખથી કહીં કોઇ ન ઉગારે;
જેશૅાંગ જગ આખું પણ રૂઠે, કુદરત જ્યાં કોપીને ઉઠે. ॥૮૩॥

કર્તવ્ય કર્મ કરવાનાં મુકી, કરે અકર્તવ્ય કર્મ;
પાપ તણો પુંજ કરે એકઠો, ડુબાવી દેઇ ધર્મ;
ડુબાવી દેઈ ધર્મ બધો એ, પકડે છે રસ્તો ઉંધો એ;
જેશૅાંગ જીંદગી જડ કરી મુકી, કર્તવ્ય કર્મ કરવાનાં ચુકી. ।૮૪।

કર્તવ્ય કર્મનું ઉલ્લંઘન એ, છે વિપત્તીનું મૂળ;
વિપત્તીમાં ખેંચી જઇ જનને, આપે દુઃખ અતૂલ;
આપે દુઃખ અતૂલ મનુષ્યને, મુકે મૂરખ દોષ અદ્રષ્યને;
જેશૅાંગ હરશે તન મન ધન એ, કર્તવ્ય કર્મનું ઉલ્લંઘન એ. ॥૮૫॥

આત્મોન્નતી કરવાને કાજે, કરવો પરમારથ;
સ્વાર્થ પરાયણતા સૌ, તજીને, સાધો સત્યારથ;
સાધો સત્યારથ સ્નેહથી, શુદ્ધ થઇ દુર્લભ દેહથી;
જેશૅાંગ કોડ કરી સજ થાજે, આત્મોન્નતી કરવાને કાજે. ॥૮૬॥

પોતાની હિંમતથી સઘળાં, અઘરાં કામ સધાય;
અન્ય તણા આશ્રયથી કરતાં, અંતે એહ ઠગાય;
અંતે એહ ઠગાય કામમાં, સ્વાર્થ સરે સઘ નીજ હામમાં;
જેશૅાંગ કૃત્ય થશે બહુ સઘળાં, પોતાની હિંમતથી સઘળાં. ।૮૭।

સ્વાર્થ અને કૂટિલતા કરતાં, જન કાયર થઈ જાય;
પ્રપંચમાં પડવાથી પછીથી, વિનાશની ગતિ થાય;
વિનાશની ગતિ થાય અવરથી, મુંઝાઇ મરતો મનમાં ડરથી.
જેશૅાંગ પસ્તાતો પછી મરતાં, સ્વાર્થ એને કૂટિલતા કરતાં.॥૮૮॥

કપટ અને કૂટિલતા જનને, અવળાં દોરી જાય;
હિતાહિત ને ન્યાયા ન્યાયની, શક્તિ સૌ બુઝવાય;
શક્તિ સૌ બુઝવાય મંનની, થાય ખરાબી તંન ધંનની;
જેશૅંગ મુકે માર્ગ વિઘનને, કપટ અને કૂટિલતા જનને. ॥ ૮૯ ॥

સરળ ચિત્તથી ઇશ્વર દત્તની, પ્રકૃતિ પ્રમાણે જંન;
નિ:સ્વારથથી ગાળે જીવન, તેને છે ધન ધંન;
તેને છે ધન ધંન ઘણીરે, શુદ્ધકૃતિ સૌ તેહ તણીરે;
જેશૅંગ લે લાગી સુભ લત્તની, સરળ ચિત્તથી ઇશ્વર દત્તની ॥૯૦॥

મનુષ્ય તણું જે કાર્ય ક્ષેત્ર તે, જોતાં જગત જણાય;
કર્મયોગ વિણ ઉપાય એમાં, મુક્તિનો ન ગણાય;
મુક્તિનો ન ગણાય કર્મવિણ, જ્ઞાન કર્મવિણ સદા તેજહિણ;
જેશૅંગ જણવે જીવન ચિત્ર તે, મનુષ્ય તણું જે કાર્ય ક્ષેત્ર તે. ॥૯૧॥

જન્મ મર્ણના હર્ષ શોકથી, હસે રડે જન જેહ;
માયાકેરા મોહ પાસથી, મુગ્ધ બને છે એહ;
મુગ્ધ બને છે એહ કહીએ, સુખ દુ:ખમાં બહુ લબ્ધ લહીએ;
જેશૅંગ દુર એ દેવ લોકથી, જન્મ મર્ણના હર્ષ શોકથી. ॥૯૨॥

મહાન પુરૂષના ભાવપ્રકૃતી, જે જનમાંહી જણાય;
મહાન પુરૂષનું તેજ તેહમાં, પ્રતક્ષરૂપ ગણાય;
પ્રતક્ષરૂપ ગણાય ગનીમત[1] મહંત એજ ગણીએ મૂર્તીમત્ત;
જેશૅંગ એ આપે સદ્ય સદ્ગતી, મહાનપુરૂષનાભાવ પ્રકૃતી. ॥૯૩॥

દૈવે અર્પ્યા સ્રીને સારા, ત્રણ પ્રકૃતી ધર્મ;
દેવ ઉપર દ્રઢ શ્રધા રાખી, કરવાં પવિત્ર કર્મ;
કરવાં પવિત્ર કર્મ પ્રીતથી, પતિપર રાખી પ્રેમ ચિત્તથી;
તો જેશૅંગ તે દેવી દારા, દૈવે અર્પ્યા સ્રીને સારા. ॥ ૯૪ ॥

અબળા પણ ઉત્તમ સદ્ગુણથી, કરતી સાહસિક કર્મ;
પુરૂષ થકી પણ અધિક પરાક્રમ, દરશાવે ધરી હામ;
દર્શાવે ધરી હામ હ્રદયમાં, પ્રકાશ પામે પૂર્ણ ઊદયમાં;
જેશૅંગ પૂજ્ય બને નિજગુણથી, અબળા પણ ઉત્તમ સદ્ગુણથી.૯૫

---

૧ પુરેપુરૂં, બહુ, ઘણું.

કામનિએ કઇક કૂળ વગોઠ્યાં, ચાલી ચાલ કુચાલ;
નીતીની કેળવણી વીના, બનીને બહુ નિર્માલ;
બનીને બહુ નિર્માલ ચતુરાં, એ કૂળ આણે જ્ઞાન અધૂરાં;
જેશૅંગ તન ધન લાજ ગુમાઠ્યાં, કામનિએ કઇક કૂળ વગોઠ્યાં.॥૯૬॥

નીતીની કેળવણી વીના, ભવિષ્ય ભલું નવ થાય;
મનશક્તી ખીલ્યા વિણ સારી, મન અવળું ચઢી જાય;
મન અવળું ચઢી જાય નિરંતર, અશુદ્ધભાવ ઉપજાવે અંતર;
જેશૅંગ કદી જીંદગી ઉર્ધ્વ વીના, નીતીની કેળવણી વીના. ॥૯૭॥

દેવ બધું કરવા સમરથ છે, સામું કોઈ ન થનાર;
દયા કરે કે ક્રોધ કરે તે, સરવે અંગીકાર;
સરવે અંગીકાર સમજવું, સુખ દુઃખમાં પણ તેને ભજવું;
જેશૅંગ પ્રભુ કૃત્ય પરમારથ છે, દેવ બધું કરવા સમરથ છે. ॥૯૮॥

બળવંતોને નિજબળ લીધે, પ્રભુપર નહિં વિશ્વાસ;
પણ નિર્બળ જનતો પ્રભુ ઉપર, રાખે છે બહુ આશ;
રાખે છે બહુ આશ અંતરે, રળતાં તેનાં દુઃખ હરિ સમરે;
જેશૅંગ ક્ષીણતા છે વિધવિધે, બળવંતોને નિજબળ લીધે. ॥૯૯॥

પાપીના સહવાસે કરીને, મતિ મલિન થઇ જાય;
પાપ કર્મ તે પાપ કર્મના, રૂપે નવ સમજાય;
રૂપે નવ સમજાય સંગથી, દોષીત મન છે દોષ રંગથી;
જેશંગ જન નવ ચાલે ડરીને, પાપીના સહવાસે કરીને. ॥૧૦૦॥

પરદુઃખ દેખી દિલ નવ દાઝે, તે છે નિર્દય જંન;
નીચ બુદ્ધી તેની નિરખીને, પ્રભુ નવ થાય પ્રસંન;
પ્રભુ નવ થાય પ્રસંન્ન પાપીને, ક્રોધ જણાવે કષ્ટ આપીને;
જેશૅંગ તેને શીર દુખ ગાજે, પરદુઃખ દેખી દિલ નવ દાઝે. ॥૧૦૧॥

કથીર થઇ સોનાની ગુર્જર, પડતાં ત્રણ દુકાળ;
છપન્નશી અઠાવનમાં તો, કરી દીધી કંગાળ;
કરી દીધી કંગાળ છચોકે, અન્ન વિના ગુર્જર તજી લોકે;
શૅંગ કીર્ત્તી કોઇની ન અંમર, કથીર થઇ સોનાની ગુર્જર.॥૧૦૨॥

મુલતવી રાખ્યાનાં ફળ માઠાં, સમો ગયે સમજાય;
આફત આવી પડે અંગપર, ત્યારે જન પસ્તાય;
ત્યારે જન પસ્તાય મંનમાં, તાલાવેલી થાય તંનમાં;
જેશૅંગ સુખ તજી દુઃખ બહુ દીઠાં, મુલતવી રાખ્યાનાં ફળમાઠાં.

કુદરતી જ્ઞાન વિના છે મિથ્યા, શાસ્ત્ર તણું સૌ જ્ઞાન;
હોય એકલું શાસ્ત્ર જ્ઞાન તો, ઉપજાવે અભિમાન;
ઉપજાવે અભિમાન ઉરમાં, દયાહિણ થઇ ખપે ક્રુરમાં;
જેશૅંગ સૌ વિદ્યા પણ વૃથા, કુદરતી જ્ઞાન વિના છે મિથ્યા.।૧૦૪।

સ્નેહ ભક્તિની શક્તિ અલૌકિક, જોઇ આનંદ ઊભરાય;
સ્નેહીની મુર્ત્તિ અંતરમાં, આબેહુબ ચિતરાય;
આબેહુબ ચિતરાય તે થકી, દીર્ઘ વિયોગે શકે પારખી;
જેશૅંગ એવી એ છે દૈવિક, સ્નેહભક્તિની શક્તિ અલૌકિક.।૧૦૫।

પાપ તણું પ્રાયશ્ચિત પસ્તાવો, કીધે કર્યું કહેવાય;
અગ્નિમાં બળી ભસ્મ થએ તો, આતમઘાતી ગણાય;
આતમઘાતી ગણાય અવશ્ય એ, ઉપાય યોજે મૂર્ખ મનુષ્ય એ;
જેશૅંગ દિન થઇ દયા બતાવો, પાપ તણું પ્રાયશ્ચિત પસ્તાવો.૧૦૬

મનુષ્ય આપના ઐશ્વર્ય મદથી, મદોન્મત્ત થઇ જાય;
ત્યારે તેને દૈવ તેજથી, કરતો ભ્રષ્ટ જણાય;
કરતો ભ્રષ્ટ જણાયજ તેને, સ્વરૂપ નિજ ઓળખવા એને;
જેશૅંગ પછડાતો નિજ પદથી, મનુષ્ય આપના ઐશ્વર્ય મદથી.૧૦૭

જ્ઞાનગ્રંથોથી ગુંથેલી આ, માળા ચંદ્રાવળ;
ભાવકરીને રટશે તેનું, બનશે મન કોમળ;
બનશે મન કોમળ બરાબર, શુદ્ધ નિતિ ચિતરાશે ચિતપર;
જેશૅંગ માળા અલબેલી આ, જ્ઞાનગ્રંથોથી ગુંથેલી આ. ॥૧૦૮॥

માળા ૧૪ મી સંપુરણ.



# માળા ૧૫ મી.

## ચંદ્રાવળાછંદ.

કુદરતની ગતિ આગળ કોઇનું, ચાલે નહિં કાંઇ જોર;
પુરૂષારથ બહુ કરે પુરૂષ પણ, ત્યાં આગળ કમજોર;
ત્યાં આગળ કમજોર જણાએ, હુંપદ મનમાં સર્વ હણાએ;
જેશંગ છે નહિં પદ મોટાઇનું, કુદરતની ગતિ આગળ કોઇનું. ॥૧॥

આ લોકે ઊફાંદ આચરી, જેણે ખોયા દામ,
નિર્ધન થઇ તે દુઃખ પામિયા, પામ્યા નહિં વિરામ,
પામ્યા નહિં વિરામ જરી એ, પસ્તાયા છે પેટ ભરી એ,
જેશંગ મુર્ખાઇ ખરી વાપરી, આલોકે ઊફાંદ આચરી. ॥૨॥

પરદારાની પ્રીત કરીને, ખોયો જેણે ભાર,
પછી કરે સુભ કૃત્ય ગમે તે, તોપણ તેહ ગમાર,
તોપણ તેહ ગમાર કહીએ, જનસંડળમાં લાયક નહિં એ,
જેશંગ હાર્યો જન્મ ધરીને, પરદારાની પ્રીત કરીને. ॥ ૩ ॥

એકવાર ચડતી છે જેની, તેની પડતી થાય,
કુદરતનો એ નિયમ કહીએ, જોતાં સત્ય જણાય;
જોતાં સત્ય જણાય સૃષ્ટીમાં, ઝળહળતો હિંદ જુઓ કષ્ટીમાં;
જેશંગ જાણો પડતી એની, એકવાર ચડતી છે જેની. ॥ ૪ ॥

અધરમની એવી છે રીતી, ચઢતાં ચઢશે પૂર;
તેમાં કઇક તણાયા જાયે, કઠણ હૃદયના ક્રૂર;
કઠણ હૃદયના ક્રૂર પાપમાં, રંક તણા રોળાઇ શાપમાં;
જેશઁગ બહુ બૂરી થઇ સ્થિતિ, અધરમની એવી છે રીતી. ॥૫॥

કુદરત જ્યારે કોપે ત્યારે, કોઇ નવ આવે કામ,
સગાં સબંધી સ્નેહી સર્વે, હારી બેસે હામ,
હારી બેસે હામ બિચારાં, વણ ઉપાયે થઇને ન્યારાં,
જેશઁગ શિરપર સંકટ ભારે, કુદરત જ્યારે કોપે ત્યારે. ॥ ૬ ॥

ભલાભલાનાં ઉતર્યાં પાણી, શંકટ પડતાં શીર,
ખશિયાણા થઇ ખુણે પેઠા, વડા વડા રણધીર,
વડા વડા રણધીર વિપતમાં, ફાવ્યા નહિં હંમેશ હિંમતમાં,
જેશઁગ પત સૌની પરખાણી, ભલાભલાનાં ઉતર્યાં પાણી. ॥૭॥

જે નિજ સદ્વર્ત્તનથી પ્રાણી, આત્મ તણું હિત થાય,
તે સદ્વર્ત્તનને સૂત્રોમાં, ઉત્તમ ધર્મ કથાય,
ઉત્તમ ધર્મ કથાય અધિક કહું, આ પરલોકે સુખ યશ છે બહુ,
જેશઁગ અંતે મુક્તી જાણી, જે નિજ સદ્વર્ત્તનથી પ્રાણી. ॥ ૮ ॥

મિત્ર દ્રોહીનું મુખ નવ જોવું, જોતાં પ્રાશ્ચિત થાય,
ઘાતિક જન એ ઘણા ગણાયે, અંતે નર્કે જાય,
અંતે નર્કે જાય જરૂર એ, બની બહુ કતઘ્ની ક્રૂર એ,
જેશઁગ એને શું હું વગોવું, મિત્ર દ્રોહીનું મુખ નવ જોવું. ॥૯॥

જે જેને મન ચાહે છે તે, દૂર છતાં છે પાસ,
કૈલાસે છે પણ હરિ જનની, આગળ છે અવિનાશ,
આગળછે અવિનાશ અહોનિશ, સ્નેહથકી ન્યારા નહિં, જગદીશ,
જેશઁગ દ્રષ્ટી આગળ છે તે, જે જેને મન ચાહે છે તે. ॥ ૧૦ ॥

જે જેને ઇચ્છે નહિં તે સહુ, પાસે છે પણ દૂર,
દમયંતીને વનમાં મુંકી, નાઠો નળ થઇ ક્રૂર,
નાઠો નળ થઈ ક્રૂર એ થકી, વપુથી અર્ધું વસ્ત્ર આંચકી,
જેશઁગ પાસે પણ છેટે કહું, જે જેને ઇચ્છે નહિં તે સહુ. ॥૧૧॥

જેના ઉરમાં ઇર્ષા ઝાઝી, તેનો વાંકો દીન,
અન્ય તણું એ અવળું ઇચ્છી, મનમાં થાએ લીન,
મનમાં થાએ લીન અભાગી, અન્યતણા સુખનો અનુરાગી.
જેશંગ દિલમાં દુભતો દાઝી, જેના ઉરમાં ઇર્ષા ઝાઝી. ॥ ૧૨ ॥

નીંચ તણી સંગત કરવાથી, જશ ઝાંખો થઇ જાય,
અંતર પણ એ કારણથી કહું, બહુધા ભ્રષ્ટ ભણાય,
બહુધા ભ્રષ્ટ ભણાય સંગથી, વાત ચિત્તના વળી પ્રસંગથી.
જેશંગ હાની બહુ બહુ આથી, નીંચતણી સંગત કરવાથી. ॥૧૩॥

ઉંચ મનુષ્યની સોબત કીધે; વધે ઘટે બહુ ભાર,
તે કરતાં સરખી સ્થિતિની, સોબતમાં છે સાર,
સોબતમાં છે સાર સદાએ, ભાર વકર સમતોલ વદાએ,
જેશંગ જશ અપજશ વિધવિધે, ઉંચમનુષ્યની સોબત કીધે. ।૧૪।

ધર્મ એજ જનનું જીવન છે, ધર્મ જગતનું નૂર,
ધર્મે વૃષ્ટી થાય સૃષ્ટીમાં, ધર્મે દુઃખ સૌ દૂર,
ધર્મે દુઃખ સૌ દૂર દેખીએ, ધર્મ પ્રાણની ઢાલ પેખીએ,
જેશંગ પ્રભુ એથી પરસન છે, ધર્મ એજ જગનું જીવન છે. ॥૧૫॥

ઊદ્યમ એજ મનુષ્યનું જીવન, જીવનનો એ રંગ.
જેણે એનો સંગ કર્યો તે, પામ્યા સુખ પરસંગ,
પામ્યા સુખ પરસંગ જોઇએ, દુઃખના દિન દેખે નવ કોઇએ,
જેશંગ સ્વર્ગ સમોવડ ભૂવન, ઊદ્યમ એજ મનુષ્યનું જીવન. ॥૧૬॥

અમલ અને વડપણમાં કહીએ, સમજો નહિં બહુ સુખ;
અધિક મનુષ્યના પ્રસંગથી નવ, રીઝે સૌનાં મૂખ,
રીઝે સૌનાં મૂખ નવ જેથી, શત્રુ થઇ નડતા જન એથી,
જેશંગ સુખ સ્વપ્ને નવ વહીએ, અમલ અને વડપણમાં કહીએ.૧૭

સુખ દુઃખના જે ચઢે ઉભરા, તે કાયમ નવ જાણ,
વખત વિતતાં ક્રમે કરીને, થશે શાંત નિરવાણ,
થશે શાંત નિરવાણ જાણજે, મૂળસ્વરૂપે પછી પિછાણજે.
હર્ષ શોકના વહે એ ઝરા, સુખ દુઃખના જે ચઢે ઉભરા. ॥૧૮॥

ડાપણનો ભંડાર સામટો, જનમાં નહિં ભરાય,
કાર્ય કર્યાના પ્રસંગ પ્રમાણે, અનુભવ જનને થાય,
અનુભવ જનને થાય જેટલો, ભરાય છે ભંડાર તેટલો,
જેશંગ જાણો પંથ દુર્ઘટો, ડાપણનો ભંડાર સામટો. ॥ ૧૯ ॥

દુઃખના દિન સૌ કાળ કઢાવે, આશા આપી મંન,
આશા જો નવ હોય મનુષ્યને, તો નવ ટકે જીવંન,
તો નવ ટકે જીવંન જાણજો, સુખનું મુળ એ ઊર આણજો.
જેશંગ દુઃખ સૌ દૂર હઠાવે, દુઃખના દિન સૌ કાળ કઢાવે. ॥ ૨૦ ॥

કાચો ઘટ જળમાં જે રીતે, પળપળ ક્ષિણ થઇ જાય,
પણ નજરે નવ દેખાતાં એ, અંતે નાશ જણાય;
અંતે નાશ જણાય એહુનો, એ રીતે છે નાશ દેહુનો,
જેશંગ દેહ ઘટે નિત્ય નિત્યે, કાચો ઘટ જળમાં જે રીતે. ॥ ૨૧ ॥

વેર કરી ગાફલ નવ થાઓ, ક્રોધી શત્રુ સાથ;
ક્રોધ થકી ધખધખતો શત્રુ, કરશે અતિ ઉત્પાત;
કરશે અતિ ઉત્પાત કોપથી, ચુંથી નાંખશે જરૂર ચોંપથી,
માટે જેશંગ જો હિત ચાહો, વેર કરી ગાફલ નવ થાઓ. ॥૨૨॥

સંપત્તી મેળવવા સારૂ, કરજો પરોપકાર,
પરોપકાર કર્યા વિણ કદીએ, મળે ન એહ લગાર,
મળે ન એહ લગાર કોઇને, વકદ્રષ્ટીથી પ્રેમ ખોઇને,
જેશંગ ઊર નવ કરો અકારૂ, સંપત્તી મેળવવા સારૂ. ॥ ૨૩ ॥

પ્રીતી કર પાડોશી ઉપર, પોતાની પરમાણ,
તો તેથી તુજને કોઈ વાતે, થશે નહીં કાંઇ હાણ,
થશે નહીં કાંઇ હાણ ધર્મમાં, દેખાશે નહિં દોષ કર્મમાં,
જેશંગ ગણીએ ગુણ ધુરંધર, પ્રીતી કર પાડોશી ઉપર. ॥ ૨૪ ॥

સુંદર છે જોબનની સુરખી, જોતાં ઉપજે મોહ,
ભલાભલા એથી ભરમાણા, જેમ ચમકથી લોહ,
જેમ ચમકથી લોહ તણાએ, જોબનથી જન એમ જણાએ;
જેશંગ જોજો નયણે નીરખી, સુંદર છે જોબનની સુરખી, ॥૨૫॥

હોય ઉલટ જો અંગે અતિશય, તો સાધન સૌ સ્હેલ;
સાધનથી સૌ કાર્ય સરે છે, કાર્ય સરે સુખરેલ,
કાર્ય સરે સુખરેલ સમજવી, સુખે સ્વર્ગ સામગરી સજવી,
જેશંગ એમાંછે નહિં વિસ્મય, હોય ઊલટ જો અંગે અતિશય.૨૬

બાપ મરે ને બેટો ખાએ, એ જેવી છે રીત,
એવી રીતી છે અધરમની, સૌને નડે ખચીત,
સૌને નડે ખચીત જાણવી, શંકા ઉરમાં કાંઇ ન આણવી,
જેશંગ એ અધરમ વરતાએ, બાપ મરે ને બેટો ખાએ. ॥૨૭॥

દુર્બળને મન દુગ્ધા ઝાઝી, સાચવવી સૌ રીત,
જન મન ને ધન મેળવવામાં, ખરચે તન મન નિત્ય,
ખરચે તન મન નિત્ય બિચારો, સુખવૈભવથી થઇને ન્યારો,
જેશંગ વટને બેસે બાઝી, દુર્બળને મન દુગ્ધા ઝાઝી. ॥ ૨૮ ॥

પ્રીત પરાણે કરી હોય તે, ટકે ન ઝાઝા દીન;
મનની મિશ્રણતા વિણ કહીએ, બને ન મન તલ્લીન,
બને ન મન તલ્લીન તેમનાં, બંધન ત્યાં શાં હોય પ્રેમનાં,
જેશંગ દિન ઝાઝા નવ વીતે, હોય પરાણે પ્રીત કરી તે. ॥૨૯॥

જર લોભી ભુખ્યા નહિં જશના, ભુખ્યા જરના જાણ;
માન તજી અપમાન સહે પણ, સહે ન જરની હાણ;
સહે ન જરની હાણ જરી એ, ખાય ખાસડાં પેટભરી એ;
જેશંગ જરવિણ બળે ધવશના, જરલોભી ભુખ્યાનહિં જશના.૩૦

કાયરતાથી કરે દાંતીયાં, તેનો કેડો મુક;
અભિમાને એ માફ ન માગે, સમજો ઉર અચૂક;
સમજો ઉર અચૂક સજ્જનો, વરતે છે એ રિતે દુર્જનો;
જેશંગ અંતે થઇ અંતીયાં, કાયરતાથી કરે દાંતીયાં. ॥ ૩૧ ॥

ફુલણજી થઇ ફરે ફાંકડા, તેને મન શી લાજ;
લાજ હોય તો કરે ન એવાં, ફોકટ ફૂલ્યાં કાજ:
ફોકટ ફૂલ્યાં કાજ કહીએ, દામતણા દુશ્મન એ વદીએ,
જેશંગ અંતે બને રાંકડા, ફુલણજી થઇ ફરે ફાંકડા ॥ ૩૨ ॥

નિજ કુટુંબના પોષણ સારૂ, કરે ન જે કદિ યત્ન;
તે જન હોય ઘણો ગુણિયલ પણ, મિથ્યા સર્વ પ્રયત્ન;
મિથ્યા સર્વ પ્રયત્ન માનજો, જીવતાં પણ એ મુઓ જાણજો;
જેશંગ જગમાં જીવન વિસારૂ, નિજકુટુંબના પોષણ સારૂ. ।૩૩।

ભાગ્યોદયની એ નીશાની, ઉદ્યમ ઉપર પ્રીત;
આળસ ને પરનિંદા માંહે, ચોંટે નહિં કદી ચિત્ત;
ચોંટે નહિં કદિ ચિત્ત જેહનું, ધરે ન ઉર અભિમાન દેહનું;
જેશંગ જેહ સદા નિર્માની, ભાગ્યોદયની એ નીશાની. ॥ ૩૪ ॥

દુર્જન તજવા યોગ્ય ગણાતો, હોય ભલે વિદ્વાન;
તોપણ તેનો સંગ ન કરવો, સંગ કર્યે લે જાન;
સંગ કર્યે લે જાન જરૂર એ, ઉરમાં દયા ન ધરે ક્રુર એ;
જેશંગ મણિધરતુલ્ય મનાતો, દુર્જન તજવાયોગ્ય ગણાતો. ॥૩૫॥

મુખપર બોલે મીઠું મીઠું, પછવાડે દે ગાળ;
એવા દુષ્ટ મનુષ્યની મૈત્રી, કરતાં તું સંભાળ;
કરતાં તું સંભાળ રાખજે, મુખ મીઠું માંહીં ઝેર દાખજે;
જેશંગ એ અવગુણભર્યું દીઠું, મુખપર બોલે મીઠું મીઠું. ॥૩૬॥

નીંચ તણો વિશ્વાસ ન કરવો. જણવે તોપણ સ્નેહ;
કામ સર્યું કે તર્ત તમોને, છેતરી દેશે છેહ;
છેતરી દેશે છેહ ભરૂંસે, પછી કદી સામુ નહિં જોશે;
જેશંગ એ જનને પરહરવો, નિંચતણો વિશ્વાસ ન કરવો. ।૩૭।

દુર્જનનાં લક્ષણ સૌ વાંકાં, સિદ્ધાં કાંઇ ન જણાય;
કથેરના કાંટાની પેઠે, ઊલટાં સૌ સમજાય;
ઊલટાં સૌ સમજાય ભાઇ એ, વદે કાંઇ ને કરે કાંઇ એ;
જેશંગ ફોકટ દે બહુ ફાંકાં, દુર્જનનાં લક્ષણ સૌ વાંકાં. ॥૩૮॥

ક્રોધી જનની ઝાંઝ આકળી, ક્રોધે બ્હેકી જાય;
તપ્ત થએલું તેલ ઉકળી, જે રીતે ઉભરાય;
જે રીતે ઉભરાય પાત્રમાં, જણાય એ રીત ક્રોધી માત્રમાં;
જેશંગ વાત વદે બહુ ઉછળી, ક્રોધીજનની ઝાંઝ આકળી. ॥૩૯॥

હસતાં વેણ વદે સતવાદી, તે પત્થરપર લેખ;
થાય ન મિથ્યા કોઇ દિન એ, તેમાંથી કદી રેખ;
તેમાંથી કદી રેખ બરાબર, વદયાં વેણ પાળે સૌ સત્વર;
જેશંગ મનથી રહી મરજાદી, હસતાં વેણ વદે સતવાદી. ॥ ૪૦ ॥

જુઠા જન સોગન લઇ બોલે, પણ તે પળે ન કાંઇ;
લેખ લખેલા જળમાં જેવા, લખતાં જાય ભુંસાઇ;
લખતાં જાય ભુંસાઇ જે રીતે, જુઠાની વાણી તે રીતે;
જેશંગ ખતવે પાને પોલે, જુઠાજન સોગન લઇ બોલે. ॥ ૪૧॥

હસતું મુખ હમેશાં જેનું, હૃદય દયાળુ હોય;
વાણી તો અમ્રતસમ મીઠી, કદી ન કડવી જોય;
કદી ન કડવી જોય લગારે, ધર્મક્રીયાપર અર્થ ધારે;
જેશંગ વંદન કરીએ એનું, હસતું મુખ હમેશાં જેનું. ॥ ૪૨ ॥

મન વાણી ને ક્રીયા બરોબર, એક રૂપ દેખાય;
એ જનને જઇએ બલિહારી, જોતાં ઉર હરખાય;
જોતાં ઉર હરખાય પ્રીતથી, સતવાદીની સત્ય રીતથી:
જેશંગ એ જન છે સર્વોપર, મન વાણી ને ક્રીયા બરોબર. ॥૪૩॥

ઉરમાં હોય ઉમળકો જેવો, તેવો સરશે અર્થ;
ભાવવિનાનાં મીઠાં ભોજન, ખાઇએ તોપણ વ્યર્થ:
ખાઇએ તોપણ વ્યર્થ સમજવાં, કોડવિનાનાનાં કાર્યો તજવાં;
જેશંગ અર્થ સરે સૌ એવો, ઉરમાં હોય ઉમળકો જેવો. ॥ ૪૪ ॥

કુટુંબમાં જો કલેશ ઉપજે, તો માણસ મુંઝાય;
પોતાની પાંખો તૂટયાથી, નિર્બળ બહુ બની જાય;
નિર્બળ બહુ બની જાય બિચારો, સૂઝે નહિં પછી એકે આરો;
જેશંગ અંતે હાણ નીપજે, કુટુંબમાં જો કલેશ ઉપજે. ॥ ૪૫ ॥

ઘરમાં નારી હોય નઠારી, તો ઘર નર્ક સ્થાન;
અહોનીશ ઉપાધી અણહદ, ઘટે મરદનું માન;
ઘટે મરદનું માન અતિશય, સમજો નહિં કાંઇ એમાં શંશય;
જેશંગ જીંદગી જાયે હારી, ઘરમાં નારી હોય નઠારી. ॥૪૬॥

અણધાર્યાં દુ:ખ એવાં આવે, દેખી દિલ છળી જાય;
તોપણ તે સૌ સહન કરે એ, મોટો મર્દ ગણાય;
મોટો મર્દ ગણાય ઘણો એ, જશવંતી જીંદગીજ તણો એ;
જેશંગ દ્રઢતા ખૂબ બતાવે, અણધાર્યાં દુ:ખ એવાં આવે. ॥૪૭॥

હોય ઘણો કાબેલ પુરૂષ પણ, વખતે ઠોકર ખાય;
આળસ કે અભિમાન તણું એ, જોતાં ફળ સમજાય;
જોતાં ફળ સમજાય જાણજો, ઊરમાં શંકા કાંઇ ન આણજો;
જેશંગ જરૂર નડે સૌ અવગુણ, હોય ઘણો કાબેલ પુરૂષ પણ ॥૪૮॥

દુનિઆંમાં રાખીને દ્રઢતા, ચાલે તો સુખ થાય;
દ્રઢતા વિણ ફળ કાંઇ મળે નહિં, આવેલું વહીં જાય;
આવેલું વહીં જાય અવશ્ય એ, તર્ત પડે જડને પરવશ્ય એ;
જેશંગ સુખ સીડીપર ચઢતા, દુનિઆંમાં રાખીને દ્રઢતા. ॥૪૯॥

ઘરમાં હોય ઘણાં માણસ પણ, એમાં કરમી એક;
એના પરતાપે સૌ ઘરનાં, પામે સૂખ અનેક,
પામે સૂખ અનેક રીતથી, ભર્યો રહે ભંડાર વિત્તથી;
જેશંગ એક નશીબની થાપણ, ઘરમાંહોય ઘણાં માણસ પણ.૫૦.

સૃષ્ટીમાં સ્ત્રી શ્રેષ્ટ સખા છે, પુરૂષને પરમાણ;
લોક વ્યવહાર તણાં કામોમાં, સદા સહાયક જાણ;
સદા સહાયક જાણ એહને, સદ્ગુણવંતી હોય તેહને;
જેશંગ ઘરની સરસ રખા છે, સૃષ્ટીમાં સ્ત્રી શ્રેષ્ટ સખા છે. ॥ ૫૧ ॥

સદ્ગુણી શ્યામા શ્રેષ્ટ સદન છે, સદન ન જાણ સદન;
સુંદીર મંદીર સુંદરી વિણનું, સમજો ઉજડ વંન;
સમજો ઉજડ વંન સરીખું, લાગે મનને રસહિણ ફીકું;
જેશંગ મહ સુખ એ આધીન છે, સદ્ગુણી શ્યામા શ્રેષ્ટ સદન છે.૫૨.

સાચાને સગી માએ માર્યો, એવો આ કળિકાળ;
દાવ પેચવાળી થઈ દુનિઆં, રાખો બહુ સંભાળ;
રાખો બહુ સંભાળ જગતમાં, નહિતો અટવાશો આફતમાં;
જેશંગ યુગ એવો વરતાયો, સાચાને સગી માએ માર્યો. ॥ ૫૩ ॥

કાણાને કાણો કહીએ તો, રાખે મનમાં રોષ;
પણ પૂછો શાથી ગઇ આંખો, તો ગણશે નહિં દોષ;
તો ગણશે નહિં દોષ લગારે, ધીમે રહી સૌ વાત ઉચારે;
જેશંગ દુ:ખ ઉદ્ભત થઇએ તો, કાણાને કાણો કહીએ તો. ॥ ૫૪ ॥

ઉદ્યમને અંગે ધન રળવું, સમજો એ સૌ સ્હેલ;
માખણને તાવી ઘી કરવું, એમાં શું મુશ્કેલ;
એમાં શું મુશ્કેલ કામ છે, સાધન એ સઘ દામ છે;
જેશંગ સાધનથી સૌ મળવું, ઉદ્યમને અંગે ધન રળવું. ॥૫૫॥

સંકટનો સંદેશો ગણજે, દેખી વિપરીત કાળ;
ભવિષ્ય તણાં એ ભુંડાં ચિન્હો, સમજીને તું ચાલ;
સમજીને તું ચાલ દિલમાં, રહીશ નહિં પછી કદી ઢીલમાં;
જેશંગ અનુકુળ રસ્તો લેજે, સંકટનો સંદેશો ગણજે. ॥ ૫૬ ॥

દુખિઆરી દુનિઆં સૌ દેખું, સુખિઆ છે કોઈ સંત;
માયાની નચવી સૌ દુનિઆં, અજ્ઞાને નાચંત;
અજ્ઞાને નાચંત અહોનિશ, ઓળખતી નહિં જગમાં જગદીશ;
જેશંગ સુખિઆ સંતો લેખું, દુખિઆરી દુનિઆં સૌ દેખું. ।૫૭।

ઓછી વૃષ્ટી છે અધરમથી, જુઓ અનુંભવી આપ;
કોપી ઉઠે કુદરત ત્યારે, જ્યારે પ્રગટે પાપ;
જ્યારે પ્રગટે પાપ સર્વનાં, ત્યારે ડુબે વ્હાણ ગર્વનાં;
જેશંગ પાપ ફળે ચોગમથી, ઓછી વૃષ્ટી છે અધરમથી. ॥૫૮॥

પૂરણ જ્યારે પાપ પ્રગટશે, ત્યારે રૂઠે રામ;
ત્યાં સુધી મન માને તેવાં, કરજો કૂડાં કામ;
કરજો કૂડાં કામ છકીને, પાછળથી પડશો પટકીને;
જેશંગ સુખ સાધન સૌ ઘટશે, પૂરણ જ્યારે પાપ પ્રગટશે. ॥૫૯॥

પ્રભુતા પ્રભુની સૌથી મોટી, એવી અવર ન જાણ;
પળમાં ધારે તો એ પૃથ્વી, નષ્ટ કરે નિરવાણ;
નષ્ટ કરે નિરવાણ સમજજે, એવું સમજી પ્રભુને ભજજે;
જેશંગ જનની શક્તિ છોટી, પ્રભુતા પ્રભુની સૌથી મોટી. ॥૬૦॥

અડસઠ તીરથ છે આ અંગે, જો હોય પૂરણ જ્ઞાન;
જ્ઞાન વિના ગંગામાં નાહ્યે, સુધરશે નહિં સાન;
સુધરશે નહિં સાન લગારે, રીઝે મૂરખ એ ઉપચારે;
જેશંગ જ્ઞાન મહો ઉમંગે, અડસઠ તીરથ છે આ અંગે. ॥૬૧॥

ચડતી પડતી કળા કર્મથી, જગમાં જનની થાય;
કોટ ચણે છે તે જન જુઓ, નિત્ય નિત્ય ચઢતો જાય;
નિત્ય નિત્ય ચઢતો જાય એ ઊંચો, કુવો ખણે તે ઉતરે નીંચો;
જેશંગ સમજો સાર મર્મથી, ચડતી પડતી કળા કર્મથી. ॥૬૨॥

નિજ અવગુણથી નષ્ટ થવાતું, દૈવ તણો શો દોષ;
દૈવ ઉપર સમજ્યા વિણ મનમાં, રાખે મૂરખ રોષ;
રાખે મૂરખ રોષ બિચારો, નિકળતો નહિં દુઃખથી બારો;
જેશંગ ગુણ સમઝતિમાં જવાતું, નિજ અવગુણથીનષ્ટ થવાતું. ૬૩

સુખ દુઃખ છે દાવાદળ સરખું, ટકે ન ઝાઝી વાર;
સ્થિરપણે એ રહે ન કદીએ, આવ્યું એમ જનાર;
આવ્યું એમ જનાર અચાનક, જોઇને ચિતમાં લાગે ચાનક;
જેશંગ જગરચના એ નિરખું, સુખ દુઃખછે દાવાદળ સરખું. ।૬૪।

મોંઘી વસ્તુ માથા સાટે, મળે મનુષ્યને આંહીં;
મરજીવા મોતીને માટે, પડતા સાગર માંહીં;
પડતા સાગર માંહીં લાલચે, પૂન્ય હોય તો પછી તે બચે;
જેશંગ મળે ન વાટેઘાટે, મોંઘી વસ્તુ માથા સાટે. ॥ ૬૫ ॥

સુખ દુઃખ વળગ્યાં શરીર સંગાથે, જન્મ્યાં તેની સાથ;
કૃત્ય તણા પરિબળ પરમાણે, કરતાં એ સંગાથ;
કરતાં એ સંગાથ મનુષ્યનો, દોષ ભલે દે કોઇ અદ્રશ્યનો;
જેશંગ સુખ દુઃખ ખિલવ્યાં હાથે, સુખદુઃખવળગ્યાંશરીર સંગાથે ૬૬

કાળ અચાનક આવી અડશે, થાભે નહિં પળવાર;
લાજ શરમ લેખે નહિં કોઇની એ શૂરો સરદાર;
એ શૂરો સરદાર સર્વમાં, ગણે ન વાંધો વાર પર્વમાં;
જેશંગ જોઇને તું તરફડશે, કાળ અચાનક આવી અડશે. ૬૭

મરણ તણો ભય સૌથી મોટો, કાં રાજા કાં રંક;
ડંડ ફરે દુનિઆંમાં એનો, વાળ્યો આડો આંક;
વાળ્યો આડો આંક અતીશે, સુણતાં જન ધ્રુજે મન વિશે;
જેશંગ જબરો જમનો ચોટો, મરણ તણો ભય સૌથી મોટો ॥૬૮॥

નશીબ ફળે બુદ્ધિ પરમાણે, ઓછું વધતું દેખ;
ખોદનાર લે પા રૂપૈઓ, માપનાર લે એક;
માપનાર લે એક માપીને, કલાર્ક લે બે માપ છાપીને;
જેશંગ બુદ્ધિ કદર પીછાણે, નશીબ ફળે બુદ્ધિ પરમાણે. ॥૬૯॥

ભુલ્યા ત્યાંથી ફરી કરો તો, કારજ સર્વ સધાય;
હિંમત હોયો હૈયામાં તો, મળે દૈવની સ્હાય;
મળે દૈવની સ્હાય અચાનક, આવે છે જ્યારે અધરી તક;
જેશંગ જસની આશ ધરો તો, ભુલ્યા ત્યાંથી ફરી કરો તો. ॥૭૦॥

સ્વલ્પ દાન દઇને પોતે, માનો મેરૂસમાન;
પછી કહો કયમ મને મળ્યું નહિ, સ્વર્ગ તણું વૈમાન;
સ્વર્ગ તણું વૈમાન ધર્મનું, ફળ મારૂં ક્યાં ગયું ર્ક્મનું;
જેશંગ પેની મોરજ ગોતે ?, સ્વલ્પ દાન દઇને પોતે. ॥ ૭૧ ॥

ભવિષ્ય બધું અનુભવીને ભાસે, અનુભવ કરતાં ઊર;
અગમ તણી સૌ વાત એહને, દ્રષ્ટીથી નહિં દૂર;
દ્રષ્ટીથી નહિં દૂર જરાએ, જાણીલે એ તર્ત ત્વરાએ;
જેશંગ સુખદુઃખ સૌ સમજાશે, ભવિષ્ય બધું અનુભવીને ભાસે.

કુદરત જ્યારે કોપે ત્યારે, રીઝે નહિં ઝટવાર;
મનુષ્ય તણાં કૃત્ય સુધરે ત્યારે, રીઝે વિશ્વાધાર;
રીઝે વિશ્વાધાર પ્રજાપર, ખેંચી લેઇ પોતાનું ખપ્પર:
જેશંગ દુનિઆં દુઃખથી હારે, કુદરત જ્યારે કોપે ત્યારે. ॥૭૩॥

નબળાને પાડોશે વસતાં, સજ્જનને નહિં સૂખ;
કાંઇ કાંઇને કાંઇ ઉપાધી, આપીને દે દુઃખ;
આપીને દે દુઃખ દુષ્ટ એ, બનતો વળતી હૃદય પુષ્ટ એ;
જેશંગ સૌ ફંદામાં ફસતાં, નબળાને પાડોશે વસતાં. ॥૭૪॥

કર્મ તણી વાંકી રેખાએ, મળે દુષ્ટ પાડોશ;
શાંતપણાથી સદા ચાલીએ, તોપણ તે દે દોષ;
તોપણ તે દે દોષ નકામો, કરીને પોતે અવળાં કામો;
જેશંગ આવું દુઃખ દેખાએ, કર્મતણી વાંકી રેખાએ. ॥ ૭૫ ॥

દેખાડે સુભ ડોળ ઠગારા, જગને ઠગવા કાજ;
પણ તેને પારખતા પૂરણ, પૂરણ અક્કલબાજ;
પૂરણ અક્કલબાજ વિચારી, ઠગની સમજે રીત ઠગારી;
જેશંગ ઠગના જુઠ્ઠ ઝગારા, દેખાડે સુભ ડોળ ઠગારા. ॥ ૭૬ ॥

લલચાવે ઠગનાં સૌ લક્ષણ, લાલચ આપી મંન;
પ્રભાતનું મેઘાડંબર જયમ, રીઝવે મૂરખ જંન;
રીઝવે મૂરખજંન મંનમાં, દેખાડી વાદળ ગગનમાં;
જેશંગ એ જાણો અપલક્ષણ, લલચાવે ઠગનાં સૌ લક્ષણ. ॥૭૭॥

સ્વપ્ન તુલ્ય અંસાર સકળ છે, મિથ્યા મન આભાસ;
વહિજાતાં કાંઇ વાર ન લાગે, કરજો મનમાં કયાસ;
કરજો મનમાં કયાસ બરાબર, અવનીમાં કોઇ રહ્યું ન અમ્મર;
જેશંગ જગની લિલા અકળ છે, સ્વપ્ન તુલ્ય સંસાર સકળ છે. ૭૮

સૌની સાથે સરખા રહીએ, એ છે મોટો ધર્મ;
કપટી સાથે કપટપણાથી, રહિએ રાખી મર્મ;
રહિએ રાખી મર્મ કર્મથી, સુદ્ધ મનુષ્ય શું શુદ્ધ ધર્મથી;
તો જેશંગ સુખીયા અહિં થઇએ, સૌની સાથે સરખા રહિએ ।૭૯।

પોતાની આવક જાવકથી, ઘરનાં હોય અજાણ;
તો તે નાવ નભે નહિં સારૂં, ઘરમાં હોયે હાણ;
ઘરમાં હોયે હાણ દામની, ચિવટ ધરે નહિં કોઇ કામની;
જેશંગ એ ફળ અણવાકફથી, પોતાની આવક જાવકથી. ॥ ૮૦ ॥

કાળરૂપી પડદાની પુઠે, ખેલે કર્મ અપાર;
જીવ બિચારો કાંઇ નવ જાણે, જાણે ખેલણહાર;
જાણે ખેલણહાર ગુપ્ત રહી, પડદા પડતાં જુએ જીવ અહિ
જેશંગ અણછતું તુતક ઉઠે, કાળરૂપી પડદાની પુઠે. ॥ ૮૧ ॥

જગકર્ત્તા જુએ છે સરવે, શું તું સમજે દુષ્ટ;
પળપળ પાપ કરીને પાપી, બનતો બહુ બહુ પુષ્ટ;
બનતો બહુ બહુ પુષ્ટ શરીરે, પણ જોજે તું ધીરે ધીરે;
જેશંગ અંતે પાપજ હરવે, જગકર્ત્તા જુએ છે સરવે. ॥૮૨॥

જોબનની જુઠ્ઠી છે ઝળકી, ટકે ન ઝાઝી વાર;
ઝાકળ જળ પળમાં વહિજાએ, એવી એહ વિચાર;
એવી એહ વિચાર ઉરમાં, અંજાઇશ નહિં કદી નૂરમાં;
જેશંગ જેવી વિજળી ચળકી, જોબનની જુઠ્ઠી છે ઝળકી. ૮૩

બને બાયલા હિંમત હારી, દેખી દુશ્મન દુઃખ;
તે જન કેમ કરીને પામે, પાછળથી પછી સૂખ;
પાછળથી પછી સૂખ શાંતિનું, ભોગવશે ભવ દુઃખ ભ્રાંતિનું;
જેશંગ નર નહિં પણ એનારી, બને બાયલા હિંમત હારી. ૮૪

સગાં સંબંધી સુખ શાંતિમાં, જો પોતાનાં હોય;
તો જીવતર જીવવુ અહિં સારૂ, ઇચ્છે છે સૌ કોય;
ઇચ્છે છે સૌ કોય સૃષ્ટીમાં, નહિં તો મરવું ઠીક કષ્ટીમાં;
જેશંગ ભમે ન જીવ ભ્રાંતિમાં, સગાં સંબંધી સુખ શાંતિમાં ॥૮૫॥

સૌ સ્હાણાનો છે સરખો મત, અબળ સબળ નવ થાય;
ડાહયા જનમાં એ ડા'પણ સૌ, ઇશ્વર દત્ત દેખાય;
ઇશ્વર દત્ત દેખાય દ્રષ્ટીમાં, સદ બુદ્ધિથી જુઓ સૃષ્ટીમાં;
જેશંગ એ ડા'પણ ઇશ્વર દત્ત, સૌ સ્હાણાનો છે સરખોમત. ॥૮૬॥

બુદ્ધીની શક્તિ પરમાણે, મનુષ્ય તણી મતિ ફેર;
જે મંડળની રચના એવી, ત્યાં ચાલે અંધેર;
ત્યાં ચાલે અંધેર અતીશય, ભિન ભિન મત દિસે દુઃખદાયક;
જેશંગ સુખ દુઃખ સરવે માણે, બુદ્ધીની શક્તિ પરમાણે. ॥૮૭॥

સુકૃત્ય કે દુષ્કૃત ચરચાતાં, જગમાં જેનાં જાણ;
તે તેનાં કૃત્ય પકવ થયાનું, આપેછે એંધાણ;
આપેછે એંધાણ જણાતું, પકવ પદારથ ઊભરો ખાતુ;
જેશંગ છેવટ પદ પર ચઢતાં, સુકૃત કે દુષ્કૃત ચરચાતાં. ॥૮૮॥

કામ હોય તો સ્વભાવ સુધરે, દિલપણ ખુશ દેખાય;
કામ વિનાનો સ્વભાવ સ્હેજે, આળસથી ચીડાય;
આળસથી ચીડાય મનુષ્યનો, ક્ષય પણ એથી છે આયુષ્યનો;
જેશૅંગ કામ વિનાજન ઝૂરે, કામ હોયતો સ્વભાવ સુધરે. ॥૮૯॥

પાપી જનને જાણુ આળસુ, એ વિણ અવર ન કોઇ;
આળસને અંગે વળગેલા, અગણિત દોષો જોઇ;
અગણિત દોષો જોઇ દેહમાં, નિતિ ધર્મ નવ હોય એહમાં;
જેશૅંગ ધંધે ધર્મ ભાળશું, પાપી જનને જાણુ આળસુ. ॥૯૦॥

નોકર નિમકહલાલ તણી જે, વૃદ્ધ વયમાં સંભાળ;
રાખે નહિં તે શેઠ શઠ છે, તેનું મોઢું બાળ;
તેનું મોઢું બાળ કહું છું, નિવાસ તેનો નર્ક ચહું છું;
જેશૅંગ કડુવા નરૂ ધણીજે, નોકર નિમકહલાલ તણીજે. ॥૯૧॥

કાળ અને જીંદગી બે સાથે, હરદમ હાલ્યાં જાય;
ધીમે ધીમે જીંદગીમાં બહુ, જોતાં ફેર જણાય;
જોતાં ફેર જણાય સ્વરૂપમાં, બાળ જોબનને વૃદ્ધ રૂપમાં;
જેશૅંગ અંતે રહે ન હાથે, કાળ અને જીંદગી બે સાથે. ॥૯૨॥

પૈસો એજ પ્રબળ બળ જાણો, જગત બધું જે વશ;
શેઠ શાહ સોદાગર ચાકર, વીર ફકીર અવશ્ય;
વીર ફકીર અવશ્ય વશછે, જેનો જન મંડળમાં જશછે;
જેશૅંગ પૂર્ણ પ્રીતીથી પિછાણો, પૈસો એજ પ્રબળ જાણો. ॥૯૩॥

ધરણીમાં ધીરજનું ધન છે, ધીરજ વિણ નહિં ધંન;
ધીરજથી તન મન ધન મળતાં, ટળતાં સર્વ વિધંન;
ટળતાં સર્વ વિધંન મનુષ્યનાં, ભોગવતાં ફળ દિર્ઘાયુષ્યનાં;
જેશૅંગ ધીરજ સ્વર્ગ સદન છે, ધરણીમાં ધીરજનું ધનછે. ॥૯૪॥

સદ્‌ગુણી સ્ત્રી હીરા સરખીછે, ઝળકતી જયોત સમાન;
પતી રૂપિ કીસબી કારીગર, હાથે દે દીપ્યમાન;
હાથે દે દીપ્યમાન દીસતી, સદ્‌ગુણ ઓપે અધિક ઓપતી;
જેશૅંગ દેવી પદ પરખી છે, સદ્‌ગુણી સ્ત્રી હીરા સરખીછે. ॥૯૫॥

પ્રેમ પૂરણ બળવાન અરી છે, લલચાવે મન પ્રેમ;
પ્રેમ પાસમાં જેહ પડતે, રહે ન કૂશળ ક્ષેમ;
રહે ન કૂશળ ક્ષેમ કદીએ, કાળો નાગ સમ પ્રેમ વદીએ;
જેશંગ ફાંસી પ્રેમ ખરી છે, પ્રેમ પૂરણ બળવાન અરી છે. ॥૯૬॥

જેને લાત નશીબ મારે છે, તેને સૌ દે લાત;
સદાતણાં સહુવાસી જનથી, ગુજરે જુલમ અઘાત;
ગુજરે જુલમ અઘાત એહુપર, નશીબ દેવીનું રૂઠે ખપ્પર;
જેશંગ જીંદગી જન હારે છે, જેને લાત નશીબ મારે છે. ॥ ૯૭ ॥

કુભારજા કાળી વિષધરી છે, દેતી સૌને ડંખ;
પોતાના પાળક પતિનો પણ, હરતી પ્રાણ નિશંક;
હરતી પ્રાણ નિશંક ડંખ દેઇ, ગતભવની જાણે વેરણ થઇ;
જેશંગ જગ આખાની અરી છે, કુભારજા કાળી વિષધરી છે. ॥૯૮॥

કામિનિની એ રીત કુદરતી, ધરતાં ઢોંગ ન વાર;
જુઠ્ઠા વેષ જરૂર જુવતીની જીંદગીનો વેપાર;
જીંદગીનો વેપાર જણાતો, દિનદિન પ્રત્યે પ્રબળ ગણાતો;
જેશંગ છળ કરી સૌને છળતી, કામિનિની એ રીત કુદરતી. ॥૯૯॥

ભેદ ભરેલી ભાર્યા ભાળી, ઊપજે ઊરમાં ખેદ;
દારાછે દેવી સરખીપણ, બને વંતરી વેદ;
બને વંતરી વેદ ભેદથી, છિન્ન ભિન્ન અંતર તણા છેદથી;
જેશંગ કૃત્ય કરનારી કાળી, ભેદ ભરેલી ભાર્યા ભાળી. ॥૧૦૦॥

દુઃખ દેખી જો બનશો કાયર, ટળે ન તેથી દુઃખ;
પણ તેનો ઉપાય કર્યાથી, ઊપજે અંતે સુખ;
ઊપજે અંતે સુખ સમજજો, કાયરતા તન મનથી તજજો;
જેશંગ સુખ સમજો ન રતીભર, દુઃખદેખી જો બનશો કાયર.૧૦૧

નિષ્પાપી જન હોય તેહને, નહિં જગ ચરચા ભય;
પોતાની કિંમત પોતાને, માટે છે નિર્ભય;
માટે છે નિર્ભય નિરાંતે, દોષ વિના નહિં ચઢશે દાંતે;
જેશંગ અંતે જીત એહને, નિષ્પાપી જન હોય તેહને. ॥૧૦૨॥

પોતાની પડતીને પેખી, ચઢતા જનપર રોષ;
રાખીને રૂડુ નવ ઇચ્છે, દાખે તેના દોષ;
દાખે તેના દોષ નિરર્થક, સરે નહિં એથી કાંઇ સાર્થક;
જેસંગ અર્થ સરે ગુણ દેખી, પોતાની પડતીને પેખી. ॥ ૧૦૩ ॥

જેને જ્ઞાન નથી ગુંનાનું, અંતરમાં તલભાર;
તેને તેના ફળનો ઉરમાં, ઉપજે કેમ વિચાર;
ઉપજે કેમ વિચાર લગારે, પાપવિના સંકલ્પ શો ધારે;
જેસંગ જગથી કાંઇ નથી છાનું, જેને જ્ઞાન નથી ગુંનાનું. ॥૧૦૪॥

ધર્મતણાં જે ચાર અંગ છે, યજ્ઞ જ્ઞાન તપ દાન;
પણ તે ચાર કદી નવ કહીએ, ભકિત અંગ સમાન;
ભકિત અંગ સમાન સબળતો, મળે ભકિતથી મોક્ષ પ્રબળતો;
જેસંગ સૌ ભકિતવિણ ભંગ છે, ધર્મતણાં જે ચાર અંગ છે. ।૧૦૫।

સૃષ્ટી સઘળી સમય પ્રમાણે, સુખ દુઃખમાં દોરાય;
તેમાં શ્રેષ્ટપણું કે હિણતા, કોઇથી નહીં કથાય;
કોઇથી નહીં કથાય કદીએ, ઇશ્વર દત્ત સૌ સુખદુઃખ વદીએ;
જેસંગ કુદરતી કૃતી પીછાણે, સૃષ્ટી સઘળી સમય પ્રમાણે. ।૧૦૬।

કુદરતની મરજી પરમાણે, સમજયામાં છે સાર;
મરજીથી વિરૂદ્ધ વરતતાં, ખાશો મોકમ માર;
ખાશો મોકમ માર હીણ થઇ, પુરૂષારથ સૌ અફળ વહી જઇ;
જેસંગ શાણા સમજી જાણે, કુદરતની મરજી પરમાણે. ॥ ૧૦૭ ॥

મન મોહક ચંદ્રાવળ માળા, મણકા એકશો આઠ;
પૂરણ પ્રેમ ધરી મેં પરઠયા, પઢવા સૌને પાઠ;
પઢવા સૌને પાઠ પ્રીતથી, હિત ચિંતક થઇ પૂર્ણ હિતથી;
જેસંગ ટાળે ત્રિવિધી જવાળા, મનમોહક ચંદ્રાવળ માળા ।૧૦૮।

માળા પંદરમી સંપુરણ.



# માળા ૯૬ મી.

## ઇંદ્ર વિજય છંદ.

ધર્મ ધુરંધર હોય હમેશજ, રંક તણા પ્રતિ પાળક જાણું;
માન અને મરજાદ તજીદઇ, ખંત કરી ખરચે બહુ નાણું;
સંકટ સર્વ હરી પરનાં કરતા મનથી પરમારથ લ્હાણું
જીવન આ જગમાં જયસંગ નકી નર એહ તણાં હું વખાણું. ॥૧॥

કૂડ કરી કરી ખૂબ કમાઈજ પાપ તણી પછી પોટલી બાંધી;
ગર્થ ઘણો ઘરમાં ભરીને પછી પૂર્ણ બન્યો ગરવો તુજ ગાંધી;
ઊર બળે દુખ જ્વાળ થકી ચઢી ચિત્ત મહીં દુ:ખની અતિ આંધી
જ્ઞાન મહી જયસંગ કદીપણ તેં પ્રભુ સાથ ન પ્રીતજ સાંધી. ॥૨॥

ભોગ ભલા પણ રોગ ભર્યા બહુ, શું સમજી મનમાંહિ વખાણે
થાય અનુભવ એહ પછી અવગુણ બધા ઉરમાંહિ પિછાણે;
વ્યાધિ વધે તનમાં પછી તર્તજ ભોગ કદી મનથી નવ માણે;
મૂરખ હોય મહા મનથી મરતાં લગી જેશંગ મર્મ ન જાણે. ॥૩॥

પ્રીત કરી પડનાર તણી પડતા નર પાપ તણા કુપમાંહી;
દોષ ન દેખત દીલમહીં કરતા નવ ઊર વિચારજ કાંઈ;
રંગ જતાં ઝટ જોબનનો પછી પ્રૌઢ પણાની પડે છબિછાંઇ;
અંત ઘણું જયસંગ પછી દુઃખ જ્વાળ થકી બળતું નિત્ય આંહી.૪

સંત સમાગમ સ્નેહ કરી કરતાં ટળતા અવગુંણ અકારા;
ત્રીવિધિ તાપ ટળી તનના સજશો સુખ શાંતિ થકી ગુણ સારા;
મ્હોટા બધા મનના મટશે વળિ જે જબરા જીવને નડનારા;
શાણુપણે જયસંગ જશો સુભસંત સમાગમથી હરિદ્વારા. ॥૫॥

ધર્મ અને સુભ કર્મ તજી પટલાઇ કરી બનતો નિચપાજી;
લેશ ન ધર્મ ધર્યો ઉરમાં કદી કામ કરે અવળાં થઇ રાજી;
પાપ તણી પછી પોઠ ભરી મન મૂરખ તું કરતો પતરાજી;
જાય બધી જીંદગી જયસંગ પછી કશની ઉતરે ઈતરાજી. ॥૬॥

કેફકટ ફંડ કરી ફુલતો ફરતો મન મૂરખ તું અભિમાની;
દાવ અને વળિ પેચ રમી રમી નીતિ તજી કરતો નિજહાની;
લાભ મળે કદી એ કૃત્યથી પણ અંત જતાં ગણ હાણ નિશાની
છેવટ જો જયસંગ ચહે હિતતો તજ ફંદ શિખામણ માની. ॥ ૭ ॥

ધ્યાન ધરીધરી દેવ સમીપ તું રંક થઈ બનતો બહુ સાધું;
આંખિ કરી નિકળે પછી તર્તજ મૂળસ્વરૂપ જણાય અસાધું;
દેવ અને દિન સંત ઠગીઠગી આજ અખાજ ઘણું નિત્ય ખાધું;
જો જયશંગ હવે તુજ કર્મનું કેવું મળે તુજને ફળ બાધું. ॥૮॥

દેશ અને પરદેશ ફરે પણ કર્મ વિના નવ કોડી કમાએ;
ઉધમજન અઘાત કરે પણ હીણ નશીબથી હાણ જણાએ;
દેવ સદા પ્રતિકૂળ રહે પછી કાજ સરે નવ ક્રોડ ઉપાયે;
જો જયશંગ વિચાર કરી મન તો સહુ સાર તને સમજાએ. ॥ ૯ ॥

જે જન ચાલ કુચાલ ચલી વળિ પાપ કરી બહુ રંક રિબાવે;
તે જન અદ્રશ્યરૂપ થકી નિજ શકિત તણો સથ નાશ કરાવે;
દ્રોહ થકી બહુ રોહ કરી નિજનાં જન તે પણ સ્હાય ન આવે;
જો જયશંગ બધું ફળ એ ફળતું જન ચાલ કુચાલ ચલાવે. ।૧૦।

રૈયત ગાય સમાન ગણી નૃપતી કરશે નિત્ય રક્ષણ એનું;
તંન અને મનથી ઠિક પોષિત થાય દુઝે દુઝણી ખુબ ધેનું;
હોય ન જો દિલમાં કશી કાથ કહો મળશે ધણિને સુખ શાનું
એજપ્રમાણ ગણી જયશંગ અન્યોઅન્ય ભેગું રહ્યું સુખ બેનુ. ।૧૧।

ચોરી અવેરી અને જીવહિંસક કાયિક દોષ ત્રણે તજવાથી;
વાણિ કઠોર અને પરનિંદ અસત્યજ વાચિક દોષ જવાથી;
દોષમતી તૃષણા વળિ ચિતવન માનસિ દોષ બધા હરવાથી;
જાણુ જરૂર કહે જયશંગ ફળે સતસંગત એ ટળવાથી. ॥ ૧૨ ॥

જો સુખની ઘડિ સંચવી હોયજ તો દુખમાં હૃદયે ધિર રાખી;
જે વિપતી શિર આવી પડે નિજ તે સઘળી સહજો ભલું ભાખી;
તો દિન દુઃખ તણા ટળતાં પછી ભોગવશો જીંદગી સુખ આખી:
આ ભવમાં જયશંગ કહે કદી છે નહિં સુખ સુણો દુઃખપાખી. ૧૩

પાત્ર કુપાત્ર કદી પરખ્યાવિણ દાન ન દેવું દયા દિલ લાવી;
ધર્મતણો સુભ ભેદ ભણ્યાવિણ ખેદ ખરો ઉપજે ઉર આવી;
દાન ફળીભુત તોજ થશે રિઝવો દિનપાત્રજ દુઃખ તજાવી;
નર્ક મળે જયશંગ જરૂર કુપાત્ર શું દાન દઇજ રિઝાવી. ॥૧૪॥

રેયતથી કર લેઇ કરી કરશે નૃપ રક્ષણ રંક પ્રજાનું;
કાળ પડે અનદાન દઇ નિજ નામ ધરાવત ધર્મ ધ્રુજાનું;
ઢોરનું ધન અને જન સંપત સાચવી અંપત સુખ મજાનું;
નૃપતિ એમ કીધે જયશંગ લહે સુખ ઇંદ્ર તણા દરજાનું. ॥ ૧૫ ॥

માન મટી અપમાન મળે ગુણહીંણશું વાદ વદી વદવાથી;
લાજ તજી લજવાવું પડે વળિ વાસ કુવાસ જઇ વસવાથી;
નામ કલંકિત થાય નકી નિચનારીશુ હાષ્ય કરી હસવાથી;
હાણ થશે જયશંગ જરૂરજ મૂરખ મિત્ર વળિ કરવાથી. ॥૧૬॥

પ્રીતમ સાથ વસી પ્રમદા પરપૂરૂષને કરતી નજરાણો;
કલેશ કરી કરીને લલના નિત્ય પ્રીતમને કરતી જખવાણો;
કર્મ કુકર્મ થકી કુલટા પતિને કરતી કૃત્યથી લજવાણો;
એ સઘળી જયશંગ કહે વડિ વીખભરી વનિતા ઉર આણો. ॥૧૭॥

વેદ ભણે પણ ભેદ ન જાણત ખેદ ખરેખર એ ખુબ ખોટો;
શાસ્ત્ર પુરાણ અને વળિ વ્યાકરણ વાણિ વદી નિત્ય દે બહુ દોટો;
વ્યાસ પુરાણિ વળી થઇ પંડિત વાદવિવાદ કરે બહુ મોટો;
એ સઘળું જયશંગ કહે પણ ભેદ ભણ્યાવિણનો ગણ ગોટો. ॥૧૮॥

રંક તણી દિલ દાઝ ધરીધરી ઉર દયાથી અધીક ભરાયું;
નાત અને પરનાત તણી ઉન્નતી કરવા મન જે ઉભરાયું;
દેશવિદેશ ફરીફરીને વળિ દેશીતણું દુઃખ દૂર કરાવ્યું;
તો જયશંગ કહે જન એહ ગણો ધરમી નિજનામ ધરાવ્યું.૧૯

કોઇ ભલે ભગવંત ભજે પણ દીલ દયાવિણ દેવ ન રીઝે;
શાસ્ત્રતણો નિત્ય પાઠ પઢે પણ શાંતિ સજ્યાવિણ કાંઇ ન સુઝે;
તીર્થ અને વ્રતદાન કરે પણ નીતિતણો કદી પાઠ ન પૂજે;
તો જયશંગ કહે જન એહતણો નવ અંતર દાહજ રૂઝે. ॥ ૨૦ ॥

મૂરખ મિત્ર થકી મળતું ઉલટું અપમાન અતિશય આંહી;
લોક તણા બહુ થોક મહીં ચરચા નિશદીન થતી વળિ જ્યાંહી;
મિત્ર થઇ કરતો અરિનું નિજ મિત્રનું કામ સદા જગમાંહી;
તો જયશંગ કહે જન એહ તણી પ્રિતથી ફળ થાય ન કાંઇ. ॥૨૧॥

શસ્ત્ર સજી રણભૂમિ ચઢે ધરી નામ સુભટ્ટ તણું નિજમોટું;
સૈન્ય લઇ લડતાં નિજ સૈનિક દે અવળી સવળો બહુ દોટું;
હોય ભલે શુરવીર સદા પણ જ્ઞાન લડાયક ઉપર ચોટું;
તો જયશંગ કહે શુરવીરનું અંતતણું પરિણામજ ખોટું. ॥૨૨॥

સોળ સજે શણગાર સદાપણ કામનિ [1]શીળવિના નવ શોભે;
વાદવિવાદ કરે વકતા પણ જ્ઞાનવિના મનમાં નિજ ક્ષોભે;
દ્રવ્ય છતાં નવ દાન કરે ક્ષિણ થાય સદા મનથી ધન લોભે;
એજ રિતે જયશંગ જુઓ ગુણહીણ રહે જગમાં ઝટ થોભે. ॥૨૩॥

કોયલ રૂતુ વસંત તણો ગુણ પ્રેમથકી ચિતમાં નિજ જાણે;
[2]વાયસ તો કદિ જાણતના ગુણ સર્વ રૂતુ સરખીજ પિછાણે;
એજ રિતે ગુણવાન હશે જન તે સઘળા ગુણનેજ વખાણે;
કેમ કરી જયશંગ કહે ગુણહીણ પછી ગુણને ઉર આણે. ॥૨૪॥

ચંદ્ર તણા પરકાશ વડે [3]નભ રાત્રિ વિશે ચળકે બહુ સારૂં;
સુંદર [4]અંબુજ ખીલી રહે સર સુંદરતા થકી લાગત પ્યારૂં;
વૃક્ષ વડે વન શોભિ રહે ઠીક શું ચતુરાઇથી ચિત્ર ચિતારૂં;
એજ રિતે જયશંગ કહે સુકવીથી સભાનું થતું રૂપ ન્યારૂં. ॥૨૫॥

---

૧ પતિવ્રત. ૨ કાગડો ૩ આકાશ. ૪ કમળ.

ધર્મતણું કરિ ખંડન જે જન નાસ્તિક ધર્મ ચલાવત ખોટો.
દેશવિદેશ ફરીફરીને વળિ ઢોંગ ધરી બનતો બહુ મોટો;
ભોળપણે ભરમાવી ભલાં જનને સમજાવત ઉપર ચોટો;
એ જનતો જયશંગ કહે વિળ વાળત ધર્મતણો ખુબ ગોટો. ॥૨૬॥

ચાહન ચાલ ચલાવત ધર્મતણી પણ અંદર પોગળ પુરૂં;
સ્વચ્છ સજી શણુગાર જપે મુખ રાંમનું નામ કરે કૃત્ય બૂરૂં;
ધ્યાન ધરે બગપેર બરાબર પેચ પ્રપંચ થકી ન અધૂરૂં;
એ જનને જયશંગ કહે શુસુધારી શકે શિખથી સદગુરૂ. ॥ ૨૭ ॥

પ્રોઢપણે મન જો ન થયું સ્થિર તો પછી સ્થિર થવાની શી આશા.
પાકી વયે પછી કાંઈ બને નહિં ફોકટ જાય બધી અભિલાષા;
બાળપણે મન વાળ્યું વળે ઝટ મોટપણે પછી થાય નિરાશા;
જાણિ લઇ ગતિ એ જયશંગ પછી ભણજે મનથી ભલિભાષા.॥૨૮॥

દૈવતણો કદિ કાઢીશ દોષ ન કર્મની રેખથી લેખ લખાતા;
એઠ હશે ભુતકાળ સમે સઘળી ફળશે થઇને ફળદાતા;
સુખ અને દુઃખ બે ફળ ચાખત શોક કરે મનમાં નહિં જ્ઞાતા;
મૂરખતો જયશંગ કહે સુખ દુઃખ થકી મનમાંહિ મુઝાતા. ॥૨૯॥

માન અને મરજાદ તજી શુદ્ધ અંતરથી જન જેહ રીઝાતા;
તેહ ખરા શિળવંત સદા ગુણવંત ગણાય વળી શુભ જ્ઞાતા;
દોષ બધા દિલના તજીને વળિ ગોવિંદના ગુણ મૂખથી ગાતા;
એ જનતો જયશંગ કહે ઝટ પામત પૂર્ણપણે સુખસાંતા. ॥ ૩૦ ॥

ધીરજથી સહુ કષ્ટ સહી જન આધિઉપાધિ સહંન કરે છે;
તેહ તણાં દુઃખ દૂર થઇ પછી સુખરૂપે સુખમાંહિ ફરે છે;
ઉદય અસ્તતણા નિયમે સુખદુઃખ સહુ શિર આવી ઠરે છે;
તો જયશંગ કહે પછી ફોકટ શોચ કરી કરી કેમ મરે છે. ॥ ૩૧ ॥

સુંદરતા સઘળી તનની નિરખી મનમાં જનશું હરખાતો;
રંગ પતંગ તણી ઝળકી ઉડતાં ઝટ રંગ ફિકોજ જણાતો;
જોબન રંગ જરા મળતાં મૃગ નીર સમાન સદા સમજાતો;
એજ રિતે જયશંગ કહે ઝટ રંગ શરીરતણો વહિ જાતો. ॥ ૩૨ ॥

કૃત્ય કરી નબળાં નિત્યને પછી સુકૃત્યનાં ફળ ચાખત કયાંથી?
દીવસ ચાર તણું અટકું સુખનું સુઝતું મન ભ્રષ્ટ થયાથી;
આવત દુઃખ અચાનક સામટું પાપતણો કુંભ પૂર્ણ ભર્યાથી;
ચાલત ના તુજ જોર જરા જયશંગ કહે અઘ સૌ ઉભર્યાથી. ॥૩૩॥

કામ સરૂ કરતાં મતિ પૂર્ણ વિચાર કરી જન જે ન ચલાવે;
તેહ ફતેહ ન પામત એહ થકી ઉલટો મન ખેદ જણાવે;
ખેદ થયાપછી થાય મતિ શુદ્ધ શુદ્ધ વિચાર પછી સહુ આવે;
એવી મતિ જયશંગ અગાઉ ચલાવત તો મન ખેદ ન થાવે. ॥૩૪॥

દુઃખ અને સુખના દિન આ જગમાં જનને કરમેજ લખાણા;
લાભ અલાભ અને ચઢતી પડતી તણી છાયથી સર્વ છવાણા;
જન્મ અને વળિ મર્ણતણી વડી નાથથકી સરવેજ નથાણા;
તોપણ શોક અને હર્ષથી જયશંગ ન ધીરજવંત તણાણા. ॥૩૫॥

કોઇ રૂડા ઉપચાર વડે કરી અન્યતણાં મન તૃપ્ત કરે છે;
આશિષ એ સુભ અંતરથી અરપે ઉર અમ્રત ઠાર ઠરે છે;
કલેશ ન લેશ રહે ઉરમાં કદી શાંતિ તણાં સુખિઝર્ણ ઝરે છે;
એ જન આ જગમાં જયશંગ કરી બ્રહ્મ પૂજન ભકત ઠરે છે. ।૩૬।

માણુસને મન મુખ્ય ઉમેદ જીવ્યાની ઘણી જગમાંહિ જણાતી;
કામ કરે સબળાં નબળાં પણ મોતની ભ્રાંતિ ન ઉર અણાતી;
કાળ વિતે અતિ થાય પ્રવીણજ એમ અતીશય શાંતિ હણાતી;
એમ છતાં જયશંગ અચાનક જીવનની રસી તૂટક થાતી. ॥૩૭॥

હોય વિચાર હજાર કદી પણ કાળ ખૂટે રહિ જાય અધૂરા;
એક ઘડી તણી છૂટ ન આપત કાળ કરે જીવને વશ પૂરા;
ક્રોડપતી કદી હોય તથાપાં હશે નર કોઇ સદંતર શૂરા;
તોય કરે જયશંગ સદા જન તેહતણા વળિ કાળજ ચૂરા. ॥ ૩૮ ॥

આફતથી અકળાઇશ ના ઉર આફત ગુંણ અતિશય આપે;
વેદ પુરાણ ભણે કદી પૂરણ વેણ ન એહનું કોઇ ઉથાપે;
પંડિત થાય પ્રસીદ્ધ તથાપી ન આફતનું કદી માપજ માપે;
જો જયશંગ પડે શિર આફત તો સુખદુઃખ અનુંભવ વાપે. ॥૩૯॥

કિંમત કોણ કરે જનની વળિ કિંમત તો ગુણથીજ ગણાતી;
જે જન હોય સદા ગુણજાણુ કસોટી ભલી મન એથી ભણાતી;
રૂપ અને વળિ રંગ થકી કદિ માણસની નવ શકિત જણાતી;
એક રિતે જયશંગ જુઓ મનવૃતિથી કિંમત સત્ય મનાતી. ॥૪૦॥

આળસથી જન થાય અધીક દરીદ્ર અને વળિ હીણ વૃતીનો;
દ્રવ્ય તણો અરિ એહ અતિશય મૂર્ખ દિસે બહુ મેલો મતીનો;
આળસનો રસ ચાખો પ્રથંમ પછી રસ ચાખત એ વિપતીનો;
પાછળથી જયશંગ કહે પછી આળસુ થાયજ એક રતીનો. ૪૧

નામતણો ક્ષય થાય નિરંતર કામ કરો સમજી મનમાંહી;
આયુષ્યનો ઘટ પૂર્ણ ભરાય ફુટે ઘટ એહ પછી તર્ત આંહી;
સુંદર દેહ તજી જીવ જાય કરે ઇનસાફ સદા હરિ જયાંહી;
એ વખતે જયશંગ મળે નબળાં સબળાં કૃત્યનું ફળ ત્યાંહી. ૪૨

ડાપણ આપનું આપ તજી કઇ જ્ઞાની તણું કરજે કહ્યું ભાઇ;
એજ ઉપાય થકી કિરતી સઘળી જગમાંહિ રહે સચવાઇ;
જ્ઞાન અને ગુણના નિધિ જ્ઞાની ગણી ગણજે સુરતી સુખદાઇ;
તો જયશંગ કહે જીંદગી સુધરી મળશે પદ મોક્ષ મનાઇ. ૪૩

દામ રળે પણ દાન કરે નહિં ગાન અને ગુલતાન કરે છે;
ઠામ કુઠામ ફરી ફરીને મન ખુબ ઘડાઇ કઠોર ઠરે છે;
અંતર તો જડ થાય અતીશય ભૂમિતણો સહુ ભાર ભરે છે;
અંતર સમે જયશંગ કહે પછી મોત થકી મનમાંહિ ડરેછે ૪૪

દુ:ખતણા દિન જાય નહિં ઝટ થાય અતિશય એ નડનારા;
કામ ન સુઝત ચેન પડે નહિં તર્ક ઘણા મનમાં ઉઠનારા;
ચિત્ત બળે બળતી સઘડી સમ આગતણા ભડકા ઉડનારા;
હિંમત સૌ જયશંગ તજી જન પૂરણ એ અટકી પડનારા.૪૫

સુખતણા દિન જાય વહી ઝટ શાંતપણે મનને સુખ આપી;
કામ કરે પણ કાંઈ જણાય ન લાગત ના શ્રમ કાંઇ કદાપી;
ચિત્ત સદા સુખમાં રહી મજાજ આધિ ઉપાધિતણા મુળ કાપી;
એ જનનું સુખ તો જયશંગ નહિં જન કોઈ શકે કદિ માપી.

પૂરણ પ્રેમ કરે પ્રમદા પણ રીત અતીશય એનીં અનાડી;
ગ્રેહતણા દવમાં બળતો નર કામનિ મુક્ત સ્નેહ લગાડી;
કામ થકી બહુ અંધ બનાવીં સદા નર રાખત નીજ અગાડી;
હોય ઘણા જયશંગ ગુણો પણ નારીં નકી નર દેત બગાડી.૪૭

જ્ઞાન વિના સદ્‌ગુણ ન આવત કોટી ઉપાય કીધાથીં કદાપી;
મૂળ બધું સદ્‌ગુણ તણું રહ્યું જ્ઞાન તણા ઘરમાં વળિ વાપી;
ડાપણ એજ ખરૂં સમજો જન હુકમ દોલત હોય તથાપી;
જ્ઞાન વિના જયશંગ કહે કદિ કોણ શકે સદ્‌ગુણજ સ્થાપી. ૮૮

ભીક્ષુક ભાળીં ન રોષ કરો મન દીલ દયાથીં અધીક દિપાવો;
મુઠીં મળે અન તે અરપી દિનનું દિલ કોઇ ન દીન દુભાવો;
આપણને ઇશ આપીં રહયો ફરિથી નહિં એહાવ મળે કદિ આવો;
તો જયશંગ તમે સમજી મન રંકતણી બરદાશ ઉઠાવો.॥૪૯॥

લક્ષણ લાખ ઉપાય કર્યે કદિ જાય નહિં જનમાંથીં જરાએ;
ટેવ પડી ગઇ તેહ ટળે નહીં કોણ ઉપાયથીં દુર કરાએ;
શ્વાનતણીં ભસવાનીં પડી ગઇ ટેવ ભસે જન જોઇ ત્વરાએ;
એજ રિતે જયશંગ કહે જનને પડીં ટેવથીં શું ઉગરાએ. ૫૦

સંકટ ઉપર સંકટ આવીં પડયે ઉરમાં કદિ ના અકળાવું;
ધૈર્ય ધરી બનતાં સુધીં યત્ન કરી સહુ કષ્ટ જરૂર હઠાવું;
નિષ્ફળ જાય ઉપાય બધા પણ પ્રાક્રમથી નવ દીલ ડગાવું;
તો જયશંગ ફળે પુરૂષારથ એજ ઉપાય ભલો હું બતાવું.૫૧

પેચ પ્રપંચ કરે જન તેહ શું પેચ પ્રપંચતણી રિત રાખો;
શુદ્ધ સ્વભાવ થકી વરતે જન તેહ શું શુદ્ધ સ્વભાવથીં ભાખો;
પ્રેમ કરી નમનારનીં સાથ સદા નમિને નમ્રતા ધરીં દાખો;
એજ રિતે જયશંગ રહયે નિજ ધર્મ તમે ગણ્ પૂર્ણ બજાઠયો.

લંપટની લલનાપર લાલચ ક્રોડ ઉપાય કર્યે નવ છુટે;
દેહ તજે પણ સ્નેહ તજે નવ પ્રેમતણી કદિ જાળ ન તૂટે;
કષ્ટથીં નષ્ટ બને કદિ જીવન તોય ન તેહ પડી લત છુટે;
જેશંગ થાય ખરાબ પછી કરમાં લઈ પાણ કપાળજ કૂટે, ૫૩

કાળની ઝાળ ન કોઇ બુજાવત પાળક તે પણ ટાળત પ્રીતી.
આપતણું ભરવા ઉર ચાહત બાળ બચ્ચાંપર રાખી અપ્રીતી;
કૂળ કુટુંબી સગાં સરવે પણ અંતરથી તજી દે શુભ નીતી;
દુષ્ટ દુકાળ પડયે જયશંગ જુઓ જનને જગમાં બહુ વીતી.૫૪

કોણ દયાનો કરે પરવા દુષ્ટ કાળ સમે સમજ્યા ન લગારે;
રંક મરે રખડી અન્ન વીણ છતાં ધનવંત ન કાંઇ ઉગારે;
ખાય પિએ ખુબ ખુશી કરે વળિ ભોગવતા નિત્ય વૈભવ ભારે;
એમ બને જયશંગ ઘણા શઠ નિર્દય એ નવ ધર્મ વિચારે.૫૫

અંતર શુદ્ધ ન હોય હમેશ કહો પછી સુકૃત કેમ કરાએ;
નીરમલીન સરોવરનું પછી સ્નાન થકી શુદ્ધતા નવ થાએ;
કાદવથી ભરપુર ભર્યું સર ત્યાં પછી સ્વચ્છપણે શું ફરાએ;
વાણિ મલીન થકી જયશંગ કદી નવ શુદ્ધપણે ઉચરાએ. ॥૫૬॥

આજ ગયા કઇ કાલ જશે વળિ માસ છ માસ પછીજ જવાના;
સ્થીર રહ્યા નહિં કોઇ કદી સમજો સહુ તત્વસમાન થવાના;
જે જન જન્મ લઇ જગમાં પ્રગટયા પણ આખર એ મરવાના;
બોધ ભલો સમજી મનમાં જયશંગ ઉપાય કરો તરવાના.॥૫૭॥

માણસને મમતા બહુ હોય તથાપી ન તે મમતા નહિં સારી;
ક્રોડ ઉપાય કરે નવ છૂટત છે મમતા બહુ એવી નઠારી;
કોણ જીત્યો મમતા થકી માનવ એજ ખરું જન જોતું વિચારી;
એહ પછી જયશંગ કહે મમતા તુજને નવ લાગત પ્યારી. ॥૫૮॥

રાજ અને સુખસાજ તજી વળિ છત્રપતી નિજ છત્ર ઉતારી;
કાળ તણે વશ તર્ત થઇ નિકળ્યા ઘરબાર તજી જખમારી;
રાણિ રૂએ પટરાણિ રૂએ પણ શબ્દ ન એક શકેજ ઉચારી,
જોઇ દમામ કહે જયશંગ હું કાળ ગયો તુજથી બલિહારી. ।૫૯।

શસ્ત્ર સજી થઇ સૈન્ય અગાડી પછી લડતા રણમાં જઇ લાડા;
એકબિજા ખુબ ઝૂઝી લડે લડતા બહુ જેમ મદી જઇ પાડા;
પ્રાણ વળે બહુ જીવતણો પણ એકબિજો ન કરેજ અખાડા;
જો જયશંગ ગયા નર એ સહુ કાળની આગળ પાડી બરાડા. ।૬૦।

ખૂબ દમામથી દંભિજનો દિલ સાધુજનોનું કહ્યું નવ સુંણે;
ચાલકુચાલ ચલાવી ઘણી પરિપૂરણ પેઠ ભરી અવગુંણે;
નિતિની રીતિથી એહ થયા નવ પૂર્ણપવિત્ર કદી સદ્ગુંણે;
આખર એ જયશંગ કહે વશ કાળ તણેથી પડયા નૅર્ક ખુંણે. ॥૬૧॥

જન્મ થકી જન જે દુખિયા સુખનું મુખ તેહ કદી નવ ભાળે;
યોગ્ય ઉપાય કરે નિશદીન તથાપી ન તેહ પડયાં દુખ ટાળે;
આધિઉપાધિ અનેક રિતે મનને નિત્ય સંકટથી બહુ બાળે;
ક્રોડ ઉપાય કરે જયશંગ છતાં નવ લેખ ટળે કદી કાળે. ॥ ૬૨ ॥

આળસથી જન થાય અભાગી મતીહિણ મંદ બની બહુ વાતે;
ઉદ્યમનો અરિ એહ ગણાય હણાઇ ફરે મુખ એ લજવાતે;
દોલત હોય અધીક છતાં પણ રંક બને બની નિર્બળ જાતે;
આ ભવમાં જયશંગ કહે દિન આળસથી નવ જાય નિરાંતે. ॥૬૩॥

આફત આવી નહિં શિર જ્યાંલગી ત્યાંલગી માણસ છે મદમાતો;
ઘાવ પડે નહિં શસ્ત્રતણા તન ત્યાંલગી તે મનમાં હરખાતો;
દ્રવ્યથકી ભરપૂર રહે જન ત્યાંલગી લેશ ન એ કરમાતો;
જેશંગકે પણ દર્શન દુઃખ તણાં કરવા પછી શાંત જણાતો. ॥૬૪॥

થાય ન કામ ઉતાવળથી ઠિક ધીરજથી ઠિક કામ કરાતું;
આવી મળે તક ત્યાંલગી ધીરજથી ફળ પક્વ બરાબર થાતું;
પક્વ ફળે રસ હોય બરાબર તેહ મળ્યે મન ખૂબ ધરાતું;
જેશંગકેપછી બીજ ગ્રહી ફરી એ બીજથી ફળપક્વપમાતું. ॥૬૫॥

દોર ચઢી નર દોર તણી સરતે રહી ખેલ ખચીત બજાડે;
બાજીગરો ચિત બાજી તણું ધરી હસ્તક્રિયાથી નવાઇ પમાડે;
વાદી વળી સહુ સર્પ કરે વશ મોરલી એક ચિતેજ વગાડે;
એમ સદા જયશંગ કહે જન જીતત ઉદ્યમ ચિત્ત લગાડે. ॥૬૬॥

વ્હેમ પડે મનમાં કદિ કાંઇક તો ઝટ તે તજવી ચીજ વ્હેમી;
બીજ વિના નવ અંકુર ઉગત અંકુરથી તરૂ જાયજ જામી;
મૂળ થકી પણ છેદન બીજતણું કરવે તરૂ હાણજ પામી;
જેશંગકે નવ વૃક્ષ બને પણ ઉલટી એ ચિજ જાય નકામી ॥૬૭॥

બાળક ને વળિ કામનિને બહુ લાલનથી નવ લાડ લડાવો;
તેમ વળી બહુ તાડનથી પણ ત્રાસ ઘણો મનમાં ન પડાવો;
એ ઉપચાર કરી કદિએ નવ ઉલટી રીતની રાહ ચડાવો;
જેશંગકે પણ એ બદલે નિત્ય નિતિતણા સુભ પાઠ પઢાવો. ॥૬૮॥

હસ્તિતણો ભરૂસો પડવાથકી આગળ એ રણમાંહિ રખાતો;
યૂથપતી પણ એથી ગણાય હણાય છતાં ન ડગે મદમાતો;
સિંહ વડો પશુનો પતિ છે પણ એ ભરૂસાવિણનો અથડાતો;
સંપતનું બધું મૂળ ખરૂં જયશંગ કહે વિસવાસ ગણાતો. ॥૬૯॥

જેહ નિતી ધરવા થકી આ જગમાં જનનું ભલું ભાગ્ય ભણાતું;
તેમ વળી સહુ પાપ ટળી જઈ પૂર્ણ પવિત્ર કલ્યાણ ગણાતું;
એજ ગણું જગમાં જન ધર્મજ અન્ય નહિં પછી ધર્મ જણાતું;
એમ કર્યે જયશંગ કહે મળતું પદ મોક્ષતણું વખણાતું. ॥ ૭૦ ॥

ભક્તિ કરી ભગવંત તણી સઘળી રીતથી સુધરી નિત્ય ચાલો;
નિર્મળ મંન થકી વ્યવહાર વિશે વળિ મોહ તજીદઈ મ્હાલો;
અંતરનું અભિમાન તજી સમદ્રષ્ટિ થકી સરવે મન ન્યાળો;
ભાવિકભકત બની જયશંગ ગણો નિજધર્મ અતિશય વ્હાલો.૭૧

જોબન રંગ જરૂર જતો રહી રંગજ પ્રોઢતણો પ્રગટે જ્યાં;
સ્થીર થઇ મન સ્તબ્ધ બને બહુ કર્મ કર્યાં નજરે તરતાં ત્યાં;
છાંય ઢળે સઘળી મન ઉપર ભૂત સમે કરી કર્મ નવાજ્યાં;
આગળ આવી ફરે જયશંગ બધાં સુળરૂપ સહીત છવાયાં. ॥૭૨॥

ફોકટ કુત્ય કરી ફરતો નહિં કુત્ય બધી તુજને નડવાની;
પોકળ થાય પ્રકાશ પછી સઘળી ભુલ સ્હેજ તને જડવાની;
ભૂલ તણું ફળ હોય ભયંકર થાય ગતી નરકે પડવાની;
જો જયશંગ કહે સમજે મન ટેવ ન રાખીશ કુત્ય કરવાની. ।૭૩।

અંગ ઉમંગ કરી કરજે સહુ કૃત્ય ભલાં ભવ આ તરવાનાં;
એજ ખરાં ઉપયોગ તણાં ગણજે સઘળાં ભવ સુધરવાનાં;
એહ વિના સઘળાં અન્ય સાધન ક્રોડ કરે પણ શું કરવાનાં;
જે થકી સાર્થક થાય ન જેશંગ એ ઉલટા અરિ સૌ ઠરવાનાં.॥૭૪॥

મૂરખ મોત થકી ડરતા બહુ શું નિજદેહ તજી જીવ જાશે;
સંપત આ અહિંઆંજ ધરી રહી ફેર હવે ગતિ શું મુજ થાશે;
જન્મ મને ફરિ કયાં મળશે વળિ લેખ ફરી વળિ કેમ લખાશે;
જેશંગકે પણ આ કરતાં બહુ એ જમકિંકરથી મન ત્રાસે. ॥૭૫॥

દાનત હોય હરામ હમેશજ તો શ્રમ ફોકટ સર્વ જવાનો;
હોય ઉઠાવ ઉદ્યોગતણો પણ આખર એ ફળહીણ થવાનો;
આમ્રતણું મુળ હોય સડ્યું કદિ તો નહિં આમ્ર પછી ફળવાનો;
એમ સદા જયશંગ કહે શુદ્ધ મંન વિના ફળ શું મળવાનો. ॥૭૬॥

ક્રૂર વિચાર કરી મનમાં કદી જો પરનું અણહીત ઉચારે;
થાય ન હાણ પછી પરને પણ દોષિત તુંજ ગણાય વધારે;
દોષ બધો શિર આવત એ થકી કારણકે નિજધર્મ તું હારે;
અંતરની ઉરમીસમ જેશંગ દોષ અને બળિ ધર્મ વિચારે. ॥૭૭॥

મોટપમાં ભળશે જન તોપણ પાત્ર વિના નહિં તું પરખાશે;
કંચન સાથ કથીર રહે પણ કંચનનીસમ કયાસ ન થાશે;
કાચ બિલોર ઘણો ઝગતો પણ રત્નસમાન કદી ન ગણાશે;
એમ બધે જયશંગ જુઓ જન પાત્રવિના નહિં કોઇ પ્રકાશે. ॥૭૮॥

ખંત કરી ખુબ ખેલ કરે પણ કર્મવિના નવ કોડી પમાશે;
જૂઠ પ્રપંચ તણી રચના રચતો પણ કર્મ વિના ન કમાશે;
દેશ વિદેશ ફરી ફરી થાકીશ તો પણ તું નવ કાંઇ સમાશે;
એ સઘળું જયશંગ કહે નિજ કર્મતણી રતિથીજ રમાશે. ॥૭૯॥

કલેશ કરી કરી શોચ કરે પણ લેશ ન હાણ કદી ટળવાની;
આવી પડયું દુઃખ તેહ ટળે નહિં શાંતિ અચાનક ના મળવાની;
ક્રોડ ઉપાય કરે કદી તું પણ ઘાટવિના કળ ના વળવાની;
જોઇ જુઓ જયશંગ તમે સુખ દુઃખની છાંય બધે ઢળવાની. ॥૮૦॥

કોણ અવીચળ આ જગમાં રહી સંપતનું હજી સુખ લહે છે?
છત્રપતી થઇ છાંડિ ગયા કઇ કોણ જગે જઇ એહ રહે છે?
નામ નિશાન ન કાંઇ જણાયજ કોણ હવે મમતાથી ચહે છે?
એમ જુઓ જયશંગ કહે જન જન્મ લઇ લઇ સર્વ વહે છે. ॥૮૧॥

શું સમજી જીવ શોચ કરે મન કોણ તને સત્ય વાત સુણાવે;
મૂરખનો સહવાસ કરે પણ મૂરખતો મુરખાઇ ભણાવે;
પુત્ર અને પરિવાર બધાં સમજ્યા વિણ તું નિજનાંજ ગણાવે:
એ સઘળું જયશંગ કહે મુરખાઇ મહામનની તુ જણાવે. ॥૮૨॥

કંચન પીતળ છે સમ રંગ તણાં પણ કિંમતમાં સરખાં કયાં?
ખચ્ચર ને હય હોય બરાબર મૂલ થતું રણક્ષેત્ર લડે ત્યાં;
તક્ર અને પય છે સરખાં પણ મુલ થશે મુખમાંહિ ધરે જ્યાં;
સજ્જન દુર્જન એજ રિતે જયશંગ સદા ગુણથી સમજાયાં. ॥૮૩॥

ફીકર મોત તણી મનમાં બહુ અન્ય નહિં વળિ એ સમજાણો;
રંક શ્રિમંત અને વળિ છત્રપતી પણ એ ભયથીજ ખવાણો;
કુદ્રતની રિત એહ થકી ઘડી પૂર્ણ થઇ દિન આવી ભરાણો;
એહ સમે જયશંગ કહે જન મોત થકી મનમાં કચવાણો. ॥૮૪॥

રૂપ જશે વળિ રંગ જશે વળિ દેહ જશે જન દુર્લભ તારો;
પુત્ર જશે પરિવાર જશે ધન ધાન્ય જશે વળિ સર્વ વિચારો;
મિત્ર જશે સુભ પત્ન જશે વળિ કોઇ સબંધી થશે નહિં તારો;
અંતસમે જયશંગ કહે જીવનો નહિં કોઇ સબંધી થનારો. ॥૮૫॥

શા સુખનો જીવ વૈભવ માણત કાળ સદા ભમતો તુજ માથે;
એક ઘડીની નિરાંત ધરી કયમ ઊંઘી રહ્યો ખુબ આળસ સાથે;
જાય ઘડી પળ જે જીંદગી તણી તેહ ફરી ચઢશે નહિં હાથે;
જો જયશંગ ચહુ હિતતો તુજ સ્નેહ કરી રમ્ય સુકૃત સાથે. ॥૮૬॥

હોય ઉદાર હમેશાજ અંતર તો પ્રભુ પોષણ છે કરનારો;
રાખીશ ના મનમાં તું ઉચાટ સદા તુજ ભાળ લહે સ્રજનારો;
આકીન એક ધરી સદ્કર્મ બધાં કરવાં તજીને કુ વિચારો,
તો સુધરે જયશંગ કહે સદ્કર્મ થકી સઘળો ભવ તારો. ॥૮૭॥

લાભ અલાભ અને સુખ દુઃખ થકી મનમાં કદી ના ઉભરાતો;
છે ન અવીચળ આ જગમાં દુખના દિન ને સુખની ઠકરાતો;
સર્વતણે શિર છે ચઢતી પડતી નથી કોઈ કદી વિસરાતો;
તો જયશંગ કહે સુખ દુઃખ થકી મનમાં પછી શું ગભરાતો. ।૮૮।

જોઇ લીધું જગમાં રહી મેં બહુ કોઇ નથી પરમારથી પૂરા;
સ્વારથ દેખત અંધ બની સહુ સ્વારથકાજ પડે થઇ શૂરા;
બોલત બોલ બડાઇ તણા બહુ છાલક દેખટ એહ અધૂરા;
જોઇ જુઓ જયશંગ બધે જગ શોધત સ્વારથને જન બૂરા. ॥૮૯॥

રામ રટયાવિણ કામ ન થાય કરો શ્રમ તે સહુ જાય નકામો;
વેદ ભણો સહુ શાસ્ત્ર ભણો પણ રામવિના મનમાં ન વિરામો;
મંડણ છે બધું વિશ્વતણું સુખ દુઃખ સદા જન એ થકી પામો;
તત્વ બધું સમજી જયશંગ રટયે નિત્ય રામ મળે સુખધામો. ॥૯૦॥

પ્રેમ કરી પરને દઇ આદર જો નિજધર્મ બરાબર પાળે;
તો તુજને પણ એજ રીતે દઇ આદર એ બદલો વળિ વાળે;
એમ કીધે મન થાય પ્રસંન અને વળિ પ્રેમનું પોત પખાળે;
એ કરતાં જયશંગ કહે અતિ એહથકી પ્રભુ પ્રીત નિહાળે. ॥૯૧॥

ઇજત આપણી સાચવીને વ્યવહાર વિશે વળગી નિત્ય રે'વું;
કર્મ બધાં કરવાં શુભરીતથી દુઃખ કદી જનને નવ દેવું;
સંકટ અન્યથી થાય અતીશય તોય કદી પણ વેર ન લેવું;
એ સમજું જયશંગ કહે દુઃખ દેવ કૃપા સહવા નિત્ય સ્હેવું. ॥૯૨॥

તીરથ દાન અને જપ ધ્યાન કરી કરીને ઠીક ભકત ગણાયો;
શાસ્ત્ર પુરાણ પઢી પઢીને વળિ વ્યાસતણા પદથી વખણાયો;
લોકહિતારથ કાર્ય કરી બહુ તું પરમાદથી જંન જણાયો;
તેમછતાં કકળે દિન તું થકી તો જયશંગ બધું તું ગમાયો. ॥૯૩॥

જોબનની વયમાં સમજી જન રાખીશ જો કબજે મન તારૂં;
તો ઉભરો ઉભરાઇ ગયા પછી કાંઇ નથી તુજને નડનારૂં;
એ જબરી સમજી દુઃખ ધારિ અહોનિશ જો મનમાં તું વિચારૂ;
તો જયશંગ કહે જીંદગી કદિ કોડ ઉપાય કર્યે નવ હારૂં. ॥ ૯૪ ॥

વાણિ અને વળિ રૂપ થકી લલનાતણી લાલચમાં લપટાતો;
મોહ બધો મનમાં ઉપજે પછી અંધ બની નર તું અથડાતો;
દેહ અને દ્રવ્યથીજ ખુઆર થઇ ભ્રમણાથકી ખૂબ ભમાતો;
અંતસમે જયશંગ કહે બહુ હાણ થયે મનમાં શરમાતો. ॥૯૫॥

કોણુતણી કરશે તું શિપારસ આવી અચાનક મોત ગ્રહે જ્યાં;
શક્તિ નહિં કદિ કોઇતણી મુખ વેણ વદે જમકિંકર છે ત્યાં;
હોય ઘણું તુજ ઉપર હેત કહે રડી કાળ તને વળગ્યો ક્યાં?
જેશંગકે સદ્કર્મ વિના તુજ સાહ્યક અન્ય ન કોઇ જણાયાં. ॥૯૬॥

બેદરકારપણે મનમાં રહી કાર્ય કર્યા થકી લાભ ન પામે;
ખંત વિના સિદ્ધ કાંઇ ન થાય ઠરે નવ કોઈ બરાબર ઠામે;
તાક ધરે પણ ગાફલમાં રહી કોઈ કદી સુખથી ન વિરામે;
જો જયશંગ કહે બધી હાણ તણાં મુળ ગાફલતા થકી જામે. ૯૭॥

કોણ કદી મનમાં ન વિચારત કાળ ગયો ફરી હાથ ન આવે;
લાખ કરોડ ઉપાય કરે પણ વીતિ ઘડી ફરી ક્યાં થકી લાવે;
કંચન માણુક રત્નથકી પણ કાળની કિંમત ખૂબ ગણાવે;
સજ્જન તો જયશંગ કહે પળને પણ મોંઘી અધીક જણાવે. ॥૯૮॥

મેઘ ઘટા નિરખી મનમાં સમજો સઘળાં સુખને દુઃખ એવાં;
આવી અચાનક છાઇ રહે સુખ દુઃખ છવે નભ વાદળ જેવાં;
થાય ઘડી ઘડીમાં સઘળે પરકાશ અને અપ્રકાશજ કેવાં!
જેશંગકે સુખ દુઃખ બધાં ઉભરાય અને વિખરાયજ તેવાં. ॥ ૯૯ ॥

પ્રાણ તજે પણ વેણ તજે નહિં એ વટદાર તણી વટ મોટી;
કોઇ રીતે લલચાય નહીં વટ ખાતર દ્રવ્ય તજે નિત્ય કોટી;
શાહ તણા રહી શાહ હમેશ વદે નહિં વાત કદી પણ ખોટી;
થાય ઘણી વિર એહતણી જયશંગ કહે જગમાંહિ કસોટી. ૧૦૦॥

સ્નેહિ ગણી ઘર એહતણે જઇએ પણ આદર જો નવ આપે;
ભાષણ મીષ્ટ વદે ન મુખે વળિ આનંદ ઉર લગાર ન વાપે;
કૂળનું કૂશળ જો ન પુછે વળિ દેખી બળે મન જેનુ ઉતાપે;
તો જયશંગ કહે કદી એહ તણે ઘર જાવું નહીં ભુલથાપે; ૧૦૧॥

દોષ ન કોઇ પ્રતક્ષ કહે કદી આપણને મુખ આવી અગાડી;
કારણકે મનમાં ભય રાખત સુંણી રખે ખિજવાત અનાડી;
દોષ બધા નિજનાથકી જાણ થવા ઇચ્છિએ મન પ્રેમ લગાડી,
તો જયશંગ કહે શુભ શાસ્ત્ર અને સુણજો ચરચા જગ દા'ડી.૧૦૨॥

અન્યતણો ફિટકાર કર્યાથકી અન્ય તણું દિલ કેવું દુભાતું ?
તેમ અતીશય દુઃખ દીધે પણ તેહ તણું દિલ કેવું દુખાતું ?
તેમ વળી સુખદાન દીધાથકી એહતણું મન શું હરખાતું ?
એ સઘળું જયશંગ કહે નિજની ઉપમાથકી છે પરખાતું. ॥૧૦૩॥

અંકુર ઋણતણું રહી જાય વધી પછી વ્યાજ વધે ઋણ મોટું;
રોગતણું મુળ શેષ રહે પણ વૃદ્ધિ થયે નિપજે ફળ ખોટું;
આગતણી ચિણગારી રહે લવ તે પકડે ભડવરૂપ અજોતું;
એ સઘળાંનું નિકંદન તો જયશંગ કહે કર મૂળ સચોટું. ॥૧૦૪॥

પ્રીતની રીત અટારી અતીશય જોખમ જીવનું એહ કરે છે;
નાગ ઘણો વિખથીજ ભરેલ છતાં વશ મોરલીથીજ ઠરે છે;
મૃગતણી મતિ ચંચળ છે પણ જંત્રથકી પકડાઇ મરે છે;
એજ રીતે જયશંગ ઘણાજન પ્રીતની રીતથી પ્રાણ હરે છે. ॥૧૦૫॥

માણસની મરદાઇ બધી મનની ઉરમીથકી બ્હાર પડે છે;
સાધન હોય ન હોય કદીપણ મર્દ સદા રણ એહ ચડે છે;
પ્રાણ ન પ્રીય કરે કદી મર્દ લડાયક વીર થઇજ લડે છે;
ધન્ય ગણું જયશંગ કહે વીર એહ તણી નવ જોડ જડે છે. ॥૧૦૬॥

અસ્વ ચઢો અભિમાન તણે નર ધાર્યું ધિંગાણું કરી ખુબ ખેલો;
જોબનનો મદ ખૂબ ચઢ્યા થકી અંધ થઇ બનતો બહુ ઘેલો;
ઠીક અઠીક ન કાંઇ જુએ કદી મન થકી બનતો બહુ મેલો;
જેશંગકે પણ અંત જતાં નડશે સઘળાં તુજને બહુ ફેલો. ॥૧૦૭॥

પ્રીત કરી જપશો જન જો કદી ઇંદ્રવિજે તણી આ શુભ માળા;
તો સમજો મન શુદ્ધ થશે સહુ અંતર ડાઘ ટળી જઇ કાળા;
સર્વ મળી શત એક અને વળિ અષ્ટ ગણો મણકા મરમાળા;
જેશંગકે જપતાં ટળશે સઘળી તન મંન તણી દુઃખ જવાળા. ૧૦૮

માળા સોળમી સંપુરણ.



# માળા ૧૭ મી.

## *દુમિલા છંદ.

તરનાર તણી તરવા શકતી, સમજાય સમુદ્ર તણા જળમાં;
શુરવીર સુભટ્ટ તણી શુરતા, પ્રગટી નિકળે અરિના દળમાં;
જનની ચતુરાઈ જણાય બધી વદતાં વળી પંડિત મંડળમાં;
જયશંગ પતીવ્રત પત્નિ તણું પરખાય વિયોગ પતી પળમાં. ॥૧॥

શુભ કૃત્ય કરી જગમાં જન જે પરમારથની બહુ પોઠ ભરે;
સુખના દિન તે સઘળા નિરખી નિરભે થઇ આ ભવ સ્હેજ તરે;
નિજધર્મ ખરો બજવી બહુધા જગદીશ તણે શરણેજ ઠરે;
જયશંગ કહે જગમાં જન એ પછી કાળ થકી ન કદીજ ડરે. ॥૨॥

ડરતાં ડરતાં ડગલાં ભરીને જગમાં જન જે દિનતાથી ફરે;
ભવમાં ભલીભાત થકી વશિએ, ધન દોલતનો નવ નેહ કરે;
કરણિ કરિને સઘળી સબળી નિજ નામ કલંક કદી ન ધરે;
જયશંગ કહે જગદીશ તણે ચરણે જઇ એ જન સ્હેજ ઠરે. ॥૩॥

બહુ દેહ તણો અભિમાન ધરી ધરણીપર જે ડગલું ન ધરે;
કરણી કરી પૂરણ પાપ તણી છળભેદ તણી ભરણીજ ભરે;
ભવમાં ભટકાય સદાય થઇ મન ભંગ છતાં મદતા ન હરે;
જયશંગ કહે જગમાં પછી મૂરખ મુગ્ધ બની પછડાઇ મરે. ॥૪॥

---

*એ છંદનાં ચાર ચરણ છે. અને દરેક ચરણમાં ૨૪ અક્ષર છે. ને તેમાં ૮ સગણ છે.

ઠગમાં ઠરીને ઠગ કામ કરી ધન હર્ણ કરી હસતા મનમાં;
જન મંડળમાંહિ પ્રપંચ થકી વિખબીજ ધરે સહુના તનમાં;
બહુ લોભ કરી બદદાનતથી નિત્ય ધ્યાન ધરે પરના ધનમાં;
જયશંગ કહે જગમાં જન એ પડશે વળતી બહુ વીઘનમાં. ॥૫॥

જગમાં જન જે જર મેળવવા કરિ લોભ ધરે મનમાં શઠલા;
દિન જંન તણાં સુખ સૌ હરવા હરદમ હૃદેથી નહીં હઠતા;
તજી દીલ દયા ન જરા ડરતા કરી ક્રોધ ઘણા ગરજી ઉઠતા;
જયશંગ કહે જન એ સઘળા નિત્ય કર્મ થકી નરકે પડતા. ॥૬॥

ગજને વશ મ્હાવત અંકુશથી કરીને પછી સ્વારિ સુખે કરતા;
વશ વાદી કરે સહુ સર્પ સદા પણ લેશ નહીં દિલમાં ડરતા;
જળતારક ખૂબ ઉંડા જળમાં પણ આપકળા બળથી તરતા;
જયશંગ સદા બહુ સિદ્ધ જનો મન વશ કરી ધરતા સ્થિરતા. ॥૭॥

બહુ કલેશ કરી કરીને જગમાં જન જેહ અતીશય વેર કરે:
જન સૂખ થકી નવ તેહ સુએ પણ ચિત્ત ચળીત થઇજ ફરે;
લવલેશ ન કામ સુઝે ધરનું હરનું કદી નામ હૃદે ન ઠરે;
જયશંગ કહે જગમાં જન એહ નકી નિજ આયુષ્ય વ્યર્થ હરે. ॥૮॥

કરમા ધરમી ધન મેળવીએ પણ ઉદ્યમ આપ બળે કરિએ;
તરિએ ભવસાગર લેખવડે પણ ધર્મ સદા ઉરમાં ધરિએ;
ડરિએ દિલમાં બહુ દોષથકી પણ દોષ બધા હિમતે હરિએ:
જયશંગ કહે ફળતો ભવિષ્યે પણ ઉદ્યમતો સહુ આદરિએ. ॥૯॥

ભજવા ભગવાન ચહે ચિતમાં પણ મોહ અધીક વચે નડતો;
જડતો નવ રાહ સિધો વળતી અડધે જઇને અટકી પડતો;
પડતો પછી એહ ઉભો ન થતો ભટકી ભટકી બહુ આથડતો;
જડતો ન પછી જયશંગ કહે, તરવા ભવ રાહ પછી રડતો. ॥૧૦॥

રસના થકી રામ રટી રટીને ઠગતા ઠગ ઢોંગ બહુ કરીને;
વદતા વળિ વાણિ મુખે મધુરી રિઝતા પરના ધનને હરીને;
કરમાં ગ્રહિ માળા મુકે મણકા પણ ચિત્ત ન સ્થીર રહે ઠરીને;
જયશંગ કહે ઠગ એ જગથી ટળજો નજરે ન પડે ફરીને. ॥૧૧॥

મનના સઘળા શુભ સત્ય સદા, સમજાય વિચાર અતી ઉમદા;
બહુ હોય મલીન વિકારભર્યું, મન તેહ કરે કહું સ્વચ્છ સદા;
કરી સ્વચ્છ પછી જીવનું શુભ રક્ષણ આપબળે કરતાજ અદા;
જયશંગ કહે શુભ કાર્યતણી સુઝતી મતિ એહ થકી સુખદા. ૧૨।

ભભકો નિરખી કદિ ઉપરનો, નવ લેશ તમે મનમાં હરખો;
પણ સ્થીરપણે મનને પુછીને, પરિણામ તણો પડદો પરખો;
પછી યોગ્ય જણાય વિચાર વડે, ઝટ મારગ તે નજરે નિરખો;
જયશંગ કહે નહિંતો વળતી, રસ નીકળશે વિખના સરખો. ૧૩।

હળવે હળવે હરખી હરખી, પરમારથ કામ સદાય કરી;
શુભ આશિષ રંક તણી લઇને રહિને નિજ અંતરમાંહિ ઠરી;
ત્રિવિધી તન તાપ નિવારી સદા, ભવનાં ભય સંકટ સર્વ હરી;
જયશંગ કહે તરજો ભવસાગર આગળ લાગ મળે ન ફરી. ૧૪।

નરનું ભલું ભૂષણ રૂપ દિસે, રૂપથી નરને નર સૌ નિરખે;
વળિ રૂપ ભૂષણ ગુંણ થકી, ગુણથી જન મંન સદા હરખે;
ગુણનું ભલું ભૂષણ જ્ઞાન ગણો, જન પંડિત જ્ઞાન થકી પરખે;
જયશંગ જુઓ વળિ જ્ઞાન તણું, ભલું ભૂષણ જ્ઞાનિ સમાજ લખે.

હરરોજ હરી તણું ધ્યાન ધરી, જન જો નિજ કૃત્ય કરે હિતનાં;
છળભેદ પ્રપંચ તજી મનથી, વદશે મુખ વેણ વળી પ્રિતનાં;
પરમારથ કામ કરી કરીને, રિઝવે દિન દાન દઇ વિતનાં;
જયશંગ કહે જગમાં જનમી જન એહ સુણે કથનો જીતનાં. ૧૬

દધિમાં ધૃત ગુપ્ત પણે મળિયું, જનને ઝટ તે મથનેજ મળે;
કટુ ઔષધમાં ગુણ ગુપ્ત રહયો, મુખપાન કર્યે તન રોગ ટળે;
નિત અંગ તણી ઠિક મ્હેનતથી, મળતું બળ પાચનનેજ બળે;
દુઃખમાં સુખ સર્વ સમાઇ રહ્યું, જયશંગ જુઓ જગમાં સઘળે. ૧૭

દુઃખદાયક આ ભવ છે સમજો, વણજ્ઞાન વિના જનને સઘળો;
પણ જ્ઞાન થયે મન શુદ્ધ બની, ટળશે મનનો સઘળો કમળો;
સુખસાગરમાં પછી એ ઝિલશે, ભવ લેશ નહિં દિસશે અવળો;
જયશંગ કહે સમજ્યાવિણ સૌ, જન આ ભવને નિરખે નબળો. ૧૮

જનજો જગનાટક આ જગમાં, નિતિ ધર્મ ધરી સમજી ભજવે;
ભવ બંધન તો પછિ કોઇ પળે. ઉલટાં થઇને કહિ ના પજવે;
સુખનાં સહુ સાધન પાત્ર બને, ન કુપાત્ર થઇ વળતી લજવે;
જયશંગ કહે જગ નાટક આ, ભલિભાતથકી મનને રિઝવે. ॥૧૯॥

જગને ઠગની ઉપમા દઇને, જનજે જગમાં વ્યવહાર કરે;
વ્યવહાર કદી નવ એ સુધરે, પણ એહ થકી ઉલટો ઉતરે;
ઉતરે ઉરનો પછિ પ્રેમ બધો, વણ પ્રેમ વિના નવ સૂખ ઠરે;
જયશંગ કહે ન ઠરે સુખતો, પછી આ ભવસાગર કેમ તરે ? ॥૨૦॥

જનમી જનમી જગમાં જનજો, સહુ ધૂળતણે ઢગલે ઢળિઆ;
પણ કોઇ નહીં પછિથી જનએ, ધુળથી નિકળી ફરિથી મળિઆ;
જન જેહ ગયા તનને તજીને, નવ તેહ ફરી તનમાં બળિઆ;
જયશંગ કહે અતિશે બળિઆ, પણ શૂન્ય થઇ ગરદે ગળિઆ. ।૨૧।

અવળાં કૃત્ય આ જગમાં કરતાં, મનમાં નવલાજ લગાર ધરી;
પછિથી અવળાં કૃત્યનાં ફળને, નિરખી ઉર કયાં થકી લાજ ઠરી;
ધિકછે ધિકછે તુજને મુરખા, નહિં ટેક નહીં દ્રડતાજ ખરી;
જયશંગ કહે જનમી જગમાં, નિચ કૃત્ય કરી જીંદગીજ હરી ।૨૨।

કરવું સહુ આદર કામતણું, ઉરમાંહિ અધીક વિચાર કરી;
કરિને વળતી કદિએ મનમાં, નવ શોષ કરો લવલેશ ડરી;
ડરિને પગલાં ભરશો પછિતો, સઘળું સુભ નૂર જશે ઉતરી;
ઉતર્યું નુરતો જયશંગ કહે, ચઢશે નવ ક્રોડ ઉપાય ફરી.॥૨૩॥

નબળી કરણી નડતી જનને, જગમાં બહુ બાબત કલેશ કરી;
જશને બદલે જડતાં જુતિયાં, બદગોઇ થકી બહુ પેટ ભરી;
ભટકી ભવસાગરમાં ભમતો, સહુ પાપી તણો સરદાર ઠરી;
જયશંગ કહે દુઃખ એમ ખમે, પણ એ ઉરમાં સમજે ન જરી; ।૨૪।

મત હોય ન સ્થીર ઠરેલ ખરૂં, પછિ ત્યાં નહિં શુદ્ધ વિચાર થશે;
કરશે કદિ તેહ છતાં જનતો, નિજનો સઘળો શ્રમ વ્યર્થ જશે;
જળ અસ્થિરમાં નિરખે નિજનું, નવ શુદ્ધ સ્વરૂપ જણાય કદી;
જયશંગ કહે સઘળી રિતથી, શુદ્ધ ભાવથકી શુદ્ધતાજ વદી. ।૨૫।

ફરતા ફરતી સહુ છાંય ગણી, ઉરમાં અભિમાન નહીં કરવો;
કરતાં અભિમાન વિચાર કરી, ઉપદેશ કહયો ઉર તે ધરવો;
ચડતી પડતી નિરખી સહુની, મનનો મદ સો રિતથી હરવો;
જયશંગ કહે સુખ કે દુઃખસો, સરખાં ગણી ધર્મજ આચરવો. ૨૬

સુખના દિન ના સઘળા સમજો, દુઃખના દિનની પણ છે ભરતી;
ઘટમાળ બધી સુખ દુઃખથકી, ભરપૂર ભરી નજરે તરતી;
અવની સઘળી અવળી સવળી, ઘટમાળ તણી ગતિમાં ફરતી;
જયશંગ કહે નહિં કોઇતણી, ગતિ એહથકી ઉલટી ઠરતી. ॥૨૭॥

સુભ સંગત સાધુતણી કરિને, શકતા સઘળી મનની હરિછે;
જગમાં જન એ જનમ્યોજ ખરો, પર લોકતણી કરતી કરીછે;
જીંદગી સમજે નહિં સ્થીર સદા, પણ સ્વપ્નસમી મનમાં ઠરીછે;
જયશંગ કહે સમજ્યા વિણ સૌ, જન મૂર્ખ મને મમતા ભરીછે ૨૮

તજિ લાલચ લોભ સદા જગમાં, નિજ ફર્જ અદા જનજે કરતા;
કદી લોભી અને વળિ લાલચુની, અદગોઇ થકી મન ના ડરતા;
પણ કાર્ય સદા શુભ એ કરતા, પરવા નવ હુટ તણી ધરતા;
જયશંગ કહે સમજી મનમાં, નિજ ફર્જ બજાવિ સુખે ફરતા; ૨૯

જન જે પરનાં બહુ છીદ્ર કથી, પરને હલકો કરવા કરશે;
નિજ છીદ્ર થકી જન એ હલકો, જગમાં સહુની નજરે ઠરશે;
પણ એહ તણી કથની કરતાં, કથનાર કલંક શિરે ધરશે;
જયશંગ કહે જગતો સરખા, ગણિ કિંમત બેઉ તણી કરશે. ૩૦

ચુગલી કરનાર ખરી રિતથી, નિજ જાત તણા ચુગલી કરને;
નિજ કાર્ય હરીફ ગણી હણશે, હણશે નહિં એહ કદી પરને;
પરને હણતાં નવ કાર્ય સરે, સરશે હણતાં હરિફી નરને;
જયશંગ કહે નિજ સ્વારથથી, હણશે જન કાફર કાફરને. ॥૩૧॥

સુખ ભોગવવું ભલું ભાગ્ય વડે, પણ સાધનથી સહુએ મળતું;
કરિએ નહિં જો કદિ સાધન તો, પછિ ભાગ્ય ભલું પણ ના ફળતું;
વિધિએ લખિ લેખ લલાટ લખ્યું, પણ આળસથી ઉલટું વળતું;
જયશંગ કહે સદભાગ્ય સદા, દુરભાગ્ય તણા રૂપમાં ભળતું. ૩૨

કરથી જનનું ધન આ જગમાં, અવળે રસ્તે અટવાઇ જતું;
કદિ ખાય નહીં ખરચે નહિં એ, પણ અંત જતાં ધુળધાણિથતું;
પરમારથમાં ધન એ ન જતું, પણ તસ્કર અગ્નિ મુખે પડતું;
જયશંગ કહે વળિ રાજતણા, નિધિમાં જઇ દંડથકી ભળતું. ૧૩૩

બહુ ખંત અને વળિ હિંમતથી, ધરતા મનમાં જનજે દ્રઢતા;
અઘરાં બહુ કૃત્ય કરે જન એ, પણ પાછળતો કદિના પડતા;
દરરોજ વિશેષ વિશેષપણે, ક્રમથી બહુ શ્રેષ્ઠ પદે ચઢતા;
જયશંગ કહે વિર એહ નરો, જગમાં બહુ ત્રૂજપણે જડતા. ૧૩૪

સદગુણ તણી ભરતી ભરિને, મનને બહુ સ્વચ્છ સદા કરજો;
દુરગુણતણો લવલેશ તમે, પરવેશ થતાં દિલમાં ડરજો;
તપ ધ્યાન અને જપ દાન તણાં, ફળને સદગુંણ વડે ભરજો;
જયશંગ કહે ફળતો ફળશે, પણ લાલચ દુર્ગુણની હરજો. ॥૧૩૫॥

જનમંડળની ચઢતી જગમાં, નિરખો નિજની સહુ સંતતિમાં;
બહુ હોય ભલી સદગુંણભરી, શુભ ઊદ્યમની ખિલતી કૃતિમાં;
ઊમદા મનની બહુ કોમ સદા, ચલવે વ્યવહાર સુસંમતિમાં;
જયશંગ કહે જનમંડળનાં, સમજો ચિન્હ એ ચઢતી ગતિમાં. ૧૩૬

જનજે પરની સ્હાય ચહી, ડગલાં નિજ કામ તણાંજ ભરે;
જનતે કદિ કોઇ સમે જગમાં, સહુ ઉપર ના અધિકાર કરે;
પણ કેવળ આપબળે કરિને, નિજ કામ બધાં નિજ હાથ ધરે;
જયશંગ કહે જન એ જગમાં, સહુનો અધિકારી રહેજ ઠરે. ૧૩૭

બહુ પાપતણાં કરમો કરિને, નિતિ ધર્મ બધાં નિજનાં હરતા;
વળિ દુષ્ટપણું દિલમાં ધરિને, નવ દૈવ તણા ભયથી ડરતા;
પણ એજ અધીક અદ્રશ્ય રૂપે, નિજ શકિત તણો ક્ષય સો કરતા;
જયશંગ કહે નિજ કર્મ વડે, જન એ નિજના અરિતો ઠરતા. ૧૩૮

મગરૂર રહી અલમસ્તપણે, અડબંગ અહોનિશ શું ફરતા;
કદિ કાળ નહિં તમને વિસરે, ડર એ ધરિ દીલ રહો ડરતા;
વળિ યાદ કરો નિજ પૂર્વજને, નજરે અહિં છે ફરતા હરતા ?
જયશંગ કહે પછિ કેમ તમે, ડર કાળતણો દિલ ના ધરતા. ॥૧૩૯॥

શુરતા વિરતા ધિરતા દ્રઢતા, ગુણ એ જનમાં પ્રગટી નિકળે;
બહુ ભાગ્ય ભલું જનનું ભવિષ્યે, ગણ તેજ થઇ પ્રગટ્યું પ્રબળે;
જગમાં જશ ખૂબ કમાય સદા, ધન ધાન્ય અને સુખ સર્વ રળે;
જયશંગ કહે ભલિભાત થકી, સુખવૈભવ સ્હેજથકીજ મળે. ૧૪૦ા

ભરજોબનમાં જન જો ઝળકે, સદ્દગુણથકી જન મંડળમાં;
સઘળી રિતથી સુધરી નિજની, કિરત્તી ગજવે ભુમિમંડળમાં;
કદિ કોઇ કરે નહિં દ્વેષ જરા, વરતે જન એ રિત ભૂતળમાં;
જયશંગ કહે પછી કોઇ દિને, પડશે નહિં જોબન વિહ્વળમાં. ૧૪૧ા

ધનનું મનમાં બહુ ધ્યાન ધરી, નિતિ ધર્મ તણી ફરજો ભુલતા;
બનિ ભ્રષ્ટ મહા નિજ કર્મ થકી, સઘળી રિતથી દુઃખમાં ડુલતા;
પણ લેશ ન એ સમજે ઉરમાં, ઉલટા થઇ ક્રૂરપણે ફુલતા;
જયશંગ કહે પણ આ ભવમાં, સમજો જન એ નરકે ઝુલતા. ૧૪૨ા

નખશીખ સુધી નિરખી નિરખી, તુજ તંનતણી સઘળી સુરખી;
વળતી બહુ ધ્યાન દઇ સઘળાં, મુળ એહતણાં મનમાં પરખી;
પછિ તત્વતણી કરિને તુલના, સુરખીથી ભલે મન રે' હરખી;
જયશંગ કહે પણ છે સુરખી, સહુ રંગ પતંગ સમી સરખી. ૪૩

ત્રિવિધી દુઃખથી જગમાં જન જે, બહુ તપ્ત થઇ દુઃખમાં તપતા;
જનતે બહુધા મરવા મનથી, જપમાળ જપી હરિને જપતા;
પણ જો કુળવંત તણી ઘરમાં ગ્રહણી નિજ બાળકથી રમતા;
જયશંગ કહે કરિ સાધુતણી શુભ સંગતથી સુખમાં ફરતા. ા૪૪ા

નિયમીત રસાયન ઔષધથી, વપુ પુષ્ટ નિરોગી બની ઝળકે;
ફુલ ઝાડ અને તરૂ પોષણથી, ફળ ફુલ મળે અતિ ઉમળકે;
દુધવંત જનાવર સાચવતાં, દુધ દે પશુ એ ખળકે ખળકે;
જયશંગ કહે પરજા પણ સૌ, ધન દે નૃપને રિત એહ થકે. ા૪૫ા

બહુ ઝેરિ હશે કદિ નાગ ભલે, પણ દંત વિના ઝટ વશ્ય થશે;
બહુ હાડ થકી જબરો ગજ તે; પણ હીણુ મદે બકરો બનશે;
નૃપ હોય ઘણો શુરવીર છતાં, પણ કોટ વિના અરિને નમશે;
જયશંગ કહે જન હોય ભલે, જબરો પણ બુદ્ધિવિના બુડશે. ૪૬

સમતાતણું શસ્ત્ર સદા સજતાં, નજરે કદિએ દુઃખના નિરખે;
વળિ કલેશ નહિં લવલેશ કરે, જનતે હરરોજ રહે હરખે;
નિતિ ધર્મ થકી નિજ કર્મ કરે, પ્રિત પ્રેમ થકી પ્રભુની પરખે;
જયશંગ કહે સદગુણ તણી, હદ શાસ્ત્ર અધીક અધીક લખે. ૪૭

ધરિને ધિર જો કૃત્ય સૌ કરિએ, કૃત્ય એ સુધરી કદિના કથળે;
હળવી અગની તણિ આંચથકી, શિતતા ટળિને વપુ ના પ્રજળે;
પણ જો ઉલટી રીત આદરિએ, શ્રમ વ્યર્થ થઇ ફળ તો ન મળે;
જયશંગ કહે જગમાં સઘળા, શ્રમ ધૈર્યતણી મદદેજ ફળે. ॥૪૮॥

અભિમાન થકી નવ માન મળે, ધનધાન્ય મળે નહિં એહથકી;
સુખ સ્વલ્પ મળે નહિં સ્વપ્નથકી, દુઃખની મનમાં ધરવીજ વકી;
વળિ ભાન બધું અભિમાનથકી, ભુલતાં મદથી જન જાય છકી;
જયશંગ કહે પરલોક જતાં, પણ એહ પડે નરકેજ નકી. ॥ ૪૯ ॥

મનજે જનનું અપવિત્ર હશે, જનતે અપવિત્ર સદા સમજો;
જન હોય પવિત્ર છતાં પણ તે, ગણશે અપવિત્રતણી ગમજો;
કપટી જનનાં મન હોય ઘણાં, શકથી સઘળી રિતનાં ભ્રમજો;
જયશંગ કહે કદિ કોઇ તણો, સહજે ન કરે ભરૂસો મનજો. ॥૫૦॥

મન શુદ્ધ ન હોય મનુષ્ય તણું, નવ તે કદિ શુદ્ધ સ્વરૂપ જુએ;
પટ જ્યાં લગિ હોય અશુદ્ધતણો, મન ત્યાં લગિભ્રાંતિભલીજ ખુએ;
કદિ સત્ય અસત્ય તણી તુલના, કરિને નવ સત્વ ખરૂંજ દુએ;
જયશંગ કહે ભ્રમમાં ભટકી, કદિ કોઇ રિતે ભ્રમને નધુએ. ॥૫૧॥

જન મંડળ ઊપર શ્રેષ્ટપણું, કદિ સ્થાપનજો મનથી કરવું;
ઇચ્છતા બહુ હોય તમે ઉરતો, સુભ વેણ ઉરે કહું તે ધરવું;
ધન કે બળના બહુ બંધન થી, કરવા વશ ના કદિ આચરવું;
જયશંગ કહે પણ પ્રીતતણા, બહુ બંધનથી વશ સૌ ઠરવું. ॥૫૨॥

પદવી અધિકાર મળે બહુ તો, પણ સૂખ નહિં સ્વપને મળતું;
બહુ જોખમકારક કાર્યથકી, મનને નવ ચેન કદી વળતું;
ઉલટું બહુ ચીત્વનથી ચિતમાં, બળતું બહુ પેર તણું બળતું;
જયશંગ કહે સુખ મૂળતણું, પણ તે સઘળું મુળથી ટળતું. ॥૫૩॥

વિપતી વખતે નવ કામ લાગે, ધનદોલત સંપત કે પદવી;
નિજ અંગતણાં જન હોય ઘણાં, પણ તે નવ આવત કામ કદી;
નવ રક્ષણ કોઇ કરી શકતું, નવ ચાલી શકે જનની મરદી;
જયશંગ કહે પ્રભુ સ્હાય થકી, ટળશે વિપતી મળશે સુખદી. ૫૪

અનુકૂળ સમો મળતાં જન જો, નવ લાભ લહે મુરખાઇ કરી;
બનિ ગાફલ હાણ ખમે અતિશે, જન તે બહુ સંકટમાં ઉતરી;
જડશે નહિં કોઈ ઉપાય પછી, ટળશે નહિં સંકટ જાણ જરી;
જયશંગ કહે અનુકૂળ સમો, સમજુ જન જાય નહિં વિસરી. ૫૫

નિજ ઉદ્યમમાં યશ મેળવવા, ઘટતો ખપ છે સહુ શિક્ષણનો;
સમજો નહિં શિક્ષણ એક તણો, ખપ છે બહુધા બહુ શિક્ષણનો;
પછિ વાણિતણો કદિ શાસ્ત્રતણો, સરખો ખપ છે સરવે ગુણનો;
જયશંગ કહે મુળ હેતુ બધો, ગણ પારખવા જન લક્ષણનો. ૫૬

કરિ યત્ન કદી મનની મરજી, ધન મેળવવા પર હોય ઘણી;
સમજી મનમાં બહુ સેવનની, પરવા કરશો ન નિશાળ તણી;
પણ ઉદ્યમનું શુભ શિક્ષણ સૌ, મળશે જનમંડળ માંહિ ગણી;
જયશંગ કહે કરજો સુખથી, નિજ ઉદ્યમ સૌ જગ પાઠ ભણી.૫૭

બહુ કામ થકી બનિ કાયર જે, ભભકી ઉઠતા બુમરાણ કરી;
નવ તેહ તણી કદિ લેશ દયા, ધરતો મન હું ઉર પ્રેમ ધરી;
ગણુ કારણ જે બહુ કામ થકી, જનની બહુ હાલત સૂખ ભરી;
જયશંગ કહે નથિ આ જગમાં, સુખિ હાલત એ સમ એક ઠરી.

અધિકાર મળ્યે નિજ નૃપતણું, કરતાં હિત રૈયત રોષ ધરે,
વળિ રૈયતનું હિત સાચવતાં, નવ નૃપ કદી ઉર પ્રેમ કરે;
પણ રૈયતને વળિ નૃપ તણાં, રિઝવી રિઝવી મન જેહ હરે;
જયશંગ કહે નર એ વિરલા, મળવા બહુ દુર્લભ જાણ ઉરે. ।૫૯।

શુરવીરતણા કરથી છુટીને, બહુ તીક્ષણ બાણ ભલે નિસરે;
જઇ તે ઝટ કોઇ તણા વપુમાં, વળગી કદિ પ્રાણ હરે ન હરે;
પણ બાણ છુટે બુદ્ધિમાન તણું, બુદ્ધિનું કદિ તે નવ પાછું ફરે;
જયશંગ કહે નૃપ રંક અને, સઘળા જનનો ઝટ નાશ કરે. ।।૬૦।।

નગદી ધનથી નવ આંટ વધે, પણ આંટ વધે વ્યવહારજથી;
બહુ ગ્રંથ થકી નવ જ્ઞાન વધે, પણ જ્ઞાન વધે શુભ શિક્ષણથી;
શુભ સંગતથી નવ લાજ વધે, પણ લાજ વધે સદવર્તનથી;
જયશંગ ન માન વધે સુખથી, પણ માન વધે પરમાર્થથી. ૬૧

ગજ કાતર સોય વિના દરજી, નવ શીવણ કામ કરી શકતો;
હળ બેલ અને વળિ બીજ વિના, કૃષિકાર કૃષી ન કદી કરતો;
નખરાં નૃત્યને ગુણગાનવિના, ગુણકા થકી રાય નહીં રિઝતો;
જયશંગ કહે સદગુંણ વિના, અબળાવશ શ્યામ કદી ન થતો. ૬૨

જળમાં પ્રતિબિંબ પડે પણ તે, જળ શુદ્ધ વિના જન ના નિરખે:
સુખમાં દુઃખ સર્વ સમાઇ રહ્યું, પણ મોહ થકી મન ના પરખે:
પરિપૂરણ પ્રેમ રહયો ઉરમાં, પણ પ્રેમ ન પેખત પ્યાર પખે;
જયશંગ કહે હરિછે હૃદયે, પણ જ્ઞાન વિના હરિને તલખે. ॥૬૩॥

નિજ દેશીતણા દુઃખવિણ કદી, દુઃખથી દુભવી દિલ ના દઝવો;
શિર શત્રુ તણા નવ કોપ વિના, દિલ દ્વેષ ધરી અરિના પજવો;
બહુ સંકટ ધર્મ પડ્યા વિણતો, ભલું ભૂષણ તે કદિ ના લજવો;
જયશંગ કહે વિપતી વિણ તો, નિજનો ન સ્વધર્મ કદી તજવો. ૬૪

ધરિ ચક્કરમાં બહુ શેરડિને, ચગદો પણ ના રસ દે કડવો;
રવિ સામિ કદી રજને ધરશો, પણ તોય પ્રકાશ રહે પડવો;
લઇ કંચનમાં અગની ધરશો, પણ ડાઘ ન કંચનને અડવો;
જયશંગ કહે કદિ સજ્જનનો પણ કોપ ન દુર્જનને જડવો. ॥૬૫॥

શુભ ભાષણ મૂરખ પાસ કરે, પણ ભાષણ તે સહુ વ્યર્થથતું:
નવ કાન ધરે સુણવાપર ત્યાં, વદશો હિતનું પણ માર્યું જતું;
વ્યભિચારી પતીપર વ્હાલ કરે, સતિતો પણ ના પતિને ગમતું:
જયશંગ કહે કદિ દુર્જનનું, મન સેવનથી નવ સૂધરતું. ॥૬૬॥

જળબુંદજ પંકજ પત્ર પડયે, બહુ સુંદર મોતિસમાન દિસે;
વળિ છીપ તણા ઉરમાં ઠરતાં, શુદ્ધ મોતિ બને ઉરનેજ વિશે;
કદિ લોહતણા તપતે પતરે, પડતાં બળિ ભસ્મ સદા બનશે;
જયશંગ કહે જન એ રિતથી, નિજ સંગ સમો ગુણમાં ઠરશે. ૬૭

જગમાં ધન વીણ કશું ન બને, ધનથી સઘળું સુખ સાંપડશે;
ધનથી જગમાં બહુ મીત્ર બને, વળી બંધુ ઘણા ધનથી જડશે;
ધનથી સઘળા સમજુ ગણશે, ધનથી કદિ વીઘ્ન નહીં નડશે;
જયશંગ કહે ધન ગાંઠ હશે, જન એ જગમાં જશથી ચડશે. ।૬૮।

ધનની બલિહારિ જુઓ જગમાં, ધનથી સઘળા નિજમાં ભળશે;
ધનવાનથકી અતડા ન રહે, પણ સર્વ સમાગમમાં મળશે;
પણ હોય નહીં ધનતો સઘળા, નિજના જન તે અવળા વળશે;
જયશંગ કહે ધન ધન્ય ગણું, તુજ તેજ વડે વિઘનો ટળશે. ।।૬૯।।

ધનનો મહિમા વળિ છે વધતો, ધનવંત રહે અઘટીતપણે;
પણ તેહ છતાં સહુ જાય કને, બહુ માન દઇ ગુણ મૂખ ભણે;
પ્રભુતા ન ધરે ગણવી કદીતો, પણ તેહ તણી પ્રભુતાજ ગણે;
જયશંગ કહે મહિમા ધનનો, નિરખો કદિ દોષ ન કોઇ છણે. ।૭૦।

સતધર્મ થકી ધન મેળવીને, બહુ જત્ન કરી ધન જાળવવું;
ધન જાળવિને બહુ જુગિત થકી, નિશદીન વધે ધન તે કરવું;
ધન જાય પછી વધતું ત્યમ તે, સમજી શુભ મારગ વાપરવું;
જયશંગ કહે ખરૂં સાર્થક એ, ધનને રળવાતણું તો ગણવું. ।૭૧।

જગમાં જનમી નિજ કૂળતણું, નવ પાલણપોષણ કાંઇ કર્યું;
વળિ શકિત છતાં પણ મુંન્ય રહી, પુરૂષારથ વ્યર્થ બધુંજ હર્યું;
ધિક એહ તણી જીંદગી સમજો, નિજ જોબન માત્ર અકાર્યઠર્યું;
જયશંગ કહે ધન્ય છે જીવવું, નિજ આયુષ્ય સૌપર અર્થ ધર્યું. ૭૨

નિરભાગિ જઇ વનમાં વસશે, પણ ભાગ્ય વડે વન એ સળગે;
અગ્નિના ડરથી જઇ મિત્ર કને, વસશે પણ મિત્ર રહે અળગે;
વિપતી વખતે નિજ રક્ષકને, પણ ભક્ષક રૂપ ગળે વળગે;
જયશંગ કહે નિરભાગિ ડગે, પણ ભાગ્ય કદી નવ લેશ ડગે. ।૭૩।

નિજ શત્રુ તણી સહુ ગુપ્ત બિના, કરનાર પુરી નિજ હેતુતણું;
કરવું શુભ રક્ષણ ચાનકથી, નહિં અન્યતણું ગણવું શરણું;
નિજ શત્રુ ગણો અરિએહતણો, શિર સંકટ એ થકી છેજ ઘણું;
જયશંગ કહે પણુ ગાફલથી, નિજ હેતુતણો મન નાશ ગણું. ।।૭૪।।

વપુની સુરતી વળિ ચાલ અને, વદવાતણી રીત બધી નિરખી;
સહુ ચેષ્ટિત ચિન્હ અને વળી જો, મુખ આંખતણી કૃતિને હરખી;
વળતી જનની મનની વરતી, સમજી શકશો મનથી પરખી;
જયશંગ કહે ઉરની સઘળી, વપુ ઉપર વાત સદાય લખી. ॥૭૫॥

સરખું મુલ જે સ્થળ ગોળ અને, વળિ ખેળતણું મનુષ્યોજ ગણે;
સહુ ન્યાય અન્યાયતણો સરખો, ઇનસાફ વળી મુખથીજ ભણે;
વળિ જ્યાં કદિ એ નવ સજ્જનકે, દુરિજનતણી તુલના ન છણે;
જયશંગ કહે સમજુ જનને, કદિ તે સ્થળમાં વસવું ન ક્ષણે. ॥૭૬॥

શુભ રત્ન અને મણિ માણકની, જન પારખ જ્યાં ન કરી શકતા;
મુલ રત્ન તણું નવ ત્યાં ઉપજે, જન મૂર્ખ કને પથરે ખપતા;
વળિ વાંક ઝવેરી તણો કદિ ત્યાં, નવ સુજ્ઞજનો મનથી ગણુતા;
જયશંગ કહે પણ વાંક બધો, જન મૂર્ખતણો મુખથી ભણુતા. ૭૭

ઘટતે સ્થળના શણગાર સજે, પણ જો અઘટીત સ્થળે સજશે;
શુભ સેવકને અઘટીત સ્થળે, ધરતા પણ એ કદી ત્યાંજ જશે;
જનમાં શણગાર અને વળિ એ, થકિ સેવકની નહિં હાષ્ય થશે;
જયશંગ કહે પણ તે સ્થળમાં, ધરનાર તણી કિરતી લજશે. ॥૭૮॥

જન સંપતમાં છલકી ન જતાં, નવ સંપતથી કદિ હર્ષ ગણે;
વળિ વિપતથી અકળાઇ જઇ, કદિ ખેદ ન એ ઉરમાંહિ ભણે;
રણમાં જન જે લડતાં લડતાં, ઉર ધીરજ ધારિ રહેજ રણે;
જયશંગ કહે જન એ સઘળા, બનતા સહુને શિર એક ક્ષણે. ૭૯

નિજ સ્વારથી વૈદ સદા ઉરમાં, જન રોગિતણી બહુ આશધરે;
ગુણકા મનમાં હરદમ હશી, જન લંપટને નિરખીજ ઠરે;
વળિ તસ્કર ચોર નિશાજ તણી, ઉરમાં ધરિ આશ અધીક ફરે;
જયશંગ કહે પરધાન સદા, નૃપને શિર વિઘ્નની આશ કરે. ॥૮૦॥

ગુરૂ દેવ અને વળિ વૈદ તથા, નૃપ આગળ જૂઠ નહિં ઉચરો;
જુઠથી અતિશે નુકસાન ખમી, નિજથી નિજને બહુ હાણ કરો;
સુભ સ્વારથ સઘળો ખોઇ દઇ, નિજ હાથ થકી દુઃખમાં ઉતરો;
જયશંગ કહે શિખ આ સુણિને, ખરિવાત કદી કથવાં ન ડરો. ૮૧

ધનથી નવ જેહ બને જગમાં, તજિ હિંમત સર્વ હઠી ફરતા;
વળિ શસ્ત્ર અને હયહાથિ થકી, કરવા નવ હામ ઉરે ધરતા:
બહુ કામ કઠીણુજ એહથકી, નર મર્દ બધા દિલમાં ડરતા;
જયશંગ કહે પણ વિદ્વજનો, નિજ બુદ્ધિ બળે સહુ એ કરતા. ૮૨

બહુ પેર થકી પૃથવીજ તણો, કદિ અંત ખરો જનને જડતો;
વળિ મેરૂ હિમાલયના સરખા, સહુ પર્વતનો પણ કયાસ થતો;
બહુ મ્હાન સમુદ્ર તણો મથને, પણ છેવટ અંત નહીં નડતો;
જયશંગ કહે પણ પાર ખરો, કપટી જનનો કદિ ના પડતો ।૮૩।

નિજ દુશ્મન સાથ સલાહ સમે, પરખાય બુદ્ધી પરધાનતણી;
દરદી સપડાય ત્રિદોષ થકી, પછિ ત્યાં થતિ વૈદ કસોટીધણી;
શિર સંકટ આવિ પડે પછિથી, પરખાય સદા નિજની ગ્રહણી;
જયશંગ કહે દુઃખની વખતે, જનની ભલિભાત કસોટિ ગણી. ૮૪

શિત રૂતુ સમે જનને અગની, પર પ્રેમ પુરો ઉરમાં ઉપજે;
ધૃત સાકરને વળિ દૂધ તણાં, સુભ ભોજનને ભલિભાત ભજે;
નિજ હેતુ તણું મળવુંજ થતાં, મનમાં બહુ પ્યાર નકી નિપજે;
જયશંગ કહે વળિ નૃપ થકી, મળતાં બહુ માન મનુષ્ય રિઝે. ।૮૫।

જગમાં નગને નદિઓ સઘળાં, જનને ઉપયોગિ અતી ઠરતાં;
વળિ વૃક્ષ અને સહુ વેલ જુઓ, સુખ સાધન સૌ દુઃખને હરતાં;
પશુ પંખિ અને વળિ પ્રાણિ બધાં, જીવતાં મરતાં ગુણતો કરતાં;
જયશંગ કહે પણ માણસનો, નિરર્થક દેહ ગણો મરતાં. ॥૮૬॥

મુળથી બગડયું વચમાં નવ એ, સુધરે મુળથી સુધર્યે સુધરે;
ગણિ નીયમ એહ તમે વરતો, નહિં નીયમ એ ઉલટો ઉતરે;
સહુ કામ સદા મુળ મંડણથી, મજબૂત કર્યે કદિ ના વિખરે;
જયશંગ કહે મુળ પકવ કર્યા, વિણ કામ કદી નવ શ્રેષ્ટ ઠરે. ॥૮૭॥

હકવીણ હરામ તણું ધનતો, કદિ પાચન કોઇ નહીં કરતું;
પણ એ ધનતો ઉલટું ઘરમાં, ગરતાં ઘરના ધનને હરતું;
નવ નેક પણે કદિ કામ સુઝે, ચિત ભ્રમ થઈ ભટકી ફરતું;
જયશંગ કહે મન ભ્રષ્ટ બની, તજિ ઠામ કુઠામ જઈ ઠરતું. ॥૮૮॥

ભજગોવિંદને ભજગોવિંદને, ભજગોવિંદ ભાવ ધરી મનમાં;
મન શુદ્ધ કરી રહિ શુદ્ધપણે, નવ મોહ કદી કરતો તનમાં;
તનતો વણશી જઇને મળતું, પછિ પંચ મહા ભુતના ધનમાં;
જયશંગ કહે જિવ એકલડો, ભટકે વળતી જગ ભૂવનમાં. ॥૮૯॥

કરમે રળિએ કરમે મળિએ, કરમે સઘળાં સુખ સાંપડિએ;
કરમે કરતા હરતા બનિએ, કરમે જઈ રાજવળે પડિએ;
કરમે પદવી સુભ પાઠવિએ, કરમે જઇ શ્રેષ્ટ પદે ચહિએ:
જયશંગ કહે પણ કર્મ ટકે, નહિં યતન કર્યાવિણ તો ઘડિએ. ॥૯૦॥

ધરમે હરિએ ફરિએ ઠરિએ, ધરમે બહુ મોજમઝા કરિએ;
ધરમે ધન સંપતને ધરિએ, ધરમે સુખસાગરમાં ફરિએ;
ધરમે ધરણીશ્વરને ભજિએ, ધરમે સહુ દોષ થકી ડરિએ;
જયશંગ કહે ધરમે કરિને, ભવસાગર આ સહજે તરિએ. ॥૯૧॥

પરમારથથી બહુ પ્રાણતણી, શુભ આશિષ લેઇ ઉરે ઠરિએ;
પરમારથથી વળિ જન્મ ધરી, નિજ ફર્જ અદા કરિને ફરિએ;
પરમારથથી બહુ રંકતણાં, હરિ કષ્ટ દયા દિલમાં ભરિએ;
જયશંગ કહે શુભ સાર્થક એ, કરિ વૈકુંઠવાસ સદા કરિએ. ॥૯૨॥

બહુ ત્રાસ કરી મન કોઇ તણું, કચવાટ કર્યે શુભ સાર નહિં;
બહુ અંતર એહ તણું બળિને, બહુ શાપ દિએ મન દગ્ધ રહિ;
ઉર શાપ તણી બહુ જવાળથકી, જન ત્રાસક ભસ્મ થતોજ સહી;
જયશંગ કહે રિઝશો મનમાં, નવ કોઇતણો કદિ શાપ લઇ. ॥૯૩॥

જર જોબનને નવ જાળવતાં, જનને બહુ હાણ કરે જબરી;
અભિમાનથકી મદમાં ધરિને, નિતિધર્મ હમેશ રહેજ હરી:
મતિ પાપતણી સઘળી કરિને, જિંદગી કરશેજ કુકર્મ ભરી:
જયશંગ કહે વળતી કદિએ, મતિ આ ભવમાં સુધરે ન ફરી. ॥૯૪॥

ડગલે ડગલે જન જૂઠ વદે, પછિ કેમ કરી અઘ એહ મદે:
ભરતી દરરોજ ભરાય ખરી, પણ ઓટ થઈ કદિએ ન ઘટે;
બહુ આવક જાવક લેશ નહીં, જડ જામિ ગઈ નવ એ પલટે;
જયશંગ કહે જગ નીયમથી, વરતે જન એ રસતે ઉલટે. ॥ ૯૫ ॥

બહુ દુર્જન ઉપરથી વરતે, બહુ નમ્રપણે જનને છળવા;
જણવે જનને બહુ પ્રીત વળી, અતિ આતુર એહ રહે મળવા:
સુખ મીષ્ટ વદે વિનયી વચનો, વળિ સ્તૂતિ કરે હિતમાં ભળવા;
જયશંગ કહે પણ છેવટ એ, નિજ કર્મ ચુકે નહિં એ કરવા. ॥૯૬॥

શિર પૂરણ દુઃખ પડે વળતી, નવ કાંઇ જડે સુખનો રસતો;
અકળાઇ અતીશય એ ઉરમાં, જિવ જોખમમાં ધરવા ઇચ્છતો:
ચઢતાં દુઃખનીજ શરાણપરે, બહુ કંમર હામથકી કસતો;
જયશંગ કહે જન કાયરતા, થકિ સાહસ કર્મ કરી ફસતો. ॥૯૭॥

બહુ ચિંત્વનથી વપુતો બગડે, ગુણ જ્ઞાન બધાં ઘટિને જનનાં;
બનતું વપુ પિંજર હાડતણું, બળિ માંસ રૂધીર બધાં તનનાં:
ચિતમાં ચચરાટ હમેશ રહે, ચઢો તર્ક વિતર્કજ વિધનનાં;
જયશંગ કહે ક્ષય દેહતણો, સમજો સઘળી રિતથી મનમાં. ॥૯૮॥

બહુ સ્વર્ગ જવા જનની મરજી, પણ તેહછતાં જન ના સુધરે;
નિજ શકિતતણો બહુ દોષ ખરો, પણ મૂરખને મન ના ઉતરે;
નવ શકિતતણો મન દોષ ગણે, પણ કર્મ તણે શિર દોષ ધરે;
જયશંગ કહે મતિ હીણ પછી, તજિ સ્વર્ગ જઇ નરકેજ ઠરે. ॥૯૯॥

બહુ સ્વાર્થ થકી જન અંધ બને, નવ તેહ તણે ભરૂસે રહિએ;
રહિએ વિસવાસ કરી કદિતો, બહુ હાણ બધી રિતથી સહિએ;
ફળ સંગતથી નવ કાંઇ મળે, વણ કારણ ભાર શિરે વહિએ;
જયશંગ કહે જન એહ સદા, નિજ સ્વાર્થ થકી કપટી કહિએ. ૧૦૦

બહુ સ્વાર્થ થકી મતિ મુંઢ બને, નિજ દોષ જણાય નહિં નજરે:
પરના સદગુંણ સહૂ ઉલટા, અવગુણ સમાન ગણી ઊચરે;
વળિ સ્વાર્થ થકી બહુ અંધબની, લવ લેશ નહીં કદિ લાજધરે;
જયશંગ કહે જન સ્વાર્થ થકી, બહુ તુચ્છપણે મતિ મુંઢ ફરે ૧૦૧

હકનું ધનછે બહુ શ્રેષ્ટ સદા, નવ એ ધનથી નુકશાન કદી;
ચિર કાળ ટકે ઘરમાં ધનએ, વળિ એ થકી ના જન જાય મદી;
મતિ સુધરતી હકના ધનથી, ગણજો હકનું ધન વ્હેતિ નદી;
જયસંગ કહે વળિ એહ થકી, વધતી જગમાં જનની મરદી. ૧૦૨

બહુછે બ્રહ્મચર્યં તણું બળતો, નવ એહ સમાન બિજું બળતો;
વળિ દોલત વિર્યતણી ગણિને, જન સાચવતાં ન જરા ચળતો;
સુભ સૃષ્ટી વિરંચી થકી બનતાં, ઇલકાબ પિતામહને મળતો;
જયશંગકહે બ્રહ્મચર્ય થકી, પણ ભિષ્મજુએ પદએ રળતો. ।૧૦૩।

નિજ જાતિતણા સંસકાર થકી, જનની મહતા વધતી સમજો;
નવ અન્યતણા કદિ મિશ્રણથી, મહતા વધવા મન ના દમજો;
બહુ લોહ હમેશજ સોંઘુ મળે, પણ એહ સુવર્ણ સમું સમજો;
સંસકારથકી મુલ મેળવતું, બનિને બહુધા અતિ ઉત્તમજો. ।૧૦૪।

હરિ મ્હાન પુરૂષ ઉત્પંન્ન કરે, બહુ મ્હાન કૃતી જગમાં કરવા;
મહતા વધવા બહુ તેહ તણી, સહુ સાધનની હરિને પરવા;
વળિ સાહિત્ય સર્વ અગાઉથકી, કરિ રાખત કૃત્યથકી તરવા;
જયશંગ કહે સહુ ચિંતવનએ, કરતા મહતા હરિ ઉછરવા. ।૧૦૫।

નિજ નાથ તણો સહુ સાચવતા, અનુકૂળ સમો સમજી મનમાં;
બહુ માન અને વળિ ગૌરવ એ, જનનાં ઝળકે નિર વીધનમાં;
સુભ કાળ ભવીષ્ય તણો ગુજરે, યશ ખૂબ વધી જગનાં જનમાં;
જયશંગકહે સહુ સેવકએ, ઠરશે જઇ સ્વર્ગજ ભૂવનમાં. ।। ૧૦૬ ।।

ગણુ કારણ તુંજ અનીષ્ટતણું, બહુ ઊદ્ધતતા ઉરમાં ધરવી;
નવ સાર મળે સુભ એહ થકી, ઉલટી બહુ હાણુ સદા કરવી;
વળિ બુદ્ધિ અપકવ તણા જનની, કરિ સંગત શક્તિ સહુ હરવી;
જયશંગ કહે વળિ મોતતણી, ખરિ એહ નિશાનીસદાઠરવી. ૧૦૭

દરરોજ કુમીલજ છંદતણી, જપશો સુભમાળ પુરી પ્રિતથી;
નડશે નહિં વિઘ્ન પછી તમને, સુખ સાંપડશે સઘળી રિતથી;
મણકા સમજી શત એકઅને, વળિ ઉપર આઠ ખરાચિતથી;
જયશંગ કહે રટશો ઉરમાં, બહુ જ્ઞાન થશે કહુંછું હિતથી. ।।૧૦૮।।



માળા ૧૭ સંપૂર્ણ.



# માળા ૧૮ મી.



## વસન્તતિલકાવૃત.

માતાપિતા અધિક જે ઉર શાપ આપે,
પુત્રો તણું અહિત એ બનતુંજ શાપે;
પુત્રો કરે પુણ્ય તણાં શુભ કૃત્ય તોએ,
જેશંગ કે નવ કદી સુખિ એહ હોયે. ॥ ૧ ॥

ઝાઝા જનો જરૂર જે મત દે વિચારી,
તેને તમે સમજજો બહુ લાભકારી;
એથી કરી ન બગડે કદિ કોઈ કામો,
જેશંગ કે જરૂર એ થકિ લાભ પામો. ॥ ૨ ॥

જેનું ઘણું ભટકતું મન હોય જાણો;
તેને કદી ન વશ કોઇ કરે પિછાણો;
સિદ્ધો ખરા જરૂર જે જગમાં જણાતા,
જેશંગ કે વશ કરે મન એજ જ્ઞાતા. ॥ ૩ ॥

ભુંડી રિતે ભટકતા ભવને વિષે જે;
તેવા જનો અધિક સૌ દુખિઆ દિસે એ;
એએ બધું જિવિત એ જનમી અલેખે,
જેશંગ કે દુખ તણા દિન એજ દેખે. ॥ ૪ ॥

હોએ ઘણા વિષય લંપટ જે મનુષ્યો,
તેની કૃતી સકળ પાપ તણીજ જોશો;
બુદ્ધી બધી બગડતી નિશદીન ભાળો,
જેશંગ કે જરૂર એ કૃતઘ્ની નિહાળો. ॥ ૫ ॥

જેઓ ઘણા જુલમગાર જગે જણાતા,
તેઓ સદા જગતને નડતા ગણાતા;
રસ્તે જતાં ધરમના જનને નડે એ,
જેશંગ કે અધરમી નરકે પડે એ, ॥ ૬ ॥

દોષો સદા શરિરમાં અગણીત ભાસે,
જાણ્યા વિના મનુષ્ય સૌ રમતા વિલાસે;
જ્યારે ચઢે અધિક એ ઉભરો ભરાઇ;
જેશંગકે સમજશે વળતી વિંધાઇ. ॥ ૭ ॥

એકાંતનો સમયને નવરાશ પૂરી,
ભોગી મળે પુરૂષના રસથીજ સ્ફૂરી;
એવાં બધાં સબળ સાધન વીણ શ્યામા,
ડોળાયલું દિલ છતાં પતિવૃત વામા. ॥ ૮ ॥

જાતી ઘણી ચપળ સુંદરિની સદા છે,
એવું ઘણા અનુભવી મુખથી વદ્યા છે;
વાણી વદે સમિપ સાથ ચહે બિજાને,
જેશંગ કે અધિક એમ જુએ ત્રિજાને. ॥ ૯ ॥

દાંડી જરા વજનના વધતાંજ ઊંચી,
તેવી રિતે વળિ જરા ઘટતાંજ નીંચી;
નીંચા જનો જરૂર એમ અલ્પે રિઝેછે,
જેશંગ કે અધિક એમ ઉણે ખિજેછે. ॥ ૧૦ ॥

ભૂલાં ભમે જન ઘણાં મુરખાઇથી જો,
અજ્ઞાનતા ઉર ધરી ઉધતાઇથીજો;
એને નહીં સુઝપડે કહિએ કશાની,
જેશંગ કે અપદશા તણી એ નિશાની. ॥ ૧૧ ॥

આનંદની અસરથી મન મસ્ત થાઓ,
તેથી કરી મનુષ્ય હીણ ગુણી જણાએ;
એથી દિસે દુખદ હાલત લાભકારી,
જેશંગ કે અનુભવી વરતે વિચારી. ॥ ૧૨ ॥

માતા તણી મનુષ્યમાં કુખને લજાવી,
એણે ખરી અફળતા નિજની બતાવી;
જન્મ્યો ન હોત કદિ એ ઠિકતો ઘણેરૂં,
જેશંગ કે હણત ના નુર માત કેરૂં. ॥ ૧૩ ॥

પીવું ભલું સમજજો વિખ ક્રુરનેતો,
જેથી ન ડાઘ પડતો કુળ નૂરનેતો;
હીણાં કરી સકળ કર્મ જિવ્યા થકીતો,
જેશંગ કે સરસ છે મરવું નકીતો. ॥ ૧૪ ॥

ઉત્સાહથી મનુષ્યનાં મન ખૂબ સ્ફૂરે,
જેથી કરે સફળ ઉદ્યમ પેટપૂરે;
આપે પછી સફળ એ જનને સુભાગ્યે,
જેશંગ કે નવ મળે ઉતસાહ ત્યાગે. ॥ ૧૫ ॥

જેના થકી મદદ તો મળી છે તમોને,
તેને તમે નમનતા થકિ તો નમોને;
ચાલે તહાં લગી પ્રતી ઉપકાર કીજે,
જેશંગ કે કરજ એ દઇ મંન રીઝે. ॥ ૧૬ ॥

મોટા જનો મલપતા ફરતા નિહાળી,
રંકો તમે ન બળશો મનને પ્રજાળી;
ભાવી તણું પ્રબળ એ સઘળું ગણાતું,
જેશંગ કે ભવિષ્ય સૌ પડદે છણાતું. ॥ ૧૭ ॥

દીઠા વિના ન નજરે નવ કાંઇ બોલો,
કીધે કહ્યે હૃદયનો નવ ભેદ ખોલો;
દીઠી પડે નજરની પણ વાત ખોટી,
જેશંગ કે નવ પડે સુણિ કેમ જુઠી. ॥ ૧૮ ॥

જેનો કદી ન ભરૂસો મનમાં જણાતો,
તે નિર્બળો નર છતાં સબળો ગણાતો;
હોએ ઘણો સબળ કોઇ વિશ્વાસવાળો,
જેસંગ કે નવ તમે ડર ત્યાં નિહાળો. ॥ ૧૯ ॥

મોટો હુદ્દો ન મળતો બિન લાલચેથી,
રંગી વિના ન બનતો કહિ ઠાઠ કોથી;
મૂર્ખો મુખે ન વદતા વળિ મિષ્ટ વાણી,
સાચા કદી ન ઠગને શકતા પિછાણી. ॥ ૨૦ ॥

થોડું થતું નજરથી નુકશાન દેખી,
તેને તમે અહિતનું પગલુંજ પેખી;
ઉતાવળા થઇ કદી અટકાવવાએ,
જેસંગ કે નવ પડો બહુ હાણમાંહે. ॥ ૨૧ ॥

જૂઠા જનો સુધરશે સહુ એજ રીતે,
સાચો સદા પકડશે શુભ રાહ નિત્યે;
કાર્યો બધાં તજી રહે નિજનાં નઠારાં,
જેસંગ કે કૃત્ય કરે એહલાલ સારાં. ॥ ૨૨ ॥

જાણો સદા સરસ ચીજ નચીંતતાએ,
શબ્દો ગણો સરસ સૌ પ્રભુ પ્રાર્થનાએ;
એકીનતા ખરી રીતે રહી ત્યાંજ જાણો,
જેસંગ કે પ્રભુ તણી પ્રિતમાં પિછાણો. ॥ ૨૩ ॥

શ્યામા ઘણી સમજણી પણ તે કદીએ,
વિશ્વાસ લાયક નહીં ગણીને વદીએ;
માટે કદી ન કરવી કઇ વાત છાની;
જેસંગ કે જરૂર એ ગણિ બેઇમાની. ॥ ૨૪ ॥

ઊફાંદથી જગતમાં જન આચરે એ,
હાથે કરી હલક સૌ નિજની હરે એ;
ભાળે પછી ભવિષ્યના દિન દુઃખવાળા,
જેસંગ કે સળગતી પછિ ઉર જવાળા. ॥ ૨૫ ॥

પોસાયતી સકળ જે રિતભાત રાખે,
તેને ખરી સધનતા સનમૂખ દાખે;
હેવા પડી કસરતા કરવાજ એને,
જેસંગ કે ભય નહીં પછિ કાંઇ તેને. ॥ ૨૬ ॥

કામો કરે અનુસરી નિજ હાલને જે,
લેખે નહીં દુઃખ કદી નિજ કામને એ;
એથી ખરો હરખતો ઉર ઉપજે છે,
જેસંગ કે સકળ એ સુખને સ્રજે છે. ॥ ૨૭ ॥

જૂઠા તણો વિજય ના જગમાં જણાતો,
ઝાઝે સમે વિજય સૌ મુળનો હણાતો;
રાખે નહીં અવર તો મુળગો ભરૂંસો,
જેસંગ કે જરૂર એ સહુ જૂઠ દોષો. ॥ ૨૮ ॥

ચાહો તમે ચિત થકી નિજનુંજ સારૂં,
ચાહો તમે અવરનું પણ એમ પ્યારૂં;
તેથી થશે અતિ ઘણો વળિ લાભ સારો,
જેસંગ કે હૃદય આ વચનો વિચારો. ॥ ૨૯ ॥

નીંચા જનો જગતમાં બહુ નીપજે જ્યાં,
જન્મે કદી પરગજૂ જન કોઇ જો ત્યાં;
તો તે પછી નિજ તણા સબળા પ્રભાવે,
જેશંગ કે પરગજૂ નિચને બનાવે. ॥ ૩૦ ॥

મૃત્યુ નથી મનુષ્યને દુઃખદાઇ જાણો,
શિક્ષા રૂપે નવ વળી કદિએ પિછાણો;
કર્મો કર્યાં અઘટતાં નબળાં હશે તો,
જેસંગ કે ભયભર્યાં દુઃખ સૌ થશે તો. ॥ ૩૧ ॥

દુઃખો પડે મનુષ્યને અણચિંતવ્યાં જે,
પૂર્વે કર્યા કરમથી સહુ આવતાં એ;
ખેંચાઇને મનુષ્ય એ ઘટના પ્રવાહે,
જેસંગ કે દુઃખ-રૂપી દરિએ ડુબાએ. ॥ ૩૨ ॥

ડાહ્યા જનો ભુત તણી બગડેલ બાજી,
કૃત્યો કરે સુધરવા વળિ બાજિ તાજી;
એવી રિતે ભવિષ્યની પણ બાજિ સારી,
જેશંગ કે સુધરવા શ્રમ લે વિચારી. ॥ ૩૩ ॥

જોગી જુઓ જનમથી વનવાશ વેઠે,
ભોગી ભલી ભવ થકી રિધસિદ્ધ ભેટે;
પાપી પુરી પ્રથમથી ક્રુરતા કરે છે,
જેસંગ કે મતિ સમાં જન સૌ ઠરે છે. ॥ ૩૪ ॥

દ્રષ્ટી વડે પરખશો જન સૌ સકર્મી,
દ્રષ્ટી વડે પરખશો વળિ સૌ અકર્મી;
લક્ષ્મી તણી ભભકતા વદને ઠરે છે,
જેસંગ કે સજન એ ચિકિત્સા કરે છે. ॥ ૩૫ ॥

ભોળાપણું ભ્રમિત ચિત્ત કરી ભમાવે,
વ્હેમો તણો સમુહ સૌ હૃદયે જમાવે;
એથી કરી સુઝ નહીં પડતી લગારે,
જેશંગ કે મન સદા ધુમરાય ભારે. ॥ ૩૬ ॥

રાખે ઘણી શરમ સૌ ચઢતા સમામાં,
રાખે નહીં શરમ એ પડતા સમામાં;
દીસે ગતી ગહન એ બહુ કાળ તારી,
જેશંગ કે નિરખતાં મન જાઉં હારી. ॥ ૩૭ ॥

પ્રીતી પુરી પરખશો પડતી દશામાં,
હોએ નહીં ગરથની ગરમી ખિસામાં;
તેવે સમે મદદ જે કરતા જણાતા,
જેસંગ કે હિતુ ખરા જન એ ગણાતા. ॥ ૩૮ ॥

ઉદ્યોગના ફળમચી ઝમતા ઝરાને,
યત્ને કરી વશ કરો ધન આવરાને;
પ્હેલું કરો સહુ એ કૃત્ય સૂખ કેરૂં,
જેસંગ કે જિવિત સૌ સુધરે ઘણેરૂં. ॥ ૩૯ ॥

ઇચ્છા વિના નવ બને કદિ કોઇ કૃત્યો,
ઇચ્છા કહે ત્યમ કરે જન સર્વ નૃત્યો;
ઇચ્છા પુરી પ્રબળતા સમ સૌ નચાવે,
જેશંગ કે જરૂર એ રડવે હસાવે. ॥ ૪૦ ॥

દુષ્કાળ એ મનુષ્યનાં મનને બગાડે,
સુતેલ એ હિણ બધી વૃતિઓ જગાડે;
પ્રીતી તણી પ્રબળતા જનમાં ન ભાસે,
જેશંગ કે કુરપણું સઘળે વિકાસે. ॥ ૪૧ ॥

દોષો થકી મનુષ્યનું મન વ્યગ્ર થાએ,
છારી વળી સદ્દગુણો સઘળા હણાએ;
માટે સદા હૃદયને નિરદોષ રાખો,
જેસંગ કે સુખ પછી બહુ શ્રેષ્ટ ચાખો. ॥ ૪૨ ॥

ખ્યાતી ખરી ખલકમાં પ્રગટી રહ્યાથી,
રાજા અને અમિરમાં વશીલો થયાથી;
ચાકે ચઢી મદ થકી છલકી જશોના,
જેશંગ કે ફરજથી ઉલટા થશોના. ॥ ૪૩ ॥

ભોળા જનો કપટથી છળતા તમેના,
તેઓ તણી હૃદયની બળતા સમેના;
લાગે પછી અધિક શાપ સદા ઘણોતો,
જેશંગ કે જરૂર એ હિણતા ગણોતો. ॥ ૪૪ ॥

ભ્રાંતી થકી ભટકતા જન ખૂબ દેખું,
સ્થાયી પણે દ્દઢ જનો બનતા હું લેખું;
ભ્રાંતી અને સુદ્દઢતા ઉલટાં જણાતાં,
જેશંગ કે ગુણ થકી ભિન એ ગણાતાં. ॥ ૪૫ ॥

મારી મળે મનુષ્યને મન હર્ષ થાએ,
એથી અતી અઘટતી રીત સર્વ જાએ;
શિક્ષા થકી નવ મળે શિખ જેહ સારી,
માફી થકી શિખ મળે બહુ જો વિચારી. ॥ ૪૬ ॥

પાકી વયે પ્રબળ જે પ્રભુપ્રીત થાએ,
તે પ્રીતનો નવ કદી ઉડી રંગ જાએ;
પાકે ઘટે જળ ટકે પણ ના ઝમે એ,
જેશંગ કે ઘટ મહીં રહીને રમે એ. ॥ ૪૭ ॥

પાપી પણે અધરમી કરમો કરીને,
પાપી રીઝે નીજ તણા બળને હરીને;
છાની રીતે સકળ એ બળતો હણાતું,
જેશંગ કે નશિબ એ નબળું ગણાતું. ॥ ૪૮ ॥

પાપો કરી અધિક જે જન પાપિ થાતું,
પ્રાશ્ચીતથી પુરણ એ પણ પાપ જાતું;
નીતી સજી અઘ તજી જન પાપિ ચાલે,
જેશંગ કે જરૂર એ અઘ સૌ પ્રજાળે. ॥ ૪૯ ॥

આવી પડે વિપત જે વખતે વધારે,
તેવે સમે મનુષ્યનાં મન ખૂબ હારે;
તેથી કરી અહિતને હિત સૌ ભુલાતું,
જેશંગ કે જરૂર ચિત્ત ભ્રમે ઝુલાતું. ॥ ૫૦ ॥

લક્ષ્મી તણો વણુજમાં વરતાય વાસો,
બીજે બધે મન ગમ્યા કરતી વિલાસો;
માટે તમે વણુજને ખુબ કેળવીને,
જેશંગ કે દ્રઢબનો ધન મેળવીને. ॥ ૫૧ ॥

દુખ્યા ધરી દુઃખ થકી દિલ ના દુભાવો,
એથી કરી ઉપજશે ઉરમાં અભાવો;
મિથ્યા જશે મન તણા સઘળા વિચારો,
જેશંગ કે હિંમત ના મન એમ હારો. ॥ ૫૨ ॥

દેશાવરે ખુબ ફરી ધન જે કમાતા,
એવા જનો અનુભવી પદને પમાતા;
વ્હેવારની અધિક તાલિમ તો લઇને,
જેશંગ કે ફરત જામત એ થઇને. ॥ ૫૩ ॥

સંસારમાં સુભટતા ધરિને ફરે છે,
તેના થકી વિટમણા દુરથી ડરે છે;
જાણે સદા સુખ દુઃખો સરખાંજ બેઊ,
જેશંગ કે જરૂર હું ધનવાદ દેઊં. ॥ ૫૪ ॥

દાતારને સુમતણા સરખા વરા છે,
એકંદરે બચતમાં સરખા ઠર્યા છે;
દાતારનું ધન બધું સુભ કામ જાતું,
જેશંગ કે સુમતણું અવળું લુટાતું. ॥ ૫૫ ॥

ખુલ્લી રિતે જન થતા બળિ ખાખ જોને,
દેખે વળિ ગરદમાં ગળતા જનોને;
તોએ નહીં તુજતણી મન ભ્રાંતિ ભાગી,
જેશંગ કે વમળમાં પડિયો અભાગી. ॥ ૫૬ ॥

દોષો બધા દિલતણા સહુજે હરીને,
વ્હેવારની ફરજ નીજ અદા કરીને;
ચાલ્યા થકી પ્રભુતણા પદને પમાએ,
જેશંગ કે જિવ જઈ શિવમાં સમાએ. ॥ ૫૭ ॥

હાની થવી લખિ હશે જનને નશીબે,
તો તે કદી નવ મટે પણ એહ દૂભે;
ભાવી તણી પ્રબળતા નજરે ભળાએ,
જેશંગ કે જન થકી નવ એ ટળાએ. ॥ ૫૮ ॥

મર્દામિથી અરિ બધા ધ્રુજતા ફરે છે,
તાપે કરી ત્રફડતા નજરે તરૂ છે;
શરાતની નુર સદા નરને દિપાવે,
જેશંગ કે જગતમાં જશ એ અપાવે. ॥ ૫૯ ॥

જ્ઞાની ઘણા મહતતા પદ મેળવે છે,
વૃત્તી બધી નિપુણતા ધરિ કેળવે છે;
શાંતી સજી સહનતા ગુણને ગ્રહે છે,
જેશંગ કે સદગુણી થઇને રહે છે. ॥ ૬૦ ॥

જ્ઞાની ઘણું ભજનમાં સુખ તત્વ ભાળે,
એ વીણુ એ વિષ્યના સુખને ન ન્યાળે;
આનંદમાં નિશદિને રહિ મોજ માને,
જેશંગ કે હરિતણા ગુણને પિછાને. ॥ ૬૧ ॥

બુદ્ધી હિણા વિકટ કામ કરી શકે ના,
આવી પડે શિરપરે દૃઢતા ટકે ના;
એવા જનો જગતમાં હલકા હશે તે,
જેશંગ કે સમજવીણુ દુખી થશે એ. ॥ ૬૨ ॥

શાસ્ત્રી સદા પરમ જ્ઞાન પુરૂં ભણેલો,
તેને ખરો ધરમનો વકતા ગણેલો;
તેનાં ખરાં વચનને નિજ શુદ્ધ બુદ્ધી;
એથી નકી ઠરત તે ગણ ધર્મ શુદ્ધી. ॥ ૬૩ ॥

આવી પડે કરજનો શિર ખુબ બોજો,
ત્યારે તમે સમયનો કરિ કયાસ જોજો;
જોયા પછી સમયને અનુકૂળ રીતે,
જેશંગ કે કરજને હણજો ખચીતે. ॥ ૬૪ ॥

સ્વાર્થી પણું સકળ ત્યાગ નહિં કિધેથી,
અને વળી વગર આત્મ વિસર્જનેથી;
ખાળો નહીં જુલમને નિજ દેશમાંથી,
જેશંગ કે જરૂર દુઃખ પ્રદેશમાંથી. ॥ ૬૫ ॥

ઝાલી રહે મનુષ્ય જો સુભ એક રસ્તો,
તો તે કદી વિપતના દવમાં ન ફસ્તો;
રાખે છતાં ચરણને દુધને દહીંમાં,
તો તે પડે વિપત ના દવની વહીમાં. ॥ ૬૬ ॥

ખાખી બની ખલકમાં ફરતા ફરીને,
રાજી થતા અવરના ધનને હરીને;
એઓ બધા નરકની વહિમાં પડીને,
જેશંગ કે જરૂર સૌ રિબતા સડીને. ॥ ૬૭ ॥

જે વાત છે પ્રથમથી બગડી રહેલી,
તે વાત તો સુધરવી કદિના કહેલી;
તેનો પછી ખરખરો કરવો નકામો,
જેશંગ કે જરૂર એ થકિ દુઃખ પામો. ॥ ૬૮ ॥

દેખાડતા હૃદયનો બહુ પ્રેમ જેઓ,
આપે સદા સરસ માન ઘણુંજ એઓ;
આનંદનું સ્થળ સદા ગણિ ખુબ એને,
જેશંગ કે મન થકી બહુ મોજ લેને. ॥ ૬૯ ॥

ભીખારિની નજર ભીખ થકી રિઝાણી,
બીજા કશા ઉદ્યમમાં નવ એ સમાણી;
એથી કરી ભવિષ્ય નિર્ધનમાં ગુમાવે,
જેશંગ કે શિર જઇ સહુને નમાવે. ॥ ૭૦ ॥

જ્યાં હોય માનસિક ઉન્નતિનો અભાવો,
ત્યાં દેશનો કદિ ઉત્કર્ષ તણો ન દાવો;
જ્યાં છે જનો અધિક જ્ઞાનતણા વિહારી,
જેશંગ કે અવશ્ય ઉન્નતિ ત્યાં પધારી. ॥ ૭૧ ॥

વિદ્યાતણી અધિક વૃદ્ધિ થતાં ઘણાની,
વૃત્તી વધે સકળ ધર્મ સુધારણાની;
અજ્ઞાનથી મનુષ્ય જે બહુ વ્હેમવાળાં,
જેશંગ કે સુધરતાં ધરમે રૂપાળાં. ॥ ૭૨ ॥

જ્યાં જ્યાં જુઓ અધિક વેર વધ્યાં હશે ત્યાં,
ઉદ્યોગની ખિલવણી કદિ ના થશે ત્યાં;
ઉદ્યોગમાં વળગતાં જન જો જણાશે,
જેશંગ એ વખત વેર બધાં હણાશે. ॥ ૭૩ ॥

શાસ્ત્રો બધાં સરસ શીખ વડે ભરેલાં,
જ્ઞાનીજને રૂપકના રસથી રસેલાં;
જોતાં સદા સકળ તત્વ સમાન દીસે,
જેશંગ કે ભિનપણું નહિં કોઇ વીશે. ॥ ૭૪ ॥

ડાહ્યા જનો ચતુરતા ચિતમાં ધરીને,
ભાખે ભલી અગમતા મુખ ઊચરીને;
સંબોધિને સકળને શિખ એહ દેતા,
જેશંગ કે વચન વ્યર્થ મુખે ન લેતા. ॥ ૭૫ ॥

સંસાર આ સકળ ભેદ થકી ભરેલો,
જાણો વળી જરૂર મોહ થકી મરેલો;
તેને તરી મરદ પાર જતા જણાતા,
જેશંગ એ જન બધા અભયી ગણાતા. ॥ ૭૬ ॥

નિંદા કરી નફટ લોક નડે અતીશે,
ઈર્ષા કરી અધિક વેરતણાજ મીષે;
બાળે ઘણા અવરને નિજનાં મનોને,
જેશંગ કે જરૂર છે ધિક એ જનોને. ॥ ૭૭ ॥

સંસારમાં સદગુણી બનવા સુમિત્રો,
વાંચો મહા પુરૂષનાં સઘળાં ચરિત્રો;
એથી પડે હૃદયમાં ગુણ છાપ એવી,
જેશંગ કે અનુકરણી રિતથીજ તેવી. ॥ ૭૮ ॥

જેને ન બીક નિજ દ્રવ્ય ગુમાવવાને,
તે ઇચ્છતા અવરનું ધન હેરવાને;
ફાવી શકે વગર જોખમ વીણ એઓ,
જેશંગ કે જરૂર નિર્લજ જાણ તેઓ. ॥ ૭૯ ॥

કાર્યો મહાન નવ થાય કદી જનેથી,
વૃત્તી કર્યા વગર દ્દઢ ખરા મનેથી;
કાર્યો થતાં સફળ દ્દઢપણું ધર્યાથી,
જેશંગ કે નિષ્ફળ દ્દઢપણું હર્યાથી. ॥ ૮૦ ॥

ભુંડી ભલી બગડતી નિજ કર્મ કેરી,
રાખ્યા વિના સરસ ચાલ સદા ઘણેરી;
જો આવશે ચલણમાં જુજ કાંઇ ખામી,
જેશંગ કે જરૂર ભાંડુ જશે નકામી. ॥ ૮૧ ॥

નીંચો તણી જરૂર સંગત જે કરે છે,
નીંની વૃત્તી ગ્રહણ એ કરિને ફરે છે;
એની ખરી અસર નીજ કુળે થઇને,
જેશંગ કે બગડતું હિણ એ થઇને. ॥ ૮૨ ॥

જ્યારે થશે કુટુંબની સહુ કામનીઓ,
કંકાસથી અતિ અનર્થક એ ધણીઓ;
ત્યારે બને વડિલના બહુ હાલ ભુંડા,
જેશંગ સ્ત્રી સુધરતાં બનશેજ રૂડા. ॥ ૮૩ ॥

અજ્ઞાન એ મુળ ગણો અભિમાન કેરૂં,
એથી થશે મનુષ્યનું નબળું ઘણેરૂં;
જ્ઞાને કરી ન અભિમાન થશે કદાપી,
જેશંગ કે સબળ થા ઉર જ્ઞાન સ્થાપી. ॥ ૮૪ ॥

સત્યે કરી અચળ ધર્મ સદા જણાએ;
ધર્મે કરી અચળ જ્ઞાન થતું ગણાએ,
જ્ઞાને કરી અચળ સુખ સદા ભણાએ,
જેશંગ કે અનુક્રમે સુખ એ ગણાએ. ॥ ૮૫ ॥

આવે અસત્યપણથીજ અધર્મતાતો,
આવે અધર્મપણથીજ અજ્ઞાનતાતો;
આવે અજ્ઞાન પણથી બહુ દુ:ખ ભુંડું,
જેશંગ કે અનુક્રમે દુંખ એહ કૂડું. ॥ ૮૬ ॥

રૂડી નિતી મનુષ્યમાં બહુ જ્યાં જણાતી,
રૂડી રિતી મનુષ્યમાં વળિ જ્યાં ગણાતી;
એ છે સદા મનુષ્યનું ધુર જીંદગીનું,
જેશંગ કે સરસ એ જિવતાં લગીનું. ॥ ૮૭ ॥

દૈવીગતે નિચજનો પદ શ્રેષ્ઠ પામે,
તો તે નહી પદ થકી સુખમાં વિરામે;
મૂર્ખાઇને અધિક આળસ એ થકી એ,
જેશંગ કે તજત એ પદને નકી એ. ॥ ૮૮ ॥

પાપો તણાં મુળ બધાં બહુ લોભ જાણો,
માટે કદી અધિક લોભ ઉરે ન આણો;
એ સાથ જો જરૂર ગોહવૃત્તી હણાતી,
જેશંગ કે ખરિ જિતેંદ્રિતા ગણાતી. ॥ ૮૯ ॥

કૂડાં કરી કરમ ખૂબ ફતેહ લેવી,
એના સમાન કઇ છે બદનામિ એવી;
એથી ભલું સરસ શ્રમનું હારવું એ,
જેશંગ કે અધિક માનવંતા થવું એ. ॥ ૯૦ ॥

કાર્યો કરી વિજયકે વળિ હાર ખાવી,
એ દૈવ આધિન ગણો ફળ દાઇ ભાવી;
એવું છતાં વિજયની ઉર આશ રાખી,
કાર્યો કરો સુભ સદા મન હોંશ દાખી. ॥ ૯૧ ॥

જૂવાનિમાં અધિક યત્ન કર્યા હશે તો,
પાસે ઘણી ધન તણી ભરતી થશે તો;
એથી કરી વૃદ્ધપણું સુખમાં નિભાવો,
જેશંગ કે ધન થકી દુઃખમાં ન આવો. ॥ ૯૨ ॥

શોધી જુઓ મન થકી કરિ જ્ઞાન દ્રષ્ટી,
લાગે પછી અફળ આ મન સર્વ સૃષ્ટી;
મિથ્યા દિસે ખલકના સહુ ખેલ આંહી,
જેશંગ કે સુરખનાં મન મુગ્ધ માંહી. ॥ ૯૩ ॥

દુર્ભાગ્યથી પરવશ પડવું પડે છે,
ભેગાં થઇ અધિક સંકટ સૌ નડે છે;
એવે સમે સહન સૌ કરવું ઘટે છે,
જેશંગ કે દિન જતાં દુઃખ એ મટે છે. ॥ ૯૪ ॥

દૈવીક સૌ ગતિ કહો જન ક્યાં કળે છે ?
દૈવીક ક્યાં બળ બધું જનને મળે છે !
જીવો બધા જગતમાં વશ દૈવ દેખો,
જેશંગ કે નિજ બળે જિવતા ન લેખો. ॥ ૯૫ ॥

ભૂમી ધરે નવ નવીન અધીક રંગો,
ક્યાં ક્યાં થતાં રૂદનને વળિ ક્યાં ઉમંગો;
જ્યાં આજ છે મનુષ્યની ગરદી ઘણેરી,
ત્યાં તો થશે ઉજડ કાલ ભુમી નમેરી, ॥ ૯૬ ॥

રંકો બધાં રળત ખૂબ શ્રમેજ નાણું,
તેનું હરે વગર કારણ વિત્ત જાણું;
તેનો ન થાય કદિ શ્રેય જુઓ વિચારી,
જેશંગ કે જરૂર થાય ખરી ખુઆરી. ॥ ૯૭ ॥

વિશ્વાસઘાત કરવા મન જે ચહે છે,
તો તે જનો અધિક દુ:ખ સદા સહે છે;
પોતે પડે પગથિએ ચઢતાં પહેલા;
જેશંગ કે સમજતા પાછ મૂર્ખ ઘેલા. ॥ ૯૮ ॥

હોએ ખરો હૃદય ભાવ પવિત્ર પૂરો,
તો તે કરે મનુષ્ય દેહ પવિત્ર શૂરો;
સારાં ચરિત્ર સુભ ધર્મ થકી નરોમાં,
જેશંગ કે ફરત રક્ત રૂપાંતરોમાં. ॥ ૯૯ ॥

જેઓ ઘણા જુલમને અટકાવવાને,
તૈયાર છે નિજતણા જિવ ત્યાગવાને;
તેવે સમે મદદ સો સહજે મળે છે,
જેશંગ કે જરૂર દૈવ કૃપા ફળે છે. ॥ ૧૦૦ ॥

જેઓ ઘણા અચળ ન્યાયજ સ્થાપવાને,
શૂરા થઇ ધુમત સત્ય વધારવાને;
તે કારણે જિવ તજે જન જેહ એવા,
જેશંગ કે જરૂર એ જન દેવ જેવા. ॥ ૧૦૧ ॥

આવી પડે સખત માંદગિ જો કદાપી,
બેચેનિથી ઉર રહે વળિ જો વિલાપી;
તેથી કરી વૃદ્ધપણું બહુ વ્હેલું આવે,
જેશંગ એ જરૂર આયુષ્ય અંત લાવે. ॥ ૧૦૨ ॥

કાળે કરી દિવસ જેહ જતા રહે છે,
જાુવાનિને દિવસ સાથ લઇ વહે છે;
જાણ્યા વિના મનુષ્ય એમ ભુઠા બને છે.
જેશંગ કે જિવિત અંત પછી કને છે. ॥ ૧૦૩ ॥

ભૂલે નહીં મનુષ્ય આપ સ્વરૂપ જો તે,
તો તે સદૈવ નિજકર્મ જિતે ન પોતે;
હોએ ઘણો ચતુર ને બળિઓ તથાપી,
જેશંગ કે નવ જિતે જન એ કદાપી. ॥ ૧૦૪ ॥

જેનો ખરો હૃદયમાં ગણુતા ભરૂંસો,
તેને કદી ખિજવવો નવ દેઇ દોષો;
એથી ભલો સમજવો તજવો ભરૂંશો,
જેશંગ કે જરૂર વાત વિચારિ જોશો. ॥ ૧૦૫ ॥

કાર્યો બધાં મનુષ્ય જે રચતાં જણાતાં,
સંપૂર્ણ એ નવ કદી જગમાં ગણાતાં;
સ્હેલું ખરૂં સકળમાં ભુલ શોધવી એ,
સ્હેલું ન બારિકપણે ખુબિ બોધવી એ. ॥ ૧૦૬ ॥

કાર્યો તણી પ્રથમથી શરૂઆત માંહે,
જાણો વળી જરૂર એમજ અંત માંએ;
કર્તા તણી મદદ ને પ્રિત બે મળે છે,
જેશંગ કે અવરથી નવ એ રળે છે. ॥ ૧૦૭ ॥

ગુંથી વસંત તિલકાવૃત શ્રેષ્ટ માળા,
વાંચો સમે હૃદયની સહુ દુઃખ જ્વાળા;
એથી ખિલે હૃદય ખૂબ વસંત જેવું,
જેશંગ કે જરૂર જ્ઞાન રસેજ એવું. ॥ ૧૦૮ ॥

---

માળા ૧૮ મી સંપુર્ણ.



# માળા ૧૯ મી.



## શિખરિણીવૃત.

થશે હાની ઝાઝી સરસ રિત રાખ્યા વિણ સદા,
નથી એવી બીજી સકળ જગમાં જો વળિ કદા;
મનોવૃત્તી સારી અધિક ફળ દાતા સમજવી,
મળે મોટા લાભો જરૂર કહુ જેશંગ ગજવી. ॥ ૧ ॥

કરેલાં કૂકૃત્યો ઉદય થઇને આગળ નડે,
હશે જેવાં તેવાં સમજ ફળ દાતા થઇ પડે;
જતાં ના એ એકે અફળ કદિ કર્મો નિજ તણાં,
મળે પૂરી રીતે સકળ ફળ જેશંગજ ઘણાં. ॥ ૨ ॥

કરે કૂડી નિંદા વગર સમજે જે જન જુઓ,
ગણો ગાંડો એને અકલ હિણ સાથે અધમુઓ;
ન પોતાનું પોતે અહિત હિત કાંઈ સમજતો,
જુઓ પોતે જાતે સહજ નિજનોએ અરિથ તો. ॥ ૩ ॥

ચઢે ચાકે ઝાઝા મુરખ અભિમાની જગતમાં,
ભુલાવો ખાતા એ સજડ નિજના સૌ મમતમાં;
કરે ઊંધા કર્મો નફટ થઇ ઝાઝા મદ થકી,
અભાગી અંતે એ હણુત જર સાથે જશ છકી. ॥ ૪ ॥

ગમારો ગદ્ધા જે જરૂર જગમાં આ અવતરી,
મતી હીણી રાખી નફ્ટ થઇ કીર્તી નિજ હરી;
નઠારા ધંધામાં નિશદિન પડીને ભટકતા,
પછી અંતે જાતાં અધિક દુઃખ પામી અટકતા. ॥ ૫ ॥

થતાં મિથ્યા જ્યારે ફિકર વિણ કામો ગણ ઘણાં,
કલેજાં તો ત્યારે તરત ઉધડે છે તમ તણાં;
પછી વીચારીને ચરણ ધરતા સૌ સમજિને,
પડી પસ્તાવામાં સરસ શિખ લ્યો ભૂલ તજિને. ॥ ૬ ॥

સુતેલા સૌ શત્રૂ વિપત વખતે જાગ્રત થતા,
ધરી શત્રુતાને અધિક રિતથી એ કનડતા;
પછી પૂરાં કષ્ટો દઈ દુભવશે એહ તમને,
થશે તેવે ટાણે ફિકર અતિશે તો તમ મને. ॥ ૭ ॥

ભરી ભંડારોમાં મિલકત નથી એ નૃપતણી,
નથી દૈવે આપી સમજ સઘળી બક્ષિસ ગણી;
પરંતુ તેતો છે સકળ નિજની રૈયત થકી,
નથી ઉડાવાની પણ દ્વિધિ પ્રજા સૂખનિ નકી. ॥ ૮ ॥

કઠાપો કીધાથી હૃદય બહુ દાઝે જનતણું,
મળે છે એ લાભો અધિક દુઃખ દેખે દિલ ઘણું;
થવાનું તે થાએ અવર નવ થાએ જન થકી,
પછી શાને માટે હૃદય દઝવો ફોકટ નકી. ॥ ૯ ॥

મળેલાં સૌ સૂખો પ્રથમ ચઢતીના ઉદયમાં,
નહીં સંભારો એ જરૂર પડતીના સમયમાં,
અતીશે ઊદાશી તરત તમને તે થકિ ફળે,
સદા રાખી શાંતિ સહન કરવાથી સુખ મળે. ॥ ૧૦ ॥

વડી વાતો કીધે વડપણ કદી ના સમજશો,
વહેલી સૌ વાતો જરૂર નિજ જાતે ભજવશો;
પછી પૂરી રીતે વડપણ અતીશે વધી જશે,
ભલી કીર્તી ભાળી હૃદય ખુબ તેથી હરખશે. ॥ ૧૧ ॥

સદા મોટાં કાર્યો સમય અનુસારે પુરણુતા,
રહેલાં પામી તે મહતજન હાથે સ્ફુરણુતા;
થઇને અંતે એ સુજશ અરપે છે મહતને,
બને આદ્યંતે એમ નિર્ણય કરી જો જગતને. ॥ ૧૨ ॥

જુઓ શત્રૂ જેના શિરપર અતિશે ઝુમિ રહ્યા,
સદા સંસારે એ વિપત ભયથી ના સુખિ થયા;
અશાંતીમાં એનો વખત વિતતો સૌ ઘણું કરી,
રહે ઉદાસીમાં રિપુ ભય થકી એ દિલ ડરી. ॥ ૧૩ ॥

ન ધારેલી વસ્તૂ નસિબ પરતાપે પણ મળે,
પરંતુ ધારેલી નસિબ વિણ ઇચ્છા નવ ફળે;
કરી યત્નો ઝાઝા અધિક પુરૂષાર્થી જન ઠરો,
પછી સ્હેજે ધારી સફળ મન ઇચ્છા સહુ કરો. ॥ ૧૪ ॥

દયા દેખાડયાથી દિલ જન તણાં ના દુઃખ ટળે,
પરંતુ શાંતીનો અધિક દિનને લાભજ મળે;
ગણાતો પાયો એહ ધરમ નિતીનો બળવતો,
પછી ધીમે ધીમે સબળ સઘળો ધર્મજ થતો. ॥ ૧૫ ॥

ગરીબોના શાપે અધમ જન ઝાઝા દુખિ થતા,
પછી અંતે એ સૌ જરૂર જમ હાથે જન જતા;
અતીશે પોતાનાં કરમ હિણથી એ અકરમી,
બને છે હાથે એહ નરક નિવાશી અધરમી. ॥ ૧૬ ॥

મણી રત્નો રૂડાં, સકળ જન ઇચ્છે ઊર થકી,
તથાપી તે સૌને, મળત નિજ શક્તી સમ નકી;
કરે એવી રીતે, જરૂર સહુ ઇચ્છા મન તણી;
પરંતુ તે સૌને નસિબ પરમાણે ફળિ ગણી. ॥ ૧૭ ॥

દિસે અગ્ની કાંટા અધિક ભય કર્તા જગતમાં,
ફરી ચાલ્યે છેટા, જરૂર ઉતરો ના વિપતમાં;
સદા એવી રીતે દુરિજન થકી દૂરજ રહી,
ફર્યાથી સંસારે, દુખદ વિપતીનો ભય નહીં. ॥ ૧૮ ॥

મહા બુદ્ધી માનો અધિક નિજ બુદ્ધી બળ થકી,
અને જે ઉદ્યોગી જરૂર જગમાં છે જન નકી;
સદા વીરો એવા, અહર નિશ ખંતે જગતને,
ભલી રીતે પોતે, કરત વશ વર્ત્તી વખતને. ॥ ૧૯ ॥

ગુમાવે છે મુંડી, મુરખ જન ધંધે મમતથી,
ગુમાવે છે મુડી, વિષયિજન જારી ગમતથી;
ગુમાવે છે મુંડી, કરજ કરવાની લત પડે;
ગુમાવે છે મુંડી, જરૂર અતિશે આળસ વડે. ॥ ૨૦ ॥

નથી જોતા જારી, શુભ અશુભ કિર્તી નિજ તણી,
બને છે રૂછંદી, ધરમ નિતિ સોને તુચ્છ ગણી;
દિવાના દેખાતા, નવનવિન રંગો નિત્ય ધરી,
પરંતુ નર્કે એ પડત નિજ પત્ની વ્રત હરી. ॥ ૨૧ ॥

ભલો હોએ ભોળો, નવ કપટ બુદ્ધી કદિ કરે,
નઠારા તર્કોમાં, જરૂર મન એનું નવ ઠરે;
ભલે સો બીજાઓ, કપટ કરિ એનું સહુ હરે,
તથાપી તેથી એ દિલ નવ કદીએ દુઃખ ધરે. ॥ ૨૨ ॥

અવિદ્યાના યોગે, મલિન મન ભાસે મનુષ્યનાં,
હશે સંગી તેને, મળત ફળ માઠાં સ્પરશનાં;
પછી ધીમે ધીમે, મલિન મન તેનાં પણ દિસે,
પડે અંતે એ સર્વ, નરક તણા ભૂવન વિશે. ॥ ૨૩ ॥

કરો ધંધો તેમાં, નિયમસર કામો નવ બને,
ચઢે છે તેથી થાક અણગમતાનો બહુ મને;
પછી કંટાળ્યાથી, બનત નવ ઉકેલજ કશો;
કદી ભૂલેચૂકે, નિયમ તજિ ના નિર્બળ થશો. ॥ ૨૪ ॥

વડી વાતો કીધે, અરથ સરવાનો કદિ નથી,
કરી જોયાથી તે, સકળ ફળ આપે શુલભથી;
ઝપાટા વીજેના, ગગન ગરજી ચોગમ થવા,
જુઓ વૃષ્ટી વીના, અફળ સરવે એ સમજવા. ॥ ૨૫ ॥

દિઠેલા દેખાવો, નજર ચુક જેવા નિવડતા,
ખરા માનેલા તે, જરૂર થઇ મિથ્યા રખડતા;
ખરી રીતે ખોજી, અનુભવ કરીને નિરખતાં,
દિસે છે સત્યાસત્ય પુરણ રિતેથી પરખતાં. ॥ ૨૬ ॥

ભર્યે ભાણે તૃપ્તો, થઇ નવ શકી જો કદિ તને,
પછી કેવી રીતે, અજિઠ જઇ ચાટયા થકિ બને;
સદા એવી રીતી, અધમ લલુતાની તજિ દઇ.
રહો સંતોષેથી, પરમ નિજ પત્ની વ્રત ગ્રહી. ॥ ૨૭ ॥

કર્યું ભેગું હોએ, અધિક ધન મોટી મુશિબતે,
તથાપી તેનો જો, પુરણ રિત ના વૈભવ થતે;
ગણો મિથ્યા એને, જરૂર વિધવા જોબન સમું,
નકામી દુગ્ધાએ, મનુષ્ય મુરખાઇ થકિ ખમું. ॥ ૨૮ ॥

ચઢીને હિંડોળે, ભ્રમિત થઇ ભૂલા કયમ ભમો,
વિલાસોમાં ઝાઝા, રમણ થઈ રંગે કયમ રમો;
જશે એ સૌ ઉડી, વખત વિતતાં તો ક્રમણથી,
પછી અંતે એથી, જરૂર ભટકાશો ભ્રમણથી. ॥ ૨૯ ॥

દુખી સર્વે દીનો, અધિક દુઃખ પામી દુખિ થતા;
તથાપી તેમાંથી, અનુભવ અતી એ નિરખતા;
ભલા ભુંડાઓને, અજબ રિતથી એ પરખતા.
પ્રભુ સાથે પ્રૌઢી, પ્રબળ પ્રિત રાખી હરખતા. ॥ ૩૦ ॥

બુરા બીજાઓના, દુખદ બહુ દિનો નિરખિને,
રહે જેઓ રાજી, હરદમ હૃદે જે હરખિને:
પ્રભૂના પૂરા એ, અધમ રિતના દોષિત દિસે,
દયા રાખ્યા વિના, પતિત પડશે દોજખ વિશે. ॥ ૩૧ ॥

પરાણે પ્રીતી જે, અવર જનની ઇચ્છત ઉરે,
નિરાશા અંતે એ, અધિક સહુ પામી ઉર ઝુરે;
મળેલાં જો હોયે, પરસપર પ્રીતે મન ઘણાં,
ટકે છે પ્રીતી ત્યાં, રસિક થઇ પાત્રો દિલ તણાં. ॥ ૩૨ ॥

સુનીતીના રંગો, સકળજનને સૂઘડ કરે,
હણીને સૌ દોષો, મલિન મન ટાળી ઉર ઠરે;
સદા શાંતી આપી, સુખફળ દે છે સકળને,
નિતી ધર્મે દોરી, અધિક બળ આપે અબળને. ॥ ૩૩ ॥

સુવિદ્યાના યોગે, સતધરમ સૌ સ્થાપિત થઇ;
રૂડી રીતે ચાલે, સકળજનને એ શિખ દઇ;
અવિદ્યાના યોગે, જરૂર વળતી પંથજ સડે;
ગુરૂ શિષ્યો તેથી, સહુ કર કપાળે દઇ રડે. ॥ ૩૪ ॥

થવા ઇચ્છો મોટા, અધિક રિતથી જો કહિ તમો,
થજો પોતે મોટા, અવરપર આશા નવ ખમો;
નહીં આશા પૂરે, અવરજન આશા નિજ હરી,
ઠગશો એ આશે, જરૂર કહું હું હિંમત ધરી. ॥ ૩૫ ॥

તમે જૂના વાંચો, જરૂર ઇતિહાસો કર ધરી,
કર્યાં કેવાં કાર્યો, પુરવજને હિંમત કરી;
નિહાળી તે સર્વે, મનન કરશો જો મન વિશે,
જણાતાં સૌ ખૂબી, ઉલટ ઉર એવી ઉપજશે. ॥ ૩૬ ॥

સદા સૌની સાથે, સલુકપણથી જે રહિ શકે,
રૂડી રીતે તેતો, વિકટ વ્યવહારે પણ ટકે;
નહીં શત્રુ કોઇ, મનુષ્ય સઘળાં મીત્રજ દિસે,
ઉપાધી સૌ ત્યાગી, અધિક સુખ પામે જગ વિશે. ॥૩૭॥

ભણીને શું કીધું ? અવર જનના નોકર થયા,
નહીં બીજું સૂઝ્યું ? સકળ શુભ ધંધા તજિ ગયા;
કદી એથી તારી, અધિક ઉનતી તો નવ થશે,
ખરી રીતે અંતે, અધમગતિ માંહે ભટકશે. ॥ ૩૮ ॥

હશે સૂપાત્રો તે, અધિક ધન વિદ્યા થકિ કદી,
ચઢી ગર્વી ચાકે, નફટ થઇ જાએ નવ મદી;
પરંતુ તે પૂરા, સરળ થઇ ચાલે નમિ નમી,
ન લેતા એ શાપો, અધમ થઇ કોનું મન દમી. ॥૩૯॥

હશે સંતોષી તે, સકળ શુખવંતા સમજવા;
નહીં આશા મોટી, કરત કદિ લક્ષ્મી પતિ થવા;
મળે જે પોતાને, પરમ પ્રભુ કેરી નજરથી;
હશે થોડું તોએ, અધિક ગણિ લેતા અવરથી. ॥ ૪૦ ॥

રૂડું ઇચ્છે એનું, જગત પણ ઇચ્છે બહુ રૂડું;
કુડું ઇચ્છે એનું, જગત પણ ઇચ્છે બહુ કુડું;
જુએ બેઠા બેઠા, સકળજનની સૌ વૃતિ હરી;
પછી આપે જેશંગ ઘટિત ફળો સ્નેહજ કરી. ॥ ૪૧ ॥

દિસે ભુંડું ભારે, જનમ લઇ આંહીં જનમવું,
વળી એથી ભુંડું, દળદરપણાને વશ થવું;
ગણો એથી ભુંડું, અવર જનના સેવક થવું,
સદા એવી રીતે, દુખકર હરીનું સરજવું. ॥ ૪૨ ॥

ભરોંસો ધારીને, શરણ થઇ આવે તુજ કને,
દગો તેને દેઈ, થઇશ નવ ઘાતીક તું મને;
પૂરો પાપી એથી, જરૂર જગમાં તું સમજજે,
કહું માટે કોડે, અધમ રિત એ તું વરજજે. ॥ ૪૩ ॥

અભાગીને યોગે, સકળ સુખ સર્વે દુઃખ થતાં,
વહે વાંકી ગંગા, નશિબ નબળાં તે નિરખતાં;
કરે ધંધા જેજે, અફળ થઇ એજે સહુ જતા,
વિધી વાંકો જ્યાં છે, સબળ પણ ત્યાં નિર્બળ થતા. ॥૪૪॥

સુભાગીને સર્વે, સરસ સનમાને રિઝવતા,
અભાગીને એથી, ઉલટ અપમાને દુભવતા;
હશે વિધી સિદ્ધો, જગત પણ સિદ્ધું સમજવું,
હશે વિધી વાંકો, જગત પણ વાંકું નિરખવું. ॥ ૪૫ ॥

સુવિધાનો હેતુ, જરૂર ધન પ્રાપ્તી નવ ગણો,
પરંતુ બુદ્ધીને, પ્રબળ કરવા કારણ ભણો;
પછી બુદ્ધી યોગે, અળત ધન ધંધે વળગતાં,
વળી રૂડી નીતી, અહણ કરિને સૌ સમજતાં. ॥ ૪૬ ॥

સુવિદ્યાના યોગે, સકળ સુખને સંપતિ મળે,
કુવિદ્યાના યોગે, સકળ સુખને સંપતિ ટળે;
સુવિદ્યાના યોગે, ધરમ નિતિ માંહે ચિત વળે;
કુવિદ્યાના યોગે, અધિક અઘનાં સૌ ફળ ફળે. ॥ ૪૭ ॥

રૂડી તારી રેખા, કરમ કળિની તું નિરખિને,
બને છે આનંદી, અધિક ઉરમાંહે હરખિને;
તથાપી એ તારો, ટક્ત નવ આનંદ અતિશે,
ખિલેલી રેખાએ, વખત વિતતાં તો ખરિ જશે. ॥૪૮॥

અમી દ્રષ્ટી જ્યારે, પરમ પ્રભુની તુંપર થશે;
બધાં કષ્ટો તારાં, કઠણ પણ ત્યારે ટળિ જશે;
થશે સ્થિતી સારી, વગર ભયવાળી સુખ ભરી;
હમેશાં હુલ્લાસે, જિવન ગુજરે છે મન ઠરી. ॥ ૪૯ ॥

ઘણાં કષ્ટો વેઠી, અનુભવ થકી ઘાયલ હશે,
સદા એનાં દર્દો, જરૂર જન એવા સમજશે;
રૂડા જ્ઞાની લોકો, સરસ રસ એમાં સમજતા;
પિએ પ્રીતે પોતે, રસિક રસને ઊર રિઝતા. ॥ ૫૦ ॥

શુરા અંતે સર્વે, અધિક જશ પામે નિજ બળે,
અભીમાની આપે, અધિક અભિમાને પરજળે;
ગમારો પોતાની અતિ, ગફલતીથી દુઃખ ખમે,
અને જ્ઞાની જેશંગ રસિક રહીને રસ જમે. ॥ ૫૧ ॥

જશે મિથ્યા જેજે સમય સમજો આળસ થકી,
નહીં નાણું ખર્ચે, સમય મળશે એ ફરિ નકી;
સદા સોના જેવો, સમય સઘળો તું સમજજે,
કદી મિથ્યા ભૂલે, સમય ગણિને ના વરજજે. ॥ ૫૨ ॥

સદા શાણી શ્યામા, સહન શિળવંતી સમજવી;
ગણી પ્રેમી મૂર્તી, પુરણ પ્રિતથી એ પરણવી;
મળે મોંઘાં સૂખો, જીવન સઘળામાં રસ ભર્યાં;
પછી આ સંસારે, સકળ સુખિયાં દંપતિ ઠર્યાં. ॥૫૩॥

હશે જેની વાણી, મધુર મન હર્ણી રસ ભરી;
કરે સર્વેને એ, જરૂર નિજ તાબે વશ કરી;
ગમે તેવા શત્રુ, સબળ પણ તેને વશ થતા,
સદા આનંદે એ, અધિક સુખ આપે નિરખતા. ॥૫૪॥

કરો ધંધા જે જે, સકળ રિતથી તે સુધરવા,
કરો યત્નો ઝાઝા, અનુભવ થકી સ્વાર્થ સરવા;
છતાં જાણીજોઈ, અધિક રિતથી આળસ કરો,
જશે વૃથા લાભો, અધિક ઉદ્યમી મૂરખ ઠરો. ॥ ૫૫ ॥

વડી વાતો કીધે, વડપણ કદી ના સમજવું,
વડાં કામો કીધે, વડપણ અતીશે સમજવું;
વડી રિદ્ધ સિદ્ધી, અધીક ધનથી ના સમજવી,
વડી રિદ્ધી સિદ્ધી, અધિક સુખ સંપે સમજવી. ॥૫૬॥

સદા સારી શિક્ષા, ગ્રહણ કરવાની ગતિ હશે,
બહુ બુદ્ધીશાળી, સકળ સદ્‌ગુણી જન થશે;
પડે એવી હેવા, નશિબ બહુ સારૂં નિરખશે,
પછી અંતે જાતાં, હૃદય અતિશે એ હરખશે. ॥ ૫૭ ॥

સુવિદ્વાનોથી તો, અધિક સદ્‌ગુણી વધિ જતા,
શરાણે નીતીની, જરૂર ચઢિને નિર્મળ થતા;
સદા એવું ઊંચું, અતિ સરસ જો શિક્ષણ મળે,
નહીં કોઇ કાળે, મનુષ્ય પછિથી એ ચિત ચળે. ॥ ૫૮ ॥

હમેશાં માબાપે, જરૂર નિજનાં બાળક થકી,
દયા રાખી દેવું, ધરમ નિતિનું શિક્ષણ નકી;
ગણી પોતાની એ, સુભ ફરજ સંતાનજ પ્રતી,
બનાવો સંતાનો, સદ્‌વર્તનવાળાં કરિ કૃતી. ॥ ૫૯ ॥

કદી કંટાળીને, જગત વ્યવહારે નવ રહો,
રહો રૂડી રીતે, ધિરજ ધરિને સૌ દુઃખ સહો;
સાહો શાંતી સાથે, કરમ રતિની એ કૃતિ ગણી,
ચળીને આનંદે, પરમ દુઃખ છાયા સુખ તણી. ॥ ૬૦ ॥

મહા મોંઘાં સૂખો, સરસ રિત રાખ્યા થકિ મળે,
મળે ના નાણાથી, હુકમ અધિકારે બહુ બળે;
બળેલાં ચિત્તોને, સકળ રિતથી શાંતિજ કરે;
કરે છે એ સુખી, સકળ સદ્ગુણો ઉર ઠરે. ॥ ૬૧ ॥

મઝા મોજે ઝાઝી, વ્યસન વશ જેઓ થઇ કરે,
ઘણાં કષ્ટો વેઠી, સમય વિતતાં સૌ સુખ હરે;
પછી કોઇ કાળે, ન સુધરત બાજી જિવનની,
ગઇ વહી સ્હેજે, જરૂર થઇ દુઃખી ભુવનની. ॥ ૬૨ ॥

કરો સંસારી સર્વ પરમ સુધારા પ્રથમથી,
પછી રાજ્યદ્વારી, બનત સહજે સૌ નિયમથી;
પરંતુ એ વીના, અવર રિતથી ના કદિ થશે,
સુધારાનો પાયો, પ્રથમ ગણ સંસારજ વિશે. ॥ ૬૩ ॥

ભલી ભુંડી કીર્તી, અમર રહિ અંતે મનુષ્યને,
વખાણે નીંદવે, સમય સમ સૌના કૃતવ્યને;
પ્રજા પુઠે એના, કથિત ગુણ સર્વે મન ધરી,
કરે એની એવી, જરૂર તુલના ન્યાયજ ભરી. ॥ ૬૪ ॥

હશે જ્યાં જ્યાં નારી, હૃદય બળતી જો કુળ મહીં,
પ્રજા વૃદ્ધી કેરી, નવ સમજશો વાતજ તહીં;
નિશાશા નારીના, કુળ ક્ષય કરી સર્વસ હરે,
વળી નર્કે નાંખી, કુળ અવગતીયું સહુ કરે. ॥ ૬૫ ॥

દિસે ઝાઝા દુઃખી, અધમ જીવ જોતાં જગતમાં,
નહીં કોઈ વાતે, જિવન સુખ એની સુજતમાં;
ઉપાધીનાં અભ્રો, અધિક ચડિ આવી શિર ઠરે,
પછી કષ્ટે દુખી, અધમ જિવ એથી થરથરે. ॥ ૬૬ ॥

રહો સૌની સાથે, વિપત ભય જે જે શિર પડે,
નકામો પસ્તાવો, મુરખ જન મિથ્યા કરિ રડે;
ગણો સૌની સાથે, સુખ દુઃખ બધાં તે સુખ સમાં,
પછી શાને માટે, ચળિત થઇ હારો હિંમતમાં. ॥ ૬૭ ॥

હતા વૈશ્યો પ્હેલા, પરધન નહીં ચિત્તજ ધરે,
દગાવાળા ધંધા, અધમ ગણિને એ પરહરે;
નથી આજે એવા, સમય કળિનો એ સમજવો,
અવિશ્વાસી એવા, નજરચુક ધંધો નિરખવો. ॥ ૬૮ ॥

સદા જે પોતાની, ઉલટ ધરીને અર્પણ કરે,
નહીં તેને જેઓ, કબુલ કરિને કરમાં ધરે;
પછી અંતે જયારે, કૃપણ જન પાસે કર ધરે,
ઘટે કીર્તી ત્યારે, જરૂર ક્ષિણ થૈ માનજ હરે. ॥ ૬૯ ॥

ક્ષત્રીઓની ખ્યાતી, વગર ભયની રૈયત ગણે,
છતાં આજે એવા, નિતિ તજિ પ્રજાનું સહુ હણે;
જનાનાના મોજી, વિષય વશથી અંધજ થઇ,
રહ્યા રોજે ઝૂરે, અવર વશ સત્તા સહુ ગઇ. ॥ ૭૦ ॥

કુટુંબી માળામાં, નિજ અંગિત પંખી સહુ મળે,
રહે રૂડી રીતે, પરસપર સૌ પ્રેમજ બળે;
છતાં એકે એકે, સમય ક્રમથી સૌ ઉડિ જતાં,
રહ્યાં બાકી પુંઠે, અધિક ઝુરિ તે સૌ દુઃખિ થતાં. ॥૭૧॥

વખાણેલી વાતો, વિષમ ગુણવાળી થઇ પડે,
નફો લેવા જાતાં, જરૂર ઉલટી એ થઇ નડે;
ઠગાશો ના કોઇ, પ્રથમરૂપ રૂડું નિરખિને,
રહે રૂડા ગુણે, ગ્રહણ કરજો તો હરખિને. ॥ ૭૨ ॥

કરે કૂડો ધંધો, કપટ છળ કેરો પ્રથમથી,
પડી ભાગે તો તે, ચપટ થઇ અંતે અધમથી;
નફો ના દેખાતો, નિકટ નિરખેલો ઉડિ જતો,
અધર્મી કૃત્યોથી, સબળ સહુ ધંધો ક્ષિણ થતો. ॥ ૭૩ ॥

મદારીની પેઠે, મુરખ જનને જે નચવતા,
નચાવ્યા નાચીએ, વગર સમજે સૌ ખુશિ થતા;
મળે એનાં જયારે, અધિક ફળ કૂડાં મુરખને,
બને બીમારીએ, અનુભવ કરી ખૂબ દુઃખને. ॥ ૭૪ ॥

તરે નૌકા પોતે, સમુદ્ર જળમાં એ શુભ રિતે,
અને સ્વાધીનોને, જરૂર વળિ તારે નિયમિતે;
ગુરૂ સૌ એ રીતે, ધરમ નિતિથી આ ભવ તરી,
સદા તારે શિષ્યો, અધિક ઉપદેશે અઘ હરી. ॥ ૭૫ ॥

સુધારાવાળાઓ, વગર સમજ્યાથી સુખ વદી,
લખી લેખો થાકે, અસર નવ થાએ પણ કદી;
રહી ન્યારા પોતે, અધિક શિખ આપે ઉપરથી,
શ્રમો મિથ્યા જાએ, મળિ નવ રહેતાં અવરથી. ॥૭૬॥

મિરાંબાઇ મોટી, હરિ ભજન કીધે થઇ રહી,
ગણાણી જ્ઞાનીમાં, ભજન પરતાપે ગુણ ગ્રહી;
તજી મિથ્યા માયા, સતત સુખ સાચું મન ધરી,
રહી ન્યારી પોતે, જગત સઘળાને પરહરી. ॥ ૭૭ ॥

દગો દેતા પ્હેલાં, સજડ મનમાંહી સમજજો,
નડે એ પ્હેલાં તો, અવર જનને એ નિરખજો;
પછીથી પોતાને, સખત રિતથી ઘાયલ કરે,
ખરે ખોદે છે તે, જરૂર જન તેમાં પડિ મરે. ॥ ૭૮ ॥

પ્રભાતે જે વ્હેલા, નિયમસર ઉઠી નિજ તણાં,
કરે કોડે કૃત્યો, બલિન થઇ પામે ધન ઘણાં;
રહે રૂડાં રોજે, રસિક મન પ્રફૂલિત પુરાં,
સદાએ આનંદે, અનુભવ કરીલે સુખ ખરાં. ॥ ૭૯ ॥

મનોવૃત્તી જેવી, ચપળ થઇ દોડે જન તણી,
કરે તેવાં કૃત્યો, ચતુર પણ ભૂલી ભુલવણી;
હશે જે અજ્ઞાની, મનસ વશ તે ના કરિ શકે,
હશે જેઓ જ્ઞાની, ચપળ ચિત સામે થઇ ટકે. ॥ ૮૦ ॥

ભણી આજ્યુએટો, સકળ રિતભાતે સુધરતા,
સુધારી બીજાને, તિમિર રૂપ અજ્ઞાન હરતા;
ઘણા એવા વીરો, જરૂર નિજ દેશે ઝળકશે,
થશે સૌ સધારો, ભવિષ્ય પણ ત્યારે ચળકશે ॥ ૮૧ ॥

અદેખા અજ્ઞાની, ચતુર જન સૌને ચુકવવા,
કરે ઇર્ષા ઝાઝી, સજન સહુની એ દુભવવા;
પરંતુ સૌ ડાહ્યા, સજન જનની કિંમત કરી,
કરે તેના કોડે, સરસ સતકારો હિત ધરી. ॥ ૮૨ ॥

શશી સ્હેજે જૂઓ, કમળ કુળ સૌને ખિલવતો,
કહ્યા વીના પોતે, અમિ રસ દઇને રિઝવતો;
સદા એવી રીતે, સજન પણ સૌને રિઝવતા,
ગમે તેવો હોયે, તદપિ નવ તેને દુભવતા. ॥ ૮૩ ॥

ઠગારા લોકો જે, અઘટિત કરે કૃત્ય હરખી,
બળે છે હૈયામાં, સુઘડ જન એ કૃત્ય નિરખી;
ઠગારા લોકોની, મતિ મલિન એવાં કૃત્ય કરે,
બુરી બુદ્ધિ એવી, સુઘડ જન દેખી દિલ ડરે. ॥ ૮૪ ॥

નમાલાં કામોમાં, વખત નવ મિથ્યા પરહરો,
ગણી મોંઘા મૂલે, સમય સઘળાનો વ્યય કરો;
ગયો તે ના આવે, અવસર ફરીથી અહિં જુઓ,
ધરી શિક્ષા ઉરે, અધિક સરવે આળસ ખુઓ. ॥ ૮૫ ॥

જુઆનીની જવાળે, અધિક જન એમાં પ્રજળતા,
પડીને ફૂછંદે, વિષય રસમાં એ સબડતા;
ગુમાવે છે મિથ્યા, જનમ સઘળો જોબન મદે,
પડે છે અંતે એ, અધમ થઇ નર્કે નિચ પદે. ॥ ૮૬ ॥

અલેખાનું જેઓ, ઘર ખરચ રાખી ખુશિ થતા,
ગુમાવીને નાણું, કરજ કરિ અંતે ડુલિ જતા;
બગાડે પોતાનો, અધિક વટ વ્હાલો કસુરથી,
પડે ધંધો ભાગી, નિરબળ થતાં શૂર નુરથી. ॥ ૮૭ ॥

ભલે ભાવી કાળે, વિપત ભય આવી શિર પડે,
તથાપી ના હારો, હિમત મનથી તો નવ નડે;
ચડે છે આકાશે, વખતપર વા વાદળ જુઓ,
ટકે એ ના ઝાઝું, વખત વિતતાં એ નવ જુઓ. ॥ ૮૮ ॥

મુંઝાતા માયામાં, ભ્રમિત જિવ અજ્ઞાનજ વડે,
કરે કર્મો એવાં, વિપત ભયમાં એ જઇ પડે;
ન માને જ્ઞાનીનાં, કથન કદિ માયા વશ રહી,
તજે સાચાં સૂખો, નરક દુખનાં સંકટ સહી. ॥ ૮૯ ॥

ઘણા ખત્તા ખાઇ, સરળ થઈ જેઓ સ્થિર બને,
નહીં તે લોપાતા, વિપત ભયમાં અસ્થિર મને;
રહે રૂડી રીતે, અનુભવ કરી એ ક્ષણ ક્ષણે,
સદા વર્તી જાણે, સમ વિસમ સાથે સમપણે. ॥ ૯૦ ॥

અલંકારી વાતો, મુરખ જન સાચી સમજતા,
નહીં મર્મો જાણે, અધિક અક્ષરાર્થો પકડતા;
થતા એથી અર્થો, અનરથ રૂપે સો ભય ભર્યા,
નફો લેવા જાતાં, મુરખ જન હાણે જઇ ઠર્યા. ॥ ૯૧ ॥

ઘણાં કષ્ટો વેઠી, અખિલ ધનનો સંચય કરે,
ન ખાએ ના ખર્ચે, કઠણ થઇ સો વૈભવ હરે;
વળી સ્વપ્નામાંએ, ન પરઉપકારે પઇ ધરે,
પછી અંતે એનું, અધમ ધન લુંટાતુંજ ફરે. ॥ ૯૨ ॥

સખી મર્દો પોતે, સુદૃઢ રહિ સર્વે વિપતમાં,
કદી કંટાળીને, હઠત નહિં હારી હિમતમાં;
રહે પૂરા ટેકી, મરણ ભયને એ નવ ગણે,
મહા મર્દો એવા, ગરિબ જનનાં સો દુઃખ હણે. ॥૯૩॥

ભમે છે જેઓનું, ચિત ચપળ ચોદીશ ભમતું,
હમેશાં એઓને, અદૃઢ થઈ એ ચિત્ત દમતું;
નહીં કોઇ વાતે, સુદૃઢ થઇ એ શાંતપણથી,
ઠરી બેસે ઠામે, ચપળ ચિત કેરા ભ્રમણથી. ॥ ૯૪ ॥

જુઆરી લોકોની, સુઘડ નવ બુદ્ધી સમજતા,
કરે કૂડાં કૃત્યો, મલિન મન રાખી ભટકતા;
પડી લોભી પાસે, અવર જનને એ દુભવવા,
બુરી બાજી ખેલે, દુષિત થઇને નર્ક પડવા. ॥ ૯૫ ॥

કરે જારી કર્મો, અધમ રિતથી એ મરણને,
બુરા હાલે પામે, તજિ સુર અસૂરી શરણને;
બગાડે બે લોકે, જરૂર જિવ એ સૌ નિજ ગતી,
વૃથા માતા કૂખે, જનમ ધરિ આવ્યા સુઢમતી. ॥ ૯૬ ॥

મરે તેની પુંઠ, રૂદન કરવું એ ઠિક નહીં,
પ્રભૂની એ ઈચ્છા, બલિન ગણિ ચાલો સહુ સહી;
કદી રોયે કૂટે, મનુષ્ય નવ જીવે મરિ ગયાં,
રહો જ્ઞાની દ્રષ્ટે, વગર સમજેલાં દુખિ થયાં. ॥ ૯૭ ॥

ભલે સૌ શૂરાઓ, અધિક જશના માલિક બનો,
તમારાં કૃત્યોથી, નમન કરતા સૌ નૃપ જનો;
છતાં એથી અંતે, મરણ પછી શું કાર્ય સરશે,
વિના ચૈન્યે તત્વો, નવ શિવરૂપે જીવ ઠરશે. ॥ ૯૮ ॥

ભલી હાકેમીથી, સરસ ગુણ લાવી સુધરજો,
દયા દીલે દાખી, નિતિ ધરમ ગ્રહી વિચરજો;
સુણી સૌની દાદો, નિરમળ પણે ન્યાય છણજો,
પ્રજા સૌ પોતાની, સમ વિષમ કોઇ ન ગણજો. ॥૯૯॥

ભરોંસો જૂઠાનો, મૃગ જળ સમો નિશ્ચય ગણો,
નહીં સાચો જાણો, ભરપુર ભરેલો જુઠ તણો;
બતાવે જે બ્હાનાં, તદ્દન સમજો તે તકલદી,
પળે ના બોલેલું, નુર ખુવત જૂઠૂ મુખ વદી. ॥ ૧૦૦ ॥

દુરાચારી લોકો, દુષણ નિજનાં સૌ સુચવવા,
ફરે છે બીજાને, વગર અરથે એ પજવવા;
કરે જ્યારે પીડા, અવર જનને બેશરમથી,
થતી શાંતી ત્યારે, અધમ નિજનાં એ કરમથી. ॥૧૦૧॥

કરેલી સૌ સેવા, સજન જન સાધુ જન તણી,
નહીં વૃથા જાએ, ફલિભુત બને એ શત ગણી;
જુઓ જેવી રીતે, ફળ કપુર સેવ્યા થકિ મળે;
હમેશાં એ રીતે, સુઘડ જનનું સેવન ફળે. ॥ ૧૦૨ ॥

સદાચારે ચાલી, હરિગુણ કથો છો વદનથી,
છતાં તેથી પૂરૂં, ઉદર ભર ખાવા અન નથી;
તથાપી સંતોષે, પરમ પ્રભુ ઇચ્છાપર રહી,
ભલી રીતે ભાવી, કરમ છુટજો ભોગવિ સહી. ॥ ૧૦૩ ॥

કસાએલી બુદ્ધી, વગર સમજ્યાં ના કૃત્ય કરી,
કરે સૌ વીચારો, સમજ શક્તિથી દિલ ડરી;
ભલા ભુંડા ભેદો, અહર્નિશ આપે ઉર ધરી,
ભલા ભેદો સંચે, દુરિત સહુ રહેજે પરહરી. ॥ ૧૦૪ ॥

કમાણી સૌ કૂડી, ટકત નવ ઝાઝી ઘર મહીં;
ટકે છે ત્યારે તે, કરત બહુ હાની ઘર રહી;
કમાણી રૂડીને, અધમ પરકારે હિણુ કરી,
ખસે છે અંતે એ, પુરણ કુળ કેરો ક્ષય કરી. ॥ ૧૦૫ ॥

જનો દીર્ઘાયૂષી, નીયમસર ચાલ્યા થકિ થતા;
મિતાહારી થૈને, દુર વ્યસન સર્વે વરજતા:
પડે ના કૂછંદે, નિતિ નિયમને એ અનુસરી,
રહેછે આનંદે, દુરિત રિત સર્વે પરહરી. ॥ ૧૦૬ ॥

દગાબાજી ખેલી, દિવસ નિજના જે નિરગમે,
કદી એઓ સંગે, સજન જન જાશો નવ તમે;
છતાં ભૂલે ચૂકે, ભ્રમિત થઇને સંગત કરો,
પડી પાપી જાળે, પુરણ દુઃખ પામી ઝુરિ મરો, ॥૧૦૭॥

સદા સુનીતીને શિખર ચઢવાને શિખરણી,
રચ્યા રૂડા છંદો, અનુભવ અતીશે ભણિભણી;
પઢો એ સૌ પ્રીતે, સુફળ મળશે એ થકિ ઘણાં,
કહ્યાં છે જેશંગે, વચન બધાં આ હિત તણાં. ॥૧૦૮॥

---

માળા ૧૯ મી સંપૂર્ણ.



# માળા ૨૦ મી.

## ગીતિ વૃત્ત.

મૂરખ જનની સાથે, મૈત્રી કરતાં મલીન રંગ લાગે;
દિન દિન વૃદ્ધી પામી, મલિન પણાનું પ્રબળપણું જાગે. ॥૧॥

સંગત કરતા પેલાં, પાત્ર સંગીનું પરખી લ્યો પૂરૂં;
પરખ્યા વિણ કરશો તો, અંતે એ બહુ ફળ આપે બૂરૂં. ॥૨॥

ગુણિઅલ જનની ગણના, ગુણિઅલ જનમાં વિશેષ વખણાતી;
પણ કદિ અગુણી જનમાં, ગણના એની જરાન ચરચાતી. ॥૩॥

દુનિઆં બહુ રંગી છે, નિરખીને ચિત ચલીત નવ કરવું;
પણ ધીરજ ધરિ મનમાં, શાંત થઇને સરળપણે ઠરવું. ॥૪॥

મોટા જનની સાથે, નાના જન સૌ વિવાદથી હારે;
અજા વાઘની સાથે, સ્હેજ વદે તે છતાં તરત મારે. ॥૫॥

જેનું મન જયાં ગોઠે, તેનું મન ત્યાં જવાજ લલચાતું;
નિરખી મદિરા પીઠું, વ્યશનીનું મન તરતજ હરખાતું. ॥૬॥

પ્રોત પરાણે કરતાં, પ્રેમ તણો રસ કદી ન પીવાતો;
ઇચ્છા વિણ ભોજનથી ભોજનનો રસ અહીક થઇ જાતો. ॥૭॥

દુનિઆંમાં દુખ દેખી, કાયર થઈ મન કદી ન કંટાળો;
કાળ તણી ગતિ એવી, સુખ દુખ નિત્યે ભ્રમણ થતું ભાળો. ॥૮॥

સ્વચ્છ મનુષ્ય કૂસંગે, કૂસંગી સમ ગુણમાં નિરખાતું;
નિર્મળ જળ પણ માટી, સંગે મળતાં મલીન વરતાતું. ॥૯॥

સુંદરતા બહુ સારી, પણ સદ્‌ગુણવિણ, ગણાય નહિં સારી;
ખારૂં જળ બહુ નિર્મળ, પણ તે પીતાં જણાય વીકારી. ॥૧૦॥
કેળવણી કરવાથી, ઊત્તમ પદવી, સદાય સૌ પામે;
શિશુકૂર કેળવણીથી, પંડિત થઇને ઠરતાં સુભ ઠામે. ॥૧૧॥
જેને જે રઢ લાગી, તે રઢ પૂરી કરવા તે ચાહે;
કુરૅંગ તણી કૅંચૂકી, કરવા સીતા ચઢીજ હઠ રાહે. ॥૧૨॥
પ્રકૃતી નીતિ રીતી, મનુષ્ય તણી સૌ સુધરે સત્સંગે;
એ વિણ તતક્ષણ બીજો, પટ નવ લાગે જન મનને અંગે. ॥૧૩॥
વિનય થકી વશ કરિએ, તો વશ થાએ જરૂર જન સરવે;
વશાકરણી એ વિદ્યા, મોટા મોટા મુનિવરને હરવે. ॥૧૪॥
દુર્ગુણની ગતિએવી, દિન દિન વૃદ્ધી વિશેષ થઇ જામે;
પણ અંકૂર એનાએ, ઊગતા છેદે, વિનાશ એ પામે. ॥૧૫॥
સદૈવ સોગન કરતાં, સત્ય વચન છે શતક ગણું સારૂં;
જૂઠા જનની પાસે સત્ય વચન પણ, જુઠમાં ખપનારૂં. ॥૧૬॥
એક પળે પરમેશ્વર, પર્વતને પણ, કરે જમીન સરખો;
તો પછિ મનુષ્ય તમે તો, તેની શકતી કઇ રીતે પરખો. ॥૧૭॥
બુદ્ધી ભ્રષ્ટ બને છે, ત્યારે ઊરમાં અતિ તર્કો ઊઠી,
સંસારિક સૌ બાજી, પેચપ્રપંચે રમાય છે જૂઠી. ॥૧૮॥
સુરખ તણી મતિ એવી, રંગી જનના મનથી દોરાતા;
હાજી હા કરનારા, મિત્રો મૂરખ અતિસમ સમજાતા. ॥૧૯॥
નિંદિત કર્મ કરીને, જગમાં જિવતર ગણશો નહિ સારૂં;
કુળક્ષય કરિને પાંડવ, હીમાળે ગળિ તજ્યું જિવન પ્યારૂં. ॥૨૦॥
સત્યપણું સાચવતાં, સત્વાદી સંકટથી નવ ડરતા;
હરિશ્ચંદ્ર સત્ય માટે, નીચ ઘરે રહિ અનુચરપણું કરતા. ॥૨૧॥
આડંબર ઊપરનો, દેખી ભોળા જન બહુ ભરમાતા;
મિથ્યા મેઘાડંબર, નિરખી મયુરો મલાર સુખ ગાતા. ॥૨૨॥
કલંક કદિ નવ નડતું, નિંચ મનુષ્યને લમણે લાગેલું;
ગંદુ જળ શું બગડે, કારણકે એ હતુંજ બગડેલું. ॥૨૩॥
જે રીતે ચંદ્રોદય, દેખી ચિતમાં ચકોર બહુ રીઝે;
એ રીતે સુભ પત્નિ, પતિને પ્રેમે, નિરખી રસ પીજે. ॥૨૪॥

લવણ વગર અન્ન ફીકું, ખાતાં લાગે રસ હીણ જેવું;
પ્રેમ વિના દંપતિનું, આ સંસારે, સમજો સુખ એવું. ॥૨૫॥

સુઘડ દંપતિ જેવાં, પ્રેમ વિનોદ વદતાં બહુ વ્હાલે;
એ રીતે સુકવિઓ, કાવ્ય વિનોદ રસિકપણે મ્હાલે. ॥૨૬॥

ઊત્તમ જન આ જગમાં, ઊત્તમ કુળ વિણ કદી ન ઉપજતાં;
મોંઘાં ફુળ મુકતાફળ, મા'સાગર વિણ અવર ન નીપજતાં. ॥૨૭॥

પંડિત જનની પાસે, પાખંડીનું નવ પોકળ ચાલે;
જૂઠાં નંગ ઝવેરી, પરખી પૂરણ કરમાં નવ ઝાલે. ॥૨૮॥

દારા દુર્ગુણી દેખી, કઇક પુરૂષને મળે ધડો સારો;
પિંગળાને પીછાણી, ભતૃહરીએ વ્યવ્હાર ધિકકાર્યો. ॥૨૯॥

શાકણ ડાકણ ને વળિ, ભૂતપલિત સૌ ભ્રમિત મને ભાસે;
વાયુની ભ્રમણાથી, નિંદ્રામાં જયમ, સ્વપનાં નિરખાશે. ॥૩૦॥

અભિમાનીને અંગે, કૂળ કુટુંબની શરમ નહીં અડતી;
દૂર્યોધન દ્રોપદીને, ખેંચી લાવ્યો સભા મધે રડતી. ॥૩૧॥

હોય મરદ પણ કુસ્થળ, પડતાં એ કદિ, નવ નિકળે ચળકી;
રત્ન અગોચર ઠામે, ઠરતાં એની જણાય શું ઝળકી. ॥૩૨॥

લોભી ધનને માટે, મનમાં જેવી લલોપતા રાખે;
નિર્મળ જન એ રીતે, જ્ઞાન ગ્રહણમાં નિજવૃતી દાખે. ॥૩૩॥

ચતુર પુરૂષ ચેતીને, મન માનેતો ડગ આગળ દેજો:
અંધ મનુષ્ય સ્થળ શોધી, ચાલે એવી રિત સમજી લેજો. ॥૩૪॥

દુનિઆંને શિર છો દે, અજ્ઞાની જનવણ સમજે દોષો;
દુનિઆં તો દેખે છે, તેવું દાખે પ્રગટપણે જોશો. ॥ ૩૫ ॥

કામ નિયમસર કરતાં, કામ ઘણાં પણ કરવા તક મળતી;
નિયમ વિનાનું એકજ, કામ કરો પણ, તક નવ નિકળતી. ૩૬

નિતીની અરૂચીથી, સંસારિક સુખ, વિનાશ સૌ થાએ;
અન્નતણી અરૂચીથી, નિર્બળ થઇને શરિર પડી જાએ. ॥૩૭॥

દયા દુરિજન ઉપર, કરતાં સજ્જન ઉપર છે અન્યાય;
કારણકે એથી એ,દુરિજન ડર વિણ સમજત નહિં ન્યાય. ॥૩૮॥

અપરાધીને માફી, દેતાં દિનપર જુલમ થયો જાણો;
કારણકે એથી એ, અપરાધીઓ કરશે બહુ હાણો. ॥ ૩૯ ॥
નમ્રપણાથી ચાલો, તો તેથી દુખ, શિરપર નહિં પડશે;
ગાય ગરિબની કોટે, કાષ્ટતણી કદિ નહિં બેડી જડશે. ॥૪૦॥
ભુખના દુઃખથી મરિએ, તોપણ ભિક્ષા કરતાં લજવાઓ;
ઉદ્યમ હાથ ધરીને, ધીમે ધીમે સુખરસ્તે જાઓ. ॥ ૪૧ ॥
મ્હાન પુરૂષના મનમાં, સારીનરસી સમાય સૌ વાતો;
સરિતા સૌ સાગરમાં, મળતાં સાગર કદિ નવ છલકાતો. ॥૪૨॥
રામા રત્ન ગણાતી, રત્ન સરીખા તનુજતણી માતા;
મોટા મોટા મુનિવર, કવિવર તેના યશ ગુણ બહુ ગાતા. ॥૪૩॥
સુંદિર ચ્હેરો નિરખી, મનમાં સુંદિર છબિ જે ચિત્રાતી;
એ ચિત્રાકૃતિ ચિતમાં, દિનદિન બહુબહુ દુખકર દેખાતી. ॥૪૪॥
શોક હરખ ઉર ઉલટે, તેહ વદનની છબિથી વરતાશે;
આકાશે જળ જામે, તે રવિ શશિના કિરણે સમજાશે. ॥૪૫॥
શત્રુ સાથે લડતાં, વીર પુરૂષ સૌ વિવેક બહુ રાખે;
અરજુન ભિષ્મપિતાની, સાથે લડતાં મરજાદા દાખે. ॥ ૪૬ ॥
જેનું મન બહુ નિર્મળ, અને દયાથી ભર્યું હશે ભારે;
ત્યાં વિશ્વંભર વશિને, તે જનને આ ભવજળથી તારે. ॥૪૭॥
હોય પ્રમાણિક પૂરા, તે જન નિશદિન નિડરપણું ધરતા;
આલોકે પરલોકે, હાલ થશે શા, ભયધરિ નવ ડરતા. ॥ ૪૮ ॥
અન્યતણું જે રૂડું, ઇચ્છી અન્યનું, કરશે બહુ રૂડું;
તો તેનું પણ રૂડું, થઇને કદિએ થશે નહીં કૂડું. ॥ ૪૯ ॥
મનની ઉત્તમ વૃતિઓ, પ્રફુલિત કરિને દયા દિલે ધરશો;
તોતો સ્વર્ગતણાં સુખ, સઘળાં અહિંઆં અનુભવિને ઠરશો. ૫૦
જેનું મન બહુ નિર્મળ, દોષરહિત છે, ગણાય ધન્ય એને;
એવિણ લાખકરોડો, ભલે બિજાપણ, ગણો ન ધન્યતેને. ॥ ૫૧ ॥
સંત સજનનું શિક્ષણ, અજ્ઞાનીને હૃદય નહીં રૂચે;
રોગી રોગ ભરેલાં, તેને રૂડા રસાકસ સૌ ખૂંચે. ॥ ૫૨ ॥

રસિક કવીની વાણી, અમ્રત રસની ઝરતી છે ધારા;
રસબસ થઇને મ્હાલે, રસિયા જન સૌ રસ એ પીનારા. ॥૫૩॥

ચોખું ચિત બાળકનું, માતપિતાના ગુણસમ બદલાતું;
મેઘતણું જળ મીઠું, પણ પૃથ્વિપર પડીને પલટાતું. ॥ ૫૪ ॥

પ્રેમીને નહિં ગણના, સુખ વૈભવની ગણના પ્રેમતણી;
સુખવૈભવ તજિ સીતા, પતિની સાથે વિચર્યાં રાનભણી. ।૫૫।

સત્વાદીના મનમાં, સત્યસમી પ્રિત અવર ન સમજાણી;
પત્ની તારામતિને, હણવાને અશિ હરિચંદ્રે તાણી. ॥ ૫૬ ॥

જગત બધું સુધરવા, યત્ન ભગીરથ, કરતાં નવ સુધરે;
પણ પોતે સુધરે તો, દેખાદેખી જગત બધું સુધરે. ॥ ૫૭ ॥

મિથ્યા લાલચમાં જે, લુબ્ધ થઇને નિશદિન લપટાતા;
સુઝે નહિં પછિ એકે, આરો ત્યારે અતિશય પસ્તાતા. ॥૫૮॥

દરપણ મુખમુદ્રાને, દેખાડીને જન મન રીઝાડે;
પણ દુનિઆં દરપણ તો, ગુણ અવગુણની છબિને દેખાડે.॥૫૯॥

સુંદર ઉપમા સુણતાં, મોટાનાં પણ મન બહુ ગોહાતાં;
વરવા દેવો આવ્યા, દમયંતીના રૂપથી ભરમાતાં. ॥ ૬૦ ॥

સાદાં પણ સદગુંણી, જન મોટામાં મનાય સુભ રીતે;
સુંદર સુગંધિ પુષ્પો, દેવ તણે શિર ચઢતાં બહુ પ્રીતે. ॥૬૧॥

રંક તણા સુભ કૃત્યથી, શ્રી પતિજનને મળે નફો સારો;
મધમાખીના મધથી, લાભ મનુષ્યને અતિશય મળનારો. ॥૬૨॥

સુભ વાજીંતર ગાયન, કંટકનાં પણ મનને હરનારાં;
ઝેરી સાપ સરીખાં, સ્વર મોરલીનો, સુણ તે રિઝનારાં. ॥૬૩॥

સમય પ્રમાણે સર્વે, કામ કર્યાથી, સુભ ફળ નિરખાતાં;
જોઇ વખત વૃષ્ટીનો, કણ વાવે તો, કણને ફળ થાતાં. ॥ ૬૪ ॥

શક્તી કરતાં અતિશય, કામ કરો તે અફળ સદા થાએ;
હિંમત ધરિને સાગર, તરવા જાતાં, અધવચ ડૂબાએ. ॥ ૬૫ ॥

મિથ્યા લાલચ કરશો, તો તે લાલચ સફળ નહીં થાશે;
ખારે પટ મૃગજળને, નિરખી પીતાં, કદી ન પીવાશે. ॥ ૬૬ ॥

ડાહ્યા જન જો ગંભિર, પ્રશ્નતણા દે જવાબ ઊડાઊ;
તો તેની મનવૃત્તી, વાત છુપાવા થઇ છે સમજાઊં. ॥ ૬૭ ॥

ઢંગ વગરનાં માણસ, પળમાં રીઝે પળમાં ખિજવાએ;
મર્કટ રાજીપામાં, ગેલ કરે ને તરતજ મરડાએ. ॥ ૬૮ ॥

અભિમાની જન આગળ, કથન કથો પણ ઉરમાં નવ લેખે;
અંધાજનની આગળ, દરપણ ધરિએ છતાં નહીં દેખે. ॥ ૬૯ ॥

શત્રૂથી સે' ખાએ, તે નરને નવ શુરવિર પરમાણો;
મણિધર મેડક નિરખી, ભડકે તો તે, મણિધર નવ જાણો. ॥૭૦॥

શાસ્ત્ર સકળ શીખો પણ, અનુભવ વિણ નહિં અધિકારી એના;
રામ રટણથી સુક સો, સમજ્યા વિણ હરિપદ પામે શાના?॥૭૧॥

નાનાના મંડળમાં, મોટા જન જઇ જશથી ઝંખાતા;
રવિ શશિ વાદળ વચમાં, આવ્યે અતિશય નુરથી ઢંકાતા.॥૭૨॥

યત્નો એવા કરિએ, દેહ પડે પણ દિલથી નવ ડગીએ;
સગર તણું કુળ ગંગા, લાવ્યા તપ કરી ત્રણ પેઢી લગીએ.॥૭૩॥

જેણે દુઃખના દિવસો, દીઠા તે નવ સુખમાં છલકાતા;
પાંડવ વનમાં વસીને, રાજ મળ્યા પછિ થયા ન મદમાતા.॥૭૪॥

શત્રૂ દુઃખ દે તોપણ, દોષ ન તેને શિર સજ્જન દેતા;
વિશ્વામિત્રે દીધું, દુઃખ તોપણ ગુણ, હરિશ્ચંદ્ર લેતા. ॥ ૭૫ ॥

સંગિન વિદ્યાભ્યાસે, વિદ્યાની બહુ ચઢતી છે સ્થીતી;
પાયો ઇમારતનો, ઊંડો નાંખ્યે, પકડે મજબૂતી. ॥ ૭૬ ॥

હિતકર જનને હાથે, ગફલતથી કદિ નુકશાની નિપજે;
તોતે સઘળી સુખથી, એક વખત તું સમજીને ખમજે. ॥૭૭॥

પ્રેમતણો રસ તાજો, પ્યારો છે પણ જિરણ નહીં પ્યારો;
'તાજો રસ કેરીનો, મીઠો છે પણ નહિં વાશી સારો. ॥ ૭૮ ॥

અનુચર એવી રીતે, વરતે જેથી ધણિનું મન રાચે;
કાષ્ટતણી પૂતળિઓ, બાજીગર જેમ નચવે ત્યમ નાચે. ॥૭૯॥

સંબંધી સાથે પણ, બહુ સહવાસે દુશમનતા જાગે;
અરસપરસ અથડાતાં, વાંસતણું વન ઝડપીને લાગે. ॥ ૮૦ ॥

જેને જેવાં રૂચે, તે જન તેવાં, કરતુક છો કરતા;
અંતે નિજ કરતુકના, ફળના ભોક્તા હરદમ એ ઠરતા. ॥૮૧॥

દોષ ન પરને દેશો, નિજ કૃતિનાં ફળ નિજને ભોગવવાં;
હિત અણહિતકારક જન, સરવે જગમાં નિમિતતણાં ગણવાં. ૮૨

મનની વાતો મનમાં, રાખ્યાથી નવ ફળ સારૂં આવે;
અગ્નિ પણ ઘુંધવ્યાથી, ધુંણી કરી બહુ મનને અકળાવે. ॥૮૩॥

ડાપણ બહુ દોડાવી, જગથી ઉલટા વરત્યે નહિં ફાવો;
પણ જગથી હળિમળિને, વરત્યાથીતો બહુ લેશો લ્હાવો. ॥૮૪॥

અપરાધી જીવને અહિં, સુખમાં સુણિને ચિતથી નવ ચળશો;
સુખ તજિ પાછળ દુઃખથી, દુભવાશે એ, શ્રવણે સાંભળશો. ૮૫

દુનિઆં બહુ દુખિઆરી, માયાજાળે સંપડાતી સુણશો;
માટે નિષ્કેવળ રહિ, અલગપણામાં સુખ સારૂં ગણશો. ॥૮૬॥

હું તુંના બહુ ભેદે, અભિંમાની જન અતિશય અટવાયા;
પણ શાણા સમભાવે, પુજનિક થઇને જગમાં પૂજાયા. ॥૮૭॥

ભકતીરૂપી અમ્રત, પાન કરે તે અમરપણું પામે;
તાપ સકળ ત્રિવિધીના, ટળિને ભ્રમણા મરણતણી વામે. ॥૮૮॥

જે જે વાતો વદિએ, તે તે સર્વે વિચારીને વદિએ;
કારણકે ઉચરેલાં, વેણ ન મુખમાં, ફરિ પેસે કદિએ. ॥૮૯॥

અરિપણું ઉરમાં રાખી, વેશ ઊપરથી હિતકરનો ભજવે;
સબંધ તેની સાથે, રાખ્યાથી એ પડદે રહિ પજવે. ॥ ૯૦ ॥

દિનજનને દુભવે તે, દુનિઆંમાં નવ સુખવૃત્તી ભાળે;
આંતરડી બહુ દિનની, શાપ દઇ એ જનને પરજાળે. ॥૯૧॥

સજજનના સદગુણની, લ્હાણી લેતાં નવ તૃપ્તી થાએ;
અમ્રત રસને પીતાં, ત્રસ થએલો જન નહિં દેખાએ. ॥૯૨॥

ઉદ્યમ કરશો તેમાં ઘટિત હશે તે ફળ મળશો માનવ;
સમુદ્ર મથતાં દેવો, અમ્રત પામ્યા વિષ પામ્યા દાનવ. ॥૯૩॥

પક્ષ સબળ શત્રુનો, નિરખી નિશદિન, ધિરજ ધરી વસવું;
પણ સામા થઇ તેના, અબળપણે કદિ, લડવા નવ ધસવું. ૯૪

જે જન અતિશય બોલે, તેનું બોલ્યું વૃથા બધું થાએ;
શ્વાન સકળને ભસતું, દેખી કોઇનું, દિલ નવ ડર ખાએ. ॥૯૫॥

નમ્ર મનુષ્ય પણ થાએ, તાતા જનના સહવાસે તાતું;
શીતળ જળ ગરમીના, સંગે ગરમી સરખું સમજાતું. ॥૯૬॥

પડદે રહિ પરપંચી, કૂડકપટની બહુ ખેલે બાજી;
પણ પડદા ઉઘડતાં, પેચ પ્રગટ થઇ પછડાતો પાજી. ॥ ૯૭ ॥

મરણ સમયની ઘાંટી, વસમી છે પણ સદ્દગુણિને સારી;
પરલોકે સંચરવા, આનંદે ઉર, ઉલટે ઉદગારી. ॥ ૯૮ ॥

રાગરંગમાં પ્રાણી, મસ્ત થતો જે વખતે મન પૂરો;
તે વખતે તે નિષ્ઠુર, થઇને નબળું કરવામાં શૂરો. ॥ ૯૯ ॥

બુદ્ધીના અંકુશવિણ, મન મૂઢું રહિ મુરખપણે મ્હાલે;
પણ પછિથી પછડાતાં, પરવશ પડિને ફરતું બેહાલે. ॥૧૦૦॥

વણ હકનું ધન ઘરમાં, ઘાલ્યે હકના ધનને વણસાડે;
પયમાં પાણી ભેળી, ભ્રષ્ટ કર્યાથી પયને વંઠાડે. ॥ ૧૦૧ ॥

સમય કરે જે કામો, તેવાં કામો જનથી નવ થાએ;
યત્નો સઘળા જનના, સમય વિરૂદ્ધે નિરબળ નિરખાએ. ૧૦૨

પ્રબળ પુરૂષનું છેદન, પ્રબળ પુરૂષ વિણ, નિરબળ નવ કરતો;
હીરાના વિંધનને, માટે વિંધક પણ હીરો ઠરતો. ॥ ૧૦૩ ॥
વખત ગયા પછિ જે જે, વિચારિએ તે ફળ કંઇ નવ આપે;
ગરથ ગુમાવ્યા કેડે, જ્ઞાન ગ્રહણથી દળદર શું કાપે? ॥૧૦૪॥
અનુભાવની ઇચ્છાને, અનુસારીને જે જન જગમાં ચાલે;
તે નિશદિન નિર્વિઘ્ને, કામ કરીને જરજશમાં મ્હાલે. ॥૧૦૫॥

મોટા જનની મૈત્રી, કંઇક સમે બહુ ફળદાયક દીઠી;
કૃષ્ણ તણી યારીથી, સુદામાની ટાળ દળદર સ્થિતી. ॥ ૧૦૬ ॥
દુશ્મનનું બળ દેખી, કાયર થઇને ડરવું શા માટે;
ખીલેલાં સો પુષ્પો, વખત જતાં ખરિ, અટવાશે વાટે. ॥૧૦૭॥
નિતી ભકતી રૂપી, ગીતી વૃતની રચી રસિક માળા;
જેશંગ નિશદિન રટજો, ઉરમાં એના મણકા મરમાળા. ॥૧૦૮॥

માળા ૨૦ મી સંપુરણ.



# માળા ૨૧ મી.

## ગીતિ વૃત.

એકાંતે વિચારો, સઘળા આવી ઉરમાં ઉભરાતા;
ધુમ્ર તણા બહુ ગોટા, બંધ કરેલા ઘરમાં ગોટાતા. ॥ ૧ ॥
શાંતપણાનો મ્હેરો, અંતરની ઠંડકતા બતલાવે;
ઉભરા વિણનું પાણી, અંદરની શીતળતા સમજાવે. ॥ ૨ ॥
એક વિષયપર અતિશય, મતથી સાચી હકિકત શોધાતી;
કેશ તણા પૂરાવા, પૂરણ જોતાં રચના સમજાતી. ॥ ૩ ॥
જૂબાનીમાં જૂઠા, જન જોડકણાં બહુ જૂઠાં જોડે;
ગભરાએલા માણસ, આફત વખતે ઉલટી ગમ દોડે. ॥ ૪ ॥
કાચા કાનોવાળાં, ભંભેર્યાથી, હરદમ ભરમાતા;
કાચા ઘટ પાણીથી, ભરતાં તરતજ ગળતા દેખાતા. ॥ ૫ ॥
હરેક યત્નો પૂરી, અજમાયશ વિણ પડતા નવ મુંકો;
અધવચ પડતા મુંકયે, એ યત્નોનાં ફળ લેતાં ચૂકો. ॥ ૬ ॥
પ્રવાહ ભાષાનો તે, કૃત્રિમ બંધન થકિ નવ અટકેલો;
પ્રવાહ મોટી નદિનો, રોકાતો નહિં પુલથી બાંધેલો. ॥ ૭ ॥
રૂઢી બંધન પ્હેલાં, કઇક મનુષ્યને અણગમતાં ભાસે;
પણ અંતે એ સારાં, વખત જતાં બહુ મનમાં સમજાશે. ॥૮॥
હાલ કઇક જે બાળક, ઝૂલે છે તે વડા વિરો બનશે;
ઢાંકેલા કિસ્મતની, જાણ પ્રથમથી નહિં કદિએ પડશે. ॥૯॥
નર જતું માણસનું, તેની સાથે બળ પણ ક્ષિણ થતું;
બળ અસ્વસ્થામાનું, અરજુને શિર મણિ હરતા ટળતું. ॥૧૦॥

પરદેશી પરધર્મી, જનનું સૌ નવ, અનુકરણ કરવું;
પણ દુરગુણનું તજીને, સાહિત્ય સઘળું, સદ્ગુણનું હરવું. ૧૧
બુદ્ધીશાળી જનના, તર્કો સઘળા સ્વતઃસ્ફુરિત જાણો;
લલનાના વિલાસો, આપોઆપજ પ્રગટ્યા પીછાણો. ॥૧૨॥
પંડિત જનની બુદ્ધી, પ્રૌઢ બન્યાથી મન મોહક દીસે;
જુવતી પણ જૂવાની વયમાં મ્હાલે વિલાસને વિશે. ॥ ૧૩ ॥
વૈભવ વિલાસ સરવે, વખત પ્રમાણે જન મનને રૂચે;
ગાયન મન બહુ રિઝવે, પણ ગાયન બસ વદતાં તે ખુંચે. ॥૧૪॥
ભભકા કરતાં સાદી, બાબત ઉપર બહુ પ્રીતી ટકતી;
મિષ્ટાનો કરતાં પણ, સાદા અન્નપર નિશદિન આશક્તી. ॥૧૫॥
પ્રાસાદિક કવિઓનાં, કાવ્ય સદા જન મનને રીઝાવે;
કુદરતની રચનાનાં, પુષ્પો સૌનાં હૃદયજ હરખાવે. ॥ ૧૬ ॥
પ્રાસાદિક કવિઓનાં, કાવ્ય સુણ્યાથી મન નિર્મળ બનશે;
સરદ સમયના જળમાં, ન્હાતાં વપુનું મલિનપણું મટશે. ૧૭
સ્વચ્છ મનુષ્યના મનના, સદગુણ સઘળા પ્રકાશ અતિ આપે;
નિર્મળ હાંડીમાંથી તેજ દિપકનું દશદિશ દીપાવે. ॥ ૧૮ ॥
મોટા જેને માને, તેને સરવે મનથી બહુ માને;
શંકરની વિભુતીને, શિષ્યો શરિરે ઘસતા શિરબાને. ॥ ૧૯ ॥
ઊપરથી બહુ કડવાં, વેણ વદે તે જન મનથી મીઠા;
આમ્ર ફળો છોડથી તૂરાં છે પણ રસે મિઠાં દીઠાં. ॥ ૨૦ ॥
શાંતપણાની સાથે, સ્થિર ગંભિર મન બહુ જેનું ભાસે;
એ સદગ્રહસ્થપણાનાં, લક્ષણ સઘળા જનનાં લેખાશે ॥ ૨૧ ॥
જેની બુદ્ધી બારિક, તે જન શું નવ કરી શકે કાંઇ;
વરાળને વિજળીના શોધકની મતિ અજબ કરે ભાઇ. ॥ ૨૨ ॥
સગપણ સબંધ કરતાં, પ્રેમાકર્ષણ, કરે અધિક અંગે;
માત પિતાથી છાનાં, રૂક્મણી જઇ પરણ્યાં કૃષ્ણ સંગે. ॥ ૨૩ ॥
શ્યામા સદગુણિ સારી, પણએ સૌ હઠ પકડે નવ સારી;
શરદ સમય સુખકારી, પણ પિત ઉછળે અતિશય ભયકારી; ॥૨૪॥
સમય તથા પરિબળથી, સદકર્મો પણ, વિપતીમાં ઉતરે;
સૃષ્ટી કેરાં વાદળ, વાતથી થઇને વરસ્યા વિણ વિખરે. ॥ ૨૫ ॥

જીંદગી આખી જોતાં, સુખના દિનતો, બહુ થોડા દેખો;
સંવત્સર આખામાં, ચાર દિવસને દિપોત્સવી લેખો. ॥ ૨૬ ॥
શૂરાતન શુરવિરનું, ફીકું કાયર મુખથી વરણાતું;
તેજ રવીનું તાતું, પણ શશિ રાહે મળતાં નહિં તાતું. ॥ ૨૭ ॥
ખાટા બોલા માણસ, સહવાશીની મલિનતા હરતા;
કાટ ચઢેલી ધાતૂ, ખાટા રસમાં ધરિ નિર્મળ કરતા. ॥ ૨૮ ॥
નાનાજન મોટાને, ઓપ ચઢાવી જગમાં દીપાવે;
કંચનને ઘસિ ઘસિને, માણક રેતી નુરમાં ઓપાવે. ॥ ૨૯ ॥
સદગુણ સૌ સજ્જનને, દીપાવેછે દુનિઆમાં દાંડી:
કસ્તુરી કાળી એ. સુગંધ ગુણથી બહુ કીર્ત્તી કાંડી. ॥ ૩૦ ॥
શ્યામા બહુ સદગુંણી, પણ સ્ત્રી હઠની જણાય છે ખામી;
સોનાના મૃગ માટે, હઠ લઈ સીતા બહુ પીડા પામી. ॥૩૧॥
દેહાભિમાની જન, ઓળખતા નવ. અવિનાશી કદિએ;
વેશ ધરેલો નટવો, જાણ વગર શી રિતથી ઓળખીએ. ॥૩૨॥
નિરંતર વિપતીથી, લાભ ઘણો જન પર લોકે પામે;
સદ્વર્તણુક શીખી, ઠરતાં અંતે પ્રભુપદને ઠામે. ॥ ૩૩ ॥
સંપત્તી સદગુણને ધન વિદ્યાના મદથી ઉભરાણા:
તે જન પ્રભુપદ માટે, મથતાં અંતે અધવચ ઘેરાણા. ॥૩૪॥
અરસ પરસ પ્રાણીમાં, કલેશ વધીને વિષમપણું પામે;
તે વખતે જગત્રાતા, વચમાં દીસે. વિપતીને ઠામે. ॥ ૩૫ ॥
હરિને વ્હાલુ અવ્હાલું, છે નહિં પણ જન વિષમપણે જાણે;
કર્મ તણા અનુસારે, ડંડ દયા એ ખમતા સૌ ટાણે. ॥ ૩૬ ॥
સંત સદા નીવૃત્તી, પ્રીતીવાળા જણાય છે જોતાં;
અને વળી આનંદી, થઈ હરિ સેવે ત્રિપુટીને તજતાં. ॥૩૭॥
નિર્દય જનને હણતાં, નિર્દયપર એ ગુણ કીધો જાણો;
કારણ કે એથી એ, નિંચ ગતીમાં પડતાં અટકાણો; ॥ ૩૮ ॥
ઉપકારી પૂર્વજના વંશજ નિપજે અપકારી વખતે;
તોપણ વંશજ રૂપે, પૂર્વજ સમજી અચકાજો દમતે. ॥ ૩૯ ॥
દુશ્મનપર દાનાઓ, દયા કરી કદિ બદલો નવ લેતાં;
દ્રૌપદી અશ્વસ્થામા, પુત્ર ઘાતીને, નહિં ડંડજ દેતાં. ॥ ૪૦ ॥

નિષ્કેવળ પૂરૂષના, કુળને જે જન, વણહક કોપાવે;
તો તેનું કુળ આખું, તેના શાપે ક્ષિણતામાં આવે. ॥ ૪૧ ॥
સહ ઇચ્છામાં સંકટ આવે પણ એ અધવચ નવ ખળતી;
બંધન આડાં આવે. તોપણ સરિતા સમુદ્રમાં મળતી. ॥૪૨॥
વિનય વગરના ચિતથી, મોહતણે વશ થઇ માણસ બગડે;
વાત ખરી એ વખતે, બતાવિએ પણ શિરમાં નવ પકડે. ।૪૩।
પ્રમાદથી કીધેલાં, કૂડાં કૃત્ય નવ પ્રમાદથી ટળતાં;
કાદવથી બગડેલાં જળ, કાદવથી નહિં નિર્મળ બનતાં. ॥૪૪॥
નિયમિત વખતે સઘળાં, કાર્ય કર્યાથી દિલ ખુશ દેખાતું;
મ્હાન પુરૂષ જંજાળી, જનનું એવું જિવતર જોવાતું. ॥૪૫॥
મ્હાન પુરૂષ સૌ સાથે, સમાનભાવે વરતે વ્યવહારે;
પણ દંભીજન વરતે, દંભ ધરીને ઉલટા ઉપચારે. ॥ ૪૬ ॥
બાંધી અવધી કેરી, ટેવ અનિયમિત થયે વિઘન કરતી:
અમુક વખત ભોજનનો, થતાં અનિયમિત હણાય વપુ શકતી.૪૭
હદ કરતાં જે જાદે, કરિએ તેમાં અવગુણ બહુ આવે;
દીપક ઉપર અતિશય, દિવેલ રેડે પ્રકાશ બૂઝાવે. ॥ ૪૮ ॥
સુખિઆ દુર્ગુણી દેખી, દુર્ગુણને નવ વખાણશો મનથી;
એ કરતાં સદગુણીઓ, શતક ગણા છે સુખિયા તનમનથી. ૪૯
નિંદા નિશદિન કરિને, નીંચ પણાથી જિવતર જે ગાળે;
તે જન પરસુખ દેખી, દુખિયા થઇને નિજ તનમન બાળે. ૫૦
અરસપરસ બહુ વિગ્રહ, પક્ષ ઉભયમાં બનતો જે વારે;
તે વારે તેઓને, દુશ્મન આવી વચમાં પટકારે. ॥ ૫૧ ॥
મોજ કરી મોજીલા, ઉદ્યમહિણ થઈ, હરદમ જે ફરતા;
તેને લક્ષ્મી તજિને, જાએ તેથી દળિદ્રતા ધરતા. ॥ ૫૨ ॥
કંજુસથી નિજ દોલત, વપરાતી નહિં પરહથ વપરાતી;
મધમાખીના મધને, ખાય બિજા પણ, નવ પોતે ખાતી. ।૫૩।
રૂપ ગુણ કરતાં અતિશય, પ્યાર પમાડે પ્રબળ પણું જનને;
કદરૂપી કુબજાને, પટરાણી કરિ, કરિ વ્હાલી કૃષ્ને. ॥ ૫૪ ॥

જડ ઘાલી બેઠેલી, ટેવ તજાતી, બહુ ધીમે ધીમે;
કેરી ચીજ તણું પણ, વ્યશન ઘટે છે ઘટાડતાં નિયમે. ॥૫૫॥
પોતાના કિસ્મતપર, રાજી રહિ ચિજ અઘટિત નવ ઇચ્છો;
એમાં શુભ સંતોષજ, પુરણપણાથી, સમાયલો પ્રીછો. ॥ ૫૬ ॥
ભલું બને કે ભુંડું, તોપણ તેપર મન રાખો રાજી;
શુદ્ધ મને પ્રભુ ભજિને, ભલા નશિબની ભજવો ભલિ બાજી.૫૭
હમેશ જો પોતાનું, જિવન ખુશીમાં જવા જરૂર ઇચ્છો;
તો સંતોષ ધરીને, હરેક બાબત, દૃઢતાથી પ્રીછો. ॥ ૫૮ ॥
નામ ભલું થાનારે, ચાલ સુધારી હરદમ અહિં વસવું;
વળિ બરદાસ સહૂની, કરવામાં કદિ નવ પાછા ખસવું. ॥૫૯॥
ધન સંપત્તી સાથે, નિભાવ ઇચ્છો સગવડતાવાળો;
તો ગુંનો દિલગીરી, મ્હેનત દુઃખમાં પડવા મનવાળો. ॥૬૦॥
પ્રીત કરીને અંતે, રડવાનું છે જગમાં જો ભાઇ;
જ્યારે ત્યારે પ્રીતી ટુટે જુગલની બનશે દુખદાઇ. ॥ ૬૧ ॥
પ્રેમ તણી પીડાથી, પ્રેમ વિયોગે મન બહુ મુંઝાતું;
મન ઇચ્છીત પ્રેમી વિણ, બીજાથી એ દુખ નવ રૂઝાતું. ॥૬૨॥
સંત તણી રસનામાં, અમ્રત રસની રસીકતા મીઠી;
પણ દુર્જનની રસના, વિશેષ વિષથી રસાયલી દીઠી. ॥૬૩॥
કલેશ તણું બિજ કુળમાં, દેખી દુશ્મન લડાવિ બળ ટાળે;
વાંસ તણા વનને જયમ, અરસપરસ વા અથડાવી બાળે. ।૬૪।
નિજ હક માટે લડતાં, કુળ વધ કરિને સમજુ પસ્તાતા;
કૌરવને હણિ પાંડવ, રાજ મળ્યું પણ મનથી અકળાતા. ।૬૫।
જે અનુભવ બહુ કાળે, બહુ સંકટ સહિ અનુભવિઓ લેતા;
તે અનુભવ સૌ બક્ષીસ, ચરીત્ર રૂપે તમને એ દેતા. ॥ ૬૬ ॥
ધર્મ નિતી સાચવતાં, દુઃખ પડે તે સુખ સજ્જન જાણે;
માર પડે રણક્ષેત્રે, તે ઉત્સવ સમ શુરવિર પીછાણે. ॥ ૬૭ ॥
ખબર અપ્રિય દુઃખદાયક, જાણે તોપણ સમજુ નવ કે'તા;
વિદુર યદૂકુળ ક્ષયની, યુધીષ્ટરને ખબર નહીં દેતા. ॥ ૬૮ ॥

જ્ઞાની જન વિણ બીજા, ભવસિંધુથી તરિ નવ ઉતારે;
નાવિક વિણુ નહિં કોઇ, નાવ ઉતારે સમુદ્રને પારે. ॥ ૬૯ ॥
સ્નેહ થકી સૌ જનને, શોક તણી બહુ પરસાદી મળતી;
પ્રેમી પત્ની પતિની, પાછળ શોકે, નિશદિન ટળવળતી. ૭૦
કાળ કરમને ગુણના, આધિન જનથી અવર ન રક્ષાતા;
સર્પ તણા ડંશેલા, જનથી બીજા જન નવ સચવાતા. ॥૭૧॥
ધર્મ તણો સંપરદા, જોવામાં જ્યાં પ્રથકપ્રથક આવે;
ત્યાંના લોકો કહિએ, એકયપણા વિણ બળ નવ દરશાવે. ।૭૨ ।
શાસ્ત્ર તણા સિદ્ધાંતો, શિખતાં સૌમાં મહતા બહુ આવે;
મંત્ર તણા ઉપચારો, મૂર્તીમાં પણ, પ્રભુતા પ્રગટાવે. ॥ ૭૩ ।
સુધરેલી પરજાને, રમતગમત પણ સુધરેલી ગમતી;
ભાંડ ભવાયા મુંકી, નાટક જોવા નવિન પ્રજા ન્હાતી. ॥૭૪॥
માબાપો પુત્રીને, પરણાવે વર ઘર સારૂં જોઇ;
તો તે માબાપોનું, શુભ ઇચ્છે છે બહુ આશિષ દેઇ. ॥૭૫॥
નિષ્કેવળ જનને જ્યાં, હરિ રાખે ત્યાં, નવ દુશ્મન ફાવ્યા;
વિખને બદલે વિખિયા, ચંદ્રહાસનૃપ પરણીને આવ્યા. ॥૭૬॥
જગત બધું આ જૂઠું, તેમ છતાંએ મન સાચું ભાસે;
જળ આકાશ ન જળમાં, છે કદિ તોપણ નજરે નિરખાશે. ॥૭૭॥
જોબન વયમાં જનની, મોજમજાપર બહુ વૃત્તી ફરતી;
પણ વૃદ્ધાવસ્થામાં, શાંત થઇને, સહુ વૃત્તી ઠરતી. ॥ ૭૮ ॥
નિજ નિરવાહ ચલાવી, યત્ન વડે જે તવંગરો બનતા;
તે હુશિઆર ગણાઇ, જનમંડળમાં નવ પામે ન્યુનતા. ॥૭૯॥
નિજ ગુજરાન તણીને, કયામતની જે ચિજથી જાણીતા;
તે જન દાનાવો થઇ, હરદમ માનો હરિના માનીતા. ॥૮૦॥
જે જન નાણા માટે, અવર કને જઇ કરતો ભાટાઇ;
તે ઠગ ઠગવા માટે, મર્યાદા ધરિ કરતો લુચ્ચાઇ. ॥ ૮૧ ॥
મ્હોબતને સંભાળી, સાચવતાં એ ફળ સારૂં આપે;
સામાને અંજાવી, અંધ કરે એ નિજગુણ પરતાપે. ॥ ૮૨ ॥

શાણા કુકૃત્ય સમજી, સખુરપણાથી ડરિને દુર ખસતા;
પણ મૂરખ જન પોતે, મુરખાઇમાં મકમ રહી હસતા. ॥ ૮૩ ॥
જગમાં તનદુરસ્તી, એજ ખરી દોલત જનની જાણો;
એ વિણ બીજી દોલત, હોય ભલે પણ સુખ નવ પીછાણો. ॥૮૪॥
પાપી પાપ કરમથી, માર ખમીને, મરતાં પસ્તાતા;
પણ ધર્મી સુખ માણી, શાંતપણાથી મરણ ચિતે ન્હાતા. ॥૮૫॥
રોગી કરિની ચિજથી, દૂર રહેતો, વપુને નવં ખોતો;
પર સેવન કરવાથી, આમંત્રણ કરિ મરણ તરત જોતો. ॥ ૮૬ ॥
જિંદગી જેવી બીજી, ચીજ નથી અહિં દુનીઆંમાં કિમતી;
મરણ જનમનો ફેરો, ટાળી જિવની કરતી મોક્ષ ગતી. ॥ ૮૭ ॥
શુભ કાર્યો કરતાં પણ, વખતે કર્મો જનને કનડે છે;
એ સંજોગ તણું છે, કારણ તેથી સુભ કૃત્ય બગડેછે. ॥ ૮૮ ॥
જેહ ધરમ આચરતાં, ઈશ્વર ઊપર નવ પ્રીતી થાએ;
તો તે ધર્મ સદાએ, શ્રમ રૂપ થઇને અફળ જરૂર જાએ. ॥ ૮૯ ॥
ઘણો સમય ગંગાજળ, સેવ્યાથી જન પવિત્રતા પામે;
પણ સંતોના સંગે, પવિત્ર બનશે તરતજ તે ઠામે. ॥ ૯૦ ॥
વૈભવ માટે ધનની, ઇચ્છા ઉરમાં કદિએ નવ કરવી;
પણ પરમારથ કામો કરવા માટે ઉર ઈચ્છા ધરવી. ॥ ૯૧ ॥
ઉર અજ્ઞાની જાળે, ગુંથાયું તે સુધરે નહિં સ્હેજે;
પણ એ જ્ઞાન ખડગથી, છેદન કરતાં, સુધરછે સ્હેજે. ॥૯૨॥
ઝાઝા જનને નડિએ, તો તે સઘળા શિરપર ચડિ મ્હાલે;
રાહ નદી રોકે તો, તેના પર સૌ પુલ બાંધી ચાલે. ॥ ૯૩ ॥
મરજાદા મુંકીને, ચાલે તેનો ડર રાખે સરવે;
પૂર ચઢે નાદ્યંતો, નજિક તણા સૌ જનને એ હરવે. ॥ ૯૪ ॥
કુળકિર્તી સાચવવા, મ્હાન પુરૂષ પણ રણમાં રડવડિઆ;
પણ જાળવવા માટે, બાણ સજ્યાપર ભિષ્મ પિતા પડિઆ. ॥૯૫॥
વીર પુરૂષ સગપણના, સબંધ કરતાં સહવાસે રીઝે;
પાંડવનો બંધૂપણ, કૈરવ પક્ષે પડી કરણ ઝૂઝે. ॥ ૯૬ ॥

સુંદરતા ઉપરની, જોઇ સજનનાં, મન પણ મોહાણાં;
કુરંગ કનકનો કપટી, નિરખી સીતા મનથી લલચાણાં. ॥ ૯૭ ॥
કુળ આચાર અને વળિ, વિદ્યા પ્રાક્રમ નવ જેનાં જાણ્યાં;
ત્યાં લગિ તે જન ભરૂસો, કરવા લાયક કદિ નવ પરમાણ્યાં. ॥૯૮॥
નિજ અંગીત સૌ જનને, ત્યાગ કરી જે પરજનને રાખે;
તો તે નિજનું ભુંડું, નિજહસ્તે કરિ ફળ ભુંડું ચાખે, ॥ ૯૯ ॥
પરસ્વાધીન પણાથી, પેટ ભરીને મનમાં નવ રિઝશો;
કારણકે એથીતો, સ્વપ્નામાં પણ સુખનહિં ભોગવશો. ॥ ૧૦૦ ॥
અંગિત મિત્ર થઇને, ગુપ્ત બિના સુણિ પર પાસે બોલે;
ઘાતિક આ દુનિઆમાં, બીજો કોઇ, નહિં એની તોલે. ॥ ૧૦૧ ॥
દુર્જન સૌ ઊપરથી, સાધુ સરખા થઇને બહુ ચાલે;
પણ ભીંતરમાં ભારે, દુર્ગુણ ભરિને પ્રપંચમાં મ્હાલે. ॥ ૧૦૨ ॥
હોય વડિલજે કુળમાં, તેના ક્ષયથી કુળક્ષય બહુ થાએ;
ચક્રતણી નાભીના, દુટતાંઆરા વિખરી સૌ જાએ ॥ ૧૦૩ ॥
જન્મ તણા જે વેરી, તેતો કદિ નવ જિવ લીધે છૂટે;
પણ જે કારણ પ્રત્યે, વેર બને તે, સમય જતાં ટૂટે. ॥ ૧૦૪ ॥
શત્રૂનો સહવાસજ, સ્વાથ લગણનો સદા સમજ ભાઇ;
સ્વાથ સધાયા કેડે, ઘાતિક થઇને, કરશે હરિફાઇ. ॥ ૧૦૫ ॥
ઘાતિકજન નવ જૂએ, ગુણિ અવગુણિજન પણ હણતો સૌને;
મિમાંસા રચનારા, રૂષિજૈમિનિને ગજે હણ્યો જોને. ॥ ૧૦૬ ॥
શત્રૂ સૂક્ષમ રૂપે, પ્રવેશ કરિને હણે થઇ મોટો;
જળનું પૂર પ્રથમમાં, જૂજ દિસે પણ પછિથી દે દોટો. ॥ ૧૦૭ ॥
ગુણ નિત્રિ ગિતિવૃતમાળા, રચી બરાબર ગુણ ગ્રહવા માટે;
માટે જયરંગ ઉરમાં, અનુભવ કરિને રટ વાટે ઘાટે. ॥ ૧૦૮ ॥

---

માળા ૨૧ મી સંપૂર્ણ.



# માળા ૨૨ મી.

---

## સોરઠા છંદ.

અંન મલિન જો થાય, તો નિશ્ચય કરી જાણવું;
પડતા દિન દેખાય, ભવિષ્ય સૂચક ચિન્હએ. ॥ ૧ ॥

શુદ્ધ પ્રેમ દે સૂખ, કાં પુરૂષ કાં પ્રેમદા;
અશુદ્ધ પ્રેમ અસૂખ, આપે છે સૌને સદા. ॥ ૨ ॥

કરણ હાર કિરતાર, મનુષ્ય થકી કાંઇ નવ બને;
અનુંભવી જો તું યાર, દેહ બન્યો જળ બુંદથી. ॥ ૩ ॥

મળે ન પૈસે પ્રેમ, પ્રેમ પવિત્ર પણે મળે;
એજ ખરોછે પ્રેમ, બીજો પ્રેમ ન કામનો. ॥ ૪ ॥

હીરા રત્ન અપાર, શરીર તણા શણગાર છે;
પણ સદ્ગુણ શણગાર, શ્રેષ્ટ સર્વથી સમજવો. ॥ ૫ ॥

ચપળા ચંદ્રસમાન, ભલે ચળકતી હોય પણ;
રૂપ તણું નહિ માન, સૃષ્ટીમાં શીયળ વિના. ॥ ૬ ॥

સ્વપ્નામાં સુખ દુઃખ, દેખો તે સાચાં નહી;
ક્યાંથી ભાગે ભૂખ, ભોજન વિણ અન્ન ભાળતાં. ॥ ૭ ॥

રસિક મનુષ્ય રસપાન, કરવાથી રીઝે ઘણાં;
શું રીઝે નાદાન, જે કદી રસના જાણ નહીં. ॥ ૮ ॥

કથીર કે કંચન, કસોટીએ પરખાય છે;
એમ સદા સજજન, દુર્જન ગુણથી પારખો. ॥ ૯ ॥

દુર્બિનથી દેખાય. દૂર તણી વસ્તુ બધી;
તેમ ભાવિષ્ય ભળાય, જ્ઞાન વડે સૌ જ્ઞાનીને. ॥ ૧૦ ॥

નથી થતો કદી નાશ, સૃષ્ટીમાંથી કોઇનો;
બદલે રૂપ અવાસ, વખત તણા વ્હેવા થકી. ॥ ૧૧ ॥

નિયમ પ્રમાણે નિત્ય, વરતે તે સાચા સદા;
નિયમ ચિત્ત ખચિત, શુદ્ધ સત્ય સમજાય છે. ॥ ૧૨ ॥

સાચું ઘટિકાયંત્ર, નિયમ પ્રમાણે ચાલતાં;
એવો આ જગતંત્ર, નિયમ વડે સાચો સદા. ॥ ૧૩ ॥

મલિનપણું મટી જાય, જળથી ધોતાં વસ્ત્રનું;
એ રીતે ધોવાય, મન મેલું પણ જ્ઞાનથી. ॥ ૧૪ ॥

અરૂણતણો ઊજેશ, હરે તિમરને તેજથા;
હરતો એમ હમેશ, સુબોધ ઊર અજ્ઞાનને. ॥ ૧૫ ॥

અંતર ઊધમ સંગ, એવી રીતે રેણીએ;
રેણે સુવર્ણ નંગ, સુવર્ણકાર જે રીતીએ. ॥ ૧૬ ॥

ગજા ઊપર જે ગાત્ર, તે જનથી ઉંરવાય નહિં,
અમ્રતરસનું પાત્ર, દૈત્ય થકી પીવાય નહિં. ॥ ૧૭ ॥

આત્માનો ઊત્કર્ષ, નથી જ્ઞાન દ્રવ્ય અમલમાં;
પણ પૂરણ ઊત્કર્ષ, સમાય નેકી ભક્તિમાં. ॥ ૧૮ ॥

ધરીએ એવું ધ્યાન, ધરે ચકોર જયમ ચંદ્રનું;
ભુલી જઇ નિજ ભાન, ઇશ્વર પર એક તાર થઇ. ॥ ૧૯ ॥

જો લક્ષ્મી ઉભરાય, તો તે ટકે ન કોઈ દિન;
પણ ઉભરો સમી જાય, તો તે ટકતી સર્વદા. ॥ ૨૦ ॥

શુદ્ધ પ્રેમનું સૂખ, સર્વોતમ છે સૃષ્ટીમાં;
દેખો નહિં કાંઇ દુઃખ, અવનીમાં એથી કદી. ॥ ૨૧ ॥

જોબન વચમાં જંન, મન વશ નવ રાખી શકે;
વેઠે વડું વિઘ્નંન, ભવ આખો એ ભૂલથી. ॥ ૨૨ ॥

હોય સ્વભાવક વેર, ત્યાં જઇ પ્રીત કરાવવા;
કરીએ પૂરણ પેર, તો તે મિથ્યા જાય છે. ॥ ૨૩ ॥

પ્રેમ હીણુ જે પાત્ર, તેને પ્રેમ બતાવીએ;
તો તે નહિં તલમાત્ર, પ્રેમી બને બનાવતાં. ॥ ૨૪ ॥

કષ્ટ તણાં સૌ મૂળ, કજીયો કે કંકાશછે;
કંઇક કપાયાં ફૂળ, અવનીમાં એ કારણે. ॥ ૨૫ ॥

જીંદગીનો ઇતિહાસ, આખર વખતે ઊરમાં;
આપીને આભાસ, જાગ્રત કરતો જીવને. ॥ ૨૬ ॥

દુઃખનું ઓસડ દીન, દુનિઆંમાં દેખાય છે;
આશાને આધીન, વખત જતાં વીસરાય છે. ॥ ૨૭ ॥

નિજ કરણીનો કયાસ, સુખમાં ઊર નવ આવતો;
પણ સુખ થાતાં નાશ, અંતરમાં અતિશય થતો. ॥ ૨૮ ॥

પાપી જનને પાપ, પ્રફુલ્લીત કરતું પ્રથમતો;
પણ પાછળથી થાપ, દઇ ડુબાવે દુઃખમાં. ॥ ૨૯ ॥

રીઝે મૂરખ મંન, મૂરખની મિત્રાઇથી;
હારે તન મન ધંન, પોતાના અજ્ઞાનથી. ॥ ૩૦ ॥

ધરમાદાનું લૂણ, તે છે ખાતર લૂણનું;
કરતું બહુ અવગુણ, ખાતાં જનને જગતમાં. ॥ ૩૧ ॥

પરનારીની પ્રીત, પરજાળે છે દેહને;
ચિત્તભ્રમ કરી ખચીત, નાંખે નરક અવાસમાં. ॥ ૩૨ ॥

ધાર્મિક જનનું ધ્યાન, પરમારથ પર રહે સદા;
ધરતો ધનુષ્ય કમાન, ધનુષ્યધારી જે રીતથી. ॥ ૩૩ ॥

રહયો કાળ છૂપાઇ, કાળ રૂપ પડદા પુઠે;
ફરતી તર્ત દુવાઇ, કાળ રૂપ પડદો પડયે. ॥ ૩૪ ॥

કરતાં ક્રોડ ઊપાય, કેડ ન મુકે કાળતો;
જોતાં ઝડપી જાય, રાય રંક સૌ પ્રાણીને. ॥ ૩૫ ॥

સૌને વ્હાલું પેટ, પેટ કરાવે વેઠ સૌ;
ન્યાળી જોતાં નેટ, એ સમ વ્હાલું કોઇ નહિં. ॥ ૩૬ ॥

ચઢે ચિત્તને રંગ, સંગ સમો સંસારમાં;
ન્હાતાં નિરમળ ગંગ, રંગ ન પલટે સંગનો. ॥ ૩૭ ॥

પડે પવિત્રપર દુઃખ, તો તે અંતે જાણવું:
આપે અતિશય સૂખ, ઊદય કરીને એહને. ॥ ૩૮ ॥

સુખ દુઃખનો અનુંભવ, સૃષ્ટીમાં જેને નથી;
તો તેનો ઊદ્દભવ, થાય નહિં કોઇ કાળમાં. ॥ ૩૯ ॥

સદ્દગુણનો પરકાશ, થાય ન સંકટ વિણ કદી;
રાખે સુખમાં આશ, એ અજ્ઞાની સમજવા. ॥ ૪૦ ॥

ધીરજ વિણનાં જંન, વિપતીમાં ડમાય છે;
રાખે ધીરજ મંન, તે વિપતી તરી જાય છે. ॥ ૪૧ ॥

શાંત સજ્જનનું પેટ, કળાય નહિં કદી કોઇથી;
સમુદ્ર તળીએ ઠેઠ, શું છે તે સમજાય ના. ॥ ૪૨ ॥

કષ્ટ સમે કુઠામ, વસવું તે વસમું સદા;
દાઝયા ઉપર ડામ, દુઃખદાયક સમ થઇ પડે. ॥ ૪૩ ॥

ઇચ્છે અન્યનું સૂભ, તો તેનું શુભ થાય છે;
નહિંતો થાય અસૂભ, શાસ્ત્ર વચન એ સિદ્ધ છે. ॥ ૪૪ ॥

અંતરમાં અજ્ઞાન, એજ મૂળ ઉપાધીનું;
ભૂલાવી દે ભાન, ભ્રમણામાં ભટકાવીને. ॥ ૪૫ ॥

જોઇ વિપતીના દોષ, રોષ ધરે અજ્ઞાનીઓ;
પણ જ્ઞાની ગુણ કોષ, સમજે એને સર્વદા. ॥ ૪૬ ॥

વિપાતે વિના કોઇવાર, માણસ કદી કસાયના;
વિપત કસોટી સાર, સજજન દુર્જન પરખવા. ॥ ૪૭ ॥

અંતરનો ઉદ્વેગ, તનને તાવી નાંખતો;
જેવો રોગ પલેગ, વળગી વપુને શોષતો. ॥ ૪૮ ॥

મખ્ખીચુસ મનુંષ્ય, ધનનો ભોક્તા નવ બને;
ગાળે નિજ આયુષ્ય, પરઅર્થે રક્ષક બની. ॥ ૪૯ ॥

મૂર્ખાઇ પોતે સાથ, હીણ નસીબને લાવતી;
ચાલે પકડી હાથ, અરસપરસ ભેગાં મળી. ॥ ૫૦ ॥

રાખે માણસ રોષ, સૃષ્ટીપર સમજ્યા વિના;
પણ પોતાનો દોષ, દેખે નહિં એ દીલમાં. ॥ ૫૧ ॥

ભૂલપણ થકી અસત્ય, ભળ્યું હોય તે ઠીક છે;
પણ કુડકપટનું સત્ય, સારૂં નવ કદી સમજશો. ॥ ૫૨ ॥

રક્ષક નિંદ્રાવાન, સિંહ ભલો નવ સમજવો;
તે કરતાં તો શ્વાન, ભસતો ભલોજ સો ગણો. ॥ ૫૩ ॥

દીધો દેવે દેહ, પરમારથ કરવા મસે;
કરી પરમારથ એહ, દેવ રૂણથી છૂટજો. ॥ ૫૪ ॥

હોય કૃતઘ્ની ક્રૂર, તે કદી કોમળ થાય ના;
વિષ ભર્યાં ભરપૂર, ફળ મીઠાં કદી ના બને. ॥ ૫૫ ॥

પાખંડી પૂજાય, ભોળાંનાં ટોળાં મહીં;
કોઇક વખત કૂટાય, પકડાતાં પોગળ પછી. ॥ ૫૬ ॥

સંતોષીને ઘેર, કલ્પવૃક્ષ કળિયુગમાં;
ઇચ્છિત ફળ શુભ પેર, આપે છે અહોનિશ અધિક. ॥ ૫૭ ॥

કોહીનૂર સમાન, સંત સજ્જનમાં શોભતા;
ખેંચે સૌનાં ધ્યાન, પોતાના પરકાશથી. ॥ ૫૮ ॥

ઉદ્યમ અવળા થાય, અનુભવ વિણ ખેડયા થકી;
બાજી બગડી જાય, દાવ છતાં ખેલ્યા વિના. ॥ ૫૯ ॥

હરિશ્ચંદ્રને દુઃખ, વિશ્વામિત્ર થકી મળ્યું;
પણ યશરૂપી સૂખ, એ હેતુભૂતથી ફળ્યું. ॥ ૬૦ ॥

ઊંચ મનુષ્યને સૂખ, ભોગવતા જોઇ નિંચ નડે;
કળિએ દીધું દુઃખ, નીચપણે નળને જુઓ. ॥ ૬૧ ॥

ભેદ ભરેલા ભર્મ, ચિત્ત પ્રથમ ચોંકાવતા;
પણ પછી ખુલે મર્મ, આનંદ અતિશય આપતા. ॥ ૬૨ ॥

સંકટ કેરૂ મૂળ, સંપત્તી છે સર્વદા;
ફુલ્યું એનું ફુળ, સંગીને સપડાવણું. ॥ ૬૩ ॥

જણવે રૂડા રંગ, છળ કપટ સરૂઆતમાં;
પણ પછી અંતે ભંગ, થઇને રંગ રડી જતો. ॥ ૬૪ ॥

સ્વધર્મ નિષ્ઠા સ્હેજ, પીડા પ્રથમ બતાવતી;
પણ અંતે પછી એજ, સુખમય વિજય અપાવતી. ॥ ૬૫ ॥

સંપત્તી જોઇ સ્નેહ, પતિ સાથે પત્ની કરે;
તો પછી અંતે એહ, વાસો વેશ્યા સમ બને. ॥ ૬૬ ॥

સતિપતિને ચિત્ત ચ્હાય, પ્રાણ જાય પણ પ્રેમથી;
વેલી વૃક્ષ વિંટાય, તૂટે પણ છૂટે નહીં. ॥ ૬૭ ॥

હેતુની હરીફાઇ, કરતાં ઇર્ષા આણવી;
પણ ફળની સરસાઇ, ઇર્ષાથી નવ રાખવી. ॥ ૬૮ ॥

વિદ્યા સફળ ન થાય, અનુભવને ઉપયોગ વિણ;
ફળ નવ પુરણ પમાય, પુરૂષારથ હિણ થઈ રહે. ॥ ૬૯ ॥

એજ વડો વિદ્વાન, પરને હિત ચહીં બોધ દે;
સ્વભાવ પશુ સમાન, તજીને શાંત સ્વરૂપ થઇ. ॥ ૭૦ ॥

વિપતિ વખતના મિત્ર, શાસ્ત્ર શ્રવણ સતસંગતી;
પાડે ચિતપર ચિત્ર, શાંતિનું સુખદાયક. ॥ ૭૧ ॥

મૂરખ મનુષ્ય ઉપર, કરે અસર વિપતિ ઘણી;
પણ નવ કરે અસર, ઝાઝી એ વિદ્વાન પર. ॥ ૭૨ ॥

સરસ્વતીનો સંગ, લક્ષ્મીને રૂચે નહીં:
ભિન્ન ભિન્ન બેઉનો રંગ, એક શાંત એક ઉદ્ધત. ॥ ૭૩ ॥

જન્મ તણું સાફલ્ય, જ્ઞાન થકીજ ગણાય છે;
પામે પદ કેવલ્ય, અંતે જેથી જીવ આ. ॥ ૭૪ ॥

ઉદય તણા અનુંચર, અસ્ત થયે ઓળખાયના;
પણ અહિં રહ્યા અમર, અસ્તાનુંચર અસ્ત થઇ. ॥ ૭૫ ॥

અસ્ત થકી જે સમસ્ત, ઉદય થાય તે શ્રેષ્ટ છે;
પણ ઉદય થકી અસ્ત, પ્રાપ્ત થાય એ નેષ્ટછે. ॥ ૭૬ ॥

અતી ઘણો સહવાસ, કરે ઘટાડો મૈત્રીનો;
પ્રેમ તણો પરકાશ, સહવાસે ઝાંખો પડી. ॥ ૭૭ ॥

શંકાનો ઉપાય, શ્રેષ્ટ ખુલાસો સમજવો;
પણ ખૂલાસે થાય, માઠું ફળ શંકા તણું. ॥ ૭૮ ॥

રંક મનુષ્યની પીડ, શ્રીપતિ શું સમજી શકે;
કેવી વેઠે ભીડ, તે અનુભવ વિણ, નવ જુએ; ॥ ૭૯ ॥

કષ્ટ સમે સમજાય, સગાં સ્નેહીને મિત્ર સહુ;
કેવાં હિતકર થાય, સંકટમાં સાહ્યક થઇ. ॥ ૮૦ ॥

રહે હમેશ નિશંક, નિખાલસ દિલમાં જનો;
પડે ન મનપર અંક, શંકાનો કોઇ કાળમાં. ॥ ૮૧ ॥

ભોળપણાની સાથ, સ્વભાવ શંકા શીલ રહે;
હરદમ એ પર હાથ, સંકટમાં સપડાય છે. ॥ ૮૨ ॥

પૈસાના પુજનીક, સદગુણને પ્રીછે નહીં;
પ્રીછે અગુણ અધીક, મદમાયા થઇ લક્ષ્મીથી. ॥ ૮૩ ॥

ઉતાવળનું કામ, પસ્તાવામાં પાડતું;
આપી હિણ પરિણામ, મનને બહુ મુંઝાવતું. ॥ ૮૪ ॥

ઉપરનો દેખાવ, અંજાવે છે મૂર્ખને;
ભોળા ખાય ભુલાવ, ભેદ ભીંતર સમજ્યા વિના. ॥ ૮૫ ॥

પવિત્ર દંપતી પ્રેમ પૈસા કરતાં પણ ચઢે;
રાખે કુશળ ક્ષેમ, આનંદ રસનું પાન દઇ. ॥ ૮૬ ॥

સત્ય પરખવા કાજ, સંકટ સરસ કસોટી છે;
કસોટી પુર્યે તાજ, કીર્તિનો કીંમતી મળે. ॥ ૮૭ ॥

સત્ય સદા પરખાય, ચઢતાં કસોટી સંકટે;
પૂર્ણ પ્રકાશીત થાય, સત્યવાદી સૌ એ થકી. ॥ ૮૭ ॥

રવિનું ખરૂં મહત્વ, નિશા સમે સમજાય છે;
સદ્ગુણી જનનું સત્વ, સમજાતું સંકટ સમે ॥ ૮૮ ॥

નીંચ લાલચુ જંન, સદ્ગુણીને નડતા સદા;
બની દુષ્ટ દુશ્મન, કર્મ તણા કાંઇ લેખથી. ॥ ૮૯ ॥

ખુબ સૂરતી જોઇ, દુશ્મન તેના બહુ બને;
નીચ મનુષ્ય મોહાઇ, મેળવવા હરિફાઇ કરે. ॥ ૯૦ ॥

પોતાને સ્વાધીન, હોય તો સુધરે કામ સૌ;
પણ હોય પરાધીન, તો બગડે બહુ રીતથી. ॥ ૯૧ ॥

સાધન પુરતાં સહીત, હરેક કામ ઉઠાવીએ;
તો શ્રમ સફળ ખચીત, થઇને ફળ સારૂં મળે. ॥ ૯૨ ॥

શાંતી સાથ સદાય, સુખ આવી વાસો વસે;
વૈકુંઠ એજ વદાય, આનંદ ગ્રહ આ લોકમાં. ॥ ૯૩ ॥

પ્રવૃત્તિ સાથે પ્રીત, કરીને કષ્ટ વસે સદા;
ખલકે એજ ખચીત, નર્ક સ્થાન નીહાળજો. ॥ ૯૪ ॥

અશુદ્ધ પ્રેમનો રંગ, જુઠાં મોતી સમ જુઓ;
થઈ જાશે ઝટ ભંગ, તેજ હીણુ થઇ રંગ એ. ॥ ૯૫ ॥

પ્રેમ તણોજ પ્રવાહ, વ્હેતી સરિતા સમ ચલે;
પ્રેમીજન કરી ચાહ, ભરે હૃદય રસ પ્રેમથી. ॥ ૯૬ ॥

હૃદય પ્રીતની લાત, કુસુમ ગુચ્છ સમ રૂચતી;
પણ વણ પ્રીતની વાત, કંટક સમ ઊર ખુંચતી, ॥ ૯૭ ॥

મળે માન ત્યાં મંન, આનંદે ઊભરાય છે;
પણ અપમાને તંન, તૃસે થઇ શોષાય છે. ॥ ૯૮ ॥

દુનિઆં દરપણ જાણ, જોવાને નિજ દોષ ગુણ;
આપે છે ઓળખાણ, જનને નિજ પ્રતિમા તણું. ॥ ૯૯ ॥

હોય વ્યશન સમાન, તે સૌ સ્હેજે મિત્ર થઇ;
નિશદિન રહે ગુલતાન, સુખ દુઃખમાં સંગી થઇ. ॥ ૧૦૦ ॥

ધરીને શ્રેષ્ઠ વિચાર, રંક કુટુંબ કેળવાયલું:
ભોગવ તું સંસાર, સ્વર્ગ સમાં સુખ ભોગવી. ॥ ૧૦૧ ॥

ધરીને હીણ વિચાર, શ્રીમંત કુળ વણ કેળવ્યું;
ભોગવતું સંસાર, નર્ક સમાં દુઃખ ભોગવી. ॥ ૧૦૨ ॥

દંપતિ સુશિક્ષિત, આનંદ અતિશય ભોગવે;
સમજી હીતાહીત, નિતિ ધર્મ ધરી પ્રીતથી. ॥ ૧૦૩ ॥

દંપતિ અશિક્ષિત, કલેશ કરી કંટાળતાં;
નિતિ ધર્મને પ્રીત, તજીને નિજ વ્યવ્હારમાં. ॥ ૧૦૪ ॥

હોય ગુણ પ્રતિકૂળ, અરસ પરસ દંપતિ તણા;
તો તે દુઃખનું મૂળ, થઇને નડતા એહને; ॥ ૧૦૫ ॥

ઈચ્છે ન નીચ મનુષ્ય, અવર તણું સારૂં કદી;
ગાળે નિજ આયુષ્ય, ઈર્ષાના અવતારમાં. ॥ ૧૦૬ ॥

તજે ન યોગ્ય મનુષ્ય, વિષમ વખતમાં ધર્મને;
અર્પીદે આયુષ્ય, સાચવવા નિજ ધર્મને. ॥ ૧૦૭ ॥

રચી એકસો આઠ, છંદ સોરઠાની સરસ;
માળા પઠવા પાઠ, જેશંગે જુક્તિ કરી. ॥ ૧૦૮ ॥

માળા ૨૨ મી સંપૂર્ણ.





# માળા ૨૩ મી.

## ઊપેંદ્રવજાછંદ.

હમેશ વૃત્તી જનની ઠરે જ્યાં, મનુષ્યનું મંન તણાય છે ત્યાં;
પડે પછી દુઃખ તથાપિ શોષે, વિરૂદ્ધ ભાવે કદિએ ન જોશે. ।૧।
ધરો તમે ધીરજ ઊરમાંહી, સરે સદા કારજ એથીં આંહી;
ઉતાવળે કાર્ય ન સિદ્ધ થાએ, વૃથા બધો યત્ન જરૂર જાએ. ।૨।
ઘણાં ઘણાં સંકટથી ઘવાણો, જરૂર એ જંન રહે મુઝાણો;
પડે નહીં ચેન લગાર એને, મળે નહીં સૂખ સ્વપ્નેજ જેને. ।૩।
કરે ઘણા યત્ન ફરીફરીને, મળે ફળો કર્મવડે કરીને;
લખ્યાહશે લેખ લલાટ જેવા, ફળે સદા એહ અહીંજ એવા. ।।૪।।
અધીક છો આફત શીર આવે, તથાપિ તું મંન નહીં ડગાવે;
જશે વહી વાદળ વા થકીએ, નડે નહીં દુઃખ પછી નકીએ. ।૫।
નિહાળીં જો આ ફરતો જમાનો, ભલાભલાનાં ઉતર્યાંજ માનો;
રહ્યા નહીં કોઈ ઠરીજ ઠામે, ચઢે અને સર્વ વળી વિરામે. ।।૬।।
મનુષ્યને ઠોકર વાગતી તે, ગુરૂ થઇને ગુણ આપતી એ;
બતાવીં દે મારગ શુદ્ધ સારો, નડે નહીં રાહ પછી નઠારો. ।।૭।।
ઘણા પ્રયત્ને બહુ વેગવાળી, નદી પુલે બંધ થતી નિહાળી;
તથાપીં જેછે જન નીંદનારા, બને ન એ બંધજ બોલનારા. ।।૮।।
મદે ભરેલાં જન તો સદાએ, પિડા અતી પામત આપદાએ;
નદી પૂરે ખૂબ ભરાય જ્યારે, નદીતણા તીર તણાય ત્યારે. ।।૯।।
સદાય સાધુ જનની પડાશે, વશી જનો છીદ્ર નિહાળિ જોશે;

બને બહુ સાધુ સગુંણિ જેથી, મળે જુઓ લાભ અધીક એથી.૧૦
અઢાર જે વ્યાસ પુરાણ બોલ્યા, અનેક તેમાં ધરમોજ ખોલ્યા;
છતાં બધાથી ચઢતો ભણ્યો છે, પરોપકારી ગુણને ગણ્યો છે. ।૧૧।
શત્રૂ અને રૂંણજ રોગ જામે, છતાંય તેને જન જો ન ડામે;
ભલે પછી એ બળિઓ ગણાતો, તથાપી તેતે થકિતો હણાતો.૧૨
સદાય જે યત્નજ ના તજે તે, કરે હમેશાં સિદ્ધ કાર્ય અંતે;
નશીબની આશ ધરી રહે તે, ગણાય છે મૂર્ખ મનુંષ્યમાં તે. ।।૧૩।।
ઘણા ઘણા રોગ થકી ભરેલું, શરીર વ્હાલું નિજનું ઠરેલું;
ગણાય સારાં નબળાં છતાંએ, મનુંષ્ય વ્હાલાં મનથી હતાંએ. ૧૪
પુરી રિતે પ્રેમ જ વ જયારે, મનુંષ્યનું મંન તણાય ત્યારે;
ગણે નહીં જો જીવ ત્યારે, અધીક એ દુઃખ મને ન ધારે. ।૧૫।
અગાધ લી જગની જણાતી, કૃતી બધીએ હરિની ગણાતી;
મનુંષ્યથીએ બને ન કાંઇ, ધુમે ભલે મૂરખ મનમાંહી. ।। ૧૬ ।।
ગમારને જ્ઞાન કદી ન લાગે, ભિખારિની ભૂખ ભવે ન ભાગે;
ઉદારને કંજુસ ના હઠાવે, અનુંભવીને ઠગ ના ફસાવે. ।। ૧૭ ।।
હરામની ચીજ નડે હમેશે, મનુંષ્યને એહ પચી ન દીસે;
વિના હકે મૂરખ હાથ ઝાલે, નકામિ એથી શિર ધૂળ ઘાલે. ૧૮
વણીકનું મંન સદાય લોભી, અદેખીનું મંન અધીક ક્ષોભી;
પરાક્રમીનું મન પૂર્ણ શૂરૂં, મહંતનું ચિત્ત ચહે ન બૂરૂં. ।૧૯।
ભલે દગાથી જન બાસ પામે, તથાપિ તે છેવટ ના વિરામે;
ફસાય છે ફોકટ ફંદમાં એ, પિડા પડે પૂરણ છંદમાં એ. ।। ૨૦ ।।
સુણી કથા સૌ ઇતિહાસકેરી, અનુંભવી શીખ શિખો ઘણેરી;
જુનો જમાનો નજરે તરે છે, ચરિત્ર સૌનાં ચિતમાં ઠરે છે. ૨૧
નકામી ચીજ કશી નથીએ, સમો મળ્યે સૌ ખપની કથીએ;
ખણાયછે દાંત તૃણે કરીજો, કદૂ દવા અમૃતથી ભરીજો. ।। ૨૨ ।।
કદી નહીં કૂડથકીજ જીતો, મિથ્યા શિરે શીદ ધરો નિમિત્તો;
વિનાનિતી ધર્મ જિતો ન ભાઇ, ગયા ઘણા હારિ કિધે ઠગાઇ. ૨૩
ભ્રમીત જીવો ભ્રમણા વડેથી, ભુલે ભલું ભાન ભ્રમે પડેથી;
ન જાણતા રીત વ્યવહારકેરી, નિતી અને ધર્મતણાજ વેરી. ।૨૪।
દુઃખી મનુંષ્યો ગતકાળ કેરાં, સુખો વિચારી રિબતાં ઘણેરાં;
તથાપિ તે દુઃખથકીજ અંતે, ભલીરિતે ભાળત સૂખ ખંતે. ।૨૫।

ભવિષ્યનાં સુખ દુખાદિ કેરો, ગણાય આધાર જુઓ ઘણેરો;
મનુષ્યની હાલતણી કૃતીનો, ભવિષ્યમાં ભાવ ભજે રતીનો. ૨૬
મહાન બુદ્ધી બળના પુરૂષો, મનુષ્ય રૂપે સુરનાજ અંશો;
કરે બધાં કૃત્યજ દેવતાઇ, સૃષ્ટી બધીને બહુ સુખદાઇ. ॥ ૨૭ ॥
જહાં મહંતો અવતાર લે છે, તહાં બહુ ઉત્તમ બોધ દે છે;
મળે જનોને બહુ લાભ એથી, મહંતની પૂર્ણ કૃપા વડેથી. ।૨૮।
વદે જુઓ વાણિ મનુષ્ય જેવી, ગણાય તેની તુલનાજ તેવી;
૨૯ પછી આ પરલોકમાંહી, ભલાભુંડાનીજ ભલી ભુંડાઇ.।।૨૯।।
સ્ફુરે નહીં જ્યાંલગિ પ્રેમભકતી, ગણો નહીં ત્યાંલગિ શ્રેષ્ટ શકતી.
બન્યા બહુ નિર્બળ લોક એથી, ગુમાવિને રાજ દ્રવ્યાદિ જેથી.૩૦
થશે તમારી ઉન્નતીજ કયારે? સ્વદેશ પ્રેમી બનશોજ ત્યારે;
થશે નહીં શ્રેયજ નીજસ્વાર્થે, વરયો સદા શ્રેયગણો પરાર્થે. ।૩૧।
કુળાભિમાની જનજે જણાતા, સદાય એ કૂળ મદે તણાતા;
ગણે નહીં કૂળાહુણાજનોને, છકી પિડે કૂળાહિણા હિનોને. ।।૩૨।।
મદે ભરેલો વનરાજ ધમે. મદે ભરેલો જન એમ ક્રમે;
સમાંતરે બેઉતણી ગતી છે, સમાંતરે બેઉતણી કૃતી છે. ॥ ૩૩ ॥
ભલાભલા વીર નરો પડયા જ્યાં, શુરા થઇ વીરરસે લડી જ્યાં;
નિહાળિ પાણીપતની ભુમીએ. ક્ષમા કરો દેવિ નમી કહું એ. ।૩૪।
નહીં કદી ભાવિ મિથ્યાજ થાએ, સમો મળ્યે એ પ્રગટી જણાએ;
ઉપાય પહેલાં કરો ન કાંઇ, કરો બન્યાકેડ ઉપાય ભાઇ. ।।૩૫।।
સ્વદેશ સૌ સૂધરતાં સુધારો, થશે ખરો ના પૃથકેજ ધારો;
સ્વદેશબંધુ સુધરે સુખી સૌ, સ્વદેશબંધુ કુધરે દુખી સૌ. ૩૬
અતી નિરાશા વિપતી પછી જે, દિસે સુખાશા કિરણો વળી જે;
દુર્ભાગ્યથી એ પણ નાશ પામે, પછી પિડા પ્રાણતણી ન વામે. ૩૭
સુણેન વેશ્યા શિખ તેઃ સતીની, કુમારજા લે શિખ ના યતીની;
ગુરૂ તણી કૂશિષ્ય શિખલેના, મહંતનું જ્ઞાન મદી લહે ના. ।।૩૮।।
મરે નહીં મ્હાન જનો કદાપી, દિસે મુઆ અમ્મર છે તથાપી;
દુખી સમે એ રહિ ગુપ્ત રૂપે, અવાજ ભેદી કરિ બોધ સુંપે. ।૩૯।
પ્રજા તણા ઉત્તમ લાભ સારૂ, બને બહૂ હાણ નહિં અકારૂં;
મળે પછી ચક્ર વૃધીજ વ્યાજે, બહુ થએલ હાની લાભ સાથે.।૪૦।

જણાય છે કારણ દુઃખ કેરૂં, જુઓ દશા જાગ્રતથી ઘણેરૂ;
અજાગ્રતીવાન દુઃખી દિસેના, થતા કદી લુબ્ધ સૂણી વિશેના ।૪૧।
ગરીબની આશિષ સાપ લાગે, અનેક ઊપાય થકી ન ત્યાગે;
વધે સદા સંપત આશિષેથી, ટળે બધી સંપત સાપનેથી. ૪૨।
નહીં કદી તુ મતતો ઉચ્ચારે, ભલું બુરૂં કોઇનું એકિવારે;
ગણાય એ જોખમતો ભરેલું, વળી ઉંધું અક્કલથી ઠરેલું. ।૪૩।।
કલંક ના કોઇ તણુંજ જોશો, જણાય તો તે મનમાંજ ધોશો;
રહો પછી સર્વ સમાન ભાવે, નહીં કદી નિંદક એથિ ફાવે. ૪૪।
બુઝી ગએલા ઝઘડા સદાથી, થતા ખરા જાગ્રત ચાડિઆથી;
બને બહૂ ક્રોધિત મર્દ એથી, ઉઘાડશો એબ ન અન્ય જેથી. ૪૫।
નદી કિનારે ઘર જે કરેછે, ત્રિયાજ વંઠી ઘરની ફરેછે.
વસે વળી નાગ સદા અવાસે, કદી ન એથી સુખથી સુવાસે. ૪૬।
ઉડેજ પક્ષી ગગને ઘણેરાં, ચઢેજ શક્તી સમએ ઉંફેરાં;
કવિજનો સો પણ એજ રીતે, શક્તી સમા લેખ લખી પ્રવર્તે. ૪૭।
રહે સદા ભાગ્યજ અંધકારે, જણાયના એ જનને લગારે;
તથાપિ તેનું ફળતો પ્રકાશી, પ્રત્યક્ષ જુએ જગના નિવાશી. ૪૮।
દુખી તણું સૂખ નિંદ્રા કહીએ, દુખી તણો મિત્ર મૃત્યૂ લહીએ;
નહીં કદી જાગ્રત સૂખવંતું, દુઃખી જનોને બહુ દુઃખવંતું. ૪૯।
પડે જનોને દુઃખજો અતીશે, કઠોરતા ઊર અધીક દીસે;
અનુંભવી સંકટને સદાએ, કદી નહી હારણ એહ થાએ. ૫૦।
મનુંષ્યની ઉપર દૈવ કોપે, પ્રયત્ન ત્યારે સઘળાજ લોપે;
સમો વિચારી જન એ સમેતો, સુખી થશે અદ્રષ્યને નમેતો. ૫૧।।
પરીશ્રમીને પછી નીંદ આવે, મધૂરતા એ અતિશે જણાવે;
મનુષ્યને સર્વ પશુજ પ્રાણી, ભુલે દુખોએ નિંદને પિછાણી. ૫૨।।
મનુંષ્યનું સૌંદર્ય રૂપ સારૂ, વિચારને તર્ક થકીજ ન્યારૂં;
અગમ્યએ બુદ્ધિ થકીજ જાણું, ગતી નહીં સૌંદર્યની પિછાણું. ।૫૩।
જણાય છે કૃત્રિમ રૂપને તો, જરૂર આભૂષણની ગણેતો;
તથાપિ જે કૂદ્રતિ રૂપ હોએ, અધીક આભૂષણને દિપાવે. ૫૪।
ઋશે નહીં સૌંદર્ય ઊરનું તો, નકામુંછે સૌંદર્ય બ્હારનું તો;
હશે સદા સૌંદર્ય બેઉજ્યારે, ખિલે ખરૂં સૌંદર્ય એજ ત્યારે. ૫૫।

હશે ન જ્યાં માનવ એકધર્મી, બને જનો ત્યાં બહુ કૂડકર્મી;
અન્યોઅન્યે સૌ અરિએ જણાતાં,ટળે દુ:ખો ધર્મનું ઐક્યથાતાં.૫૬
શ્રદ્ધા સદા દેવભકતી ખરી છે, અધીક એની શકતી ઠરી છે;
શ્રદ્ધાવિના સંશયમાં પડીને, ખરી બિનાથી દુર રે' રડીને. ॥૫૭॥
સુલોચનાને શિર અંધ સ્વામી, મળે સતીને શિર સ્વામી કામી;
નહીં વિધાતા તુજ કૃત્ય ખામી, નશીબની એ જણાય ખામી. ૫૮
હશે ધણી ઉભય પક્ષતા જ્યાં, રહે નહીં ગાફલ લોક એ ત્યાં;
પરસ્પરે એહ તપાશિ બાજુ, સદાય ચાલે બળ રાખિ તાજુ.૫૯
સદાય શત્રૂ સપડાય જ્યારે, નમી પડે નમ્રપણેજ ત્યારે;
છતાં દયા ના કરવી લગારે, છુટો થતાં વેર વળી વિચારે. ॥૬૦॥
પૃથ્વી અને સંપતી સર્વ જોતાં, જણાયછે આખર નાશવંતાં;
રહે સદા અમર એક કીર્ત્તી, મરે વપૂ જીવતિ નામ મૂર્ત્તી. ।૬૧।
જુવાનિને દોલત શું વડાઇ, મળે અવીવેક અધીક ભાઇ;
કહો પછી ત્યાંજ અનર્થતાનું, રહે કદી કાંઇજ પૂછવાનું? ॥૬૨॥
ગુલાબને કંટક ખૂબ કીધાં, ઉદારને દામ ઘણા ન દીધા;
જણાય એ ખાંપણ લાભકારી, ન જાય જેથી મદથીજ હારી ।૬૩।
હકીમથી રોગિ વિરૂદ્ધ ચાલે, ગુરૂ થકી શીષ્ય ઉંધોજ હાલે;
અધીક એ છેવટ દુ:ખ પામે, કદી ન એ શુખ થકી વિરામે. ।૬૪।
લલાટમાં લેખ લખ્યા હશે તે, મિથ્યા નહીં માનવથી થશે એ;
ગયા તજી રાજ વનેજ રાજા, તજી દઇ માન તણીજ માઝા. ॥૬૫॥
મતીહિણા સાર ન કાંઈ શોધે, કવી અને કોવિદ ગુંણ બોધે;
ગમાર શું ગોહુમ સાર જાણે, સુપાક શાસ્ત્રી સહુએ પિછાણે. ।૬૬।
ખટાશ દેખો દધિમાં તથાપી, કરે મિઠું માખણ મૂખ આપી;
જણાય ગ્રંથો શરિરે સડેલા, તથાપિ તે તત્વ રસે ભરેલા. ॥૬૭॥
કરેજ ઇર્ષા જન નીંચ જાણો, વડીલ સામા જનને પિછાણો;
વડીલ દેખી ઇરષા કરે છે, વડીલતા એમ ખરી ઠરે છે. ॥ ૬૮ ॥
અધર્મનું કામ કદી ન સ્હેલું, અધર્મનું કામ કિધાજ પ્હેલું;
મનુષ્યનું મન શકે ભરેલું, રહે સદા અંતરથી ડરેલું. ॥ ૬૯ ॥
જણાય જ્યાં પૂર્ણ પણેજ પ્રીતી, રહે નહીં લૌકિક ત્યાંજ રીતી;
ધણી અને નોકર હાકમીના, રહે નહીં ભેદ તહાં લગીનો.॥૭૦॥

અનેક યત્નો કરતાં પછીથી, મળેજ લક્ષ્મી કદિ જો ખુશીથી;
કરો નહીં રક્ષણ જો પછીથી, જરૂર પછી જતિ એ ખુશીથી. ૭૧
સમો બધો ના સરખોજ જાણો, અનેક રંગે ફરતો પિછાણો;
નવીન રંગી પડદા પછાડી, સજી સદા સ્વાંગ પડે અગાડી. ॥૭૨॥
ભણી ગણી ભામનિ છે રૂપાળી, અને વળી વીનયતાજ વાળી;
તથાપિ તે શીયળ સાચવેના, ગુણો બધા જાય વૃથાજ એના.૭૩
સમો બધો આ ફરતો દિસે છે, ગુણીજનો જોઇ હદે હસે છે;
અસત્યને સત્ય ગણી પિછાણે, ફુટાય તેમાં પણ પ્રેમ આણે. ૭૪
સગુણ ભક્તી સઘળા કરે છે, ગુણીજનો નિર્ગુણ આચરે છે;
સગુંણમાં અમૃત વીખ ભેળું, સુધા સદા નિર્ગુણમાં ભરેલું.॥૭૫॥
ગણીતથી ગુંણ ગણાય છે ના, લખ્યા થકી જેહ લખાય છે ના;
મનુંષ્ય એ દેવરૂપી ગણાતા, સમે સમે છે જિવતા જણાતા.॥૭૬॥
મધુર વાણી જન ઊચરે જે, સુધા ખરી મૂખ થકી ઝરે એ;
રસીકને એ રસ ખૂબ આપે, કઠોરનું કાળજડુંજ કાપે. ॥૭૭॥
કુસંપથી તો કુળ હાણ થાએ, અને અરી સૌ સબળા જણાએ;
છતે જથે નિર્બળતા નિહાળો, કુસંપથી સૂખ સ્વપ્ને ન ભાળો. ૭૮
સુબોધ રૂપી રસથી શરીરે, અધીક ઊંચી સુરખી તરીરે;
ગણાય એ ઉત્તમતાજ એની, ઝગી રહે બ્હાર ખુબીજ જેની. ૭૯
ગમારની કોણ કરે ગુલામી, અબૂજની કોણ ભરે સલામી;
ગરીબની કોણ કરેજ હામી, કરે કદીતો પિડ એ નકામી. ॥ ૮૦ ॥
સુભાગ્ય દેવી સહુનેજ વ્હાલી, કુભાગ્ય દેવી અતિશે અવ્હાલી;
તથાપિ તેમાં જન મૂર્ખતા છે, દુભાગ્યમાં લાભજ જાણિતા છે. ૮૧
દગો કરી કોણ કહો તર્યા છે, દગે બધા લોકજ છેતર્યા છે;
દગો હશે હોમુળ લાભકારી, છતાં દગો છેવટ જાય હારી. ॥ ૮૨ ॥
કુસંપથી કામનિ હોય રાજી, પતી તણી એ બગડીજ બાજી;
જશે બધો જન્મ વૃથાજ હારી, મળ્યાથકી એમ નઠારી નારી.૮૩
ભલાશમાં લાભ ભલો ભરાણો, બુરાશમાં લાભ બધો હરાણો;
જુઓ મુખે જીભજ એક છે એ, છતાં ભલીને બુંડિ તો ઠરે એ. ૮૪
સુભાગ્ય છે સત્તરણે રસેલું, કુભાગ્ય છે કાજળથી કસેલું;
મટે ન એ રંગ મથો તથાપી, ભવીષ્યને કોણ શકે ઉથાપી. ૮૫

હરીફ ધંધો કરતાં હરાવે, અને વળી નિર્બળતા કરાવે;
નચીંતવા બેશિ રહ્યા થકીએ, ખમે સદા હાણુ ગણો નકીએ.॥૮૬॥
જણાય છે ગંભિર ચિત્ત જેનું, ગણાય છે ઉત્તમ કામ એનું;
ઉતાવળું ચિત્ત જણાય જેનું, બને બધું કામ ખરાબ એનું. ૮૭
હમેશ પાપી જનનેજ ઊરે, અધીક શંકા અઘથીજ સ્ફૂરે;
શે રખે એ અઘ જાણુતા સૌ, વૃતી બધી એહથકી ભમે સૌ. ૧૮૮।
સદાય આ શીખ સુણો અમારી, અમૂલ્ય એ રત્ન સમી વિચારી;
ગુરૂ અને માતપિતાજ સેવી, હમેશની આશિષ માગિ લેવી. ૮૯
જનો જુઓ લૌકિક કૂળકેરા, અસત્ય અંધે વળગી ઘણેરા;
તજી મણિ કાચ ઇચ્છા કરે છે, અધીક એ મૂર્ખજનો ઠરે છે. ૧૯૦
સદાય સૌ સૌંદર્યનીજ પાસે, નમાવિને શીર રહે હુલાસે;
પછી શુરા સૌંદર્યને નમે એ, નવાઇ જાણો કદિના તમેએ. ॥૯૧॥
મનુષ્યની શાંત વૃત્તી હશે જયાં, કદી નહીં વેર મતી વધે ત્યાં;
લડાઇની ખૂબ વૃતી હશે જ્યાં, વધે સદા વેર મતી ઘણી ત્યાં. ૯૨
ધુએ હૃદે નેત્ર જળે કરીને, પછી હૃદે નિર્મળતો ઠરીને;
અધીક આનંદ રહેજ આપી, મળે ન આડંબરથી કદાપી. ૯૩
કરી શકે ના ધન સંપતીતો, મનુષ્યની કાંઇ સુખી સ્થિતી તો;
જણાય સાચું સુખ પ્રેમમાંતો, દિસે નહીં એવિણ કોઇમાંતો. ૧૯૪।
હૃદે કદી ના પરને બતાવો, બતાવતાં ખૂબ વિચાર લાવો;
હશે ઇમાનીજન એ નહીંતો, પડો પુરા ખેદતણી મહીંતો.॥૧૯૫॥
ઉફાંદથી જે ધનને ઉડાવે, મુખે કહી નિર્ધનતાજ લાવે;
જરૂર લક્ષ્મી ઘરથી ગઇ તે, વળે ન પાછી નિજની થઇ એ. ૧૯૬।
સમો સદા ઓળખજો વિચારી, સમો બધો ના સરખોજ ધારી;
સમો ઠરે એ કરશે ન કોઇ, સમે સમાની ગતિ ન્યારિ જોઇ. ॥૯૭॥
અમીરતા આજ મળે કદાપી, વળી મળે સંપત સૌ તથાપી;
બની બહુ મસ્ત થશો ન કૂડા, તજી જશો એ મધનાજ પૂડા. ૧૯૮।
દશે રહ્યા જ્યાં દિગપાળ ડોલી, અને રહ્યાં જ્યાં ગજ જૂથ ઝૂલી;
વસ્યા વળી જે વચમાં ઝરૂખે, પડયા જઇ એ નૃપ કાળ મૂખે. ૯૯
અખંડ જેના ઉરમાં ઉદાસી, વદે ન એ વાણિ કદી વિલાસી;
ને વૃતી ભંગ થઈ ગઇ જ્યાં, રહે ન આનંદ તણી અમી ત્યાં.૨૦૦

ભલા ભલા પંડિત સર્વ ભૂલ્યા, વળી ઘણા જ્ઞાનિ જનોજ ડૂલ્યા;
બળીષ્ટ એવી જગનીજ માયા, ગરીબને રાય સહુ સમાયા. ૧૦૧
વિશેષ જેણે જગમાં સુણ્યું છે, વળી ઘણું જ્ઞાન અનુંભવ્યું છે;
જરૂર એવા ઘરડા જનોની, અમૂલ્ય એ શીખ તમે શિખોની.૧૦૨
હમેશ જે નિર્બળ કોપ કર્ત્તા, જરૂર એ કોપ થકીજ મર્તા;
ઉકાળિ પાત્રો જળ બ્હાર કાડે, પડી પછી પાત્ર બધું બગાડે. ૧૦૩
બુરૂં ચહે જે નિજ જ્ઞાતિ કેરૂં, બુરૂં થશે તેહ તણું ઘણેરૂં;
દુખી થશે એ પરલોક માંહી, અને વળી એમ થશેજ આંહી. ૧૦૪
જણાય જે સંપત ફૂળ જ્ઞાને, તડાવડી એક બિજા સમાને;
સદાય ત્યાં સત્ય સગાઈ કીધી, વળી કહી સ્નેહ તણીજ વીધી. ૧૦૫
ઘણાય મીઠું વદતા મુખેથી, અને વળી સો સુણતા સુખેથી;
નથી પરંતુ કહી હીતકારી, વદે સુણે એ જન જો વિચારી. ૧૦૬
હરી કથામાં મન લુબ્ધ જેનું, સદા સર્યું કારજ જાણ તેનું;
પછી કદી એ જન અંતકાળે, ભમે પડીને નવ ભ્રાંતિ ભાળે.૧૦૭
ઊપેંદ્રની આ રચિ રૂડી માળા, રટી કરે અંતર શાંત બવાળા;
જરૂર જેશંગ હિતે કહે છે, શિખે સુણે તે સુખથી રહે છે. ૧૦૮

માળા ૨૩ મી સંપુર્ણ.





# માળા ૨૪ મી.

---

## દોહરા.

તજે ન જીવ જતાં લગી, લાગી લગની મંન;
પતંગ દીપકમાં પડે, પ્રજળે તોપણ તંન. ॥ ૧ ॥
હલકા જન આગળ ફરે, સંગીન ફરે ન એમ;
જળ ઉપર કાષ્ટજ તરે, ધાતૂ તરે ન તેમ. ॥ ૨ ॥
જ્ઞાની ગુંણ ગ્રહણ કરે, તજી અવગુણ તમામ;
શોષે સૂરજ શુદ્ધ જળ, લે નહિં અન્યનું નામ. ॥ ૩ ॥
કરે કષ્ટ બહુ સહન તે, પામે પદ ઉત્તમ;
વનસ્પતીના અર્ક સૌ, ચઢતા શીર હોરમ[1]. ॥ ૪ ॥
પળ પળ પકવે નહિં કદી, રાણીઓ રણધીર;
કોણ થયા વિક્રમ સમા, વીશ સદીમાં વીર. ॥ ૫ ॥
અનુક્રમે સૌ આવતાં, ચઢતી પડતી માંહીં;
તૂર્ક મરેઠા પેશવા, ખિલી ખર્યા સૌ આંહીં. ॥ ૬ ॥
ભવિષ્યકાળે શું થશે, સમજાએ નહિં સ્હેજ;
મા'રાણી કયાં જાણતાં, કૈસર હિંદ થશેજ. ॥ ૭ ॥
આળોચે કવિ અક્કલે, વણ દીઠેલી વાત;
દૂર તણી વસ્તુ સહુ, દુરબિનથી દેખાત. ॥ ૮ ॥
શરીર શોભે સત્યથી, સત્ય શરીરનું તેજ;
દીપે દેવળ દીપકે, દીપક વિણ નિસ્તેજ. ॥ ૯ ॥
પાળે નહિં પતિવ્રતપણું, તે નારી નિંદાય;

---

૧ બાદશાહની બેગમ.

બ્રહસ્પતીની નારીનું, નફ્ફટ નામ ગવાય. ॥ ૧૦ ॥
વેણ વદેલું પાળવા, રાખો ટેક તમામ;
વચન પાળવા વન ગયા, પાંડવ નળને રામ. ॥ ૧૧ ॥
લખ્યા લેખ તે થાય છે, છે નહિં કોઈ વિરોધ;
કૈકૈપર રામે કદી, કર્યો નહિં કાંઈ ક્રોધ. ॥ ૧૨ ॥
શાંત મનુષ્ય પાસે વસો, વસો ન ક્રોધિત પાસ;
નદી તટપર વસનારનો, થાય પૂરથી નાશ. ॥ ૧૩ ॥
જગકર્ત્તા રક્ષણ કરે, ત્યાં શી અડચણ હોય;
ઉદર મહીં બાળક કહો, પામે છે દુ:ખ કોય. ॥ ૧૪ ॥
સજ્જનની સંગત થકી, અવગુણ અળગા થાય;
શુદ્ધ જળના સંયોગથી, મલીનતા મટી જાય. ॥ ૧૫ ॥
દોષ આપણા દેખવા, જોઇએ ઉત્તમ જ્ઞાન;
દરપણ વિણ દેખાય નહિં, કદી વદનનું વાન. ॥ ૧૬ ॥
હૈયે હામ ન હારીયે, હામે થાએ કામ;
હામે પાંડવ જીતીયા, ભારતને સંગ્રામ. ॥ ૧૭ ॥
અરસપરસના અરિકને, વસવાથી નુકશાન;
દારૂ અગ્નો જોડમાં, વસતાં થાએ હાણ. ॥ ૧૮ ॥
સંકટમાં સત્યવાદી પણ, સત્યધર્મ ભુલી જાય;
અસત્ય યુદ્ધે ઊચર્યા, જુઓ યુધીષ્ટીર રાય. ॥ ૧૯ ॥
નમ્ર સબળ જન કોપતાં, નડે ન નમ્રને લેશ;
નમીને ચાલે વૃક્ષ તે, નદી તટ રહે હમેશ. ॥ ૨૦ ॥
ઊદ્ધતની ઉદ્ધતાઇથી, તજે ક્ષમાવંત ટેક;
પૃથ્વી મોટા પેટની, ખણતાં મરે અનેક. ॥ ૨૧ ॥
અંગારો કુળ ઉપજે, કૂળ કલંકિત થાય;
છાંટો છાશ તણો પડે, પય પણ ફાટી જાય. ॥ ૨૨ ॥
સંસ્કારે શું નવ બને, બને રંકના રાય;
ગાડરનાં રૂંવાં તણી, સુંદર સાલ વણાય. ॥ ૨૩ ॥
ઉછરે નહિં ઉતાવળે, તક આવ્યે સૌ થાય;
વા વાતાં મૃગસર તણો, કેરી પાકી જાય. ॥ ૨૪ ॥
સજ્જન જયમ સંકટ સહે, ત્યમ ત્યમ શાંત જણાય;
કુંદનનેને અગ્ની મહીં, તાવ્યે કોમળ થાય. ॥ ૨૫ ॥

પ્રભુના પૂરણ પ્યાર વિણ, સદ્ વસ્તુ નહિં સ્હેલ;
હીરો કોહીનૂર તો, મેળવવો મુશ્કેલ. ॥ ૨૬ ॥
હોય હૃદયમાં હિત તો, જોઇ ન ભવ્ય મકાન;
સૂતા [2]શ્રીપતિ [3]શ્રી સહિત, પ્રયાગ વડને પાન. ॥ ૨૭ ॥
અમર રહે આ અવનીમાં, જે જન કીર્તીવંત;
વીક્રમ ભોજ અને વળી, વ્યાસ સરીખા સંત. ॥ ૨૮ ॥
આશાનો અંતજ નહીં, આશા આશ્રમ દૂર;
દેખાતો ધ્રુવ દ્રષ્ટિએ, પણ પાસે ન જરૂર. ॥ ૨૯ ॥
સજજનના સદ્ગુણમાં, અવગુણ સર્વે સમાય;
[4]બોડાણે ચોરી કરી, તો પણ તે પૂજાય. ॥ ૩૦ ॥
જાતિ સ્વભાવ જોય નહીં, કરતાં ક્રોડ ઉપાય;
પત્થર ભીંજવી ટાંકતાં, ઝરતો અગ્નિ જણાય. ॥ ૩૧ ॥
થશે સપૂત સપૂતના, એમ નકી નવ જાણ;
નિપજે કાજળ દીપકે, એજ પ્રત્યક્ષ પ્રમાણ. ॥ ૩૨ ॥
જ્યાં ખેતી નવ નીપજે, ત્યાં તે નિર્ધન દેશ;
પડે કાળ વિકરાળ તો, કણ વિણ મરે હમેશ. ॥ ૩૩ ॥
સ્હેલું પણ સમજાય નહિં, જ્ઞાન વગર ગુંચાય;
ઊરમાં કસ્તુરી છતાં, મૃગ બહુ ગોથાં ખાય. ॥ ૩૪ ॥
જન્મ ભુમી જોવી નહિં, કીંમત ગુણની તુલ્ય;
ખારે જળ મોતી બને, પણ છે મોંઘે મૂલ. ॥ ૩૫ ॥
નબળાની સંગે ચઢી, સબળા નબળા થાય;
દુર્યોધન પક્ષે પડી, ભીષ્મપિતા ટોવાય. ॥ ૩૬ ॥
શૂરા પણ સંકટ સમે, વલણ ધરે છે વક્ર;
રણમાં પણ[5] મુકયા છતાં, કૃષ્ણે ધરીયું ચક્ર. ॥ ૩૭ ॥
એક મનુષ્યમાં પણ દીસે, સદગુણ દુર્ગુણ રંગ;

---

૨. ભગવાન. ૩. લક્ષ્મીજી. ૪. બોડાણો દ્વારકાંથી કૃષ્ણની મૂર્તિ ચોરી ડાકોર લાવ્યો. ૫. નિયમ, સોગન.

વીખ અને મણિ બે મળે, મહા મણીધર અંગ. ॥ ૩૮ ॥

બગડે બુદ્ધી તે સમે, ડાહ્યા પણ દંડાય;
ચંદ્ર ચળિત મનથી થયે, શ્રાપીત થઈ પીડાય[૬]. ॥ ૩૯ ॥

અઘરૂં ફળ ઊત્સાહથી, કો દિન ફળિભુત થાય;
ગંગા લાવ્યા સ્વર્ગથી, સગર ભગીરથ રાય. ॥ ૪૦ ॥

બે વચમાં ત્રીજો પડે, તો ઝટ સમજણ થાય;
ફુટયું ધાતુ પાત્ર તે, રેણવડે સધાય. ॥ ૪૧ ॥

કોમળ જન કરમાય છે, પડતાં વીઘ્ન લગાર;
સંકોચાતાં પુષ્પ સૌ, તાપ તપે તે વાર. ॥ ૪૨ ॥

ગુણીજનના ગુણ જાણતા, જગમાં સદા સજંન;
પારખતા પૂરી રીતે, ઝવેરી રૂડાં રત્ન. ॥ ૪૩ ॥

કુળી જન હોય કુપાત્ર તો, તજીએ કુળ તમામ;
પ્રલ્હાદે પીતા તજી, સમર્યા સીતારામ. ॥ ૪૪ ॥

ડોળાએલા દીલમાં, દોષ નહિં દેખાય;
મલીન જળમાં જે પડી, તે વસ્તુ ન જણાય. ॥ ૪૫ ॥

ક્રોધી જનનો ક્રોધ તે, નમ્ર પુરૂષ પી જાય;
ચૂનાની ગરમી બધી, જળમાં જરૂર સમાય. ॥ ૪૬ ॥

પરમારથમાં પ્રાણદે, તે વિશ્વે વખણાય;
કીર્તી કૈલૈયા તણી, આજે પણ ઉચરાય. ॥ ૪૭ ॥

શાણા જન સમજી રહે, મૂરખનો મન દોષ;
ગજને શ્વાન ભસે છતાં, ઉર નવ આણે રોષ. ॥ ૪૮ ॥

દુઃખ પડે પણ નવ ડગે, પૂરણ પ્રીતીવાન;
ભ્રમર કમળને નવ તજે, થાય છતાં હેરાન. ॥ ૪૯ ॥

મિથ્યા મમત કર્યા થકી, જરૂર જોખમ થાય;
સામેપુર સરિતા તણે, તરતાં પ્રાણ તજાય. ॥ ૫૦ ॥

---

૬. ચંદ્રે બ્રહસ્પતીની સ્ત્રી ઉપર બદ નજર કરવાથી તેને શ્રાપ થયો.

કીર્તિવંત કને વસે, તેની ખલકે ખ્યાત;
સૂર્ય તણા પ્રતિબિંબમાં, આવ્યે છબી પડાત. ॥ ૫૧ ॥
મોટાની ચાલે ચઢી, મોટાં કૃત્ય ન થાય;
સીસુરસ શંકર પી ગયા, શિષ્યથી નવ પીવાય. ॥ ૫૨ ॥
કિમતી વસ્તુ કોઈક દિન, કરે આપણો કાળ;
કસ્તુરીને કારણે, મારે મૃગ તત્કાળ. ॥ ૫૩ ॥
અંતર પ્રીતી હોય તો, નામે ગુણ ગવાય:
રામ ગયા વનવાસ પણ, પાદૂકા પૂજાય. ॥ ૫૪ ॥
સત્ય હોય જો સ્નેહ તો, સ્હેજે તુટી ન જાય;
રંગ કસુંબલ બહુ રહે, પતંગનો ઝટ જાય. ॥ ૫૫ ॥
બાળપણામાં બુદ્ધીને, સંગ સમાણો રંગ;
ભીની છોમાં ચીતરે, સુકયે થાય અભંગ. ॥ ૫૬ ॥
બીજાં ધન કરતાં બહુ, બુદ્ધી ધન મહિમાય:
પંડિતને પૂજે સહુ, નૃપ પણ મળવા જાય. ॥ ૫૭ ॥
મધુર વચન સુણતાં સદા, વેરી વશ થઇ જાય;
ડસવા આવે નાગ પણ, મોરલીથી થોભાય. ॥ ૫૮ ॥
પાળે નહિં પતિવ્રતપણું, પવિત્ર એ ન ગણાય;
ચાટ શ્વાનની તો સદા, ભ્રષ્ટ ઘણીજ ભણાય. ॥ ૫૯ ॥
અજ્ઞાનીને આશરે, ભવ જળ કેમ તરાય;
બુડતા નાવે બેસીને, સમુદ્ર નવ ઉતરાય. ॥ ૬૦ ॥
સ્વારથીયા સ્નેહી સહુ, દુઃખ સમે દુર થાય;
પડતાં ચંદનવૃક્ષને, ભમરા ઊડી જાય. ॥ ૬૧ ॥
સમજીને મમતે ચડે, મમત તજે નવ તેહ;
જાણી જોઇ કુવે પડે, ખાળ્યો ખળે ન એહ. ॥ ૬૨ ॥
દુર્જનની સંગત થકી, સુકર્યાની શી આશ;
મેલા જળથી મલિનપટ, તજે નહિં મેલાશ. ॥ ૬૩ ॥

શુદ્ધ મનુષ્યના મનમાં, પડે સદા શુદ્ધ છાપ;
પ્રતિબિંબ નિર્મળ જળ મહીં, પડતું આપોઆપ. ॥ ૬૪ ॥

નિર્મળ જનને ન્યાળતાં, બને મન અવિછિન્ન;
સ્ફટિક મણિને જોઇને, ઉપજે ઉર આનંદ. ॥ ૬૫ ॥

દુર્જનદે કદી માનતો, તોપણ તેહ હણેજ;
આવે સુંઘતુ શ્વાન તે, કરડયા વિણ ન રહેજ. ॥ ૬૬ ॥

મૂળ સ્વભાવ મટે નહિં. કરતાં ક્રોડ ઉપાય;
ચંચળ ગુણ મર્કટ તણો, ટાળ્યો નહિં ટળાય. ॥ ૬૭ ॥

દુ:ખ પડે પણ દીલથી, ધિરવિર નવ ડગી જાય;
ભક્ષ મળે નવ તે છતાં, સિંહ તરણ નવ ખાય. ॥ ૬૮ ॥

મોટા મનના માનવી, તરત તપી નવ જાય;
સળગે હલકુ ઘાસ ઝટ, વિલમ વૃક્ષને થાય. ॥ ૬૯ ॥

દુર્જન સ્વચ્છ સ્વભાવનો, તેથી ભલું ન થાય;
નિર્મળ જળ અર્ણવતણું, તેથી તૃષા ન જાય. ॥ ૭૦ ॥

જુઠા જનનું જુઠ તે, ટકે ન ઝાઝીવાર;
ઝાકળનું મોતી જુઓ, રહે ઘડી બેચાર. ॥ ૭૧ ॥

દુર્ગુણમાં સદ્ગુણ મળે, તો દુર્ગુણ સમ થાય;
મીઠું જળ સરિતા તણું, દરિએ ખારૂં જણાય. ॥ ૭૨ ॥

મોટાના સહવાસથી, મોટું માન પમાય;
શંકરની સ્વારી તણો, પોઠી પણ પૂજાય. ॥ ૭૩ ॥

શ્રધાશુદ્ધ જો હોય તો, દે ફળ ઇશ્વર આંહિ;
પુર્યાં પટ પંચાળીનાં, ભરી સભાની માંહિ. ॥ ૭૪ ॥

એક ગુરૂના શિષ્ય પણ, કરતાં ઉલટાં કામ;
કાતર કપડાં કાપતી, સીવે સોય તમામ. ॥ ૭૫ ॥

મળ્યો અનુભવ જ્યાં થકી, મળે ન ત્યાંથી વિશેષ;
ઊતારેલી ગોળીથી, મળે ન માખણ લેશ. ॥ ૭૬ ॥

દુર્જનને સજજન ગણી, સેવ્યે મળે ન માન;
કેરી સમજી આકફળ, ખાવાથી નુકશાન. ॥ ૭૭ ॥

કાળ અનુંભવ શીખવે, એ દુનિઆંની રીત;
બાળક મોટાં થઈ બધાં, ડાહ્યાં બને ખચીત. ॥ ૭૮ ॥
જ્ઞાનીને અજ્ઞાનીનો, લાગે નહિં પટ લેશ;
મણિને મેલ ચઢે નહિં, રહે સદા ઊજેશ. ॥ ૭૯ ॥
પતિવ્રત વાળી પત્નિને, કુલટા કરે ન ભ્રષ્ટ;
ચઢે ન ઊધઇ અગ્નિને, ચઢતાં થાએ નષ્ટ. ॥ ૮૧ ॥
શુદ્ધ પ્રેમ સંકટ સમે, દે સુધા સમ સૂખ;
પાંડવને પંચાળીએ, માન્યુ ન વનમાં દુઃખ. ॥ ૮૨ ॥
શુદ્ધ પ્રેમ આગળ સહુ, વૈભવ મિથ્યા જાણ;
પતિ પાસે વનમાં વસી, સીતાસતી સુજાણ. ॥ ૮૩ ॥
ચોખ્ખા ચિતમાં ચળકતું, જીવનું દીવ્ય સ્વરૂપ;
નિર્મળ જળમાં નીજનું, નિહાળાતું રૂપ. ॥ ૮૪ ॥
સંકટમાંથી સૂખની, પ્રાપ્તીનો સંયોગ.
મોતી વિંધાયે બને, ઉરપર રહેવા યોગ. ॥ ૮૫ ॥
ગુણિયલ ગુંણ ગ્રહી લહે, દુર્ગુણી દુર્ગુણ જાણ;
શોધે મોતીહંસ સો, કાગ નર્ક નિરવાણ. ॥ ૮૬ ॥
કાચી પ્રીતી તો ટકે, જો જાળવીએ રીત;
ફૂટે વાસણ કાચનું, અથડાતાંજ ખચીત. ॥ ૮૭ ॥
અંત ન લઇએ અરિ તણો, અંતે અવળું થાય;
છંછેડેલા નાગથી, ડંશ થએ જીવ જાય. ॥ ૮૮ ॥
ચંચળ ચિત્ત ન્યારૂ રહી, હરે અવરનાં ચિત્ત;
વહે ગંધ સો વાયુ પણ, ગંધથી દૂર ખચીત. ॥ ૮૯ ॥
શાંત સજન ક્રોધીતણા, સંગે ક્રોધી જણાય;
લોહું અગ્ની સંગથી, ઊષ્ણ અગ્નિ સમ થાય. ॥ ૯૦ ॥
નિતિવિણ સો નિંદાય છે, કાં રાજા કાં રંક;
ભ્રતૃહરિની ભારજા, પામી પૂર્ણ કલંક. ॥ ૯૧ ॥
જશવંતા જનનું બધું, કુટુંબ પણ જશવાન;

સૂરજમાળાના ગ્રહો, છે સૌ સૂર્ય સમાન. ॥ ૯૨ ॥

કરીએ જે જે કૃત્ય તે, સઘળાં સફળ ન થાય;
જન્મે છે તે જીવ સૌ, જીવ્યા નહિં જણાય. ॥ ૯૩ ॥

જ્ઞાન ગીતા અભિમાનીને, સમજાવે ન સ્વરૂપ;
અંધાજનને આરશી, શું દેખાડે રૂપ. ॥ ૯૪ ॥

ચઢતી વયના ચતુરથી, અનુંભવી ચ્હડે ખચીત;
જોશીથી રાશી વધે, એ દુનિઆંની રીત. ॥ ૯૫ ॥

જ્ઞાન તણા ચળકાટથી, ચળકી ઊઠે ચિત્ત;
દીપકના પરકાશથી, દીપે દ્વાર ખચીત. ॥ ૯૬ ॥

સ્વારથીયા સૌ સ્વાર્થને, ગણે સર્વથી શ્રેષ્ટ;
અલાઊદીને એ થકી, કીધાં કર્મો નેષ્ટ. ॥ ૯૭ ॥

હોય હ્રદયમાં હામ તો, સુધરે સઘળાં કાજ;
ધીરજને હિમંત થકી, પામ્યા પાંડવ રાજ. ॥ ૯૮ ॥

વ્હાલી વસ્તુ પણ તજે, જગઅરચાથી જંન;
વણ વાંકે રામે સિતા, વિદાય કીધી વંન. ॥ ૯૯ ॥

સમજુ કાવ્ય શ્રવણ કરી, ગ્રહણ કરે સુભ પદ્ય;
સારી નરસી વસ્તુથી, મધમાખી લે મદ્ય ॥ ૧૦૦ ॥

રૂપ કરતાં ગુણને ઘણું, મળતું માન હમેશ;
કુબડી કુબ્જા કૃષ્ણને, ગુણથી વ્હાલી વિશેષ. ॥ ૧૦૧ ॥

નિતી વગરના નિયમો, તત્વ રહીત જણાય;
સળી ગએલી શેલડી, રસવંતી ન ગણાય. ॥ ૧૦૨ ॥

ન્યાયી જન સૌ ન્યાયથી, આપે નિર્મળ ન્યાય;
દોષ રહીત દર્પણ થકી, પ્રતિબિંબ પૂર્ણ જણાય. ॥ ૧૦૩ ॥

સુખીયા સૌ સંસારમાં, સંતોષી સમજાય;
સુખ દુઃખ દેવે જે દીધું, તેથી તૃપ્ત જણાય. ॥ ૧૦૪ ॥

દુનિઆંમાં દુઃખીયા દિસે, લોભે જે લલચાય;
સંપત્તી સઘળી છતાં, અધિક અધિકને ચ્હાય. ॥ ૧૦૫ ॥

શુરવીરનાં સંતાન સૌ, શુરવીર સમ સોહાય;
સિંહણસુત સઘળે સ્થળે, સિંહ સમાં સમજાય. ॥ ૧૦૬ ॥

નીચ કર્મ છાનું કરે, તોપણ તેહ જણાય;
ઘરમાં પેશી ખાય પણ, લસણ ગંધ વરતાય. ॥ ૧૦૭ ॥

મતલબિયા કામાંધ જન, દોષ ન દેખે કાંય;
જન્મ અંધ જુએ નહીં, જેરૅાગ નિજની છાંય. ॥ ૧૦૮ ॥

માળા ૨૪ મી સંપૂર્ણ.





# માળા રપમી.

---

## દોહરા.

કિંચિત ગફલતથી થતી, વખતે મોટી હાણ;
અણજાણ્યે ઊંડાં જળે, પડતાં જાયે પ્રાણ. ॥ ૧ ॥

જાળવીએ પણ જીવને, અવધ થયે લે કાળ;
પરિક્ષતને જાણ્યા છતાં કરડયો નાગ કરાળ. ॥ ૨ ॥

સારા સંયોગો સદા, વિનાશમાં વિપરીત્ત;
ભીષ્મ હુઆ કૌરવ બદલ, પાંઢવને થઇ હીત. ॥ ૩ ॥

જન્મેલાં બેઠાં બધાં, ચિંતા સરોવર તીર;
મર્ણ ભયે સૌ ધ્રુજતાં, રાય રંક શુરવીર. ॥ ૪ ॥

અલ્પ મનુષ્ય પણ કૂળનાં, ત્યાગે ઉદય ન થાય;
છોડા વિણ ચોખા કદી, જરૂર નહીં વવાય. ॥ ૫ ॥

ચોખા ચિત્તમાં સ્વલ્પ પણ, બોધ બહુ પસરાય;
જેમ તેલમાં જળ તણું, બુંદ બહુ ફેલાય ॥ ૬ ॥

મલીન મનમાં બોધનો, ઠરે ન પાસ લગાર;
તાતા લોઢાપર જુઓ, જળ બુંદ નહિં ઠરનાર. ॥ ૭ ॥

નિર્મળ શ્રોતા હૃદયમાં, પડતી વકતા છાપ;
આબેહુબ ચેરો જુઓ, દેખાડે શુદ્ધ ખાપ. ॥ ૮ ॥

આકીન જો હોય ઇશપર, તો પ્રભુ કરશે કાજ;
ભરી સભામાં ભગવતે, રાખી દ્રોપદી લાજ. ॥ ૯ ॥

કરે કપટ તેનું ચપટ, જરૂર જોતાં થાય;
પૂરોચન પાંડવ બદલ, બળ્યો લાખાગ્રહ માંહ્ય. ॥ ૧૦ ॥

મોટાનાં સુખ દુઃખ પણ, મોટાં જરૂર જણાય;
પાંડવ, નળ, હરિશ્ચંદ્રને, રામ થકી સમજાય. ॥ ૧૧ ॥

દુનિઆમાં દુખ પામતાં, મેળવશો મોટાઇ;
તાતે તેલ તળાઇને, પામે વડાં વડાઈ, ॥ ૧૨ ॥

કાર્ય સિદ્ધિ શ્રમથી થતી, શ્રમ વિણ સિદ્ધ ન થાય;
દધિમાંહી માખણ છતાં, મથન વગર ન જણાય. ॥ ૧૩ ॥

થોડા થોડા સદ્દગુણો, થકી સદ્ધર્ત્તન થાય;
ટીંપે ટીંપે વ્રષ્ટિને, સરોવર સહુ ભરાય. ॥ ૧૪ ॥

પ્રબળ રાય પણ બચપણું, ભોગવી મોટું થાય;
વરાળયંત્રનાં કાર્ય સૌ, દિન દિન પ્રબળ જણાય. ॥ ૧૫ ॥

કૃપા હોય કુદરત તણી, તો સૌ સાધન સ્હેલ;
દુકાળમાં સાધન સહુ, થઇ પડે મુસ્કેલ. ॥ ૧૬ ॥

ઊદ્યોગે પ્રતિકુળ સમય, સુધરી અનુકુળ થાય;
પાંડવ ગુપ્ત વને વશી, પરણ્યા દ્રુપદ કન્યાય. ॥ ૧૭ ॥

પ્રસરે જેમ પવીત્રતા, થાય મલીનતા નાશ;
ફળ આવ્યે સુકાં ફુલો, ખરી પડે ચોપાસ. ॥ ૧૮ ॥

ઇચ્છા ઇશ્વર ભક્તિની, તે તૃષ્ણા ન ગણાય;
હીંગ ખવાતી વ્યાધિમાં, નહિં મશાલો ગણાય. ॥ ૧૯ ॥

ચઢતાં ભક્તિ માર્ગપર, ઠોકર ઘણી ખવાય;
હિંડતાં શીખે વાછડું, પડી પડી ઉભું થાય. ॥ ૨૦ ॥

પકડે વાદી સર્પને, પણ વાદી ન ડસાય;
તેમજ જ્ઞાની કામકે, લોભે નહિં ફસાય. ॥ ૨૧ ॥

સમર્થ થઇ ઇચ્છે સદા, મનથી મિત્રની પ્રિત;
સમુદ્ર ઊદય ચંદ્રનો, ઇચ્છે ચિત્ત ખચીત. ॥ ૨૨ ॥

પતિ સહવાસે સ્રી તણું, ચિતપતિ સમ થઇ જાય;
મધુર લતા વિષ વૃક્ષપર, વળગી વિષરૂપ થાય. ॥ ૨૩ ॥

સજ્જન પણ દુર્જનતણા, સંગેથી લેપાય;
પુષ્પ ઉપરનો પવન પણ, રજથી બગડી જાય. ॥ ૨૪ ॥

દુર્જનની મતિ મલિનતા, કરવામાં નીપુણ;
ધુવડ પદારથ દેખતો, અસ્ત થતાંજ અરૂણ. ॥ ૨૫ ॥

મધુર રસે દુર્જન રૂઠે, કડવે રસ સમી જાય;
થતું સળેખમ સરસ છે, મટતાં પીડા થાય. ॥ ૨૬ ॥

સદ્‌ગુણ ત્યાગી દોષને, દેખે છે દુર્જન;
સુંદર શરીરે મક્ષિકા, શોધે વ્રણ તદંન. ॥ ૨૭ ॥

દુર્જન સુંદર કાર્યમાં, ખોળે દોષ ખચીત;
કીડી મણિમય મંદિરે, શોધે છીદ્રો નિત્ય. ॥ ૨૮ ॥

દુષ્ટ રાય સ્ત્રી બેઉ જણ, પાસેનાને ચ્હાય;
વેલો પણ પાસે તણા, વૃક્ષે જઈ વીંટાય. ॥ ૨૯ ॥

પોતાના ગુણ અવગુણો, પરજનથી પરખાય;
મુખ પોતાનું પણ જુઓ, દર્પણથી દેખાય. ॥ ૩૦ ॥

જોબન વયમાં જો રળે, તો વૃદ્ધપણમાં ખાય;
કામ કરે જો દિવસે, તો રાત્રે સુવાય. ॥ ૩૧ ॥

અઘટિત સ્થાનકમાં ધર્યે, સજ્જન સહુ લજવાય;
મસ્તક મણિને ચર્ણમાં, ધરતાં નવ શોભાય. ॥ ૩૨ ॥

વિદ્વાનોના શ્રમને, શું સમજે અજ્ઞાન;
પ્રસુતાની પીડા તણું, વંધ્યાને શું ભાન. ॥ ૩૩ ॥

[illegible] પણ નીરૂદ્યમી, કદી ન પામે જીત;
ઝેર વગરના નાગની, ચેષ્ટા થાય ખચીત. ॥ ૩૪ ॥

દુર્બળ શત્રુ હોય પણ, ગફલતમાં દે ત્રાસ;
ઝેર જુઓ કીંચીત પણ, કરે દેહનો નાશ. ॥ ૩૫ ॥

તાપ બતાવી વશ કર્યે, શત્રુ સીધો થાય;
વાંકી સોટી તાપ દઇ, વાળ્યે સિદ્ધી જણાય. ॥ ૩૬ ॥

લડતાં રણધીર રણમહીં, ખાળ્યો નહિં ખળાય;
વ્હેતું જળ વેગે કરી, રોકયું નવ રોકાય. ॥ ૩૭ ॥

શત્રુ હાર્યો હોય પણ, હણવા હામ કરેજ;
તડતડીઓ અગ્નિ જુઓ, શાંત છતાં તતડેજ. ॥ ૩૮ ॥

શૂર પુરૂષ જીવ જાય પણ, શત્રુને નવ ન્હાય;
ભુખે મરે પણ કેશરી, કદી ન ખડને ખાય. ॥ ૩૯ ॥

ઉપજે કુળમાં કલેશ તો, કુળનો વિનાશ થાય;
ભેદાતાં મુળ વૃક્ષનાં, વૃક્ષ બધું સુકાય. ॥ ૪૦ ॥

બળવંતા શત્રુ થકી, નમિ ચાલ્યે સુખ થાય;
નેતર નદિના પૂરમાં, નમતાં નહીં તણાય. ॥ ૪૧ ॥

ખળ નિંદા કરી ખુશી થઇ, જણવે છે નિજ દોષ;
મોર કળા કરી ગુપ્ત અંગ, જણવ્યેથી સંતોષ. ॥ ૪૨ ॥

મોટાને અપવાદ દઇ, જણવે દુર્જન તોર:
નાગ ફેણ ઊંચી કરી, જણવે નિજનું જોર. ॥ ૪૩ ॥

સબળ પક્ષથી સૃષ્ટીમાં, જીતે સર્વે જંન;
પક્ષીપણ નિજ પાંખથી, ચઢે હમેશ ગગંન. ॥ ૪૪ ॥

સ્થાનક ભ્રષ્ટ થયા થકી, પામે છે અપમાન;
મુંછ મૂખથી દુર થયે, અથડાતી મેદાન. ॥ ૪૫ ॥

દ્રષ્ટે ગુણ દેખાય છે, પરખ્યા વિણ વિપરીત;
ચોર નિશામાં આગીયો, લાગે અગ્નિ ખચીત. ॥ ૪૬ ॥

છાવરતાં અવગુંણને, અધિક ઊઘાડા થાય:
સાબુ લઇને કોયલા, ધોતાં શ્યામ જણાય. ॥ ૪૭ ॥

કુટુંબમાં એક દુષ્ટથી, પામે સો પરિતાપ:
ઘરનાં જન કંપે સહૂ, જો હોય ઘરમાં સાપ. ॥ ૪૮ ॥

નાના મોટા સર્વની, શોભા સમુહે થાય;
નાનાં મોટાં પિંછપણ, મોર પિઠે શોભાય. ॥ ૪૯ ॥

દ્વષા અગ્ની અરિતણો, મૃદુ વચને ઓલાય;
ધખ ધખતો અગ્ની જુઓ, જળથી શાંત કરાય. ॥ ૫૦ ॥

શાંત પડેલું વેર પણ, અનુપાને ઊભરાય;
ભારેલો અગ્ની સદા, ખણતાં જાગ્રત થાય. ॥ ૫૧ ॥

દિર્ઘ સુત્રી નિજ દોષથી, દુખિયો જરૂર જણાય;
ઊંદર આળસ રાખતાં, મંજારી મુખ જાય. ॥ ૫૨ ॥
પ્રમદાની મતિ પાનિએ, જોતાં જરૂર જણાય;
સોળ સજે શણગાર પણ, પાની જોઇ રીઝાય. ॥ ૫૩ ॥
મીઠા બોલા માનવી, ગુણથી કડવા હોય;
મિષ્ટ પદારથ શરિરને, અવગુણ કરતા જોય. ॥ ૫૪ ॥
બળથી જે નવ થાય તે, કળથી સરસ કરાય;
હાથી નવ પકડાય તે, હાથણીથી બંધાય. ॥ ૫૫ ॥
વેરી જનના હૃદયમાં, ગુપ્ત પણે રહે વેર;
અગ્નીમાં અગ્ની રહે, ઢંકાઇ રૂડીપેર. ॥ ૫૬ ॥
સખિજનનું ધન સર્વદા, ભોગવે દ્વિન સમાજ;
સાગર સંચે રત્નપણ, છે પર નરને કાજ. ॥ ૫૭ ॥
હિંમતથી સાહસ કરે, લાભ અલાભ જણાય;
મોતી લેતાં સાગરે, મળે કે મૃત્યુ થાય. ॥ ૫૮ ॥
અનુભવ પકવ થયા વિના, રસિક કદી ન થવાય;
કેરી પણ પકવ્યા બિના, રસવંતી નવ થાય. ॥ ૫૯ ॥
કૃતઘ્નની આશા કરે, તે કદી સફળ ન થાય;
શોષણ કરતા અગ્નિથી, તૃષા નહીં છીપાય. ॥ ૬૦ ॥
અનેક મન ઇચ્છા પૂરણ, થતાં ન લોભી ધરાય;
સરિતા અધિક મળ્યા છતાં, સમુદ્ર નહીં ભરાય. ॥ ૬૧ ॥
વાંક પડયે વઢવા જતાં, સમજુ નવ કચવાય;
દુઃખ ઊપર જઇ ડામતાં, દરદી નવ દૂભાય. ॥ ૬૨ ॥
ચઢે મનુષ્યને મદ અધિક, તો મન મલિન જણાય;
પૂર ચઢયે સરિતા તણું, જળ પણ બહુ ડોળાય. ॥ ૬૩ ॥
મદોન્મત્ત મન થાય તો, દશદીશ બહુ ભટકાય;
થાય સાંઢ માતેલ તો, માલ હરાયો ખાય. ॥ ૬૪ ॥
ક્રોધી જનના સંગથી, શાંત મનુષ્ય પલટાય;
ઊષ્ણ હવાના યોગથી, બરફ તરત ગળી જાય. ॥ ૬૫ ॥

ભક્ત તણી દશ ઉપરે, લગની લગી ન જાય;
ચઢે રંગ ઊન વસ્ત્રપર, તે નવ ઊતરી જાય. ॥ ૬૬ ॥

મહામેનતે ઊછરે, કોમળ જાત હમેશ;
જાઈ જુઈ ગુલાબ તો, ઊછરે નહિં વિશેષ. ॥ ૬૭ ॥

યોગ્યપણે વપરાય તો, અપ્રિયમાં પ્રિય ભાસ;
લવણ નિયમસર નાંખતાં, આપે અન્ન મિઠાશ. ॥ ૬૮ ॥

ભ્રષ્ટ થઇ નીંચો પડે, તે કદી શ્રેષ્ટ ન થાય;
ગંગાજી પૃથ્વી પડયાં, વિષ્ણુપદે નવ જાય. ॥ ૬૯ ॥

કદર ન બુઝે કવિ તણી, તે રાજા નિંદાય;
રત્ન પરિક્ષા નવ કર્યે, ઝવેરી મૂર્ખ જણાય. ॥ ૭૦ ॥

પડે ગમે તે કષ્ટ પણ, ચતુરાઇ સ્ખલિત ન થાય;
પડે પાંજરે હંસ પણ, જળ દુધ જુદાં કરાય. ॥ ૭૧ ॥

સજજન દુર્જન સંગથી, બગડે પણ શુદ્ધ થાય;
મણિને મેલ ચઢયા છતાં, ઓપ્યે સાફ જણાય. ॥ ૭૨ ॥

અરસપરસના શત્રુને, સંધર્યે દુઃખ દેખાય;
રાખે દારૂ અગ્નીને, તે અધવચ બળી જાય. ॥ ૭૩ ॥

કાળરૂપ પરનાર છે, હરે હરવાથી પ્રાણ;
સીતાને હરવા થકી, થઇ રાવણની હાણ. ॥ ૭૪ ॥

અપુજ્ય જ્ઞાનિ શ્રોતા વિના, શ્રોતાથી પૂજાય;
ગ્રાહક શિર પુષ્પો ચઢે, નહિં તો વન સૂકાય. ॥ ૭૫ ॥

પડે કષ્ટ પણ શ્રેષ્ટજન, તજે ન શ્રેષ્ટ ચરણ;
ભુખે મરે પણ માંસ વિણ, ખાય નહિં સિંહ તૃણ. ॥ ૭૬ ॥

કીર્ત્તિ વધવા કુટિલજન, દે મોટાને દુઃખ;
નડતું મસ્તક રાહુનું, જઈ રવિ શશિ સન્મુખ. ॥ ૭૭ ॥

જ્ઞાન મળ્યે કાંઇ લાભ નહિં, કરે ન જો ઉપયોગ;
ઔષધ જાણ્યે નવ મટે, ખાવાવિણ કદી રોગ. ॥ ૭૮ ॥

બની શકે તે કાર્ય સો, કરવે કર્યું ગણાય;
વદી જાણે વક્તા છતાં, વદે વદયુંજ ભણાય. ॥ ૭૯ ॥

શકતી મુજબ સર્વની, ગણના અહીં ગણાય;
દીપકને રવિ બેઉની, યોગ્ય પ્રસંસા થાય. ॥ ૮૦ ॥

ઇષ્ટ વસ્તુને દેખતાં, મન પ્રફુલ્લિત થાય;
દેખી ચંદ્રચકોરને, હૈયે હરખ ન માય. ॥ ૮૧ ॥

યત્ન ગમે એ આદરો, ફળ કર્માધિન થાય;
ગંગાજળ કે કુપજળ, લોટે સરખુ સમાય. ॥ ૮૨ ॥

સંકટમાં પણ સુખનાં, સાધન રહે સમાઇ;
ગર્ભીણી વનિતા જુઓ, પામે પુત્ર વધાઇ. ॥ ૮૩ ॥
સુખમાં પણ સંકટ તણાં, સાધન રહે સમાઇ;
મોજશોખની લહેરમાં, રહી છે નિર્ધનતાઇ. ॥ ૮૪ ॥
દુર્જન સજ્જનથી કરે, વણ કારણનું વેર;
વણ અપરાધે પારધી, મૃગપર કરતા કેર. ॥ ૮૫ ॥
કોપ કરે બળવંત તો, પાડોશી પીડાય;
ફુઠે અગ્ની તે સમે, પાસેનું બળી જાય. ॥ ૮૬ ॥
સંતતણા મુખપરસદા, સૂર્ય સહસ્રનું તેજ;
કોહીનુર હીરા થકી, અધિક ઓપતું એજ. ॥ ૮૭ ॥

કવિવરની વાણી સદા, સુધા સમાન ગણાય;
માયાથી મુર્છીત જન, એથી સજીવન થાય. ॥ ૮૮ ॥
વંઠેલાં નિજનાં જનો, તજતાં બહુ સુખ થાય;
વપુમાં વંઠયું લોહીતે, દુર કર્યે દુઃખ જાય. ॥ ૮૯ ॥
ભરજોબનમાં મનુષ્યનું, મન બહુ વ્યગ્ર જણાય;
પુરચઢે સરિતાતણું, ડોળું જળ દેખાય. ॥ ૯૦ ॥
બુદ્ધિબળથી જગતમાં, જબરા પણ જીતાય;
વિદ્યુત સરખી શકિત પણ, દાસ બની દેખાય. ॥ ૯૧ ॥
જેવી મનની લાગણી, તેવી રીત રખાય;
લગ્ન સમે ઊત્સવ બને, મરણે શોક પળાય. ॥ ૯૨ ॥

પાંચ મનુષ્ય વચ્ચે થઇ. વાત ન મિથ્યા થાય;
લગ્ન થયાં સૌ સમુહમાં, તે નવ વ્યર્થ વદાય. ॥ ૯૩ ॥

જેવાં જેનાં કૃત્ય તે, તેવાં [illegible] પવિત્ર;
[illegible] નહિં [illegible] જમણો [illegible] ॥ ૯૪ ॥

પુખ્ત વયે મનપર કદી, ચઢે ન અન્ય ઉપદેશ;
પાકી કોઠી પર ફરી, ચઢે ન કાંઠો લેશ. ॥ ૯૫ ॥
ચિત્ત ચોરયું ત્યાં રૂપકે, રંગ જુએ નહિં લેશ;
કૃષ્ણે કુબડી કુબ્જા, વ્હાલી ગણી હુમેશ. ॥ ૯૬ ॥
કષ્ટ સહન કીધા પછી, અનુભવથી સુખ થાય;
ભણતાં કષ્ટ પડે ઘણું, પણ પછી સુખ સમજાય. ॥ ૯૭ ॥
કષ્ટ સહનની ટેવથી, સંકટ નવ સમજાય;
અફીણની આદત પડે, ખાતાં દુઃખ નવ થાય. ॥ ૯૮ ॥
ચઢતાં ઊંચા આસને, ઉત્તમ પદ ન પમાય;
મહાવત હાથીપર ચઢે, નૃપમાં નવ લેખાય. ॥ ૯૯ ॥
ગુણ અવગુણ સૌ મનુષ્યના, ટકોર કર્યે ટેવાય;
નાણું રાણું ખખડાવતાં, ખરૂં ખોટું પરખાય. ॥ ૧૦૦ ॥
ભલી સોબત હોય તો, કુળમાં કજીઓ થાય;
અરશ પરસ અથડાઇને, વાંસવનં બળી જાય. ॥ ૧૦૧ ॥
શાખ્ય હોય તો સજ્જનના, વેણે વિત્ત પમાય;
શરાફની હુંડી તણા, કાગળ સૌ સીકરાય. ॥ ૧૦૨ ॥
જેવી શકતી મગજની, તેવી સુખ દુઃખરેખ;
જુઓ કપાળે સૌ કહે, લખ્યા નસિબના લેખ. ॥ ૧૦૩ ॥
ભેદ ભરેલી વાતમાં, ભલા ભલા ગુંચાય;
ચક્રવ્યુહના યુદ્ધમાં, અભિમન્યું અમુઝાય. ॥ ૧૦૪ ॥
ગુણ ઘણા ઉરમાં રહે, નિષ્કપટ પલટે નેર;
ખારૂં જળ દરિએ દીસે, રાખે મોટું પેટ. ॥ ૧૦૫ ॥
જુલમીના જુલમે ડર્યો, તે ડરતો જોઇ રંક;
ભડક્યો વાઘ તણા ભયે, ભડકે શશકે નિશંક. ॥ ૧૦૬ ॥
દુર્જનના મુખથી કદી, ઝરે ન વાણિ સરસ;
કડવા નિંબક વૃક્ષથી, ઢુઝે ન મીઠો રસ. ॥ ૧૦૭ ॥
સજ્જનને સંતાપતાં, તજે ન તે નરમાશ;
સાકરને ઉકાળતાં, દે જેસંગ મીઠાશ. ॥ ૧૦૮ ॥

માળા ૨૫ મી સંપૂર્ણ.

———o———



# માળા ૨૬ મી.

## ગીતિવૃત.

સંત સજન સૌ એવા, અપરાધીના, કઠિણ વચન ખમતા;
શક્તિ સબળ નિજની છે, તોપણ તેને, દુઃખ દઇ નવ દમતા.॥૧॥

વિષય ઘણા દુઃખદાયી, છે એ અનુભવ વિણ નવ સમજાશે;
અન્યતણા કથવાથી, ભોગવવા સમ કદિ નહિં નિરખાશે. ॥૨॥

અણુધાર્યો ઉપજેલો, ક્રોધ ભયંકર વપુમાં જે હોએ;
તેને આત્મવિચારે, સમાવતાં નવ ભવ બંધન થાએ. ॥ ૩ ॥

સબંધિ દુર્મતિઓના, દુર્વચનેથી દુઃખ જેવું ભાસે;
તેવું દુઃખ શત્રુનાં, શસ્ત્ર થકી નવ વપુ વિંધ્યે થાશે. ॥ ૪ ॥

મિત્રપતી પીતાને, ગુરૂને ઘર જવું સદાય વણ કીધે;
પણ તેઓની દ્રષ્ટી, નિર્મળ નિરખી પુરણ પ્રિતી લીધે. ॥ ૫ ॥

તેજસ્વી પુરૂષો જે, ગુનો કરે તે ગુનો કર્યા સામે;
કરવાની જે ઇચ્છા, કરશે તે નવ ફળ સારૂં પામે. ॥ ૬ ॥

પરને જે દુઃખ દીધું, ભોગવવું એ સદાય દુઃખ પોતે;
માટે ડાહ્યા દુઃખના, દાતાના નવ અપરાધો ગોતે. ॥ ૭ ॥

સુખ દુઃખ સૌ પોતાનાં, કર્મ થકી અહિં ઉદય થતાં માટે;
ઇશ્વરની અનુકુળતા, વિણ ઊદ્યમમાં, જન કયાંથી ખાટે? ॥ ૮ ॥

સિદ્ધ પ્રયોજન કરવા, ન્હાનાને પણ પગે જઈ પડવું;
એ કદિ નિંદિત છે નહિં, પણ એથી તો ફળ સારૂં જડવું. ॥૯॥

વિદ્યાની બાબતમાં, હાલતથી નવ ગણાય મોટાઈ;
બીજી સૌ બાબતમાં, હાલત સરખી ગણના જોવાઈ. ॥ ૧૦ ॥

પોતાની જે પડતી, હાલત પેખી સમજીને ચાલે;
તે પડતીના પુરમાં, તણાય તોપણ સદૈવ સુખ મ્હાલે. ॥ ૧૧ ॥

હોય ભલું કે ભુંડું, છતાં વડિલનું કહ્યું કબુલ કરવું;
સ્વારથ એજ ગણાએ, આચરતાં એ રિતથી નવ ડરવું.॥ ૧૨ ॥

અનુકુળ જ્યાં પ્રભુ છે ત્યાં, દ્રવ્ય વિજય ને સદ્‌ગુણ સૌ આવે;
એ વિણ સરવે સાધન, હાની અપજશ અવગુણ સૌ લાવે.॥૧૩॥

ઐશ્વર્યાદિક માયા, મળતાં પ્રભુની કૃપા નહીં લેખો;
ધર્મનિતી સંપત્તી, મળતાં પ્રભુની, કૃપા થઈ પેખો. ॥૧૪॥

દુઃખમાં પાપ મટેને, સુખમાં સૌ પુણ્ય ઘટી જતાં જાણી;
સતોષી જે રે'છે, તેજ ભવિષ્યનું સુખ લે પીછાણી. ॥ ૧૫ ॥

સુભ સદ્‌ગુણથી જેને, પ્રભુ પ્રસન્ન છે સહુ તેને નમતા;
અરિનવ એને કોઇ, અને વળી નવ કદિ કોઇ દમતા. ॥ ૧૬ ॥

રવિનો ઊદય થવાથી, વિનાશ થાએ તિમિર તણો જેવો;
જ્ઞાનતણા ઊદયથી, વિનાશ થાએ દુઃખનો પણ એવો. ॥૧૭॥

પાપી હોય વડિલ પણ, નવ તેઓનું અપમાનજ કરવું;
કારણ કે તેઓનું, ચિત દુભવ્યાથી સદા ચિતે ડરવું. ॥ ૧૮ ॥

શોક કરાવે [illegible], સપુત થકી તો કપુત સદા સારા;
કારણ કે કપુતોથી, જ્ઞાન ઉપજતું પડતાં દુઃખદ્વારા. ॥ ૧૯ ॥

સમદ્રષ્ટીને શાંત્તી, છતાં ઉપેક્ષા દુઃખિની જે કરતું;
તેનું તપ ફૂટેલા, પાત્ર થકી જળ ઝરવા સમ ઝરતું ॥ ૨૦ ॥

મોટાજન પોતાનાં, સુણી વખાણો મનથી ધિક્કારે;
કૂડાં કૃત્યથી જેવા, લજવાતાએ મન તેવા ધારે. ॥ ૨૧ ॥

દિનજન ઊપર જેઓ, દયા કરીને દુનિયામાં ચાલે;
તેને દિનજન દુઃખદે, તોપણ દિનપર દયા કરે વ્હાલે. ॥ ૨૨ ॥

હોય સજન તે સઘળા, અવગુણમાંથી ગુણ શોધી લેછે;
જેમ ભ્રમર સૌ સ્થળથી, સારાવસ્તુના ગ્રહણ કરી લેછે. ॥ ૨૩ ॥

દૈવતણી ઇચ્છાની, વિરૂધ કરમજે કરતા નિજહામે;
તેનું [illegible] બહુ ક્રોધે, અંધબનીને અશાંતને પામે. ॥ ૨૪ ॥

જન સદ્‌બુદ્ધીવાળા, દ્રોહ કદીનવ અવર ઉપર આણે;
કારણકે વપુને એ, આત્મા માની કદી નવ પીછાણે. ॥ ૨૫ ॥

પ્રેમ અધિકમાં મોટા, મર્દ હતા તે ગળી ગયા મોહે;
વ્યવહારિક રીતીએ, ધર્મ નિતીતજિ, રહ્યા સદા દ્રોહે ॥ ૨૬ ॥

આપત્તીમાં આવી, અકળાયાથી અધિક પિડા થાશે;
સમય પ્રમાણે સમજી, યોગ્ય ઉપાયે, દુઃખ નવ દેખાશે ॥ ૨૭ ॥

દિનદિન વપુક્ષિણ દેખી, વય ઊગાયે મટશે એ આશે;
[illegible] સૌ મૂર્ખા, અંતે બાજી બગડયે પસ્તાશે. ॥ ૨૮ ॥

ઉદ્યમના અંગ બહુ, લાગે જનને ગ્રહસ્થાશ્રમ મીઠો;
[illegible] નિરૂદ્યમ અંગે, ગમે નાહીં એ નજરે પણ દીઠો. ॥ ૨૯ ॥

[illegible] રત્નસદાપણ, નિ[illegible]ની વ્યવહારની ભોગી;
[illegible] તેને તજિને, એ[illegible] જઈ વસતા વન જોગી. ॥ ૩૦ ॥

[illegible] નારી, નિર[illegible] નેત્રે સુરખા કંટાળે;
[illegible] એના અધિક હુલાસે, જનજ્ઞાની ન્યાળે ॥૩૧॥

સુંદર સ્વરૂપવાળી, સુંદરી નિરખી વિષયીજન [illegible]
[illegible] ત્યાગીજન તેનું, સ્વરૂપનિરખી મનમાં બહુ ખીજે. ॥૩૨॥

લંકાપતિ રાવણને, રિદ્ધિસિદ્ધ સઘળી મળી હતી પૂરી;
[illegible] ન ચ્યાતાં [illegible] હરિને કરીજતી ધૂરી. ॥ ૩૩ ॥

[illegible] તે, પામી [illegible], સદાય સંતોષી;
[illegible] કરવી [illegible] ॥૩૪॥

નિત્તુવિગ... નાખું, આવ્યું તોપણ જીવ આવ્યું જાણો;
ઉ... આત્તીને, બીજા ધનને હરતું ...રાણો. ॥ ૩૫ ॥
પરધનને પરનારી, કાચાપારા સરખાં છે કૂડાં;
ગ્રહણ કરે જે એને, તે સૌ સમજો ફળ પામે ભૂંડાં. ॥ ૩૬ ॥
આશાને આધારે, યત્ન કર્યાવિણ જન બેશી રે'શે;
તો ...ન્તો અતિશય, નિરાશી ... મનમાં પસ્તાશે.॥ ૩૭ ॥
યત્નકર્યાવિણ કહિએ, ફળ નવ પામો સિધાંત એ સમજો;
મથન કર્યાવિણ દધિથી મળે ન માખણ શિખ એ ઉત્તમજો. ॥૩૮॥
હોંશે ઊદ્યમ ખેડે, તો તે ઊદ્યમ અફળ નહી થાએ;
થાએ સફળસદાએ, દિનદિન તેની ચઢતી દેખાએ. ॥ ૩૯ ॥
ભ્રાંતી ભાગે મનની, ત્યારે સાચું કથન સદાશુણશે;
પણ તે વિણ પત્થરપર, પાણી પેઠે અફળ રહાગણશે. ॥ ૪૦ ॥
મોટાનાં મન મોટાં, જ્યાં જૂઓ ત્યાં પ્રસંગથી પરખો;
પ્રસંગ પડ્યાવિણ કહિએ જોતાં ઊપરટપકે નહિ નિરખો ॥૪૧॥
આળસમાં સૌ આવી, વિમે વિમે દુઃખ ભરાયલાં દેખો;
પ્રવેશ કરે તે પછિથી, નિકળવાની નહિં લાલચલેખો. ॥ ૪૨ ॥
દુખિઆં જનની ઊપર, દયા કરો એ, ગણો ધરમ મોટો;
એવિણ અન્ય ધરમ તે, ભલે કરો પણ નહિં એનો જોટો. ॥૪૩॥
ગાફલજનની ભેગા, ધંધો કરતાં નુકશાની આવે;
એતો સિદ્ધ સમજવું, સચેતજનપણ નવ તેમાં ફાવે. ॥ ૪૪ ॥
હુંશિઆરી પોતાની, હોય છતાં નવ ઊપયોગે આણે;
તો તે જાય અકારજ, કિંમતતેની, જન નવકોઈ જાણે.॥ ૪૫ ॥
વ્યવહારની વાતોમાં, કરી અખાડા, જન જે ચાલે છે;
તે અંતે ઇજતથી, હીણ થઇ હુન, શિરપર ધાલે છે. ॥ ૪૬ ॥
કલંક શિરપર આવ્યું, તેને ટાળી શકતા તે ડાહ્યા;
બાકી બીજા ડાહ્યા, તેપણ તે... વ્યવહારથી પાછા. ॥ ૪૭ ॥
સંજજનની શિખામણ, ત્યાગ કરીને, નિજમતિથી દોડો;
એ સૌ જાણી જોઇ, ચઢે અસિદ્ધક ભયકારી ઘોડે. ॥ ૪૮ ॥

સજ્જનના મંડળમાં, દુર્જન વહતો ધરિ ઢોંગજ રૂડું;
પણ પાછળ સૌ તેનું, કૃત્ય નિરખતાં, જણાય છે કૂડું. ॥ ૪૯ ॥

દુનિઆં ડાંપણ ડાહી, બોલે જેવી નવ તેવી ચાલે;
શિખામણ દે પરને, પણ પોતે તો અનિતીમાં મ્હાલે. ॥ ૫૦ ॥

અન્ય તણી આશાએ, કામ કરે તે ચકડોળે ચડતા;
અધવચ આશા તૂટે, ત્યારે અધવચ અખડીએ પડતા. ॥ ૫૧ ॥

માન થકી મગરૂરી, ચઢે મુરખને અફિણ પિધા જેવી;
અફિણીની હાલત સમ, હાલત થાએ પણ તેની તેવી. ॥૫૨॥

આ ભવમાં બહુ રૂડાં, કાર્ય કર્યાથી શ્રમ તમને પડશે;
પણ પરભવમાં એનું, વધતે વ્યાજે ફળ સારૂં જડશે. ॥ ૫૩ ॥

આળસની બાજી બહુ, અજ્ઞાનીને પ્રથમ રસિક લાગે;
પણ અવળા પાસાઓ, પડતા પેખી રસિક નહીં લાગે. ॥ ૫૪ ॥

ચંચળ વૃત્તીવાળા, ચિતની નવ કદિ કરવી મિત્રાઇ;
શિવ સરખા સમરથના, તપની તેણે કરિ છે ભ્રષ્ટાઇ. ॥ ૫૫ ॥

દિનજન દેખી દિલમાં, ભાવદયાનો અધિક સ્ફુરિ આવે;
તો જાણી લેજો જે, સ્વર્ગ તણાએ સિદિને દરશાવે. ॥ ૫૬ ॥

વિલાસ વૈભવ માંહે, જેણે નિજનું જિવતર સૌ ગાળ્યું;
તેણે પરભવ કેરૂં, સુખનું સાધન નિજ હસ્તે ટાળ્યું. ॥ ૫૭ ॥

શુદ્ધ અશુદ્ધ અન જેવું, ખાશે તેવું, જન મનથી થાશે;
મદિરાથી મદમાતું, પય પીધાથી નિરમળ નિરખાશે. ॥૫૮॥

સંસારી ખટપટથી, સંત જનો સૌ સમજીને બીએ;
પણ હલકા લોભીઓ, એ વિષ રસને, રસિક ગણી પીએ. ॥૫૯॥

દૂષણથીજ ભરેલી, દુનિઆં સઘળી નજરે નિરખાતી;
પણ તેમાંથી ઝીણી, નજરે જોતાં ગુણિઅલ પરખાતી. ॥૬૦॥

શક્તી વિણ ગુરૂને જે, શરણે જઇ ભવજળ તરવા ધારે;
શ્વાનતણા તે પુછને, પકડી સાગર તરવા વિચારે. ॥ ૬૧ ॥

મોટપ સાચવવામાં, દુઃખ ચિતવનનું મનાય છે મોટું;
એ કરતાં સંતોષી, રંક મનુષ્યનું જિવતર શું ખોટું? ॥ ૬૨ ॥

ઘરની પીડા દેખી, જેનું મન બહુ, દુઃખથી દૂભાતું;
ધર્મ તણી એ મૂર્તી, દયા તણું લે પરભવનું ભાતું. ॥ ૬૩ ॥
ઊત્તમ આચારેથી, સંપત્તી સૌ અણધારી આવી;
સ્હેજે ઘરમાં ઠરતી, સુખનાં સાધન સહુ સાથે લાવી. ॥ ૬૪ ॥
દુઃખના દિન દેખીને, કાયર જન સૌ મનથી કંટાળે;
પણ ધીરજવંતો તો, ધૈર્ય ધરીને શ્રમ લઇ દુઃખ ટાળે. ॥ ૬૫ ॥
સમતા ધરિ સૌ સાથે, ચાલે તેને ભય નથિ નડવાનો;
કારણ કે ભયથી એ, દૂર રહે ત્યાં ભય કયાં અડવાનો.॥ ૬૬ ॥
પળમાં અધિક રડાવી, પળમાં રાજી કરતી સૌ જનને;
એ કુદરતની ખૂબી, ઉપજાવે છે અચરત અતિ મનને. ॥ ૬૭ ॥
કુદરત કોપે જ્યારે, ત્યારે સઘળા અરિ થાએ રાજી;
એ વખતે વ્યવહારિક, રિતની સરવે કથળે છે બાજી. ॥ ૬૮ ॥
એક મનુષ્ય જો ઘરમાં, ભાગ્યવંત તો, બધાં સુખી થાએ;
પણ તે ત્યાંથી ઉપડતાં, સર્વ સહોદર દુઃખિઆં દેખાએ.॥૬૯॥
મરણ પથારી મોંઘી, સદ્‌વૃત્તીના જન સઘળા જાણે;
ભવિષ્ય ભવે આ કરતાં, જન્મ મળે ઠિક, ઉર એવું આણે.॥૭૦॥
કાવ્ય કલપતરૂ નીચે, કાવ્યામૃત્તરસ કવિ કોઉ પીતા;
અમર રહે એ એથી, મરણ તણા નવ ભયથી પણ બીતા.॥૭૧॥
વખત વખતનાં કાર્યો, કરે હમેશાં વગર વિલંબ કીધે;
અટકે નહિં એ કદિએ, કુદરત કેરા નિયમતણે લીધે. ॥ ૭૨ ॥
કૌરવના કપટેથી, પાંડવ દુઃખિઆ થઇને વન ફરતા;
તોપણ ધર્મનિતીને, તજિને એ કદિ ડગલું નવ ભરતા. ॥૭૩॥
શિરપર શત્રૂ ગાજે, તેમ છતાં આળસમાં જે રેછે;
તે હરદમ હારીને, શત્રુઓનું, શરણપણું લેછે. ॥ ૭૪ ॥
અપલક્ષણ પોતાનાં, ઢાંક્યાં રાખી પરનાં દરશાવે;
તો તેનાં ગંધાતાં, અપલક્ષણ પણ ઉપર તરી આવે. ॥ ૭૫ ॥
મુત્સદી મોટાઓ, અવર મનુષ્યની ચુક સૌ દરશાવે;
પણ પોતાની મોટી, ચુક પોતાની નજરે નવ આવે. ॥ ૭૬ ॥

અમળાને અપખોડી, બરદ વગરના અરદ ઘણા મ્હાલે;
પણ એ અપખોડલી, અમળાવિણ તો કદિએ નવ ચાલે. ॥૭૭॥

નથિ આ જગમાં કોઇ, સ્વાર્થ વગરનાં સગાં કદી [illegible];
સ્વાર્થ સર્યાની સાથે, તને તજી દઇ થશે તરત ન્યારાં. ॥૭[illegible]॥

યત્ન કરે સૌ સાથે, પણ ફળ સરવે સરખું નવ પામે;
એજ કરમની રેખા, એક ગુએને બિજો વધે દામે. ॥ ૭૯ ॥

કવિ નવ શિખતાં થાએ, થાય કદી તો રસિક નહીં થાએ;
પણ કુદરતી કવિ જન્મે, તેજ સરવને રસ અમૃત પાએ. ॥૮૦॥

કુદરતિ કવિ સ્થુળ દેહે, મરે ખરૂ પણ જશ દેહે જીવે;
કારણ કે કાવ્યામૃત, મૃતસંજીવ રસને પોતે પીવે. ॥ ૮૧ ॥

આપ સુધરશો ત્યારે, અવર મનુષ્યને સુધારશો આપે;
આરશિ નિજ નિર્મળતા, પરમાણે સૌ છબિ સામી છાપે. ॥૮૨॥

જાદુગરની આજી, જૂઠા ખેલે રાજ જેવી હરતી;
તેવી આ સંસારી, જૂઠી માયા મન વિસ્મય કરતી. ॥ ૮૩ ॥

ગંધાતી વસ્તુને, નિરખી ઉત્તમ જન જેવા કંપે;
સજજન પણ દુર્ગુણને, દેખી પોતે મન એવા કંપે. ॥ ૮૪ ॥

મોટો પણ બદ નજરે, હલકો થાતાં શરમ નહીં લાવ્યો;
કહી રાવણ જોગી, સીતા પાસે ભિખ લેવા આવ્યો. ॥ ૮૫ ॥

મોટાના અવગુણને, [illegible]કરીને મુરખ સદા ચાલે;
પણ તેના સદ્‌ગુણો, ગ્રહણ કરીને ચિત્તમાં નવ ઘાલે. ॥ ૮૬ ॥

દુનિઆં તો સૌ દ્રષ્ટે, દેખે તેવું સદાય સુખ દાખે;
દર્પણ તો ગુણ ગ્રહીને, સત્ય બતાવા પડદો નવ રાખે. ॥ ૮૭ ॥

ધાર્યું નવ કરવા જે, મમત કરીને, અભિમાને લડતા;
એ આખર હારીને, હુંપદથી બહુ ઝખવાણા પડતા. ॥ ૮૮ ॥

જેનું મન અનિતીના, પાસવડે બહુ ગુચવાયું હોએ;
તેને ચેન પડે નહિં, પણ ઉલટું એ દુઃખથી સોવાએ. ॥ ૮૯ ॥

જોઇ વડિલના દુર્ગુણ, તજતા તેને કુટુંબિ જન હાથે;
રાવણના દુર્ગુણથી, ગયો બિભીષણ રઘુનંદન સાથે. ॥ ૯૦ ॥

પરમારથપર પ્રીતી, કરવા માટે નિરધન જન પાસે;
પાઠ હમેશાં શીખો, તો જન્મ્યાનું સહુ સાર્થક થાશે. ॥ ૯૧ ॥

શક્તિતણી સંપતને, ધન સંપત્તી વધશે ઊદ્યોગે;
પણ આળસના યોગે, સંપત એ સૌ ઘટશે ક્ષિણ રોગે. ॥ ૯૨ ॥

સ્વારથમાં જે તત્પર, છે તે પરની નવ પીડા પ્રીછે;
પ્રીછે તો તે પરની, પાસે લેવા કદિએ નવ ઇચ્છે. ॥ ૯૩ ॥

જે ધણિ સમરથને વળિ, માગે તેનાં દુઃખ હરવે જાણે;
તે ધણિ સામા વળિને, ઇચ્છીત વસ્તૂ અરપે એ ટાણે. ॥ ૯૪ ॥

આ દેહે પ્રાણીપર, દયા કરી યશ ધરમ નહીં લેશે;
તો તે જગમાં જન્મી, જિવતર એળે, ગુમાવે સૌ દેશે. ॥ ૯૫ ॥

ધન તન ઊત્તમ પામી, પરઉપકારો કરે ન કદિ જેઓ;
એ કંગાળ સદા છે, માલિક નાવ કહિ ધનતનના એઓ. ॥ ૯૬ ॥

મોટા જનની ઊપર, દુષ્ટ નજરથી વેદ કઠિણ વાણી;
એ સૌ ક્ષુદ્ર જનોની, વાણી ફોગટ જતી સદા જાણી. ॥ ૯૭ ॥

હારેલા શત્રુની, પિઠ પકડીને નવ તેને હણવો;
તેમ છતાં જે હણશે, તે પુરૂષારથ કરસો નવ ગણવો. ॥ ૯૮ ॥

એક પિતાના પૂત્રો, પળ પરમાણે, ભિનભિન પરમાણો;
પાંડવ પિતરોગીને, અંધધતરાષ્ટ્ર વિદુર અગત જાણો. ॥ ૯૯ ॥

કાષ્ટતણી પૂતળિને, [illegible] મૃગ વશ વરતે તંત્રી;
તેમ બધાં પ્રાણીને, નચવે છે અહિં જગ કરતા જંત્રી. ॥૧૦૦॥

દેહાભિમાનેથી, કાર્ય કરે તે, કદિએ નવ જીતે;
પણ ઉલટી એ કરતાં, અભિમાનેથી વિપત ઘણી વીતે ॥૧૦૧॥

સુખ દુઃખ સૌ સંપત્તી, વણ બોલાવ્યે જગત વિષે આવે;
એ ઇશ્વર કૃત જાણો, કુદરતની ગતિ કુદરત દરશાવે. ॥૧૦૨॥

જન ઇજત વાળા સૌ, નિંદા પાત્રજ થતા સદા જ્યારે;
તેવા જન સરવેને, સુખ નવ આપે અવરગુણો ત્યારે. ॥૧૦૩॥

હારીને નાઠેલો, શત્રૂ ફરિથી, લડવા જો આવે;
તો તો એમ સમજવું; મદદ અવરની લડવા એ લાવે. ॥૧૦૪॥

જેનું મન પોતાના, સ્વાધિનમાં બહુ રહિ શકતું હોએ;
તેને વશ તેના સૌ, અંગીઓ પણ વરતાતા જોએ. ॥ ૧૦૫ ॥
જેનું ચિત ચિંતાથી, ઉદ્વેગે બહુ મલિન થતું દેખો;
તેનું ચિત તૃષ્ણાથી, આકર્ષાતું અધિકપણે લેખો. ॥ ૧૦૬ ॥
ભૂખ્યા તરસ્યા જનને, ચંદન આદિક ચિજ સુખ નવ આપે;
એ રીતે સંપત્તી, સંતતિ વિણની સદૈવ સંતાપે. ॥ ૧૦૭ ॥
શાસ્ત્રતણા સેવનથી, મલિનપણું જઇ મન નિર્મળ થાએ;
એ રીતે જેશંગ આ, ગીતીમાળા સુણતાં શુધ થાએ. ॥ ૧૦૮ ॥

માળા ૨૬ મી સંપુર્ણ.





# માળા ૨૭ મી.

---

## ગીતિવૃત.

જેમ રવી પાસે નહિં, પતંગિઆને પ્રકાશ કરવાનું;
તેમ પરમગુરૂ પાસે, નથી શિષ્યોને મહતા ધરવાનું. ॥ ૧ ॥
રામાયણની રૂડી, કથા સુણે પણ કદિ તત્વ ન જાણે;
એવા એ અજ્ઞાની, રામાયણની કદર શું પીછાણે. ॥ ૨ ॥
જન નિજના સુખ સારૂં, જગમાં જન્મી જિવતા નવ જાણો:
પણપર જનના સુખને, સારૂં જન્મી જિવતા પરમાણો.॥ ૩ ॥
સજજન મન પોતાનું, નિર્મળ હોવા થકિ કપટી સંગે;
વિશ્વાસે રે'છે પણ, દોષ ન ગણતો કપટીને અંગે. ॥ ૪ ॥
દોષ ઘણો લાગે છે, કર્યે અનાદર શરણાગત જનનો;
એ કારણ સૌ સંતો, સ્વાર્થ ન ગણતા નિજ તનમન ધનનો.॥ ૫ ॥
છાયારૂપ જન પ્રાણી, જોતાં જગમાં જણાય છે જ્યારે;
જીવન તો આ સઘળું, સ્વપ્ન સમાણું સમજાતું ત્યારે. ॥ ૬ ॥
એક તણા અપરાધે, સંગીઓ પણ અપરાધી ઠરતા;
સંગતનું ફળ એવું, વણ અપરાધે દિઠા ઘણા મરતા. ॥ ૭ ॥
મોટા પણ અપમાને, સગાં સંબંધી સરવેને હણતા;
દક્ષ પ્રજાપતિ સસરો, તેને હણતાં શિવ દોષ ન ગણતા.॥ ૮ ॥
માણસની જીંદગીમાં, વિચારિ જોતાં સુખ શું કરનારૂં;
તે બાબતમાં કદિએ, નિશ્ચય કરતાં મન નથિ ઠરનારૂં. ॥ ૯ ॥

જેની ચરચા ઝાઝી, જન બત્રીશી થકી થતી દેખો;
તેની પડતી સ્થીતી, થવા તણાં એ સહુ લક્ષણ લેખો ॥૧૦॥

આપત કાળ વિના તો, શત્રૂ સાથે લડાઈ નવ લડવી;
શામ અને દામેથી, નવ સમજે તો ભયડંડે લડવી. ॥ ૧૧ ॥

મિથ્યા અભિમાની સૌ, કશું ન કરતાં ચડિ મમતે ચાલે;
અંતે ફળ એનું બહુ, બૂરૂ આવ્યે શુળિ સરખું સાલે.॥૧૨॥

શ્વાન અને વ્યભિચારી, વામાને નવ અનુસરતા ડાહ્યા;
કારણ કે એ બંને, ઘર ઘર ભટકી લજવે છે માયા, ॥ ૧૩ ॥

સ્વર્ગ નરકને મોક્ષે, સરખુ પ્રયોજન, મનથી જે જાણે;
એવા ભકતજનો સૌ, કશા થકી નવ ડર દિલમાં આણે.॥૧૪॥

સમદ્રષ્ટીવાળાને, શાંત પુરૂષ જે વદતા મુખ વાણી;
વિસ્મયતા પામ્યા વિણ, કબુલ કરે એ જન મોટા જાણી.॥૧૫॥

મ્હાન પુરૂષ જે જનને, અપરાધી ગણિ શાપ સદા દે છે;
તે તેના પ્રારબ્ધે, પ્રાપ્ત થતો છે સહુ શાસ્ત્રો કે છે. ॥ ૧૬ ॥

જેમ મનુષ્ય ઘર બાંધી, ભોગવતા ફળ સુખદુઃખનાં પોતે;
તેમ પ્રભૂ આ સૃષ્ટી, રચિ જિવરૂપે સુખદુઃખ લે જાતે. ॥ ૧૭ ॥

નિંદા કરિ સદ્દગુણિની, દુરગુણિ દે જ્યાં ઉલટી ઉપમાઓ;
તો ત્યાં નવ થોભાતાં, વેગે કરિને તરત વહી જાઓ. ॥ ૧૮ ॥

ડાહ્યા જન દુનિઆને, અધિકપણાથી ઉપયોગી નિવડે;
નિજ સુખત્યાગ કરીને પરને સુખ દે તન મન ભોગ વડે. ॥૧૯॥

ઘટિત પ્રમાણે સૌને, સ્થાન મળે તો જશ ઝાઝો જામે;
રત્ન જડે કુંદનમાં, ત્યારે તે બહુ પ્રકાશને પામે. ॥ ૨૦ ॥

એકાંતે જે ગોષ્ટી, કરિને આવે થઇ સજ્જન શાણો;
તેને દીલ નવ દેવું, કારણ એ વિપરીત વરતાણો. ॥ ૨૧ ॥

મરતાં સુદ્ધી જેનું, મન માયાથી નવ તૃપ્તી પામ્યું;
તેનો જન્મ અકારજ, ગયો સમજજો મન નવ વીરામ્યું ॥૨૨॥

સોદાગર જન સાથે, નિરકેવળ મન નવ રાખી રે'વું;
રાખીને રેહેવાથી, પ્રપંચ જાળે પડિને દુઃખ સ્હેવું. ॥ ૨૩ ॥

લક્ષ્મીની જે લ્હેરે, ચઢી અજ્ઞાની ફરતા ડીમાકે;
તે તેના તેજેથી, અંજાઇને ચઢતા મદ ચાકે. ॥ ૨૪ ॥

વણ દીઠેલી વાતો, સાચી માન્યે ફળ વિપરિત આવે;
જન બત્રીશીએ એ, ચઢી ચઢીને, નિજરૂપ બદલાવે. ॥ ૨૫ ॥

મિથ્યા વપુ માટે જે પ્રાણીઓનો અતિ દ્રોહજ કરતા;
તે સ્વારથ પોતાનો, સમજે નાહિંને જઈ નરકે ઠરતા. ॥ ૨૬ ॥

હોય ઘણા તેજોમય, તેહ છતાં પણ સમતાને ત્યાગી;
અને અસુર બુદ્ધીના, તેને તજવા ગણિને હત ભાગી. ॥ ૨૭ ॥

પરમારથના જેવો, સ્વાર્થ સમજશો નહિં અહિંઆં બીજો;
બીજા સૌ માયાથી, લુબ્ધા થએલા, નિરખી નવ રીઝો. ॥ ૨૮ ॥

સમય સમયના રંગો, નિરખીનેણે મન એવું રાખો;
તે સમયાનુંસારે, સમય સમયનાં સુખ સરવે ચાખો. ॥ ૨૯ ॥

હરેક કામ ઉઠાવ્યા, પહેલાં તેની તજવીજ સૌ કરજો;
સાધન સબળ મળે તો, કરવા માટે ડગ આગળ ભરજો. ॥ ૩૦ ॥

સત્ય હરીજન સ્હેજે, મન ધારે તે સદાય કરિ શકતા;
જગત્રાતાને વ્હાલા, તેને શીછે કરિશએ અશકયતા. ॥ ૩૧ ॥

મુંગાં જનને જોઇ, દયા કરીને શિખ સમજી લેજો;
વદવામાં છે વિખતા, ભરી રહેલી અનુભવ કરિજોજો. ॥ ૩૨ ॥

નિજની કર્મ કથાનું, મનન કરીને, હરી કથા સુણવી;
વળતી શુંશું તજીને, શુંશું ગ્રહવું, ગણતીએ ગણવી ॥ ૩૩ ॥

પુત્ર પરાયો પણ તે, હોય ઘણો જો નિજનો હિતકારી;
તો તેને નિજ પુત્રજ, સમજી ગણવો, મનથી હિતધારી. ॥ ૩૪ ॥

નિજનો પુત્ર છતાં પણ, નિજનો હોએ ઘણો અહિતકારી;
તો તેને નિજ વપુના, રોગ સરીખો ગણવો ભયકારી. ॥ ૩૫ ॥

નિર્ભાગી માણસના, ઊદ્યમ જેવા અફળ જતા દેખો;
એ રીતે હરિજનપર, કુટિલ તણા સૌ, શ્રમ મિથ્યા લેખો; ॥ ૩૬ ॥

થાય અવસ્થા જ્યારે, અને વળી હરિજન સેવે ત્યારે;
મનુષ્ય તણી મતિ સઘળી, મલિનપણું તજિ, સુધરે છે ત્યારે. ॥૩૭॥

સંત ધરમ નીતીને, દેવ તણો જે મનથી છે દ્વેષી;
તે જનનો ઝટ જાણો, વિનાશ થાએ, નિચમતિ ઉદ્દેશી. ॥ ૩૮ ॥

નિજ સંતાનોનું જે, નબળું ઇચ્છે મલિનમતી દોષે;
તો તેનું પણ નબળું, થાય સમજજો નિજ મનના રોષે.॥૩૯॥

માતપિતાને દુભવે, તેનું દિલપણ દુભાય છે અંતે;
કૃતઘ્ની એહ ડરે છે, કૃતઘ્નતાનાં કરમે દુઃખ વીતે. ॥ ૪૦ ॥

કીડો ડંખ ખમે તો, ભમરી તેને નિજરૂપ સમ કરતી;
એ રીતે જન હરિનો, ડડ સહે તો ગતિ હરિમાં ઠરતી. ॥૪૧॥

વ્હેલાં મોડાં સૌને, કર્યાં કરમ તો પડશે ભોગવવાં;
સારાં નરસાં જેવાં, વાવ્યાં તેવાં ફળ તેનાં લણવાં. ॥ ૪૨ ॥

ચક્ર સદા ચઢતીનું, ફરતું ફરતું પડતીમાં આવે;
ત્યારે તે બહુ જનને, દુભવી દુભવી દુખથી ગભરાવે. ॥૪૩॥

મોટાની મૈત્રી તો, વખત જતાં પણ નિવડે ફળદાઇ,
કૃષ્ણતણી મૈત્રીથી, સુદામાની મટિ ગઇ ગરિબાઈ. ॥ ૪૪ ॥

વેચેલાં પશુઓના, સુખદુખની નવ કદિ ચિંતા થાએ;
એ રીતે દેહાર્પણ, કર્યા પછી શાં, સુખદુખ સમજાએ.॥૪૫॥

સ્થીતી સુખ કે દુઃખની, અચળ રહી છે કહો સદા કોની;
ફરતા ફરતી સૌની, ચડતી પડતી ક્રમે થતી જોની ! ॥૪૬॥

હરિજનનું ચિત હરિની, પાસે હરદમ રહે જુઓ ફરતું;
લોહચુંબક સમિપે, ફર્યાં કરે છે નવ બીજે ઠરતું. ॥ ૪૭ ॥

માણસ નિજ કર્મોથી, બંધન થઇને ગુંચવાતો તેમાં;
કોશેટાનો કીડો, કોશેટો કરી, સપડાતો એમાં. ॥ ૪૮ ॥

પાપી જન નિજ પાપે, ડંશ દિધાથી જતો બહુ ખવાઇ;
જેમ કિડીઓ ભેગી, થઇ સરપને જુઓ જતી ખાઇ.॥ ૪૯ ॥

જ્ઞાની જન આત્માને, વપુક્ષેત્રેથી જરૂર જુદો પાડે;
સોની જયમ પત્થરથી, સોનું શોધી અલગ કરી કાડે.॥૫૦॥

દેહ નથી આત્માથી, ન્યારો પણ એ વપુથી છે ન્યારો;
અક્ષર શાહિથી ન્યારા, પણ શાહીને અલગ સદા ધારો. ॥૫૧॥

જ્ઞાનાશ્રયથી જ્ઞાની, માયાથીપર નજરે નિરખાશે;
પુષ્પતણા ગંધેથી, પુષ્પાશ્રયનો પવન જૂદો ભાસે. ॥ ૫૨ ॥
સંસારી સૌ સૂખો, સુણવામાં તો દિસે ઘણાં સારાં;
પણ પરિણામે એ સૌ, ઝાકળ જળ સમ નિરર્થક ઠરનારાં ॥૫૩॥
જ્ઞાનીને મન સર્વેસરખા, પણ અધ સેવકનાં વામે;
કલ્પતરૂની નીંચે, બેસે તે ફળ મન વાંછિત પામે. ॥ ૫૪ ॥
એક પુરૂષને જેવી, ઝાઝી શોકયો જિવ ચુંટી ખાએ;
તેમ અધિક ચિંતાઓ, જન મનને બહુ નડતી નિરખાએ.॥૫૫॥
વણ જીતાએલાને, અવળે રસ્તે, અતિ આચરનારા;
મનવિણ બીજા કોઇ, શત્રૂજનને નવ કદિ નડનારા. ॥ ૫૬ ॥
મનમાં સમતા રાખી, ચાલે છે જે, જન જગમાં શાણો;
તેના જેવું એકે, પૂજન પ્રભુનું નવ બીજું જાણો. ॥ ૫૭ ॥
મોત નજિક આવેલા, જનની બુદ્ધી બહુધા હિણ ભાળો;
વાણી જે વદશે તે, ઢંગ વગરની નજરે નીહાળો. ॥ ૫૮ ॥
મ્હાન પુરૂષ જેઓનો, તિરસ્કાર કરી મનથી કંટાળે;
એ આ જગમાં જીવે, છતાં મરેલો, નિરમળ જન ન્યાળે ॥ ૫૯ ॥
વિયોગ પ્રિય વસ્તૂનો, ને સંયોગજ અપ્રીય વસ્તૂનો;
ઉત્પન્ન કરિ શોકાગ્ની, દહન કરે છે, કરિ બહુ ક્ષય વપુનો. ॥૬૦॥
ક્રૂર સ્વભાવી જનને, આશ્રય દેએ, ગણાય અણ ઘટતો;
દત્ર સરપને દેતો, ગુણ વિખવંતો નવ તેનો મટતો. ॥ ૬૧ ॥
ગર્વ થકી ઘેરેલો. બ્રાહ્મણ નિજનું અઘપણ નવ હરતો;
પણ ચંડાળ હરીજન, કુળ સુદ્ધાંને, પણ પાવન કરતો. ॥ ૬૨ ॥
દુખ હણવાને માટે, ઉપાય જેછે, જગમાં જાણીતા;
પણ. પ્રભુ કરે ઉપેક્ષા, તો તે પામે ઉપાય સહુ ક્ષિણતા. ॥ ૬૩ ॥
મોટપણું બહુ બકવે, માણુસને નવ કદિ પણ સાંપડતું;
પણ સંયમ કરવાથી, મોટપણાની પદવીએ ચઢતું. ॥ ૬૪ ॥
મ્હાન પુરૂષ અપયશથી, ખિન્ન થઇને મન નવ કંટાળે;
પણ સત્યને વળગીને, જીવન નિજનું ઉતસાહે ગાળે. ॥ ૬૫ ॥

મ્હાન પુરૂષ નિજ યશથી, આનંદિત કદિ થતા નહીં પોતે;
પણ નિજ ગુણથી સૌને, પ્રસન્ન દેખી નિજ ખામી ગોતે. ॥ ૬૬ ॥

રાજ્ય તણા માનેથી, રાજ્ય તણું સુખ, મળતું આ લોકે;
પણ પરજાના માને, સ્વર્ગ તણું સુખ, મળતુ પરલોકે ॥ ૬૭ ॥

અઘટિત જનને ઊંચું, માન દિધાથી નબળું ફળ આવે;
ઘટિત પુરૂષને એ સૌ, દ્રષ્ટાંતો બહુ અવળાં દોરાવે. ॥ ૬૮ ॥

બ્રહ્મ દશા પામેલા, જ્ઞાની પારસ મણિ સરખા સમજો;
સ્પર્શ કર્યાથી નિર્મળ, થઇએ માટે, શરણુ જઇ નમજો. ॥ ૬૯ ॥

વેપારે લક્ષ્મી સહુ, વધતી વધતી, ઠરિ ઠામે વસતી;
સ્થાઇ ચિત કરે તો, વળતી ત્યાંથી, કદિ પણ નવ ખસતી. ॥ ૭૦ ॥

ધ્રાય વડા વીકારી, તેના ત્રાસે દિન જન બહુ ધ્રૂજે;
નાશ થતા પારાથી, પર્વતમાંથી રસ લાવા દૂઝે. ॥ ૭૧ ॥

દીન દયાળુ જનજે, કરે પ્રેરણા અઘટિત કદિ જનને;
તો તે સાચા જનની, કરે પરિક્ષા કસિ જોવા મનને. ॥ ૭૨ ॥

સ્વામી સેવક પાસે, સેવાની જો મન ઇચ્છા રાખે;
તે નહીં હું સાચા સ્વામી, જ્ઞાની એને વણિક સદા ભાખે. ॥ ૭૩ ॥

સંત તણી સેવામાં, ઇચ્છે જેજન, વિષય તણા સૂખો;
તે સાચો સેવક નહિં, વણિકવૃતિનો, વિષયતણો ભૂખ્યો. ॥ ૭૪ ॥

નિષ્કેવળ મનથી જે, સ્વામી સેવક સબંધ શુભ રાખે;
તે સ્વામી સેવક સૌ, સત્યવૃતીના સમજુ જન ભાખે. ॥ ૭૫ ॥

માણસ જ્યારે મનની, તૃષ્ણા સઘળી તજિ દઇને ચાલે;
ત્યારે તે મુકતીનું, પદ પામીને, પ્રભુપદમાં મહાલે. ॥ ૭૬ ॥

અધિક વિષય ભોગવતાં, શાંત થએલું મન અંતે દેખો;
બળતો અગ્ની ઘૃતની, ધાર કર્યાથી બુજવાતો પેખો. ॥ ૭૭ ॥

અમિરોને આફતની, ચિંતા ઉરમાં રહે અહોનિશએ;
એ કારણ આંગળિએ, રાખે વીંટી હિરાકણીનીએ. ॥ ૭૮ ॥

લાડ લડાવ્યાથી તો, બાળક ઊલટાં બહુ બહુ બગડે છે;
ભય વીનાના પ્રીતી, પેખીને એ હરદમ રગડે છે. ॥ ૭૯ ॥

સૌંદર્યતા કરતાં પણ, ગુણની ગણના અધિક થતી જાણી;
રાધાગોરી કરતાં કુબડી કુબજા, થઇ છે પટરાણી. ॥ ૮૦ ॥

જોરાવર ઇંદ્રીઓ, નિયમિત જનનું, મન પણ આકર્ષે;
માટે વિષય તણી સૌ, વસ્તૂઓનો સંબંધ બહુ નડશે ॥ ૮૧ ॥

મન વચન કાયાથી, પ્રાણીઓને દુખ કદિ નવ દેવું;
સાધન બીજું ઉત્તમ, ધર્મતણું નથિ કદિ એના જેવું. ॥ ૮૨ ॥

જ્ઞાનરૂપી દીપક જે, આપે છે એ ગુરૂ ભગવત રૂપી;
તેને મનુષ્ય ગણે તે, શાસ્ત્ર શિખ્યો પણ શિખ્યો ન મતિહુપી ૮૩

ધર્મતણાં શાસ્ત્રે જે, સ્વભાવપરથી કહિ છે આજ્ઞાઓ;
તે સૌ જનના મનને, શાંતી આપી હરતી દુખ્યાઓ. ॥ ૮૪ ॥

સંતોષી જનને શિર, ઊપાધી નવ કદિ આવી પડતી;
જોડા પ્હેરી ચાલે, તેને કાંકરી પગમાં નવ નડતી. ॥ ૮૫ ॥

વિષય અને જીવ્હાના, રસની લાલચ બહુ નિર્ધન કરતી;
શ્વાનતણી પેઠે એ, જનની કરતી ભટકાતી વૃત્તી. ॥ ૮૬ ॥

મનનો નિગ્રહ કરતાં, કર્મરૂપી યજ્ઞજ છે વિઘ્નરૂપે;
જાણી એમ સદા સૌ, સમજુ પુરૂષો કરમ બધાં લોપે. ॥ ૮૭ ॥

રંક વફાદારીમાં, ધનપતિ કરતાં ચઢતા નીવડતા;
મળતા જનને દુખમાં, દેખી સરવશ તજિ વ્હારે ચડતા ॥ ૮૮ ॥

આળસની આદતથી, મોટા જન પણ હલકા થઇ પડતા;
મહાન મોંગલવંશી, સંતતિના જન થઇ દિન રખડતા ॥ ૮૯ ॥

સ્ત્રી કેળવણી લીધે, સુભ શિક્ષણથી મહાન સંસ્કારી;
નીપજશે નર ત્યારે, દેશોદય થઇ થશે દશા સારી. ॥ ૯૦ ॥

આળસને નવરાશજ, માણસમાં જઇ ભરાય છે જ્યારે;
મન ને વપુની ઊપર, અસર કરે છે વિષ જેવી ત્યારે. ॥ ૯૧ ॥

મનને કામ મળે નહિં, તો તે પોતે ઘસવે પોતાને;
દાણાવિણની ઘંટી, ચૂકે નહિં કદિ નિજને ઘસવાને. ॥ ૯૨ ॥

ધર્મ તત્વને જ્યારે, યત્ન કરીને, ઉન્નતીમાં આણો;
ત્યારે સૌ તત્વોની, વિનાશ્રમે પણ થતિ ઉન્નતી જાણો.॥૯૩॥

ગુણકર્મોથી વિશેષ, આગળ પડતા પુરૂષો છે જેઓ;
ગણાય મ્હાન પુરૂષની, ગણના માંહે અખિલ જગે એઓ.॥૯૪॥

દેશ સમય જે કાળે. મલિન મતીથી વિશુદ્ધિને પામે;
ત્યારે શુદ્ધી કરવા, મ્હાન પુરૂષ પણ જનમે એ ઠામે. ॥ ૯૫ ॥

કર્તવ્ય જે જન ચૂકે, તેની સત્તા સરવોપરિ હોએ;
તોપણ સરવે માન્યજ, સત્તાથી એ થતિ નષ્ટજ જોએ.॥ ૯૬ ॥

ઉદ્યોગિક બળથી તો, શરીર સંપતિ કળાજ સમૃદ્ધી;
ને વળિ વિદ્યામાંથી, પ્રાપ્ત થતું સુખ બહુ પામી વૃદ્ધી.॥૯૭॥

ઇચ્છા શક્તી કેરી, મહતા અતિશય ચમત્કૃતી વાળી;
સંકલ્પની દ્દઢતા સમ, કાર્ય સિદ્ધી સૌ થતી જરૂર ભાળી.॥૯૮॥

હમેશ અતિશય ચઢતી, પ્રકૃતિવાળા મનુષ્ય છે જેઓ;
બળ સત્તાની સાથે, પ્રતાપ પામે પુરણપણે એઓ. ॥ ૯૯ ॥

ઊત્તમતા પોતાના સરખી ઊત્તમ પ્રકૃતિને પરણે;
એ વિણ કોઇ અવરને, ક્રોડ ઉપાયે થતી નહીં શરણે.॥૧૦૦॥

લલનાના લાલીત્યે, મોટા મોટા મુનિવર મોહાણા;
તો વળતી બીચારા, વ્યવહારિકજન નિરર્થક નિંદાણા. ॥૧૦૧॥

તરૂણાવસ્થા માંહે, જેજે કામો કરશો તે થાશે;
માટે તરૂણાવસ્થા, માણસને બહુ ઉપયોગી ભાસે. ॥ ૧૦૨ ॥

તરૂણાવસ્થા માંહે, રાજ્યદ્વારી જન જેજે હોએ;
તેણે વૈરાગ્યવૃત્તિ. એવી વખતે નવરાખી જોએ. ॥ ૧૦૩ ॥

પુત્ર તણી પ્રાપ્તીનો, આનંદ અતિશય અવર્ણનિય જાણો;
પુત્ર તણા પીતાઓ, ખુબી એની સમજે પીછાણો. ॥ ૧૦૪ ॥

સમુદ્રને પર્વતના, પ્રદેશમાંહે, રૂડાં રતન નિપજે;
તે કરતાં અબળાના, ઊદર રતનની, કિંમત ઘણી ઉપજે. ॥ ૧૦૫ ॥

અધમ પુરૂષનું જિવતર, વૃથા બધું છે, અધમી ઉપચારે;
અનદાતા ભૂમીને, જનની તેણે, બહુ મારી ભારે. ॥ ૧૦૬ ॥

પ્રબળ જિજ્ઞાસા જનની, કાર્ય અનુકુળ, કરવાને શૂરી;
કન્યા એ બુદ્ધીની, આતજ્ઞાનની, ગણાય છે પૂરી. ॥ ૧૦૭ ॥

જ્ઞાન ગિતાના પાઠો, પઢવાથી જયમ અધ સૌ ધોવાએ;
તેમ જિતી વૃતમાળા, પઢતાં જયશંગ અધનાશીજાએ. ॥ ૧૦૮ ॥

માળા ૨૭ મી સંપુર્ણ.





# માળા ૨૮ મી.

## મનહર છંદ.

સત્યયુગ ત્રેતાયુગ, અને યુગ દ્વાપરમાં;
કલિયુગ જેવાં કામ, થએલાં કથાય છે;
રાવણે સિતાને હરી, નળ દ્યુત રમી હાર્યો,
કૌરવને પાંડવનાં, ચરિત્ર ચવાય છે;
અન્યો અન્ય યાદવો સૌ, મદીરાનું પાન કરી.
લડીને કપાઇ મુઆ, ગાથામાં ગવાય છે;
કહે જયશંગ એમ, યુગ તણો દોષ નથી;
દોષ માત્ર મનુષ્યની, બુદ્ધિનો જણાય છે. ॥ ૧ ॥

વડાવડા વિષધર, વિષ ભર્યા હોયપણ,
મણિ તણા એક મોટા. ગુણે વખણાય છે;
સમુદ્રનાં જળ સદા, ખાર ભર્યા હોય પણ,
મુક્તાફળ પાકે એથી, શ્રેષ્ટ એ ગણાય છે;
વનિતા વિશેષ વિષ, ભરી હોય છતાં તેહ,
પ્રજોત્પત્તિ ક્ષેત્રથકી, રત્નમાં ભણાય છે;
કહે જયશંગ એમ, જગતમાં જોઇ જુઓ,
વડાએક ગુણે ઘણા, દુર્ગુણ ઢંકાય છે. ॥ ૨ ॥

દુનિઆમાં કેક એવા, દુર્ભાગી મેં દ્રષ્ટે દીઠા,
પંથ નિરભયીતજી, ભયા પંથે ચાલતા;

પછી ગમે તેવું તેને, દુઃખ પડે તોએ તેથી,
સુધાં સમુ સુખ તેને, માની મૂર્ખ મ્હાલતા;
શેરભાર શિરપર, ઉચકવા શક્તિ નહીં,
તોએ મણભાર લેવા, તણું ડોળ ઘાલતા;
કહે જયશંગ એમ, જગતમાં જોઇ જુઓ,
એવા અંધ અજ્ઞાની સૌ, નર્કને નિહાળતા. ॥ ૩ ॥

કર્મને ગ્રહીને કેક, કૂટી કૂટી થાકયા પણ,
યત્ન વિના કર્મ ફળ, સ્વપને ન સાંભળ્યું;
પુરૂષાર્થ કર્યા વિના, આળસુ બનીને બેઠા,
એથી કદી વ્યવ્હારનું, દુઃખ લેશના ટળ્યું;
ઘણાં ઘણાં શાસ્ત્ર અને, શ્રુતિઓનો સાર શોધ્યો.
પણ પુરૂષાર્થ વિના, મોક્ષ ફળ ના મળ્યું;
કહે જયશંગ એમ, જગતમાં જોઇ જુઓ;
પુરૂષાર્થ વિના કર્મ, એકલું નથી ફળ્યું. ॥ ૪ ॥

ભલે નરસિંહ તને, નાત તારી નિંદેપણ,
નાગરમાં સાગર સમાન જાણું છું તને;
મોટા મોટા ક્રોડપતિ. હાકેમ નાગર હશે.
તોય પણ તેહ તારી, તુલ્ય કદી ના બને:
તારી કને નિરર્થક, નાણું હતું નહિં તેથી,
નાણાવાળા નિંદેપણ, ભક્ત ધન તું કને;
કહે જયશંગ હતું, અવિચળ તેથી તને,
શ્રીપતિએ નિજ તુલ્ય, ગણ્યો છે સાચે મને. ॥ ૫ ॥

મિરાંને મેવાડ તણી, ગાદીથી મિરાંત મોટી,
મળી હતી ભક્તિ થકી, આ લોકે અખંડની;
મેવાડની ગાદીપર, ઘણા રાણા રાણી થયાં,
પણ મીરાં જેવી કિર્ત્તી, રહી કોના પિંડની;
ભલે જીવ્યાં હોય તહાં-સુધી મોજ માણી ગયાં,
પણ અંતે વશ થયાં, કાળ તણા દંડની;
કહે જયશંગ એમ, ભક્તિ વડે મીરાં મોટી,
મોક્ષપદ પામી માણે, મોજ એ આનંદની. ॥ ૬ ॥

અર્થ શાસ્ત્રતણા નિયમને અનુસર્યા વિના,
ધંધો રોજગાર કરે, તેનું ફળ ના મળે;
કારણ કે દ્રવ્યસંપાદક, અને હાની તણાં,
મૂળ તત્વ જાણ્યા વિના, ધંધો કીધે શું વળે;
ગમે તેવો શ્રમ કરી, ઊત્સાહથી યત્ન કરે,
પણ વણ જ્ઞાન વિના, અંતે એ ઊંધો ફળે;
કહે જયશંગ માટે, અર્થ શાસ્ત્ર તણાં જેહ,
મૂળ તત્વ પરમાણે, ધંધો કરે તે રળે. ॥ ૭ ॥

સ્વદેશ કે પરદેશ. સાથે ધંધો કરે પણ,
ધંધા તણા મૂળનો આધાર તો જાણે નહીં;
તેમ છતાં ગમે તેવી, રીતે કર્માધીનપણે,
ધંધો કરે એથી અંતે, હાણમાં પડે સહી;
કારણ કે સમય પ્રમાણે સર્વ ધંધા માંહે,
કાબેલતા રાખવાની, અર્થ શાસ્ત્રમાં કહી;
કહે જયશંગ માટે, દેશકાળ પ્રમાણે સો,
હરિફોની સાથે, હરિફાઇમાં જીતો સહી. ॥ ૮ ॥

લાખ કે કરોડ તણી, થાપણની કંપનીઓ,
દેશકાળ જાણ્યા વિના. દેવાળાં કાઢી ગઇ;
મુંબાઇમાં સમુદ્રને, પૂરી વસવાનું સ્થાન,
કરનારી બેંક બેઠી, તેતો ન ઊભી થઇ;
રૂપૈઆનું શેર લેખે, રૂનો ભાવ થઇ ગયો,
ત્યારે કૈંક વેપારીની, પેઢીઓ નાબુદ થઇ;
કહે જયશંગ એમ, ભવિષ્ય વિચાર્યા વિના,
જેજે ધંધો કરે તેતે, ધંધો જાય ડાટ દઇ. ॥ ૯ ॥

વણિક જો વણજમાં, તન મન રાખી રહે,
તો તે તેહ વણજથી, તરી ટોચે આવશે;
કારણ કે વણજ તો, વાંઝીયો ગણાતો નથી,
પણ વણિકને વાંકે, વંઝત્વ જણાવશે;
વણિક જો વણજની, અહોનિશ સેવા કરે,
તો તે વણજની દેવી, સુફળ બતાવશે;

કહે જયશંગ માટે, જે જે ધંધો કરો તે તે,
તન મન રાખી કર્યે, અંતે એમાં ફાવશો. ॥ ૧૦ ॥

મન તન રાખ્યા વિના, જે જે ધંધો કરો તે તે,
નફાદાર હશે તોએ, હાણમાં ઊતારશે;
કારણ કે ઊંઘતી બિલાડી પોતે હોય તેહ,
પાસે આવ્યા મુષકને, કેવી રીતે મારશે;
આળસુને બેચિત્તનાં મનુષ્ય જે હોય તેહ,
મુખે આવ્યો કોળિયો તે, ગળે ન ઊતારશે;
કહે જયશંગ માટે તન મન રાખ્યા વિના,
ધંધો કરવાનું ડહાપણ, ઊરે ન વિચારશે. ॥ ૧૧ ॥

આગળના ઇતિહાસો, વિચારીને વાંચી જુઓ,
આળસ બેપરવાથી, દાટ તો કેવો વળ્યો;
મોટાં મોટાં ક્ષત્રી અને, મોંગલોનાં રાજ્ય તણો,
જોતા જતાં એ કારણે અંત આવીને મળ્યો;
ગ્રીસ રોમનને હિંદ તણી હસ્તી આજ ક્યાં છે,
આળસ બેપરવાથી, મદ એમનો ટળ્યો;
કહે જયસંગ એવા દુર્ગુણોથી દૂર રહો,
બાદશાહોનો વાવટો, આળસ આંખીમાં ચઢ્યો. ॥ ૧૨ ॥

અસ્તોદય તણું ચક્ર, આલમ આખીને શીર,
આગળ પાછળ આવ્યા, વિના કદી ના રહે,
શશી સૂર્યાદિક ગ્રહ, અને મેઘાદિક જેવા,
પણ એના ચક્રથકી, બહાર કદી ના વહે;
સ્થાવર જંગમ અને, જીવ જંતુ પ્રાણિ સહુ;
અસ્તોદય તણા ચક્ર, તણી ગતિને સહે,
કહે જયસંગ માટે, એકવાર સુખ દુઃખ,
સૌને શિર આવે એમ, શાસ્ત્ર પોકારી કહે. ॥ ૧૩ ॥

રોગનાં નિદાન જાણનારો વૈદ હોય એહ,
વાત પિતાદિક તણું, ન્યુનાધિક જાણીને;
તેને અનુકૂળ આવે, એવી ચિકિત્સા કરીને,
રોગ હણવાનો યત્ન, કરે પ્રેમ આણીને;

તેવી રીતે મન અને, વચન કાયાથી કરી,
પાપ કર્યાં હોય તેહ, પૂર્ણ પ્રમાણીને;
કહે જયશંગ એને, અનુકૂળ રીતે દુઃખ,
પડયા પે'લાં પ્રાયશ્ચિત, કરવું પિછાણીને. ॥ ૧૪ ॥

મોટા મોટા પુરૂષો જે, કામ કરે તે પ્રમાણે,
બીજા પણ અનુસરી, એવાં કામ કરે છે;
મોટા પુરૂષો જે વાત, પ્રમાણ ગણે છે તેને,
બીજા પણ પ્રમાણ, ગણીને એ આચરે છે;
એવી રીતે નાનાઓ સૌ, મોટાના વિશ્વાસે રહે,
તેમ છતાં અધર્મ કરે તો, ઘાતી ઠરે છે;
કહે જયશંગ માટે, મોટાઓ જો ન્યાય પક્ષે,
ચાલે તો તો નાના પણ, જોઇને સુધરે છે. ॥ ૧૫ ॥

જગતમાં ન્યાયાધિશો, પ્રજાના માબાપ જેવા,
નિર્મળ ગણાય સદા, નિતી તણી રીતથી;
માટે એવા સજ્જનને, સમદ્રષ્ટિ રાખનારા;
હોય તો તે પ્રજા તણું, રૂડું ચાહે ચિત્તથી.
પણ એથી ઊલટા જો, વિષય વૃત્તિના હોએ,
તોતો પૂરા અધર્મીઓ, ઠરે એ નિમિત્તથી;
કહે જયશંગ જેવાં, એઓ તણાં આચરણ,
પ્રજા પણ તેવી ચાલે, કહ્યું ખરા ચિત્તથી. ॥ ૧૬ ॥

મમત કરીને જેહ, વડા સાથે વાદ વદે,
તો તો તેહ માનભંગ, થઇ લજવાય છે;
મમતથી મનુષ્યના, ભૂષણને દૂષણનો,
કલંકિત ડાઘ પડી, આહત થવાય છે;
મમતથી મનુષ્યને, સંપત્તિ સૌ તજી જાય,
નિર્ધનપણાની છાયા, માંહે એ છવાય છે;
કહે જયશંગ એમ, જગતમાં જોઇ જુઓ,
મમતથી મનુષ્યની, કીર્તિ ખવાય છે. ॥ ૧૭ ॥

ઊંચી કેળવણી લેતા, થકી કદી જગતમાં,
કુદરતી કાવ્ય કોઇ, કાળે નથી પાકતા;

કારણ કે કવિત્વની, શક્તિ સદા આપો આપ,
કુદરતી અભ્યાસથી. સ્ફુરી આવી દેખતા;
એવી રીતે કુદરતી, કાવ્ય જેહ થાય તેહ,
લોક પ્રિય કવિ થઈ, ભાષા શણગારતા;
કહે જયશંગ પણ, ઊંચી કેળવણી થકી,
કાવ્ય શક્તિમંદ થતી, નજરે નિહાળતા. ॥ ૧૮ ॥

ઊંચી કેળવણી લઇ, સ્વબુદ્ધિથી સારા ગ્રંથ,
રચનારા ગ્રંથકાર. જવલ્લે જણાય છે;
કારણ કે જેમ જેમ કેળવણી વધે તેમ,
વૃત્તિ અનુકરણની. સૌની વરતાય છે;
ભાષાંતરો અને બીજાં. શાસ્ત્રમાં સુધારા થાય,
પણ કાવ્ય કળાએથી, ઝાંખીજ કથાય છે;
કહે જયશંગ જુઓ. ઊંચી કેળવણી છતાં,
પહેલાં જેવા એષ્ટ કવિ, હાલ ક્યાં જોવાય છે. ॥ ૧૯ ॥

ભવિષ્યમાં ભાગ્યશાળી, થવાના જે હોય તેનાં,
ચરિત્રો સૌ બાળપણ, થકી જોયા જેવાં છે;
ઊદયનાં ચિન્હ દિન, દિન વૃદ્ધી પામી ખૂબ,
સાધન સમળ ભાગ્યોદય થાય એવાં છે;
આળસ પ્રમાદ તણાં, ચિન્હ એકે દિસે નહીં,
એજ ચિન્હ ભવિષ્યને, ખીલાવી દે તેવાં છે;
કહે જયસંગ એમ, જગતમાં જોઇ જુઓ,
એવાં ભાગ્યશાળીજન, બોધ લેવા જેવાં છે. ॥ ૨૦ ॥

નૈષ્ઠિક જે બ્રહ્મચારી, હોય તેને જરાવસ્થા,
નડે નહિં એહ, અનુભવ સિદ્ધ વાત છે,
એવી રીતે જરા જેને, નડે નહિં એહ જંન,
એક સ્થળે રહે નહિં, વાત એ વિખ્યાત છે;
પણ બ્રહ્મચારી વ્રત, પાળે નહીં એહ જંન,
જોબનમાં જરાથકી, જરૂર ઘેરાત છે;
કહે જયશંગ એમ, નૈષ્ઠિક જે બ્રહ્મચારી,
તેજ સુખ સંપત્તિના, માલિક લેખાય છે. ॥ ૨૧ ॥

પાણીના પ્રવાહ પેઠે, જોબનનું પુર જાય,
તોય મૂર્ખ મનમાંહે, એની નવ ચાલતા;
જોબનના મદથકી, છાકીને ફરે છે છેક,
અંતે જતાં એએ બધા, માથે ધૂળ ઘાલતા;
જોબનનો રંગ સહુ પતંગના રંગ જેવો,
મૂર્ખ હોય તેહ સ્થાયી, માની મદે મ્હાલતા;
કહે જયશંગ પણ, જ્ઞાનીજન હોય છે તે,
જોબનને ઝાકળનાં, મોતીસમ ન્યાળતા. ॥ ૨૨ ॥

જોબનની સુરખીને, નિરખીને ખ્યાલ થવું,
એતો ગાંડુ કામ ઘણું, જાણવું ગમારનું;
શરીર જ્યાં સુધી સારૂ, નિરાગીપણાથી રહે,
ત્યાં લગી જોબન સદા, સારૂ છે વિહારનું;
પણ જ્યારે આધી વ્યાધી, ઉપાધીથી ઘેરાઇને,
ગંદુ બને વપુ ત્યારે, લાગે નર્ક દ્વારનું;
કહે જયશંગ માટે, જોબનથી મ્હોટું નહિં,
જોબન તો જીંદગીમાં, સ્થળ છે અસારનું. ॥ ૨૩ ॥

દુનિઆંમાં જેમ જેમ, દિન જાય તેમ તેમ,
મનુષ્યને એક પછી, એક દુઃખ આવતું;
પણ આશા રૂપી ફળ, અમર સુક્યું છે એહ,
દુઃખ પછી સુખ તણી, લાલચ બતાવતું,
એવી એવી આશા થકી, દુઃખને વિસાર પડી,
દુઃખીજન છતે દુઃખે, સુખ દરશાવતું;
કહે જયશંગ એમ, સંસારમાં સુખ નથી,
આશા થકી અજ્ઞાની સૌ, દિવસ ગુમાવતું. ॥ ૨૪ ॥

મનુષ્યને માથે જ્યારે, ઝળકતા ઉદયનો,
વાવટો ચઢે છે ત્યારે, ખીલે ખૂબ બ્હારમાં;
આગળ પાછળ અને, ઊંચે નીચે જ્યાં જ્યાં જુએ,
ત્યાં ત્યાં તેને વધાવે સૌ, જન જયકારમાં;
ઊદયનો એવો રંગ, જોઇને અનેક જન,
દિવાના બને તે આપે, આપના વિચારમાં;

કહે જયશંગ પણ, શાણા સમજુ જે હોય,
તેતો શાંતપણે રહી, ચાલે છે સંસારમાં. ॥ ૨૫ ॥

ગમે તેવું માથે દુઃખ, આવે પણ ડગે નહિં,
એજ શૂરાપૂરામર્દ, સંસારમાં જાણવા;
બાકી બીજા મર્દ ભલે, મર્દામી બતાવે પણ.
પૂરણ પ્રકાશવાન, મર્દ ન પ્રમાણવા;
રણે જઇ ઝુઝે એતો, રણધીરા રણશૂરા,
પણ વ્યવ્હારમાં એહ, શૂરા ન પિછાણવા;
કહે જયશંગ માટે, વ્યવ્હારના વમળથી,
વ્યાકુળ ન થાય એહ, મર્દને વખાણવા. ॥ ૨૬ ॥

દુનિઆંનો રંગ જુઓ, દુનિઆંનો ઢંગ જુઓ,
આજે આછું ઓઢી રૂએ, કાલે ખૂબ હસે છે;
આજે શોક સાગરમાં, ડુબવાનું ડોળ ધરી,
સુન્ય રહી બોલે નહિં, કાલે ખૂબ ભસે છે;
આજે ધર્મ નિયમનો, ઢોંગ ધરી શાણા બને,
કાલે કાળરૂપી બની, સર્વને એ ડસે છે;
કહે જયશંગ આવો, દુનિઆંનો ડોળ જોઇ,
જ્ઞાનીજન એકાંતમાં, વાસ કરી વસે છે. ॥ ૨૭ ॥

વડા થઈ વડાઇની, રીત સાચવી ન જાણે,
તેને માથે જગતમાં પૂરણ પિંજાર છે;
આજકાલ વડાઓની, વડાઇના તેજ માંહી,
હાજી હાજી કરનારા અનેક ગમાર છે;
પણ કદી કોઇ દોષ, વડાઓના વડે નહીં,
દુષણ દેખાડે એવું, કોણ કથનાર છે;
કહે જયશંગ એમ, જગત આ જૂઠું થયું,
સહસ્રમાં એક કોઇ, સાચું વકનાર છે. ॥ ૨૮ ॥

સુખના સમયમાં જે, વૈભવ વિલાસ માણ્યો,
અંતે જતાં એહ પૂર્ણ પિડા કરનાર છે;
કારણ કે દુઃખના દિવસો જ્યારે આવી અડે,
ત્યારે તે સૌ વિલાસ વૈભવ હરનાર છે;

સુખના સમયમાં જે, મિષ્ટ અન્ન ખાધાં હોય,
દુઃખના સમયમાં એ, ઘણાં નડનાર છે;
કહે જયશંગ માટે, સુખ અને દુઃખ તણા,
સમયમાં સાદી રીતે, રહેવું સુખ સાર છે. ॥ ૨૯ ॥

શિશુકર તણાં સદા, રક્ષક માબાપ માનો,
નેત્રતણી રક્ષકતો, ગણાય છે પાંપણો;
કાગળનો રક્ષકતો. કંથ તેનો કહ્યાય છે,
ભિક્ષુકનો રક્ષકતો, ગ્રહસ્થાશ્રમી ગણો;
અજ્ઞાનીનો રક્ષકતો, જ્ઞાનીજન ગણાય છે,
શિષ્ય તણે રક્ષકતો, વિદ્યાગુરૂને જાણો;
કહે જયશંગ એમ, પ્રજાપતિ હોય તેહ,
રક્ષક ગણાય રૂડો, પોતાની પ્રજા તણો. ॥ ૩૦ ॥

મહાત્મા જે કાર્ય કરે, તેવાં કાર્ય દેખાદેખી,
કરવાની બીજાઓએ, શક્તિ ન જતાવવી;
કારણ કે મહાત્માતો, સમર્થ ગણાય સદા,
તેથી જેજે કાર્ય કરે, તેને શકે પાળવી;
શંકરે અંત્યજ તણું, અન્ન ખાધું તેની સાથે,
ઊકળતું શિશું પીધું, પૂર્ણ પ્રીત લાવવી:
કહે જયશંગ એવું, અન્યથી ન બની શકે,
માટે મોટાતણી ચાલ, અન્યે નવ ચાલવી. ॥ ૩૧ ॥

કુટુંબના કલેશ થકી, ઊત્તમ જાતીની નારી,
કંટાળીને નીચ જાત, સાથે જાય નીસરી;
વળી કેક કૂવે કે અવાડે, પડી મરી જાય,
કૈક ઝેર ખાઇ જાય, આપઘાતથી મરી:
વળી કૈક ગળે ફાંસો, ખાઇને મરે છે પોતે,
કૈક છતે ધણીએ રંડાપો ગાળે છે ખરી:
કહે જયશંગ એમ. જગતમાં જોઇ જુઓ,
કુટુંબના કલેશે એવી, હાની અતિશે કરી. ॥ ૩૨ ॥

મૂરખને ગમે એમ. ટોકી ટોકી કહો પણ,
કહેલી એ વાત કદી, લક્ષમાં ન રાખશે;

પણ પે.તે પોતાતણી, મૂરખતા તજે નહીં,
સ્વભાવ પ્રમાણે સદા, વાણી મૂખ ભાખશે;
ચાહન ચરિત્ર એનાં, મટે નહીં કોઇ કાળે,
દિન દિન વૃદ્ધી પામી, વિશેષતા દાખશે;
કહે જયશંગ એમ, જગતમાં જોઇ જુઓ;
અંતે એ સ્વભાવ સમ, ફળ પોતે ચાખશે. ॥ ૩૩ ॥

પ્રથમ નવીન જેહ, ઉદ્યોગ આરંભે તેહ,
ઘણું કરી પ્રથમતો, નિષ્ફળ જણાય છે;
તેમ છતા કેક કદી, સફળતા પામે ખરા,
એમ બેઊ બાજુમાંહે, ઉદ્યોગ જણાય છે;
પણ નિષ્ફળતા થકી, જેઓ શીખ શીખે એઓ,
અંતે જતાં ઉદ્યોગમાં, સફળી ગણાય છે,
કહે જયશંગ એમ, નવીન ઉદ્યોગ સહુ;
ધીમે ધીમે સુધાર્યાથી, સુધર્યા ગુણાય છે. ॥ ૩૪ ॥

ભમે તેનું સંપુરણ, પ્રખ્યાતકે દૂરદર્શી,
દેશ તણું બંધન જે, દુર્ભાગ્ય દેખાય છે;
તેવી રીતે તેહ સદા, અચળ ન રહી શકે,
પણ લાંબે સમે ક્ષીણ, થતું એ લેખાય છે;
કારણ કે એકને એકજ સ્થિતિ માંહે, કોઇ,
પૂર્ણ પણે ટક્યું હોય, એવું ક્યાં પેખાય છે;
કહે જયશંગ એમ, જગતમાં જોઇ જુઓ,
વખતના વહેના સાથે, બધાં વહી જાય છે. ॥ ૩૫ ॥

મુઆ પછી ઉત્તમ પ્રકાર તણું સુખ સદા,
મેળવવા માટે જેઓ, ઇચ્છા ઉરે રાખતા;
તેઓને આયુષ્યક્રમ, સુયોગ કરીને આપે,
એથી એહ ભવિષ્યમાં, સુખ સારૂ ચાખતા;
મૃત્યુ દેખી સજ્જનને, દિલે ડરવાનું નથી,
મૃત્યુ તણી મદદે એ, સુખ સ્થાનક જતા;
કહે જયશંગ એવા, સજ્જનોના જગતમાં,
સફળ છે જન્મ એમ, જ્ઞાની મૂખ ભાખતા. ॥ ૩૬ ॥

સંસારમાં જેઓ સદા, સંગ્રામ કરતા જુઓ;
અને જેનાં કર્મને તો કાળ પ્રેર્યા કરે છે;
એવા એ લોકોની કીર્ત્તિ, જય અને પરાજય,
સાથે મર્ણ અનુક્રમે ચક્રાકાર ફરે છે;
એવી રીતે સર્વ કોઈ, કાળને સ્વાધીન દીસે,
એમ વડા વિદ્વાનોને ઉરે વાત ઠરે છે;
માટે જયશંગ એવા, વિદ્વાન મનુષ્ય સદા,
હર્ષ શોક કર્યા વિના, શાન્તિ ઉર ધરે છે. ॥ ૩૭ ॥

સત્ય કલ્યાણને જાણનારા ધર્માચાર્ય સહુ,
શિષ્ય કને સત્ય ઉપદેશ સદા ઉચરે;
ગમે તેવા અજ્ઞાનીએ, શિષ્ય જાતે હોયપણ,
કર્મ કરવાનો કદી, ઉપદેશ ના કરે;
રોગી જેમ કુપથ્ય ખાવાની ઇચ્છા કરે પણ,
સારો વૈદ કુપથ્યને, આપતાં દિલે ડરે;
કહે જયશંગ એમ, જગતમાં જોઇ જુઓ,
સત્યધર્મી ગુરૂ થકી, સંસાર સૌ આ તરે. ॥ ૩૮ ॥

આ લોકને પરલોક તણાં સુખો માટે જેહ,
બહુ બહુ લાલચથી, લંપટ થએલ છે;
તેમ વળી પત્ની પુત્ર, અને ધનતણી ઇચ્છા,
અહો નિશ કરીને જે માયામાં મચેલ છે;
એવા મૂર્ખ મનુષ્યો સૌ, અંત્યમ આ દેહ તણા,
મરણથી મનમાંહે, આધક ડરેલ છે;
કહે જયશંગ એમ, મર્ણથી વિદ્વાન ડરે,
તો તેની વિદ્યાનો યત્ન, અફળ ગએલ છે. ॥ ૩૯ ॥

કપટનો વેષ ધરી, કપટી મનુષ્ય સદા,
કપટની ખેલે બાજી, સ્વાર્થ તણી આશથી;
મિત્રદ્રોહી ઉપરથી, મિત્રતા દેખાડી સારી;
તન મન સોંપી દેછે, ચાલી નરમાશથી;
પણ અંતે એવા દુષ્ટ, મનુષ્યોનાં પાપ બધાં;
વખત ભરાતાં ખુલ્લાં, થાય જ ચોપાસથી;

કહે જયશંગ ત્યારે, પોતાની કૃત્તીનાં ફળ;
ભોગવેછે પોતે બધાં, પાપના પ્રકાશથી. ॥ ૪૦ ॥

શોકનો સમુદ્ર જ્યારે, અતિ ઊભરાય ત્યારે,
માણસનું મન ચકડોળે ચડી જાય છે;
ખાવામાં ન ચેન પડે, સુવામાં ન ચેન પડે;
દયા ઉપજાવે એવા, દેદાર દેખાય છે;
માયાના તરંગ બધા, મનમાં સમાઇ જાય,
વૈરાગની વૃતી વડી, થએલી જણાય છે;
કહે જયશંગ પણ, રંગ એહ રહે નહીં.
વખતના વહેવા સાથે, વૃત્તી એ હણાય છે. ॥ ૪૧ ॥

હર્ષતણું પૂર જ્યારે, પુરણ ચઢે છે ત્યારે,
મનુષ્યનું મન રંગ બેરંગી જણાય છે;
સંસાર વ્યવહાર બધો, સ્વર્ગની સમાન માને;
આનંદના પ્રવાહમાં, અધિક તણાય છે;
વૈભવને વિલાસના, તરંગો અનેક થાય,
હૃદયમાં રાત દિન, વાત એ છવાય છે:
કહે જયશંગ પણ. રંગ એહ રહે નહીં:
વખતના વહેવા સાથે, રંગ એ હણાય છે. ॥ ૪૨ ॥

કુટુંબના કલેશ થકી, કંટાળેલા મનુષ્યને,
સુએ તોએ સ્વપનામાં, સુખ નથી લાવતો;
ઉદ્યમમાં અહો નિશ. ચિત્ત દેવા જાય પણ.
કલેશના આવેશ થકી, એમાં નવ ફાવતો;
સંસાર વ્યવહાર તણા, વૈભવ વિલાસ અને,
વિનોદનો રસ એને, ઉરમાં ન ભાવતો;
કહે જયશંગ એમ, ઉદાશીમાં રહે એહ,
વ્યવહારનો વેશ બધો, દુઃખમાં ભજાવતો. ॥ ૪૩ ॥

મનના તરંગ બધા, સમુદ્રની લહેર જેવા,
નવા નવા નિપજીને, ત્યાંના ત્યાં સમાય છે;
પણ એકે સમુદ્રના, જળથી જુદા ન થાય,
નિરંતર ઘટમાળા, એવી નિરખાય છે;

મનના તરંગ પણ, એવી રીતે નવા નવા,
નિપજેને પાછાવળી, ત્યાંના ત્યાં બુઝાય છે;
કહે જયશંગ એમ, મનના વિકારો બધા,
મને પ્રજ્વલીત થઇ, મને કરમાય છે. ॥ ૪૪ ॥

કામ થકી જેની વૃત્તી, વિવ્હળ બનેલી હોય,
તેનો અંત ભૂખ અને, તૃષા થકી આવે છે;
ક્રોધ થકી જેનું મન, દગ્ધ બહુ થયું હોય,
એનો અંત અગ્નિ, પીડીને એ લાવે છે;
નિંદ્રા થકી દુઃખ, દુનિયામાં થયું હોય,
તેનો અંત દવા પ્રમાદ્યી, કરી દરશાવે છે;
કહે જયસંગ પણ, લોભ તણો અંત કદી,
દિગ્વજય કીધે કોણ, લાવવામાં ફાવે છે. ॥ ૪૫ ॥

મૃદંગને જેમ જેમ, ચઢવીએ તેમ તેમ,
અવાજની બાબતમાં અધીક જણાય છે;
સિતારના તાર જેમ જેમ તાટ કરો તેમ,
સ્વર ઘણો સારી રીત, કરતા ગણાય છે;
મુરખને માન આપી, જેમ જેમ ચઢાવીએ,
તેમ તેમ માન આપનારને એ રહાય છે;
કહે જયશંગ એમ, જુવતીને જેમ જેમ,
લાડ લડાવીએ તેમ, લડી ની એ થાય છે. ॥ ૪૬ ॥

ચંદ્રનો પ્રકાશ પૂર્ણ, પણે પ્રગટેલો પેખી,
તસ્કરનું ચિત્ત ઘણું ઘણું કચવાય છે;
વર્ષા રૂતુ તણા રળીઆમણા દિવસ દેખી,
વાનરની જાત ઘણી, મનમાં મુઝાય છે;
સતિ તણાં ચરિત્ર સુનીતીનાં સુણીને સદા,
વંઠેલી વામાઓ ઘણી, દિલમાં દુભાય છે;
કહે જયશંગ એમ, સુધારાવાળાને જોઇ,
કુધારાવાળાઓ ઘણા, દિલમાં દુખાય છે. ॥ ૪૭ ॥

સંસાર સુધારો કરવાને માટે સુધારકો,
ઊછાંછળા બનીને જો, કાર્ય કાંઇ આદરે;

કાષ્ટમાં મથન કરવાથી અગ્નિ પમાય છે,
ગાયોમાં દોવાથી ઘૃત, પમાય છે પ્રીતથી;
પૃથ્વીમાં ખેડવાથી, અન્નપૂર્ણ પમાય છે,
ઊદ્યમમાં વેપારથી. તર થાય વિતથી;
પૃથવીમાં ખોદવાથી, પમાય છે જળ ઝાઝું,
વૃક્ષવેલીમાંથી મળે, દવા રૂડી રીતથી;
કહે જયશંગ એમ, વિચાર શક્તિથી સદા,
મનુષ્ય પ્રભુને પામે, રહે એક ચિત્તથી. ॥ ૫૨ ॥

દાવાગ્નિથી પિડાએલા, હાથીઓ ગંગાનું જળ.
દેખીને પોતાને ઊર, શાંતિ સદા પામે છે;
વ્યાધિથી વિશેષ જેહ. ઘેર એક રોગી તેહ,
હકીમને જોઇ બહુ, હૃદયે વિરામે છે;
કુટુંબના વિયોગથી. પરદેશી વિયોગી જન,
કુટુંબને દેખી દુઃખ વિયોગનું વામે છે;
કહે જયશંગ એમ. સંસારથી કંટાળેલા,
તેને ઊર સંત દેખી. આનંદજ જામે છે. ॥ ૫૩ ॥

સમયને અનુસારી, શત્રુઓની સાથે પણ,
સંપ કરી ચાલવાથી. સુખ સારૂં થાય છે;
જ્યાં સુધી પોતાની પુરી. ચડતી થઇ ન હોય,
ત્યાં સુધી શત્રુને, મિત્રકીધે કાંસ જાય છે;
મોટું કામ કરવાની, જ્યાં સુધી જરૂરી હોય,
ત્યાં સુધી શત્રુને, મિત્રકીધે કામ થાય છે;
કહે જયશંગ પછી, કામ સિદ્ધ થાય ત્યારે,
શત્રુ તણું મૂળ સહેજે મૂળથી છેદાય છે. ॥ ૫૪ ॥

પડતી દશા પોતાની. પરિપૂર્ણ આવે ત્યારે,
ઊંઘેલા સૌ શત્રૂ પણ, ઝમકીને જાગે છે;
એવે સમે શત્રુઓ જે. કહે તે કબુલ કરી,
રંગવા થકી શત્રુઓ સૌ. શાંત થવા લાગે છે;
કારણ કે ધીરજથી જેવી કાર્ય સિદ્ધી થાય,
તેવી કાર્ય સિદ્ધી ઉતાવળે આડી ભાગે છે;

માટે જયશંગ કહે, સમયને સજીમને,
સમજુઓ શત્રુ તણી, સમે સ્હાય માગે છે. ॥ ૫૫ ॥

દૈવતણી માયાથી જે, જીવ મોહ પામ્યા છે તે,
વૈરભાવ રાખી અન્યો અન્ય પ્રાણ હરે છે;
પણ તેમાં સાધુવૃત્તીવાળા પુરૂષો છે તેહ,
અન્યના રક્ષણ માટે, પ્રાણ ત્યાગ કરે છે;
કારણ કે સમર્થ પુરૂષતણું પ્રયોજન,
રંક તણા રક્ષણમાં, આવીને એ ઠરે છે;
કહે જયશંગ એમ, દિનપર દયા કરે,
તેનાપર પ્રભુ પણ, પોતે દયા ધરે છે. ॥ ૫૬ ॥

રાજ્ય કરતાઓ જ્યારે, વૈભવી બને છે ત્યારે,
રાજ્ય તણી અવદશા અધિક દેખાય છે;
એવે સમે ઊત્તમ નિતીજ્ઞ કદી નોકરો જો,
હોય તોય ચલણ વિના એ મુંગા થાય છે;
કારણ કે તેઓ તણી, બુદ્ધી અને કાર્યો તણી,
કદર ન જાણ્યે રાજ્ય, નિર્માલ્ય લેખાય છે;
કહે જયશંગ માટે, રાજ્ય કરતાએ સદા,
સાવત્ર રહ્યાથી રાજ્યસત્તા વધ્યાં જાય છે. ॥ ૫૭ ॥

ઉન્નત્તીના ક્રમમાં જે, જનાર પુરૂષ છે તે,
વિરોધી બળને નિજ શક્તિથી નમાવતા;
એથી કરી અનેક જે, વિઘ્નો આડાં આવ્યાં હોય,
તેને દૂર કરી ઉન્નત્તીમાં જતાં ફાવતા;
પછી ઊત્તરોત્તર એ, દૈવપ્રસાદથી પોતે,
ઉત્કર્ષતાવાળી સારી, સ્થિતી માંહે આવતા;
કહે જયશંગ એમ, પ્રથમના વીર જનો;
ઊન્નત્તીનો માર્ગ નિજ, ચરિત્રે બતાવતા. ॥ ૫૮ ॥

દુર્વાસા તપસ્વી પણ, ક્રોધ જીતી શક્યા નહીં,
બ્રહસ્પતી જ્ઞાની છતાં, તજ્યા નહીં સંગને;
બ્રહ્મા ઘણા મોટા પણ, કામદેવ જીત્યા નહીં,
ધર્મીષ્ટ પ્રશુરામે ન, જાણ્યો દયા અંગને;

શિબી રાજા દાનેશ્વરી, પણ મુક્તી માટે નહીં,
દિર્ઘાયુષી માર્કંડેન, જાણ્યો રતિ રંગને;
કહે જયશંગ એમ, જગતમાં દોષહિણ,
સર્વ ગુણ સંપન્ન ન દીઠા કોઇ જનને. ॥ ૫૯ ॥

લાચીઆ અમલદાર, લાંચ લેઇ પોતાતણું,
પેટ ભરવાને માટે, પ્રજાને સતાવતા;
વાદી ફરિઆદી તણી, દાદ હાથપર ધરી,
પ્રથમ તો નિમળતા, અધિક બતાવતા;
પણ પછી કેશ ચાલ્યે, સ્વાર્થ સાધવાને સારૂ;
લાંચ આપે તેની ભણી, ન્યાય દરશાવતા:
કહે જયશંગ એવા, દુષ્ટ અધિકારી ઘણા,
ન્યાયનો અન્યાય કરી, પ્રજાને ફસાવતા. ॥ ૬૦ ॥

ભવિષ્યનું ભાન જેને, જરાએ જણાતું નથી,
તેહ સદકર્મ કહો, કાંઇ શું કરી શકે ?
અગમબુદ્ધિની જેના, અંતરમાં ખોટ તેના,
વિચાર કરેલા બધા, દૃઢપણે ના ટકે;
આગળ કે પાછળનો, સંયોગ ન જુએ કદી,
ચલતો જમાનો જોઇ, ફાવે તેમ તે બકે;
કહે જયશંગ એમ, તરત બુદ્ધીના જન,
ભવિષ્ય વિચાર્યા વિના, વર્તમાને આટકે. ॥ ૬૧ ॥

વખાણી વખાણીને જે, વાત ઘણી વદે છે તે,
ભોળાઓને ભરમાવી, ભ્રમમાં ભુલાવતા:
મૂળમાં ન હોય કાંઇ, તેનો મેરૂ કરી મુંકે,
ચાંથરાનો સાપ કરી, સર્વને સુણાવતા;
અધમ આદત એવી, અનેક જનોમાં જોઇ,
શાણા જન અંતરમાં, ઉદાશી અતી થતા;
કહે જયશંગ એવા, લબાડીઓ બકી બકી,
પોતાનો વકર બધો, પોતેજ ગુમાવતા. ॥ ૬૨ ॥

મનુષ્ય મુખેથી જેવી, જેવી વાણી વદે તેવી,
જાતી અને કુળ તણી, તુલના તોળાય છે;

મોરલીને વિંણાતાર, મૃદંગને ભુંગળ એ,
પોતા તણા સ્વર થકી, તર્ત વરતાય છે;
શુવડ પોપટ અને કોયલ કપોત કાગ,
પોતાની જાતી પ્રમાણે, વદતાં જોવાય છે;
કહે જયશંગ એમ, કુળના કુરાના સમ,
સર્વે તણી શુદ્ધી બુદ્ધી, જાહેર જણાય છે. ॥ ૬૩ ॥

શત્રુ મોટો રણધીર, અને પૂરો પરાક્રમી,
હોય તેને વશ કરવાથી સેહ પડે છે;
પણ શત્રુ પોત્તાથી જે, હોય નિરમાલ્ય બહુ,
તેને વશ કીધે કહો ? જશ કદી જડે છે ?
માટે જયારે અનુકુળ, સમો આવી મળે ત્યારે;
સબળ શત્રુને પછાડયાથી સૌ ત્રફડે છે;
કહે જયશંગ એમ, જગતમાં જોઇ જુઓ,
સિંહને સપાટો માર્યે, શિઆળજ રડે છે. ॥ ૬૪ ॥

સત્ય અને પ્રિયવાણી, મનુષ્યનાં મન હરી,
વશ કરવાને વશીકરણ કથાય છે;
દેહમાં દરિદ્રતાને, દૂર કરી દેછે એહ;
પાપ તણો નાશ એથી, થતોજ જણાય છે;
કિર્તી તણી કલગીને, અધિક ઓપાવે એહ,
શત્રુ પણ મિત્ર સમ, થતા સમજાય છે;
કહે જયશંગ એવી, સુભવસ્તુની એ માતા,
મનેચ્છાને પૂર્ણ કરનારી તો મનાય છે. ॥ ૬૫ ॥

કામદેવ તણી ગતી, અતિ અટપટી ગણી,
સતી જતી રૂષી મુની, એથી હઠી જાય છે;
સંસારમાં સાકર કે. શેલડીને દ્રાક્ષ જેવા,
મીઠા રસ પણ તેની કને તુચ્છ થાય છે;
પ્રેમના માધુર્ય જેવું, માધુર્ય ન બીજું કાંઇ,
જગતમાં અજીત એ, જરૂર જણાય છે;
કહે જયશંગ એવી, કામદેવ તણી ગતી,
કામણ સમાન સદા, સૃષ્ટીમાં કથાયછે. ॥ ૬૬ ॥

ગરીબ શ્રીમંત કે અમીર ઉમરાવ રાણા,
પ્રેમના તરંગમાંહી, તરતા જણાય છે;
ધન દોલતની સાથે, સંપત્તી સૌ હોય પણ,
પ્રેમવિના પૂરણ એ, નિરસ ગણાય છે;
કુદરતી ચીજો બધી, ગમે તેવી સારી હોય,
પણ પ્રેમ વિના એહ, મિથ્યા સૌ ભણાય છે;
કહે જયશંગ એમ, જગતમાં જોઇ જુઓ,
પ્રેમ તણી માધુર્યતા, સૌમાં વખણાય છે. ॥ ૬૭ ॥

અનુભવ કરીને જે, ધંધો રોજગાર કરે,
તેહ અંતે ધંધામાંહી, તરી ટોચે આવે છે.
વેપારની ગતી તણી, મતી જેની હોય ઘણી,
તેજ મતી અંતે ઘણો, લાભ ખેંચી લાવે છે;
ધંધો અને ધ્યાન બેઊ, એકત્ર બને છે ત્યારે,
ધંધો કરનાર ધણી, ઘણી રીતે ફાવે છે;
કહે જયશંગ એમ, જગતમાં જોઇ જુઓ,
અનુભવી ધંધાને બો, જુક્તીથી જમાવે છે. ॥ ૬૮ ॥

ગમે તેવો બુદ્ધિશાળી. કે વીર પુરૂષ હોય,
તે જો પ્રેમાન્ધ દશાને, પ્રાપ્ત કદી થાય છે;
તો તે પોતાતણું સર્વ, સત્ય સદા હોય તેહ,
અનેક હાનીને જાણી, જોઇ વ્હોરી જાય છે;
કારણ કે ચુવાનો આધિન એને થાય તર્ત,
તેથી તન મને અવ્યવસ્થિત દેખાય છે;
કહે જયશંગ એમ, પ્રેમાન્ધ દશાને પાત્ર,
થવાથી સૌ શૂરવીર, નિર્બળ લેખાય છે. ॥ ૬૯ ॥

પરનારી તણો યોગ, થવાથી આયુષ ઘટે,
અને વળી વિકળતા, વિશેષ દેખાય છે;
મનુષ્યના મંડળમાં, અતિ ઉપહાસ્ય થાય,
નિંદા પાત્ર બની દ્રવ્ય, હાની થઇ જાય છે;
વળી એથી અતિશય, નિંચપણું પ્રાપ્ત થાય,
આ લોકે ને પરલોકે, પતન થવાય છે;

કહે જયશંગ એવા, અતિ ભયકારી દોષ,
પરનારી તણા યોગે, પૂરણ પેખાય છે. ॥ ૭૦ ॥

જનક રાજાની પુત્રી, સિતાનું હરણ કર્યે,
લંકાંપતિ રાવણનું, કુળ નાશ પામ્યું છે;
સુગ્રીવની રાણી તારા તણી અભિલાસ થકી,
વાળી જેવા વીરતણું, મરણ મનાયુ છે;
અંતરમાં દ્રોપદીની, ઇચ્છા રાખવાથી જુઓ,
કિચકનું કુળ બંધુ સહિત હણાયું છે;
કહે જયશંગ માટે, પરદારા તણી પ્રીત,
કરે તેની સાથે તેનું, મોત તો લખાયું છે. ॥ ૭૧ ॥

પોતાના કર્તવ્યમાંથી, ભ્રષ્ટ જેહ થાય તેનું,
સર્વ વાતે ભ્રષ્ટ થવું, જરૂર જોવાય છે;
પછી તેહ ગ્રહસ્થ કે, રાજા સંત હોય ભલે,
પણ જનમંડળનો, દ્રોહી એ દેખાય છે;
વળી એનું આ લોકને, પરલોકે પોતા તણું,
સર્વસ્વ જે સત્ય છે તે, જરૂર ખોવાય છે;
કહે જયશંગ માટે, પોતાનું કર્તવ્ય પોતે,
પૂર્ણ પણે કરવાથી, ધર્મ સચવાય છે. ॥ ૭૨ ॥

રાજા સત્તાધારી અને, અમીર કે ઊમરાવ,
લૌકિક રીતે પ્રજામાં, પતિ એ મનાય છે;
પણ વાસ્તવિક રીતે, વિચાર કરીને જોતાં,
પ્રજાના સેવક સદા, એ તો સમજાય છે;
તેમ છતાં તેઓ તણા, ઊત્તમ ગુણોને લીધે;
પ્રજાની તરફ થકી, માન તો દેખાય છે;
કહે જયશંગ માટે, રાજાઓના ગુણસમ,
રાજ તણી ચઢતીને, પડતી દેખાય છે. ॥ ૭૩ ॥

તન મન ધન થકી, વિદ્યાનું સેવન જેહ,
કરે તેને વિદ્યાદેવી, પુરણ પ્રસન્ન છે;
પ્રથમ પ્રયાશ માંહે, મહા મુશીબત પડે,
અધિક અધિક આડાં, આવતાં વિઘ્ન છે;

પણ જયારે વિદ્યા દેવી, હૃદયમાં વાસ કરે,
ત્યારે તેને સર્વ સ્થળ, સુખનું સદંન છે;
કહે જયશંગ એવો, વિદ્યાનો પ્રતાપ રૂડો,
વિદ્યા એજ મનુષ્યનું, તેજસ્વી જીવન છે. ॥ ૭૪ ॥

અસલના વખતથી, વતનકે જાગીર જે,
ખાતા હોય તેની, ખુંચી લીધે હાની થાય છે;
કારણ કે પ્રથમનાં, એવાં ઊંચ કુટુંબને,
અધમપણામાં દેખી, પ્રજા કચવાય છે;
ત્યારે તેના હૃદયમાં, દયા ઉભરાઈ આવી,
બેદીલ બનેલી બહુ, દ્રષ્ટીએ દેખાય છે;
કહે જયશંગ એવી, બેદીલી અનિષ્ટતાનું,
કારણ છે માટે એથી, હાની સમજાય છે. ॥ ૭૫ ॥

પરનારી તણી ઇચ્છા, અનિષ્ટ અધિક દીસે.
કારણ અનેક એનાં, જોતાં તો જણાય છે,
એક તો સ્વપત્નીની તણા, નિરાશા અધિક પડે,
બીજું પરપત્નીના પતિનો શ્રાપ થાય છે,
ત્રીજું અનિતીનું અને, ચોથું લોક અપવાદ,
પાંચમું કલંક તણું કારણ ગણાય છે;
કહે જયશંગ એવાં, અનેક કારણો થકી,
ઇચ્છક પરસ્ત્રી તણા, હમેશ હણાય છે. ॥ ૭૬ ॥

સંસારમાં મનુષ્યના, મનમાં અનેક જુઓ,
નાની મોટી વાસનાઓ, વશીને રહેલી છે;
પણ તેમાં પ્રેમ વાસનાની સત્તા સર્વોપરી,
બીજી બધી વાસનાની, ઉપર કહેલી છે;
તેથી તેહ બુદ્ધિમાન, વિવેકીને ધીરવીર,
પુરૂષોને પંજામાં રાખીને પ્રસરેલી છે;
કહે જયશંગ એમ, સર્વને આધીન કરી,
પૂર્ણ સત્તાધારી પ્રેમવાસના વસેલી છે. ॥ ૭૭ ॥

પણ જયાં સુધી એ પ્રેમવાસના વિવેકથકી,
ચલાવે ત્યાં સુધી સુખ સર્વ ભોગવાવે છે;

પણ જ્યારે વિવેકની, હદ બહાર જઇ એહ,
પ્રેમતણા પાટા બાંધી, આંધળા બનાવે છે;
ત્યારે તેહ ચિત્તને ચંચળ ખુબ બનાવીને,
ચકડોળે ચઢાવી વિવેક વિસરાવે છે;
કહે જયશંગ વળી, એથી એ અધિકપણે,
મદાંધ બનાવી પરાધિનતામાં લાવે છે. ॥ ૭૮ ॥

પરસ્ત્રીની પ્રીતમાં જે, આશક્ત બને છે એની,
ધર્મપત્નિ ખેદ, કરી કરીને શોષાય છે;
કારણ કે જગતમાં, જેનો હક લુંટાય છે,
તેનો ખેદ શાપરૂપે, પૂરણ પોષાય છે;
માટે પત્નિ તણો એક, પતિ હક લુંટાય છે;
બીજો હક પરસ્ત્રીના, પતિનો ભુંસાય છે;
કહે જયશંગ એમ, પરસ્ત્રી ગામીઓ બધા,
ઉભય પક્ષના દોષ, પાત્ર દરશાય છે. ॥ ૭૯ ॥

લંપટ પુરૂષ સદા, કલંકિત દીસે ઘણો,
વડિલોની કીરતીને, કાજળમાં ધુએ છે.
મનુષ્ય મંડળ બધું, અધિક ધિક્કારે એને,
તજી વિસવાસ એનો, પુંઠ સહુ જૂએ છે;
શુશીલ મનુષ્ય એને, આદર ન આપે કદી,
ચોર જેવી ચાલ થકી, પતિજ એ ખુએ છે;
કહે જયશંગ એમ, લંપટને જીવનમાં,
હાણ ઘણી થાય એથી, હાણ ઘણી મૂએ છે. ॥ ૮૦ ॥

લંપટને માત તાત, ભ્રાત ભગનીને ભાર્યા,
વારે વારે ઠોક દેઇ, દેઇ ખુબ લડે છે;
ઘણી વાર જ્યારે એહ, ગુપ્ત સ્થળે ગોંધાય છે,
ત્યારે તેને માથે ખુબ, ખાસડાંઓ જડે છે;
તેમાં વળી કેકવાર, મરણના ભય માંહે,
અધમએ નિંચકૃત્ય, વડે આવી પડે છે;
કહે જયશંગ એવો, અધમી લંપટી જન,
પાછળથી પસ્તાઇને, પોક મુકી રડે છે. ॥ ૮૧

લંપટ પુરૂષને પોતાની ધર્મપત્નિ સાથે,
કજીઓ કંકાશ રોજ રોજ ઘણો થાય છે;
એથી એને ખોવું પડે, ગ્રહસ્થાશ્રમનું સુખ,
ઉન્નત્તીનો માર્ગ એથી, બંધ થઇ જાય છે;
વળી વિષફોટકને, ચાંદીને પ્રમેહ જેવા,
ભયંકર રોગ થકી, પૂરણ પિડાય છે;
કહે જયશંગ એવી, અદ્દશ્ય શિક્ષાઓ એને,
દૈવ થકી અહોનીશ, થતીજ દેખાય છે. ॥ ૮૨ ॥

લંપટનો જીવ કદી, સ્થિર થઇ ઠરે નહીં,
તેથી તેના કાર્યમાં એ, ગાફલ ગણાય છે;
મન એનું અનેક તરંગમાં વહી જવાથી,
નિશ્ચિંતપણાનું એનું, સુખ સૌ લુણાય છે;
વળી વારે વારે ચિત્ત, વિશેષ વ્યાકુળ થઇ,
તન્દુરસ્તી તેની બધી, ચિંતામાં તણાય છે;
કહે જયશંગ એમ, લંપટ પુરૂષ તણી,
સર્વ ઊંચ શક્તિઓનો, ભંગતો ભણાય છે. ॥ ૮૩ ॥

લંપટને લાખવાત, લાભની બતાવો પણ,
લંપટપણાની ટેવ, તજવાની ના ગમે;
ધન મળે એવા ધંધા, ચિત્ત દેઇ કરે નહીં,
પણ પરદારા માટે, ચિતભ્રમથી ભમે;
અનેક ઊપાધી એના, કૃત્ય યોગે આવી પડે,
તોયપણ તેની તીવ્ર, વેદનાને એ ખમે;
કહે જયશંગ એવા, લંપટને લાજ નહીં,
નિર્લજ થઇને સદા, કુછંદી રંગે રમે. ॥ ૮૪ ॥

લલનાના લાલિત્યમાં, કૈક વીર ફસી પડી;
વીરત્વ તજીને થયા, દાસતત્વ સ્વિકારતા;
પછી જેમ જેમ રંગ, દાસતત્વને જામે તેમ,
ગુલામી હાલત ગ્રહી, બર્દ બધું હારતા;
એવા મેં અનેક ધીર, વીરને બનેલા દીઠા,
શાર્દુલ હતા તે થયા, અજા પણું ધારતા;

કહે જયશંગ એમ, લલનાના લાલિત્યે તો,
અજબ કરીને કરી, ગજબની વારતા. ॥ ૮૫ ॥

વનિતાના વાંક તણો, પાર ન પમાય કદી,
ડગલે ને ડગલે એ, દોષિત દેખાય છે;
હાસ્ય અને વિનોદથી, આનંદ એ ઉપજાવે,
પણ એ આનંદ ભુંડો, ભવિષ્યે લેખાય છે;
પ્રેમરસ તણું પાન, રસિકને કરાવે એ,
રસિક એ રસ થકી, પ્રેમાંધ પેખાય છે;
કહે જયશંગ એવા, દારામાં છે દોષ ઘણા,
બારિકપણાથી જ્ઞાન, દ્રષ્ટિએ દેખાય છે. ॥ ૮૬ ॥

વંઠેલ પુરૂષ અને, વામાઓની જીભ જૂઠી.
છીદ્ર છુપાવવા પોતે, અસત્ય ઊચરે છે;
ધન મળે એવા કાંઈ, ધંધામાં ન ચિત્ત રાખે,
પ્રેમાંધ બનીને ચિત્ત ભ્રમ થઇ ફરે છે;
માત તાત નાત જાત, સગાંને સંબંધી સોનો,
સ્નેહ તજી સદા એહ, ઊલટાં આચરે છે;
કહે જયશંગ એમ, વંઠેલ મનુષ્ય બધાં,
અધમપણાથી ધર્મ, નીતી ત્યાગ કરે છે. ॥ ૮૭ ॥

જેનું પુન્ય પરવારી, પાતાળે પેઠેલું હોય,
તેનો દિન અ દિન તો, આવતો જણાય છે:
પ્રજા પણ તેની બધી, અધિક અધર્મી પાકે,
પછી ધીમે ધીમે સર્વ સંપત્તી હણાય છે;
કુળને કુટુંબ આખું, પરસ્પર પ્રસંગથી,
દુરાચારવાળાં એક, રંગી તો ગણાય છે;
કહે જયસંગ એમ, પુણ્યનો પ્રવાહ તૂટે,
ત્યારે તેહ પાપ તણા, પ્રવાહે તણાય છે. ॥ ૮૮ ॥

દેહ તણો અંતકાળ, જયારે આવી ઊભો રહે,
ત્યારે જીવ ઊપાધીમાં, અધિક ઉતરે છે;
સારાં કે નઠારાં જેજે, કૃત્ય કર્યાં હોય તેતે,
અંત સમે આગળ આવીને બધાં તરે છે;

માત તાત ભ્રાત ભાર્યા, સગાંને કુટુંબી તણો,
સ્નેહ પણ એવે સમે, આડો આવી ફરે છે;
કહે જયશંગ એની, સાથે વ્યાધી વપુમાંની,
પ્રાણને પૂરણ રીતે, પીડાકારી ઠરે છે. ॥ ૮૯ ॥

અંતસમો સંકટથી, પૂર્ણ પણે ભરેલો છે,
પેર પેર તણી પિડા, પ્રાણને તો પડે છે;
ધન દોલતને ઘરબાર તણી વિટમણા,
વારે વારે તર્કને વિતર્ક ઘણા ઘડે છે;
વળી આ લોકે આ દેહ, તજી જવું પડે માટે,
કરેલાં કુકૃત્ય તણો, ભય ભારે નડે છે;
કહે જયશંગ એમ, અંત સમો આવે ત્યારે,
ઘણી ગુંચવણ થકી, જીવ રડવડે છે. ॥ ૯૦ ॥

માન અપમાન અને, આદર કે અપમાન,
મળે છે એ પોતાનાં સૌ, કૃત્ય પરમાણે છે;
પોતાની જો રેણી કેણી, હોય રૂડી રીતની તો,
વ્હાલ કરી વિશ્વ બધું, વિશેષ વખાણે છે;
પણ એથી ઊલટી જો, હોય રેણી કેણી તો તો,
ધિક્કાર ભરેલી રીતે, સર્વદા પિછાણે છે;
કહે જયશંગ એમાં, વિશ્વનો કાંઈ વાંક નથી,
સમજે તો વાંક પોતે, પોતાનો સૌ જાણે છે. ॥ ૯૧ ॥

સુક્રાચાર્યે બળિરાજા, તણો પૂર્ણ પક્ષ ધરી,
અસુરને જોરપર, અધિક ચઢાવ્યાતા;
તેવી રીતે બ્રહસ્પતી, મુનીએ સૌ સુર તણો,
પક્ષ ધરી દેવતાને, દૈત્યથી લડાવ્યાતા;
એમ એક કુળ તણા, બ્રાહ્મણોએ પક્ષાપક્ષ,
કરી સુર અસુરમાં, વિક્ષેપ પડાવ્યાતા;
કહે જયશંગ એમ, જગતમાં જ્ઞાનીઓએ,
પક્ષાપક્ષ કરી ઘણા, ઝઘડા જગાવ્યાતા. ॥ ૯૨ ॥

કૃતી કુદરત તણી, પડદે રહેલી બધી,
મનુષ્ય એ પડદાની, કૃતી ન પીછાણતા;

મનુષ્ય અનેકાનેક, મનમાં તરંગ કરે,
પણ પળ પછી શું શું, થશે તે ન જાણતા;
અબ ઘડી આનંદમાં, મોજ ઊડાવતા હોય,
પણ પળ પછી ત્રાસ, ઊરે બહુ આણતા;
કહે જયશંગ એવી, કૃતી કુદરત તણી,
પડદે રહેલી વડા, જ્ઞાનીઓ વખાણતા. ॥ ૯૩ ॥

દેશ પરદેશ માંહે, મુસાફરી કરવાથી,
અનુભવ તણો ઉરે, ભંડાર ભરાય છે;
મનુષ્યના સ્વભાવને, રીતભાત જાણવાથી,
ધર્મ તણું નિરૂપણ, નિશ્ચય કરાય છે;
ઉદ્યોગને હુન્નરની, આબાદીનાં મૂળ તત્વ;
જાણવાની બાબતમાં, ઊંડુ ઉતરાય છે;
કહે જયશંગ એમ, મુસાફરી કરવાથી,
ઉન્નતીના મારગમાં, ભવિષ્ય દોરાય છે. ॥ ૯૪ ॥

અનુંભવી મનુષ્યનું, મન અનુંભવ થકી,
આનંદના ઊછાળામાં, અહોર્નિશ ઘુમતું;
હરખ કે શોક તણી, અસર ન એને થાય,
સમાનપણાથી રહી, છાતિમાં વિરામતું;
ભવિષ્યનો ભેદ બધો, પ્રથમથી જાણે પણ,
તેમ છતાં વિષમપણું ન એહ પામતું;
કહે જયશંગ એમ, અનુભવી તણું મન,
અનુંભવી રંગે કરી, રંગે રૂડું જામતું. ॥ ૯૫ ॥

રૂડી રિદ્ધી સિદ્ધી દેખી, રાજી બહુ થવું નહીં,
કારણ કે જતાં એને, વાર નવ લાગતી;
અસાડમાં આકાશે ચઢીને મેઘ આવે પણ,
વૃષ્ટી થઇ વિખરાતી, વાદ્યાદળની ગતી;
દિવસે રવિનું તેજ, પૂરણ પેખાય પણ,
નિશા પડે પ્રકાશની, પ્રકાશતા ભાગતી;
કહે જયશંગ એમ, રૂડી રિદ્ધી સિદ્ધી પણ,
અસ્થિર બનીને સંગ, સંગી તણો ત્યાગતી. ॥ ૯૬॥

અબળાની પાસે અને, મજાકની વાત માંહે,
વિવાહ મેળવવામાં, વરને વખાણતાં;
પોતાની આજિવિકાને, બચાવી લેવાને માટે,
અને પ્રાણ જાય એવું, સંકટજ જાણતાં;
વળી ગરીબને ગાય, તણું હિત કરવામાં,
રીસાએલા બાળકને, સમજાવી આણતાં;
કહે જયશંગ એવે, સમે સત્ય અસત્યને,
ભેગાં કરી વદવાથી, દોષ ન પ્રમાણતા. ॥ ૯૭ ॥

રસીક કવિની વાણી, અમ્રતના રસ જેવી,
રસીક મનુષ્યને, રસીક ઘણી લાગતી;
ભાષાના ભંડારમાં જે, ભલી ભલી વાનીઓનો,
ભંડાર ભરેલો તેના, પાને તૃષા ભાગતી;
વૈભવ વિલાસ તત્વ જ્ઞાન અને વૈરાગની,
શૃંગારને શાંતી તણી, વૃત્તી એથી જાગતી;
કહે જયશંગ એમ, રસિક કવિની વાણી,
વૃત્તીને રસીક કરી, વધારે વૃત્તી ગતી. ॥ ૯૮ ॥

મીઠી મીઠી વાણી વદી, મોહ ઉપજાવી જાણે,
એજ વડી વિદ્યા શીખ્યો, મોહનીના મંત્રની;
વ્યવહારની વાતમાં જે, સર્વને સમાન પણે,
ચાલે છે તે જાણો, રીત શીખ્યો પંચ તંત્રની;
પોતાના વર્ત્તન વડે, હેરત પમાડે જેહ,
તેહ સારી રીતે શીખ્યો, કળા જાણો જંત્રની;
કહે જયશંગ એમ, હરેક હુંન્નર શીખી,
દ્રવ્ય મેળવે છે તેહ, શીખ્યો કળા યંત્રની. ॥ ૯૯ ॥

જેના પેટમાંહે ભરપૂર પાપ ભર્યું હોય,
અંતે એહ પાપ એનું, તરી હોઠે આવતું;
બીજાને જે દગો દેવા, માટે ઘણા ઘાટ ઘડે;
તેહ દગા તણું પાપ, તેનેજ ફસાવતું;
મનના તરંગ જેના, મહા ઉનમત દીસે,
તેહ તેને ઊમ્રતની, જાળે સપડાવતું;

કહે જયશંગ એમ, જેવું જેવું કાર્ય કરો,
તેવું તેવું ફળ તેહ, કાર્ય દરશાવતું. ॥ ૧૦૦ ॥

વેપારની રૂખ જેઓ, બરાબર જાણે તેઓ,
વેપારને ખૂબી ભરી, રીતથી ખિલાવતા;
વેપારમાં નુકશાની, દૈવી કોપ વિના કદી,
પામે નહીં એવી રીતે, વેપાર ચલાવતા;
વેપારમાં નફો મળે, એવાં એનાં મૂળ તત્વ,
તપાસી તપાસી સહુ, હાલાએ હુલાવતા;
કહે જયશંગ એમ, વેપારની રૂખવાળા,
નફાવાળા વેપારને, હોંશથી હુલાવતા. ॥ ૧૦૧ ॥

બારિક સમય આવે, ત્યારે બહુ બીતાં બીતાં,
ડગલાં દેવાથી કદી, હાની નવ આવતી;
પ્રથમના સારા સમા, તણી શુદ્ધ ભુલાવીને,
ચાલતા સમાની શુદ્ધ, લાભ સૌ બતાવતી;
મનુષ્યની ગતી કૃતી, કાળ ફેરવાવે બધી,
કાળ તણી ગતી સુખ, દુઃખ દરશાવતી;
કહે જયશંગ એમ, વખત વિચારી ચાલે,
તેની ગતી કૃતી કદી, કાળ ન ડગાવતી. ॥ ૧૦૨ ॥

પુરૂષમાં પરિપૂર્ણ, પરાક્રમ હોય પણ,
પ્રેમદાના પ્રેમમાં એ, પડ્યાથી હણાય છે;
મનુષ્યમાં નિતી અને, ધર્મ પરિપૂર્ણ હોય,
પણ સ્વાર્થ લોભે કરી, ભ્રષ્ટ એ ભણાય છે;
સુંદરી શિયળવ્રત, સાચવીને રહે પણ,
કુસંગના રંગે કરી, કુસંગી ગણાય છે;
કહે જયશંગ એમ, સર્વ સદ્‌ગુણો સદા,
દુર્ગુણોના દોષે કરી, દુર્ગુણી જણાય છે. ॥ ૧૦૩ ॥

હેવાનની સાથે હેત કરનાર હારી જાય,
હેવાનનો રંગ હેત કરનારને ચડે;
વિષધર સાથે જેહ, વ્હાલ કરી વસે તેહ;
એક દિન પ્રાણ તજે, વિષધર ના વડે;

કુલટાના કુસંગમાં, કોડ કરી પડે તેહ,
કુસંગના રંગે કરી, નરકમાં જે પડે;
કહે જયશંગ એમ, નબળાના નેહે કરી,
અંતે જતાં અહોનિશ, જુતિયાં શિરે જડે. ॥ ૧૦૪
મનુષ્યને મુસાફરી, કરવામાં ઘણું ઘણું,
મ્હેનતની સાથે દુખ, સદૈવ સમાયું છે;
તેમ છતાં પણ તેમાં, અંતે જતાં સુખ સુધા,
સારી રીતે સમાએલું, દ્રષ્ટીએ દેખાયું છે;
વળી એથી મનુષ્યને, ઘણો અનુભવ થઇ,
અનુભવી જ્ઞાન નિજ, લલાટે લખાયું છે;
કહે જયશંગ પણ, હેવાન મનુષ્યને તો:
મુસાફરી થકી પાપ, પૂરણ પેખાયું છે. ॥ ૧૦૫ ॥
આનંદના સમયમાં, આનંદના ઉત્સાહથી,
અધિક અધિક થાય, ઉરમાં ઉલ્લાશતા;
અનેક પ્રકાર તણી, આધી વ્યાધી ઉપાધીઓ:
દૂર થઇ આનંદના, અંકુરો વિકાશતા;
વળી વિપતીથી જેહ, વેગમંદ પડયા હોય;
આનંદથી સતેજ થઇને એ પ્રકાશતા;
કહે જયશંગ એમ, આનંદના તરંગમાં;
મટી જાય મન તણી, સઘળી નિરાશતા. ॥ ૧૦૬ ॥
તીર્થ સ્થાને મોટી મોટી, માળા ધરી બેઠા હતા,
તેહ પણ પ્રેમદાના, પ્રેમે લપટાણા છે;
ધર્મતણા આચાર્ય જે, ગણાય પવિત્ર પૂર્ણ,
તેહ પણ ચતુરાંથી, પૂર્ણ પેં હણાણા છે;
વળી કેક જતી સતી, સન્યાશીને સેવડાઓ;
મુની મહા મુધાં નારી, નેહે લજવાણા છે;
કહે જયશંગ એમ, માનુનીના મોહ પાસે,
પડી મોટા મોટા નર, પૂર્ણ પછડાણા છે. ॥ ૧૦૭ ॥
નિતીધર્મ તણા ભલા, ભલા ભેદ શીખવાની,
ચાહના જો હોય પરિપૂર્ણ પણે ચિત્તથી;

તો તો આ રચેલી મારી, માળા મનહર તણી;
અધિક આનંદે કરી, વાંચો પૂર્ણ પ્રીતથી;
પછી એનું એકાગ્ર ચિત્તથી ઊરે ધ્યાન ધરી.
પવિત્રપણાથી સેવો, મન પ્રફુલ્લિતથી;
કહે જયશંગ એવી, રૂડી રત્નમાળા જે આ,
સેવન કરે તે સુખી, થાય રૂડી રીતથી. ॥ ૧૦૮ ॥

માળા ૨૮ મી સંપૂર્ણ.





# માળા ૨૯ મી.

---

## ગીતિવૃત.

નિજનું નવ સચવાએ, અને અવરનું બચાવવા જાએ;
ઉભયપણામાં એથી, હાની થઇને ઉપહાસ્યજ થાએ. ॥ ૧ ॥
નિજગ્રહ અતિશય કાચું, જાણીને પણ અરિને છંછેડે;
તે જન જાણી જોઇ, સામે પગલે જઇ જમને તેડે. ॥ ૨ ॥
પ્રજા તણી સંમતિથી, રાજયતણું મંડળ વરતી ચાલે;
તો તે ત્વરા થકી બહુ, શ્રેષ્ટ સ્થિતીમાં મહતપદે મ્હાલે. ॥ ૩ ॥
ઉન્નતિ ક્રમમાં પડતાં, મ્હેલાં કદિ નવ અધમપણે પડિએ;
એ વીચાર પ્રથમમાં, કરિને વળતી અરિ સાથે લડિએ. ॥ ૪ ॥
સમય અનુંકુળ સમજી, જતો કર્યાથી થતી અધિક હાની;
તે કદિ કોટિક વર્ષે, નવ પૂરાતાં, વધતી નાદાની. ॥ ૫ ॥
વીર પુરૂષ સો પોતે, તજિ ઊદ્યમને નિરૂદ્યમી થાએ;
તો તેનું ફળ ભુંડું, દેશતણા અણહિતમાં દેખાએ. ॥ ૬ ॥
ખોવા કરતાં જેને, મેળવવાનું અધિકપણે હોએ;
તેને ખોનારા સમ, સાચવવાની નવ ચીવટ થાએ. ॥ ૭ ॥
સત્ય અને પ્રિયવાણી, એને સમજુ વખાણતા બહુએ;
સુભ વસ્તુની માતા, મન ઇચ્છીત એ ફળ આપે સહુએ. ॥૮॥

માટીનાં સૌ માણસ, માટી માંહે મળિ અંતે ઠરતાં;
તો વળતી શા માટે, મિથ્યા વપુનો અભિમાનજ ધરતાં. ॥ ૯ ॥

દુર્જન સાથે મૈત્રી, તેમજ વૈર ન કદિએ પણ કરવું;
ઉભય પ્રસંગીઓને, હાની કરતા ગણિ દિલમાં ડરવું. ॥ ૧૦ ॥

સરખે સરખા સાથે, વિગ્રહ કરતાં સદાય જન શોભે;
પણ નિજથી હલકાની, સાથે કરતાં લજવાતા ક્ષોભે. ॥ ૧૧ ॥

ધૂર્ત અને ધૂર્તાના, પ્રેમતણી જે, ખળના છે પૂરી;
વિષય અને લક્ષ્મીની, લાલચપાળી નહિં બીજી સ્ફૂરી. ॥૧૨॥

બુદ્ધીમાન પુરૂષે, પરસ્ત્રી પ્રત્યે, જવું નાહીં કદિએ;
કારણ કે એથી બહુ, દુઃખ ઉપજતું, સુખ કદિ નવ વદિએ. ૧૩

કાયરતાની સાથે, સ્વાર્થ પરાયણ પણ જનમાં હોએ;
તો તે કર્તવ્યમાંથી, નષ્ટ કરે છે, અધમપણે બહુ એ. ॥ ૧૪ ॥

સુભ હેતૂને સારૂં, જુઠી જુબાની વદવી નવ સારી;
યાય તણા આધારે, સુભ હેતૂને, ઉલટી નડનારી. ॥ ૧૫ ॥

સોનું સારૂં ઇચ્છો, તોજ તમારૂં પણ સારૂં થાશે;
પણ ભુંડું ઇચ્છાથી, નિજનું ભુંડું નજરે નિરખાશે. ॥ ૧૬ ॥

મોટાનાં સંતાનો, કુળ જાતીથી સતેજ સમજાતાં;
મોતી મા'સાગરમાં, નિપજે તેથી સુરમાં વખણાતાં. ॥ ૧૭ ॥

જેનું ઘર ફુટે છે, તેની સરવે હણાય સંપત્તી;
પરવશ બનિને હરદમ, ભોગવતો એ અઢળક આપત્તી. ॥૧૮॥

જવા ઉન્નતી ક્રમમાં, ઊંચ ગુણો સૌ ગ્રહણ કરી લેવા;
કર્તવ્યમાં એ સઘળા, સ્પષ્ટપણાથી બતાવિ પણ દેવા. ॥ ૧૯ ॥

રાંડીરાંડો પેઠે, દુઃખ રડવાથી દુઃખ કદિ નવ ટળતું;
પણ નિજ કર્તવ્ય કર્યાથી, દુખ સઘળું ટળિ સુખ સ્હેજે મળતું. ૨૦

પરોપકાર દયાને, ન્યાયપરાક્રમ થકી જિવન જેનું;
દુનિઆંને ઉપયોગી થઇ પડયું છે, સફળપણું એનું. ॥ ૨૧ ॥

પરને નુકશાનીમાં, ઉતારવાની મન ઇચ્છા કરિએ;
તો તે નુકશાનીના, માલિક અંતે નિજ જાતે ઠરિએ. ॥ ૨૨ ॥

કર્તવ્ય નિજનું ચુકે, તો તેને દુઃખ અણધાર્યું આવે;
પણ એને અનુસરિને, ચાલે તોતે સુખ સાધન લાવે. ॥ ૨૩ ॥

જેના સ્વામીમાં જો, પુરૂષારથ નવ નજરે નિરખાએ;
તો તેના સેવક સૌ, પરજનની બહુ પિડથી પીડાએ. ॥ ૨૪ ॥

શત્રૂના સ્થાનકમાં, નિજસત્તાનો પ્રથમ પ્રવેશ કરી;
ભવિષ્ય વખતમાં વળતી, વશ કરિ લેજો, પ્રબળપણે પ્રસરી.॥૨૫॥

વિરોધિ રાજ્ય પ્રકરણો, ચાલે ત્યારે બહુ બાતમિ માટે;
પૂર્ણ પ્રયત્નજ કરવો, એથી અરિ નિજ કૃત્યમાં નવ ખાટે. ॥ ૨૬ ॥

પ્રથમ થકીજ સડો જ્યાં, નિજ કૃત્યમાં ત્યાં, શુભ ફળ શું વદિએ;
બુંદ થકી બગડેલી, બાજી વળતી, સુધરે નહિં કહિએ. ॥૨૭॥

ધર્માચરણ થકી જે, ખંત કરીને, નિજ મારગ ખેડે,
તેહ ખરો વિજયી થઇ, વિજયલક્ષ્મીને, નિજ ગ્રહમાં તેડે. ॥૨૮॥

અધર્મના આચરણે, મસ્ત બનીને, જગમાં જે ચાલે:
તે જન વિષમય ફળના, ભોક્તા થઇને, વિપતીમાં મ્હાલે ॥૨૯॥

પેચ પ્રપંચ કરી જે, કપટાચારી, કુટિલપણું ધરતો:
તે ચિરકાલી કીર્તી, સંપાદન કહિ, નવ પોતે કરતો. ॥ ૩૦ ॥

સ્વાર્થ પરાયણ સાથે, અર્થ થકી જે જન લોભી લાગે;
તે નિજ દુરાચરણથી, અદૃશ્યરૂપે, સત્ય શક્તી ત્યાગે. ॥ ૩૧ ॥

કર્તવ્ય સત્યપરાયણ, કરવા જે વિર રણમાં ઝોકાણો:
તેને દૈવિક શક્તી, અદૃશ્યરૂપે, મદદ કરે જાણો, ॥ ૩૨ ॥

જાગીર દ્રવ્ય અને વળી, રાજ્યપરાયું, હરવાનું ધારી;
ઊંચ અધમ સ્થીતીએ, જવા કરે તે, પતન થતા હારી. ॥૩૩॥

મનુષ્ય તણો કસ કસવા, કૃત્યો તેનાં, કસોટિ સમ સમજો;
જગત કસોટી તૂલા માં તોળાવું, બહુ છે દુર્ઘટ જો. ॥ ૩૪ ॥

જે ધર્માચાર્યો થઇ, જુલમ કરી મત નિજનો ફેલાવે;
તે ધર્માચાર્યોનો, મત ખંડન થઇ, ઝટ અંતજ આવે. ॥ ૩૫ ॥

મહાપુરૂષની મહતા, તેનાં સત્કૃત્ય, સરખી અંકાતી;
એ વિણ બીજી એકે, કસોટિ એની, કહિ નવ સમજાતી.॥ ૩૬॥

હીણું નશિબના યોગે, કે વળતી જે અધમતણા સંગે;
પાપ પુરણું કરવાને, કપટ કરે પણ, અધમ થતા અંગે. ॥૩૭॥

ઊંચ પુરૂષ પોતાની ઊપર નૌ સૌ અપકારી બદલો;
મન મોટું રાખીને. વાળે છે એ ઉપકારે સઘળો. ॥ ૩૮ ॥
વિચાર ને કલ્પનાનો, અંત કદી નવ મનક્ષેત્રે આવે;
મહાન સમુદ્ર તરંગો, પેઠે એ બહુ અનુંક્રમે આવે. ॥ ૩૯ ॥
નિજ હિતેચ્છું જનનું, નીકંદન જે કરવા મન ધરતા;
તેહ નિકંદન નિજનું, કરવા સરખું, સમજુ ઊચરતા. ॥ ૪૦ ॥
પુરૂશારથ કરવાથી, પ્રભુતા જનને પુરણપણે મળતી;
એ વિણ અન્ય ઉપાયે, પ્રભુતાજનને, કદિએ નવ ફળતી. ॥૪૧॥
અરિના ભાગ્યોદયનો, સમય બધો જ્યાં, લગિ બદલી જાયે;
ત્યાં લગિ નિજસ્થાનકથી, દૂર રહ્યાથી, શુભ ફળ સમજાએ. ૪૨
ગવર તણા બળથી જે, ઉન્નમત થઇને જનને દુખ કરશે;
તે અપમાન ગવરનું, કરશે ત્યારે, નિજબળ પરહરશે. ॥૪૩॥
સમર્થ જન નિજ મનમાં, સજ્જન દુર્જન, સમાન સમજે છે;
તોપણ તે સજ્જનનું, કરિ કલ્યાણજ, દુર્જન વરજે છે. ॥૪૪॥
જે વ્રત આચરવાથી, પોતાનીપર, પ્રભૂ પ્રસન થાએ;
તે વ્રત દાન નિયમને, યમ તપ યજ્ઞજ, ખરાં સદા હોએ.॥૪૫॥
સમય અનુંકુળવાળા, રક્ષણ હરદમ, કરતા જેઓનું;
પૂર્ણ પરાક્રમ કરિને, લડતાં બળ નવ, ઘટતું તેઓનું. ॥ ૪૬ ॥
વાત રહસ્યની જ્યારે, ગુપ્ત રહીને. નવ જાણે કોઇ;
તો તે વાત સદાએ, સિદ્ધ થતી મેં, પુરણપણે જોઇ. ॥ ૪૭ ॥
પાણીમાં ડૂબાતા, જનને નોકા, શરણરૂપી જેવી;
ભ્રષ્ટ થએલા જનને, સતસંગત છે, શરણરૂપી તેવી. ॥ ૪૮ ॥
વેર સંબંધી છેડો. પ્રાણીઓમાં, મરણ થયે આવે;
એ વિણ કદિ કો' કાળે, અંતજ એનો, અધવચ નવ આવે. ॥૪૯॥
મટે નહીં અજ્ઞાનજ, તે પ્હેલાં જે, અભિમાનજ તજતા;
તે નિર્માલ્ય ગણાઇ, જનમંડળમાં, ગરિબપણું સજતા. ॥૫૦॥

છતમાં છત ધણિ થાએ, અને અછતમાં અછત પડી જાએ;
એવી ગતિ કુદરતની, જ્ઞાનવગર બહુ ઉલટી સમજાએ. ॥૫૧॥

ધન સુખ યશ આજિવિકા, ને જેથી નવ હરકત કદિ આવે;
એવો ધર્મ ગ્રહસ્થે, કરવો એવું, નિતિમાં દરશાવે. ॥૫૨॥

ધન યશ માટે રણમાં, પ્રાણ સમરપી, બહુ શૂરા લડતા;
પણ સુભકર્મો અર્થે, દ્રવ્ય સમરપી, નવ એવા જડતા. ॥૫૩॥

વિપરિત વખત જણાએ, ત્યારે દુઃખ સૌ, સુખ સમજી માણો;
ઉલંઘન કરવા એ, પુરૂષારથ પણ, બિન સમરથ જાણો. ॥૫૪॥

મ્હાન પુરૂષના હાથે, દંડ મળે જે, જગમાં સહુ જનને;
લાભ અધિક એ ગણવો, હાની સમજી, નવ દુભવો મનને. ૫૫

જેના ઉપર ઈશ્વર, અનુગ્રહ કરવો, નિજ મનમાં ધારે;
તે ધણિમાં ધન મદનો, દેખે તો પ્રભુ, ધન હરતા ત્યારે, ॥૫૬॥

વીરપુરૂષ વીવેકે, ચાલીને જો સહુને સંતોષે;
તો તે ઊજવળ કીર્ત્તી, સંપાદન કરી, નિજમનની જોશે.॥૫૭॥

ગાઢ સંબંધી સાથે, કલેશ કરી મન, નવ ઊંચું કરવું;
પણ મન મોટું રાખી, શાંતપણાથી સદૈવ આચરવું. ॥ ૫૮ ॥

જિવ માયા વશ થઇ દુઃખ, પામે તો પણ, નવ માયા ત્યાગે;
દિન દિન અતિશય એમાં, લુબ્ધ થઇને, લાપટાતો લાગે. ॥૫૯॥

તક વિનાનાં જેજે, કામ કરો તે સઘળાં સંતાપે;
શ્રમ સૌ મિથ્યા થઇને, અડચણ આપી, ઊલટાં ફળ આપે. ॥ ૬૦॥

રંડીબાજો રીઝે, નિર્લજ નારી નજરે નિરખીને;
કાગ જુઓ આમિષને, નિરખે હરદમ હૃદયે હરખીને. ॥ ૬૧ ॥

અગ્નીના સેવનથી ધાતૂ સઘળી, મલિનપણું તજતી;
એ રીતે સંતોના, સેવનથી મત્તિ, નિરમળતા સજતી. ॥ ૬૨ ॥

મૂરખનો ગુરૂ મૂરખ, તેથી કદિ નવ, ફળ સારૂં આવે;
અગ્રેસર અંધાનો, અંધો થઇને, જળમાં ડૂબાવે. ॥ ૬૩ ॥

સાનૂકુળ હરિ હોએ, ત્યારે પાસા, સવળા સૌ પડતા;
પણ પ્રતિકુળ પડવાથી, પાસા સઘળા, અવળા જઇ ઠરતા. ॥ ૬૪ ॥

કલેશ કરે જન જેઓ, તેઓને તે, અવશ્ય કરી નડતો;
ઊદ્યમની બરકતમાં, પાસો એનો, અવળો થઇ પડતો. ॥ ૬૫ ॥
લોભી જનને ધનની, ઇચ્છા અતિશય, વધતી દેખાએ;
અંત સમો આવે પણ, તૃષ્ણા તેની, નવ પૂરી થાએ. ॥ ૬૬ ॥
મન ઊદાર અતીશય, જેનું તેને, કસર નહી ગમતી;
એ વૃત્તીથી એને, ધન હાની થઇ, નિરધનતા દમતી. ॥ ૬૭ ॥
ધણિની ચિંતા વીના. નોકર કદિએ, નવ ચિંતા રાખે;
માલિકની રિત દેખી, સ્હાયક સઘળા, રિત એવી દાખે ॥ ૬૮ ॥
કુદરત કોપે ત્યારે, કુદરતની ગતિ, સરવે પીછાણે;
એ વિણ શાંત સમયમાં, કુદરતની ગતિ, નવ કોઇ જાણે. ॥ ૬૯
ઊદ્યમમાં બેપરવા, રાખ્યાથી નવ મળે નફો કદિએ;
પાણીને પુર પડિને, સાવધતા વિણ, તણાય સૌ નદિએ. ॥ ૭૦ ॥
સુધરેલી સૌ બાજી, વણ સંભાળે, વિખરાતી જાણો;
પાકે પાક જમીનપર, પણ ટોયા વિણ, રહે નહીં દાણો. ॥ ૭૧ ॥
કુદરત આગળ કોઇનું, બળ નવ ચાલે, બળ મિથ્યા જાએ;
તપે નસિબ તે વારે, અરિ જબ્બરા પણ, બકરી સમ થાએ. ॥ ૭૨ ॥
પુરૂષાતન વિણ પ્રભુતા, મળે ન કદિએ, જનને આ જગમાં
શાહ થયો શીવાજી, શૂરાતનનું, રૂધિર વહે રગમાં ॥ ૭૩ ॥
માયાની જંજાળે, ગુંથાણા તે. પ્રભુ પદ નવ પામે;
માયાના આવ્રસનો, પડદો આડો, પડતો તે ઠામે. ॥ ૭૪ ॥
ઇશ્વર ઉપર આસ્થા,, રાખી ઊદ્યમ, હરદમ જે કરતા;
તે જન આ પર લોકે, સુખ શાંતીમાં, સહજ પણે ઠરતા ॥ ૭૫ ॥
મુગ્ધાને દેખીને, મુગ્ધ બને તે, જિવતર જોખમતા;
સુધારસ સમજીને, પાન કરે પણ, વિષરસમાં રમતા. ॥ ૭૬ ॥
લક્ષ્મી બહુ ચંચળ છે. ગાફલને ઘર અચળ નહીં ઠરતી;
ઊદ્યોગી ચંચળને, દેખી તેના ઘરમાં સંચરતી. ॥ ૭૭ ॥
મુલમનસાઇ ભલાની, સંકટમાં પણ. સહજ નહીં ઘટતી;
જ્યમ જયમ વિપત પડેછે, ત્યમ ત્યમ તે બહુ, ચડાસ લઇ ચડતી. ૭૮
સુખમાં સૃષ્ટી સારી, લાગે સૌને, મન સ્વર્ગજ સરખી;
પણ દુઃખના દિનમાં તે, નર્ક સરીખી, નજરે લે નિરખી. ॥ ૭૯ ॥

પરમારથ કરવામાં, પાછી પાની, જન જે બહુ રાખે;
તે આ જગમાં જનમી, આ પરલોકે, સુભ ફળ શું ચાખે? ॥૮૦॥
દુનિઆમાં દુઃખ મોટું, કુપાત્ર જન જો, કુટુંબમાં હોએ:
સુખ સઘળાં એનાથી, નાશ થઇને, અલગ થતાં જોએ. ॥૮૧॥
સ્વધર્મ ને નીતાના, શિક્ષણ સાથે વ્યવહારિક રિતની;
કેળવણી ઊત્તમ તો, નિવડે હરદમ, ફળદાતા હિતની. ॥૮૨॥
રાજા જો રૈયતને, નિકટ સંબંધી, ગણિને પીછાણે:
તો રૈયતનાં દુખને, દાહાનું નૃપ, સ્વરૂપ સહજ જાણે. ॥૮૩॥
રૈયતના મન માંહિ, દુખદ અસર બહુ નૃપપર જો હોએ:
તો તે લશ્કર બળથી, ટળે ન ટાળી, ઊલટી ઉભરાએ. ॥૮૪॥
કામી જન કુકર્મો, કરીને પોતે, કુરંગમાં મ્હાલે;
પણ અંતે ઓચિંતા, પડી વિપતમાં, ઝટ મારગ ઝાલે. ॥૮૫॥
બનવા કાળ બને છે, તેમાં દોષ ન, મનુષ્ય તણો કાંઇ;
દિન ચડતાં ને પડતાં, દિનકરની ગણ, ફરતી છે છાંઇ. ॥૮૬॥
કામી જનનાં કામો, કુતર્કોથી નિશદિન ઊપજેલાં;
દિન દિન વૃદ્ધી પામી, અંતે એ બહુ વિષવત્ નિપજેલાં. ॥૮૭॥
જીંદગીમાં આશાએ, અડગપણે જે મુરખાઓ મ્હાલે;
તે મધમાખી પેઠે, આશારૂપી મદ તજિ દઇ ચાલે ॥ ૮૮ ॥
જરવાળાને ઝાઝી, ઉરની માંહે ઉપજે ઊપાધી;
માયાના આગ્રહથી, વિવિધ રીતે વધતી બહુ વ્યાધી. ॥૮૯॥
ધંધામાં નુકશાની, નિરખો તો તે નુકશાની ખાઇ;
બંધ તરત કરવાથી, નુકશાની બહુ, વધતી નવ ભાઇ. ॥૯૦॥
કળિયુગમાં કરમોની છેતરની હદ, નિરખાતી આજે;
એક કુટુંબ જનનાં, અરસ પરસ મન, ઇરષાથી દાઝે. ॥૯૧॥
દુનિઆંમાં ડાહ્યાઓ, દોષ જગતના, હૃદયે નવ ધરતા;
સંતોષે સુખ દુખ સૌ, ભોગવી પોતે, જીવતર આચરતા. ॥૯૨॥
અજ્ઞાની અજ્ઞાને, ન્યાયાન્યાયન, નિરખે કદિ ચિતમાં;
માયાના પડદાની, પાછળ વરતે, બહુ ઊલટી રિતમાં. ॥૯૩॥
મ્હાન પુરષના મનની, ઇચ્છા અતિશય લલચાતી લોભે;
તો તે જન મંડળમાં, ભૂષણહિણ થઇ, નવ કદીએ શોભે. ॥૯૪॥

અમલ જુવાની જરના, મદથી માણસ છતી આંખે અંધો;
નીતી ન્યાય તજીને, કૂડકપટનો, કરે સદા ધંધો. ॥ ૯૫ ॥
મોટાનાં દુખ મોટાં, ઊપરથી નવ, નજરે કદિ ચડતાં;
પણ ભીંતરમાં ભારે, ઘુંઘવાઇને, અધિક અધિક નડતાં ॥ ૯૬ ॥
ભાવ કભાવે શત્રૂ, સાથે હળીમળિ, હમેશ આચરવું;
કારણકે દુનિઆંમાં, દુશમનથી તો, અધિક અધિક ડરવું ॥૯૭॥
વા વંટોળ ચડયાથી, ઊથલપાથલ અવનીમાં થાએ;
તોફાની મન જનનાં, બહુ બન્યાથી, હરકત બહુ થાએ ॥૯૮॥
હરેક બાબતમાંહે, શાંતપણાથી, સુભ ફળ સમજાએ;
પણ ઊતાવળ કરતાં, ધારેલું કૃત્ય, ઉલટું વિખરાએ. ॥ ૯૯ ॥
ચડતીમાં માણસની, સોના સરખી, સુરત દિસે સારી;
પણ પડતીમાં તેની, સુરત બિચારી, જતી જરૂર હારી. ॥ ૧૦૦ ॥
મ્હાભારત આફતમાં, માણસનું મન, ગુમ થઇ ગભરાતું;
ઉદય તણા અંકુરો, કરમાઇને, દુખમાં ઘેરાતું. ॥ ૧૦૧ ॥
ભવિષ્ય સમયનું જેને, ભાન નથી તે, જન જિવતર હારે;
વિપત પડે તે વારે, ભુલ પોતાની, સઘળી સંભારે. ॥ ૧૦૨ ॥
સંસારિક બાજીનો, રંગ બગડતો, દિન દિન દેખાએ;
પાત્ર બધાં પલટાઇ, ક્રમે ક્રમે સૌ, વિખરાતાં જાએ. ॥ ૧૦૩ ॥
કુદરતની સુંદરતા, માણસનું મન, હરણ કરી લેતી;
કારીગરી કુદરતની વિધવિધ રીતનો, બહુ બોધજ દેતી. ॥ ૧૦૪ ॥
ઊત્સાહે જે કાર્ય, કરિએ તે સહુ, ફળ સારૂં આપે;
મન ધારેલી ઇચ્છા, સફળ કર્યા વિણ, કદી ન ઉથાપે. ॥ ૧૦૫ ॥
પાપ તણું પોકળતો, ઢાંકસું રાખ્યે, નવ કદિ ઢંકાએ;
અણધાર્યા સંજોગો, આડા આવી, અવળચ ઉભરાએ. ॥ ૧૦૬ ॥
દુનિઆં દરપણ રૂપી, ગુણ અવગુણ સૌ, નજરે નિરખાવે;
સજજન દુર્જન સૌને, જનમંડળમાં, જરૂર પરખાવે. ॥ ૧૦૭ ॥
સદ્દવર્તન શિખવાને, માટે માળા રચિમે ગીતીની;
જેશંગ પ્રેમે રટશે, તે જન શિખશે, રિત સૌ નીતીની. ॥ ૧૦૮ ॥
માળા ૨૯ મી સંપૂર્ણ.



# માળા ૩૦ મી.

## સોરઠા છંદ.

અબળાનો અવતાર, ઓશિઆળો આ લોકમાં;
હોય પ્રિતમનો પ્યાર, તો તે સુખમાં રહિશકે. ॥ ૧ ॥

મરદ કદી ન મુંઝાય, દુખ દેખીને દીલમાં;
કાયર હારીજાય, હિંમત વિણ હરદમ બહુ. ॥ ૨ ॥

શિરપર હોય કલંક, એ સમ દુખ એકે નહીં;
ટળે નહીં એ અંક, કાજળ સમ કાળા કદી ॥ ૩ ॥

જો સદ્રસ્તે જાય, પરમારથને કરઅહીં;
તો પ્રાક્રમી પૂજાય, પુરૂષારથથી અહીં તહીં. ॥ ૪ ॥

હણે કુસંપ કુસંગ, તેજસ્વી નુર મરદનું;
સંસારિક સુખરંગ, વણસાડી દે એ બધો. ॥ ૫ ॥

ધૈર્ય ધરી જે જંન, કાર્ય કરે આ જગતમાં;
તેનાં હળે વિઘંન, સન્મારગ સો સઝતાં. ॥ ૬ ॥

કુશળ હોયછે જેહ, શૌર્યાદિક ગુણથી ઘણા;
પણ સાધનવિણ તેહ, જય નવ પામે જગતમાં. ॥ ૭ ॥

ઉન્નતી ક્રમમાં જાય, તેનાપર ઇર્ષા રૂપી;
શસ્ત્ર સદા વપરાય, વધતું ઓછું વિશ્વમાં. ॥ ૮ ॥

ધાર્મિક સંસારીક, રાજદ્વારી દુર્દશા;
થતાં સમો બારીક, પૂરણ પાપે પેખશો. ॥ ૯ ॥

દ્રવ્યનો રીપૂ લોભ, લોભ દ્રવ્યને ડુબવતો;
ક્ષણુ ક્ષણુ એ ક્ષોભ, કરતો દીસે ઉનતીમાં. ॥ ૧૦ ॥

સપડાતા જે જંન, કઠણુ કરજની જાળમાં;
બનતા તેહુ તદંન, તન મન ધનથી બ્હાવરા ॥ ૧૧ ॥

આવે આપત કાળ, મુંઝાતું મન તે સમે;
ભાસે ભવ વિકાળ, ભ્રમિત થઈ નિશદિન ભમે. ॥ ૧૨ ॥

પામે પૂરણુ મોહ, વૈભવમાં પડિને મનુષ્ય;
કરતાં શીખે દ્રોહ, સમતાને ટાળી સદા. ॥ ૧૩ ॥

સેવા કરિને જેમ, સતિ નિજ પતિને વશ કરે;
ભક્તજનો પણ તેમ, સેવાથી પ્રભુ વશ કરે. ॥ ૧૪ ॥

સાઉ જનપર જેહ, ચલાવતા શક્તી બહૂ;
કરતી ભુંડ એહ, શક્તી ચલાવનારનું. ॥ ૧૫ ॥

કરે સદા કલ્યાણ, તપવિદ્યા બે મનુષ્યનું;
પણ અવિનયથી જાણ, અકલ્યાણજ એ કરે. ॥ ૧૬ ॥

સુણતાં જેનું નામ, સુણનારા નિર્મળ થતા;
પુરૂષારથનાં કામ, કરવાં તેને શાં કઠણ. ॥ ૧૭ ॥

તૃપ્ત જેમ નવ થાય, અગ્ની ઘૃતનાં બુંદથકી;
તેમન સંતોષાય, વિષયભોગથી વિષયિઓ. ॥ ૧૮ ॥

મુમુક્ષ પુરૂષે સંગ, કરવો ન દાંપત્ય ધર્મીનો;
સંગે લાગે રંગ; વિષય રંગ દાંપત્યનો. ॥ ૧૯ ॥

શાંત અગ્નિથી જેમ, જવાળા શાંત તેની થતી;
પવિત્ર પતિથી તેમ, પત્નિ પણ પવિત્રજ થતી. ॥ ૨૦ ॥

દઢતા જેવી હોય, સંકલ્પની મનમાં સદા;
તેવી તે જન જોય, કાર્ય સિદ્ધી આ જગતમાં. ॥ ૨૧ ॥

રાખીને અહંકાર, સ્વાર્થ બુદ્ધિથી મનુષ્યને;
દે જો દુ:ખ અપાર, વિજેતાનો એ ધર્મ નહિ. ॥ ૨૨ ॥

મેળવવા પુરૂષાર્થ, મનુષ્યદેહ છે કામનો;
એવિણુ સરે ન સ્વાર્થ, માટે સાચવવો સદા. ॥ ૨૩ ॥

હોય નહીં કદિ સ્થીર, મૈત્રી માનુની તણી;
જેવું વ્હેતું નીર, એક સ્થળે કદિ નવ રહે. ॥ ૨૪ ॥

જ્ઞાની દંપતિ હોય, તેપણ વિખુટાં પડી ઝુરે;
તો પછી પામર હોય, તો તે કયમ ઝુરી નવ મરે. ॥ ૨૫ ॥

અહોનીશ ઉત્તમતા, ઊત્તમ પ્રકૃતિને વરે;
કદિ નવ વીષમતા, સમજાતી એમાં જરા. ॥ ૨૬ ॥

વિષયતણાં સૌ સૂખ, પરીપૂરણ જાણ્યાવિના;
વિષયતણી કદિ ભૂખ, ભાગે નહિ પુરૂષોતણી. ॥ ૨૭ ॥

મળે પિતાથી જેહ, મોક્ષ પુત્રને પ્રેમથી;
દેવા બદલો એહ, સમર્થ પુત્ર ન છે કદી. ॥ ૨૮ ॥

ધન દોલતને નાર, અઢળક આવીને મળે;
તોપણ તૃષ્ણાદાર, સંતોષી કદી નવ બને. ॥ ૨૯ ॥

સમદ્રષ્ટિથી જેહ, કરે પ્રેમ સૌ પ્રાણીપર;
આ દુનિઆંમાં એહ, સુખમય દીસે સર્વથી. ॥ ૩૦ ॥

પક્ષિ પાંખથી જેમ, કરે ઉપેક્ષા માળની;
વિષયી વિષયથી તેમ, કરે ઉપેક્ષા જ્ઞાનથી. ॥ ૩૧ ॥

જોબનતાની છાંય, વૃદ્ધતાપર આવી પડે;
વૃદ્ધતાનો રંગ ત્યાંય, ભ્રષ્ટ બને મિશ્રણ થકી. ॥ ૩૨ ॥

પડી પ્રકૃતી હોય, જન્મારાથી જનતણી;
તે તજવાને કોય, યત્ન કરે એ વ્યર્થ છે. ॥ ૩૩ ॥

મળે વખત વીશેષ, વધે અનુભવ મનુષ્યને;
એ અનુંભવે હંમેશ, મળે પ્રસંગ તપાસવા. ॥ ૩૪ ॥

કચવાતું બહુ મંન, જ્યારે સત્ય કડવા રસે;
ત્યારે સઘળા જંન, મોહક દુર્ગુણમાં મચે. ॥ ૩૫ ॥

બનતાં જૂલમગાર, અસત્યતા ભાસે ખરી;
ત્યારે આ સંસાર, દુઃખિઓ આનંદમય દિસે. ॥ ૩૬ ॥

જુવાન કુળવંત નાર, અને વળી શોખિન જનો;
રાખે છે નિરધાર, આશા રટણમાં સૂખની. ॥ ૩૭ ॥

વૃદ્ધ જનના વીચાર, રસહીણા મોળા દિસે;
ફીકો સૌ સંસાર, લાગે અનુભવ બહુ કર્યે. ॥ ૩૮ ॥

જે જનના વીચાર, એકજ બાબતપર દિસે;
તેને મધુ વદનાર, અને બુદ્ધિમાનો ગમે. ॥ ૩૯ ॥

નેકી વિણનું જ્ઞાન, દિસે ભયંકર જોખમી;
નેકી એહ સમાન, જ્ઞાન વિના નબળી દિસે. ॥ ૪૦ ॥

બુદ્ધી ઊપર જેમ, વધે શકિત તુરંગની;
ગણો ગાંડપણ તેમ, એ પરમાણે મનુષ્યમાં, ॥ ૪૧ ॥

તુરંગ શકિતને હાથ, રાખી ચાલે જ્યાં સુધી;
કબજામાં છે નાથ, મન શકિતની ત્યાં સુધી. ॥ ૪૨ ॥

જોબન વયમાં જેહ, દેખો છો તે વૃદ્ધ વયે;
મળશે એનું એહ, ધારો એ મુરખાઈ છે. ॥ ૪૩ ॥

તરંગ પાછળ તંત, આશા કીરણ ઊગતાં;
એ આશાની સંત, રાખી દોડે મનુષ્ય સૌ. ॥ ૪૪ ॥

સંભવતા સમજાય, જે પરમાણે ફરજની;
ભય તે મુજબ ભળાય, કસુરતણું નિશ્ચય કરી. ॥ ૪૫ ॥

નિજ ઉપયોગ પ્રમાણ, લાયક સંપત્તી મળે,
વળતી મન નિરવાણ, નવીન વાત શોધ્યાં કરે. ॥ ૪૬ ॥

પડતાં નિજને દુઃખ, નિજ મન સાક્ષીભુત થતું;
એ દુઃખ જેવું દુઃખ, અસહ્ય બીજું છે નહીં. ॥ ૪૭ ॥

વિશેષ વ્હેમી લોક, વૈરાગી બનતા સદા;
એમજ વ્હેમ છચોક, જનને બિકણ બનાવતો. ॥ ૪૮ ॥

જેના મનપર છાપ, છે નહિં અપરાધો તણી;
તેના ટળિ પરિતાપ, વિશ્રાંતી મળતી બહુ. ॥ ૪૯ ॥

આ લોકે જે સૂખ, મળી મળ્યા નવ સદગુણો;
ભાગે તેની ભૂખ, પરલોક જાતાં જરૂર. ॥ ૫૦ ॥

જેવાં રવિનાં કીર્ણ, ચોખ્ખા નભમાં ચળકતાં;
કવિતા કેરાં કીર્ણ, કવિને ઊર એમ ઝળકતાં. ॥ ૫૧ ॥

દુર્લભ દૈવી ગુણ, દૈવી કૃત્ય કીધે મળે;
દૈવતણે શીર રૂણ, દૈવી ગુણ દેતાં ટળે. ॥ ૫૨ ॥

પરદારાની પુંઠ, પકડે તે પામર થતા;
ખાલી થાએ મુંઠ, હિરણાક્ષી સૌ હરિ જતી. ॥ ૫૩ ॥
આરંભેલાં કામ, કઈનાં અધુરાં રહિ જતાં;
તો વળતી શી હામ, ધારેલાં કરવા તણી. ॥ ૫૪ ॥

દુખમાં સુખનો સ્વાદ, મીઠો લાગે મનુષ્યને;
પણ સુખમાં સુખ સ્વાદ, ફીકો લાગે રૂચિ વિના. ॥ ૫૫ ॥
વડા પુરૂષનાં વેણ, પ્રબળ મનાતાં મનુષ્યમાં;
જુવતીનાં જયમ નેણ, વખણાતાં બહુ વિષયીમાં. ॥ ૫૬ ॥
ભૂષણ સૌ ભંડાય, જો હોય દૂષણ દીલમાં;
અવગુણથી ખરડાય, કીર્ત્તીનાં કીરણ સહુ. ॥ ૫૭ ॥
જ્યાં મમતીનું રાજ, ચાલે છે ચાહનપણે;
ત્યાં કાંઈ કરો ન કાજ, કાજ કર્યે કીર્તી જશે. ॥ ૫૮ ॥
જેવું વાવાદળ, ઘડીમાં ચઢ ઊતર થતું;
પ્રેમતણું પણ પ્રબળ, એ રીતે અહિંઆં થતું. ॥ ૫૯ ॥
નિરખી નાટારંગ, માને ગંમત મૂરખા;
પણ પોતાનો ઢંગ, વિચારે નહિં હૃદયમાં. ॥ ૬૦ ॥
હોય હૃદય જો સાફ, તો અપરાધ ન અડકતા;
દૈવ કરે છે માફ, અણધાર્યા ગુંના બધા. ॥ ૬૧ ॥
જોઇ જિંદગી વિકાળ, અવર તણી ઊરમાં કદી;
ધરવી નહીં તતકાળ, અસર થતી ધરવા થકી. ॥ ૬૨ ॥

નિજ જિંદગીનો રંગ, નિરખી રાજી નવ થશો;
થશે રંગનો ભંગ, સમય વિતતાં સર્વ એ. ॥ ૬૩ ॥
મનને ઊત્તમ બોધ, મળવા માટે પ્રેમથી;
જ્ઞાન ગ્રંથની શોધ, કરિને મનન કરો સદા. ॥ ૬૪ ॥
પરમારથની પાળ, બાંધી ચાલો તો પછી;
તેમાં જળ તતકાળ, નિતિ ધર્મરૂપી ઠરે. ॥ ૬૫ ॥
હોય હૃદયમાં હેત, હમેશ હરિની ઉપર તો;
સૂઝે સુભ સંકેત, હરિ ભજવાનો હૃદયમાં. ॥ ૬૬ ॥

વ્યવહારિક જંજાળ, નડતી બહુ અજ્ઞાનીને;
જ્ઞાનીજન તતકાળ, તોડી નાંખે જાળ એ. ॥ ૬૭ ॥
દુનિઆં ઊપર દ્વેષ, દુખ દેખીને જે કરે;
તે જન દુખે હમેશ, દ્વેષ ઝાળમાં બળિ મરે. ॥ ૬૮ ॥
સજજન કેરો સંગ, સમજો પારસમણિ સમો;
દુર્જન જનનો રંગ, સજજન જન સરખો કરે. ॥ ૬૯ ॥
અંતરમાં ઊચાટ, સુખ દુઃખ દેખીને થતો;
અંતે એ ગભરાટ, મરતાં પણ મટતો નહીં. ॥ ૭૦ ॥
પાપ તણો પરકાશ, અંતે અવનીમાં થતો;
થાય નહીં કદિ નાશ, પડયું બીજ એ પ્રગટનું. ॥ ૭૧ ॥
વ્યભિચારીનો વાશ, નર્ક સ્થાન સમ સમજવો;
નિતી ધર્મનો નાશ, અવાસ એનાથી થતો. ॥ ૭૨ ॥
બહુ બકવાની ટેવ, પડી હોય જે જંનને;
તે જન તો તતખેવ, સમજાવ્યાં સમજે નહીં. ॥ ૭૩ ॥
પડતી વયમાં પાંખ, પોતાની ટૂટી જતી;
સગાં સ્નેહિની આંખ, શરમ ભરે નહિં એ સમે. ॥ ૭૪ ॥
જોબન વયનો તોર, છે સરિતાના પુર સમો;
ચઢતાં દીસે ઘોર, પડતાં દીસે નિરમળો. ॥ ૭૫ ॥
જેને માથે કાળ, ભ્રમણ કરી ભમતો હશે;
તે જનને વિકરાળ, કાર્ય સદા કરવાં સુઝે. ॥ ૭૬ ॥
ઊત્તમ આત્મજ ભોગ, ને દેશાભીમાનથી;
ઊન્નતી કેરો યોગ, પૂરણ રીતે પેખીએ. ॥ ૭૭ ॥
જેમ કંચુકી સાપ, તજી ગ્રહણ ફરિના કરે;
તેમ શૂરવીર આપ, તજી વાત પકડે નહીં. ॥ ૭૮ ॥
પાપી જન કરી પાપ, મનમાં બહુ મલકાય છે;
પણ અંતે પરિતાપ, ઇશ્વર એને આપતો. ॥ ૭૯ ॥
નમન કરે બહુ નીંચ, તે નિજ સ્વારથ સાધવા;
બાણ ધનુષની બીચ, નમન કરીને પ્રાણ લે. ॥ ૮૦ ॥
હોય હમેશાં હદ, સહન શીલપણા તણી;
ઊલંઘાતાં હદ, ફરી ન માઝા રહે કદી. ॥ ૮૧ ॥

હોય ધર્મ ઊત્કૃષ્ટ, ઊત્તમ ગુણ ભંડારથી;
પણ અનુયાયી દુષ્ટ, તો તે ક્ષીણતા પામતો. ॥ ૮૨ ॥

વદવું મુખથી સ્હેજ, એ તો સ્હેલું સમજવું;
પણ વદવાસમ એજ, નિભવવું એ કઠણ છે. ॥ ૮૩ ॥

જગમાં મોટો એહ, જેને નાના જન ઘણા;
અરપે નિજ મન દેહ, સદા કાળ શુદ્ધ પ્રેમથી. ॥ ૮૪ ॥

ગુણ સત્તાયે જંન, નિજ દુઃખ કેરા સમયમાં;
ક્ષોભાવેજ તદંન, જન સમુહના હ્રદયને. ॥ ૮૫ ॥

જુઓ ધર્મની રીત, વચન પિતાનું પાળવા;
તજી રાજ્યને વિત્ત, રામ જઇ વનમાં વસ્યા. ॥ ૮૬ ॥

સમર્દ્ધી વાળા લોક, વખાણુ અન્યનાં સાંભળી;
પામે મનમાં શોક, સહન કરી શકતા નહીં. ॥ ૮૭ ॥

આત્મ જ્ઞાતથી, જેમ, દયા ત્યાગ થાએ નહીં;
સુભપતિથી સતિ તેમ, તજાય ના કોઇ રીતથી. ॥ ૮૮ ॥

નૃપ વિણનો જ્યાં દેશ, ત્યાં કૅાઇ કૅાઇનું છે નહીં;
દયા નહીં લવલેશ, જન જનને ભક્ષણ કરે. ॥ ૮૯ ॥

કલેશ વીષનાં બીજ, પડતાં જે ક્ષેત્રે જઇ;
ત્યાં ઉદ્ભવીએ ચીજ, ફળ ઝેરી આપે સહી. ॥ ૯૦ ॥

પ્રથમ અસતિ સો નાર, પતિથી સુખ અનુભવ કરી;
પછિથીપતિ દુખદાર, દેખી વદતી વક્રએ. ॥ ૯૧ ॥

શશિ પ્રભૅા શિશિથી જેમ, ચલાયમાન થતી નથી;
સતિ નિજ પતિથી તેમ ચલિત થતી નથી પણ કદી ॥ ૯૨ ॥

ચક્ર વગર રથ જેમ, ગતિ કરવા સમરથ નથી;
પતિવિણ પત્નિ તેમ, સુખ મેળવિ શકતી નથી. ॥ ૯૩ ॥

ગરિબ તણો એ રાહ, નમતી બાજુમાં નમે;
પાણી તણો પ્રવાહ, ઢળતી બાજુમાં ઢળે. ॥ ૯૪ ॥

હરિને ગણી હજૂર, ચાલે જે સંસારમાં;
તે જન બને ન ક્રૂર, નિજ જિંદગાનીમાં કદી. ॥ ૯૫ ॥

અતિશય અઘરાં કામ, સાહસ વિણ સરતાં નથી;
બેસે હારી હામ, તે સાર્દુલ વશ શું કરે ? ॥ ૯૬ ॥
કંપે કાયર જોઇ, તે સંગ્રામે શું ચઢે;
બેસે હિંમત ખોઇ, તે મચ્છ વેધન શું કરે. ॥ ૯૭ ॥

પ્રૌઢ થએલો પ્રેમ, પડતીમાં પલટાયના;
પક્વ થએલો જેમ, ધોતાં રઁગ ધોવાયના. ॥ ૯૮ ॥

સદાય સુખનો વાશ, સત્ય ધર્મના સમુહમાં;
પણ દુખ તણો નિવાસ, છે અધરમના સ્થાનમાં. ॥ ૯૯ ॥
દયાન દાખે દીલ. મુંગા જિવ જોઇ દુઃખમાં;
એવા જંન અખીલ, પશુ સરખા પરમાણવા. ॥ ૧૦૦ ॥
નિર્ધનિઓ વ્યવહાર, ચલવે જે જન જગતમાં;
તે અનુંભવી અપાર, શિખ લેવા લાયક સદા. ॥ ૧૦૧ ॥

કપટી તણાં કથન, મુખથી લાગે મધુરપણ;
છે વિખવત્ તદન, હૃદયામાં હંમેશ એ. ॥ ૧૦૨ ॥
ભયકારક જન સાથ, સહવાસે દુખ પામિએ;
અગ્નિમાં જઇ હાથ, ઘાલ્યે પુરણ પિડાઇએ. ॥ ૧૦૩ ॥

પ્રથમ અશક્યજ વાત, હાથ નહીં ધરવી કદી;
શક્ય વાતનો ઘાત, એથી થતો જણાય છે. ॥ ૧૦૪ ॥
સંસારિક રિત ભાત, સુધર્યા વિણ સુધરે નહીં;
કદી રાજકિય વાત, ઉલટી બગડી જાય છે. ॥ ૧૦૫ ॥

જન મંડળની સ્હાય, સૂધારકને હોય તો;
સઘ સુધારો થાય, એ વિણ મ્હેનત વ્યર્થ છે. ॥ ૧૦૬ ॥

સ્વદેશહિતનાં કામ, કરવાં સ્હેલાં નહિઁ કદી;
મળે નહીં વીરામ, છે ખાંડાપર ખેલવું. ॥ ૧૦૭ ॥
મનની સૌ જંજાળ, મટવા માટે મેં રચી;
સુંદર સોરઠા માળ, જયશઁગ જન હિત કારણે. ॥ ૧૦૮ ॥

માળા ૩૦ મી સંપૂર્ણ.

---



# માળા ૩૧ મી.

---

## કુંડળિઆ છંદ.

ભાળી સંકટ ભવ વિશે, મનમાં જે મુંઝાય,
તે કાયર જન કોઈ દી, ભયથી મુક્ત ન થાય;
ભયથી મુક્ત ન થાય, ભ્હાય તે કરે ઉપાયો,
હિંમત વિણનો મરદ, ચતુર પણ મુરખ મનાયો;
કે છે જેશઁગદાસ, જુઓ આ જગમાં ન્યાળી,
મરદ હોય તે બરદ, ખુએ નહીં સંકટ ભાળી. ॥ ૧ ॥

પેસે કલેશ કુંટુંબમાં, એથી અતિશય હાણ;
ઐક્યપણાનું બળ બધું, નાશ થતું નિરવાણ;
નાશ થતું નિરવાણ, અનેક છીદ્રો ઊઘાડે;
અરસપરસ ઊદ્વેગ, અધિક એ ઝેર પમાડે;
કેછે જેશઁગદાસ, અનિષ્ટજ દર્શન દેશે;
બનશે હાલ હવાલ, કુટુંબમાં કલેશજ પેસે. ॥ ૨ ॥

ખ્યાતી જેની ખલકમાં, તેને શાની ન્યૂન;
ધનયૌવનને સૂરતી, એની આગળ શુન્ય;
એની આગળ શુન્ય, પણુ એ ઠરિને રે'છે;
અપંગ છે એ સર્વ, જન્મ લઇ ઝટ્ટ મરે છે;
કે છે જેશઁગદાસ, ચળિત વસ્તુ એ ગણાતી ;
અચળ વસ્તુ તો એક, ખલકમાં જોતાં ખ્યાતી; ॥ ૩ ॥

પુર્ષારથ કરનાર જે, વીર મનુષ્ય દેખાય;
સર્વ કાળ તે વીરને, સાધ્ય થયો સમજાય;
સાધ્ય થયો સમજાય, પુર્ષારથ ગતિમાં આણે;
વિપતીને આધીન, કરી ફળ લે એ ટાણે;
કે છે જેશઁગદાસ, સધાતા સર્વે સ્વારથ;
માટે કરિ યાહોમ, કરો જગમાં પુર્ષારથ. ॥ ૪ ॥

દેખો જો નિર્માલ્યતા, નિજ શત્રુની માંહિ;
તો તેને પૂરણ રીતે, કરજો નિર્બળ આંહિ;
કરજો નિર્બળ આંહિ, નહીં તો ફુણગા ફૂટી;
વૃધીગત પામી એહ, તમોને નડશે ઊઠી;
કેછે જેશંગદાસ, અરીબિજ વિખબિજ લેખો;
નિર્બળ અરિને જોઈ, કદી નિર્માલ્ય ન દેખો. ॥ ૫ ॥

પિએ કસુંબા રેઢીઆ, બની બહૂ ચકચૂર;
એવા ક્ષત્રી હિંદમાં, ભાળ્યા મેં ભરપૂર;
ભાળ્યા મેં ભરપૂર, નૂર સૌ નિજનું ખોતા;
કુળાચાર ને ધર્મ, તજી બદ વ્યશને મોતા;
કેછે જેશઁગદાસ, બિલાડી દેખી બીએ;
એવા અહિઁ રજપૂત, કસુંબા કાઢી પીએ. ॥ ૬ ॥

રળવું કે ખોવું કદી, અદ્રષ્ટની એ વાત;
પણ નીતી તજીને કદી, રળવાની રિતભાત;
રળવાની રિતભાત, નકી કરવી નહિઁ કોઇએ;
સત્ય પ્રમાણિક પણે, ખેડવો ધંધો જોઇએ;
કેછે જેશંગદાસ, નિતી તજીને નવ ચળવું;
શુદ્ધ હૃદયથી ખેડ, કરી ધંધામાં રળવું. ॥ ૭ ॥

વેપારે લક્ષ્મી સદા, વધતી અપરંપાર,
ભાગ્યોદયનો છે બધો, એના પર આધાર,
એના પર આધાર, અતિશય ઉરમાં ધરજો,
તન મન ધનથી ખૂબ, ખંત કરિ ધંધો કરજો;
કેછે જેશઁગદાસ, વણજ જો પૂર્ણ પ્રકારે,
ખેડી જાણો તોજ, સદા લક્ષ્મી વેપારે. ॥ ૮ ॥

નિમકહરામી નોકરો, ખાય ધણીનું લુંણ;
તોપણ તૃપ્ત થતા નહીં, ગ્રહણ કરી અવગુણ;
ગ્રહણ કરી અવગુણ, રૂણ પરભવનું કરતા;
લઇ રૂશવત હરદમ, પેટ પોતાનું ભરતા;
કેછે જેશંગદાસ, બને જગમાં બદનામી,
વણ હકનું લઇ ધન, નોકરો નિમકહરામી. ॥ ૯ ॥

સૃષ્ટી સ્વારથમાં બધી, ગુમ થઇ નિરધાર;
સ્વારથ વિણની વાત કંઇ, જડે નહીંજ લગાર;
જડે નહીંજ લગાર, જગતમાં જોતાં આજે;
જ્યાં જોઇએ ત્યાં સ્વાર્થ, સ્વાર્થને સ્વાર્થજ ગાજે;
કેછે જેશંગદાસ, સ્વાર્થ વિણ દિસે ન દ્રષ્ટી;
લુબ્ધ થએલી જાણ, બધી સ્વારથમાં સૃષ્ટી. ॥ ૧૦ ॥

વીર પુરૂષની વારતા, સુણતાં ઉપજે શૂર;
મર્દામી મનમાં વધી, વધે વપૂએ નૂર;
વધે વપૂએ નૂર, પૂર પ્રફુલ્લિત મન થાએ;
દેશોદયનાં કૃત્ય, કર્યા પર મન ખેંચાએ;
કેછે જેશંગદાસ, મતી શુદ્ધ બને મનુષ્યની;
સફળ કરે અવતાર, વારતા વીર પુરૂષની. ॥ ૧૧ ॥

દીઠી દુનિઆં બ્હાવરી, વદતી વરવાં વેણ;
કરે ના સાચી તૂલના, ધરે શરમ નવ નેણ;
ધરે શરમ નવ નેણ, બકેછે બહુ બહુ રીતે;
શોધે નહિં કાંઇ સત્ય અસતમાં મ્હાલે નિત્યે;
કેછે જેશંગદાસ, વિખભરી વાતો મીઠી;
વદે હમેશાં જાણ, બ્હાવરી દુનિઆં દીઠી. ॥ ૧૨ ॥

અજ્ઞાનીને આશરે પડયું હોય જે દ્રવ્ય;
તે સઘળું વપરાય છે, રસ્તે સદા અસભ્ય;
રસ્તે સદા અસભ્ય, સભ્ય રસ્તે નવ જાએ;
પરમારથમાં દામ, દોકડો નવ વપરાએ;
કેછે જેશંગદાસ, અસતને સત માનીને;
ખરચે ખંતે દ્રવ્ય, જ્ઞાન નહીં અજ્ઞાનીને. ॥ ૧૩ ॥

માની જેણે મન વિશે, જેજે સાચી વાત;
તે પરમાણે તે કરી, થતો બહૂ રળિઆત;
થતો બહુ રળિઆત, અર્થ નવ એનો જાણે;
ફળ એનું શું થાય, તેહ નવ મન પિછાણે;
કેછે જેશઁગદાસ, થાય ઘણીં એથી હાની;
તોપણ સમજે લાભ, વાત એ સાચી માની. ॥ ૧૪ ॥

ભોળાજન નિજ ભવિષ્યની, ચિંતા ધરે ન ચિત્ત;
નજરે દીઠી વાત તે, ગ્રહણ કરેજ ખચીત;
ગ્રહણ કરેજ ખચીત, રીત પણ એવી રાખે;
તત્કાળીક સુખ ભોગ, હોંશથી પોતે ચાખે;
કેછે જેશઁગદાસ, ભાનવિણ વરતે બહોળા;
દેખે એથી દુઃખ, ભવિષ્યમાં જન સો ભોળા. ॥ ૧૫ ॥

વીતે આનઁદનો બધો, અવસર જેણીવાર;
અંતર ઊદાશી બને, અઢળક એણીવાર;
અઢળક એણીવાર, ગમે નહિં ઘરનો ધંધો;
જોઇ આનઁદનો રંગ, બને છે બહુવા અંધો;
કેછે જેશઁગદાસ, ચળિત બહુ થઇને ચિત્તે;
ફરતો રોઝ સમાન, સમો આનઁદનો વીતે. ॥ ૧૬ ॥

વિશયી જન સૌ જગતમાં, ધરે ન કોઇની લાજ;
મનથી મરજાદા તજી, કરતા સઘળાં કાજ;
કરતા સઘળાં કાજ, લાજ લાખેણી મુંકી;
તજી વિનય વિવેક, વરતતા નીતી ચૂકી;
કેછે જેશઁગદાસ, જીંદગી ગાળે દુખમયી;
અંતે નરકે જાય, જગતના જન સૌ વિશયી. ॥ ૧૭ ॥

ભાળો ભૂષણ નિજતણું, સચવાતું જે ઠામ;
તે ઠામે જઇ બેસતાં, ઊપજે ઊર વિરામ;
ઊપજે ઊર વિરામ, નામ નહિં કલેશ જણાશે;
શાંત થઇને સર્વ, કલેશનાં મૂળ હણાશે;
કેછે જેશઁગદાસ, ભુવન આનઁદનું ન્યાળો;
ઠરજો જઇ એ ઠામ, ભુષણ સચવાતું ભાળો. ॥ ૧૮ ॥

ઉમળકો અંતર તણો, હોય નહીં ઉરમાંહી;
પછી કરો કાંઇ કાર્ય તે, સરે નહીં એ કાંઇ;
સરે નહીં એ કાંઇ, પ્રેમ વિણ વૃથાજ થાએ;
રૂચી વિણ ભોજન, અહો નિશ અફળ ગણાએ;
કેછે જેશંગદાસ, તામ્રપર સુવર્ણ ઝળકો;
ટકે ન ઝાઝીવાર, પ્રેમ વિણ એમ ઊમળકો. ॥ ૧૯ ॥

મુરખ માણસ હોય તે, વગર વિચારે તર્ત;
મત પોતાનો આપતા, પોચાડે નહિં સર્ત;
પોચાડે નહિં સર્ત, વગર અનુભવને લીધે;
તર્ત બુદ્ધિથી તર્ક, બાંધી બોલે બહુ વીધે;
કેછે જેશંગદાસ, મૂખપર ઓઢી બુરખા;
ચાલે અંધ સમાન, હોય તે માણસ મુરખા. ॥ ૨૦ ॥

શૂરા સરદારો કદી, ડરે નહીં દિલમાંહીં;
દુશ્મન દળ વિંટાઇ વળે, છોડે નહિં શુરમાંહીં;
છોડે નહિં શુરમાંહીં, જોશથી અતિશય ઝૂઝે;
રણે રાખવા રંગ, દેહની કદર ન બૂઝે;
કેછે જેશંગદાસ, ચઢે રણ રંગે પૂરા;
પ્રાણ જાય પણ પત્ત, જવા નવ દે કદિ શૂરા. ॥ ૨૧ ॥

શુરવીરની શમશેરને, ધન્ય ગણું હું આજ;
શુરવીરના કરમાં રહી, કરતી શુરવીર કાજ;
કરતી શુરવીર કાજ, અનેક દુશ્મનને દળિને;
થઇ રકતથી તૃપ્ત, બેશતી કમરે ઢળિને;
કેછે જેશંગદાસ, શરમ નવ ધરે અમીરની;
કરે સર્વને વશ, ધન્ય સમશેર શુરવીરની. ॥ ૨૨

ભલો ભલાઇ તજે નહીં, પડતાં પૂરણ દુઃખ;
જાન માલ સૌ જાય પણ, માને મનમા સૂખ;
માને મનમાં સૂખ, રૂખ બહુ ઉત્તમ એની;
સદગુણમાં આનંદ, પછી અતૃપ્તી શાની;
કેછે જેશંગદાસ, સજનતા, ધાર સુખદાઇ;
દુઃખમાં પણ ધરિ ધૈર્ય, તજે નહિં ભલો ભલાઇ. ॥ ૨૩ ॥

શમશેરે વશ થાય તે, વશ નવ રહે સદાય;
નરમ પડે શમશેર તો, કબજેથી વહિ જાય,
કબજેથી વહિ જાય, ફરી ફંદે નવ ફસતાં;
ઉલટાં અરિ થઇ એહ, સમોવડ થઇને વસતાં;
કેછે જેશૅંગદાસ, જોઇ જૂઓ ચોફેરે;
હિકમત વિણ ચિરકાળ, રહે નહિઁ વશ શમશેરે ॥ ૨૪ ॥

શાણા સજજન હોય તે, મુંઝાતા નહિઁ મંન;
આફત શીર આવ્યા છતાં, ધરતા ધૈર્ય તદંન;
ધરતા ધૈર્ય તદંન, કદી કાયર નવ થાએ;
મળે માન અપમાન, છતાં આનંદી જણાએ;
કેછે જેશૅંગદાસ, સંત સમ એ સમજાણા;
વસે વ્યવહારની માંહિ, શાંતિથી સજજન શાણા. ॥ ૨૫ ॥

બગડેલી બાજી બધી, સુધરવાને કાજ;
મ્હેનત બહુ કરવી પડે, બનીને અક્કલબાજ;
બનીને અક્કલબાજ, બનેલાં મ્હોરાં ઉલટાં;
ધીમે ધીમે સર્વ, બનાવી દેવાં સુલટાં;
કેછે જેશૅંગદાસ, રીત એવી પકડેલી;
રાખ્યે સુધરે સ્હેજ, બધી બાજી બગડેલી. ॥ ૨૬ ॥

ઊત્તમતા અવની વિશે, પૂર્ણપણે પૂજાય;
ધન દોલત એની કને, લેખામાં ન લખાય;
લેખામાં ન લખાય, કસોટી કરીને કસતાં;
ઊત્તમતા વિણ એહ, ઠરી ઠામે નવ વસતાં;
કેછે જેશૅંગદાસ, રંજ બાજીમાં રમતા;
એવા ઘણા ધનીક, ઊડ્યા ગુણ વિણ ઊત્તમતા. ॥ ૨૭ ॥

વૃદ્ધ પુરૂષને ઊરમાં, શાંતપણું સમજાય;
તેમ છતાં સત્ય વાતપર, ઊચ્છૃંકળ થઇ જાય;
ઊચ્છૃંકળ થઇ જાય, અધિરતા અતિશય આણે;
મુકે ન પકડી વાત, પ્રકૃતિ પડ્યા પ્રમાણે;
કેછે જેશૅંગદાસ, રીત આ મુરખ મનુષ્યને;
ગમે નહીં તલમાત્ર, નિંદતા વૃદ્ધ પુરૂષને. ॥ ૨૮ ॥

ભાવી કાળે જે બને, તે ભોગવતાં જંન;
અનેક કરે ઉપાય પણ, ટળે ન ભાવિ વિઘંન;
ટળે ન ભાવિ વિઘંન, સ્હાયકો સ્હાય કરે પણ;
જાય યત્ન સૌ વ્યર્થ, કોઇનું દિસે ન ડાંપણ;
કેછે જેશઁગદાસ, છતાં મૂરખ જન ફાળે;
ચહીને ધરે હું પદ, બને તો ભાવી કાળે ॥ ૨૯ ॥

ઇર્ષા અન્યો અન્યમાં, ભરી હોય ભરપૂર;
દ્રષ્ટીએ દેખાય નહીં, ઓળખાએ નહિં ઉર;
ઓળખાએ નહિં ઉર, ક્રુરતા ભરી હોય તે;
અરસપરસ અથડાય, ભભકતી ઇર્ષા ત્યાં તે;
કેછે જેશઁગદાસ, થાય જ્યાં એમ સ્પર્શા;
ત્યારે પકડે રૂપ, ભયંકર ભારે ઇર્ષા. ॥ ૩૦ ॥

મીઠા બોલા મનુષ્યનો, કરવો નહિં વિશ્વાસ;
ઉપરનાથી ઉલટો, અંતરનો આભાસ;
અંતરનો આભાસ, અતીશય નિંચ વૃતીનો;
ભોળાજન ભરમાય, ભેદ નવ કળે કૃતીનો;
કેછે જેશઁગદાસ, ગુંણ હિણ એવા ગોલા;
છળિને કરતા છેદ, મનુષ્ય એ મીઠાબોલા. ॥ ૩૧ ॥

દોરંગી દુનિઆં બધી, દ્રષ્ટીએ દેખાય;
નમતે પલ્લે બેસતાં, વાર જરા નવ થાય;
વાર જરા નવ થાય, ન્યાય પક્ષે નવ ચાલે;
ચઢતા રવિને જોઇ, પક્ષ તેની સૌ ઝાલે;
કેછે જેશઁગદાસ, સહસ્રે એક ઉમંગી;
વીર ધરે સત્ય પક્ષ, બાકીના સૌ દોરંગી. ॥ ૩૨ ॥

ચિતમાં ચિંતા થાય છે, જનને જ્યાં ભરપૂર;
ત્યાં તે દીવાનો બની, બનતો બહુ આતુર;
બનતો બહુ આતૂર, ચેન નવ પડતું કાંઇ;
કરે તર્ક વિતર્ક જીવાઇ ચિંતા છાંઇ;
કેછે જેશઁગદાસ, લુબ્ધ થઇને નિજ હિતમાં;
બનતો અંધાધુંધ, થાય જ્યાં ચિંતા ચિતમાં ॥ ૩૩ ॥

દુષ્કર્મો કરનારને, અતિશય શંકા થાય;
તેથી તર્ક વિતર્કની, ગતિ તેની સમજાય;
ગતિ તેની સમજાય, કલેશ મન તેથી થાએ;
અંતરમાં એ દાહ, દિન દિન વધતો જાએ;
કેછે જેશંગદાસ, એહનાં બધાં અધર્મો;
હૃદયામાં ચોળાય, દુષ્ટનાં સૌ દુષ્કર્મો. ॥ ૩૪ ॥

સંકટ શિર આવી પડે, ડગવું નહિં દિલ લેશ;
સ્હાયક શ્રી હરિને ગણી, કરવો નહિં મન કલેશ;
કરવો નહિં મન કલેશ, શાંતિથી સંકટ સ્હેવું;
દૈવેચ્છાથી દુઃખ, પડયું તે સર્વે વ્હેવું;
કેછે જેશંગદાસ, હિંમત હારે નર ફોકટ;
હિંમતે હઠી સૌ જાય, પડે શિર જેજે સંકટ, ॥ ૩૫ ॥

રાણી રજપૂતાણી જો, પૂરણ હોય પવિત્ર;
તો તે રજપૂતાણીનું, સમજો શુદ્ધ ચરિત્ર;
સમજો શુદ્ધ ચરિત્ર, કુળમાં દેવી જેવું;
સંતતીનું પણ સર્વ, ચરિત્રજ સમજો એવું;
કેછે જેશંગદસ, કહુ શું વધૂ વખાણી;
રણે રાખતા રંગ, પુત્ર શુદ્ધ હોય તો રાણી. ॥ ૩૬ ॥

પેખો પ્રેમ તણી સદા, વસ્તુ વિલક્ષણ ખૂબ;
પડતા એના પાસમાં, જન જે આબેહુબ;
જન જે આબેહૂબ, ચઢે ઉચ્ચતાને શિખર:
અને વળી કોઇ વાર, પડે નિચતાના તટપર;
કેછે જેશંગદાસ, શુદ્ધાશુદ્ધ સ્થાનક દેખો;
સ્થિતી તે સમસર્વ, પ્રેમની પૂરણ પેખો. ॥ ૩૭ ॥

ધ્યેય પૂતળી પ્રેમની, તેમાં જે ગુણ હોય;
તે તેના ધ્યાતા મહીં, જરૂર આવતા જોય;
જરૂર આવતા જોય, પ્રથમના ગુણ પલટાઇ;
તદ્રૂપ તે બની જાય, બધી બાજી ઉલટાઇ;
કેછે જેશંગદાસે, પ્રકૃતી પ્રથમની પતળી;
ધ્યાતા ધ્યેય સમાન, બને જોઇ ધ્યેય પૂતળી. ॥ ૩ ॥

જેને જેની ગરજ છે, તે તેના સૌ દોષ;
જાણે મનમાં જરૂર પણ, આણે નહિં અફશોષ;
આણે નહિં અફશોષ, ગરજ છે એવી કૂડી;
પરવશ કરી દે પ્રાણ, બનાવી દે જયમ લુંડી;
કેછે જેશઁગદાસ, વખોડું અધિક શું એને;
કહે નિંચને શ્રેષ્ટ, ગરજ છે જેની જેને. ॥ ૩૯ ॥

લોભી જન શું ના કરે? કરે ગમે તે કાજ;
મન તૃપ્તીને કારણે, ખાએ ખાજ અખાજ;
ખાએ ખાજ અખાજ, લાજ મરજાદા મુંકી;
કરતાં કુડાં કાજ, ધરમ નીતીને ચૂકી;
કેછે જેશઁગદાસ, રહે નહિં દાબે થોભી;
કરે ગમે તે કાજ, કરે નવ શું જન લોભી. ॥ ૪૦ ॥

લપટાઇ લાલચ થકી, થાય મનુષ્ય ખૂઆર;
અસાધ્ય વસ્તુની કરે, આશા મંન અપાર;
આશા મંન અપાર, પરંતુ અંતે કાંઇ;
ફળે ન આશ લગાર, જાય જયમ વાદળ છાંઈ;
કેછે જેશઁગદાશ, લોકમાં લાજ ઘટાઇ;
બને બહુ ખૂઆર, લાલચે જન લપટાઇ. ॥ ૪૧ ॥

ઇર્ષાને મત્સર તણે, વશ થઇ જગમાં જંન;
અધમ કૃત્ય કરતાં કદી, અટકે નહિં નિજ મંન;
અટકે નહિં નિજ મંન, અધમથી અંધ થઇને;
જીવ લેણનું કામ, કરે છે જુક્તે જઇને;
કેછે જેશઁગદાશ, પારકા જીવના તરશ્યા;
કરે કુરતાનાં કાજ, હોય જો મત્સર ઈર્ષા. ॥ ૪૨ ॥

કુરતાનાં કાર્યો સુંણી, દયાવંતનાં દિલ;
દૂભાતાં અતિ દુઃખથી, સુણીને કર્મ કુટીલ;
સુણીને કર્મ કુટીલ, તરત તે કંપી ઊઠે;
ચઢતાં કુદરતી કોપ, અધિક એ પર એ રૂઠે;
કેછે જેશઁગદાશ, વદી વેણ બહુ શુરતાનાં;
કરે દયાળુ કોપ, સુંણી કાર્યો કુરતાનાં. ॥ ૪૩ ॥

સેવા સમજુ જન કરે, સ્વદેશ હિતની સાર;
તન મન ધન ખરચી સદા, શ્રમ લઇ અપરંપાર;
શ્રમ લઇ અપરંપાર, કરે જન સુખનાં કૃત્યો;
તે જોઇ મૂરખ જંન, કરે નિંદાના નૃત્યો;
કેછે જેશંગદાસ, મુરખની એવી હેવા;
તોપણ સમજુ જંન, કરે નિજદેશની સેવા. ॥ ૪૪ ॥

નિષ્ફળતા અપયશ મળે, કરતાં કદિ કોઇ કામ;
તે કરતાં પણ નિજ થકી, નિંચ મનુષ્ય જે હામ;
નિંચ મનુષ્ય જે હામ, ધરીને ઊલટો ચાલે;
તે દુઃખ દિલમાં અધિક, શૂળ થઇ હરદમ સાલે;
કેછે જેશંગદાશ, થાય જે એમ વિવ્હળતા;
એવી કદી ન થાય, મળે અપયશ નિષ્ફળતા. ॥ ૪૫ ॥

ચ્હેરો જેનો ચળકતો, હોય સ્વભાવિક શ્રેષ્ઠ;
સુંદીર પણ તેપર પડે, ચિંતા છાયા નેષ્ટ;
ચિંતા છાયા નેષ્ટ, છતાં પ્રિય જનને પૂરો;
આપે છે આનંદ, એહતો અધિક મધુરો;
કેછે જેશંગદાશ, અધિક આનંદની લહેરો;
આપે ચિંતા માંહીં, ચળકતો એવો ચ્હેરો. ॥ ૪૬ ॥

ધારેલી વાતજ બધી, જનની ઇચ્છા સમ;
બની શકે એ કુદરતી, નિયમ નહીં હરદમ;
નિયમ નહીં હરદમ, થાય સમયાનુસારે;
કાપણ કોઇનું કાંઇ, ચાલતું નહીં લગારે;
કે છે જેશંગદાશ, વૃત્તી જનની હારેલી;
સફળ થતી કોઇવાર, વ્યર્થ થતી કદિ ધારેલી. ॥ ૪૭ ॥

જેવી જેની હોય છે, જિજ્ઞાસા મનમાંહિ;
તેવી તેની તે પળે, થતી મતી પણ ત્યાંહિ;
થતી મતી પણ ત્યાંહિ, મળે ઊત્તેજન એથી;
જિજ્ઞાસાનો રંગ, બરોબર જામે જેથી;
કેછે જેશંગદાશ, રહે દૃઢતા જો એવી;
તો જિજ્ઞાસા પૂર્ણ, થાય છે જેની જેવી. ॥ ૪૮ ॥

પ્રેમી વશ થઇ પ્રેમને, પ્રેમરંગનો પાસ;
પડતાં પ્રેમ સમો બને, કાંઇએ નહિં કચાશ;
કાંઇએ નહિં કચાશ, પોત પલટાતું એનું,
પાસ પ્રમાણે પોત, બને છે નવિનજ તેનું;
કેછે જેશંગદાશ, પ્રેમ વસ્તુનો વ્હેમી;
થઇને ઇચ્છે એજ, પ્રેમને વશ થઇ પ્રેમી. ॥ ૪૯ ॥

વીર પુરૂષની વારતા, સુંણતાં ઉપજે શૂર;
પણ તે શુદ્ધ સાત્વિક અને, નિતીથી ભરપૂર;
નિતીથી ભરપૂર, હોય તો અસર થવાની;
પણ ઊલટા ગુણયુક્ત, હોય તો ચિડ ચઢવાની;
કેછે જેશંગદાશ, ગુણ સમ મતી મનુષ્યની;
બનતી સુણતાં તર્ત, વારતા વીર પુરૂની. ॥ ૫૦ ॥

ક્ષત્રાણી ધન્ય ધન્ય તને, જનમાવ્યા તેં જોદ્ધ;
શાર્દુલ સરખા શૂર નર, ધર્મ ધુરંધર યોદ્ધ;
ધર્મ ધુરંધર યોદ્ધ, વળી પરમાણિક પૂરા;
સ્વદેશનું અભિમાન, સાચવે એવા શૂરા;
કેછે જેશંગદાશ, કૂળનું મહત્વ પિછાણી;
રણે રાખતા રંગ, તને ધન્ય ધન્ય ક્ષત્રાણી. ॥ ૫૧ ॥

માણસ જ્યારે અન્યના જોવા બેસે દોષ;
ઇર્ષાના હેતૂ થકી, રાખી મનમાં રોષ;
રાખી મનમાં રોષ, પછીથી ડગલે ડગલે;
દેખે એના દોષ, જુએ એ જ્યાં ત્યાં સઘળે;
કેછે જેશંગદાશ, ગુંણ નવ દેખે ત્યારે;
જોવા બેસે દોષ, અન્યના માણસ જ્યારે. ॥ ૫૨ ॥

સાચા શુરવીરો સદા, સ્વત્રંતાને ચાહ્ય;
ખૂસામતની વાતથી દિલમાં દિલગીર થાય:
દિલમાં દિલગીર થાય, જોઇ જુઠ પ્રપંચ એમાં;
સત્ય ટેકનો અંશ, જરાએ છે નહિં તેમાં;
કેછે જેશંગદાશ, હોય જે મર્દજ કાચા;
તેજ ખુસામત ચાહ્ય, ચાહ્ય નહિં શુરવીર સાચા. ॥ ૫૩ ॥

લુચ્ચા બદમાસો અને, ના લાયક જે હોય;
ખુસામત એ ઇચ્છતા, અવર ન ઇચ્છે કોઇ;
અવર ન ઇચ્છે કોય, હોય જે મર્દજ પૂરા;
ઉલટો બહુ તુચ્છકાર, કરેછે નર સૌ શૂરા;
કેછે જેશઁગદાશ, હોય જે જાતે નિંચા;
તેજ ખુસામત ચાહ્ય, ચાહ્યબદમાસો લુચ્ચા. ॥ ૫૪ ॥

સંસારી વૈભવ બધા, અંતે જેહ અનિત્ય;
જન મન તેને ચાહ્ય છે, તન ધન થકી ખચીત;
તન ધન થકી ખચીત, પછી તેમાં લપટાતા;
જ્ઞાન ચક્ષુએ એહ, મોહના બાંધી પાટા;
કેછે જેશઁગદાશ, સત્ય વસ્તુની યારી;
કરે એકલા સંત, અસતની તો સંસારી. ॥ ૫૫ ॥

મોટા મનના માનવી, આનંદી દેખાય;
સંકટ શિર આવે છતાં, કદી ઉદાશ ન થાય;
કદી ઉદાશ ન થાય, રાખતા મીઠી દ્રષ્ટી;
ઝેર નેત્રથી જરૂર, અધિક અમ્રતની વૃષ્ટી;
કેછે જેશઁગદાશ, મિત્ર થઇ રહે દુશમનના;
દુભવે ન કોઇનું મંન, માનવી મોટા મનના. ॥ ૫૬ ॥

કિર્ત્તી મેળવવા ઘણા, કરે ચાહેના મંન;
પણ કિર્ત્તી તેના થકી, વસતી અલગ તદંન;
વસતી અલગ તદંન, પરંતુ વિવેકી ડાહ્યા;
જનને જોઇને તર્ત, કીરતી કરતી માયા;
કેછે જેશઁગદાશ, જોઇ મહાત્માની મુર્ત્તિ;
વરતી તેને તર્ત, તજી લોભીને કિર્ત્તી. ॥ ૫૭ ॥

સાધન કિર્ત્તીનું સદા, કવિતા રૂડી જાણ;
અમર કરે એ અવનિમાં, આપીને ઓળખાણ;
આપીને ઓળખાણ, કવિતાકિર્ત્તી બક્ષે;
મનવે દેવ સમાન, જગતમાં સર્વ સમક્ષે;
કેછે જેશઁગદાશ, કવિતા ધનિને નિર્ધન;
સૌને સધ ગણાય, સદા કિર્ત્તીનું સાધન. ॥ ૫૮ ॥

શાણા સજ્જન શાંત થઇ, સુણતા સઘળી વાત;
તાતા થઇને તરતએ, કરતા નવ ઉતપાત;
કરતા નવ ઉતપાત, વાતનો સારજ શોધી;
વદતા મુખથી વેણ, સર્વને એ સંબોધી;
કેછે જેશંગદાશ, નહીં ખટ દોષે દબાણા;
સુણે દઢતાથી સર્વ, શાંત થઇ સજ્જન શાણા. ॥ ૫૯ ॥

સોબત જેવી હોય છે, તેવી અસર જણાય;
સંગ રંગ આપ્યા વિના કદી ન ખાલી જાય;
કદી ન ખાલી જાય, સમજજો એવી સોબત;
માટે જોઇ સુપાત્ર, કરો સમજીને સંગત;
માટે જેશંગદાશ, વદે વળિ વાતજ એવી;
મતી ગતી પણ થાય, સદા સોબતના જેવી. ॥ ૬૦ ॥

શુરવિરને કાયર મહીં, ગણો તફાવત એહ;
શુરવિર સનમુખલડી લડી, પાડે પોતે દેહ;
પાડે પોતે દેહ, પરંતુ કાયર નર તો;
નાશી જઇને પુંઠ, તણા મારાથી મરતો;
કેછે જેશંગદાશ, એમ મરવું બેઉ વિરને;
સરખું પણ કમ ફેર, સદા કાયર શુરવિરને ॥ ૬૧ ॥

ચિંતારૂપી વાદળે, જેનું હૃદય છવાય;
તેનાં બુદ્ધિ કીર્ણ સૌ, નષ્ટ થતાં નિરખાય;
નષ્ટ થતાં નિરખાય, પ્રકાશિત થાય ન કહિએ;
સમજુ જન એ થકી, દિવાના સરખો વદિએ;
કેછે જેશંગદાશ, બળે ચિતમાંયે છૂપી;
તન મનનો ક્ષય થાય, વાદળે ચિંતારૂપી. ॥ ૬૨ ॥

કહીએ સ્વતંત્ર જન તણાં, વર્તુણક મીજાજ;
રહે ન સરખી રીતથી, કરે ગમે તે કાજ;
કરે ગમે તે કાજ, ધરે નહિં કોઇની પરવા;
પ્રાણ જાય તો ભલે! ડરે નહિં દિલમાં મરવા;
કેછે જેશંગદાશ, અધિક શું એથી વદિએ;
બુદ્ધિમાન નિતિજ્ઞ, કરે નહિં એવું કહિએ. ॥ ૬૩ ॥

જ્ઞાની જન અજ્ઞાનીની, આજ્ઞામાં રહિ રોજ;
સેવા કરતા સુણીએ. શિરપર ધરિને બોજ;
શિરપર ધરિને બોજ, પછી તે જ્ઞાની શાના?
અજ્ઞાનીની સેવ, કરે તે શાના દાના?
કેછે જેશંગદાશ, છતાં જ્યાં અંધ અજ્ઞાની;
ત્યાં પરમારથ કાજ, રહે આજ્ઞામાં જ્ઞાની. ॥ ૬૪ ॥

જ્યાં સુધી આવ્યું નથી, શિરપર સંકટ કાંઇ;
ત્યાં સુધી ડરતે તણો, ધરો નહિં મનમાંહિ;
ધરો નહિં મનમાંહિ, પરંતુ પાસે જ્યારે;
આવી પકડે પુંઠ, કરો પછી ઘટતું ત્યારે;
કેછે જેશંગદાશ, પછી પોચાડી બુદ્ધી;
બચવા કરો ઉપાય, ટળે સંકટ જ્યાં સુધી. ॥ ૬૫ ॥

ઓછી બુદ્ધિનાં મનુષ્ય, અન્યને મોટું માન;
મળતું જોઇ મનમાં બળે, સમજ્યા વિણ નાદાન;
સમજ્યા વિણ નાદાન, દ્વેષ કરી છિદ્રા શોધે;
પકડી તેની પુંઠ, કામ સૌ કરે વિરોધે;
કેછે જેશંગદાશ, પરંતુ મન શુદ્ધીનાં;
કારણ શોધી ન લેત, માન ઓછી બુદ્ધિનાં. ॥ ૬૬ ॥

ઉદ્યોગીને સાહસિક, વિદ્યા નીતી વંત;
માણસ આ જગમાં સદા, બનતો બહુ જશવંત;
બનતો બહુ જશવંત, બને નવ અન્યથી એવો;
શોભે જગમાં શ્રેષ્ટ, પૂનમના ચંદ્રજ જેવો;
કેછે જેશંગદાશ, માનના એ નવ ભોગી;
છતાં મળે જઇ માન, જોઇ સાહસિક ઉદ્યોગી. ॥ ૬૭ ॥

પરદેશી મુસાફરો, ન્યાળીને નિજ ઉર;
આનંદ અતિશય આણવો, ભાવ કરી ભરપૂર;
ભાવ કરી ભરપૂર, વિયોગી ભ્રાતૃ મળિયા;
ઘણા દિવસના આજ, મનોરથ મનના ફળિઆ;
કેછે જેશંગદશ, એમ ગણી પાસે બેશી;
પૂછો વિગતે વાત, જોઈ બંધૂ પરદેશી. ॥ ૬૮ ॥

પરદેશી જન પ્રેમના, હોય ઘણા આતૂર;
કારણ કે નિજ પ્રેમીને, તજીને આવ્યા દૂર;
તજીને આવ્યા દૂર, દૂર દેશાવર પોતે;
પ્રેમ તણું ઉભરાણ, ચઢયે પ્રેમી જન ગોતે;
કેછે જેશંગદાસ, જડે નવ જ્યાં નિજ દેશી;
ત્યાં વાળે સંતોષ, જોઇ પ્રેમી પરદેશી. ॥ ૬૯ ॥

સમજો દ્રઢ નિશ્ચય સદા, વસ્તુ અલૌકિક ખૂબ;
એનાથી કાર્યો બને, અદ્‌ભુત આબે હૂબ;
અદ્‌ભુત આબે હુબ, બને સૌ અઘરાં કાર્યો;
વળી ઉતારે પાર, મનોરથ મનનો ધાર્યો;
કેછે જેશંગદાસ, જરૂર એથી સૌ શ્રમજો;
ફળિભુત કરતો જાણ, સદા દ્રઢ નિશ્ચય સમજો. ॥ ૭૦ ॥

ખેતી ઉત્તમ અધિક છે, જેમાં નહિં કાંઇ દોષ;
વણ દોષે ભરતી દીસે, અઢળક ધનના કોષ;
અઢળક ધનનના કોષ, વળી પોષણ પણ કરતી;
સર્વે પ્રાણી તણી, જિવન દોરી એ ઠરતી;
કે છે જેશંગદાશ, સર્વને એ સુખ દેતી;
પરોપકારને કાજ, અધિક ઉત્તમ છે ખેતી ॥ ૭૧ ॥

વાંકો ધંધો વણિકનો, જેમાં બહુ પરપંચ;
દ્રવ્યને કારણ દિલમાં, દયાન જણવે રંચ;
દયાન જણવે રંચ, બની નિર્દય દુઃખ દેતો;
જેતું તેતું દ્રવ્ય, અહોનિશ હરિ એ લેતો;
કે છે જેશંગદાશ, અનીતીનો નવ આંકો;
પૂર્ણ કરાવે પાપ, વણિકનો ધંધો વાંકો. ॥ ૭૨ ॥

નિંચો ધંધો નોકરી, સ્પષ્ટ પણે સમજાય;
ઊચ નીચ એ સર્વની, સેવામાં લઇ જાય;
સેવામાં લઇ જાય, બનાવી દાસજ પૂરા;
સેવકના સંસ્કાર, રહે નહિં પછી અધૂરા;
કેછે જેશંગદાસ, બળ્યો એ ધંધો અંધો;
વેચાવે તન મંન, નોકરી નિંચો ધંધો. ॥ ૭૩ ॥

નૃપતી થઇ નિજદેશનું, રક્ષણ કરવા કાજ;
આશા ધરતા ઉરમાં, શિરપર ધરવા તાજ;
શિરપર ધરવા તાજ, છતાં એ કામ ન સ્હેલું;
રૈયત રક્ષણ તણું, ગણો જોખમ છે પ્હેલું;
કેછે જેશઁગદાસ, ફરજ એ બજવે કમતી;
તો તે નર્કે જાય, સમજજો એવા નૃપતી. ॥ ૭૪ ॥

દુખના દિન ઝટ જાય ના, માસ વરસ સમ થાય;
નીરાશાથી પળ પળે, પ્રકૃતી પલટાય;
પ્રકૃતી પલટાય, પડે નહિઁ ચેન લગારે;
ઉપજે ઉર નિશ્વાસ, નિરાશાના ઉદ્ગારે;
કેછે જેશઁગદાસ, પડે સાંસા બહુ સુખના;
સુખસ્વપ્ને ન જણાય, જણાતા દિન સૌ દુઃખના. ॥ ૭૫ ॥

જે વસ્તુમાં એક ગુણ, પૂર્ણપણે પેખાય;
તે વસ્તુમાં છો પછી, દોષ બિજા દેખાય;
દોષ બિજા દેખાય, છતાં તે માનજ પામે;
ચાહે ચિતમાં સર્વ, મોહિત થઇ એના નામે;
કેછે જેશઁગદાસ, મનુષ્યનાં મન એ આંજે;
પરિપૂર્ણ એક ગુણ, હોય છે વસ્તુમાંહે. ॥ ૭૬ ॥

લાગે દુઃખનું રૂપજે, પ્રથમ આવતાં જેમ;
અધિક ભયંકર ઊરને, પછી ન લાગે તેમ;
પછી નલાગે તેમ, કેમ કે દુઃખ પ્રથમમાં;
જણવી રૂપ વિકરાળ, મનુષ્યને નાખે ભ્રમમાં;
કેછે જેશઁગદાસ, પછી સહવાસે ભાગે;
ઊરની સર્વે બીક, પ્રથમ વિકરાળજ લાગે. ॥ ૭૭ ॥

જે પુરૂષો આ જગતમાં, જણાય છે બળ હીણ;
તે પુરૂષોની પત્નિઓ, ચાલે કબજા વીણ;
ચાલે કબજા વીણ, પતીને નિજવશ રાખી;
નિજ મતને આધિન, ચલાવે ડરમાં નાખી;
કેછે જેશઁગદાસ, કદી હિણપતના લેશો;
અબળાને દઈ છુટ, તમે બળ હિણ થઇ પુરૂષો. ॥ ૭૮ ॥

અહંકાર એ મનુષ્યનો, કહ્યો દુશ્મન જાણ;
ક્રોધકારે કરિ એહના, શત્રુ બહુ નિરવાણ;
શત્રુ બહુ નિરવાણ, જગતમાં જોતાં દીસે;
અવગણના અન્યતણી, કર્યાથી ક્રોધાવેશે;
કેછે જેશંગદાસ, થતાં શત્રુજ અપાર,
બને હાલ બેહાલ, થતાં જનને અહંકાર. ॥ ૭૯ ॥

પોતે પોતાને પૂરણ, ઓળખવાનું જ્ઞાન;
માણસ જ્યારે મેળવે, ત્યારે સુધરે સાન;
ત્યારે સુધરે સાન, પછી ચાલે જોઈ જોઇ;
વણ વિચાર્યું કામ, કરે નહિં કીર્તી ખોઇ;
કેછે જેશંગદાસ, ગુણાગુણ નિજના ગોતે;
ઓળખીને અહો નિશ, પૂરણ પોતાને પોતે. ॥ ૮૦ ॥

ખુએ ગાંઠથી અથ સૌ, વળતી ઉપજે જ્ઞાન;
એ ડાપણ શા કામનું ? પ્રથમ ન રાખ્યું ભાન;
પ્રથમ ન રાખ્યું ભાન, ઉજડ કરી દ્રવ્યની વાડી;
ઊધમરૂપી વેલ, એહને ઉધઇ લગાડી.
કેછે જેશંગદાસ, પછી પસ્તાઇ જૂએ;
સરેશું એથી અર્થ, પ્રથમ અથ જ્યાં તું ખૂએ. ॥ ૮૧ ॥

રાખે નહિં અભિલાષ કાંઇ, જે મહાત્માઓ મંન;
તે મહાત્મા વિવેકને, દુઃખરૂપ ગણે તદંન;
દુઃખરૂપ ગણે તદંન, ગણે જંજાળજ વળગી;
વિવેકનો સત્કાર, કર્યાથી થાય ન અળગી;
કેછે જેશંગદાસ, વિવેક હિણ વૃત્તી દાખે;
તોજ મહાત્મા મોક્ષ, તણી અભિલાષા રાખે. ॥ ૮૨ ॥

કામિની હોય કુભારજા, કરી એહ કકળાટ;
ઝઘડો ખૂબ જમાવીને, ઉપજાવે થથરાટ;
ઉપજાવે થથરાટ, વેણ કુવેણ બકીને;
બોલે ચડી ચડી બોલ, નફટ થઇ છેક છકીને;
કેછે જેશંગદાસ, શત્રુ થઇ એ સ્વામીની;
દે પતિને બહુ દુઃખ, કઢાપો કરિ કામીની. ॥ ૮૩ ॥

ગણિએ ઉત્તમ કૂળના, પુરૂષ કેશરી રૂપ;
સુલટ ઉલટ સૌ થાય પણ, બદલે નહીં સ્વરૂપ;
બદલે નહી સ્વરૂપ, છતાં બદલાતા દેખું;
નીંચ કર્મનીનાર, કુત્તોના કુળની પેખુ;
કેછે જેશંગદાસ, જાત વેસ્યાએ ભણિએ;
કુત્તી કેશરી તણો, થતો મેળાપજ ગણિએ. ॥ ૮૪ ॥

સુખના દિન સમજાયના, ઝટપટ સૌ વહિજાય;
અમન ચમનમાં એ સદા, વ્યર્થપણે અટવાય;
વ્યર્થ પણે અટવાય, કિંમત નવ એનોં કળાતી;
સુખ વૈભવની માંહિ, ફરજ નવ કાંઇ બજવાતી;
કેછે જેશંગદાશ, પછી અંતે દિન દુઃખના;
દેખી દિલ પસ્તાય, દિવસ સંભારી સુખના. ॥ ૮૫ ॥

શાંતીમાં સુભ કાર્ય સૌ, કરવા મન લલચાય;
મનવૃત્તી પણ શાંત થઇ, નિરમળતા નિરખાય;
નિરમળતા નિરખાય, ઉપાધી દિસેન કાંઇ;
સ્હેજે સૌ સદ્ગુણ, ભરાતા ઉરની માંહી;
કેછે જેશંગદાશ, ટળી કૃતર્કની ભ્રાંતી;
અતિ સુભ તર્કની થાય, હોયજો હરદમ શાંતી. ॥ ૮૬ ॥

શાંતી વિણનું સુખએ, સુખ કયમ કરી સમજાય?
ખાનપાન વૈભવ છતાં, મનતો વિહ્વળ જણાય;
મનતો વિહ્વળ જણાય, ભીંતરના ખેદ ભારે;
નાખે બહુ નિશ્વાસ, નિરાશાના ઉદ્ગારે;
કેછે જેશંગદાશ, એમજ્યાં અધિક અશાંતી;
બાળે ચરચર મંન, પછી ત્યાં ક્યાં સુખ શાંતી? ॥ ૮૭ ॥

જનમીને તેં જગતમાં, વડીલતણું ધનખાઇ;
બેઠાં બેઠાં જીંદગી, વ્યર્થ ગુમાવીભાઇ;
વ્યર્થ ગુમાવીભાઇ, ઉદ્યમ કાંઇ કીધા વિના;
મુઆ પછી તુજ હાલ, થશેશા ઉઠેલ દિના;
કેછે જેશંગદાસ, તને ધિક ધિક અક્કરમી;
સંતતીનું સૌરૂંણ, રાખીને મુઓ તું જનમી. ॥ ૮૮ ॥

અમલ કસુંબાને વળી, હુક્કાના ગગડાટ;
કરિને નિશદિન તેં બહુ, વાળી દીધો દાટ;
વાળી દીધો દાટ, વખતને ગુમાવી મોંઘો;
આળસમાં રહી રોજ, ગણ્યો તેં કથિરથી સોંઘો;
કેછે જેશૅંગદાસ, બળો તારા મનસુબા
કર્યાં ન હિતનાં કાજ, કર્યા બહુ અમલ કસુંબા ॥ ૮૯ ॥

ચાલે જે તરકટ રચી, ઘડવા અન્યતો ઘાટ;
પણ જો કુદરતની ગતી, ઉલટો એનો દાટ;
ઉલટો એનો દાટ, વળે તરકટથી વ્હેલો;
વળતી મંન વિચાર, કરી પસ્તાશે ઘેલો;
કેછે જેશૅંગદાસ, નિજ કૃત્ય નિજને સાલે;
ત્યારે ઉઘડે આંખ, રચી તરકટ જે ચાલે. ॥ ૯૦ ॥

સુખના સો દીવસ અને દુઃખનો એક દિન હોય;
તો પણ સુખથી દુખ વધે, તુલના કરી તું જોય;
તુલના કરી તું જોય, જતા સુખના દિન સ્હેજે;
પણ દુખનો દિન એક, પૂરણ પોચાડે ફેજે;
કેછે જેશૅંગદાસ, દિવસ દોહેલા દુઃખના;
અતી અકારા થાય, સ્હેજ સારા દિન સુખના ॥ ૯૧ ॥

ખાવું પીવું ખેલવું, એમાં અતિ આનંદ;
માની બેઠા મુરખ જન, સમજ્યા વિણ મતિમંદ;
સમજ્યા વિણ મતિમંદ, કુછંદની લતમાં લાગી;
માયા ઘેનની માંહિ, ઘોરતો જુએ ન જાગી;
કેછે જેશૅંગદાસ, અંધને શું ઓળખાવું;
ઓળખે ન સત્ય સ્વરૂપ;ઓળખે ખેલવું ખાવું. ॥ ૯૨ ॥

મહતા મળતી માનથી, માને મૂરખ લોક;
માન વિના મહતા મળે, એ વિણ બીજી ફોક;
એ વિણ બીજી ફોક, માનથી મળે ન મહતા;
છતાં મળેતો તેહ, જ્ઞાની જન કદી ન ગ્રહતા;
કેછે જેશૅંગદાસ, માની અપમાન ન સહેતા;
અપમાને ખીજાય, મળે કયમ માને મહતા. ॥ ૯૩ ॥

એકાંતે જઇ શાંત થઇ, રહેતા જ્ઞાની જંન;
તેને મૂરખ નવ ગણે, ગણી ગરીબ તદંન;
ગણી ગરીબ તદંન, પછાડી હાસ્યજ કરતા;
માયા મદના શિષ્ય, ફક્કડ બહુ થઇને ફરતા;
કેછે જેશૅંગદાસ સંબંધ વિણ વશી નિરાંતે;
કરતા નિજનું કામ, જ્ઞાની જન રહી એકાંતે. ॥ ૯૪ ॥

જેના ઘરમાં હોય છે, ખટપટનું ખરૂ રાજ;
તેના ઘરમાં થાય છે, અઘટિત અગણિત કાજ;
અઘટિત અગણિત કાજ, એક બીજાને દમવા;
ચાલે જેનું જોર, કહે એ અન્યને નમવા;
કેછે જેશૅંગદાસ, દોષ અંતે સરવેના;
કરે કૂળની હાણ, હોય ખટપટ કુળ જેના. ॥ ૯૫ ॥

વિનયથી સુભ રસ્તે જતાં, નડે ન કદી કોઇ નીંચ;
એ સમજણ સાચી છતાં, ફસે નીંચની બીચ;
ફસે નીંચની બીચ; વખત પર વિણ અપરાધે;
કરે નીંચ હેરાન, અને નિજ સ્વારથ સાથે;
માટે જેશૅંગદાસ, કહે એઓના ભયથી;
ચાલો સાવત્ર રહી, જતાં સુભમાર્ગ વિનયથી. ॥ ૯૬ ॥

વાટીકા આ વિશ્વની, ખીલેલી છે ખૂબ;
તેમાં રંગ બેરંગી બહુ, પુષ્પો આબેહૂબ;
પુષ્પો આબેહૂબ, પછી તેમાંથી જેને;
જેજે રૂચે તેહ, ઇચ્છતા પ્રેમે એને;
કેછે જેશૅંગદાસ, બને શું ગયે ઘટીકા;
કાંઈ નવ કહેવાય, એવી આ જગ વાટીકા. ॥ ૯૭ ॥

ચાલે સજ્જન ચેતીને, દુર્જનને જોઇ દૂર;
તોપણ તે વણ કારણે, વચમાં આવે ક્રૂર;
વચમાં આવે ક્રૂર કહો ત્યાં ન્યાય શું કરવો;
દુનિઆંમાં એદંડ, થતો વણ વાંકે ભરવો;
કેછે જેશૅંગદાસ, દુષ્ટને કયાં કયાં ઝાલે;
જયાં જોઇએ ત્યાં એજ, સજ્જનની વચમાં ચાલે. ॥ ૯૮ ॥

લાગે ઠોકર અન્યને, એ જોઇ જગમાં જેહ;
એ રસ્તે કદિ જાય નહીં, દેવ સમાનજ એહ;
દેવ સમાનજ એહ, વળી નિજ ઠોકર જેને;
ચેતાવે મનમાંહિ, ગણો માણસ તો એને;
કેછે જેશંગદાસ, પરંતુ ઠોકર વાગે;
સમજે નહિં તે ઢોર, ફરીથી ઠોકર લાગે. ॥ ૯૯ ॥

કરતા જે કરકસરની, શાળામાં અભ્યાસ;
તે ધીરજ શ્રમ સમયના, બનતા બહુ બહુ દાસ;
બનતા બહુ બહુ દાસ, પરંતુ ઉડાઉ પણાની;
શાળામાં નહિં જરૂર, કીધાના દાસપણાની;
કેછે જેશંગદાસ, ભણી એ રાહ વિચરતા;
પ્રાત સ્પર્દ્ધી બેઉ પક્ષ, કામ પોતાનાં કરતા. ॥ ૧૦૦ ॥

ધન સંપત જે હોય તે, જાળવી જાણે જેહ;
વ્યર્થ ગુમાવે નહિં કદી. ગણો ચતુર નર એહ;
ગણો ચતુર નર એહ, રળી તો સરવે જાણે;
પણ ડાપણ તો એજ, રળી રાખે ઠેકાણે;
કેછે જેશંગદાસ, પડે શિર આવી આફત;
તેહ સમયને કાજ, ચતુર સંચે ધન સંપત. ॥ ૧૦૧ ॥

દુખિઆંનાં દુઃખ ટાળવા સરજ્યાં દેવે સર્વ;
સમર્થને સુખિઆં જનો, કરવા નહિં કદી ગર્વ;
કરવા નહિં કદી ગર્વ, અમન કે ચમનજ માટે;
પણ વાપરવા ધંન, જરૂર પરમારથ વાટે;
કેછે જેશંગદાસ. સમજ એ કૃત્ય સુખિઆંનાં;
જન્માવ્યા સૌ સમર્થ, ટાળવા દુઃખ દુખિઆંનાં. ૧૦૨ ॥

સંગી સૌ સજ્જનતણા, સમજો સજન સમાન;
સંગ રંગ લાગ્યા થકી, સુધરે સઘળાં સાન;
સુધરે સઘળાં સાન, વાન પણ સુધરે સઘળાં;
રહે ન લક્ષણ કાંઇ, પ્રથમનાં પછીથી નબળાં;
કેછે જેશંગદાસ, તજી સૌ રીત કઢંગી;
બને સદ્ગુણી સર્સ, સદા સજ્જના સંગી. ॥ ૧૦૩ ॥

બે ઇમાની તું બની, ચાલીશ નહિઁ કોઈવાર;
એથી આ લોકે બધો, બગડે તુજ વ્યવ્હાર;
બગડે તુજ વ્યવ્હાર, સાર એમાં નહિઁ સારો;
કરે ન કોઇ વિશ્વાસ, જગતમાં એથી તારો;
કેજે જેશઁગદાસ, વાત આ ખરી પિછાની;
ચાલ ઇમાની થઇ, ચાલ નવ બેઇમાની ॥ ૧૦૪ ॥
પાળે પોતાનું વચન, જે જન આ જગ માહીં;
તે શું સહન ન કરી શકે? કઠણ ન એને કાંઇ;
કઠણ ન એને કાંઇ, કાળથી ડરે ન કહીએ;
પ્રાણ થકી પણ અધિક, વચનને ગણતા વહીએ;
કેછે જેશઁગદાસ, પડે દુઃખ કહીં કોઇ કાળે;
પણ અંતે સુખ થાય, વચન પોતાનું પાળે ॥ ૧૦૫ ॥
નીંચ મનુષ્ય શું નવ કરે? કરે ગમે તે કાજ;
ઇચ્છે નહિં ઉરમાં કદી, દયા ધરમ કે લાજ;
દયા ધરમ કે લાજ, નિતિનું નામ ન જાણે;
જે તે રીતથી સ્વાર્થ, સાધવા અસ્વ પલાણે;
કેછે જેશઁગદાશ, અંતમાં થશે ભવિષ્યશું;
એ નવ જાણે કાંઇ, કરે નવ નીંચ મનુષ્યશું!! ॥ ૧૦૬ ॥
લોભી જન શું નવ કરે, જો હોય સત્તા પાસ;
માત તાતને ભ્રાતનું, વાળે સત્યાનાસ;
વાળે સત્યાનાસ, દયા નવ દાખે દિલમાં;
મન તૃપ્તીને કાજ, ઘુમેછે જગત અખિલમાં;
કેછે જેશઁગદાસ, રાખતા નહિઁ મન થોભી;
વરતાવે બહુ કેર, કરે નવ શું જન લોભી!! ॥ ૧૦૭ ॥
આનંદે આ અવનિમાં, રહેવાનું જો થાય;
તો તે સ્વર્ગજ જાણજો, અન્યન સ્વર્ગ કથાય;
અન્યન સ્વર્ગ કથાય, સહુ સૂખ અહિંઆં મળતાં;
દારૂણ સરવે દુઃખ, જરૂર સ્હેજેથી ટળતાં;
કેછે જેશઁગદાસ, રચી કુંડળિઆ છંદે;
માળા મેં જે આજ, વાંચજો એ આનંદે. ॥ ૧૦૮ ॥

માળા ૩૧ મી સંપૂર્ણ.



# માળા ૩૨ મી.

---

## ઇંદ્રવિજય છંદ.

તીર્થ તણા જઇ ક્ષેત્રમહીં નવ પાપ થકી કદિ મુક્ત થવાણું;
યુદ્ધ મહીં રણધીર થઇ જઇ ક્ષેત્ર નહીં રણનું ગજવાણું;
શાસ્ત્રતણો સતસંગ કરી મરતી વખતે નવ મોક્ષ જવાણું;
તો જયસંગ કહે સઘળા શ્રમએપર એ થકી છાજ છવાણું. ॥ ૧ ॥

પ્રાણિ તણા પુરમાં પડિને પછિ પાણિ થકી નવ તૃપ્ત થવાણું;
આશ્રમ અન્નતણે પડિને પણ પેટ ભરી નવ અન્ન ખવાણું;
નારિ સુકોમળ ને સદગુણિ છતાં મન ના પ્રિતથી રિઝવાણું;
તો જયશંગ કહે ગણજે નિજ કર્મનુ ફારસ એ ભજવાણું. ॥ ૨ ॥

પૂરણજી થઇ કૃત્ય કરી કરતાં તુજને ફળ શું સુખદાઇ;
દામ ટળે જશનામ ટળે વળિ હામ ટળે બનતો દુખ દાઇ
શિવમ એક નહીં સુજતો રિઝતો ભટકી ભટકી બહુ ભાઇ;
કે જયશંગ ધશે વગતી તુજના વ્યવહાર તણીજ ભવાઇ. ॥ ૩ ॥

માણસને ભય છે મરતાં લગિ, મત્ત તણો મનથીજ અકારો;
એ સઘળું નિચ કૃત્ય થકી સમજાય સદા ઉર એમ વિચારો;
હોય હમેશ કર્યાં શુભ કૃત્યજ તો પછિ થાયજ એ ભય ન્યારો;
તો જયશંગ કહે સમજાયજ મર્ણ ભલીભ્ય તણો મત સારો. ॥ ૪ ॥

વ્યાસ કથા હરિ નામ તણી કથિને સઘળા જનનેજ સુણાવે;
લેઇ ભલા નિજ મંત્ર તણા જઇ ન્યાયિક નૃપ કનેજ જણાવે;
વેદ પુરાણ અને વળિ શાસ્ત્ર સદા ગુરૂઓ શિષ્યનેજ ભણાવે;
તેમ છતાં જયશંગ કહે જન પાત્ર વિના નવતત્વ જણાવે. ॥ ૫ ॥

ભારતનો રણજંગ મચ્યો ફળ એજ કુસંપતણું સમજાતું;
રાજપૃથી યવને પકડયો મુળ કલેશ તણું સઘ એજ ગણાતું;
રાજ ગયું હિંદથી અરવી નવક્ષત્રિ તણું કંઇ નામ જણાતું;
એ જયશંગ કહે સઘળું ફળ કલેશ તણું નજરે નિરખાતું ॥ ૬ ॥

ભંગ થતાં નિજનું ઘરસુત્ર અધિકપણે મન એથી મુઝાતું;
એહ વિયોગતણું વળતી દુઃખ સ્હેજપણે કદિએ ન રૂઝાતું;
યોગ્ય ઇલાજ કરો અતિશે પણ દીલ હમેશ રહેજ દઝાતું;
કે જયશંગ બધું દુઃખ એ પછી મોત થએ બિલકૂલ બુઝાતું.॥૭॥

મોન્ય રહે મન શુદ્ધ નહીં પછી મોન્ય રહે ફળ શું મળવાનું;
દામરળે પણ પાસ રહે નહિં તો પછીએ થકી શું રળવાનું;
વેર કરી દુશમંન તણી પુઠ ઝાલી ન વેરજ શું વળવાનું:
કે જયશંગ સભામધ્ય વેણ પળ્યું નહિં તો પછી શું પળવાનું ॥૮॥

નાહકનું ધન ભેગું કરી પછી પૂણ્ય કરી મનનાં મકલાતા;
દુઃખ દઇ પરને અતિશે પછી દાનદઇ ફરતા થઇ દાતા;
પેચ પ્રપંચ અધીક કરી પછી શાંતપણું જણવી હરિ ગાતા;
કે જયશંગ બધા ઠગએ વળતી હરિ એપર ક્યાંથી રિઝાતા. ॥૯॥

ગાન અને ગુલતાન કરી ખુબ મોહવડે મન જેહ રિઝાવે;
અંધ બની મદથી અતિશે પછી ચિત્ત ઘણું ચકડોળ ચડાવે;
કિંમત દામ તણી ન ગણે કદિ ખંત ધરી ધરી ખૂબ ઉડાવે
કે જયશંગ પછી જનએ જીંદગી સઘળી દુખદાઇ ગુમાવે. ॥ ૧૦ ॥

કાયરતા ધરી કામ કરો નહિં, કાયરતા જશ કયાંથી અપાવે?
હામ વિના કદી શસ્ત્રો ધરો નહિં, શસ્ત્ર સદા નિજશીર કપાવે
જ્ઞાન વિના ઉપદેશ કરો નહિં, એ ઉપદેશ ન ધર્મ દિપાવે;
કે જયશંગ ખરીસત્યતા વિણ જૂઠપણું જીંદગીજ હરાવે. ॥ ૧૧ ॥

કેક ભલું પરનું કરિને પછી, ઉલટ આણી થતા ઉરરાજી;
કેક કરી નબળું પરનું પછી, રાજી થતા મનમાં ખુબ પાજી;
કેક વશી વનવાશ વિશે પછી, શાંત પણે નિરખે જગબાજી;
કે જયશંગ મનુષ્યની એમજ, વૃત્તી સમાન રહે રિતઝાજી. ॥ ૧૨ ॥

નારી તણાં નખરાં કદી વ્યંડળ, વ્હાલ કરી મનથી ન નિહાળે;
પૂત કપૂત ન માત પિતા તણું હોશ કરી કદિ વેણ ન પાળે;

દુષ્ટ હમેશ મલીનપણા થકી સજ્જનના સદગુંણ ન ભાળે;
કે જયશંગ અરૂચી તણી કહીં વસ્તુ ભણી જન મંન ન વાળે.॥ ૧૩ ॥
માણસ જે ખળ હોય હમેશજ તે નિજ પાપ થકીજ હણાતો;
કોટિ ઉપાય કરે કદિએ પણ છેવટ એ છળભેદિ છણાતો;
કૃત્ય બધાં નબળાં કરવા થકિ પાપ તણા પુરમાંહિ તણાતો;
કે જયશંગ પછી નરકે જન છેવટ એહ જતોજ જણાતો. ॥ ૧૪ ॥
માણસ જે સદગુંણ વડે સમતા ધરિ શાંતપણે અહિં ચાલે;
સાધુ સમાન સદા જન એ નિરદોષપણે નિરવિઘ્નથી મ્હાલે;
સંકટ આવિ પડે શિરતો પણ, સંકટ ભોગવતા બહુ વ્હાલે;
કે જયશંગ પડે દુઃખ તોપણ દુઃખ થકી સુખને જઇ ઝાલે. ॥ ૧૫ ॥
કોઇ સમે જગમાં કદિ સંત ગ્રહસ્થ તણે ઘર આવિ ચડે છે;
લેશ નહીં નિજના હિતકારણ, કારણ તો પરહીત વડે છે;
સર્વ ગ્રહસ્થ તજી નિજદ્વાર ન, બ્હાર જતાં ઘરમાંજ સડે છે;
કે જયશંગ પછી જન સંત કૃપાકરિ પ્રેમથી આવિ ચઢેછે. ॥૧૬॥
દેહ તણું અભિમાન ધરાવિ કરે તપજે તપસી જન આંહી;
દેહતણું અભિમાન ધર્યા વિણ જ્ઞાની રહે હરિના ગુણ ગ્રાહી;
તે જનને હરિ સ્હેજ મળે નહિં કૃત્ય કરે હરિને ચિત ચાહી;
કે જયશંગ છતાં નિજ ભક્તનું કાર્ય કરે હરિ તો કર સાહી. ॥ ૧૭ ॥
ડ્રોગટનું મળતું ધન તે ઘટતે સ્થળ એ કદિ કામ ન આવે;
કામ વિના વપરાય અકારજ, ખાર જમીન જઇ બિજવાવે;
યત્ન કર્યા વિણનું ધન એમજ જાય વહ્યું ન રહે અટકાવે;
કે જયશંગ સદા વરસાદનું પાણિ પખાળ કર્યામાં પતાવે. ॥ ૧૮
સો અપરાધ કરે કદિ કોઇક તો પણ તે પર રીસન કીજે;
શાંતપણે સઘળું સહિને ઉલટી ઉરથી અતિ આશિશ દીજે;
કારણ કે જન નીજ સ્વભાવ સમાન કરે નવ દોષજ લીજે;
કે જયશંગ બધા અપરાધ છતાં ગુણ એકથી સજ્જન રીઝે. ॥ ૧૯ ॥
મોહવડે જન લુબ્ધ બની બહુ ભ્રાતૃજ ભાવ તજી દઇ ચાલે;
સ્વારથ નીજ તણો સરવા નિચતા ધરિ નિંચવૃત્તી થકી મ્હાલે;
કિંચિતએ અફશોષ કર્યા વિણ કલેશ ઘણે સ્થળ એ જઇ ઘાલે;
કે જયશંગ પછી સઘળાં નિજનાં નિજને કૃત્ય છેવટ સાલે. ॥૨૦॥

શાસ્ત્ર બધાં સમજી મનથી સઘળી રીતથી બહુ શાંત બનેલા;
ચંચળતાથી રહીત થઇ નિશચિંતપણે નિશદીન રહેલા;
કાવ્ય અનેક તણાં કરિ સેવન નીવૃત કાવ્ય રસેજ થએલા;
કે જયશંગ ઉપાધિ બધી તજિએ સુખમાંહિ અખંડ સુતેલા. ॥૨૧॥

ઉદ્ધતતા અળગી કરવા વિણ સૂખ કદી સ્વપને નહિં પામો;
છેક છકેલપણું ધરીને છરથી બનશે નહિં સુકૃત કામો;
બુદ્ધિ મલીન બને બહુધા કરિ શાંત થઇ મનથી ન વિરામો;
કે જયશંગ પછી વૃદ્ધ ઊંમરમાં નડશે કૃત્ય એહ તમામો. ॥૨૨॥

મ્હાન જનો પણ ભાવિ બળે ભુલખાઇ હમેશ અધીક ફસાતા;
તેહ સમે બહુ જ્ઞાનિજનો પણ મૂર્ખ સમાન બની પસતાતા;
ભાવિ નચાવત તેસમ નાચત ગાન કરાવત તે સમ ગાતા;
કે જયશંગ વિવેક થકી વરતે પણ ભાવિન લેખ હણાતા. ॥૨૩॥

કોઇ પ્રવીણ અનેક વિધીકરિ કોટિક યૂક્તિથિ કેશ લડાવે;
મ્હાન પુરૂષ અને બળવંત તણી વળિ એહ સિપારસ લાવે;
રાજ અને ઘરબાર તજી વનવાશ જઇ બહુ જોગ જમાવે;
કે જયશંગ છતાં પણ ભાવિતણું બળ લેશ ન કોઇ હઠાવે. ॥૨૪॥

ભાવિ બળે બદલાય ગતી જગમાં જનની બહુધા કરિ જાણો;
એ સઘળી હરિની મરજી ગણિ શોક અને કદિ હર્ષ ન આણો;
જેહ સમે બનવાનુ હશે જયમ તેહ સમે ત્યમ થાય પ્રમાણો;
કે જયશંગ અનેકશ્રમે કરિ કોઇથિ લેખ ન ભાવિ ટળાણો. ॥૨૫॥

દીનપણું દ્વિજનું નિરખી કદિએ દ્વિજને હતભાગ્ય ન લેખો;
સંપત સૌ સદ્ગુણતણી દ્વિજના ઉરમાં ભરિ પૂરણ પેખો;
દોષ ન સ્પર્શ કરે દ્વિજને કદિ એ થકિ એનવ દોષિત દેખો;
કે જયશંગ ગણો દ્વિજતા સઘળી દ્વિજની સદ્‌ભાગ્યનિ રેખો. ॥૨૬॥

મંત્ર પવિત્ર ભણો મુખથી પણ મંન મલીનથિ ભ્રષ્ટ ભણાતું;
નીર મલીનથિ પાત્ર ભરી નિરસ્વચ્છ ભળ્યે નવ સ્વચ્છ ગણાતું;
સૂભ અસૂભનિ મીશ્રણતા થકિ સૂભ અસૂભ સમાન છણાતું;
કે જયશંગ હશે મન સ્વચ્છજ તો કૃત્ય સ્વચ્છજ સ્વચ્છ જણાતું ૨૭

મ્હાન જનોપર જો સમધારણ માણસ કાંઇ ચલાવત માયા;
તોકદિ મ્હાન જનોપર તે તણિ કોટિ ઉપાય પડે નહિં છાયા;

ઊલટિ એ નિજ પ્રેરકને બળ હીણ કરી કરતીજ વવાયા;
કે જયશંગ કદી પણ મ્હાન જનોપર નીચ કરે ન સવાયા. ॥ ૨૮ ॥

રંક ઘણાં દુખથી રિબતાં પણ શ્રીપતિ ના સ્વપને શુધ લેતા;
દ્રવ્ય અધીક દિધું પ્રભુએ પણ લેશ નહીં પરમારથ દેતા;
ફરજંનુ કર્જ ચઢાવી શિરે બહુ રંક તણા રૂણદાર રહેતા;
કે જયશંગ વળી સહુ રંક તણા ઉરના બહુ શાપ સહેતા. ॥ ૨૯ ॥

હિંદ બધો હતભાગ્ય બન્યો કુળમાં બહુ કલેશ કરી કરિ પોતે;
એક બિજા અણન્યાય થકી રણ જંગ મચાવિ મુઆ વણ મોતે;
સંપ તજી ચિતચાહિ કુસંપ અધીક અધીક અરીપણ ગોતે;
કે જયશંગ પિડાય બધી નિજ સંતતિ હાલની કારણ તો તે. ॥૩૦॥

ક્યાં ગઈ રાજ સમૃદ્ધિ અને વળિ ક્યાં ગઇ હાકમી આજ તમારી;
ક્યાં ગઇ ઇજત ? ક્યાં ગઇ મહદ ? ક્યાં ગઇ હિંમતને હુશિઆરી.
ક્યાં ગઇ શુદ્ધ અને બુદ્ધ ક્યાં ગઇ ? કેમ રહ્યા પકડી દિનદારી
કે જયશંગ બધું ફળએ નિજ કૃત્ય તણું ગણ હિંદ વિચારી.॥૩૧॥

પત્નિ પતીપર પ્રેમ કર્યા વિણ દોષિત ધર્મ નિતીથી ગણાતી;
શંખણીએ નિજધર્મ થકી કહિ સ્વારથ સાધક તો ન જણાતી;
દંપતિનો સમજ્યા વિણ ધર્મ અધર્મ તણા પુરમાંહિ તણાતી;
કે જયશંગ પડી નરકે પછિ નફ્ફટ એ નિરભાગિ હણાતી. ॥ ૩૨ ॥

મર્ણ પથારિ પડી વળતી જિવ સોચ કર્યે દિન શો વળવાનો;
સૂઝ પડી નહિં કાંઇ પ્રથંમ અહો નિશ પ્રેમ ધર્યો રળવાનો;
છેવટની અણિ આવિ પડી પછિ કુંઠત રાહ હરી મળવાનો;
કે જયશંગ ન એમ બને કહિ ઘાટ અયોગ્ય પ્રભૂ છળવાનો. ॥ ૩૩॥

તું અભિમાન થઇ ફરતો પણ એ અભિમાન રહે નહિં તારો;
આજ જુઆની દિવાની બની બહુ છો કરતી ઉલટા ઉપચારો;
કાલ જશે વહી કાળ અને પછિઆવિ ખડો વૃદ્ધ વેશ થનારો;
કે જયશંગ પછી અભિમાન પ્રતી કુળથી તુજને નડનારો. ॥૩૪॥

ભાન ભુલી ભવસાગરમાં ભટકી ભટકી નિજ જન્મ વહ્યો તેં;
અંધ બની મદમોહ વડે બહુ ત્રિવિધનો તનતાપ સહ્યો તેં;
ધર્મ નિતી પરમારથનો તજિ કર્મ તણો બહુ માર્ગ ગ્રહ્યો તેં:
કે જયશંગ ખરાબિ કરી બહુ ભેદ ભલો નવ કાંઇ લહ્યો તેં ॥ ૩૫ ॥

કાંઈ મળ્યો નહિં લાભ તને જનમી અહિં જન્મજ વ્યર્થ ગુમાવ્યો;
મૂરખ તેં જનુની ઉદરે રહિ ભાર વૃથા શિદ તેંજ સહાવ્યો,
ફોકટ આ ભવમાં ભટકી બહુ પાપ તણો વળિપુંજ જમાવ્યો;
કે જયશંગ પડી નરકે પછિ પૂરણ તું મનમાં પસતાયો. ॥ ૩૬ ॥

જીવ મુસાફર પોઠ ભરી પરવૃતિ તણી ભવમાં ભટકાણો;
લાલચ લોભ અને મદ મત્સરરૂપિ ભર્યો ગુણમાં ખુબ દાણો;
માલ ખરીદ કર્યો મમતા ભરિ લાભ થવા મનથી લલચાણો:
કે જયશંગ ખરી રિતથી ખુબ ખાદખઈ નવ કાંઇ કમાણો. ॥ ૩૭ ॥

ઊદ્ય ના ચડતા પડતા ક્રમથી નવ આબરૂ કાંઇ ગણાતી;
આબરૂતો પરમાણિકતા સમ ઊદ્યમથી જનનીજ જણાતી;
હોય પ્રધાન પુરો અપ્રમાણિક તો નવ તેની કૃતી વખણાતી;
કે જયશંગ છતાં પરમાણિક મોચિતણી કિરતી વખણાતી. ॥ ૩૮ ॥

ભૂત પલીત પિશાચ અને વળિ ડાકણ શાકણના ભણકારા;
વ્હેમ વડે નડતા જનને ચપળા સમએ જણવી ચમકારા;
ચિત્ત ભ્રમીત કરે ભ્રમણા થકિ ઊપજતાં ઉરમાં ઝણકારા;
કે જયશંગ અનુંભવ દૃઢ વિકાર કરે મનના સહુ ન્યારા. ॥ ૩૯ ॥

સજ્જનને ઘર જો કદિ મ્હાન પુરૂષ પ્રિતે પગલાં કરિ આવે;
તો પછિ સજ્જન તેહ તણી બહુ પ્રેમકરી બરદાસ બજાવે;
હોય ખરી રિતથી નિજપાસ અન્નાદિક તે સહુ આગળ લાવે;
કે જયશંગ અહોનિશએ જનસજ્જનનોજ સ્વભાવ કહાવે, ॥૪૦॥

ભીંતર ઘા મજબૂત થયે પછિ ઊપરનો ઉપચાર નકામો;
છેદરૂઝાયન ભીંતરતો બહુ દ્વેષ થકી દિલમાં દુખ પામો;
ચેન પડે ન લગાર કદી વળિ શાંતપણે મનને ન વિસામો;
કે જયશંગ મટ્યાવિણએ દુઃખ મર્ણ પ્રયંત કદી ન વિરામો ॥૪૧॥

સજ્જન જે સદવૃત્તિ થકી ભવપાર ભલી રિતથી ઉતરેછે;
વીર પુરૂષ તજી નિજ સ્વારથ જે પરમારથ કાજ કરેછે;
સંત સદા પ્રભુ ઊપર પ્રિત કરી જગથી દુર જેહ ફરે છે;
કે જયશંગ અહોનિશ એ સહુ મોત તણા પ્રિય મિત્ર ઠરેછે. ॥૪૨॥

સંત સમાગમ રોજ કરી ગરવા થઇ જે જન જ્ઞાન ગ્રહે છે;
પૂરણ પ્રેમ કરી પ્રભુ ઉપર જે પ્રભુને ચિતમાંહિ ચહે છે;

નીતિ અને નિજ ધર્મ ગ્રહી જનજે વ્યવહાર નિગાડી વહેછે;
કે જયશંગ સદાજનએ સહુ મર્ણ સમે સુખ માંહિ રહેછે. ॥૪૩॥

ભોગવવું સુખસ્હેલ ખરૂં પણ સ્હેલપણે સુખ પ્રાપ્ત ન થાએ;
સંકટ ધૈર્યપણે સહિને નિજ ઊદ્યમમાં નિશદીન ગુંથાએ;
આળસને અળગી કરીને વિષ વૈભવને વશના થઇ જાએ;
દા જયશંગ સદા જગમાં જન એહ થકી સુખ પ્રાપ્ત કરાએ. ॥૪૪॥

મૂરખને બહુ માન મળે અભિમાનિ થઇ ચડતા ચકડોળે;
ભીતરમાં ભિનભાવ નહીં પણ માન મળે ફુલતા મન ભોળે;
પેચ પ્રપંચન કાંઇ કરે વળિ ન્યાય અન્યાય કદી નવ તોળે;
કે જયશંગ અહોનિશએ મુરખા નિજનો નવ સ્વારથ ખોળે.॥૪૫॥

ઊદધિમાં ઉભરાણ ચડે પણ, એ મરજાદ કદી નવ મુકે;
શૂર જનો શિર ઘાવ પડે પણ, આગળએ ધસવા નવ ચૂકે;
શીર ગયે સતિના કદિ રીઝતિ, નાથ તણાં નબળાં કરતૂકે;
કે જયશંગ મહાનજનો મરજાદ તજી નવ આગળ ઝુકે. ॥૪૬॥

સુંદરતા સહુને લલચાવત, મીર અમીર ફકીર સુધાને;
ભાન ભુલાવિ કરી વિરને વશ, એ નચવે નર નામ બધાને;
છાંય ઢળે નર ઊપર એ તણિ, વાસ વસે વદને સુગધાને;
કે જયશંગ જપી તપિને પણ ભ્રષ્ટ કરે ભુલવી નિજ ધ્યાને. ॥૪૭॥

અર્ધ ભણ્યાજન ડાપણના ધુવવાઇ અધીક ધખેલ રહેશે;
પંડિતનું દિલ ડોળ ધરી ફરતા જનમાં જઇ પંડિત વેશે;
સાર અસાર નહીં સમજે પણ, ફોકટ ડાપણ ડોળિ કહેશે;
કે જયશંગ ફજેત થઇ પછિ, એ અપમાન અધીક સહેશે ॥૪૮॥

સાધનનું બળ હોય ખરૂં પણ, હિંમત હોય નહીં કદિ ઉરે;
ઉદ્યમ એ સઘળા કરશે પણ, ઉદ્યમમાં ફળ કાંઇ ન સ્ફુરે;
મ્હેનતને વળિ દામ બધા મુળથી ખરચ્યાં પણ જાય અધૂરે,
કે જયશંગ ઘણા જનએ રિત, હામ વિના કરિને શ્રમ ઝૂરે. ॥૪૯॥

લંકપુરી હનુમંત વિરે જઇ, જાનકિ કારણ દીધિ પ્રજાળી;
રાવણને ભય ત્રાસ પમાડિ અધીક પણે ગઢિ લંક ઉથાળી;
તે પછિ અંગદ વીષ્ટિ કરી બહુ, શીખ દઇ વિનવ્યો મરમાળી
કે જયશંગ છતાં શમજ્યો નવ, જાનકિકારણ જીંદગિ ટાળી. ॥૫૦॥

મોતતણો ભયહોય હમેશજ તો કદિ કૃત્ય ન સઝત કૂડાં;
મોતની બીક રગે રગમાં પ્રસરી, બહુ કૃત્ય કરાવત રૈડાં;
મોત તણો ડર હોય નહીં દિલ, તો જન સર્વ બને બહુ ભુંડાં;
કે જયશંગ પ્રભૂ તુજને ધન્ય, મોત તણાં મુળ છે બહુ ઊંડાં. ॥૫૧॥

હોય નહીં અપરાધ છતાં પણ દુઃખદઇ પરને દુભવે જે;
તેહ હશે બહુ નિર્મળ તોપણ થાય મલીન મતી ધણિ સ્હેજે;
આફત આવિ પડે શિર ઊપર, આફત એ અન્યને શિર દેજે;
કે જયશંગ પિડાય અધીક હમેશ દયાહિણુ થૈ વરતે જે ॥૫૨॥

ધર્મનું કામ હશે બહુ વીકટ, તેમ છતાં પણ સ્હેજ થશે એ;
કારણ દૈવ અનુંકુળતા થકિ, સ્હેજપણે સઘળું સરશેએ;
વિઘ્ન નહીં ઉલટાં નડનાર બધા ઉલટા જન હારિ જશેએ;
કે જયશંગ ધુરીંધર ધર્મિ કિધે કૃત્ય ધર્મિ સદા તરશે એ. ॥ ૫૩ ॥

જાણિ રમે કપટી કુડબાજિ પછી કપટી જનનેજ ફસાવે;
પાથરિ જાળ પ્રપંચતણી ધરિ વેગ બધા જનનેજ હસાવે;
પાછળથી પછિ થાપ દઇ નિજ કૂ કૃત્ય એ સઘળાં દરશાવે;
કે જયશંગ પછી દુખનો વરસાદ અધીકપણે વરસાવે. ॥ ૫૪ ॥

જે પરઊપર દ્વેષ કરી નબળું ઇછતા મનથી બહુ લોભે;
તે નિજની પદવી વડિને તજિ નીંચ પદે પડિને મન ક્ષોભે;
મંન મલીન હમેશ થયા થકી ઊંચ પદે પગના કદિ થોભે;
કે જયશંગ સદા સમ દ્રષ્ટિ કર્યે જન મંડળમાં જન શોભે. ॥૫૫॥

જે બળવાન તથા શ્રિપતી થઇ દુર્બળને નજરે નિરખીને;
અંધબની મદથી અતિશે બહુ હાસ્ય કરે મનથી હરખીને;
એ પણ કોઇ સમે જન દુર્બળથીજ પિડાય ભયે તલખીને;
કે જયશંગ પછી સમજે મનદોષ બધા નિજના પરખીને. ॥૫૬॥

આફત આવિ પડે શિર ઊપર તે વખતે મન શાંત કરીને;
યોગ્ય ઊપાય કરો વણપાપ તણા મનથી બહુ પ્રેમ ધરીને;
કોઇ સમે અકળાઈ અધર્મિ ઊપાય કરો નહિં ઢીલ ડરીને;
કે જયસંગ અધર્મિ ઉપાય કર્યે ક્ષય થાય અધર્મ તરીને. ૫૭॥

કામનિ સર્વ મનોરથ સિદ્ધ કરી શકતી પતિને રિઝવ્યાથી;
ભોગ ઉમંગ વિશે બનતી નિજનાથ વિના અરથે પજવ્યાથી;

અર્થ સરે નહિં વ્રત અને ઉપવાશ કરી દિલને દઝવ્યાથી;
કે જયશંગ સરે સહુ અર્થજ પતિનતણો નિજધર્મ ગ્રહ્યાથી. ॥૫૮॥

માત ઘણા અપરાધ ગણી સુતને પણ શાપ દઇ પરજાળે;
તો વળતી અન્યતો અપરાધ થકી કુળના મુળને પણ બાળે;
વાત નથી અઘટીત જરાપણ સંસયના કરશો કદિ કાળે;
કે જયશંગ પ્રભૂ પણ તેપર કોપ કરી દુભવે દુઃખ ઝાળે. ॥૫૯॥

દોષ વડે અપમાન ખમી સુખથી બહુ સજ્જન ભ્રષ્ટ થતા જે;
તે સુખ સજ્જનના સહવાસ થકી પછી સજ્જન મેળવતાએ;
કારણ સંપ કરી વરતે સહુ સજ્જન સૌ જનથી સુખ કાજે;
કે જયશંગ અનૂકુળએ થકિ સજ્જનને સહુ થૈજ નવાજે. ॥૬૦॥

ક્રોધ કરે પર ઊપર જે જન તે પરજો ઉર માંહિ સમાવે;
તો નવ ક્રોધ નડે પરને કદિ દે સુખ એ બહુ શાંત સ્વભાવે;
ક્રોધ બધો ઉલટો વળતી જઈ જ્યાં ઊપજ્યો જઇ ત્યાંજ તપાવે;
કે જયશંગ સદા સમજુ જન ક્રોધ કદી ઉરમાં નવ લાવે. ॥૬૧॥

માન અને અપમાન સમાન ગણી સુખ દુઃખ સમાન ગણેજે;
દોષ બધા પરના તજિને નિજ દોષ બધા નિરખીજ છણેજે;
દ્રષ્ટિ સમાન પણે સહુ ઊપર રાખિ ભલું સહુનુંજ ભણેજે;
કે જયશંગ તરે ભવ સાગર એ ગુણથી જિંદગીજ ગણેજે. ॥૬૨॥

આ જગમાં જન જે જનમી નિજ હાલતનો કદિ તર્ક કરેના;
કેટલિને વળિ કેવિ રીતે ગઇ તે ઉરમાંહિ લગાર ધરેના;
યત્ન કરે નહિં એહ વિશે વળિ હિતનિ વાત કદી ઉચરેના;
એહ તણો જયસંગ સદા ભવ નર્ક સમો નિવડેથિ ઠરેના. ॥૬૩॥

દુર્જનના મુખથી નિકળે બહુ વાણિરૂપી સર તીક્ષણ તાતાં;
જે જનને અડતાંજ અતીશય ઊર અહોનિશ એ અકળાતાં;
શોક કરે હદપાર તણો અફશોષ કરી કરિ દુઃખિ ભળાતાં;
કે જયશંગ કદી સમજુ જનને મુખ એ નવ બાણ કઢાતાં. ॥૬૪॥

પ્રાણિ બધાંપર પૂર્ણ દયા કરી સ્નેહ અતીશય એ પર દાખો;
એહ તણું ભલુ આપ થકી બનતાં બનિ જાયજ એ રિત રાખો;
વાણિ સુકોમળ ને વળિ સુંદર પ્રાણિ બધાં શુ ભલી રિત ભાખો;
કે જયશંગ રિઝે પ્રભુએ થકિ એ વિણુ અન્યથિ આશ ન રાખો. ॥૬૫॥

શાસ્ત્ર તણી મરજાદ તજી જન જેહ અધર્મ થકી બહુ ચાલે;
તે તણુ બરૂન તર્ત બને પણુ મૂળ બુરાઇ તણું બહુ ફાલે;
કાળ વિતે જયમ નાશ બને ત્યમ મૂળ અધમ તણાં જડ ઘાલે;
કે જયશંગ પછી પિડએ તણિ શૂળ સમાન થઇ ખુબ સાલે. ॥૬૬॥

કામનિ ને ઉર વાત ટકે નહિં તે થકિ મંત્રનિ વાત છુપાવા;
હાસ્ય વિનોદ સમે હસતાં હસતાં વળિ સૌ જનનેજ હસાવા;
પ્રાણ જવાનિ અણી વખતે વળિ અન્યનું સર્વ જતુંજ બચાવા;
કે જયશાગ વદે જન જૂઠજ તે થકિ દોષિત તે ન ગણાવા. ॥૬૭॥

જો જગમાં જનની કિરતી સુભ હોયજ તો જિવવું સુભ જાણો;
કારણ કે કિરતી સુભએ જનનું બળ આ જગમાંહિ પિછાણો;
હોય નહીં કિરતી સુભતો પછિનાશ થતો જનનોજ પ્રમાણો;
કે જયશંગ કદી જગમાં જન એહ તણું જિવવું ન વખાણો. ॥૬૮॥

જે અબળા પતિને તજિને નર અન્યતણી કરતી રતિ ભકતી;
તે પરલોક જવાનિ ગતી નિજની હણિને નવ પામત મુક્તી;
તેમજ જે અબળા નિજ શોકય તણી દરપે વદતી વિધનોકતી;
કે જયશંગ ગુમાવતએ નિજ અર્થ તણી સઘળી સુભ શકતી. ॥૬૯॥

ખાય કદી વિષ અલ્પ છતાં વપુમાં વિષ એ અતિશે પ્રશરાતું;
હોય કદી વસતેવ જરા પણ જોર કરી બળએ વપરાતું;
રોગતણું મુળ લેશ હશે પણ એ જિવ ઘાતક મૂળ જણાતું;
એમ સદા જયશંગ અધર્મજ કિંચિત તે બહુ કષ્ટીગણાતું ॥૭૦॥

વાણિરૂપી બહુ કંટકથી કરિને જનજે પરને દુખ દેતા;
સોબત તે જનની કરનાર સદા અથ હાનિ ઘણી શિર લેતા:
કારણએ સમજી મનમાં કદિ જાણજનો નુકશાન ન સહેતા;
કે જયશંગ અજાણપણે પણ કૂર તણું મુખ એ નવ જોતા. ॥૭૧॥

કેળવણી તણિ બાબતમાં પડિ પાછળ રાજનિતીજ ચલાવે;
તે બળવાન હશે કદિ રાજન તો પણ સંકટ તે શિર આવે;
કેળવણી•વિણ રૈયતમાં સુધર્યા વિણ પ્રેમનુ શૌર્ય ન લાવે;
તો જયશંગ પછી પરદેશનિ રૈયત રાજનુ મૂળ હલાવે. ॥ ૭૨ ॥

કોપ કરે બહુ પાવકતો નિજ પાસ તણી ચિજને પરજાળે:
સર્પ અતીશય ક્રોધ કરે કદિ તો જિવ એક હરે વિષ જવાળે;

કર્મ અધીક બને પ્રતિ કૂળજ તો દુખ દે ધન દોલત ટાળે;
કે જયશંગ કરે રૂષિ ક્રોધજ કૂળ સમેત હમેશજ બાળે. ॥૭૩॥

જે જન દુસ્મનતા અહિને અરિસાથ લડી લડિને બહુ રીતે;
દોલત આપ તણી તજિને બહુરંક બને અરિનેજ નિમીત્તે;
શત્રુતણી પછિ બાંહ્ય ગ્રહી વસતો થઇ આશ્રિત પૂરણ પ્રીતે;
કે જયશંગ જિવે જનએ પણ એ થકિ મર્ણ ભલુંજ ખચીતે. ॥૭૪॥

આશધરી મન ઇશ્વરની જન નીતિ સહીત કરે સહુ કામો;
તો નિજ ઊધમમાં મન તૃપ્ત થઇ મન ઇચ્છિત પામત દામો;
વિઘ્ન નડે નવ શુદ્ધ મને કદિ લે સુખશાંતિ ગ્રહીજ વિરામો,
કે જયશંગ સદા સહુ એમજ દૈવનિ આશ થકી સુખ પામો. ॥૭૫॥

હુંપદ રાખી હમેશ રહે જન તે જન આપ વિનાશજ શોધે;
સ્હેજપણે સમતા ગુણનાં જન ઊપર એ બહુ કોપત ક્રોધે;
સ્વાર્થ અધર્મ તણો ધરિ આગળ વર્તત સૌજન સાથ વિરોધે;
કે જયશંગ કદી સુધરે નવ એ જન સજ્જનના સુભ બોધે. ॥૭૬॥

જાય બધાં ધન માલ અને નિજ દેહ હણાય છતાં પણ જેઓ;
ધર્મ તજે નવ લેશ કદીપણ વીર પુરૂષ ગણાયજ એઓ;
જીવન એહ તણું ધન્ય છે સુભ સ્વર્ગ પદે જઇ શોભત તેઓ;
કે જયશંગ સદા જનએ પર રીઝત સ્વર્ગ તણા સહુ દેવો. ॥૭૭॥

પતિન પતી તણિ પાસ વસી સુખ દુઃખ સહે સહુ પૂરણ પ્રીતે;
આફત આવિ પડે પતિને પરતાપ છતાં ન ડગે કદિ ચિત્તે;
આગ્રણ એહ સહી સઘળાં પતિ ભક્તિ વડે વરતે સુભ રીતે;
કે જયશંગ પવિત્રજ એ જગદેવી અહિ જનમી જગજીતે. ॥૭૮॥

કાળ મુખા જન આ જગમાં જનમે જનને નડવા બહુ રીતે;
ક્લેશ કુસંપ કરે સઘળે પછી હાણ થતી જન એજ નિમીત્તે;
જીંદગિ એહ તણી ટકતાં લગિ લોક રહે સઘળા ભયભીતે;
કે જયશંગ પડે પછિ નર્કે જઈ નિજના સહુ દોષ સહીતે. ॥૭૯॥

આ જગમાં અપકાર કરે જન તેપર જે ઉપકાર કરે છે;
તેજન તેજ બધું અપકારિ તણું નિજના ઉરમાંહિ હરે છે;
શત્રુ પછી શિર આવિ નમાવત તે પર તે બહુ પ્રેમ ધરેછે;
કે જયશંગ સદા જનએ સહુ બીનડરે જગમાંહિ ફરેછે. ॥૮૦॥

શાંતપણે જગમાં વસતાં જન તેપણ આ દુનિઆંથિ ડરેછે;
કારણકે જન દુષ્ટ હમેશ વસી જગમાં બહુ વિઘ્ન કરે છે;
દુષ્ટ હમેશ અધર્મ પણે વરતી બહુ કેર કરીજ ફરેછે;
કે જયશંગ ગણી મન એભય સજજન શાંત અશાંત ઠરેછે. ॥ ૮૧॥

સીતળતા નિજ ચંદ્ર તજે કદિ સૂર તજે નિજનો ગુણતાતો;
ઊદધિ સૌ મરજાદ તજે કદિ વાયુ તજી નિજનું ધરવાતો;
મેરૂ ચળીત થઈ ચળશે કદિ, અગ્નિ અરૂચ થતો નિરખાતો;
કે જયશંગ ચળે કદિએ સહુ, એકન ધર્મથિ ધર્મિ ચળાતો. ॥ ૮૨ ॥

રાજન રાજનિ રીદ્ધિ થકી સુખ વૈભવમાં પડિને સુખ લેતા;
મોજ મઝા મળવા મનથી મગરૂર થઇ જનને દુઃખ દેતા;
દૂષણ રૂપિ બધે વિખનાં બિજ વાવિ સદા શિર સંકટ સ્હેતા;
કે જયશંગ મળે સુભસ્થાનક જન્મ અકારજ રાજન ખોતા. ॥૮૩॥

ભાગ્ય બરાબર જયાં ખિલતું જનનો જશ ત્યાં પછિ પૂર્ણ પ્રકાશે
ઊધમ જે કરશે બહુધાકરિ તે સઘળા સવળા સમજાશે;
શત્રુ બધા વશ થૈ વરતે ઉલટા કઇ આપમતે અટવાશે;
કે જયશંગ ચઢે પુર ભાગ્યનું દૈવ અનુકુળ એ નિરખાશે. ॥ ૮૪ ॥

પંડિત પૂરણ પ્રેમ કરી સહુ શાસ્ત્ર તણાં શિખતા સુભ સૂત્રો;
શૂરજનો સહુ સ્નેહ કરી શિખિ શસ્ત્રવિદ્યા ધરતા કરશસ્ત્રો;
વસ્ત્ર તણા વણનાર બધા શિખિ વસ્ત્ર વિદ્યા વણતા સુભ વસ્ત્રો
કે જયશંગ સહૂ નિજના મનની વલણે શિખતાજ ચરિત્રો. ।૮૫।

મૂરખને જયમ માન મળે ત્યમ ઢોલ સમાન ફુલે ફુગરાઇ;
જે વઢકારી વિશેષ હશે વધુ માન મળ્યે જતિ તે વકરાઇ;
નોકર નીંચ મળે બહુ માન કરે સહુ લોક તણી ચુગલાઇ;
કે જેયશંગ કુપાત્ર હમેશ મળે બહુ માન બને દુઃખદાઇ. ॥ ૮૬ ॥

સજ્જને જયમ માન મળે ત્યમ સજજનતા જણવે ચિતચાહી;
ભક્તજનો જયમ માન મળે ત્યમ ભક્તિ કરે હરિના ગુણગાઇ;
શૂરજનો જયમ માન મળે ત્યમ શસ્ત્ર ધરી લડતા રણધાઈ;
કે જયશંગ સુપાત્ર હમેશ મળે બહુ માન બને સુખદાઇ. ॥૮૭॥

દ્યુત અને વ્યભિચાર તથા મધુપાન અને મૃગયા રમવાની;
દેવ હમેશ પડી ગઇ તે કદિ કોઇ ઉપાય નહી સમવાની;

ઊલટિએ બહુ જોર કરી વળિ ઠામ કુઠામ વધે ભમવાની;
કે જયશંગ હણી સહુ સંપત ટેવ હમેશજએ દમવાની. ॥૮૮॥

સ્વારથ કારણ નોકરના પણ નોકર આપ થઇજ રહીએ;
સ્વારથ કારણ નીંચ તણા પણ દાસ થઇ શિર ભાર વહીએ;
સ્વારથ કારણ નારિ અટારિ તણાં પણ વેણ કુવેણ સહીએ;
સ્વારથ કારણ કે જયશંગ સમે ખરને પણ બાપ કહીએ. ॥૮૯॥

કાળપડે પરજન્ય વિના બહુ દુઃખ પડે સઘળી દુનિયાંને;
રંક શ્રિમંત અમીર ફકીર અને વળિ રાજન ચોવટિયાને;
હાણ ઘણી ખમવી પડતી બહુ પાત્ર બને દુઃખથીજ દયાને;
કે જયશંગ ન ચેન પડે કદિ કાળ સમે જનના હૃદિયાને. ॥૯૦॥

તાત તણા વચને વનવાસ વસ્યા જઇ રાઘવ પત્નિ સહીતે;
પાંડવ પાંચ વસ્યા વનમાં ધ્રતરાષ્ટ તણી મન વૃત્તિ નિમીતે;
ભીષ્મ રહ્યા બ્રહ્મચારિ સદા પ્રસદાવશ તાત થયે બહુ પ્રીતે;
કે જયશંગ અહોનિશ એ જન ધર્મ થકી ન ચળે કદિ ચિત્તે. ॥૯૧॥

ક્રોધ વિનાશનુ મૂળ ગણે સહુ, કારણ ક્લેશનું એહ ગણુછે;
કાળનુ એહ કથે સુખ કોવિદ, ઊદધિએ દુખનોજ ભણ્યુ છે;
મોહિત મૂરતિ એહ કથે સહુ, દોષ બધા ચિતમાંહિ ચણુછે;
કે જયશંગ અહોનિશ ક્રોધજ, સંપતને સુખ ધર્મ હણુછે. ॥૯૨॥

એ પરવાઇ થકી વરતે જન સ્વારથ નાશ થતો સહુ તેનો;
શ્રેય ચહે નિજનો કદિએ પણ, થાય અશ્રેય અહોનિશ એનો;
સંપત મેળવવા નિરમાલ્ય બન્યે નિભતો વ્યવહાર ન જેનો;
કે જયશંગ સદા જન એ નિરભાગ્ય ગણો નિજસ્વાર્થ વિશેનો. ॥૯૩॥

ભામનિ જે શહુ ભૂષણ રૂપ મળે નત તે નરને કદિ યત્ને;
હોય મળેલ છતાં પણ થાય વિયોગ મટે નવ કોઇ પ્રયત્ને;
કે પછિ કાળ તણે મુખએ પડિ જાય તજી કરતાં પણ જત્ને;
એ જયશંગ અનર્થ બધો ગુજરે જન ઊપર ભાવિ પ્રયત્ને, ॥૯૪॥

સિદ્ધ થવા નિજ સ્વાર્થ સદા અરિસાથ ન સાહસ કર્મ કરીએ;
અક્કલવંત મનુષ્ય તણો મત લેઇ બરાબર ધ્યાન ધરીએ;
સામ થકી કરિ દામ થકી કરિ ભેદ કરી અરિ ગર્વ હરીએ
જો વટદંડ દિધે જયશંગ ન થાય અરીવશ ત્યાગિ દઇએ. ॥૯૫॥

સ્વાત્મ બળે કરિને જનજે ચડતો પદ ઊત્તમ ઉપર પોતે;
તે સઘળા સદ્‌ગુણ અહી લઇ સ્વાર્થ સદા નિજનો બહુ ગોતે;
કાર્ય કરે તતકાળ વિચાર કરી નવ મૂક્તવિ રાખત ભ્રાંતે;
એ જયશંગ ગુમાવત જિંદગી કાર્ય પ્રવર્ત્ત રહી સુખશાંતે. ॥ ૯૬ ॥

થાય અતી અભિમાન મનુંષ્ય પડે પછિ પૂરણ એ પટકાઇ;
દોષ બધા નજરે નિરખી પછિ મુગ્ધ બને મનમાં શરમાઇ;
હાણ ખમે સઘળી વળતી ગણિને નિજની બહુ બે પરવાઇ,
કે જયશંગ જુઓ જગમાં જનને અભિમાન દિસે દુખદાઇ ॥ ૯૭ ॥

પૂર્ણ કસોટિ કસેજન મંડળ તો પણ જે ન તજે સત્યતાને;
તે જનને શિર સંકટ હોય છતાં પણ તે ન તજે સમતાને;
સત્ય પ્રમાણિકતા નિતિને અહિ ચિત્ત ચહે નિત્ય નિર્મળતાને;
મોક્ષ જતા જનએ જયશંગ કહે તજિ સૌ નબળી મમતાને. ॥ ૯૮ ॥

ભાવ કરી ભજજે જન ગોવિંદ ગોવિંદએ ભવ પાર ઉતારે;
સંપત હોય ઘણી પણ તે કદિ આ ભવસાગરથી નવ તારે;
ઊલટિએ બહુ મુગ્ધ કરી જનને મમતારૂપિ શસ્ત્રથી મારે;
કારણ એ સમજી સમજી જયશંગ પ્રભૂભજિ જન્મ સુધારે. ॥ ૯૯ ॥

માણસ જાત રિઝે મનથી બહુ, દાન દઇ દિન જીવ રિઝાવે;
કોયલ મોર અને વળિ પોપટ, પક્ષિ રિઝે વન ગાઇ ગજાવે;
હિંસક પ્રાણિ હશે પણ તે કદિ રીઝ શમે કુરતા ન બતાવે.
તો જયશંગ કહે રિઝતાં પ્રભુ કેમ દયા દિલમાં નવ લાવે. ॥ ૧૦૦ ॥

કુર જનો કુર કર્મ કરી બહુ દુઃખ દઇ દિન જીવ દુભાવે;
તેહ તણો અટકાવ થવા જન મંડળી યત્ન કર્યે નવ ફાવે;
પાપ તણો ઘટ પૂર્ણ થતાં લગિ પાપિતણી પ્રભુ બાજિ ખિલાવે;
કે જયશંગ થતાં ઘટ પૂર્ણ કુકર્મ વિનાશનું કાર્ય બજાવે. ॥ ૧૦૧ ॥

અલ્પ પરાક્રમિ હોય પતી પણ રક્ષણ પત્નિતણું કરિ લેવું;
કારણ રક્ષણ પત્નિતણું કરવા થકિ વંશ વૃદ્ધીપણું જોવું;
વંશતણી વળિવૃદ્ધિ થવા થકિ રક્ષણ આપનુ એ થકિ એવું;
કે જયશંગ અધીક ગુણી પ્રમદા તણુ રક્ષણ છે લક્ષ્ય જેવું ॥ ૧૦૨ ॥

વીર વિશેષ પરાક્રમથી અભિમાનિ બનીન કદી છલકાતા;
નીચ મનુષ્યનિ રીત અહી નવ આપ વડાઇ કદી મુખ ગાતા;

કાર્ય કરી પરમાર્થ તણાં ઊરક્ષેત્ર વિશે અતિશે હરખાતા,
કે જયશંગ અહીં ગુણએ વિશ્વવિશ્વ વિશે સઘળે વખણાતા.॥૧૦૩॥

પામરનું ધનહર્ણ કરી કદિ એ ધનથી સુખશાંતિ ન દેખો;
જયાં ધનએ વપરાયતહાં વણકારણ કાર્ય અકાર્યજ લેખો;
ત્રાસતણું ધન ત્રાસદઇ મનને બહુરીત સતાવતુ પેખો;
કે જયશંગ મુઆ પછીએ ધનથી જિવને બહુ થાય વનેખો॥૧૦૪॥

દેવ અરૂણ ગરૂડ બધા સદગુંણ થકી જગમાં વખણાણા;
તેમજ દૈત્ય અને વળિનાગ કુકર્મકરી કુળ દ્રોહિ ગણાણા;
એ સહુ કસ્યપનાતન તોપણ એક બિજા લડિછેક છણાણા;
કે જયશંગ સગુણિ તણેકર દુર્ગુણિ બાંધવ એમ હણાણા. ॥૧૦૫॥

જે સ્તુતિ લાયકછે જનને કદિ દુઃખ પડે વનમાં વશિ રે'તા;
કે પછિતે ગ્રહસ્થાશ્રમથી પુરમાં વસીને સુખ વૈભવ લેતા;
તો પણ શ્રેષ્ઠ મનુષ્ય કદી પણ તે જનને અપમાન ન દેતા.
એક સદા જયશંગ કહે જનશ્વાન સમા કટુ વેણ કહેતા॥૧૦૬॥

અંતર હોય અશુદ્ધ અને શુદ્ધ ઊપરથી ઊપચાર બતાવે;
એ ઉપચાર અધર્મ પણું પડદો પડતાં પછિથી વરતાવે;
એથકિ કાર્ય ન કાંઈ સરે પણ ઊલટુ એ નિજ ઊર સતાવે;
કે જયશંગ કુટીલપણું કરિને જગમાં જનકોઇ ન ફાવે. ॥૧૦૭॥

જેજન ઇંદ્રવિજેય તણી સુભ માળતણું ધરિધ્યાન રહેછે;
બ્રહ્મવિલાસ તણું સઘળું સુખ બ્રહ્મપદે રહિ એહ લહેછે;
કાર્ય કરે સઘળાં સુભતે હરિને અરપી મનમોક્ષ ચહે છે;
એ જયશંગસદા જગમાં નિજછંદગિસૌ સુખમાંહિ વહેછે.॥૧૦૮॥

માળા ૩૨ મી સંપૂર્ણ.





# માળા ૩૩ મી.

## ગીતિવૃત.

---

પ્રાપ્ત થએલી લક્ષ્મી, નિરખી સ્નેહી સરવે હરખાતા;
પણ શત્રુ જન ઉલટા, એથી કરિને દૃખિયા નિરખતા. ॥ ૧ ॥

શત્રુનાં દુખ દેખી. દુર્જનને મન ઉલટે અતિ પ્રોતી;
તેવી ધન પુત્રાદી, રાજ્ય મળે પણ ઉલટે નવ પ્રીતી. ॥ ૨ ॥

શોક કરે સંકટનો, તેનો ખેદ ન નિવૃત કદી થાએ;
જન મંડળમાં એથી, સામ્રથ એનું નવ કદિ સમજાએ. ॥ ૩ ॥

દુખનો શોચ કરીને, નિર્બળ જન સૌ અરિને હરખાવે;
પણ ધીરજ મન ધરિને, મર્દામી બહુ શુરવિર દરશાવે. ॥ ૪ ॥

હર્ષ અને દિનતાને, દેખી જે નવ સમાવતા હૃદિએ;
તે પામ્યો હોય લક્ષ્મી, તોપણ લક્ષ્મી ટકે નહીં કદિએ. ॥ ૫ ॥

શત્રુ થકી કંટાળી, દેહ તજ્યે નવ કદિ વૈરજ વળતું;
પણ જો જિવિત હશે તો, કદક સમે પણ ફળ ઇચ્છિત મળતું. ॥ ૬ ॥

ક્રોધ અને ઈર્ષાથી, હોય રહિત તે જન નિવૃતિ પામે;
એ વિણ અન્ય ઉપાયે, પ્રબળ પ્રવૃતિ, અધિક પણે જામે. ॥ ૭ ॥

શુદ્ધ હૃદયના જન સૌ, શત્રુતણી સંપત નિરખી મનમાં;
સમય તણું બળ સમજી, શાંતપણે રહિ નવ તપતા તનમાં. ॥ ૮ ॥

સદૈવ સુભ પક્ષે જે, જનની મતિ આ જગમાં વીચરતી;
તે જન કાળ ધરમને, અનુંસરે પણ ગતિ પ્રભુપદિ ઠરતી. ॥ ૯ ॥

દ્રવ્ય અધિક દુઃખેથી, પાપ્ત કરી ઇચ્છિત દાને દેવું;
એ દ્રવ્યની તૃષ્ણાને, તજિ દેવી એ બહુ દુષ્કર જેવું. ॥ ૧૦ ॥

શત્રુને સંકટમાં, સહાય કર્યાંથી વશ શત્રૂ થાએ;
પ્રતિકુળતા સૌ તજિને, અનુકુળતા ગ્રહિ અવગુણ નવ ગાએ. ॥૧૧॥

પત્નીને પતિ સેવા, સ્વધર્મમાં રહિ કરવી એ ભકતી;
એ ભક્તીની આગળ, વૃથા કહી છે સઘળી તપ શક્તી. ॥ ૧૨ ॥

માત પિતાને ગુરૂની, સેવામાં સૌ રહ્યા ધરમ રૂડા;
એ વિણ અન્ય ધરમ સૌ, પાળે પણ તે નવ ગણવા રૂડા. ॥ ૧૩ ॥

નાખે નિરઅપરાધી, નિશાશા તે સહુ સંપત બાળે;
બચવા ક્રોડ ઉપાયો, કરિએ તો પણ નિશદિન પરજાળે. ॥ ૧૪ ॥

અધર્મથી ધન ભેગું કીધું, તે ધન અધર્મમાં જાએ;
પરમારથમાં પાઇ, તે ધનમાંથી કદિ નવ વપરાએ. ॥ ૧૫ ॥

અન્યાયે જેજે ધન, મેળવિએ તે મનને ભરમાવે;
તર્ક વિતર્ક કરાવી, વિધ વિધ રિતની ઉર શંકા લાવે. ॥ ૧૬ ॥

ઉત્સવના દિન સઘળા, ઉજળા છે પણ વિના હરખ ઝાંખા;
હર્ષ તણા દિન સઘળા ઉત્સવના છે દિન બીજા લૂખા. ॥ ૧૭ ॥

સમય પ્રમાણે સર્વે, કાર્ય કરોતો ફળ ઇચ્છિત મળતું;
પણ જો સમય વિત્યેથી, કાર્ય કરોતો કદિ કાર્ય ન ફળતું. ॥ ૧૮ ॥

અધર્મિને સુખ મળતાં, અધર્મ એનું, દિન દિન વધિ જાએ;
એ કારણથી અંતે, અધર્મિનું સુખ દુખરૂપ દેખાએ. ॥ ૧૯ ॥

ધર્મીને દુખપડતાં, દિનદિન એનું ધરમ વધી જાએ;
એ કારણથી અંતે, ધર્મીનું દુખ સુખરૂપ સમજાએ. ॥ ૨૦ ॥

ઝાઝું જિવતર જનને, અંતસમયમાં દુખ બહુ દરશાવે;
પતિન સગાં સૌ પૂત્રો, નાશ થવાથી, પરવશતા લાવે. ॥ ૨૧ ॥

શત્રૂને આશ્રય રહિ, ઉદર ભરે જે, જન થઇ ઝખવાણો;
સગાં સબંધી સૌનો, તિરસ્કાર એહ દુખ મોટું જાણો. ॥ ૨૨ ॥

તપશ્ચર્યા વિણ કદિએ, આ જગમાં જન સુખનવ અતિ પામે:
સુખદુખ ક્રમે કરીને, પ્રાપ્ત થતાં પણ અચળન સુખપામે ॥૨૩॥

બ્રહ્મને જે જાણે તે, પ્રાપ્ત થએલાં સુખ દુખને સ્હેતા,
હર્ષ અને શોકેથી, વ્યગ્ર થયા વિણ અનુભવિ એ લેતા. ॥ ૨૪ ॥

જ્ઞાનવિના આ જગમાં, શ્રેષ્ટ પદારથ, નવ બીજો કાંઇ:
એથકિ બ્રહ્મ પમાયે, અસાધ્ય એથી, નવ બીજું કાંઇ. ॥૨૫ ॥

સમય પ્રમાણે સમજી, અલ્પદાન શુદ્ધ મનથી જે દેતા;
તે જન મર્ણ પછીથી, સ્વર્ગ વિશે જઇ,અનંત ફળ લેતા.॥૨૬॥

ધર્મ થકી દ્રવ્ય સંચી, દેશ સમયને સુપાત્રતા દેખી,
અરપે સાધૂ જનને, તો તે દાનની ગતિ ઉત્તમ લેખી.॥ ૨૭ ॥

માન સહિત મરવું એ, માણસને છે મહાન હિતકારી;
પણ અપમાને જિવવું એ જિંદગીછે હરદમ હિચકારી.॥ ૨૮ ॥

શુદ્ધ ચિતે કરિ જન જે, દ્રવ્ય સંપાદન સુખ લેવા કરતા;
તે દ્રવ્ય ત્યાગ કર્યાથી, મનમાં મોટું દુખહરદમ ધરતા.॥ ૨૯ ॥

અન્યનું દિલદુભવીને, ધનહરિ તેનું કરે ધરમ કાર્યો;
તો તેનું ફળ તેને, મળે નહિં પણ, ધરમ વૃથા હાર્યો. ॥ ૩૦ ॥

ધર્મ તજી જે ચાલે, તેને ધર્મજ હણિ બહુ દુખ દેતો;
પણ ધર્મજ સાચવતો, તેનું ધર્મજ, કરિ રક્ષણ લેતો. ॥ ૩૧ ॥

જગ શિક્ષકની શિક્ષા, જીંદગીમાંજન લઇને જો ચાલે:
તો તે અનુભવિ થઇને, જગભૂમિમાં રણક્ષેત્રે મ્હાલે. ॥ ૩૨ ॥

સ્વભાવ અજ્ઞાનીનો, અંતલગી નવ બદલાતો દેખો;
દિનદિન બહુ બહુ વૃદ્ધી, પામીને એ પ્રબળ થતો પેખો.॥ ૩૩॥

જ્ઞાનીજન જ્યાં સુધી, પ્રવૃતિમાં રહિ લપટાતો લોભે:
ત્યાં સુધી મન તેનું, ધર્મવૃતીમાં કદિએ નવ શોભે. ॥ ૩૪ ॥

મલિન થએલા મનને, સંત સમાગમ કરિને સ્વચ્છ કરજો;
જ્ઞાનરૂપી રસ રેડી, મર્દન કરિને મલીનતા હરજો. ॥ ૩૫ ॥

સ્નેહી જ્ઞાની હોએ, તોપણ તેને, સુભ શિક્ષા દેવી;
જેથી ધર્મ અરથને, કામ સિદ્ધી સૌ સફળ થયા જેવી. ॥ ૩૬ ॥

જ્ઞાતીને અજ્ઞાની, સહવાસેથી સઘળા પરખાતા;
પણ સહવાસે તર્કો, કરિએ તેસો નિષફળ નિરખાતા. ॥ ૩૭ ॥

સમર્થતાની ઇચ્છા, કરતા હોતો, અરિસમરથ હિણુની;
ઉપેક્ષા નવ કરશો, પણ તેની લ્યો ખબરક્ષણે ક્ષણની.॥ ૩૮ ॥

નીતીવંત મનુષ્યના, ગુપ્ત ગુણો નવ નિતિહિણજન જાણે;
સમગુણવાળા સજ્જનો, તુલના કરિને સદાય પીછાણે. ॥ ૩૯ ॥

એકજ શબ્દ થકીતો, જ્ઞાન ઉપજશે, કરિલે અનુભવતો;
મર્ણ પછી સૈ સંપત, ધર્મ વગરતું કયમકરિ ભોગવસો. ॥ ૪૦ ॥

અનૃત વદવાથી ભય, ઉપજે તેવો ભય કદિ નવ જાણો,
મૃત્યુથી પણ જનને, દુષ્કર એવો ભય નવ પીછાણો. ॥ ૪૧ ॥

જિવતા જનને જેવી, પુરૂષારથથી, સુભ કીર્તી મળતી;
તેવી કીર્તી કદિએ, મર્ણ થએલા જનને નવ મળતી. ॥ ૪૨ ॥

શાસ્ત્ર સકળ ખારાં છે, ગુરૂ મુખવિણનાં સમુદ્ર જળ જેવાં;
પણ ગુરૂ મુખ સુણવાથી, વૃષ્ટી જળ સમ ગણિ મીઠાં લેવાં ॥ ૪૩ ॥

નીંચપણું નથિ કદિએ, ધંધાથી પણ વણ ધંધે નિચતા;
અમિર શ્રિમંત અને સૈ, જન પણ ધંધા કરતા મન રૂચતા. ॥૪૪॥

જેના અધર્મથી બહુ, કલેશ વધીને વિનાશ વરતાએ;
તેનો દોષ બધોએ, અધર્મના મુળ કરતાને થાએ. ॥ ૪૫ ॥

ઊત્તમ રૂપ મનુષ્યનું, વૃદ્ધપણ કદિએ હણવા નવ ચૂકે;
અધર્મ પણ એ રીતે, દ્રવ્ય હણ્યા વિણ કદિએ નવ મુંકે ॥ ૪૬ ॥

વાઘ અને વન બેનું, રક્ષણ હળિમળિ વસવાથી થાએ;
પણ એ અલગ રહેતો, નિશ્ચય બેમો વિનાશ થઇ જાએ. ॥ ૪૭ ॥

ઢાલ ધરમની ધરિને, ક્ષેત્ર વિકટમાં વિરલા જન મ્હાલે;
ઉત્તમ રંગ બતાવી, દોષ રૂપી અરિ થકિ નવ ડરિ ચાલે. ॥ ૪૮ ॥

એક કરે કૃત્ય તેનાં, ફળ ભોગવતા, જન બિજા દેખો;
દોષ નહીં કદિ તેને, દોષ બધોએ કરતાને લેખો. ॥ ૪૯ ॥

લક્ષ કરી મુંકેલું, બાણાવળિનું કદિ બાણજ ચૂકે;
પણ બુદ્ધી માનોની, લક્ષ કરેલી નવ બુદ્ધિ ચૂકે. ॥ ૫૦ ॥

અણધારી આફતમાં, આવી પડતાં બચવાને માટે;
કરીએ ક્રોડ ઉપાયો, તોપણ બચતું ભવિષ્ય તણે સાટે. ॥ ૫૧॥
ઊનાળામાં અગ્ની. કોપ કરે તો પરજાળે પૃથવી;
એવી રીતે જ્ઞાની, ક્રોધ કરે તો, દુનિઆં દે દઝવી. ॥ ૫૨ ॥
મનુષ્ય તણી બુદ્ધીજો, ધર્માર્થથી રહિત પણે ચાલે;
તો તેનો ક્ષય પાસે, આવ્યો જાણો, વિનાશમાં મ્હાલે. ॥ ૫૩ ॥
નિજપુત્રોનું જેઓ. હિત ઇચ્છીને હરદમ હિત કરતા;
તાત ભલા જગમાંએ, પુત્ર તણાતો ખરિ રિતથી ઠરતા. ॥ ૫૪ ॥
સુભ કર્મો તજિ દઇને, નિંદિત કર્મો જગમાં જે કરતા;
તે જન આ લોકેને, પરલોકે પણ, સુખમાં નવ ઠરતા. ॥ ૫૫ ॥
તૃષાયુક્ત જન જઇને, જળાશયેથી જળ ખપતું લેતો;
સાર સકળ શાસ્ત્રેથી, જ્ઞાની જન એ રિતથી અહિ લેતો. ॥ ૫૬ ॥
ગ્રહસ્થા શ્રમની સરવે, હાલત જનની ધરમારથ માટે;
તો પછિ તે સાચવતાં, ડરવું નહિં કદિ વિનાશની વાટે. ॥ ૫૭ ॥
વણ સમજ્યે માણસને અજ્ઞાનજએ રૂપ મૃત્યુ જાણો:
અમરપણાનું રૂપજ, જ્ઞાન એજછે સદાય પીછાણો. ॥ ૫૮ ॥
આકાશે ઉડનારાં પક્ષીનું કદિ, નવ સ્થાનક જડતું;
એ રીતે જ્ઞાનીના, માર્ગ તણું પણ, સ્થળ નવ સાંપડતું. ॥ ૫૯॥
સબંધિ થઇ ધન માટે, અરસપરસ બહુ કલહ કરે જયારે;
ભેદ પડ્યાથી એવો વિનાશ નિપજે, અરિ વશ થઇ ત્યારે.॥૬૦॥
અતિશય ધન સંપાદાન, કરિને જે જન વરતે દિન સરખો;
તેનું ધન શત્રને, હાથ ગએલું, નજરે સૌ નિરખો. ॥ ૬૧ ॥
સ્વધર્મ તજિ દિનતાનો. આશ્રય કરતા જગમાં જન જેઓ;
જિવિકાના સાધનને, માટે સમરથ, થતા નહી તેઓ. ॥ ૬૨ ॥
ઉન્મત્તને મૃદુતાથી, સેવન કરતાં નવ સ્વારથ સરશે;
સ્વારથ તો નિજબળથી, ઉન્મતને વશ કરતાં સૌ સરશે.॥ ૬૩ ॥
પ્રશસ્ત શિલ આચરણી, જનની આગળ, વિનય નહીં કરવો;
જુ તેની સાથે તો, ઊંચપણે રહિ દઇ દંડજ હરવો. ॥ ૬૪ ॥
કામ અને ક્રોધાદી, વશ થઈ પ્રાક્રમ કરે મનુષ્ય ત્યારે;
દૈવ પ્રતીકુળ થઇને, ફોકટ પ્રાક્રમ થતું ગણો ત્યારે. ॥ ૬૫ ॥

નાવ સુકાની વિણનું, પ્રબળ જળે જઇ ભ્રમણ થતું જેવું;
અગ્રેસર વિણ મંડળ, પ્રબળ અરીથી થતુ વીંહળ તેવું. ॥ ૬૬ ॥

સો પ્રાણીની સાથે, અરસપરસ ભય નવ હોયે જેને;
સદાય જનમંડળમાં, ઊત્તમજ્ઞાની, સમજો સો એને. ॥ ૬૭ ॥
લક્ષ કરી મુંકેલું, બાણાવળિનું કદિ બાણજ ચૂકે;
પણ બુદ્ધી માનોની, લક્ષ કરેલો નવ બુદ્ધી ચૂકે. ॥ ૬૮ ॥

કુલિન મનુષ્ય નિંદાથી, જિવવા કરતાં મરણ સરસ જાણે;
નિંદા જિવિત વગોવે, હાલત એવી મરણ નહીં આણે. ॥ ૬૯ ॥
અપરાધી સજ્જનનું, અપમાનેથી વધ કરવા જેવું;
તેજ બધું એ રીતે, વધ કરવાસમ હરણ કરી લેવું. ॥ ૭૦ ॥

સામ અને દાનેથી, શત્રૂ જો કદિ નવ પામે શાંતી;
તો નિજ જિવિતનું રક્ષણ, કરવા શિક્ષા કરવી તજિ ભ્રાંતી. ॥૭૧॥
નિમિત્ત જેવાં જેવાં, તેવા જનના મત ભેદો થાએ;
પણ તે સમે સમયને, અનુસરિ કરવું, ઘટીત સમજાએ. ॥ ૭૨ ॥

મનુષ્ય તણી બુદ્ધિતો, સર્વ સમયમાં સરખી નવ જાણો;
સુખ દુખ સમય પ્રમાણે, નિરખીનેતે અનુસરતી જાણો. ॥ ૭૩ ॥
પુરૂષારથ કરવાથી, અર્થ તણી કદિ નવ સિદ્ધી થાએ;
પણ તે સાથે દૈવજ, અનુકુળ હોયે ફળિભુત નિરખાએ. ॥ ૭૪ ॥

ખાર જમીનમાં જેજે, બિજ વરિએ તે, ઉગતું નવ સારૂં;
એ રીતે દુર્જનને, હિત વાયક નવ હૃદયે ઠરનારૂં. ॥ ૭૫ ॥
નિજધનથી સંતોષી, ચાહે નહિં જે પરધનને ચિત્તથી;
તે આ જગમાં જન્મી, સાર્થક કરતા, સમજાતાં હિતથી. ॥ ૭૬ ॥
બળવંતો નિજ મુખથી, નિજ બળનાં નવ વખાણ વર્ણવતા;
વખાણતા નિજબળને, અબળપણું એ સદૈવઅનુભવતા. ॥ ૭૭॥

અધન અને અકૃતાર્થ, કૃત કર્મોનાં ફળ સવળાં ત્યાગી;
રૂણ વેઠવા એવા, જન ઊદ્યમ વિણ નવ કદિ સહભાગી. ॥ ૭૮ ॥
અધ્રુત વહનારાને, સાક્ષિપણ્ય સંતતી રૂપ કદિ નવ હોતાં;
તો પણ શ્રેષ્ઠ ગતીઓ, તેવાં જન કદિ નજરે નવ જોતાં. ॥ ૭૯ ॥
બે જણ વચ્ચે વાંધો, પડતાં બુદ્ધિને આરામ નવ બનતું;
તે કરતાં પંચોથી, ન્યાય કરાવી ધન વ્યંથી ભરવું. ॥ ૮૦ ॥

જેમ અધીક સડેલું, ફળ ખાધેથી, જનને દુખ આપે;
તેમ અધીક સમયનું પાપ મળેલું જનને સંતાપે. ॥ ૮૧ ॥
સ્નેહીનાં હિત રૂપજે, વચન ન માની ઉલટો વહિ જાએ;
ફિર સુત્રી જનએ સૌ, પુરૂષારથથી હિણુ થઇ પસ્તાએ. ॥ ૮૨ ॥
માન તજી સ્નેહીનાં, હિતરૂપ વચનો જનજે ગ્રહિ ચાલે;
તે હરદમ આ લોકે, શાંત પણે રહિ સુખમાં બહુ મ્હાલે. ॥ ૮૩ ॥
જે જન ઉચ્યતાઇથી, સ્નેહીનાં હિત રૂપ વચનો ત્યાગી.
નીચ મનુષ્યનાં વચનો, ગ્રહણ કરે તે સમજો નિર્ભાગી. ॥ ૮૪ ॥
સજજનનો મત મુકી દુર્જનનો મત ગ્રહિજે અનુસરતા;
તેનાં સર્વ સબંધી, અલ્પ સમયમાં અફશોષી કરતા. ॥ ૮૫ ॥
સાવધ શત્રુ સાથે, ગાફલતાથી રહિને જે હીંડે;
તેને સાવધ શત્રૂ, કરી પરાભવ હરિ સંપત પીડે. ॥ ૮૬ ॥
કોપ કરે પ્રભુ જેજે, સ્થળપર તેતે સ્થળ ઝટ દઈ ત્યાગી;
અવર સ્થળે જઇ વસવું, પ્રભુની એથી થશે ન ઇતરાજી. ॥ ૮૭ ॥
સકળ જગત જયાં દુખથી, વ્યાપ્ત બને ત્યાં નવ કહિએ ડરવું;
પુરૂષારથ એ વખતે, વૃથા ગણીને હરિ સમરણ કરવું. ॥ ૮૮ ॥
દળિદ્રતા દુનિઆંમાં, મનુષ્ય મતીને હરદમ બહુ હરતી;
સંકટને સાથે લઇ, આળસને ગ્રહ નિવાસ એ કરતી. ॥ ૮૯ ॥
આળસને નિર્ધનતા, ભાગ્યોદયને નિરખીને નાશે;
પણ ભાગ્યસ્ત જુએ ત્યાં, કોડ કરીએ વસતાં જઈ પાસે. ॥ ૯૦ ॥
ઇશ્વરના ઉદ્દેશે, જેજે કર્મો જગમાં જન કરતાં;
વિઘ્નાદી દોષોતો, તેમાં કહિએ નવ આવી ઠરતા. ॥ ૯૧ ॥
ભયથી જે જન ભડકે, તેનું બળ તે હરણ કરી લેછે;
નિર્બળ કરિ એ રીતે, દુખ દરિઆમાં, હડસેલી દેછે. ॥ ૯૨ ॥
ભય દેખી જે ભાગે, તેના સરખો નપુષક નવ કોઇ;
પણ ભય સાથે ભેરે, એજ મરદની બલિહારી જોઇ. ॥ ૯૩ ॥
ટળે ન કોઇ કાળે, પુરૂષારથથી થનાર જે ભાવી;
તો પણ જે બાજુએ, ધર્મ હશે ત્યાં જય મળશે આવી. ॥ ૯૪ ॥
રાજ અને ધન સંપત, મેળવતાં મન ઉપજે દિલગીરી;
તે દિલગીરી ટાળવા, ઉપાય એકે, નવ દીઠો કારી. ॥ ૯૫ ॥

નજિક મરણ આવેલા, રોગીને નવ, રૂચે દવા રૂડી;
એ રીતે હિતવાણી, વિનાશ વખતે જન જાણે કૂડી. ॥ ૯૬ ॥
વ્યવ્હારમાં વિવેકે, વરતે તે જન ગણાય છે ડાહ્યા;
વણ વિવેકે વરતે, એ જન સદાય વ્યવ્હારમાં વાહ્યા. ॥ ૯૭ ॥
નાની પણ સંપીલી, પ્રજા હમેશાં પ્રબળ થઇ પુરી;
મોટી પણ કલેશાળી, પરજાને એ વશ કરતી શુરી. ॥ ૯૮ ॥
મરણ સમે પરથમની, ઇચ્છા સરવે સમરણની હેતૂ;
પરવશતા પામેલા, જિવને બીજું સમરણ નવ રે'તું. ॥ ૯૯ ॥
અર્થ તણો સેવક છે, જીંદગી આખી પુરૂષ જરૂર જાણો;
પુરૂષ તણો તો કહિએ, અર્થન સેવક અવશ્ય કરી જાણો. ॥ ૧૦૦ ॥
માત પિતા ગુરૂ જ્ઞાની, સાથે હરદમ શિશુકર ભાવ ધરી;
ચાલે તે ભવસાગર, શાંતપણાથી, સહજે જાય તરી. ॥ ૧૦૧ ॥
દહિંને મથન કર્યાથી માખણ મીઠું જરૂર પણે જડતું;
એ રીતે સુભ ઊધમ, મથન કર્યાથી સુભ ફળ સાંપડતું. ॥ ૧૦૨ ॥
જે જનનું જે સાથે, લગની લાગ્યે મન બહુ લપટાતું;
તે જનનું તે સાથે, સુખ દુખમાં મન સમાન સમજાતું. ॥ ૧૦૩ ॥
અનુકુળ સમય હશે તો, અનુકુળ સાધન અણધાર્યાં જડશે;
પણ પ્રતિકુળ સમયમાં, સાધન સઘળાં પ્રતિકુળ થઇ પડશે ॥ ૧૦૪ ॥
ઉત્તમના સંગે રહિ, ઊત્તમતા નવ અનુગ્રહ વિણ પામે;
ઉત્તમના અનુગ્રહથી, મનુષ્ય હમેશાં ચડતા સુભ ઠામે. ॥ ૧૦૫
શરૂઆતે સંકટ સહુ, દઢ જનનાં પણ ચિતને ચમકાવે;
પણ પછિ ધીમે ધીમે, સહવાસેએ ભય સૌ મૂકાવે. ॥ ૧૦૬ ॥
પર્વતના પત્થર પણ, કાળે કરિને, રજ રૂપે થાએ;
કાળાંતરે સહુનું રૂપાંતર એ રિતથી થઇ જાએ. ॥ ૧૦૭ ॥
છકીગયા નર લાખો લક્ષ્મી હર્ખે, રહે જિવ વશ ન સદા.
ગા જેસંગ ગીતિમાળા, ઉપર એકાત્તર અક્ષરછે ઉમદા ॥૧૦૮॥

માળા ૩૩ મી સંપૂર્ણ.



# માળા ૩૪ મી.

## મનહર છંદ.

---

પૃથ્વી આદી પદારથો, કાળથી પવિત્ર થાય,
દેહાદિક સ્નાન થકી, પવિત્ર પેખાય છે;
મલીન પદારથનો, લેપ જેને થયો હોય,
તેહ શુદ્ધ જળે ધોતાં, શુદ્ધ સમજાય છે;
ગર્ભાદિક સંસ્કારથી, ઇંદ્રિઓ સો તપથકી,
ધન દાન દેવા થકી, નિર્મલ લેખાય છે;
કહે જયશંગ એમ, સંતોષથી મન અને;
બ્રહ્મ વિદ્યા થકી આત્મા, શુદ્ધ થઇ જાય છે. ॥ ૧ ॥

મનુષ્યના ધર્મ અર્થ અને વળી કામ એજો
કુટુંબના ઉપયોગે, સદા વપરાય છે;
તો તો તેહ ધર્માદિક, કૃત્ય બધાં કરેલાંઓ,
સફળ આ જગતમાં, થએલાં જણાયછે;
પણ એથી ઊલટું જો, એનાથી કુટુંબ માંહે,
ઊપજે કલેશ તો તે, અફળ ગણાય છે;
માટે જયશંગ કહે, કુટુંબીનાં મન રાજી;
રાખી ધર્માદિક કાર્ય કર્યે શ્રેય થાય છે. ॥ ૨ ॥

પ્રિય વિષયોને સેવનાર જે મનુષ્ય હોય,
તેહ કુલિનતા વિદ્વતાએ છકી જાય છે;
વળી એહ રજો ગુણી, ઘણાં ઘણાં કાર્ય કરી,
અધમપણાથી પોતે, ઘણા અંધ થાય છે;
જુવાની દિવાની સમી, ઝુકી રહી હોય શીર,
એથી કરી એઓ ઘણા, માતેલા મનાય છે;
કહે જયશંગ પણ, એહ સર્વ મદથકી,
લક્ષ્મી તણા મદે બુદ્ધી, ભ્રષ્ટ તો ભણાય છે. ॥ ૩ ॥

જેની પાસે દ્રવ્યાદિક, સંપત્તી હોય છે ઘણી,
તેહ નિજ દેહને દિપાવી ક્રીડા કરે છે;
વળી નિજ દેહ તણા, સુખમાં હમેશ એહ,
આશક્ત બનીને અંધ થઇ અનુસરે છે;
તેને આ લોકમાં સદા, પ્રાપ્તી થાય સુખતણી;
પણ પરલોકે સુખ હીણ સદા ઠરે છે;
કહે જયશંગ એમ, આત્મ જ્ઞાન વગરના,
જીવ અહીં જન્મ લઇ, વિથ્યા જન્મ હરે છે. ॥ ૪ ॥

અષ્ટાંગયોગનું જેઓ, સેવન કરીને સદા,
તપ કરવામાં સાચી શ્રદ્ધાતો બતાવેછે;
વળી વેદાધ્યયનમાં, હોય છે પ્રવૃત પૂરા,
અનેક વ્રતે કરીને, શરીર સુકાવે છે;
ઇંદ્રિઓને નિયમમાં, રાખી જીવ હિંસાતજી,
અનેક વિધિએ દયા ભાવ વરતાવે છે;
કહે જયશંગ એહ, આ લોકે ન સુખ પામે;
પણપર લોકે પૂર્ણ, સુખ એને આવે છે. ॥ ૫ ॥

ધર્મ તણાં કાર્યનું જે, હમેશ સેવન કરી;
કાળે કરી મૃત્યુ તણી, ગતીને તે પામે છે;
વળી જીંદગીમાં પોતે નારી પ્રાપ્ત થયા પછી,
યજ્ઞો કરી દેવ પુજી, મનમાં વિરામે છે;
એને આ લોકમાં અને, પરલોક માંહે પણ,
સુખ તણી પ્રાપ્તી થઇ, દુખ બધાં વામે છે;

કહે જયશંગ એવા, આત્મ જ્ઞાન વગરના,
જીવ સહૃ કર્મે કરી, સુખ સદા પામે છે. ॥ ૬ ॥

મૂરખ પુરૂષ જેહ, વિધા સંપાદન વિના,
પશુ તુલ્ય બની, પશુ વૃત્તીને ચલાવે છે;
વળી તપ,દાન કે ધરમ નિતી ધરે નહીં,
અધર્મ અધીક કરી, જીવોને સતાવે છે;
કામનિની ક્રિડામાંહિ, અધિક આશક્ત બની,
પુર્ષાતન પુત્રોત્પિપતી, કરીને બતાવે છે;
કહે જયશંગ એહ, આ લોકે કે પરલોકે,
સુખ પામ્યા વિના, મિથ્યા જીંદગી ગુમાવે છે. ॥ ૭ ॥

ગુણ્યા મેં શ્રીમંત એવા, ખાન પાન વડે ખુબ,
પીંડનું પોષણ કરી, મોજતો ઉડાવતા;
પણ એ પોતાના બધા, કુટુંબમાં કંગાળ જે;
અન્ન વિના અર્ધં ભૂખ, વેઠી દિન કાડતા;
તેની તો સંભાળ કોઇ, કાળે કદી લેતા નહીં,
અને અન્યને તો સેવા, મીઠાઈ જમાડતા;
કહે જયશંગ એહ, અધર્મ ગણાય ઘણો,
છતે ધને કુટુંબીને, કલેશ એ પમાડતા. ॥ ૮ ॥

અરે મિથ્યા આબરૂને, માટે ધન ધૂળ ધાણી;
કરી કેક બોકડાને, ખાણુ ખવરાવતા;
એમાંની ન પાઈ એક, જાય પરમારથમાં,
ગાય ગળે છરી દઇ, ગદ્ધાને ચરાવતા,
મળે એથી માન બહુ, ગદ્ધાઓના મંડળમાં,
ત્યારે પોતે માને કીધી, મનથી ઊદારતા;
કહે જયશંગ પણ, આબરૂ એ જોને તારી,
સજજન સો પુંઠ તારૂ, પોકળ પોકારતા. ॥ ૯ ॥

વામાના વિલાસ માંહિ, એવું શું તેં સુખ દીઠું,
જેથી કરી સદા તેનો, દાસ થઇ ચાલતો;
માબાપ કે ભાઇ ભાંડુ, કોઇનો સગો ન થાય,

સગો એક માનીતી પ્રિયાનો થઇ વ્હાલતો;
જુવાની તો કાલ તારી, ઝપાટામાં જતી રેશે;
કાળ આવી એકદમ, કોટ તારી ઝાલતો;
માટે જયશંગ કહે, મિથ્યા મોજ માટે મૂર્ખ,
ધર્મ નિતી તજી ધૂળ, માથે કેમ ઘાલતો. ॥ ૧૦ ॥

દારા તો જે દ્રૌપદી કે, દમયંતી જેવી હોય,
દુખમાં દિલાસો દઇ, પતિને રીઝાવતી;
અનેક દુખોનાં બાણુ, પતિ હૃદે વાગ્યાં હોય,
તીક્ષણુ એ ઘાવ પતિ, દિલાસે રૂઝાવતી;
એથી કરી પતીને એ, દુખ ન જણાય કાંઇ,
સુખના સમય જેવી, સેવા સૌ બજાવતી;
કહે જયશંગ એવી, પતિ પૂર્ણ પવિત્રતો;
પતિતણાં પૂર્ણ પુણ્યે, પતિ થઇ આવતી. ॥ ૧૧ ॥

અઘોર નિદ્રામાં કંઈ, આળસુ પડેલા એવા,
જેને રાત દિવસની, ખબર તો છે નહીં;
જન્મ ધરી જીંદગીમાં, આવવાનું કારણ શું ?
કરતાએ શાંશાં કાર્ય, કરવા વિધી કહી;
તેનું તો ન ભાન કાંઇ, ભાન એક ખાનપાન
પડયાં પડયાં કરવાનું, રાખીને ચાલે સહી;
કહે જયશંગ એવા, આળસુને ધિક ધિક,
માત કુખે જન્મ ધરી, જીદગી મિથ્યા વહી. ॥ ૧૨ ॥

અરે ! દુષ્ટ અધર્મનાં, કાર્ય કરી રીઝે કેમ ?
આખર એ કાર્ય તને, કષ્ટથી રડાવશે;
પ્રથમતો હુલાવી ફુલાવી તને સારી રીતે.
લાલચમાં લપટાવી, લાડતો લડાવશે;
વળી આંખે ઊંધા પાટા, બંધાવીને બહુ રીતે,
જગતની બત્રીશીએ, ચાકતો ચડાવશે;
કહે જયશંગ પછી, અતે જતાં એહ તને,
નર્કમાં નંખાવી શિર, જુતિયાં જડાવશે. ॥ ૧૩ ॥

અરે દુષ્ટ તણી વળી, મતીતો વિચારી, જુઓ,
કુકર્મ કરીને સદા, સામે પુરે ચાલતો;
અનિતી અવિવેકને, અધર્મનાં કાર્ય બધાં,
ખંત ધરી ખોળી ખોળી, ઝડપીને ઝાલતો;
પછી પૂર્ણ પણે એહ, ચિત્તને પરોવી એમાં,
માતેલા સાંઢની પેઠે, મસ્ત થઇ મ્હાલતો;
કહે જયશંગ પછી, પાપ તણો ઘડો પૂરો,
ભરાઇને ફુટે ફળ, નબળાં નિહાળતો. ॥ ૧૪ ॥

ભલા ભલા ભાગ્યશાળી, પૃથ્વીમાં પાકી ગયા,
જેનાં નામ સુણી આજ, હૈયું હરખાય છે;
ધન તન દોલત જે, નિજનાં ગણાતાં તેહ,
બધા પરમારથમાં, વાપર્યાં લેખાય છે;
તેની સાથે નિતી અને, ધર્મ ભર્યાં ચરિત્રો સૌ,
વાંચી જોતાં તવારીખે, તેઓનાં દેખાય છે;
કહે જયશંગ એવા, પવિત્ર પુરૂષ બધા,
જ્ઞાન દ્રષ્ટે જોતાં સ્વર્ગે, ગએલા પેખાય છે. ॥ ૧૫ ॥

કળિયુગે કેર પૂરો, હાલ વરતાવ્યો જુઓ,
ધર્મને તો દેશપાર, જાણે કરી દીધો છે;
તેની સાથે અધર્મને, અધિક કરીને પ્યારો,
પૂરી રીતે પડખામાં, લક્ષ વસા લીધો છે;
જ્યાં જોઇએ ત્યાં અધમનાં, નિશાનો ચઢાવ્યાં દીસે,
માયારૂપી મદીરાનો, પ્યાલો સૌએ પીધો છે;
કહે જયશંગ એવો, કેર કલેશદાયી ખૂબ,
કળિયુગે ઘેર ઘેર, આજે અહીં કીધો છે. ॥ ૧૬ ॥

નપુંશક પુરૂષની, પાસે કામનિઓ તણી,
ચેષ્ટા અને ચતુરાઇ, વૃથા સમજાય છે;
આંધળા મનુષ્ય પાસે, સુંદર સ્વરૂપવાન,
પદારથ હોય પણ, અકારજ જાય છે;
અરસિક પુરૂષને, રસિક કવિતા કહો,

તોતે બધી વૃથા જતી, દ્રષ્ટીએ દેખાય છે;
કહે જયશંગ એમ, અથહિત પુરૂષને,
મંડળીમાં માન દેવું, વૃથા એ કથાય છે. ॥ ૧૭ ॥

દ્રઢ મન વિના મોટાં, કાર્ય ન કરી શકાય;
દ્રઢ મન એજ મોટાં, કાર્યની સફળતા;
ગમે તેવાં સબળ સાધન હોય તેહુ છતાં,
દ્રઢ મન વિના થાય, કાર્યની અફળતા;
હૃદયમાં હામ ધરી, કામ કર્યે જાય પણ,
તજાવે એ અધવચ, ચિત્તની ચપળતા;
કહે જયશંગ એમ, દ્રઢતા વીનાનું મન,
ઉપદ્રવ આપી કરે, કાર્યની નિષ્ફળતા. ॥ ૧૮ ॥

ધર્મ ભ્રષ્ટ પુરૂષનું, આશ્રમ ધરીને રહે;
તોયપણ અંતે એહ, મિથ્યા સૌ મનાય છે;
સ્વધર્મનો ત્યાગ કરી, સંસારમાં ચાલે તેહ,
નાસ્તિક પણાના નામે, સદા ઓળખાય છે;
જેવી રીતે સંસારમાં, પુત્ર વિના પુરૂષનું,
સુખી જીવતર પણ, વૃથા સૌ લેખાય છે;
કહે જયશંગ માટે, ધર્મ ભ્રષ્ટ થયા વિના,
સ્વધર્મથી ચાલ્યે જન્મ, સત્ય સમજાય છે. ॥ ૧૯ ॥

પુણ્ય કર્મ કરનારા, જીવની પવિત્ર કીર્તી,
પૃથ્વીમાં રહે ત્યાં સુધી, સ્વર્ગ સુખ ભોગવે;
એવી રીતે પાપ કર્મ, કરે તેની અપકીર્તી.
આ લોકે રહે ત્યાં સુધી, નર્ક ગતી સંભવે;
પણ પછી પુણ્ય પાપ, ક્ષીણ બધાં થાય ત્યારે,
આ લોકે આવી એ જીવ, ફરી પાછા ઉદ્ભવે:
માટે જયશંગ કહે, પાપાચર્ણ ત્યાગ કરી,
ધર્માચર્ણ ધરી ચાલે, તેને સ્વર્ગ સંભવે. ॥ ૨૦ ॥

કુટુંબનાં મનુષ્યનાં, મન દગ્ધ કરી જેહ,
જપ તપ ધ્યાન ધરી, સંસારમાં ચાલતા;

તો તે જપ તપ ધ્યાન, હિંસક ગણાય ઘણાં,
દેહ કષ્ટ કરી મિથ્યા, મુરખ એ મ્હાલતા;
કુટુંબનાં મનુષ્યનાં, પ્રસન્ન રાખીને મન,
ચાલ્યા થકી સદા પોતે, પાપને પ્રજાળતા:
માટે જયશંગ કહે, સમજુ જે હોય તેહ,
સમજીને સત્ય ધર્મ, સદા પોતે પાળતા. ॥ ૨૧ ॥

કદર્ય મનુષ્ય હોય, તેને સાધુ જન સદા,
ઉદારપણાથી દાન, દઇ વશ કરે છે;
વળી જુઠું વદનાર, હોય તેને સત્યતાથી,
વશ કરી ચિત એનું, હમેશ એ હરે છે:
ક્રુર કર્મ કરનાર હોય તેને ક્ષમા થકી,
વશ કરી તેનાપર, દયા ભાવ ધરે છે;
કહે જયશંગ એમ, અસાધુ જે હોય તેને,
વશ કરવાને સાધુ, સાધુતા આચરે છે. ॥ ૨૨ ॥

વિદ્વાનને માન અપમાન તણો ભય ઘણો,
શ્રીપતીને દ્રવ્ય નાશ, તણો ભય જાણવો:
કામનીને કંથ તણી, અપ્રીતીનો ભય ઘણો,
રાજનને ભય પરરાજ્યનો પ્રમાણવો;
નોકરને નાથ તણી, અખુજનો ભય ઘણો,
સજ્જનને દુર્જનનો, ભય તો પીછાણવો;
કહે જયશંગ એમ, સર્વ ભય વશ રહ્યા,
ભય વિણ સદા એક, જ્ઞાનીને પ્રમાણવો. ॥ ૨૩ ॥

સગાંને સંબંધી સાહુ, વિદેશ વસે જ્યાં સુધી,
ત્યાં સુધી સૌ તેને ઘણાં, ચિત થકી ચ્હાય છે;
તીર્થ તણાં સ્થાન જેમ જેમ દૂર હોય તેમ,
પવિત્રતા માટે પૂર્ણ પ્રણે વખણાય છે:
ડુંગરાઓ જેમજેમ, દ્રષ્ટી થકી દૂર હોય,
તેમ તેમ તેહ રળિયામણા દેખાય છે:
કહે જયશંગ એમ, દ્રષ્ટી થકી દૂર હોય
જગતમાં તેનું મોટું, માન સમજાય છે. ॥ ૨૪ ॥

જગતમાં જે પુરૂષ, સત્પુરૂષ તણો કરે,
સમાગમ તેને બેહુ, મિત્ર સમ ગણે છે:
તેથી સત્પુરૂષ તણો, સમાગમ કરેલો એ,
નિષ્ફળ ન થાય કદિ, શાસ્ત્ર એમ ભણે છે;
વળી સત્પુરૂષ સદા, મન કર્મ વાણિવડે,
સર્વના અદ્રોહી થઇ, અનુગ્રહ આણે છે;
માટે જયશંગ કહે, સત્પુરૂષ તણો સદા,
સમાગમ કરે એહ, દોષ સર્વ હણે છે. ॥ ૨૫ ॥

અમિત્ર જે હોય તેને, મિત્ર સમ ગણી પોતે,
સત્પુરૂષ દયા દ્રષ્ટી, તેની પર કરે છે;
મનુષ્યને પોતાપર, વિશ્વાસ ન હોય પણ,
સત્પુરૂષ ઊપર વિશ્વાસ એનો ઠરેછે:
એ કારણ વડે એહ, પ્રાર્થના કરે છે એની,
એથી સત્પુરૂષ દયા, કર્યે દોષ હરે છે;
માટે જયશંગ એવા, સત્પુરૂષ તણો સદા,
સમાગમ શ્રેષ્ટ એમ, જ્ઞાની સૌ ઊચરે છે. ॥ ૨૬ ॥

સત્પુરૂષ તણીસદા, અખંડિત ધર્મ વૃતી,
માટે કોઇ કાળે એહ, સીદાતાતો છે નહીં;
વળી એહ વ્યગ્રપણું, ગ્રહણ કરીને કદી,
મન થકી વ્યથા પણ, પામતા નહીં સહી;
વળી એવા મનુષ્યથી મનુષ્યને કોઇ કાળે,
ઊપજતો નથી ભય, સમાગમમાં રહી;
કહે જયશંગ એવી, સંતતણી સત્યતાને,
તપે કરી પ્રબળતા, શાસ્ત્રમાં સદા કહી. ॥ ૨૭ ॥

સત્પુરૂષ જેણે ફક્ત, ઊપકાર કર્યો હોય,
તેને ઊપકાર આપી, સંતોષ ન રાખતા:
પણ જેણે અપકાર, કર્યો હોય તેને પણ,
ઊપકાર કરી પોતે, હર્ષ તો બતાવતા;
એવી ધર્મ યુક્ત રીતી, સંતમાં સમાઇ રહી,
માટે સૌની રક્ષા કરી, દયા દ્રષ્ટી દાખતા;

માટે જયશંગ કહે, સંતની કૃપાથી સર્વ,
આ લોકેને પરલોકે, શ્રેષ્ટ સુખ ચાખતા. ॥ ૨૮ ॥

સત્પુરૂષ જેજે વાણી, ધર્મ બળે વદે એહ,
દુષ્કર તે હોય છતાં, દૈવ ન ઊથાપતા;
એવું એનું જપ તપ અને ધર્મ ધ્યાન તણું,
જ્ઞાનીઓ સો જ્ઞાન દ્રષ્ટે, પૂર્ણ બળ માપતા;
ગમે તેવાં સંકટ મનુષ્ય શિર આવ્યાં હોય,
પણ સંત કૃપા કરી, સંકટ એ કાપતા;
કહે જયશંગ એવા, દૈવ કર્મી સંત સદા,
મનુષ્યને કૃપા કરી, મોક્ષ મતી આપતા. ॥ ૨૯ ॥

જગતમાં જીતેંદ્રિય, મનુષ્ય જે હોય તેહ,
સંકટની સેવનાથી, ક્લેશ નવ પામતા;
પણ ઊલટી એ એને, ધર્મ વૃતી વધવાના,
સાધન તરીકે ગણી, મનમાં વિરામતા;
સુખ દુખ પૂર્વ તણા, કર્મ થકી પ્રાપ્ત થાય,
એમ જાણી હર્ષ શોકે, આણે ન વિસમતા;
કહે જયશંગ એક, ધર્મ વડે ભવિષ્યને,
સુધારવા તણી રાખે, ઊરે મોટી મમતા. ॥ ૩૦ ॥

પતિવૃતવાળી પત્ની, પૂરણ પવિત્રપણે,
પતીપર પ્રિત કરી, સ્વધર્મથી ચાલતી;
સુખ દુખ સમયમાં, સ્વામીની સમીપ રહી,
શ્રેષ્ટ સદ્‌ગુણ ગ્રહી, આનંદથી મ્હાલતી;
સાસુ સસરોને સર્વ, સ્વસુરના પક્ષ સાથે,
સંપ થકી ચાલી સૌને, સંતોષ એ આપતી;
કહે જયશંગ એવી, પતિવૃતા પત્ની સદા,
કોપ કરે ત્યારે સામા, પક્ષને પ્રજાળતી. ॥ ૩૧ ॥

શ્રી પતિને દ્રવ્ય તણું, સાધન ગણાય સારૂ,
તેમ છતાં આળસથી, ઊદ્યોગ ન આદરે;
વળી દાન દેવા તણી, શક્તિ સમજાય સારી,
તેમ છતાં પોતે પરમારથ જો ના કરે;

પણ ફક્ત પોતાનાએ, પિંડનું પોષણ કરી,
પેટ ભરવાની નીંચ, વૃત્તીને અનુસરે;
કહે જયશંગ એવા, શ્રીપતિને દ્રવ્ય મળ્યું
તો તે ન મળ્યા સમાન, જીવીત મિથ્યા હરે. ॥ ૩૨ ॥

જેના ઊરમાં હમેશ, સંસય રહેલો હોય,
તેને નિજ હેતુ તણો, વિશ્વાસ તો હોયના;
કામ કાજ સોંપે છતાં, નચિંત ન રહે કદી,
કામ પુરૂ થતાં સુધી, શાંતિ સમજાયના;
પાછળથી પુંઠ તેની, તપાસી તપાસી જુએ;
પુંઠ જોયા વિના તેને, જંપ જરા થાયના;
કહે જયશંગ એમ, શંશયી મનુષ્ય સદા,
કોઈ તણા વિશ્વાસમાં, લગારે લેવાયના. ॥ ૩૩ ॥

રાજ કાજ કરવાની, શકિતના સામર્થ વિણ,
રાજમાં જોડાવાની જે, ઇચ્છા ઊર રાખતા;
તેઓ પરિપૂર્ણ પણે, રાજ નિતિ જાણ્યા વિના,
અજ્ઞાતપણાથી એવું ભોળપણે ભાખતા:
શકિત વિના આશા એવી, નિરર્થક રાખે તેને,
નિપુણ મનુષ્ય સદા, દિવાનાઓ દાખતા;
કહે જયશંગ તેમ છતાં તેઓ રાજ્ય અંગે,
જોડાયતો નિષ્ફળતા, નિશંક્ બતાવતા. ॥ ૩૪ ॥

મનુષ્યને કાળ જ્યારે, ક્રમણથી લેવા આવે,
ત્યારે તેની બુદ્ધિ બહુ, ભ્રષ્ટ થઇ જાય છે;
કારણ કે કાળનું સ્વરૂપ ભયંકર ભાળી,
અનેક પ્રકારે તેની, મતી વ્યગ્ર થાયછે;
તેથી તે દિવાના જેવો, બીકથી બનીને પૂરો,
કરેલાં કુકૃત્ય થકી, ચિતમાં મુંઝાય છે;
કહે જયશંગ એમ, અસાધ્ય બનીને અંતે,
દેહ તજી કાળ વશ, થતો સમજાય છે. ॥ ૩૫ ॥

જેને કોઇ તણો જરા, વિશ્વાસ ન હોય કદી,
તેની સાથે કાર્યનો પ્રસંગ નવ રાખવો;

તેમ છતાં કદી કોઇ,પ્રસંગ પાડીને રહે
તો તો તેને ભવિષ્યમાં, ભલો નવ ભાખવો;
કારણ કે ગમે તેવું સારૂં કાર્ય કરો પણ,
તેના થકી સંતોષનો, સ્વાદ નવ ચાખવો;
માટે જયશંગ કહે, એવા અવિશ્વાસી તણો,
સંગ કરી પોતાનેન, હાની માંહે નાંખવો. ॥ ૩૬ ॥

પોતાના પરાક્રમથી, નિતી અને ધર્મ થકી,
દ્રવ્ય સંપાદન કરી, નિર્વાહ ચલાવતા;
કુટુંબમાં હળીમળી, આનંદની સાથે વળી,
ભોજન કરીને મન, તૃપ્તી દરશાવતા;
આંગણે અતીથી આવે, તેનું સનમાન કરી,
ભોજનાદિ આપી બહુ વિવેક બતાવતા;
કહે જયશંગ એજ, સમજવો સાચો સુખી,
આ લોકેને પરલોકે, માણે ભોગ ભાવતા. ॥ ૩૭ ॥

જ્યારે ધર્માચાર્યો ઘણા, કપટને છળ થકી,
મનુષ્યોને છળવાનું, ધર્માચર્ણ રાખશે;
વિદ્વતાના ગર્વ વાળા, એવા ધર્માચાર્યો બધા,
જગતમાં સત્યતાનો, નાશ કરી નાંખશે;
એથી કરી અલ્પાયુષી, મનુષ્ય થઇને બધાં,
વિદ્યા સંપાદન તણો, શ્રમ નહીં દાખશે;
કહે જયશંગ એથી, જ્ઞાન હિણ થઇ ઘણા,
અનેક દુર્ગુણી થઇ, દુષ્ટતા બતાવશે. ॥ ૩૮ ॥

જગતની માયા ઘણી, વિચિત્ર પ્રકાર તણી,
અનેક પ્રકારે એહ, ફંદમાં ફસાવશે;
પ્રથમતો ફુલાવી ફુલાવીને એ ઘણી રીતે,
લાલચમાં લપટાવી, લાડ તો લડાવશે;
વળી આંખે ઊંધા પાટા, બહુ રીતે બંધાવીને,
જગતની બત્રીશીએ ચાકતો ચડાવશે,
કહે જયશંગ પછી, અંતે જતાં એહ સૌને,
નર્કમાં નંખાવી શીર, જુતીયાં જડાવશે. ॥ ૩૯ ॥

વ્યવહારિક મનુષ્યોએ, નિષ્કામ મનુષ્ય સાથે,
અતીશય અનુંસરી, ચાલ્યે સાર છે નહીં,
તેમ જે બહીર મૂર્ખ, હોય તેની સાથે પણ,
અતીશય અનુંસરી, ચાલવાની ના કહી;
કારણ કે તેથી તેની, રિત ભાત હોય તેહ,
રિત ભાત પોતાનામાં, આવી ઠરતી સહી;
કહે જયશંગ એથી, તેના દોષ આવે બધા,
માટે તેહ બંને સાથે, ચાલવું સાર નહી. ॥ ૪૦ ॥

સત્કુળમાં જન્મ ધરી, પરધન લેવા તણી,
ઇચ્છા કેરા લોભે કરી, પ્રજ્ઞાતો હણાય છે;
હણાએલી પ્રજ્ઞાથકી, લજ્જા નાશ પામે બધી,
લજ્જાનાશ પામે બાધ, ધર્મનો જણાય છે;
એવી રીતે ધર્મ બાધ, થયે લક્ષ્મી ટળી જાય,
લક્ષ્મી ટળે પુરૂષ હણાએલો ગણાય છે;
કહે જયશંગ એમ, પરધન ઇચ્છા તણો,
લોભ કરવો એ બધો, ભુંડોજ ભણાય છે. ॥ ૪૧ ॥

નિર્ધન મનુષ્ય હોય, તેહ ખંત રાખી ખૂબ,
ઉદ્યમથી દ્રવ્ય સચી, કૃતારથ થાય છે;
પણ તેની પછી તેની, સંતની જે થાય તેહ,
વૈભવ વિલાસે પડી, મોજમાં મોહાય છે,
તેથી તેને અંગે પછી, આળસ પ્રવેશ કરી,
થોડું થોડું દ્રવ્ય તેનું, ક્ષીણ થઇ જાય છે;
કહે જયશંગ એથી, નિર્ધન બનીને અંતે,
ત્રીજી ચોથી પેઢીએએ, ધન અટવાય છે. ॥ ૪૨ ॥

પુરૂષને પોતાની પત્નીજો સારી હોય તોતે,
ત્રેવડ કરીને દ્રવ્ય, સંચતી જણાય છે;
પુરૂષ તો ઉદ્યમ, કરીને ધન રળી જાણે,
પણ તેની વ્યવસ્થાતો નારી થકી થાય છે;
વિવેકથી વામા જેની, દ્રવ્ય સંચી નવ જાણે,
તેહ ધનપતી છતાં, ધનથી હણાય છે;

કહે જયશંગ માટે, ઘરની ગ્રહીણી સદા,
વિવેકી હોય તો રક્ષા, સંપતીની થાય છે. ॥ ૪૩ ॥

જેજે કામ કરો તેમાં સાધન સબળ હોય,
વળી હોય મદદ મળેલી, ચારે પાસથી;
ઊત્સાહ અધીક આણી, આદર કરેલો હોય,
વિઘ્ન નવ હોય તેમાં, કોઇ તણા ત્રાસથી;
કાર્ય શ્રેય થાય એવાં, કારણ જણાતાં હોય,
એમ જાણી કર્યે જાએ, રાખી રૂડી આશાથી;
કહે જયશંગ પણ, હિંમત ચલાવ્યા વિણ,
કોઇ કાળે કામ કોઇ, સફળ થતું નથી. ॥ ૪૪ ॥

અરે દ્રવ્ય તારીશી હું, અજાયબી કહું અસજ,
અનેક મનુષ્યને તું, દુખમાં ડુબાવતું;
દ્રવ્યપતી ગમે તેવો, દુર્ગુણી ગણાતો હોય,
તોય તેની સાથે સહુ, વદે તેને ભાવતું;
ગમે તેવી રૂપ ગુણવંતી કુળજાદી કન્યા;
તેને પરણાવા કોઇ, વાંધો ન બતાવતું;
કહે જયશંગ એવી, દ્રવ્ય તારી ખૂબી દેખું,
તારા તેજમાં તું સર્વ, લોકને અંજાવતું. ॥ ૪૫ ॥

આજકાલ કે પરમ, દશ વિશ દિવસને,
માસને છ માસ એમ, વર્ષ તો વીતી ગયું;
દશ વીશકે પચીશ, ત્રીશને ચાલીશ એમ,
સાઠ વર્ષ થયે પણ, શાંત મન નાથયું;
ઉલટી ઊપાધી દિન દિન વૃદ્ધી પામી તેથી,
સંસારમાં સંકટ અનેક રીતનું સહ્યું;
કહે જયશંગ એમ, જીંદગી સો વહી ગઇ.
તેની સાથે તારૂં કાર્ય, જન્મ્યાનું વૃથા ગયું. ॥ ૪૬ ॥

કૃતઘ્ન પુરૂષને આ, જગતમાં જશ અને,
સુખ તણું સ્નાન કદી, દ્રષ્ટીએ દેખાયના;
તેમ વળી તેના માંતો, કોઇને વિશ્વાસ નહીં,
તેથી તેને શાંત પણે, સેજમાં સુવાયના;

એવા એ અધમજન, ઘણો કાળ જીવે નહીં,
તેથી તેહ કુટુંબનો, પોશક પેખાયના;
કહે જયશંગ એમ, કરેલાં સૌ કાર્ય તણો,
નાશ કરી નાશ પામી, જન્મેલો લેખાયના. ॥ ૪૭ ॥

બુદ્ધીમાન મનુષ્યો સૌ, ધર્મ અર્થ કામ સેવે,
પણ સંકટમાં ધર્મ, અર્થને આચરે છે;
પણ ધીર મનુષ્યો તો, કામ અર્થ બેઊ તજી,
ધર્મ તણું સારી રીતે, સેવન તો કરે છે;
પણ સામાન્ય મનુષ્યો, ધર્મ અને કામ તજી,
અર્થનું સેવન કરી, અર્થે અનુસરે છે;
કહે જયશંગ પણ, અજ્ઞાની મનુષ્યો સદા,
કામનું સેવન કરી, ધર્મ અર્થ હરે છે. ॥ ૪૮ ॥

પ્રાકૃત મનુષ્ય બધાં, વિષયના લોભ થકી,
મોહ મતી કરી સદા, ધર્મ ત્યાગ કરે છે;
પછી દુષ્ટ ઊપાયથી, કામ અર્થ મેળવવા;
ઇચ્છા રાખી વિનાશની, મતીમાં આચરે છે;
માટે અર્થ કામ તણી, ઇચ્છાવાળા મનુષ્યે તો,
ધર્મનું સેવન કર્યે, અર્થ સાહુ સરે છે;
કહે જયશંગ પણ, ધર્મ વિણ અર્થ કામ,
પ્રાપ્ત થવાં એતો જ્ઞાની, દુષ્કર ઊચરે છે. ॥ ૪૯ ॥

ઊદ્યમમાં ચિત્ત જેનું અહો નિશ ચોટયું હોય,
તેજ ઉદ્યમનો લાભરસ સારો દુએ છે;
આળસમાં મન જેનું, અહો નિશ રહ્યું હોય,
એહ ઊદ્યમનો લાભ, અફળ સૌ ખુએ છે;
નિશાશા નાંખીને જેહ, કામ સદા કરે તેહ,
ઊદ્યમમાં અંતે જતાં, અહો નિશ રૂએછે;
કહે જયશંગ એમ, તેની જેવી દાનત છે,
તેવી બરકત તેહ, ઊદ્યમમાં જુએ છે. ॥ ૫૦ ॥

ધંધો એક જાતનો સૌ, સાથે રહી કરે પણ,
કમાય છે કેક અને, કેક દ્રવ્ય હારે છે;

સાધન સબળ સૌને, સારી રીતે હોય પણ,
કેક નાવ ડુબાવે છે, કેક નાવ તારે છે;
ઊદ્યમમાં કાર્ય સહુ, ઊમંગથી કરે પણ,
કેક મંન બાળે અને, કેક મન ઠારે છે;
કહે જયશંગ એમ, નિતી ધર્મ કર્મ તણી,
ગતી મનુષ્યને લાભ, ખોટમાં ઊતારે છે. ॥ ૫૧ ॥

શૂરવીર પુરૂષને, શૂરાતન બતાવાને,
લડાઇનાં કામ સદા, લક્ષ વસા ગમે છે;
કાયર મનુષ્ય હોય, તેહ સદા શાંતપણે,
એકાંતમાં બેશી રહી, ચિતમાં વિરામે છે;
ઊદ્યોગી પુરૂષ સદા, ઊદ્યોગના ઉત્સાહમાં,
અહોનિશ આનંદથી, આમ તેમ ભમે છે;
કહે જયશંગ એમ, જગતમાં જોઇ જુઓ,
જેને જેવું ગમે તેમાં, તેહ સદા રમે છે. ॥ ૫૨ ॥

ચક્રવૃત્તી રાજ્ય પામી, પાંડવો પ્રસીદ્ધ થયા,
તોય તેને વનવાસ, વેઠવો પડ્યો સહી;
જેહ બોનાપાર્ટે આખા, યૂરોપને ધ્રુજાવ્યોતો,
તેહ અંતે જતાં સડ્યો, કેદખાનામાં રહી;
હરિચંદ્ર જેવો પૂણ્યશાળી રાજા હતો પણ,
નીંચ ઘેર નોકરી કરીને, જીંદગી વહી;
કહે જયશંગ એમ, જગતમાં જોઇ જુઓ,
માણસને શરમ છે, કરમને છે નહીં. ॥ ૫૩ ॥

સજજનમાં બેસી સદા, સુણે સારો ઉપદેશ,
પણ પછી વિસારેએ, તો તે શાનો ડાહ્યો છે;
ધન રળી રળી ઘણું, ભેગું કરી જાણે પણ,
સાચવી ન જાણે તો તે, કહો શું કમાયો છે;
સંસારનો ત્યાગ કરી, ભેખ ધરી ફરે પણ,
માયામાં મોહાય તો તે, ત્યાગ શાનો સાહ્યો છે;
કહે જયશંગ જેમ, હાથી જળે નાહ્ય પણ,
નાહીને ઉરાડે ખેહ, તો તે શાનો નાહ્યો છે. ॥ ૫૪ ॥

વશ નાશ કરવાની, ગુહ્ય મસલત હોય,
એહ ગુહ્ય મંત્ર ગુપ્ત, રાખ્યે સિદ્ધ થાય છે;
હસ્તક્રિયા અને નેત્રબંધીના તંત્રના ખેલ,
તેહ પણ ગુપ્ત રાખ્યે, મોહક મનાય છે;
ભૂત પ્રેતાદિક સર્વ, મેલા ઘેલા દેવ પણ,
ગુપ્ત રીતે રીઝવ્યાથી, વશ થઇ જાય છે;
કહે જયશંગ એમ, મંત્ર તંત્ર ભૂતાદિક,
શુદ્ધ મન હોય તો તે, સત્ય સમજાય છે. ॥ ૫૫ ॥

કદર ન પ્રીછી શકે, એવા જન હોય તેનું,
કાર્ય કરવાથી કદી, લાભ તો ચખાયના;
લોભી અને સ્વારથીઓ, સરદાર હોય તેની,
નોકરી કર્યાથી કદી, જશ તો જીતાયના;
એક રંગી જો અંગીત મિત્ર નવ હોય તેનું,
શીર સાટે કામ કર્યું, અકારજ જાય છે;
કહે જયશંગ એમ, અબુજનાં કાર્ય કર્યે,
જશને ઠેકાણે શીર જુતિયાં જડાય છે. ॥ ૫૬ ॥

ઘણાકાળ તણો રોગ, જાય નહીં એકદમ,
પણ ધીમે ધીમે એહ, દવા કર્યે જાય છે;
વૃષ્ટીતણું જળ એકદમ ઝટ જાય નહીં,
પણ ધીમે ધીમે તાપ તપ્યાથી સોષાય છે;
શત્રુ તણી શત્રુતા તો, સ્હેજમાં સમાય નહીં,
પણ શામ દામોપાયે, શમે શાંત થાય છે;
કહે જયશંગ એમ, મેલું મન હોય તેહ,
લાંબા કાળે સત્સંગથી, શુદ્ધ સમજાય છે. ॥ ૫૭ ॥

ખાનપાન હોય ખૂબ, તેવે સમે શિરપર,
સંકટ આવે તો તે ન અધિક પ્રમાણવું;
પણ જ્યારે નિર્વાહને માટે હોય નિર્બળતા.
ત્યારે આવે સંકટ તે, પૂરણ પીછાણવું;
સંકટ તો એક પણ, સમય પ્રમાણે નડે,
સમય સમાન એનું પ્રાબલ્ય વખાણવું;

કહે જયશંગ દુખ, સોહેલું સર્સવ જેવું,
દાહેલું છે મેરૂ જેવું, જરૂર એ જાણવું. ॥ ૫૮ ॥

નિતી ધર્મ સાચવીને, ચાલે જે હમેસ જન,
તેનાપર પ્રભુ પૂર્ણ, અનુગ્રહ કરે છે;
પછી તેને નિતી ધર્મે, ચાલવાનો મારગ સો,
સુગમ કરીને પ્રભુ, ભય તેનો હરે છે;
તેથી તેની ચિત્તવૃત્તી, વિશેષ વિમળ બની,
શ્રધા થકી સારો દ્દઢ, આશ્રય એ ધરે છે;
કહે જયશંગ એમ, નિતિ ધર્મ વડે જન,
પ્રભુના અનુગ્રહથી, પ્રભુ પદે ઠરે છે. ॥ ૫૯ ॥

વામા વઢકારી હોય, પણ કામકાજે સારી,
સમય સુચકવાળી, તો તે વખણાય છે;
ધાર્મિક મનુષ્ય કદી, દોષયુકત હોય પણ,
ધાર્મિક પણાએ કરી, પવિત્ર ગણાય છે;
ઓષધી જે જુજ દોષ, સાથે ઘણા ગુણવળી,
હોય તો તો અમૃત, સમાન એ ભણાય છે;
કહે જયશંગ જુઓ, ગાય ઘણી મારકણી,
હોય છતાં પવિત્ર પણાથી એ પૂજાય છે. ॥ ૬૦ ॥

જમીનમાં રસ કસ , ભરેલો છે ભરપૂર,
વિવિધ પ્રકારે વળી, પ્રભુએ રસેલી છે;
અમેક તરેહ તણા, રંગ અમાં ભર્યા દિસે,
અનેક ઔષધી એના, ઊરમાં વસેલી છે;
અનેક ખનીજ ચીજ, ખાનપાન સુદ્ધાં સર્વ,
તત્વથી ભરીને ઇંડાકૃતીએ રચેલી છે;
કહે જયશંગ એવી, સર્વ તત્વ વંતી ભૂમી,
ઊધમીને કલ્પતરૂ, સમાન ફળેલી છે. ॥ ૬૧ ॥

નિતી તણો નમુનો તો, રામચંદ્ર જણાયછે;
પાંડવ એ નિતી ધર્મ નમુનો ગણાય છે;
સત્યનો નમુનો આજ સુધી શોધી શોધી જુઓ,
હરિચંદ્ર જેવો સત્યવાદી કો'સુણાય છે; ?

સતી તણા નમુનામાં, સિતાને દ્રૌપદી જેવી,
દૈવી ગુણ વાળી કોઇ, દ્રષ્ટીએ જણાય છે?
કહે જયશંગ એમ, દુર્યોધન અધર્મનો,
રાવણ અભિમાનનો, નમુનો ભણાય છે. ॥ ૬૨ ॥

ઇશ્વરની ઉપર જે, એક નિષ્ઠા રાખી રહી,
ઇશ્વરની ઊપર જે, એક નિષ્ઠા રાખી રહી,
શુદ્ધ વૃત્તી થકી સુભ, ઊદ્યમને આદરે;
આળસને દૂર કરી, સમયને અનુસરી,
ખંત રાખી ખેડવામાં, અનિતી ન આચરે;
કસોટીને માટે દૈવ, અનેક વિઘન આણે,
તોય પણ ઊદ્યમને, અધવચ ના હરે;
કહે જયશંગ એવા, દૃઢ વૃત્તીવાળા જન,
ઊદ્યમમાં અહોનિશ, લાભ લેખતા ઠરે. ॥ ૬૩ ॥

કનકના રંગ જેવો, કુરંગનો રંગ જોઇ,
શાણી સિતા સતી તેના, લોભે લલચાણી છે;
હંસ તણાં રૂપ રંગ, અને ચતુરાઇ જોઇ,
દમયંતી ઢિંગ મુંઠ, બનેલી જણાણી છે;
સ્વપ્નામાં સ્વરૂપ, અનીરૂધ્ધ તણું નિહાળીને,
અંતરમાં ઓખા જેવી, લલના લોભાણી છે;
કહે જયશંગ એમ, ભવિષ્યનું ભાન ભૂલી,
દૃશ્ય વસ્તુ દેખી ડાહી, દારાઓ મોહાણી છે. ॥ ૬૪ ॥

આળસને વશ થઇ, બેઠા જે બગાસાં ખાય,
તેની સર્વ રિદ્ધી સિદ્ધી, હોય તો હણાય છે;
કારણ કે લક્ષ્મી અને, આળસને આદીથકી,
આજસુધી વૈરપણું, અધીક ગણાય છે;
વળી જેની પાસે રિદ્ધી, સિદ્ધી નવ હોય તેને,
આળસથી વેર અન્ન, દાંતને જણાય છે;
કહે જયશંગ એમ, આળસના સંગવડે,
મનુષ્યો સૌ મંદભાગી, થએલા સુણાય છે. ॥ ૬૫ ॥

અધર્મની વાડી બહુ, પ્રથમ ખીલેલી દીસે,

અજ્ઞાનીનાં મન એથી, અધિક મોહાય છે;
પણ એનાં વૃક્ષ બધાં, અનિતીનાં બીજ થકી,
ઊગેલાં તેથી તેનાં, મૂળ કરમાય છે;
જેવી રીતે પ્રથમ એ, પ્રફુલીત થઇ હતી,
તેવી રીતે પાછળથી, શુષ્ક થતી જાય છે;
કહે જયશંગ એમ, જગતમાં જોઇ જુઓ,
અનિતીનાં ફળ અંતે, અનિષ્ટ જણાય છે. ॥ ૬૬ ॥

ગંગા યમનાંને સરસ્વતી તણાં મીઠાં જળ,
સમુદ્રને મળી ખારાં,, લુણ જેવાં થાય છે;
સુંદર સ્વરૂપ અને, રસ કસ વાળી ચીજ,
અગ્નિ તણા સમાગમે, ખાખ થઇ જાય છે;
દુધ ઘૃત ખાંડ જેવી, અમૃત સમાન ચીજ;
વિષ સાથે મળે વિષરૂપ સમજાય છે;
કહે જયશંગ એમ, સંગી તણા પ્રબળથી,
મનુષ્યના ગુણ સંગી, સમ વરતાય છે. ॥ ૬૭ ॥

ઉજમના દિન જુઓ, વેગે વહી જાય બધા;
શ્રમ પડે તેથી પણ, શ્રમ સમજાયના
આળસ તો એના થકી, આઠ કોશ દૂર રહે,
ઊદ્યમનું રાજભાળી, દ્રષ્ટીએ દેખાયના;
લાભા ઉજમના બહુ, પોરસથી રાતદિન,
ચિત્ત વૃતી ઉદ્યમથી ક્ષીણ કદી થાયના:
કહે જયશંગ એવી, ઉદ્યમની ખૂબી થકી,
ઉન્સાહથી ક્ષીણ કોઇ - નુષ્ય જણાયના. ॥ ૬૮ ॥

હોય શ્વાન ક્ષુધિત તે, ક્ષુધા તૃપ્ત થવા માટે,
જુઓ ઘેર ઘેર, અન્ન સારૂ અથડાય છે;
તેમાં કોઈ સ્થળે એઠો, અન્ન તણો ટુકો મળે,
કોઇ સ્થળે પીઠપર, લાકડી જડાય છે;
જયાં જયાં જાય ત્યાં ત્યાં હાડ હાડ કરી ધિક્કારે છે,
તોય ભટક્યાની તેની, ટેવ કયાં તજાય છે;
કહે જયશંગ એમ, મન પણ માયા માંહે,
મારખાય તોયપણ, દોડયું દોડયું જાય છે.

માણુસને માથે આસમાની સુલતાની થકી,
સંકટ આપે તે સર્વ, સહન કરી રહે;
હાથી ઘોડા પાલખીમાં, બેસી ફરનારા નર,
પરવશ પણુ પેટ ભરી, દુખ સૌ સહે;
ખડ ધાન પુરૂ ખાવા, મળે કે ન મળે પણ.
ભુખ મરો વેઠી વેઠી, ઢોર ભાર વહે છે;
કહે જયશંગ એમ, દુ:ખ સહ્યાં માણુસને.
ભુખ સહ્યાં ઢોર સદા, જગત સૌ કહે છે. ॥ ૭૦ ॥

ભૂતકાળે જેને ઘેર, હાથી ઘોડા ઝુલતા ત્યાં,
વર્તમાન સમે બાંડી, બકરી નપેખતા;
વળી ભૂતકાળે જેને, પેટ ભરવાના સાંસા,
તેને વર્તમાનકાળે, હાથી ઘોડા ઝુલતા;
વળી વર્તમાને રંક, ભવિષ્યે શ્રીપતી થતા;
અને કૈક શ્રીપતીઓ, રંક થયા લેખતા;
કહે જયશંગ એમ, જગતમાં જોઈ જુઓ,
સરખા દિવસ સદા, કોઇના ન દેખતા. ॥ ૭૧ ॥

જેને ઘેર અહોનિશ, લક્ષ્મીવાસ વસી રહે,
તેને ઘેર રિદ્ધી સિદ્ધી, સર્વ સમજાય છે;
નાત જાત કુટુંબને, મનુષ્યના મંડળમાં,
સારી રીતે સદા એનું, સનમાન થાય છે;
વળી કુદરતી કોપ, એના પર આવે નહીં,
જગતમાં જ્યાં ત્યાં એની, છાયા તો છવાય છે;
કહે જયશંગ એમ, લક્ષ્મીતણું તેજ જુઓ,
જેના તેજે જગત આ, આખુંએ અંજાય છે. ॥ ૭૨ ॥

નિતી શાસ્ત્ર તણા ઘણા ઘણા ગ્રંથ વાંચે સુણે,
તેઓ જેને નિતીનો ન. રંગ ચડ્યો જાણતા;
નિત્ય નિયમિત પણે, દેવ સેવા કર્યા કરે,
તેમ છતાં જેહ નવ દેવને પીછાણતા;
ભૂગોળ ખગોળ અને, તવારીખો ભણેપણ,
તેમાંનું તો યાદ જેહ, ફીરે નવ આણતા;

કહે જયશંગ એમ, ચિત્ત શુદ્ધી કર્યા વિના,
જેજે કામ કેરે તે સૌ, જાણો વેઠ તાણતા. ॥ ૭૩ ॥

સુઊધમ મનુષ્યને, બેડા પાર ઊતારે છે,
સુઊધમ વિના જીંદગી સૌ ધૂળધાણી છે;
સુઊધમ વ્યવહારના વૈભવને શોભાવે છે,
સમૃદ્ધી સૌ એની પુંઠે, આથીને વીંટાણી છે;
માન મુરાતબ અને, શરમની શેહ તણી,
જ્યાં જુઓ ત્યાં એને લીધે, છાયા તો છવાણી છે;
કહે જયશંગ એમ. સંસારમાં સુઊધમ,
સર્વ સુખ સમૃદ્ધીની, નિર્ભય નિશાની છે. ॥ ૭૪ ॥

ઇંદ્ર કોપ કરે ત્યારે, અતી વૃષ્ટી અનાવૃષ્ટી
કરીને આ જગતને, ત્રાહે પોકરાવે છે;
અગ્નિ જયારે કોપ કરે, ત્યારે ગમે તેવી ચીજ,
હોય પણ તેને ભસ્મ કરીને ઊડાવે છે;
વાયુ જયારે કોપ કરે, ત્યારે તે સમુદ્રમાંને,
પૃથ્વી પર કેર કરી, કેકને રડાવે છે;
કહે જયશંગ એમ, કોપ રૂપી અગ્ની જયારે,
રૂઠે ત્યારે જગતને, ચીસતો પડાવે છે. ॥ ૭૫ ॥

અફીણને કસુંબાએ, ક્ષત્રીઓને ખરી રીતે,
નિર્બીજ કરીને બહુ, બાયલા બનાવ્યા છે;
તેમ તાડી દારૂ જેવા, માદક પદારથોએ,
મજુરોના દામ ધૂળધાણી તો કરાવ્યા છે;
વળી તમાકુને ચાહ, તણી કુટેવે તો બહુ,
સામાન્ય જનોને પણ, આળસુ ઠરાવ્યા છે;
કહે જયશંગ એવી, બુરી કુટેવે તો બહુ,
હિંદમાંહે ઠામ ઠામ, ત્રાસ વરતાવ્યા છે. ॥ ૭૬ ॥

મોટા મોટા રાવરાણા, અમીરને ઊમરાવ,
વીરધીર જેની હાક દેશમાં વાગી રહી;
જ્ઞાની ગુણવંત, કવિ કોવિદને કથાકાર,
જતી તપી સતી સન્યાશીને ભક્ત સૌ સહી;

એવા એવા નરપણ, કાળતણા ચક્રમાંથી,
ક્રોડ ઊપાયથી પણ, રહી શકે ના અહીં:
કહે જયશંગ એમ, કાળથી બચે ન કોઇ,
ટુટી તેની બુટી કદી, જગતમાં છે નહીં. ॥ ૭૭ ॥

મનુષ્યને ભરપુર, મંદવાડ થાય ત્યારે,
તેની જીંદગીની ગતી, કેવી રીતની ઠરે;
રાજદ્રોહી ભેગા થઇ, રાજમાં મચાવે બંડ,
તેનું ફળ તેઓને શું ? તરી આવે આખરે;
કુંવારી કન્યાનાં માગાં, ઘણાં ઘણાં આવે તેમાં,
છેવટે એ કન્યા કીયા, વરને જઈ વરે;
કહે જયશંગ એની, ખબર ન પડે પ્હેલાં;
તોફાની સમુદ્રે વ્હાણ, કીયે કાઠે ઊતરે. ॥ ૭૮ ॥

સટ્ટાખોર સટ્ટા કરી, લાભ લેવા ધુમે પણ,
વાયદાની રૂખ અંતે, કેવી રીતે ઊતરે;
કોલેરાને પ્લેગ જેવા. દુષ્ટ રોગ ફાટે ત્યારે.
કોણ જીવશે ને અંતે, કોણ એ થકી મરે;
સરખી શક્તીના નૃપ, સામા સામી લડે તેમાં,
અંતે કોણ જીતે અને, કોણ હારમાં ઠરે;
કહે જયશંગ એની, ખબર ન પડે પ્હેલાં,
તોફાની સમુદ્રે વ્હાણ, કીયે કાંઠે ઊતરે ! ॥ ૭૯ ॥

સ્મસાનની ભૂમી ભારે, વિકાળ સ્વરૂપવાળી,
અગ્નીથી ધીખેલી લાગે, નજરે નિહાળતાં;
ભડ ભડ ચિતા જેમાં સબ સાથે સળગતી,
અનેક રંગની જ્યોતી, દ્રષ્ટો દ્રષ્ટ ભાળતાં;
એ થકી મનુષ્ય તણા, ઊરમાંહે ભય જેહ,
ઊપજે છે ભય તેહ, ટળે નહીં ટાળતાં;
કહે જયશંગ એવો, દુષ્ટ અધિકારી તણો,
ભય સર્વ પ્રજાતણાં, અંતર પ્રજાળતાં. ॥ ૮૦ ॥

સતત પ્રવૃતિવાળી, જામતી શખીને જેહ,
ઊદ્યમમાં અહોનિશ, ઊમંગે ગુંથાય છે;

દેશોદય થવા માટે, તન મન ધન સર્વ,
અર્પણ કરીને જેહ, સંપ સદા ચ્હાય છે;
હિંમત ધરીને જેહ, દયાથી મિશ્રીત બુધી,
રાખીને રહેલ પ્રજા, દ્રષ્ટીએ દેખાય છે;
કહે જયશંગ એહ, ચાર સદ્‌ગુણવાળી,
પ્રજા દેશોદ્ધાર માટે, સફળ ગણાય છે. ॥ ૮૧ ॥

મનુષ્યનું પારખું તો, પ્રસંગ પડે છે ત્યારે
ગુણ અવગુણની કશોટીથી કરાય છે;
કંચનને વસ્લેવમાં, તપાવી તપાસી જોતાં,
તેનું ખરૂ સ્વરૂપતો, સ્હેજે સમજાય છે;
ખારાં મીઠાં જળ સર્વ, સમાન જણાય પણ
પીધા થકી પારખું તો, તેનું તર્ત થાય છે;
કહે જયશંગ પણ, દૂર રહી દીઠા થકી,
પારખું કરે તે પોતે, પૂરણ ઠગાય છે. ॥ ૮૨ ॥

અરે ! આ ધી ઇન્ડિઅન, કોનગ્રેસ સભા માંહે,
હિંદતણી પુત્રીઓ આ, બિરાજી જણાય છે;
શારિરિક વિભુતીથી, વિશેષ પ્રકાશ માન,
પ્રકૃતીએ બક્ષેલા સૌંદર્યથી શોભાય છે;
વળી રંગ બેરંગી વસ્ત્રોથી આચ્છાદન થઇ,
દેશ સેવા માટે દ્દઢ, આશક્ત દેખાય છે;
કહે જયશંગ એવી, હિંદ લલનાઓ આજે,
મુંબાઇની કોનગ્રેસે, દેવીમાં લેખાય છે. ॥ ૮૩ ॥

પ્રજાનો પોકાર દુષ્ટ, રાજ્યાધિકારિઓ સહુ,
પ્રથમ તો પોતે મુંગા મુંગા રહી પેખશે;
પણ પછી ધીમે ધીમે, પોકાર એ વૃદ્ધી પામે,
ત્યારે તેની શાંતિ માટે, લક્ષમાં એ લેખશે;
પછી ભોળી પ્રજાને એ, ખોટી ખોટી લાલચમાં,
લપટાવી લુચ્ચાઓએ, હૈયામા હરખશે;
કહે જયશંગ એવા, દુષ્ટ અધિકારી સદા,
મુખેથી કંસાર, કરણીથી ઘેંસ પીરસે. ॥ ૮૪ ॥

આપત્તીમાં આવેલાને, છોડાવે આપત્તી થકી,
એજ એનો સાચો સંબંધીને સાચો મિત્ર છે;
નિર્ધનને દુખી નિજ પતિની જે સેવા કરે,
એજ પતિ સંસારમાં, પૂરણ પવિત્ર છે;
નિતિ ધર્મ સાચવીને, લોક અપવાદ થકી,
મુક્તપણે ચાલે તેનું, નિર્મળ ચરિત્ર છે;
કહે જયશંગ પણ, એવાં તો જવલ્લે કોઇ,
ઘણા ભાગે જોતાં આજ, જમાનો વિચિત્ર છે. ॥ ૮૫ ॥

અરે કામ વિષય, પ્રબળતા તારી શી કહું;
જગતનાં જન બધાંને તેં વશ કીધાં છે;
વીરધીર ફકીર અમીર ઉમરાવ અને,
જ્ઞાની અજ્ઞાની એ સૌને, મુગ્ધ કરી દીધાં છે;
આ લોકને પરલોકે સુખ આપે એવાં નીતી—
ધર્મ રૂપી સુધા તજી, વિષ સૌએ પીધાં છે;
કહે જયશંગ એવા, પ્રબળ વિષયે અહીં,
મોટાં જ્ઞાની ધ્યાની તણાં, પણ હરી લીધાં છે. ॥ ૮૬ ॥

કંચનને કથીરની, કિંમતમાં જોવા જતાં,
તફાવત ઘણી રીતે, તેમાં સમજાય છે;
કસ્તુરીને લસણની, સુગંધીને સરખાવી
જોતાં કીંમતમાં ફેર, અધીક ગણાય છે;
કમોદના કુર અને કોદરાના તાંદુલની,
કિંમતમાં હેર ફેર, હમેશ જણાય છે;
કહે જયશંગ એમ, સજ્જનને દુર્જનની,
કિંમતમાં ભેદ ભારે, સર્વદા સુણાય છે. ॥ ૮૭ ॥

કંઠતણી કોમળતા, સાકરને દુગ્ધ તણા,
સેવનથી સારી રીતે, ખીલતી દેખાય છે;
તન મન ધનતણી, અહો નિશ ક્ષીણતાતો,
વિષયના સેવનથી, પૂરણ પેખાય છે;
વપુમાં વ્યાધીની વૃદ્ધી, વિશેષે કરીને સદા,
માદક પદારથના, સેવનથી થાય છે;

કહે જયશંગ એમ, સેવન વસ્તુના સદા,
ગુણદોષ પરમાણે, ફળ તો પમાય છે. ॥ ૮૮ ॥

પૂર્વતણા પ્રારબ્ધથી, સૃષ્ટીમાં સૌ જીવતણી,
ચડતીને પડતીતો, સ્હેજે સમજાય છે:
પણ હાથ જોડી બેશી, રહે તેની તરફેણ,
કરનારૂ પ્રારબ્ધ તો, કદી ક્યાં જણાય છે;
પણ જો મનુષ્ય તેના, સાધન રૂપેજ થઇ,
કરવું ઘટે તે કરે, પ્રારબ્ધ દોરાય છે;
કહે જયશંગ રૂડે રસ્તે દૈવદોરે માટે,
કાળે કરી કાર્ય કર્યે, પ્રારબ્ધ પમાય છે. ॥ ૮૯ ॥

ન્યાયી રીતે ચાલવાની, મુખે વાત વદી જવી,
અને એ પ્રમાણે વર્તવું એ જૂદી વાત છે:
એવી એ ઉત્તમ નીતિ, અમલમાં આણવીએ,
સ્હેલી વાત નથી પણ, કઠીણ અઘાત છે;
કારણ કે ન્યાયી અને, સ્વારથી બે બળ વચ્ચે,
ઝઘડો જામ્યા વિનાની, નિતી ક્યાં નિઃભ્રાંત છે.
કહે જયશંગ એમ, ન્યાયપણે વર્તવું એ,
ખાંડાધારે ખેલવાના જેવું તો સાક્ષાત છે. ॥ ૯૦ ॥

સંસારીને રાજકીય, બાબતમાં સડો હોય,
તેને દૂર કરવાને, શ્રમ કરવો સહી;
પણ એહ શ્રમ સદા, ઉતાવળે કરવાથી.
સુધારો થવાની સ્વપ્ને, આશા રાખવી નહીં;
પણ ધીમે ધીમે બેઉ, બાબતને અનુસરી,
ગુણ દોષ તેના સર્વ, જનોને કહી કહી:
કહે જયશંગ પછી, સર્વાનુ મતેથી શ્રમ,
કીધેથી સુધારો સદા, થાય છે ધીમે રહી. ॥ ૯૧ ॥

શત્રુ થકી સેહ પામી, નાઠેલો મનુષ્ય સદા,
મદમાતી નારી પેઠે, આમ તેમ ફરે છે;
અંતરમાં અરી તણી, પ્રબળતા ગણી પોતે,
ડગલે ને ડગલે એ, દિલમાંહે ડરે છે;
તેથી તેનાં શૂરતૂર, અને ધૈર્ય ઉડી જાય,

બ્હાવરો બનીને પછી, મુંઝપણું ધરે છે;
માટે જયશંગ કહે, પ્રબળ શત્રુથી સદા,
સલાહ કરીને ચાલે, તોજ સાંતી ઠરે છે. ॥ ૯૨ ॥

મનુષ્યને જેવી જેવી, લત પડી હોય તેવી,
કાર્ય કરવાને માટે, મતી તો પ્રેરાયછે;
સુધીષ્ઠીર જેવા મોટા, નિતી માન રાજા પણ,
જ્યુત તણી લતે દુખી, થએલા દેખાય છે;
તેમ નિતી ધર્મ અહીં, ચાલવાની રીત થકી,
એજ યુધીષ્ઠીર સુખી, થએલા લેખાય છે;
કહે જયશંગ એમ. સારી કે નઠારી જેવી,
લત પડી હોય તેવી, મતી તેની થાય છે. ॥ ૯૩ ॥

પ્રેમ તણી પરિસીમા, કોઇ આંકનાર નથી,
એના પરિબળ સામે, કોઇ ટકતું નથી;
ધન દોલતને રાજ પાટ પણ એની પાસે,
લેખામાં ગણાતાં નથી, કહું શું મૂખે કથી;
પ્રેમતણો રંગ જેને, પરિપૂર્ણ લાગ્યો હોય,
તેહ પ્રેમ વિના બીજું ઇચ્છે નહીં ઉરથી;
કહે જયશંગ એમ, જગતમાં જોઇ જૂઓ,
પ્રેમ જેજે ધારે તેતે, કરી શકે સ્હેલથી. ॥ ૯૪ ॥

પ્રેમને આધીન થઇ, જ્હાંગીર શાહે પણ,
રાજની લગામ નુરજહાંને સોંપી હતી;
એવી રીતે પ્રેમને આધીન થઇ ઓખા તણી,
પતી અનીરૂધ્ધ ચોરી લાવવા થઇ મતી;
વળી પૃથીરાજ તણી, સંયોગતા સાથે જુઓ,
પ્રેમને આધીન થતાં, કેવી થઇછે ગતી;
કહે જયશંગ એમ. જગતમાં જોઇ જુઓ,
પ્રેમ તણી ગંથી પડી, તે નથી છૂટી જતી. ॥ ૯૫ ॥

પ્રેમે કેક શ્રીમંતને, રાજને ખુઆર કરી,
બે હાલ બનાવી દેઈ, દુખમાં ડુબાવ્યા છે;

તન મન ધન સર્વ. મનુષ્યનાં હરી લઇ,
પ્રેમે નિજ વશ કરી, બાયલા બનાવ્યા છે;
વિવેક નિતીને ધર્મ, સર્વને તજાવી દેઇ,
નફ્ટ કરીને પ્રેમ, પ્રેમીને નચાવ્યા છે;
કહે જયશંગ એમ, જગતમાં જોઇ જુઓ,
પ્રેમે વીર ધીરને ફકીરને ફસાવ્યા છે. ॥ ૯૬ ॥

પણ એજ પ્રેમ જેનો પ્રભુપર હોય પૂરો,
તોતે જન્મ ધરી પોતે, ન્યાલ થઇ જાય છે;
કારણ કે પ્રભુ તણી, પ્રીત વડે કરી એનાં,
બંધન તો ભવોભવનાં સૌ છૂટી જાય છે;
તેથી કરી જન્મ અને મરણના ફેરામાંએ,
આવવા જવાને મુક્ત થએલો દેખાય છે;
કહે જયશંગ એમ, પ્રભુ ઉપરનો પ્રેમ,
બીજા સર્વ પ્રેમ થકી, અધિક લેખાય છે. ॥ ૯૭ ॥

ઉદ્યમી મનુષ્ય હોય, તેહ હાથ જોડી કદી,
બેશી નવ રહે પણ, કામમાં ગુંથાય છે;
એક બે કલાક ફક્ત, ખાવા પીવામાં ગુમાવે,
નિંદ્રામાં ફકત ચાર કલાકજ જાય છે;
એ વિના વખત બધો, ઉદ્યોગમાં વાપરેએ,
તેથી તેની આવકમાં, દૃઢ વૃધ્ધી થાય છે;
કહે જયશંગ એથી, ઉદ્યમી મનુષ્ય અંતે,
લક્ષ્મી તણા માલીક થએલા સમજાય છે. ॥ ૯૮ ॥

જયાં લગી મનુષ્ય દુષ્ટ મતિનાં મનુષ્ય તણો,
સંગી રહે ત્યાં સુધી તો, થાય ન સારી ગતી;
વ્યવ્હારમાં ઠામ ઠામ, વિપરીત કામ થાય,
એથી કરી અહો નિશ, કલેશની વૃધ્ધી થતી;
સજ્જનના મંડળમાં, અહો નિશ નિંદા થાય,
જગત બધીએ એને, ઠપકો આપતી;
કહે જયશંગ એમ, જગતમાં જોઇ જુઓ,
સંગ તણા રંગની અસર સૌને આવતી. ॥ ૯૯ ॥

રાજાએ પ્રજાના સુખ દુખના ભાગી ગણાય,
તેમ પ્રજા રાજા તણા સુખ દુખની દીસે;
એવી રીતે પરસ્પર, બેઉને સંબંધ છતાં,
દુષ્ટ મંત્ર તણા બોધે, રાજા પ્રજાને પીસે;
તેથી પ્રજા તણાં દીલ, અધિક ઉદાસ થઇ,
અરાજ્ય ભક્તને રૂપે, રહે રાજને વિશે;
કહે જયશંગ એજ, વિનાશનું મૂળ જાણો,
ઘણાં રાજ પાયમાલ, થએલાં એથી દીસે. ॥ ૧૦૦ ॥

વિષ તણો ઘુંટો સદા, અમર મનુષ્ય પોતે;
પ્રેમ થકી પ્રાસન્ન કરીને, ખુશી થાય છે;
હરી ભક્ત ઉપર અધિક હરી કોપે પણ,
હરિ ભક્ત અહો નિશ, હરિ ગુણ ગાય છે;
સતિ શિરે પતિ થકી, ખૂબ સંકટો પડેછે;
તોય તેહ પતિ તણી પ્રિતી ઘણી ચ્હાય છે;
કહે જયશંગ એમ, સજ્જન મનુષ્ય પણ,
માન અપમાન મળે, બે સૌ ગળી જાય છે. ॥ ૧૦૧ ॥

કર્તવ્ય અકર્તવ્યને, યોગ્યા યોગ્ય તણું સર્વ,
ભાન રાખ્યા વિના, કાંઇ કાર્ય કરવું નહીં,
કારણ કે કાર્ય બધાં, બાહેરથી સારાં લાગે,
પણ ભીંતરથી ઘણાં, ભેદ ભરેલાં સહી,
તેથી કરી કાર્ય એહ, અંતે વિપરીત થાય,
અને ધારેલા વિચાર, હવામાં જાએ વહી;
કહે જયશંગ એમાં, કોઇનો ન દોષ કાંઇ,
ભાવી બળે મનુષ્ય ભુલાવો ખાય છે અહીં. ॥ ૧૦૨ ॥

પાંચ દસ મનુષ્યો જ્યાં, ભેગાં થઇ પરનિંદા,
કરે ત્યાંથી ડાહ્યા જને, દૂર જઇ બેસવું;
વળી રાજદ્રોહ તણી, વાત કોઈ કરે ત્યાંથી,
ગમે તેવું કામ તજી, દૂરતો ખસી જવું;
એવી રીતે સ્વજનના, અવગુણ સાંભળવા,
માટે પણ તેવે સ્થળ, કદી નવ થોભવું;

કહે જયશંગ એવાં સંત તણાં લક્ષણ છે,
માટે એ પ્રમાણે સૌએ, સમજીને ચાલવું. ॥ ૧૦૩ ॥

જગતનો નાથ જેજે, ધારે તેતે કરી શકે,
મનુષ્યના સામર્થથી, કાંઇએ નથી થતું;
તેમ છતાં મૂરખ મનુષ્ય હોય તેહ મિથ્યા
સામર્થ પોતાનું માની, ગર્વ ભર્યું ચાલતું;
એજ એનો ભ્રમ અને, અજ્ઞાન ગણાય સદા,
હરિથી વિમુખ થવાનું એ મૂળ ભાસતું;
કહે જયશંગ એમ, જગતમાં જોઇ જુઓ,
હરિ વિના વૃક્ષ તણું, પાન નવ હાલતું. ॥ ૧૦૪ ॥

ચઢતી હાલતમાંહે, મનુષ્ય આવે છે ત્યારે,
પ્રથમની પડતી હાલત ક્યાં વિચારે છે?
તેથી કરી સુખી દુખી, સ્થિતીમાં સમાનપણે,
ચાલવાની રીતને એ, તદન વિસારે છે;
પછી એને અંગ કરી, નાણા તણો મદ ચઢે,
એથી કરી પડતીમાં પડીને એ હારેછે.
માટે જયશંગ કહે, એહ ડાહ્યો જગતમાં;
ચડતીને પડતી બે, સમાન ઉતારે છે. ॥ ૧૦૫ ॥

પડતી હાલત જયારે, આવવાની થાય ત્યારે,
મનુષ્યની બુધ્ધી બધી, ભ્રષ્ટ થતી જાય છે;
કુટુંબમાં કલેશ થાય, લોકથી વિરોધ થાય,
ઊંધાં ઊંધાં કાર્ય કરવાની મતિ થાય છે;
વ્યવહારિક ધર્મ નીતિ, તણો પોતે ત્યાગ કરી,
અખજ વસ્તુને પણ ખંત કરી ખાય છે;
કહે જયશંગ એવાં, અનેક અનિષ્ટ કર્મ,
પડતીમાં કરવાને, મતી તો પ્રેરાય છે. ॥ ૧૦૬ ॥

જેને માથે ઘણા ઘણા, શત્રૂ ગાજી રહ્યા હોય.
એને કદી નિવ્રતીથી, નિદ્રાનવ આવતી;
ઉરમાં અનેક તર્ક, વિતર્ક ઉઠે ને સમે,

વૃત્તી ચકડોળે ચહી, ચિત્તને ભમાવતી;
એથી કરી અહોનિશ, ઉદાશ વૃત્તીથી રહે,
દિવાના સમાન તેની, સ્થિતી દરશાવતી;
કહે જયશંગ એમ, જગતમાં જોઇ જુઓ,
જેને ઝાઝા શત્રુ તેની, થાય છે ભુંડી ગતી. ॥ ૧૦૭ ॥
છળને કપટ તજી, કામ ક્રોધ મોહ તજી,
ગમત્ત રમત્ત તજી, તજી નિંદા પરની;
નવરાશ લાવી લેશ, મેળવવા ઉપદેશ,
હમેસ વાંચો આ બેશ, માળા મનહરની;
રટણ મનન કર્યે, જ્ઞાન ધર્મ નીતિ મળે;
જીવની અવિદ્યા ટળે, નારી અને નરની;
વદે ન જેશંગ વાંચો, તોપણ વિનતી કરૂં
નક્કી દર લીટીએથી, અક્કેક અક્ષરની. ॥ ૧૦૮ ॥

માળા ૩૪ મી સંપૂર્ણ.



# માળા ૩૫ મી.

## કુંડળિઆ છંદ.

---

લીધી વાત મૂકે નહીં, એ મૂરખની રીત;
સમજાવે સૌ શીખ દઈ, તો પણ ધરે ન ચિત્ત;
તો પણ ધરે ન ચિત્ત, રીત હિતની નવ જાણે.
ઉલટા એપર એહ અધિક મન રાષજ આણે;
કેછે જેશંગદાસ, મુરખની એવી વીધી;
કોડ ઉપાયે એહ, વાત નવ મૂકે લીધી. ॥ ૧ ॥

સંધી કરવા કારણે શત્રુ સમીપે જેહ;
મોકલીએ નિજ એલચી, અંગિત જોઇએ એહ;
અંગિત જોઇએ એહ, વળી વિશ્વાસુ પૂરો;
નિપુણ નિસ્વાર્થી સાથ, હોય વદનાર મધુરો;
કેછે જેશંગદાસ, નિતીને ધર્મ સંબંધી,
જાણ પુરૂષને જરૂર, મોકલવો કરવા સંધી. ॥ ૨ ॥

પરોપકારી કાર્યમાં, જેજે વીરલા જન;
ગાળે છે નિજ જીંદગી, તેને છે ધન ધન;
તેને છે ધન ધન, છતાં અપજશ ઉઠે જેઓ;
માઠાં ફળ તે તણાં, ભવિષ્યમાં ચાખે એઓ;
કેછે જેશંગદાસ, મનુષ્ય એવા અપકારી
મુજ ન જાણે કાંઇ, બીજાની પરોપકારી. ॥ ૩ ॥

કરજો કૃત્ય ઉત્સાહથી, જગપતિ જશ દેનાર;
સમરો હરઘડી ઉરથી, સત્યમને નિરધાર;
સત્યમને નિરધાર, મળે જશ એથી જાણો;
તેમ છતાં નવ થાય, સિદ્ધી તો ધૈર્યજ આણો;
કેછે જેશંગદાસ, ધર્મ ધરી દ્રઢતા ધરજો;
હરશે હરિ સૌ વિઘ્ન, કાર્ય ઉત્સાહે કરજો. ॥ ૪ ॥

કમબખતી કોઇ કાળમાં, સજજનની નવ થાય;
કારણ કે સજજન સદા, સિદ્ધે રસ્તે જાય;
સિદ્ધે રસ્તે જાય, જાય નહિં રસ્તે ઉલટે;
નિતી ધર્મની રીત, જીવ જાતાં નવ પલટે;
કેછે જેશંગદાસ હૃદયમાં હરિની ભક્તી;
કરવાથી નવ થાય, સજજની કદિ કમબખતી. ॥ ૫ ॥

જાણીને જૂઠું વદે, ધંધામાં જે જંન;
અંતે એ બોલ્યું બધું જૂઠું પડે તદંન;
જૂઠું પડે તદંન, પછી બરકત નવ મળતી;
ધંધામાં એ જૂઠ, જૂઠ રૂપે થઇ ફળતી;
કેછે જેશંગદાસ, થતા વશ એ હાણીને,
ધંધામાં જે જંન, વદે જૂઠું જાણીને. ॥ ૬ ॥

ભુંડી જેની ભારજા, તેને દુખ અપાર;
કલેશ કદી ઓલાયના, રાખે ભ્રષ્ટાચાર;
રાખે ભ્રષ્ટાચાર, પતિને પજવ્યાં કરતી;
બોલે કડવા બોલ, બોલતાં લેશ ન ડરતી;
કેછે જેશંગદાસ, પિડા અંતરમાં ઊંડી;
દેછે દુખ અપાર, ભારજા જેને ભુંડી. ॥ ૭ ॥

ધંધાને ધીરજ ધરી, ખેડ્યામાં છે સાર;
વણ ધીરજ ધરિ ખેડતાં, આવે હાણ અપાર;
આવે હાણ અપાર, બેસવું થઇ ગુમાવી;
એ સૌ નિજનો દોષ, દોષ નવ દેવો ભાવી;
કેછે જેશંગદાસ, હઠીલા જન અંધાને;
પડે નહીં ગમ કાંઈ, મિથ્યા નિંદે ધંધાને. ॥ ૮ ॥

આશાને આ જગતમાં, આપે સૌ ધન્યવાદ;
પણ એનામાં એક બહુ, દીસે છે અપવાદ;
દીસે છે અપવાદ, અહોનિશ એની માંહી;
ધર્મ કર્મ કે પાપ, પુણ્ય નવ સમજે કાંઈ;
કેછે જેશંગદાસ, કાર્યમાં નીરાશાને;
દેખાડે તે છતાં, ગણુ સૌ ધન્ય આશાને. ॥ ૯ ॥

આશાની એ અવલિલા, કમે કરી સૌ જંન;
અધિક શોક સંતાપને, વિસરી જાય તદંન;
વિસરી જાય તદંન, મુગ્ધ આશામાં થાએ;
અંતે એથી કરી, વિપતમાં ખુબ ફસાએ;
કેછે જેશંગદાસ, છેવટ ગતિ નીરાશાની,
નિરખાવે છે એહ, ધન્ય કૃતિ કહુ આશાની. ॥ ૧૦ ॥

નોવેલોને નાટકો, ગુણિયલ ગ્રંથ ગણાય;
ગુણિયલ ગ્રહિણી પેઠ એ, હિતકર હરદમ થાય;
હિતકર હરદમ થાય, પરંતુ કલ્પિત હોએ;
તો તેની સુભ અસર, સ્થાયી નવ ગણવી જોએ;
કેછે જેશંગદાશ, ગ્રંથ ઇતિહાસે રસેલો;
કરતો સ્થાયિ અસર, નાટકોને નોવેલો. ॥ ૧૧ ॥

વાતો ઇતિહાસિક સદા, સર્વ પ્રજાને મંન,
નિજની પ્રાચિન સ્થિતિનું, કરાવતી દર્શન;
કરાવતી દર્શન, સુભાસુભ કાર્ય બતાવી;
ઉન્નતીનો એ માર્ગ, શીખવે શિખ દરશાવી;
કેછે જેશંગદાસ, ઉંચ નિચ ગુણનાં પાત્રો;
આપે ઉત્તમ બોધ, સદા ઇતિહાસિક વાતો. ॥ ૧૨ ॥

વેપારે રૂખ જે તણી, હોય હમેશાં તેજ;
તે જન લાભ ન લે કદી, પણ નુકશાનિ ભરેજ;
પણ નુકશાનિ ભરેજ, ફાવતા ભાગ્યે કહિએ;
એકંદર નીરાશ, થતો એને તો વહિએ;
કેછે જેશંગદાસ, અંતમાં એ બહુ હારે;
રાખે રૂખ બહુ તેજ, વણિક જન જે વેપારે. ॥ ૧૩ ॥

કેવી ગતી વિચીત્ર છે, સમય તણી સૌ ઠાર;
સુખપાલે બેશી ફરે, તે રખડે કઈવાર;
તે રખડે કઈવાર, ઊઘાડા ચરણે પોતે;
શરણું પરજન તણું, વિપત વશ થઇને ગોતે;
કેછે જેશંગદાસ, હીણ હાલત બહુ એવી;
ગુજારે કઇ નૃપ, સમયની ગતિ છે કેવી. ॥ ૧૪ ॥

બલિહારી છે સમયને. સમય બહુ બળવાન;
એની આગળ જોર જે, કરશે તે નાદાન;
કરશે તે નાદાન, સમય સમજીને ઉલટો;
સુધરે નહિં કોઇ કામ, પડે પાસો નવ સુલટો;
કેછે જેશંગદાસ, કામ બહુ કરે વિચારી;
છતાં અવસ્થા જાય, સમયને છે બલિહારી. ॥ ૧૫ ॥

જ્ઞાની નિર્વિરોધીને વળી સુજ્ઞ જન હોય;
તોપણ તે નિજ ભાગ્યના, દોષો દુઃખ બહુ જોય;
દોષો દુઃખ બહુ જોય, દરિદ્રાવસ્થા પામી;
સદગુણ ફળ શુન્ય થાય, ભાગ્યમાં પડતાં ખામી;
કેછે જેશંગદાસ, મૂરખ પુરૂષારથ માની.
નિંદે ભાગ્ય હમેશ, નહીં નિંદે કદિ જ્ઞાની. ॥ ૧૬ ॥

કીધો હોય કઠીણ બહુ, પરિશ્રમ વેઠી દુઃખ
તો તેને વિશ્રામથી, ઊપજે ઉરમાં સૂખ;
ઉપજે ઉરમાં સૂખ, પરંતુ ઊંઘ ન આવે,
તો દુખથી હદપાર, દાહ દિલમાં ઉપજાવે;
કેછે જેશંગદાસ, છતાં શ્રમ સાધી લીધો,
તો તે દુઃખ ન જણાય, હોય પરિશ્રમ બહુ કીધો. ॥ ૧૭ ॥

જોતાં દુનિઆંમાં દીસે, વસ્તૂ સર્વ અનિત્ય;
કાળ બળે અટવાય સૌ, છાયા માત્ર ખચીત;
છાયા માત્ર ખચીત, રહે નહિં કદિએ સ્થાયી,
સ્થાયી માત્ર છે એક, ધર્મ વસ્તુ સુખદાઇ,
કેછે જેશંગદાસ, છતાં જન જગપર મ્હોતાં;
પણ એ વસ્તુ અનિત્ય, દિસે દુનિઆમાં જોતાં. ॥ ૧૮ ॥

જાણે મખ્ખીચુસ સૌ, વિતને કયમ વપરાય;
યોગ્ય કામમાં વાપરે, તો પણ જીવ દુભાય;
તોપણ જીવ દુભાય, વસ્તુ લઇ દામજ દેતાં;
બનતા સુધી કાંઇ, જરૂર વિણ વસ્તુ ન લેતાં;
કેછે જેશંગદાસ, અન્યપર પ્રિત ન આણે,
પૈસાને પરમેશ, સહુ મખ્ખીચુશ જાણે. ॥ ૧૯ ॥

રાખી હરિફી હરિફથી, નિજ ધંધામાં જેહ,
કામ કરે ઉત્સાહથી, કદી ન હારે તેહ,
કદી ન હારે તેહ, હરિફને ઝટ્ટ હઠાવી,
સફળ કરે નિજ કર્મ, ઊધમને ખૂબ ખિલાવી;
કેછે જેશંગદાસ, સદા સાવધતા દાખી;
નિપુણ મેળવે જીત, હરિફથી હરિફી રાખી. ॥ ૨૦ ॥

આબાદી કોઇ રાજની, કદી પ્રજામત વીણ,
થઇ શકે નહિં જગતમાં, ઉલટી થાયે ક્ષીણ;
ઊલટી થાએ ક્ષીણ, પ્રજાબળ વિણે એ ઝાઝી,
તૂટે રાજ્યનો દોર, પ્રજા જયાં દિલથી દાઝી;
કેછે જેશંગદાસ, વાત એ નિર્વીવાદી;
કદી પ્રજા મત વીણ, રાજયની નહિં આબાદી ॥ ૨૧ ॥

જેની વ્હેલે બેશીએ, તેનાં ગીત ગવાય,
એ વિણ બીજા કોઇનાં, ગીત નહીં ઉચરાય;
ગીત નહીં ઊચરાય, છતાં ઉચ્ચારે કોઇ,
માન ભ્રષ્ટ થઇ એહ, પ્રાણ પણ બેસે ખોઇ,
કેછે જેશંગદાસ, શીખ આ સમજી લેની,
ગાણાં સર્વ ગવાય, બેશીએ વ્હેલે જેની. ॥ ૨૨ ॥

નીતીને વળિ ધર્મના, વણ મંડાણે જેહ,
નાંખે પાયો રાજ્યનો, ટકે ન સ્થાયી તેહ;
ટકે ન સ્થાયી તેહ, પરંતુ અધવચ તૂટે,
લોભ તણે વશ થઇ, જુલમ કરિ પરધન લુંટે,
કેછે જેશંગદાશ, એજ પડતીની રીતી,
અન્યાયે જે રાજય, કરે તજિ ધર્મજ નીતી. ॥ ૨૩ ॥

જે કાર્યો એક મનુષ્યને, માટે દુષિત ગણાય,
તે કાર્યો એક રાજ્યને, માટે લાગુ જણાય;
માટે લાગુ જણાય, કલંકિત સરખાં દીસે,
સરખાં નિંદ્ય ગણાય, ફેર નહિં બેઉને વીશે;
કેછે જેરૈંગદાશ, ધકો બેઉને અણધાર્યો,
લાગે છે નિરવાણ, કરે નિતિ વિરૂધનાં કાર્યો. ॥ ૨૪ ॥

ફ્રખો ફરતો જેમ આ, સદા જમાનો જાણ,
એ રીતે ફરતું દિસે, કાળચક્ર નિરવાણ,
કાળચક્ર નિરવાણ, શ્રીપતિ દિન થઇ જાયે,
અને વળી દિનજન, શ્રીપતિ થતા જણાએ;
કેછે જેરૈંગદાશ, સતાધિશ પરવશ પેખો,
પરવશી સત્તાધીશ, જમાનો ફરતો દેખો. ॥ ૨૫ ॥

નિંદા પરજનની કરે, નર નહિં એ નાદાન,
ઇર્ષા એના ઊરમાં, વશી રહી હેવાન,
વશી રહી હેવાન, સાનને ભાન ભુલાવી,
કરે મતીથી ભ્રષ્ટ, પાપ પરનાં ધોવરાવી,
કેછે જેરૈંગદાશ, હમેશાં હરામિ જાદા,
ખાઇ ગાંઠના અથ, કરે પરજનની નિંદા. ॥ ૨૬ ॥

નિરખી નજરે વાત તે, સઘળી સત્ય ન હોય,
ભેદ ભરેલી કઇક તો, જરૂર જુઠી જોય,
જરૂર જુઠી જોય, ઊપરથી લાગે સાચી,
દેખીને અજ્ઞાન, રહે અંતરમાં રાચી,
કેછે જેરૈંગદાશ, જ્ઞાનીજન પુરણ પરખી,
શોધે સત્યાસત્ય, વાતને નજરે નિરખી. ॥ ૨૭ ॥

ઊલટું ફળ આવે સદા, અપાત્રને અધિકાર,
મળે યોગ્યતાથી અધિક, ત્યારે બહુ હદપાર,
ત્યારે બહુ હદપાર, ભુલી નિજની મુળ હાલત;
કરે અઘટતાં કાર્ય, મુગ્ધ થઇ મદથી મ્હાલત,
કેછે જેરૈંગદાશ, સુઝે નહિં કાંઇએ સુલટું,
અપાત્રને અધિકાર, સદા ફળ આપે ઊલટું. ॥ ૨૮ ॥

અજ્ઞાનીને આંધળા, સરખા બેઉ ગણાય,
ચર્મ ચક્ષુની ભિન્નતા, જોતાં ઉપર જણાય.
જોતાં ઉપર જણાય, પરંતુ એ બેમાંથી,
અંધા શ્રેષ્ટ ગણાય, જ્ઞાન ચક્ષુ હોવાથી,
કેછે જેશઁગદાશ, સુરદા જેવા જ્ઞાની,
સરખા કેમ ગણાય, આંધળાને અજ્ઞાની. ॥ ૨૯ ॥

રાખે આશા ઊરથી, અઘટિત અધિક હમેશ,
વિષયી જન આ જગતમાં, તજે ન આશા લેશ,
તજે ન આશા લેશ, કરી કૃત્ય નિર્લજતાનાં;
પણ અંતે એ થકી, મળે ફળ પ્રાણ તજ્યાનાં,
કેછે જેશઁગદાશ, ભુંડા ફળ અંતે ચાખે,
અઘટિત એવી આશા, ફોકટ વિષયીજન રાખે. ॥ ૩૦ ॥

સોંપેલી સંપત્તિનું, જો રક્ષણ નવ થાય,
તો તેનો પરિત્યાગ ઝટ, કરવો શ્રેષ્ટ ગણાય,
કરવો શ્રેષ્ટ ગણાય, સંપતી નાશ ન પામે;
તો પછિ નિજનો દોષ, ગણાશે નહિં કોઇ ઠામે;
કેછે જેશઁગદાશ, વાત એ એમ ભરેલી.
જો રક્ષણ નવ થાય, સંપતીનું સોંપેલી. ॥ ૩૧ ॥

ઊરમાં આનંદ ઊપજે, પ્રીય વસ્તુની વાત,
પરજનને મુખ સુણતાં, થઇને પ્રત્યાઘાત,
થઇને પ્રત્યાઘાત, પ્રેમનો પૂરણ એથી,
પ્રથમ થકી પણ અધિક, ઇચ્છે એને હૃદયેથી,
કેછે જેશઁગદાશ, મુગ્ધ બનિ હર્ષાતુરમાં,
પ્રીય વસ્તુની વાત, સુણે પરમુખથી ઊરમાં. ॥ ૩૨ ॥

દોષી માણસનું સદા, મન સ્વભાવિક રીત,
ભીરૂને શક યુક્ત થઇ, બને બહુ ભયભીત;
બને બહુ ભયભીત, રખે નિજ દોષ જણાશે,
એ કારણથી મન, એહનું અધિક છણાશે;
કેછે જેશઁગદાશ, તુર શુર જાએ શોષી,
સુંણી દોષની વાત, મુગ્ધ બને મનથી દોષી. ॥ ૩૩ ॥

જેનું મન નિર્ભય હશે, તેને શિર સંકટ,
આવે તોપણ તે ગણે, તેને તો તૃણવત્,
તેનો તો તૃણવત્, ગણિને સાહસ સઘળું,
વૃદ્ધી પામ્યું જાય, બને નહીં સાહસ નબળું;
કેછે જેશંગદાશ, કાર્ય સૌ સુધરે એનું,
સંકટ આવ્યા છતાં, હશે મન નિર્ભય જેનું. ॥ ૩૪ ॥

કાયાને ભય છે નહીં, ભય માયાને જાણ,
માયાના ભયથી કદી, તજવા પડતા પ્રાણ,
તજવા પડતા પ્રાણ, લાગુ એ માયા મારે,
નિપજે છે નિરવાણ, અહોનિશ વારે ધારે,
કેછે જેશંગદાશ, મોહનીરૂપ માયાને,
ભય છે સઘળો જાણ, નહીં, ભય છે કાયાને. ॥ ૩૫ ॥

વનિતાઓની વેલમાં, હોય ન કુલટા જાત,
તો વનિતાઓ જગતમાં, પૂર્ણપણે પૂજાત,
પૂર્ણપણે પૂજાત, જગત જનુનીના રૂપે,
દેવી સમ લેખાત, જરૂર જોતાં તદ્રૂપે,
કે છે જેશંગદાશ, પરંતુ કુલટાઓની,
મિશ્રણતાથી ન થાય, પૂજા સહુ વનિતાઓની. ॥ ૩૬ ॥

જિંદગી ઝાઝી જે જને, કરીને કૂડાં કર્મ,
ગાળી હોયે તેહને, સુઝે નહીં શુભ ધર્મ,
સૂઝે નહિં શુભ ધર્મ, ઉપાયો અફળ જણાએ,
અહોનિશ એનું મન, પાપને પુરે તણાએ,
કે છે જેશંગદાશ, મનુષ્યની એજ પસંદગી,
પડી રહેલી ટેવ, પ્રમાણે ગાળે જિંદગી. ॥ ૩૭ ॥

ખેલે બાજી કપટની, રાખીજ સાવધતા;
આલે તોપણ તે તણા, ઉરમાં અવઢવતા;
ઉરમાં અવઢવતા, રખેને પડદો ફુટી;
પાપ પ્રગટ થઇ જાય, પાસની ગ્રંથી તૂટી;
કે છે જેશંગદાશ, કોકટ ફંદો ના ફેલે;
આખર એ પરકાય, કપટની બાજી ખેલે. ॥ ૩૯ ॥

લડતા બે જણ હોય ત્યાં, ડાહ્યા વિષ્ટીકાર,
અંત આણવા કલેશનો, સમજાવે નિરધાર;
સમજાવે નિરધાર, છતાં તેનું અપમાને;
દુભાવીને દીલ, કહ્યું જો કાંઇ ન માને,
કે છે જેશંગદાશ, છેવટ એ બેઉ રડતા,
નિરખે નિજ વિનાશ, હોય જે બે જણ લડતા. ॥ ૩૯ ॥

માતા ઉત્તમ રીતની, બનવું સ્ત્રીએ એજ;
કૃતવ્ય એનું સમજવું, અન્ય કૃતવ્ય ન છેજ;
અન્ય કૃતવ્ય ન છેજ, પુરૂષની પેઠે બીજું;
ધંધા ખટપટ તણું અને વળિ કાંઇ પરગરજું;
કે છે જેશંગદાશ, ફક્ત પુત્રોને જ્ઞાતા;
કરવા એ છે કામ, બનીને ઉત્તમ માતા. ॥ ૪૦ ॥

આવ્યા અહિં સુસાફરી, કરવાને જીવરાજ;
પણ ઉલટે રસ્તે ચઢી, કીધાં ઉલટાં કાજ;
કીધાં ઉલટાં કાજ, ફરજ નિજની નવ બજવી;
લઇ સૌનો અપવાદ, જનેતાઓને લજવી;
કે છે જેશંગદાશ, ફર્યા પણ અંત ન ફાવ્યા;
ખોઇ અવસ્થા ખોઈ, સુસાફરી કરવા આવ્યા. ॥ ૪૧ ॥

જિવવું જિંદગી રંકમાં, એ થકિ મરવું ઠીક;
કારણ કે એથી બધી, મટે વ્યવહારિક બીક;
મટે વ્યવહારિક બીક, દયા પરની ટળિ જાવી;
નિજ જિવતરને કાજ, બિજાની આંહ્ય ન સ્હાવી;
કે છે જેશંગદાશ, મુરખને ગમે ન મરવું;
પણ સમજુ નવ ચ્હાય, રંક જિંદગીમાં જિવવું; ॥૪૨॥

સુધારો કરનાર નર, તજી મુમત કુસંપ;
ચાલે જો મળિ સર્વને, રાખી રૂડો સંપ;
રાખી રૂડો સંપ, તોજ તે કાર્ય સુધરશે;
સંપ વિના નહિં જંપ, ઉલટું કાર્ય વિખરશે;
કે છે જેશંગદાશ, વાત આ ઉરે વિચારો;
તજી મમત કુસંપ, કરો તો થાય સુધારો. ॥ ૪૩ ॥

જે રીતે કાર્યો તણો, થાય સુધારો સ્હેજ;
ગ્રહણ થાય એ રીત તો, કાર્યની સિદ્ધી છેજ;
કાર્યની સિદ્ધી છેજ, દક્ષતા વાપરવાથી;
પણ સિદ્ધી નવ છેજ, રાખતાં બેપરવાથી;
કે છે જેશઁગદાશ, નકામાં કુમત નિમિત્તે;
બગાડવાં નહિં કામ, કરો સુધરે જે રીતે. ॥ ૪૪ ॥

કુદરતનો કોઇ કાર્યમાં, કથવો નહિઁ અન્યાય;
કુદરત તો જે જે કરે, તેજ ખરો છે ન્યાય;
તેજ ખરો છે ન્યાય, છતાં અજ્ઞાની લોકો;
કુદરતને દઇ દોષ, દિલમાં ધરતા ધોખો;
કે છે જેશઁગદાશ, સમો શાઁતી આફતનો;
નિજ કર્મે નિરખાય, દોષ એ નહિઁ કુદરતનો. ॥૪૫॥

મરકી રૂપી કાળને, લગભગ આવ્યો જોઇ;
દૂર ખસે નહીં તે જને, અકલ સઘળી ખોઇ;
અક્કલ સઘળી ખોઇ, વાર નવ કાંઇ સપડાતાં;
વળતી ઉઘડે આંખ, કાળની છક્કડ ખાતાં;
કે છે જેશંગદાશ, જવું નહીં પાસે ફરકી;
જાણી જોઇને કાળ રૂપ નિહાળી મરકી. ॥ ૪૬ ।

શમશાને ચે સળગતી, નિરખીને વૈરાગ્ય;
સમજી લે છે સુજ્ઞ જન, નવ સમજે હતભાગ્ય;
નવ સમજે હતભાગ્ય, પાઠ એ પઢવા જેવો,
અનુભવ કરી એ બોધ, બરાબર સમજી લેવો;
કે છે જેશઁગદાશ, સુજ્ઞ સૌ સમજી જ્ઞાને;
પામે છે વૈરાગ્ય, નીરખી ચે સમશાને. ॥ ૪૭ ॥

આવરદા ઓછી નથી, જોતાં વરસ પચાશ;
શકે બજાવી ફરજ તો, ન રહે અધુરી આશ;
ન રહે અધુરી આશ, જરૂર આ લૌકીક કેરી;
વળિ પરલૌકીક તણી, સાધના થાય ઘણેરી;
કે છે જેશઁગદાશ, આળસમાં રહિ નામરદા;
વ્યર્થ ગુમાવી દીન, ગણે ઓછી આવરદા. ॥૪૮ ॥

શૂરા પ્રાક્રમી સર્વ પણ, નિજ થકિ બહુ બળવાન;
શત્રુને પામી સદા, બનતા વ્યર્થ સમાન;
બનતા વ્યર્થ સમાન, જેમ નિર ગંગાકેરૂં;
મળતાં દરિએ થાય, મિષ્ટ પણ લવણ ઘણેરૂં;
કે છે જેશંગદાશ, હીણતા પામે પૂરા;
પ્રબળ અરીનો પાસ, જઇને પ્રાક્રમી શૂરા. ॥ ૪૯ ॥

ઓચિંતી આફત પડે, શિર ઉપર જે વાર;
તે વખતે ડાહ્યા જનો, પણ ગભરાય અપાર;
પણ ગભરાય અપાર અતિશય હિંમત હારી;
નામરદા બનિ જાય, રહે નહિં ધીરજ ધારી,
કે છે જેશંગદાશ, જાણે નિજની નિજ વીતી;
ડાહ્યા દિન થઇ જાય, પડે આફત ઓચીંતી. ॥ ૫૦ ॥

સન્મૂખે જઇને કહે, જે જન જેના દોષ;
તો તેનાપર તે કદી, આણે નહિં ઉર રોષ;
આણે નહિં ઉર રોષ, દોષ પોતાના દેખી;
માને ઉલટો પાડ, અધિક ઉપકારી લેખી;
કે છે જેશંગદાશ, મુરખને મન એ દુઃખે;
પણ ગુણ માને સુજ્ઞ, જઇ કહેતાં સન્મૂખે. ॥ ૫૧ ॥

સુમતે કામ ન કીજીએ, સુમતે ખાઇએ માર;
સુમતે ચઢીમે કોઇએ, કાઢયો નથી કદિ સાર;
કાઢયો નથી કદિ સાર, જગતમાં જુઓ તપાસી;
ચઢ્યા સુમતપર તેહ, ખસ્યા છે સર્વ નિરાશી;
કે છે જેશંગદાશ, ફક્ત પોતાની હિંમતે;
સૌથી ઉલટા થઇ, કામ કરશો ના સુમતે. ॥ ૫૨ ॥

નિરખીને વિપરિત સમો, અકળાશો નહિં ઊર;
સમે સમો બદલી જશે, રહો ધરીને ધીર;
રહો ધરીને ધીર, પડે દુખ તે સૌ સહીને;
સંકટ કેડે સૂખ, હમેશાં આવે વહીને;
કે છે જેશંગદાશ, સમો પૂરણ પરખીને;
ચાલે સુખ સમજાય, સમો વિપરિત નિરખીને. ॥ ૫૩ ॥

નીરાશા નિપજાવતી, વપુમાં વ્યાધિ અનેક;
ટેક રાખવા જાય પણ, રહે નહિં કદિ ટેક;
રહે નહિં કદિ ટેક, શરિર શીથિલ થઇ જાએ:
હિંમત હારી જાઇ, મરદ નામરદા થાએ;
કે છે જેશઁગદાશ, જિવનનું રૂપક આશા;
પણ રૂપક હિણુ કરે, જિવનને જરૂર નિરાશા. ॥ ૫૪ ॥

જે રાજા રૈયત તણા, હક રક્ષિત નવ થાય;
તેમ વળી રૈયત તણી, દાદ ચિતે નવ ચ્હાય;
દાદ ચિતે નવ ચ્હાય, થાય ના ન્યાય જુરીથી;
પ્રજા સંમતી વીણ, કરે નિકળે હજુરીથી;
કે છે જેશઁગદાશ, રાજ્યના પાયા તાજા;
ત્યાં સુધી નવ થાય, હોય જ્યાં એવા રાજા. ॥ ૫૫ ॥

જેના એજંટો બહુ, કરતા સુમતે કામ;
તેને તેના સુમતનું, ફળ મળતુંજ તમામ;
ફળ મળતુંજ તમામ, મગજ હિણના એજંટે;
જ્યાં ત્યાં બહુ તકરાર, વિના કારણની ઉલટે;
કે છે જેશઁગદાશ, શાંતિમાં એ કદિ રહે ના;
પામે ફળ બહુ નષ્ટ, એજંટો સુમતી જેના. ॥ ૫૬ ॥

કરિએ ધંધો કોડથી, રાખી મન વિશ્વાશ;
સત્યપણે સાવધ રહી, તો પ્રભુ પૂરે આશ;
તો પ્રભુ પૂરે આશ, બતાવી ફળ બહુ રૂડું;
સરવાળે કોઇવાર, નીપજે નહીં ફળ ભુંડું;
કેછે જેશઁગદાશ, અસત્ય આળસથી ડરિએ;
અંત ધરીને ખૂબ, કોડથી ધંધો કરિએ. ॥ ૫૭ ॥

મીઠી વાણી મનુષ્યની ઉપજાવે બહુ મોહ;
દાબી દેછે દીલનો, ઉપજેલો સૌ દ્રોહ;
ઉપજેલો સૌ દ્રોહ, શાંત કરિ શાંતિ પમાડે;
આનંદના રંગ માંહિ, રસિક કરિ ખૂબ રમાડે;
કેછે જેશઁગદાશ, મોહિની એવી ન દીઠી;
સત્ય મોહિની એજ, મનુષ્યની વાણી મીઠી. ॥ ૫૮ ॥

આપે ઇશ્વર મનુષ્યને, મનથી થઇ ઊદાર;
ધન તન સંપતિ સુખ તો. લેશ ન લાગે વાર;
લેશ ન લાગે વાર, ગરિબને શ્રીપતિ કરતાં;
દિન દળદર કરિ દૂર, કરે ઊધમી થઇ ફરતાં;
કેછે જેશૅંગદાશ, શ્રેષ્ટ કરી સોમાં સ્થાપે;
ઇશ્વર થઇ ઊદાર, મનુષ્યને ધન જો આપે. ॥ ૫૯ ॥

રાખે ઇશ્વર લાજ તો, લાજ કોણ લેનાર;
ધણિના ધાર્યા વિણ તો, કાંઇ નહીં બનનાર;
કાંઈ નહીં બનનાર, મુરખ છો મિથ્યા બકતા;
અંત સમે એ સર્વ, હારિને પાછા પડતા;
કેછે જેશૅંગદાશ, ચાંચ ભરિ કોઈ ન ચાખે:
મનુષ્યતણા શા ભાર, લાજ જો ઇશ્વર રાખે. ॥ ૬૦ ॥

સ્વારથ આગળ સર્વદા, પરમારથ ન જણાય;
પંડિત પણ સ્વારથ તણા, પુરમાં પુરણ તણાય;
પુરમાં પુરણ તણાય, સ્વારથથી બનિને ઘેલો;
શુદ્ધ સ્વરૂપ ન જણાય, હમેશાં મનનો મેલો;
કેછે જેશૅંગદાશ, ગણી પાછળ પરમારથ;
સ્વારથીયા જન ધરે, સર્વદા આગળ સ્વારથ. ॥ ૬૧ ॥

જેજે જન ખૂશામતી, તેતે જુઠા જાણ;
સામાનું મન રિઝવવા, મિથ્યા કરે વખાણ:
મિથ્યા કરે વખાણ, ગુણહિણને કહી ગુંણી;
વળિ તેના પ્રતિપક્ષી, ગુણિને કહે અગુંણી;
કેછે જેશૅંગદાશ, જુઠનું રૂપક જોજે;
સત્યપણે કહુ એજ, મનુષ્ય ખૂશામતિ જેજે. ॥ ૬૨ ॥

જેને માથે કરજ બહુ, તેને અતિશય દુઃખ;
સૂતાં પણ શાંતી તણું, સ્વપ્ને નહિં કદિ સૂખ;
સ્વપ્ને નહિં કદિ સૂખ, અજંપો અતિશય થાએ;
લેણદારનું નામ, સુંણતાં મંન મુંઝાએ;
કેછે જેશૅંગદાશ; સૂખ સો શુળ સમ એને;
અધિક દુઃખિયો જાણ, કરજ બહુ માથે જેને. ॥ ૬૩ ॥

બાંધો મત કોઇ વાતપર, રાખી સ્વતંત્ર રીત;
પણ પરના આધારપર, બાંધો નહિં ખચીત;
બાંધો નહિં ખચીત, અકલ ગુમ એથી થાએ;
મગજ કેળવ્યા વીણ, મગજનું જ્ઞાન હણાએ:
કે છે જેશંગદાશ, ગણી એ મોટા વાંધા:
પોતાને આધાર, હમેશાં મત સહુ બાંધો. ॥ ૬૪ ॥

કેવી ગતિ કુદરત તણી, કોઇથી નહીં કળાય:
તર્કશાસ્રી પણ તર્કમાં, ચિતભ્રમ થઇ ચળાય;
ચિતભ્રમ થઇ ચળાય, તર્કની વાત ન નિપજે;
વણ તર્કેલી વાત, અચાનક આવી ઉપજે;
કે છે જેશંગદાશ, વાત નહિં કથવા જેવી;
કોઇથી નહીં કળાય, ગતી કુદરતની કેવી. ॥ ૬૫ ॥

લુણ હરામી જે જનો કરિને લુંણ હરામ;
દગો દઇ નિજ નાથને, ઠરી ન બેસે ઠામ;
ઠરી ન બેસે ઠામ, નામ બદનામ કરીને;
રહે ચોરની પેઠ, પ્રપંચે પેટ ભરીને;
કે છે જેશંગદાશ, અંતમાં એ બદનામી;
બને બહુ બેહાલ, જગતમાં લુંણ હરામી. ॥ ૬૬ ॥

પાપીનું ધન પાપના, પુરમાં તણાઇ જાય;
દળ વાદળના પેઠ એ, ક્ષણભંગુર સમજાય;
ક્ષણભંગુર સમજાય, પછી પસ્તાવો થાએ;
કર્યાં કૃત્ય સૌ યાદ, કરીને દીલ દુખાએ:
કે છે જેશંગદાશ, તાપીમાં જળ તાપીનું;
સમાય એમ સમાય, પાપમાં ધન પાપીનું. ॥ ૬૭ ॥

વિશ્વાસુનો વિશ્વમાં, રક્ષણ કરતા રામ;
ઠગે ઠગારા તે છતાં, દે પ્રભુ એને દામ;
દે પ્રભુ એને દામ, પ્રભુ નિજ ભક્ત ગણીને;
નિભાવે સૌ નિરવાહ, એહના અરિ હણીને;
કેછે જેશંગદાશ, નિયમ એ નિરખ વિભુનો;
રક્ષણ કરતા રાજ, વિશ્વમાં વિશ્વાસુનો. ॥ ૬૮ ॥

સંકટ જ્યારે શીરપર, આવે જનને જાણ;
ત્યારે તેની અન્ય કોઇ, રાખે નહિં ઓળખાણ;
રાખે નહિં ઓળખાણ, દયા નવ દિલમાં લાવે
એ વખતે અવિનાશી, એહની વ્હારે આવે;
કેછે જેશંગદાશ, ઊતારે ઘાંટી વીકટ;
જગકર્તા એક જાણ, પડે શિર જ્યારે સંકટ. ॥ ૬૯ ॥

ધીરે ધીરે જ્ઞાનને, ગ્રહણ કર્યાની રીત;
રાખી હોય તો તે થકી, વધતું જ્ઞાન ખચીત;
વધતું જ્ઞાન ખચીત, ચિત્તને શુદ્ધ કરીને;
નિરખાવે નિજરૂપ, હૃદય દરશાવી હરીને;
કેછે જેશંગદાશ, તરી ભવસાગર તીરે;
સ્હેજે સ્વર્ગ જવાય, જ્ઞાનગ્રહિ ધીરે ધીરે. ॥ ૭૦ ॥

દૈવી સંપત્તિ સદા, સદગુણરૂપી જેહ;
ભાવી કલ્યાણી જનો, પ્રાપ્ત કરે છે એહ;
પ્રાપ્ત કરે છે એહ, મોક્ષને દેવા વાળી;
આસુરિ સંપત્તિ સર્વ, તજે છે નજરે ન્યાળી;
કેછે જેશંગદાશ, સકળ સજ્જનને સેવી;
ગ્રહણ કરે છે એહ, સદા સંપત્તી દૈવી. ॥ ૭૧ ॥

આસુરી સંપત્તિ સો, દુર્ગુણરૂપી જેહ;
ભાવી અકલ્યાણી જન, પ્રાપ્ત કરે છે એહ;
પ્રાપ્ત કરે છે એહ, નર્કને દેવાવાળી;
દૈવી સંપત્તિ સર્વ, તજે છે નજરે ન્યાળી;
કેછે જેશંગદાશ, રાખિ હિણ વૃત્તી પૂરી;
ગ્રહણ કરે છે એહ, સંપતી સો આસુરી. ॥ ૭૨ ॥

આસુરી વૃત્તીતણા, જન આ જગની માંહીં;
ધર્મ પ્રવૃત્તીમાં કદી, રાખે નહિં ચિત કાંઈ;
રાખે નહિં ચિત કાંઇ, રાખતા અધર્મ પ્રવૃતી;
તેથી સત્યાચાર, સુઝે નહિં પવિત્ર કૃતી;
કેછે જેશંગદાશ, રાખિ નાસ્તિકતા પૂરી;
જગકર્તા નથી કોઇ, એમ વક્તા આસુરી. ॥ ૭૩ ॥

અજ્ઞાની મનુષ્યો બધાં, મોહપાસથી જાણ;
બંધાએલાં છે બહુ, આ જગમાં નિરવાણ;
આ જગમાં નિરવાણ, મત્સ્ય જ્યમ સ્વરૂપ જાળે;
બંધાઇ પામે નાશ, બચે નહિં એ કોઇ કાળે;
કેછે જેશંગદાશ, એમ બહુ મોહે હાની;
વેઠી પામે નર્ક, બધાં મનુષ્યો અજ્ઞાની. ॥ ૭૪ ॥

તોફાની ભવસાગરે, વચ્ચો વચ્ચ નિરવાણ;
દેહ નાવમાં બેશીને, આવ્યો જીવ તું જાણ;
આવ્યો જીવ તું જાણ, પછી ઊગરવા માટે;
કરતો ક્રોડ ઉપાય, દિવાનો થઇ શિર સાટે;
કેછે જેશંગદાશ, છતાં હરિ વિણ અજ્ઞાની;
ઊગારે નવ કોઈ, ડુબતાં ભવ તોફાની. ॥ ૭૫ ॥

કરિએ દેણું રાજનું, કે ધનપતિનું જેહ;
તો ભરપટ્ટે તેહને, આપવું પડતું એહ;
આપવું પડતું એહ, પછી ક્યમ પ્રભુનું દેવું;
જે પરમારથરૂપ, દીધા વિણ નિભશે કેવું;
કેછે જેશંગદાશ, દીધું છે ધન જે હરિએ;
તે પરમારથ કરી, અદા દેણું તો કરિએ. ॥ ૭૬ ॥

દેછે દુખજનને હરી, તે તેના સુભકાજ;
સમજે નહિં તે છો ભલે, બનતા મન નારાજ;
બનતા મન નારાજ, પરંતુ પ્રભુ દુઃખ આપી;
પાછળથી દે સૂખ, મનુષ્યનું માપજ માપી;
કેછે જેશંગદાશ, ધીરજથી દુખ જે સહે છે;
તેને હરિ બહુ સૂખ, પછીથી પોતે દેછે. ॥ ૭૭ ॥

દુખથી માણસનું સદા, મન બનતું બહુ શુધ્ધ;
અધિક અનુંભવ મેળવી, રહેન ઊર અશુધ્ધ,
રહે ન ઊર અશુધ્ધ, ફરજ નિજની સૌ પ્રીછે;
તેથી તે સૌ તણું, ઊરમાં હિત બહુ ઇચ્છે;
કેછે જેશંગદાશ, અનુંભવ એવો સુખથી;
મળે ન કદિ એ જાણ, મળે માણસને દુખથી. ॥ ૭૮ ॥

પરમારથ કરતાં કદી, ધન નવ ખુટી જાય;
પક્ષીને પીધે નહીં, સરોવર જળ શોષાય;
સરોવર જળ શોષાય, લઇ દ્રષ્ટાંતજ એવું;
ધનપતિએ ધન ઘટિત, રિતે દિન જનને દેવું;
કેછે જેશંગદાશ, ગણી સાચો એ સ્વારથ;
શક્તી મૂજબ સર્વ, કરો પ્રીતે પરમારથ. ॥ ૭૯ ॥

જેવો રેલો જળ તણો, તેવું આ આયુષ્ય,
વહિ જાતાં શી વાર છે, સમજે નહિં મનુષ્ય;
સમજે નહિં મનુષ્ય, અધિક અજ્ઞાને પોતે;
જ્ઞાની જન એ બોધ, હમેશાં સમજી ગોતે;
કેછે જેશંગદાશ, બોધ આ લક્ષે લેવો;
આયુષ્ય સૌ વહિ જાય, વહે જળ રેલો જેવો. ॥ ૮૦ ॥

સંકટ પડતાં જે જનો, શ્રીહરિ શરણે જાય;
અથવા જે એને સદા, ચિતથી બહુ બહુ ચ્હાય;
ચિતથી બહુ બહુ ચ્હાય, તે કદી દુઃખ નવ પામે;
છતાં અચાનક દુઃખ, પડે તો હરિ તે વામે;
કેછે જેશંગદાશ, મોહ માયા નવ નડતાં;
પામે એ કલ્યાણ, શરણથી સંકટ પડતાં. ॥ ૮૧ ॥

દુર્જનને હરિ દુઃખમાં, જો સમરે તો સુખ;
આપે છે એને સદા, ટાળી દારૂણ દુઃખ;
ટાળી દારૂણ દુઃખ, દયા પોતે દરશાવે;
દુખ દરિઆની માંહિ, ડુબતો તારી લાવે;
કેછે જેશંગદાશ, તો પ્રભુ કયમ સજ્જનને;
સંકટે સ્હાય ન થાય ? સ્હાય જે છે દુર્જનને. ॥ ૮૨ ॥

કુભારજાના કલેશથી. કાયર થઇ કઇ કંથ;
ત્યાગ કરી ઘરબાર સૌ, ગયા દેશાવર પંથ;
ગયા દેશાવર પંથ, હારીને પોતે પ્રીતે
ત્યાં શાંતિનું સૂખ, પામવા પોતે નિત્યે
કેછે જેશંગદાશ, પ્રભુએ જો સરજ્યા ના—
હોત કંથ તો ઠીક, કલેશણી કુભારજાના. ॥ ૮૩ ॥

દુખ સુખની જેણે નથી, દીઠી તડકી છાંય;
તે જન અનુભવ હિણ રહી, વણ વીવેકી થાય;
વણ વીવેકી થાય, વખત વરતી નવ જાણે;
એક ઇંદ્રિનું જ્ઞાન, રાખી નિજ મમત વખાણે;
કેછે જેશંગદાશ, મધુર વાણી નહિં મુખની;
બેપરવાનો થઈ, ન સમજે ગતિ દુખ સુખની. ॥ ૮૪ ॥

દુનિઆમાં હરકોઇ પણ, મનુષ્યનું કર્તવ્ય;
છે તેના હૃદયા તણા. વિચારરૂપી દ્રવ્ય;
વિચારરૂપી દ્રવ્ય, તણું પૂરણ પ્રતિબિંબજ;
સમજી લેજો સર્વ, વાત એ આબેહુબજ;
કેછે જેશંગદાસ, વાંક નહિં જનનો આમાં;
હૃદય નચાવે તેમ, નાચતાં સહુ દુનિઆમાં. ॥ ૮૫ ॥

ચીઠ્ઠી હરિના નામપર, ફળની સમજી કામ;
કરતા જે જનખંતથી, હૃદયે રાખી હામ;
હૃદયે રાખી હામ, ધર્મ નીતીની રીતે;
તો મન ઇચ્છા સર્વ, પ્રભૂ પૂરે છે પ્રીતે;
કેછે જેશંગદાશ, વાત ઉલટી નવ દીઠી;
કાર્ય સિધ્ધ સો થાય, હરીપર રાખ્યે ચીઠ્ઠી. ॥ ૮૬ ॥

રક્ષણ વિણની લક્ષ્મિને, નજરે નિરખી જોઇ;
ઉત્તમજન પણ અવનિમાં. પાક રહે નહિ કોઇ;
પાક રહે નહિં કોઇ, રહે કોઇ વિરલો પૂરો;
બને બિજા નાપાક, લક્ષ્મિ રસ જોઇ મધુરો;
કેછે જેશંગદાશ, કરે પછિ મતિ ભક્ષણની;
લાલચમાં લપરાઇ, લક્ષ્મિ જોઈ રક્ષણ વિણની.॥ ૮૭ ॥

જોતાં કુદરતની લીલા, ઊઠે ઉપઆનંદ;
વિવિધ રંગનાં વેલવૃક્ષ, વિવિધ પુષ્પ મકરંદ;
વિધિધ પુષ્પ મકરંદ,મગજને શાંત કરે છે;
વ્યગ્ર પણું ચિતતણું, લીલા એ તુરત હરે છે;
કેછે જેશંગદાશ, જોઇને જન મન મ્હોતાં,
સ્વર્ગ થકી પણ અધિક. લીલા કુદરતની જોતાં.॥ ૮૮ ॥

મોટા મોટા સંતજન, વસ્તીવાળાં સ્થાન;
સેવે નહિં એ કોઇદી, સેવે નિર્જન સ્થાન;
સેવે નિર્જન સ્થાન, વૃક્ષ જળ જયાં બહુ હોએ;
પામે ઉર આનંદ, લીલા કુદરતની જોએ;
કેછે જેશઁગદાશ, સૂખના ત્યાં નહિં તોટા;
શાંતિનાં સૌ સૂખ, ભોગવે સંતો મોટા. ॥ ૮૯ ॥

પળપળનું રક્ષણ કરે, પ્રાણીનું જગદીશ,
રક્ષણ વિણ પળ પ્રાણીને, રાખે નહિં નિમીષ;
રાખે નહીં નિમીષ, છતાં રાખે પ્રભુ જયારે;
ત્રાહે ત્રાહે થઇ જીવ, પોકારે તોબા ત્યારે;
કેછે જેશઁગદાશ, હરિનીકળા અકળનું;
મળે ન કોઇને જ્ઞાન, ભવિષ્યનું કહિ પળપળનું. ॥ ૯૦ ॥

બુદ્ધી ભ્રષ્ટ થઇ ગણે, ધર્મને ગણે અધર્મ;
સર્વ અર્થ વિપરીત ગણી, કરતો ઉલટાં કર્મ;
કરતો ઉલટાં કર્મ, સ્વાર્થ નવ સાધે કદિએ;
જનમી બંધન થાય, અભાગી જીવ એ વદીએ;
કેછે જેશઁગદાશ, સંસકારે પણ શુદ્ધી;
થવી કઠીણ ગણાય, ભ્રષ્ટ છે જેની બુદ્ધી. ॥ ૯૧ ॥

જીભ્હા ઇંદ્રી લાલચું, જે જનની બહુ થાય;
તે જનથી ધંધો કદી, ખંતે નહિં ખેડાય;
ખંતે નહિં ખેડાય, ચિત્ત ખટરસ ખાવામાં;
હરદમ દોડયું જાય, રહે નહિં દઢ ધંધામાં:
કેછે જેશઁગદાશ, યત્ન સૌ ખોટજ ખાવા;
કરતાએ સમજાય, લાલચું ઇંદ્રી જીભ્હા. ॥ ૯૨ ॥

વીવેકીજન હોય તે, હોય ગમે તો દીન;
તોપણ તે વીવેકમાં, રહે સદા તદલીન,
રહે સદા તદલીન, વિવેકે ખામી ન આવે;
પોતાના સદભાવ, પ્રમાણે ફરજ બજાવે,
કેછે જેશઁગદાશ, જગતમાં નર એ નેકી;
હરિ પર રાખી ધ્યાન, વ્યવહારે રહે વિવેકી. ॥ ૯૩ ॥

વિપતીનું વાદળ ચઢી, આવ્યું હોય નિજશીર;
છતાં દિર્ઘ સૂત્રી થઇ ગાફલ રહે જે વીર,
ગાફલ રહે જે વીર, તેહ સંકટમાં પડતો;
પસ્તાઇને પૂર્ણ, પછી પોતે રડવડતો;
કેછે જેશૅંગદાશ, કર્મ એ દિર્ઘસૂત્રીનું;
હાની કરે હમેશ, ચઢયે વાદળ વિપતીનું. ॥ ૯૪ ॥

આત્મ બુદ્ધીના યોગ્યથી, પ્રાપ્ત થએલું સુખ;
તે સુખ પ્રથમ જણાય છે, દ્રષ્ટે જોતાં દુઃખ;
દ્રષ્ટે જોતાં દુખ, પરંતુ છેવટ માંએ;
દુખ પલટાઇ સુખ, અધિક અમ્રત સમથાએ;
કેછે જેશૅંગદાશ, મનુષ્યની મનશુદ્ધીના;
ઉપચારે સુખ થાય, યોગથી આત્મ બુદ્ધીના. ॥ ૯૫ ॥

ઇંદ્રીઓને વિષયના, સંયોગેથી સુખ;
પ્રથમ અમ્રતસમ લાગતું, પણ પછિ વિષ સમદુઃખ;
પણ પછિ વિષ સમદુખ, દેનારૂં એ બહુ થાએ;
ત્યારે અંતે આંખ, મનુષ્યની ઉઘડી જાએ;
કેછે જેશૅંગદાશ, વાત આ સુણી વિષયોને;
લડાવવાં નહીં લાડ, થઇ વશ ઇંદ્રીઓને. ॥ ૯૭ ॥

સ્વભાવીક નિજજાતિનાં, કર્મ સદોષ જણાય;
તો પણ તે તજવાં નહીં, દોષ ન એથી ગણાય;
દોષ ન એથી ગણાય, કર્મ સૌ દોષીત જાણો;
જેમ ધુમાડે અગ્ની, દોષ એમ કર્મે વિંટાણો;
કેછે જેશૅંગદાશ, કર્મ સૌ દોષીત વાસ્તવીક;
પણ દોષીત નવ ગણો, કર્મ નિજ જાતિસ્વભાવિક.॥ ૯૬ ॥

સમજી જોતાં સત્રધાર, નિજ જંતરમાં જેમ;
કત્રિમ પ્રાણી રાખિને, ભ્રમણ કરાવે તેમ;
ભ્રમણ કરાવે તેમ, પ્રભુ પણ નિજ શક્તીએ;
સર્વ પ્રાણિને ભ્રમણ, કરાવે છે હર ઘડીએ;
માટે જેશૅંગદાશ, દેવ દાનવ સૌ વરજી;
હરી શરણ સૌ જાઓ, જગતના જંત્રી સમજી. ॥ ૯૮ ॥

કીધેલાં નિજ કર્મનું, ફળ નિજ કર્મ પ્રમાણ;
આ લોકે જન ભોગવે, કાં પરલોકે જાણ;
કાં પરલોકે જાણ, પરંતુ ભોગવવું એ;
એતો નિશ્ચય જાણ, નહીં વૃથા મટવું એ;
કેછે જેશઁગદાશ, ગમે તો મોડાં વ્હેલાં;
પણ ફળ ઉદ્દભવ થાય, કર્મ જે હોય કીધેલાં. ॥ ૯૯ ॥

પડતી હાલત આવતાં, પ્હેલાં તેનાં ચીન્હ;
જણાય છે જોતાં જરૂર, અધર્મનાં ભિન્ન ભિન્ન;
અધર્મનાં ભિન્ન ભિન્ન, છતાં અજ્ઞાનિન જાણે;
પૂરણ પાત્ર ભરાય, પાપનું પછિ જે ટાણે;
કેછે જેશઁગદાશ, પડે દુઃખ આંખ ઉઘડતી;
ચેતે અનુભવિ ચિત્ત, ચિન્હ જોઈ હાલત પડતી. ॥૧૦૦॥

અનિતિથી દુઃખ આવીને, પડતું જ્યારે શીર;
ત્યારે તેને ટાળવા, મથતા મૂરખ વીર;
મથતા મૂરખ વીર, પરંતુ ટળે ન તેતો;
કારણ પ્રભુ એ કર્મ, તણું ફળ દીધું એ તો,
કેછે જેશઁગદાશ, ચાલતાં ધર્મ નિતિથી;
પડે દુઃખ તે જાય, જાય નહિ કદિ અનિતીથી ॥૧૦૧॥

પુર્ણીમાના ચંદ્રનું, જેવું તેજ જણાય;
તેવું પવિત્ર પુરૂષને, સતિનું તેજ ગણાય;
સતિનું તેજ ગણાય, કળા ઝાંખી નવ કાંઇ;
જ્યાં જાએ ત્યાં પડે, તેજની જન પર છાંઇ;
કેછે જેશઁગદાસ, આજ કળિ કાળ સમાના,
પાકે પવિત્ર રત્ન, તેજ સમ પુર્ણીમાના. ॥ ૧૦૨ ॥

ધંધા જે જોખમ ભર્યા, તે શક્તી ઉપરાંત;
કરવા નહિં કદિ કોઇએ, મનમાં રાખી ભ્રાંત;
મનમાં રાખી ભ્રાંત, થાય જોખમ તો કયાંથી;
પૂરણ કરવું એજ, શક્તિ વિણ કહોને શાથી?
કેછે જેશઁગદાસ, સદા અજ્ઞાની અંધા;
નિજ શકિત ઉપરાંત, કરે જોખમના ધંધા. ॥ ૧૦૩ ॥

કિસ્મત આગળ કોઇનું, ચાલે નહિં કાંઇ જોર;
ભલા ભલા ભુપતી તણો, તોડીને એ તોર:
તોડીને એ તોર, ભટકતા કરે ભિખારી;
કરે રંકને રાય, એહ એની બલિહારી:
કેછે જેશૅંગદાસ, ગમે તે કરશો હિકમત;
પણ ફાવો નહિં કદી, કરે મન ધાર્યું કિસ્મત. ॥ ૧૦૪ ॥
બહુમૂખી ગંગા સમી, દુનિઆં આ દેખાય;
સૌના મત કોઈ વાતમાં, સરખા નહિં પેખાય:
સરખા નહિં પેખાય, વદે સૌ ભિન્ન ભિન્ન વાણી;
એક રંગની નહીં, સત્યાસત્ય વાણી જણાણી;
કેછે જેશૅંગદાસ, અંતરને બહિર મૂખી:
વદતી દુનિઆં વાણ, ગંગાસમ એ બહુમૂખી. ॥૧૦૫॥
ઝળકી ઉઠે જગતમાં, સૌ સદ્‌ગુણિજન રત્ન;
એને માટે કોઇને, કરવો પડે ન યત્ન:
કરવો પડે ન યત્ન, પ્રકાશે નિજના તેજે;
કદરદાન જન સર્વ, કદર પણ બુજે સહેજે;
કેછે જેશૅંગદાશ, કીર્તિની કલગી ચળકી;
રહેતી સદ્‌ગુણ થકી, સદ્‌ગુણિ ઉઠે ઝળકી. ॥ ૧૦૬ ॥
અવધી પૂરણ થઇ ગઇ, ઘટિકા રહી ભરાઇ;
દેહ તજી જાવા તણી, ચીઠ્ઠી પણ સકરાઈ;
ચીઠ્ઠી પણ સકરાઇ, છતાં આ જગની માયા:
તજી શકે નહિં લેશ, સુતી અટકીને કાયા;
કેછે જેશૅંગદાશ, સર્વ સંપત્ત સંબંધી;
તજિને ચાલ્યો જીવ, થઇ ગઇ પૂરણ અવધી. ॥ ૧૦૭ ॥
છત લક્ષ્મીની હોય તો, ગરીબને દો દાન;
નહિ તો તે લક્ષ્મી તણો, લાભજ નથી નિદાન;
લાભજ નથી નિદાન, હવેથી દાન કરીને,
રટો પ્રભુનું નામ, જીવથી પ્રેમ ધરીને,
વદજો જેસંગ માળ, નભય કુંડળીઆ વૃતની;
દાખી પદ પ્રત્યેક, સરશ અક્ષરના છતની. ॥ ૧૦૮ ॥

માળા ૩૫ મી સંપૂર્ણ.



# માળા ૩૬ મી.

---

## ગીતિવૃત.

જે જન સહાય ભુતનો, ત્યાગ કરીને કુશળ ઘરે જાએ;
તે પર દૈવ હમેશાં, કોપ કરીને પ્રતિકુળ બહુ થાએ. ॥ ૧ ॥

વિપરિત વખત જણાતાં, ડાહ્યા જન પણ મુરખ થતા દેખો;
બુદ્ધી ભ્રષ્ટ થઇને, દુર્મતિઆ થઇ હિણકર્મો પેખો. ॥ ૨ ॥

જગત નહીં જીતાતું, અવળું સવળું, મન ગમતું બોલે;
એ પર રીસ કરીને, ચાલે તે જન, બને તરણ તોલે. ॥ ૩ ॥

કરવો નહિં કહિએ પણ, વિવાદ સ્ત્રી કે નૃપતીની સાથે;
કરવાથી આવે છે, કલંક ને વળિ ભય નૃપનો માથે. ॥ ૪ ॥

કદિ અપમાન ન કરવું, પંડિત શાસ્ત્રી કે પ્રતિષ્ઠિત જનનું;
કરવાથી યશહિણ થઈ, જરૂર સમજજો ભય નિજના તનનું.॥૫॥

વ્યવહારિક કાર્યો સૌ, વણ વીચારે, નવ તરતજ કરિએ;
કાર્યો ફક્ત ધરમનાં, તતકાળે સૌ કરતાં નવ ડરિએ. ॥ ૬ ॥

અજ્ઞાની જન નીંદે, એ ભયથી નવ સદ્કર્મો તજવાં;
દશ દિશનો ભય હોએ, તોપણ સઘળાં સદ્કર્મો સજવાં.॥ ૭ ॥

પરઘેર પોળા ફરતા, સંકોચાતા, નિજઘર પર આવે;
એ જન પાછળથી સૌ હાથે કરિને નિજને નિંદાવે. ॥ ૮ ॥

જે કારજ કરવાને, ઘટિત હોએ મનુષ્ય જે તેને;
તે કારજમાં જોડી, કાયં અવરમાં નવ જોડો એને. ॥ ૯ ॥

સમયતણા અનુસારે, ગુણ પરમાણે ઘટિત રિતે જનને;
બોલાવો વદિ વાણી, જેથી એને, પ્રિય લાગે મનને. ॥ ૧૦ ॥

ધર્મ સકળ પુરૂષારથ, ફળ દેનારો સહુને છે જાણી;
તત્કાળિક ફળ લોભે, ધર્મ તજીને, નવ પામો હાણી. ॥ ૧૧ ॥

અધિકારી મોટામાં, ન્યાય અને વળિ મધ્યમપણા સાથે;
સ્વતંત્રતા ધીરજ એ, ગુણથી ન બને નબળાં કૃત્ય હાથે.॥૧૨॥

શરમ મનુષ્યની સ્હાયક, સમજી લેજો જગમાં બહુ સારી;
અતિ અઘરાં કામો પણ, બનતાં એથી ગતિ એની ન્યારી.॥૧૩॥

મરતાં લગી પણ માણસ, ટેક તજે નહિં શુરવિર એ સાચા;
અધવચ ટેક તજી દે, સમજો એ તો, નહિં શુરવિર સાચા.॥૧૪॥

જિવ માયાને ઇશ્વર, એ ત્રણનું જે સ્વરૂપ સમજાતું;
જ્ઞાન ખરૂં એ કહિએ, જ્ઞાન અવર નવ સમજાતું આવું. ॥૧૫॥

હોય વડો વિદ્વાનજ, પણ તે ભક્તી સતસઁગ હિણ હોએ;
તો તે અધોગતિ પામે, જન્મ અકારજ, ભણ્યા છતાં ખુએ.॥૧૬॥

જે અબળાને હોએ, વ્યવહારે કરિ પ્રસંગ રાજનનો;
તે અબળાની સાથે, કરવો નહિં કદિ, પ્રસંગ તનમનનો.॥૧૭॥

આપતવાન મનુષ્ય જો, રક્ષણ માટે કદિ શરણે આવે;
તો નિષ્ઠુર નહિં બનતાં, રક્ષણ કરિને દયા કરો ભાવે. ॥૧૮॥

નીરંતર પોતાની આવકથી જે ખરચ અધિક કરતા;
આફતમાં અંતે એ, આવીને બહુ દિનતામાં ઠરતા. ॥ ૧૯ ॥

મધમાખી પરજનને, માટે પોતે મધ ભેગું કરતી;
ધન સંચયને માટે, કંજુસની પણ કૃતિ એવી ઠરતી. ॥ ૨૦ ॥

સ્વભાવ સ્વતંત્રતાનો, રાખીને જે જન જગમાં હિંડે;
વ્યવહારિક જન એને, અતડો ગણિને વણ કારણ પીડે. ॥ ૨૧ ॥

રૂડું કે કોઇ રૂડું, કરનારૂં નહિં જનનું જગ વીશે:
નિજનાં કર્મ પ્રમાણે, બનતું સઘળું, નિમિત બિજાં દીસે. ॥૨૨॥

બાળપણથી જે જેને, સહવાસેથી સુખ દુખમાં ભજતો;
તે જન અંત લગી પણ, દુખમાં દેખીનવ એને તજતો. ॥૨૩॥

ભરજૂવાની જેણે, ઊદ્યોગી થઇ, રળવામાં કાઢી;
વૃદ્ધપણમાં એ જનને, વિપતી કદિએ નવ આવે આડી. ॥૨૪॥
વિપરિત વખત જગતનો, નિરખી પાસે હરિ નિજ સેવકને;
દ્રષ્ટીએ તે દીઠા, પેલાં તેને લઇ લે નીજ કને. ॥ ૨૫ ॥
સુખ દુખના અનુભવની, લ્હેજત કદિ નવ સમજો વણ ચાખે;
મિશ્રિતતા પામેલી, લ્હેજત અનુભવિ અમરતસમ ભાખે. ॥૨૬॥
માણસમાં બળ છે નહિં, બળ તો સઘળું અધિકારે આવે;
મિણનો પણ હાકમતો, તે લોઢાના ચણાજ ચવરાવે. ॥ ૨૭ ॥
માણસની મિત્રાઇ, કરવા માટે, નવ કોઇ ચાહે;
પણ તેના પરિબળથી, અંજાઇને કર તેનો સાહે. ॥ ૨૮ ॥
જશ જામેલા જનની, મૈત્રી માટે, સહુ રાખે મમતા;
ઉગતાને આ જગમાં, કોડ કરીને સરવે જન નમતા. ॥ ૨૯ ॥
મન વચન કાર્યોનું, ઐકય પણું એ સદાય છે સત્યતા;
એના ઐકયપણા વિણ, અસત્યતા છે, નવ કહિએ સત્યતા. ।૩૦।
વિચાર બળની છે જ્યાં, જાગૃતી ત્યાં જય દેવી વસતી;
ઉદય કરિ નિતીનો, કરતી એની, ઉદય તણી હસતી. ॥ ૩૧ ॥
કાળ ન કહિને આવે, વણ ચેતાવ્યે વગર કહ્યે આવે;
આવે છે ત્યારે એ, અજ્ઞાનીને, ભયથી ભડકાવે. ॥ ૩૨ ॥
હરિની ભકતી રૂપી, પાન રસાયન કરવાથી જનને;
ભવસાગર બંધનનો, ભય નથી રે'તો કદિએ નિજમનને. ।૩૩।
દુખિઆરી દુનિઆમાં, શાંતીનું સુખ સદૈવ છે સારૂં;
રેતી કેરા રણમાં, સરોવર સરખું સુખ બહુ કરનારૂં. ॥૩૪॥
નિષ્કેવળ જનને જે, ક્રોધ અતીશય, ઉપજાવે જાણી;
તે તેનાં અંતરની, જવાળે બળિને, ખમતો બહુ હાણી. ॥૩૫॥
અનૃત વાણી જે બહુ, બોલે છે તે જન અનૃત ઇચ્છે;
સત્ય સદા નવ ગમતું, સત્ય તણી નવ કદર કદી પીછે. ॥૩૬॥
વૃદ્ધઅવસ્થામાં જો, વિપત પડે તો મરણ ઘણું સારૂં;
પુરૂષારથ હિણ થઇને, દુખમાં જીવ્યું, હિત શું કરનારૂં. ॥૩૭॥

રતિને અતિ ઇચ્છનારી, અબળાઓ છે, ઉનમત નદિ જેવી;
નદિ નિજ બેખડ ભેદે, એ સમ અબળા કુળભેદક એવી. ૩૮
કામ અને ક્રોધાદિક, દોષાધિન છે નર સ્વેચ્છાચારી;
પણ ધીરજ ધરિ ચાલે, તે નર તેથી બને ન વીકારી. ॥૩૯॥
તત્વજ્ઞાની જન જેજે, તેતે સઘળા, પવિત્ર ગણિ લેખો;
દમન કરી ઇંદ્રીઓ, શ્રધાળુ જન, પવિત્ર રૂપ પેખો. ॥ ૪૦ ॥
પ્રવાસહિણ પંડિતને, મતિહિણ નૃપને, ગળિ પૃથ્વી જાએ;
વિદ્યાને પ્રાક્રમ બે, ગુપ્ત રહ્યાથી, કદિ નવ પોષાએ. ॥ ૪૧ ॥
અભિમાને હિણલક્ષ્મી, ગર્ભેથી હિણ, કુમારીકા થાએ;
એ રીતે પંડિત પણ, પ્રવાસહિણથી, હિણ બહુ થઇ જાએ. ॥૪૨॥
લોક વ્યવહાર અને વળિ, ધર્મ તથા નિજ, હિત સમજી ચાલે;
તે જન દીર્ઘ મુદત લગિ, જશ લક્ષ્મીને સુખમાં બહુ મ્હાલે.॥૪૩॥
મૂળ બધા દોષોનું, અવશ્ય કરીને અબળાઓ જાણો;
કારણ કે તેઓનાં, વાયુ પેઠે ચળ ચિત પરમાણો. ॥ ૪૪ ॥
પુરૂષ સદા નિજ બળથી, રક્ષણ કરતો અબળાના તનનું;
પણ બ્રહ્માદિકથી પણ, રક્ષણ થાય ન કદિ તેના મનનું. ॥૪૫॥
વપુની વ્યાધી વપુમાં, ઢંકાએલી સદાય બહુ સારી;
બ્હાર પ્રગટ થઇ નિકળે, છે તે વ્યાધી બહુ પીડાકારી. ॥૪૬॥
સ્ત્રી રાજી રાખ્યા વિણ, પતિને પણ તે નવ રાજી રાખે;
પતિના કુળની વૃધ્ધી એમ થવાથી કદિએ નવ દાખે ॥૪૭॥
કુરૂપે બહુ અબળાપર, દ્વેષ ન કરવો નવ સ્નેહે ભજવી;
ખેદ ધરમ એ બેના, આસય સાથે અબળા રીઝવવી. ॥૪૮॥
સ્ત્રીનું પાલણ કરતાં, અને વળી બહુ સાચવતાં ભાવે;
સ્ત્રી હરદમ શુભ રીતે, શ્રીરૂપ થઇને નિજગૃહ શોભાવે. ॥૪૯॥
જ્યાં સુધી જન સંગે, થશે સમાગમ નવ પૂરણ જાણો;
ત્યાં સુધી કદી તેના, ગુણને પૂરણ તમે ન પીછાણો. ॥ ૫૦ ॥
સ્વારથમાં તત્પર રહી, વિઘન પડે પણ ગણે નહી પોતે;
સ્વારથના પર પ્રીતી, રાખે તે તે મરતા વણ મોતે. ॥ ૫૧ ॥

અજ્ઞાની પુરૂષોને, અવળે રસ્તે અબળા દોરે છે;
તેમજ કામી ક્રોધી, જ્ઞાનીના પણ ચિતને ચોરે છે. ॥ ૫૨ ॥

આર્ય પુરૂષની રીતથી, ઉલટા જેઓ જગમાં આચરતા;
તેને જ્ઞાની જન સૌ, શંકર પરજા મુખથી ઉચરતા. ॥ ૫૩ ॥

સ્થાવર આદિક ચીજો, બીજના ગુણને કદી ન ત્યાગ કરે;
તે મુજબ મનુષ્યો પણ, જાત પ્રમાણે જગમાં અહિં વિચરે. ૫૪

નીચ કુળમાં જન્મેલો, તેહ છતાં પણ નિતી ધરમે ચાલે;
તો તેનો સત્કારજ, સુજ્ઞ પુરૂષે કરવો સૌ કાળે. ॥ ૫૫ ॥

નજર કૃપણ પુરૂષની, જેના ઉપર ધઇને બહુ ઠરતી;
તેને તે અગ્નીની, પેઠ બાળી ભસ્મ સદા કરતી. ॥ ૫૬ ॥

પોતાના સહુવાસે, પરને પીડા કદિ જો થઇ આવે;
તો તેને સજજન સૌ, તન ધન ખરચી દુખથી મૂકાવે. ॥૫૭॥

સારી કે નરશી કોઇ, બાબતનો કદિ નવ અંતજ લેવો;
અંતજ બહુ લેવાથી, તન મન ધનનો હોમ પડે હવો. ॥૫૮॥

સગાં સબંધી સરવે, આફત સમયે પરખાતાં પૂરાં;
સુખનાં સરવે સંગી, દુખનાં સંગી નવ દીસે શૂરાં. ॥ ૫૯ ॥

ચંદનથી શશી શીતળ, માણસને બહુ કરતો શીતળતા;
પણ ત્રિવિધીના તાપો ટળે ન તે સંત વચન વડે ટળતા. ॥૬૦॥

દૈવ તરફથી દેહે, વ્યાધી જે જે જનને થઇ આવે;
આગળથી તેની નવ, ખબર પડે કદિ પણ પછી અચકાવે. ॥૬૧॥

અનેક વિચારો ઉઠે, તે સઘળાનો અમલ કરે જેઓ;
કામ ન સુધરે કાંઇ, પણ ઉલટા બહુ ગુંચવાતા એઓ. ॥૬૨॥

જ્ઞાની દુખ દેખીને, પ્રેમ કરીને વધાવી લે હોંશે;
કારણ નિજ કર્મોનાં, ફળો ભોગવી થવા મુકત દોષે. ॥ ૬૩ ॥

બચપણથી સુખ વૈભવ, ભોગવિને વૃધ્ધ વયમાં જે આવે;
વૃધ્ધ વયમાં દુખ દેખી, દાઝે તે જન દિલમાં પસ્તાવે. ॥૬૪॥

ચંદ્રશુકલ પક્ષે જયમ, દિનદિન પોતે વધતો દેખાએ;
એ રીતે દાતાને, જમીન દાનનું ફળ વધતું જાએ. ॥ ૬૫ ॥

ધર્મ કુશળતાથી જે, વ્યવહારમાં જન બહુ વરતી જાણે;
એજ પ્રથમ તો સમૃધ્ધી, કેરૂં લક્ષણ સમજુ પરમાણે.. ॥૬૬॥

સત્યે સૂર્ય તપેને, અગ્ની દીપે પવન વળી વાએ;
સત્યે ધર્મ ટકયો છે, માટે સત્યને તજતાં દુખ થાએ. ॥ ૬૭ ॥

દુખનું ઔષધ દા'ડા, મન જાણે જે વખતે સુખ મળશે;
એ આશાએ દુખના, દા'ડા સઘળા દુખિયાં નિર્ગમશે. ॥ ૬૮ ॥

સમુદ્ર વાયુ અગ્ની, દુષિત કદિએ થતા નથી જાણે;
જ્ઞાની જન એ રીતે, દોષ વગરના સદાય પરમાણે. ॥ ૬૯ ॥

હરિ નિજ ભકતોને બહુ, દુખ આપીને કસોટીએ કસતા;
દુખમાં હરીપર શ્રધા, અચળ રહે તો હરી શરણે વસતા. ૭૦

પોતાની મેળે જઇ, વણ બોલાવ્યે પરને પ્રાપ્ત થતાં;
પામે પૂર્ણ પરાભવ, પોતે પૂરણ કિરતીવંત છતાં. ॥ ૭૧ ॥

તેજસ્વિ જનના આપો, તેજસ્વિ જનમાં નવ સમરથ થાએ:
જેમ અધિક બળવંતા, બળિને પામી દુરબળ થઇ જાએ. ॥૭૨॥

જનના મનની ઇચ્છા, દિન દિન અતિશય વધતી દેખાએ;
લાભ તણા સુખની એ, માત્રા કદિ નવ જગમાં લેખાએ.॥૭૩॥

જગમાં દ્રવ્ય નથી એવું, જેથી ઇચ્છા જનની પૂરાએ;
પુરૂષ સમુંદર સરખો, કોઇ ઉપાયે કદિ નવ પૂરાએ. ॥ ૭૪ ॥

ઇચ્છીત જનને ઇચ્છા, દિન દિન અતિશય વૃધ્ધીને લીધે;
તૃષ્ણા રૂપી બીજી, ઇચ્છા એને શર પેઠે વીંધે ॥ ૭૫ ॥

જ્ઞાન સદા મેળવતાં, માણસને જે પરથમ દુખ નડતું;
તે દુખ અંતે એને, જ્ઞાન થવાથી સુખરૂપ થઇ પડતું. ॥૭૬॥

અનુભવ કરી જોશો તો, કાળ તણે વશ સઘળું શમજાશે;
કાળ તણા ચક્કરમાં, સ્થાવર જંગમ સરવે અટવાશે. ॥ ૭૭ ॥

કૃપણ પુરૂષને દ્રવ્યમાં, લગની જેવી બહુ લાગી હોએ;
એવી લગની તેને, સગાં કુટુંબી પર પણ નવ હોએ. ॥૭૮॥

રાજ્ય અને નિર્ધનતા, એની તૂલા સુખની કરી જોતું;
તો નિર્ધનતા કેરૂં, પલ્લું નમતું નજરે દેખાતું. ॥ ૭૯ ॥

ધનનો નાશ થવાથી, જ્ઞાતી જનને વળી મીત્રો સઘળા;
બે અપમાન અતિશય, માન ન દે વળિ ઘરની પણ અબળા.૮૦
દેહ તણી છાયાની, સાથે સઘળાં પુરવ તણાં કર્મો;
અંત લગી સાથે રહી, માણસને દે એ ફળ અધ ધર્મો. ॥ ૮૧ ॥
દ્રવ્ય મુકીને મરવું, અજ્ઞાનીને અતી કઠણ લાગે;
દેહ તજી દુનિયાંથી, થાય જવું પણ નવ તૃષ્ણા ભાગે.॥ ૮૨ ॥
પળનો પણ ભરૂંસો તો, રાખીને નવ દુનીઆમાં ચાલો;
પળમાં દેહ તજીને, રાહ સદા પર લોક તણો ઝાલો. ॥ ૮૩ ॥
સંકટ વેઠયા વીના, માણસનો કદિ ઉદય નહી થાએ;
સંકટથી કંટાળે, તેની હાલત દુર્બળ દેખાએ. ॥ ૮૪ ॥
કાળ તણી બલીહારી, જનને હુંપદ હરદમ વિશરાવે;
સુલટાનું ઉલટુ ને, ઉલટાનું એ સુલટુ દરશાવે. ॥ ૮૫ ॥
ધર્મ તણા દ્વારેથી, તુચ્છ જગતની નીરખીને જાળ;
ઉપજતાં વૈરાગ્યજ, અંતર સુધી થઇ જાયજ તત્કાળ. ॥ ૮૬ ॥
તૃષ્ણારૂપ પીડાથી, દુખરૂપ પીડા અતિ ઉત્પન્ન થાએ;
એ દુખરૂપ પીડાથી, સુખ ઉત્પન થઇ દુખ ઉત્પન્ન થાએ. ॥૮૭॥
દુનીઆમાં સૌ વસ્તુ, માણસને કદિ અનુકુળ બહુ હોએ;
પણ તૃષ્ણા નવ ત્યાગે, તો તેને નવ સુખ સ્વપ્ને હોએ. ॥ ૮૮ ॥
દુનિઆમાં અનુકુળતા, માણસને કદિ નવ કાંઇ હોએ;
પણ તૃષ્ણાને ત્યાગે, તો તો તેને સુખ બહુ સમજાએ. ॥ ૮૯ ॥
ચંચળતા તજી દઇને, માણસનું મન સ્થીર બહુ બની જાએ;
ત્યારે તેને કોઇના, મનમાં કિંચિત ભય નવ સમજાએ. ॥ ૯૦ ॥
મત્યુ અને અમૃત બે, વશી રહેલાં, વપુમાંહે જાણો;
મોહ થકી મૃત્યુને, બ્રહ્મજ્ઞાનથી અમૃત પીછાણો. ॥ ૯૧ ॥
વીદ્યા સમ નથી નેત્રજ, સત્ય સમ બીજુ તપ કદિ નવ દેખો;
પ્રીતી સમ દુખ છે નહિ, ત્યાગ સમુ સુખ અવર નહી લેખો. ।૯૨।
સમયતણા પડદાની, ઓઠે હરદમ ભવિષ્ય રહ્યું લટકી;
દેખાતું નહિ કદિ એ, મનુષ્ય થકી એ રહે મતી અટકી. ॥૯૩॥

પ્રીય વસ્તુ મળવાથી, તૃષ્ણાની કદિ નવ તૃપ્તી થાએ;
અગ્નીની પેઠે એ, તૃષ્ણા કદિ નવ જળથી ઓલાએ. ॥ ૯૪ ॥
ઘૃત અગ્નીમાં નાંખે, અગ્નિ પ્રજવળિત હરદમ બહુ થાએ;
એ રીતે તૃષ્ણા પણ, ઇચ્છિત વસ્તુ મળતાં ઉભરાએ. ॥ ૯૫ ॥
હરિ ધારે તો પળમાં, ઇચ્છા સઘળી મનની સંપાડે;
અને વળિ ધારે તો, ઇચ્છા સઘળી પળમાં વણસાડે. ॥ ૯૬ ॥
કામ બધાં કજીઆનાં, શત્રુરૂપ થઇ દુખ જનને દેછે;
માટે ઉગતુ એને, છેદી સમજુ જન લાભજ લેછે. ॥ ૯૭ ॥
તનદુરસ્તી સારી, હોએ ત્યારે નવ કીમત બુઝે;
પણ વ્યાધી થઇ બગડે, ત્યારે તેની સુભ કીંમત સુઝે. ॥ ૯૮ ॥
આગળથી અટકળ નવ, કરશો કદિ એ સમજો તો મનમાં;
ધારેલી વાતો સૌ, ધુળ મળે છે પડિને વીઘનમાં. ॥ ૯૯ ॥
ભવિષ્યે જે બનવાનું, તે પરમાણે મતી પરથમ સુજે;
ડાહ્યા જન બહુ હોએ, તોપણ તેની મતી સઘળી બુજે. ૧૦૦।
ડાળ ધરી ચાલ્યાથી, દુનીઆં સઘળી ભરમાતી દેખો;
પણ પાછળથી નબળાં, લક્ષણ જોઇને દુર થતી પેખો. ॥૧૦૧॥
જ્યાં સુધી માણસમાં શકતી હોએ સુખરૂપ ત્યાં સુધી;
શકિત હીણ થએથી, અનેક દુખનો ઉભરાતો ઉદધી. ॥૧૦૨॥
ગરીબ તણી ગતી જોઇને, મનમાં મોટી શિખ સમજી લેવી;
આપણને ધન પ્રભુએ, આપ્યું છે એ કૃપા કહો કેવી. ॥૧૦૩॥
દાતા થઇ દિન ઉપર, દયા કરે તે ધન ભોગવ્યું જાણો;
એ વિણ ધનપતી સઘળા, ધન રક્ષક થઇ જીવતા પરમાણો.૧૦૪
અંતલગી આશાનો, પાર ન આવે મનુષ્યનો કદીએ;
એ આશાને લીધે, સુખ દુખ સઘળાં સહન થતાં વદીએ.૧૦૫
શ્રીપતી જો મૂરખ તો, તેની સાથે સબંધ નહીં સારો;
અનેક આળો શિરપર, આવે એથી સબંધ દુખદારો. ॥૧૦૬॥
દુખીઆરી દુનિયાં આ, સુખ સમજીને મનગમતી મ્હાલે;
પણ જીવન તજી અંતે, જાય નર્ક ત્યાં કર્મ કર્યાં સાલે. ॥૧૦૭॥
છત્રીશમી ગીતીની, બોધક માળા વાંચો નિરવીઘને;
જેસંગ ગુણને જાણો, પૃભુ કૃપાએ પુર્ણ કરી જગને. ॥ ૧૦૮ ॥

માળા છત્રીશમી સંપુરણ.

# પ્રશ્નોત્તર અને પાદપૂર્તિઓ.

મુંબાઈથી નિકળતા "માસિક મજાહ" ચોપાનિઆના અધિપતિ, મેહેરબાન—દાદીભાઇ એદલજી તારાપોળવાળા તરફથી, કવિ જેસંગભાઇને, પુછાએલા પ્રશ્નો અને તેમના આપેલા ઉત્તર તે નીચે પ્રમાણે.

( આ પ્રશ્નોત્તર માસિક મજાહના પુસ્તક ૮ માના અંક ૯—૧૦ ભેગામાં છપાયા છે. સન ૧૮૯૭. )

પ્રશ્ન ૧ લો.—દોહરો.

શોભે કોણ સભા વિશે ? ના પત કોની થાય ?
કોણ કરે નુકશાન નિજ ? કોણ દયા નહિં ખાય ? ॥ ૧ ॥

ઉત્તર ૧ લો.—ઇંદ્રવજ્રાછંદ.

શોભે સભામાં સુકવિજ સારા, શોભે પ્રજાને નૃપ પાળનારા;
શોભે સભામાં સુભટોજ શાણા, શોભે સભામાં ગુણથી ગવાણા.૧
શોભે સભામાં ન અજ્ઞાનવાદી. શોભે સભાના નર નામર્યાદી;
શોભે સભાના સુભટો હરામી, શોભે સભાના નૃપ જેહ નામી. ।૨।
હાથે કરી જે બદટેવ પાડે, હાથે કરી જે પડતાજ ખાડે;
હાથે કરી જે હિણહઠ ઝાલે, હાથે મરે એ સહુ ભ્રષ્ટ હાલે. ।૩।
જાણ્યા ન જેણે જગતાતનેરે, જાણ્યા ન જેણે ધરમો નમેરે;
એવા જનો જે જગમાં ગણાતા, તેતો કદી દીલ દયા ન ખાતા.।૪।

પ્રશ્ન ૨ જો—દોહરો.

કોણ વચન પાળે ખરૂં ? કરે કોણ તે ભંગ ?
કોના ધરમાં સંપત્તી ? કોનો ધરીએ સંગ ? ॥ ૧ ॥

### ઊત્તર ૨ જો.—મનહર છંદ.

શૂરવીર સરદાર, પણ લઈ રણ ચઢે,
તો તે પણ પાળવાને, પુંઠ ન દેખાડશે;
ભક્ત જન ભગવંત, ભાળવાને ભાવ ધરી,
ભક્તિ કરી ભીંતરનું, પણ પુરૂ પાડશે.
શાહ અને દાતા બેઊ, મુખથી વદેલાં વેણ,
જીવ જાય તોય પણ, તેહ નહીં તોડશે;
સુંણો દાદી મિત્ર મારા, સતવાદી જન સદા,
વધું વેણ પાળવા ન, પાછી પાની કાઢશે. ॥ ૧ ॥

કેફી વ્યભિચારી અને, અન્યાયી અધરમીએ,
કરેલાં કુકૃત્ય છુપાં, રાખવાને કારણે;
નિંદાખોર નિંદા કરી, દ્વેષ દરશાવવાને,
ઠઠ્ઠાખોર ઠઠ્ઠા કરી, બકે બહુ બારણે;
સ્વારથીયા સ્વાર્થ માટે, દૈવનો ન ડર રાખી,
બદેલી જે વાત તે તો, ભંગ કરવા ભણે;
સુણો દાદી મિત્ર મારા, ઊપર કહ્યા એ સહુ,
સ્વારથને કાજ વેણ, હારવાનું ન ગણે. ॥ ૨ ॥

ધનના કોઠાર જેના, ઘર માંહી ધર્યા હોય,
અને વળી પુત્ર પુત્રાદીકથી દીપાવડો;
મનુષ્યમાં માન હોય, કૂળમાં વરીષ્ટ જોય,
કર્મ તણી રેખા થકી, ગણાય બધે વડો;
એવી રીતે રિધ્ધ સિધ્ધ, સંપ વિનાની જો હોય;
તો તે સંપત્તિ વિનાનો, નર ગણો બાપડો;
સુણો દાદી મિત્ર મારા, સગુંણી સુંદરી સાથ,
સંપ જેના કુટુંબમાં, સંપત્તિમાં એ વડો. ॥ ૩ ॥

સજ્જન જે જગતમાં, સુભ ઈચ્છક છે સદા,
એવા સજ્જનનો સંગ, કોડ કરી કીજીએ;
સાચા સંત શોધી કાઢી, મોક્ષ મેળવવા કાજ,
સંતની સંગત કરી, બોધ માની લીજીએ;

ટેકવંત ગુણવંત, પતિવૃત પાળનારી,
નારી સારી હોય તો તો, તેથી બહુ રીઝીએ;
સુણો દાદી મિત્ર મારા, ગણાય સુપાત્ર સારા,
એવા કવિ કોવીંદને, સંગ કરી પુજીએ. ॥ ૪ ॥

---

### પ્રશ્ન ૩ જો.—દોહરો.

ભૂષણ શું આ ભવ તણું ? રંભાની શી રીત ?
દશ ડગકોથી નાશિયે ? કોની કરીયે પ્રીત ? ॥ ૧ ॥

### ઊત્તર ૩ જો.—સોરઠા.

ભૂષણ ભવનું જાણ, સદગુણથી ભક્તિ કરે;
પત્ની સતી સુજાણ, શોભાવે ભવ સર્વદા. ॥ ૧ ॥
પતિવૃત પાળી નાર, પતિ પાસેરે પ્રેમમાં;
સજે સદગુણ શણગાર, રંભાની એ રીત છે. ॥ ૨ ॥
નિર્દય કુલટા નાર, ત્રીજો નીતિ હીણ જે,
ચોથો જંન ગમાર, તે થકી દુર બહુ નાશીયે. ॥ ૩ ॥
સજજન કેરી પ્રીત, કરિએ જગમાં સર્વદા;
એથી અધિકું ચિત્ત, રાખો પ્રભુપર પ્રેમથી. ॥ ૪ ॥

---

### પ્રશ્ન ૪ થો—દોહરો.

સાથી ઉત્તમ ફળ જડે ? શાથી દળદર દુર ?
કોણ પુરૂષ ભવમાં નડે ? કોણ પ્રેમથી પૂર ? ॥ ૧ ॥

### ઉત્તર ૪ થો—હરિગીત છંદ.

પરિપૂર્ણ પ્રેમે જો કરે પુરૂષાર્થ તો તેથી જડે;
અવની મહીં ઉત્તમ અધિક ફળ એ ઊદ્યોગે સાંપડે;
ફળવંત ઉદ્યમ આદરે તો, દૂર દળદર નાશશે;
એ વીણ અન્ય ઉપાયથી, દળદર ઘર નવ છાંડશે. ॥ ૧ ॥
નડતો નકી જન જે હરામીને પ્રતિસ્પર્ધી હશે;
પ્રતિકુળ ગુણના મુરખ જન તે વેરી જેવા થઇ વસે;

સદ્ગુંણથી ભરપૂરં મિત્રો નિમકહલાલી નોકરો,
એ પ્રેમથી પૂરા ભરેલા જેનો ભરૂંસો છે ખરો. ॥ ૨ ॥

---

પ્રશ્ન ૫ મો.—દોહરો.

દીપે શું દરબારમાં ?—કોનો કરિએ કોડ ?
કોનું ઘર તજિયે તુરત ?—જડે ન કોની જોડ ? ॥ ૧ ॥

ઊત્તર ૫ મો.—દોહરો.

દીપે છે દર નારિમાં, સદ્ગુણ જોબન રૂપ;
વળી વડું પતિવ્રતપણું, ઓપી ઊઠે અંગ. ॥ ૧ ॥
સદગુંણી શ્યામા અને, સજ્જન સગુણી મિત્ર;
મોક્ષ જ્ઞાનને ભક્તિનો, કરિએ કોડ ખચીત. ॥ ૨ ॥

હરિગીત છંદ.

કેફી અને ખળબાજ કુલટા કૃત્ય કૂડાં આચરે;
વળિ કુટીલ મિત્રો લુંણ હરામી જે પરની નિંદા કરે;
અધર્મી અન્યાયી અને કૂ કૃત્ય કરી જે રીઝતા,
તજી એ તરત તે સર્વનાં ઘર ભૂલે ચુકે નવ જતા. ॥ ૧ ॥
જોતાં જગતમાં જોડ મળતી સજ્જનને સુપાત્રની,
વળિ જોડ મળતી એ રિતે અહીં દુર્જનને દુષ્પાત્રની;
એવી રિતે મળતી, દિસે આ જગત માંહી જોડ બહુ,
પણ જોડ જગ કરતા તણી જડતી ન જરૂરજ હું કહું. ॥૨॥

---

પ્રશ્ન ૬ ઠો—દોહરો.

શું આપી ફરિએ નહીં ?—ધરિએ કોની દાઝ ?
કોણ સુખી સંસારમાં ?—કોના ઘરમાં રાજ ? ॥ ૧ ॥

ઊત્તર ૬ ઠો—હરિગીત છંદ.

કદી વચન આપી કોઇને નવ ફરીયે એ વર આપણી,
દિન જંનનાં દુઃખ દેખી દિનની દાઝ દિલ ધરવી ઘણી;

સંસારમાં સંતોષીને જ્ઞાનીજનો સુખિયાંજ છે,
સુખ સંપત્તી જયાં સંપ સાથે તે ઘર રૂડું રાજ છે. ॥ ૧ ॥

---

પ્રશ્ન. ૭ મો.—દોહરો.

ગણિયે ગમાર કોણને ? દળીદ્રકોનું ઘેર ?
સાચી સુંદરિ શું રહે ? કોણ બતાવે કેર ? ॥ ૧ ॥

ઊત્તર. ૭ મો.—તોટક છંદ.

જર ખોઇ રમે જુગટું જનજે, વ્યભિચાર કરી ભમતો નર તે;
કરિ કેફ ખુએ વ્યશની વિત જે, ગણજોજ ગમાર ખરા ત્રણ તે. ૧
કરતા નવ હુંન્નર હોંશ કરી, બહુ કાયરતા કરિ રેહ ઠરી;
મળતાં સહુ સાધન ત્યાગ કરે, વસતું જઇ દારિદ્ર એજ ઘરે. ૨
પતિ પ્યાર અને પતિવૃતપણું, ગ્રહતી સતિ ધ્યાન ધરીજ ઘણું;
જીવ જાય કદી પણ તે ન તજે, શણગાર સદા સતિ એજ સજે. ૩
જન જૂલમ જે ભરપૂર કરે, વળિ દીલ વિશે ન દયાજ ધરે;
જન એજ નિશંક અધર્મી અતી, જણવે જન ઉપર કેર વૃતી.૪

---

પ્રશ્ન ૮ મો—દોહરો.

સ્વર્ગ સમું સુખ શા વિષે? કોને શીર કલંક?
અબળાનું અભિમાન શું? નફ્ફટ કોણ નિઃશંક? ॥ ૧ ॥

ઉત્તર ૮ મો—ઊપેંદ્રવજ્રાછંદ.

સદાય સંતોષ ધરી રહેજે, અને વળી જ્ઞાન ગ્રહી રહે તે;
'અધીક પોતે સુખ મંન માન્યું, પ્રિતે સદા સ્વર્ગસમું પિછાન્યું. ૧
કપૂત કેરી કુળ દ્રોહકારી, વડા થઇ જે ફરતા વિકારી;
ભલો ભરૂંસો દઇ થાપ મારે, ગણાય પાંચે કલંકીત ભારે. ૨
પતી તણા માન વડે મનાણી, વળી ઘણી રૂપવંતી ગણાણી;
ચઢે ઘણો જોબન મદ જ્યારે, ગણે અભીમાન પત્નીજ ત્યારે.૩

સોરઠો.

કહી થાકીએ કેણ, પણ જે કાન ધરે નહીં;
વદતો ઉલટાં વેણ, એજ નફફટ નિ:શંક છે. ॥ ૧ ॥

---

પ્રશ્ન ૯ મો—દોહરો.

કોણ ભલો ભવ ભોગવે? કોણ લજાવે કૂળ?
કઇ જનુનીનું ધન જિવત? કોણ પાપનું મૂળ? ॥ ૧ ॥

ઉત્તર ૯ મો—ભુજંગી છંદ.

સદા સજ્જનોને રૂડા ગુણગ્રાહી, સપૂતો રૂડાં દંપતીઓજ આંહી;
મહા જ્ઞાનવંતા ઘણા જે મહંતો, ભલો ભોગવે ભોગ સૌ સૂખવંતો. ૧
કપૂતો કરી કામ કૂડાં ઘણાંરે, લજાવે સદા કૂળ પોતા તણાંરે;
પુરી પૂર્વજોની પ્રતીષ્ટા ગુમાવી, જનેતા તણી કૂખ જેણે લજાવી. ૨
પુરા પ્રાક્રમીને પુરા જ્ઞાની દાતા, સપૂતો અને ભકત જેજે ગણાતા;
ણો જીવવું ધન્ય એની જનેતા, અભીમાન એ પાપનું મૂળ જોતા. ૩

---

પ્રશ્ન ૧૦ મો—દોહરો.

પરગજુ નરનો પ્રેમ ક્યાં? કોને કહિયે ઘાત?
શું વ્હાલું રણધીરને? કોણ તજે નહીં તાત? ॥ ૧ ॥

ઊત્તર ૧૦ મો—લલિત છંદ.

પરગજુ તણો પ્રેમ તો ઠરે, દિન જનો તણાં દુઃખ ઊપરે;
તન અને વળી ધંન મંનથી, દુર કરે સદા રંક વિઘ્નથી. ॥૧॥
સબળ વેરીના ત્રાસથી કરી, અબળ થૈ રહે આશરે ઠરી;
કબજ તે પછી શત્રુને કરે, અધિક એ થકી ઘાતકી કરે. ॥ ૨ ॥
સરસ વ્હાલુ છે નામ વીરને, અમર નામ એ છે અમીરને;
ધન અને વળી ધન તો ટળે, અમર કીર્તીનું નામ ના ચળે.॥૩॥
સપુત પૂત્ર જે હોય તે સહી; નવ કદી તજે તાતને અહીં;
જરૂર વાત એ જાણજો તમે, લલિત છંદમાં મિત્ર આ સમે.॥૪॥

---

### પ્રશ્ન ૧૧ મો.—દોહરો.

કાયર કોની કામની ?—ભવમાં કોના ભોગ ?
શું પાળે નહિં પરવડે ?—દુષ્ટ કયો મહા રોગ ? ॥ ૧ ॥

### ઉત્તર ૧૧ મો.—શાર્દુલવિક્રિડિત છંદ.

કેફી, કાયર, જ્ઞાનહીણ, મુરખો, દાળીદ્ર જેને વર્યું,
ચાલે ચાલ કુચાલથી જગમહીં, નિંદીત કાણું કર્યું;
એવા એ નર સૌ અહીં જશહિણા; નારીજ તેની નકી,
બેઠી કાયરતા કરી બહુ વળી, હારી ગઇ એ થકી. ॥ ૧ ॥

### મનહર છંદ.

મૂરખ કૂનારી પતી, હોય રોગી દેણદાર.
સ્વારથ વિના જે અપજશ શીર આણતા;
પાપ થકી પેટ ભરી, પાપનો જે પુંજ કરે,
પરવશ વશી વળી, મોજ મિથ્યા માણતા;
આવ્યું જેને શીર અહોનિશનું કલંક કુડું,
માન ભંગ થઇ નવ, પ્રભુને પિછાણતા;
કહે જયસંગદાસ, સુણો દાદી મિત્ર મારા,
ભવ માંહી ભોગ એવા, નરના સૌ જાણતા. ॥ ૧ ॥

દૂધ પાઇ ઉછેરીએ, સાપને જો સ્નેહ કરી,
તો તે ઉછેરેલો સાપ, ડંશ દેઇ જાય છે;
શત્રુના કુટુંબને જો, પાળી પોષી ઉછેરીએ,
તો તે ઉછર્યાં પછીથી, વડાં વેરી થાય છે;
પરખ્યા વિના કુપાત્ર, જનને જો પાળીએ તો,
પાળ્યા પછી તેહ પણ કૃતધ્ની જણાય છે;
કહે જયશંગદાસ, એવાઓને પાળવાનું,
પરવડે નહીં કદી, પાળ્યે દુઃખ થાય છે. ॥ ૨ ॥

### દોહરો.

ચિંતા આળસને અધિક, કરવા ભુંડા ભોગ;
જાણો જનમાં એ જરૂર, દાદી દુષ્ટજ રોગ. ॥ ૧ ॥

પ્રશ્ન ૧૨ મો.—દોહરો.

આંખ છતે અંધો કયો ? ઊત્તમ શું ઊત્કર્ષ ?
કવિ જયશંગ કહો મને ?—હરદમ કોને હર્ષ ? ॥ ૧ ॥

ઊત્તર ૧૨ મો.—દોહરા.

આંખ છતે અભિમાની જન, અંધો મહા ગણાય;
સદકીર્ત્તિના સ્પર્શથી, ઊત્તમ ઊત્કર્ષ થાય. ॥ ૧ ॥
માયા મિથ્યા જાણીને, કીધો પ્રભુનો સ્પર્શ;
એવા એ મહા સંતને, હૈયે હરદમ હર્ષ. ॥ ૨ ॥

# પાદપૂર્તિઓ.

મુંબાઇથી નિકળતા માસિક મજાહ ચોપાનીઆના અધિપતી, મેહેરબાન. દાદી એદલજી તારાપોરવાળા તરફ્-થી, પુછાએલી પાદપૂર્તિઓ, અને તે પુરી કરી મોકલેલી, તે માસિક મજાહમાં છપાએલી છે તથા નહી છપાએલી પણ છે, તે નીચે મુજબ.

"જુવતી જશ નહિં જોય."

જ્યાં જુઓ ત્યાં જગતમાં, ઝઘડો એનો હોય;
ક્લેશરૂપ છે કામિની, જુવતી જશ નહિં જોય ॥ ૧ ॥
મોટા મોટા મર્દ પણ, બેઠા મર્દી ખોય;
પણ પાડ્યાં કઇ પુરૂષનાં, જુવતી જશ નહિં જોય. ॥ ૨ ॥
સતિયા સત્ય ચુકી ગયા, તપસ્વી ટટળ્યા કોય;
એ કારણ સૌ કામિની, જુવતી જશ નહિં જોય. ॥૩॥

" બુધ્ધિ તેવી શુધ્ધિ છે, વિચાર રાખ આટલો."

મનહર છંદ.

સતિ સદા ઇચ્છે પ્રેમ, પ્રીતમનો મેળાવવા,
કુલટા ઇચ્છે છે પ્રેમ, અન્યનો ઉપરછલો;
શુરવીર ઇચ્છે રણ-ક્ષેત્ર માંહી લડવાનું,
કાયર તો ઇચ્છે સદા, સુવા સારો આટલો;
પરગજુ ઇચ્છે અતિ, કરવા પરોપકાર,
પાપી ઇચ્છે પાપ થકી કરવાનો કાટલો;
કહે જયશંગ એમ, ઇચ્છા વશ સહુ રહ્યું,
બુદ્ધિ તેવી શુદ્ધિ છે, વિચાર રાખ આટલો. ॥ ૨ ॥

---

" ગોરી ફુલગુલાબતણું છે. "

ચંદ્રાવળાછંદ.

ગોરી ફુલગુલાબ તણું છે, શોભીતું ભરપૂર;
સુવાસ લેવા સદૈવ ઇચ્છે, નર ભ્રમર આતૂર.
નર ભ્રમર આતૂર રહે ન્યારા, દેખી દુર્ગુણથી ભરી દારા;
ચરિત્ર ચપળા માંહિ ઘણું છે, ગોરીફુલ ગુલાબ તણું છે. ॥૧॥

---

" લાખ લેખ લખાયા કે, ખરાબીનો ખુંણો તું. "

મનહર છંદ.

રામા તને રત્ન જેવી, ગણી છે સૌ ગુણિયલે,
ગુણ તારા દેખી ઘણા, ગુણકોષ ઘણો તું;
જગતને જન્મ આપી, ઊછેરે તું અતિ પ્રેમે,
પ્રીતમને પ્રીત આપી, કરે ઘણા ગુંણો તું;
તેમ છતાં તારા કેટલાક ચાળા એવા છે કે,
ડંશ દેવા નાગણી જરૂર ફુંકે ફણો તું;
કહે જયશંગ તારા, ગુંણ ઢાંકયા અવગુંણે,
લાખ લેખ લખાયા કે, ખરાબીનો ખૂંણો તું. ॥૧॥

---

"દિલે જાણ દાદી જુઠી મિત્રતા છે, ખરા મિત્ર તો છે હવાલે હવાને"

દેવ છંદ.

ઘણા ક્રુર મિત્રો ભલા વેશ ધારી, ફરે છે ભલા મિત્રને ભોળવાને;
સદા સ્વાર્થ સારૂ મચ્યા એ રહે છે, વડા દુષ્ટ વિશ્વાસઘાતી થવાને;
કુડાં કૃત્યનો ન્યાય લેવા પછી એ, પડે પાપી નર્કે ફળો ચાખવાને;
દિલે જાણ દાદી જુઠી મિત્રતા છે, ખરા મિત્ર તો છે હવાલે હવાને. ૧

---

"ટેક ઓ તરૂણી? તારો જરૂર તજાવશે,"

મનહર છંદ.

ચઢતી જુવાની તણા, પૂરે ચઢી તું તો ચાલે,
તોફાનીના તરંગમાં, મજા માની મ્હાલશે;
જોબનના મદમાંહી, છકી ચાલે છટેલ તું,
ભામિનીનું ભૂષણ તું, લલના લજાવશે;
માની બેઠી મનમાંહી, રહે સદા આવો સમો,
પણ યાદ રાખજે કે, જરાપણું આવશે;
કહે જયસંગદાસ, ત્યારે તારો તોર ટાળી;
ટેક ઓ તરૂણી તારો, જરૂર તજાવશે. ॥ ૧ ॥

---

"તે શામા નહિ શાપિણિ, પાપિણિ પતિકુળ નિર્બળ કરનારી."

ગીતિવૃત.

જે નિજ પતિવૃત ત્યાગી, વ્યભિચારી થઇ પતિને નહિ પ્યારી,
તે શામા નહિ શાપિણિ, પાપિણિ પતિકુળ નિર્બળ કરનારી. ॥૨॥

---

"લખી હ્રદયમાં રાખ, સાર નથી સંસારમાં."

કુંડળિઓ.

સાર નથી સંસારમાં, જુઠો જગનો ખેલ;
અજ્ઞાની અંજાય છે, માયા બહુ મુશ્કેલ.

માયા બહુ મુશ્કેલ, માર સૌને ખવરાવે,
માટે સમજી મંન, નિતિથી ફરજ બજાવે;
તો તે જન જયસંગ, જીત્યો જગ વહેવારમાં,
લખી હૃદયમાં રાખ, સાર નથી સંસારમાં. ॥ ૧ ॥

---

"પ્રેમ પલકમાં જાય."

દોહરા.

પ્રેમી દંપતી પ્રેમથી, અરસ્પરસ અતિ ચ્હાય;
ગાંઠ પડે કાંઇ ગુહ્ય તો, પ્રેમ પલકમાં જાય. ॥ ૧ ॥
નળ દમયંતી પ્રેમથી, અરણ્યમાં અથડાય;
તે દંપતિ જુદાં પડયાં, પ્રેમ પલકમાં જાય. ॥ ૨ ॥
પૂરણ પ્યારી પિંગળા, તજી ભ્રતૃહરિ રાય;
વૈરાગે વનમાં વર્યો, પ્રેમ પલકમાં જાય. ॥ ૩ ॥

---

"કીનો છે દાદી બહુકારી."

ચંદ્રાવળા છંદ.

કીનો છે દાદી બહુકારી, મરદો પણ મુંઝાય;
સુખ સંપતિ સાથે સઘળી, લાજ વળી લુંટાય.
લાજ વળી લુંટાય જગતમાં, આવિ પડે અતિશય આફતમાં;
જેશંગ સૌ જન જાયે હારી, કીનો છે દાદી બહુકારી. ॥૧॥

---

"પ્રેમ પૃથ્વિનું રાજ, પ્રેમ સ્વર્ગ સંસારનું."

કુંડળિઓ.

પ્રેમ સ્વર્ગ સંસારનું, પ્રેમ પૃથ્વિનું રાજ;
નૂરજહાં બેગમ બની, પામી પ્રેમે તાજ.
પામી પ્રેમે તાજ, જનાને ઝળહળી ઝાઝી;
કયાં જૂઓ ત્યાં એમ, પ્રેમથી ખીલે બાજી;
કેછે જેશંગદાસ, પ્રેમ નૂર નર નારનું;
પ્રેમ પૃથ્વિનું રાજ, પ્રેમ સ્વર્ગ સંસારનું. ॥ ૧ ॥

---

" દિલ આપે દિલજાન, તે અબળા સાચી સતી."

કુંડળિઓ.

સતિ સાચી એ સૃષ્ટિમાં, દે સ્વામીને સુખ:
ક્રોધ કરે કદી કંથ પણ, ધરે ન દિલમાં દુઃખ.
ધરે ન દિલમાં દુઃખ, સ્વામીની સેવા કરતી,
પાળી નિજ પતિવ્રત, કુડાં કર્મોથી ડરતી;
કેછે જેશંગદાસ, વિપતમાં વ્હારે ચઢતી;
દિલ આપે દિલજાન, તે અબળા સાચી સતી. ॥ ૧ ॥

---

" વડા વડા વીર લડ્યા, વિશ્વ વિષે વેરથી."

મનહર છંદ.

રામ સાથે રાઢ કરી, લંકાંપતિ લડી મુઓ,
કુળ તણું મૂળ કાઢયું, જુઓ ઝાઝા ઝેરથી;
કૌરવને પાંડવ બે, પિતરાઇ લડી મુઆ,
કોટી દળ કપાયાથી, ધ્રુજી ધરા કેરથી;
ઘોરી સાથે પૃથિરાજ, કરણ અલાઊદ્દીન,
મોંગલોને મરેઠા સૌ, લડયા એવી પેરથી;
કહે જયશંગ એમ, આદીથી તે આજ સુધી,
વડા વડા વીર લડ્યા, વિશ્વ વિશે વેરથી. ॥ ૧ ॥

---

" બુંદ બુંદ બ્રહ્માંડ વસાવી."

ચંદ્રાવળા છંદ.

બુંદ બુંદ બ્રહ્માંડ વસાવી, તેંઓ જગકિરતાર;
ભેદ ભર્યા સૌ ખેલ રચ્યા પણ, કોઇ ન પામ્યા પાર;
કોઇ ન પામ્યા પાર કદાપી, કોણ શકે તુજ ગતિને માપી;
રંગભરી રચનાજ રચાવી, બુંદ બુંદ બ્રહ્માંડ વસાવી. ॥૨॥

---

"ભામિનિ ભૂષણ હોય ભલે પણ, દૂષણદાદિ ઘડી મહિઆપે."

ઈંદ્રવિજય છંદ.

હોય ભલી રૂપરંગ ભરી, કહિ કામિનિ વાણી મધૂર પ્રતાપે;
પ્રૌઢ પ્રપંચ રચી પ્રમદા, પતિને વશ રાખિ પડે નિજ પાપે;
પ્રેમ તણી સુરતી થઇ કંથનું, કોડ કરી કમળા દુઃખ કાપે;
ભામિનિ ભૂષણ હોય ભલે પણ, દૂષણદાદિ ઘડી મહિ આપે. ૧

---

"માય જેની જીવે તેજ મોટાં."

ઝુલણા છંદ.

માતના ગુણનું, રૂણ શીર આપણે, એમ સમજી સદા સર્વ ચાલો;
આપવા રૂણ એ, કામ કરવું, સદા, માતભક્તી કરી મંન મ્હાલો;
રૂણ એ પામવા, માત જીવેન જો, માન મોટાં છતાં છેક છોટાં;
કર્મની રેખથી, રૂણ એ પામવા, માય જેની જીવે તેજ મોટાં. ॥૨॥

---

"સતિ શરણ નહિં થાય."

દોહરા.

સિદ્ધરાજે સતિ કારણે, હણ્યો જુનાગઢ રાય;
પણ સતિ પતિ પાછળ બળી, સતિ શરણ નહિં થાય. ૧
પંચાળીને પામવા, કૌરવે કર્યા ઉપાય;
લાજ લેવા શુધ્ધી મથ્યા, સતિ શરણ નહિં થાય. ૨
જીવ જાય પણ સતિ કદી, ફંદામાં ન ફસાય;
પતિવ્રત પાળે પ્રેમથી, સતિ શરણ નહિં થાય. ૩

---

"આદમીનું તોલ એક બોલમાંથી પીછાનીએ."

મનહર છંદ.

આમ્ર તણી જાત જાણવાને માટે આમ્ર ફળ,
ચાખી જોઇ તર્ત તેની જાત પરમાણીએ;

સારા કે નઠારા અર્ક, જાણવાને માટે તર્ત,
વાસના લીધાથી તેની જાત ઝટ જાણીએ;
રાંધેલી રસોઇ રૂડી રીતથી ભરેલી હોય,
તેને ચાખી ચાખી પછી, વિવેકે વખાણીએ;
કહે જયશંગ એમ, સજ્જન કે દુરિજન,
આદમીનું તોલ એક, બોલમાં પીછાનીએ. ॥ ૧ ॥

---

"કનક ન થાય કથીર."

દોહરા.

દુઃખના ડુંગર ઢળી પડે, જો કદી સતિ ને શીર;
તો પણ તે નવ ડગ ભગે, કનક ન થાય કથીર. ॥ ૧ ॥
રણસંગ્રામે રાઢમાં, વિંધાઈ જાયે વીર;
તો પણ તેહ હઠે નહીં, કનક ન થાય કથીર. ॥ ૨ ॥
આળ મુંકે અજ્ઞાનીયો, સત્ય સુધારક શીર;
તોપણ ટેક તજે નહીં, કનક ન થાય કથીર. ॥ ૩ ॥

---

"દાદી દુષ્ટ ગણી છે દારા."

ચંદ્રાવળા છંદ.

દાદી દુષ્ટ ગણી છે દારા, હર્યાં હિંદનાં તાજ;
ક્ષત્રીનો ક્ષય કરીને એણે, કર્યાં પરાયાં રાજ;
કર્યાં પરાયાં રાજજ હિંદે, તે માટે સૌ તેને નિંદે;
પડયા દેશ શીર દુઃખના મારા, દાદી દુષ્ટ ગણી છે દારા. ૧

---

"કુદરત કરશે કામ."

દોહરા.

નીતીની રીતી ગ્રહી, હૈયે રાખે હામ;
તો તેનાં સંકટ સમે, કુદરત કરશે કામ. ॥ ૧ ॥
પરમારથમાં પ્રીતથી, ખરચે ખંતે દામ;
તો તેના ધંધા તણાં, કુદરત કરશે કામ. ॥ ૨ ॥

જન હિત કારણ જે મનુષ્ય, મથશે આઠે જામ;
તો તેનાં અંતે સદા, કુદરત કરશે કામ. ॥ ૩ ॥

---

" દુનિયાંમાં દિલજાન, જીભ જુઠાની જુઠી. "

કુંડળિઓ.

જુઠી જીભ જુઠા તણી; વદતાં નહિ વિચાર;
બોલ્યાનો કાંઇ બંધ નહિઁ, બોલે બહુ ગમાર;
બોલે બહુ ગમાર, ભાર પોતાનો ખોઇ;
જનમંડળની માંહિ. ગણે નહિઁ તેને કોઇ;
કેછે જેશઁગદાસ, આગ જીવતરમાં ઊઠી;
દુનિઆમાં દિલજાન; જીભ જુઠાની જુઠી. ॥ ૧ ॥

---

" પ્રેમ પરસ્પર વ્યર્થ. "

દોહરા.

મનથી માને મિત્ર પણ, સરે ન એકે અર્થ:
તો તે મૈત્રી નવ ગણો, પ્રેમ પરસ્પર વ્યર્થ. ॥ ૧ ॥
પૂરણ પ્યારી પ્રેમદા, ગાંઠે હોય ન ગર્થ;
સંતોષે નવ તે સમે, પ્રેમ પરસ્પર વ્યર્થ. ॥ ૨ ॥
પ્રેમ પૂતળી દંપતી, અન્યો અન્ય અનર્થ;
કરીને મન અળગાં કરે, પ્રેમ પરસ્પર વ્યર્થ. ॥ ૩ ॥

---

ક્રોડ ઉપાય કરે નર પાવન, પાપ તજે મરતાં નહિઁ પાપી.

ઇંદ્રવિજય છંદ.

ભાત પડી ભલી પટ્ટ તણી નહિઁ, જાય તુટે પટ તેહ તથાપી;
ભ્રષ્ટ થયું ભલુ ભોજન તે પણ, પાક ન થાય પછીથી કદાપી;
તક્ર ભળી પયમાંહિ પછીથી ન, કોઈ ઉપાય કઢાય ન કાપી;
ક્રોડ ઉપાય કરે નર પાવન, પાપ તજે મરતાં નહિઁ પાપી. ૧

---

" જૂઠો જરનો જોર. "

દોહરા.

ક્રોડપતી થઇને કરે, કદી જો કર્મ અઘોર;
જરથી કર્મ ન છુટતાં, જૂઠો જરનો જોર. ॥ ૧ ॥
જરને જાતાં વાર નહિં, જેમ જાય ખરિ મોર;
મૂરખ સાચો માનતા, જૂઠો જરનો જોર. ॥ ૨ ॥
ભવ જળ તરવામાં કદી, ચાલે નહિં જર જોર;
જ્ઞાન વિના ગુંચાઇ મરે, જૂઠો જરનો જોર. ॥ ૩ ॥
દેખી દ્રષ્ટે ચંદ્રને, ચમકે જેમ ચકોર;
જન ચમકે ત્યમ જર થકી, જૂઠો જરનો જોર. ॥ ૪ ॥
અનાથ જન અતિ અન્ન વિણ, કરતાં શોર બકોર;
તે ધન પતિ મન નવ ધરે, જૂઠો જરનો જોર ॥ ૫ ॥
જર વશ થઇને જગતમાં, કીધાં કર્મ અઘોર;
મહુમદગીજની એ ઘણાં, જૂઠો જરનો જોર. ॥ ૬ ॥

---

" રહે પ્રભુ પ્યારમાંને. ચિત્ત ભમે નારમાં. "

મનહર છંદ.

ઢોંગ ધરી ધર્માચાર્ય, ભેખ લઇ ભમે પણ,
વિષયમાં વાસ કરી, વળે વ્યવહારમાં;
ઠગ ઘણા ઠાકોરની, સેવા માટે બાવા બને,
બાવા બની પડે પછી, પ્રેમદાના પ્યારમાં;
ડાળ ધરી સુધારાનાં, ભાષણ ભલાં ભણેને,
કુધારે તો વાસ કર્યો, નિજ ઘરબારમાં;
કહે જયસંગ એમ, ઢોંગીઓ સૌ ઢોંગ ધરી,
રહે પ્રભુ પ્યારમાંને, ચિત્ત ભમે નારમાં. ॥ ૧ ॥

---

" સોય સદા સાંધે અને, કાતર મૂકે કાપ. "

દોહરા.

ધર્મી ધર્મ કર્યાં કરે, પાપી કરતા પાપ;
સોય સદા સાંધે અને, કાતર મૂકે કાપ. ॥ ૧ ॥

પાળે સતિ પતિવ્રત પણું, કુલટા વંઠે આપ;
સોય સદા સાંધે અને, કાતર મૂકે કાપ, ॥ ૨ ॥
સજ્જન સુખ દે સર્વને, દુર્જન દે પરિતાપ;
સોય સદા સાંધે અને, કાતર મૂકે કાપ. ॥ ૩ ॥
દાતા હરદમ દાન દે, લોભી મારે થાપ;
સોય સદા સાંધે અને, કાતર મૂકે કાપ. ॥ ૪ ॥

---

કાવ્યમૉતા નૃપ રાજ્ય સભા પુરજોર પ્રભા કવિઓજ ગજાવે.

ઇંદ્રવિજય છંદ.

વીર ચઢી રણક્ષેત્ર મહીં રણક્ષેત્ર મહા યુદ્ધથીજ ધ્રુજાવે;
ગાન અને નૃત્યથીજ નટી રંગ ભૂમિ ભલી રિતથીજ ભજાવે;
વાદ વદી જન મંડળમાં જનનાં મન ખૂબ રસીક રિઝાવે.
કાવ્ય મૉતા નૃપ રાજ્ય સભાપુર જોર પ્રભા કવિઓજ ગજાવે ॥૧॥

---

" નામ તે નારિનું નિત્ય નીચું. "

ઝુલણાછંદ.

સ્વામિની સાથ જે, સુંદરી રોષથી,
રૂસણું રાખીને નિત્ય રહેતી;
પાળતી નહિં વળી, ધર્મ પતિવ્રત કદી,
બાળને બોધ સારો ન દેતી;
સત્ય સદ્ગુણ તજી, દુષ્ટ દુર્ગુણ સજી,
મંન નવ રાખતી શ્રેષ્ટ ઊંચું;
જાણ જયશંગ આ, અવનિમાં જરૂર તું,
નામ તે નારિનું નિત્ય નિચું. ॥ ૧ ॥

---

" ઓ કલજુગ તુજ કૌતક કેવાં ! "

ચંદ્રાવળા છંદ.

ઓ કલજુગ તુજ કૌતક કેવાં ? જ્યાં જોઇએ ત્યાં જુઠ;
પ્રપંચનો તો પાર નહીંને, દિનપર સર્વ અરૂઠ;

દિનપર સર્વ અરૂઠ અતીશય, વધ્યાં મોહ માયાને વિષય;
જેશંગ અધરમ અતિશય એવાં, ઓ કલજુગ તુજ કૌતક કેવાં? ૨

---

"પાડોશીને આટો ભાવે, ધંટી ચાટે ઘેરનાં."

મનહર છંદ.

ઘરમાં કુધારો ઘણો, ખુણે ખુણે ભરી રહ્યો,
અને અન્ય આશા રાખે, સુધારાની પેરનાં;
સુલેહ કરાવા માટે, અન્ય જેની આશા રાખે;
પણ તેને માથે વાજાં, વાગી રહ્યાં વેરનાં;
જુલમથી છૂટવાને, મદદ માગે છે જેની,
પણ તેને માથે દુઃખ જુલમના કેરનાં;
કહે જયશંગદાસ, દેખો દુનિઆંની રીત,
પાડોશીને આટો ભાવે, ઘંટી ચાટે ઘેરનાં. ॥ ૧ ॥

---

"ગોળ ખુણે ખાય તોય, ગળ્યો એ તો લાગે છે."

મનહર છંદ.

પરઊપકાર તણાં, ગુપ્તપણે કરે કામ,
તોય દુઃખ અન્ય તણાં, ભલી રીતે ભાગે છે;
જણાવે ન ઊપરથી, દંપતિઓ પ્રેમ કદી,
તોય તેનો પ્રેમ પૂરો, ગુપ્તપણે જાગે છે;
શત્રુ કદી શત્રુતાઇ, ઉપરથી દેખાડે ન,
તોય તેનો કાંટો ભુંડો, ભીંતરમાં વાગે છે;
કહે જયશંગ ગુપ્ત, કર્મ કરો તોય ફળે,
ગોળ ખુણે ખાય તોય, ગળ્યો એતો લાગે છે. ॥ ૧ ॥

---

"સુણી આખી રામાયણ, રામાપૂછિ રામની."

મનહર છંદ.

વ્યભિચારી જુગારી કે, ઠગારીના ઠામ માંહી,
વાસો વસી પુછે પછી, ખબર એ ઠામની;
નિસો કરી નિશા આખી, ગાન તાનમાં ગુમાવી,
વ્હાણું વ્હાયું ત્યારે પછી, પૂછ્યું વિતિ જામની !

પુંજી હતી પાસે તે સૌ, ઉડાવી અલેખે દીધી,
ખાલી ખોખું થયો ત્યારે, ખોળ લીધી દામની;
કહે જયશંગ એવા, બેગમો મેં બહુ જોયા,
સુણી આખી રામાયણ; રામા પૂછિ રામની. ॥ ૧ ॥

---

"અર્પણ આપે અંગ."

દોહરા.

સાચા સ્નેહી સૃષ્ટિમાં, સુખ દુઃખમાં રહીં સંગ;
આફત આવે એ સમે, અર્પણ આપે અંગ. ॥ ૧ ॥
દેશ હિતેચ્છુ જન સદા, ઉરમાં ધરી ઉમંગ;
દેશહિતને કારણે, અર્પણ આપે અંગ. ॥ ૨ ॥
રાજ્ય ભક્ત યોધ્ધા અધિક, રાખી રણમાં રંગ;
રૂડું કરવા રાજનું, અર્પણ આપે અંગ. ॥ ૩ ॥
સદ્‌ગુંણી શ્યામા સદા, સુખ દુઃખમાં રહીં સંગ;
કષ્ટ પડે નિજ કંથને, અર્પણ આપે અંગ. ॥ ૪ ॥
ધુરંધર ધર્મી ધણી, દેખી દીન અપંગ;
જયશંગ એ દુઃખ ટાળવા, અર્પણ આપે અંગ. ॥ ૫ ॥

---

"તાડ નીચે પીધું પાણી, પાણી તે ગણાશે કે ?"

મનહર છંદ.

દુર્જનની સોબતમાં, સજ્જન સુરીતે રહે,
તો તે જન સજ્જનમાં, કદી વખણાશે કે ?
વેશ્યાનો સંબંધ કરી, સતી સદ્‌ગુણી શાણી,
પતિવ્રત પાળે પણ, સતી સમજાશે કે !
કાયરના જુથ માંહી, શૂરવીર જઇ વસે,
તોતે પછી શૂરવીર. વીરમાં ભણાશે કે !
કહે જયશંગ એમ, સંગ રંગ લાગે સદા,
તાડ નીચે પીધું પાણી, પાણી તે ગણાશે કે ? ॥ ૧ ॥

---

" સારાંની સોબતમાં ફરિએ. "

ચંદ્રાવળા છંદ.

સારાંની સોબતમાં ફરિયે, મન મેલું મટી જાય,
સદ્‌વર્તનનું સ્ફૂરણ થઇને, સત્ય વસ્તુ સમજાય;
સત્ય વસ્તુ સમજાય સદાએ, સ્વારથ આ પરલોક સધાએ;
દુર્જનથી જયશંગ નિત્ય ડરિયે, સારાંની સોબતમાં ફરિયે. ૧

---

" દેવાતી શું હશે દાદી, પરોણી ને નાતરે ? "

મનહર છંદ.

માસી જાણી મળવાને, ભાવથી ભાણેજ આવી,
મળવા આવી તો તેને. દળવા દેવાતરે ?
ઘેર આવ્યું ટાણું ત્યારે, દાગીના માગીને લાવ્યા,
દાગીના એ દેણામાં શું, ગીરવી મુકાતરે ?
ઘરનારી માંદી જાણી, પડોશણ પાસે આવે,
નારી મુઆ પછી પાડોશણને રખાતરે ?
કહે જયશંગ એમ, પોતાના સ્વારથ સારૂ,
દેવાતી શું હશે દાદી, પરોણીને નાતરે ?

---

" તે ભરથાર તણા ભવ ભોગ, સુજોગતણો કદિ જોગ ન આવે "

ઇંદ્રવિજય છંદ.

કલેશ કરી કરી લેશ ન લાજત. કામનિ કંથ શું નિત્ય રિસાવે;
ભામનિએ ભવમાં નકિ નામનોં, શ્યામનિ લાજ અજાહ લુટાવે;
પ્રેમ કરી જયશંગ વિનોદ થકી, પતિનું મન જે ન રિઝાવે;
તે ભરથારતણા ભવભોગ, સુજોગતણો કદિ જોગ ન આવે. ॥૨॥

---

" સખિ જુએ નામનેને, સૂમ જુએ દામને ? "

મનહર છંદ.

કૈક ધનપતી ધન, ખરચીને ધામ કરે,
કૈક ધનપતી સૂમ, નિંદાવે છે નામને !

કૈક નર નામ માટે, નાણાં ખરચે છે ઘણાં,
કૈક સૂમ નાણાં માટે, હારી બેસે હામને;
કૈક રાજા પ્રજા તણું, પાલણપોષણ કરે,
કૈક રાજા ધન માટે, પીડે છે તમામને;
કહે જયશંગ એમ, જગતમાં જોઇ જુઓ,
સખિ જુએ નામનેને, સૂમ જુએ દામને. ॥ ૧ ॥

---

" છે પળનોજ પ્રવાસી, કાશીથી શું થશે અમર કાયા. "

ગીતિવૃત.

જન્મ ધર્યા પછી જગમાં, સુકૃત્ય કરિને હરિગુણ નવ ગાયા;
છે પળનોજ પ્રવાસી, કાશીથી શું થશે અમર કાયા. ॥ ૧ ॥

---

" કાકા કેરૂં કામ તે શું, કાકીથી થવાનું છે ? "

મનહર છંદ.

મોટા મોટા રાવ રાણા, રણે જઇ રાઢ કરે,
પણ પટરાણી થકી, એવું બનવાનું છે ?
ઘણા ઘણા કાયદા શિખીને બને બારિસ્ટર,
પણ તેનું કામ તેની, સ્ત્રીથી સરવાનું છે ?
હોય ઘણી ભણેલી ને, ચતુર ચતુરા પણ,
મરદના ઠામે કદી, તેને ઠરવાનું છે ?
કહે જયસંગ જેનું, જેનું કામ તે તે કરે,
કાકા કેરૂં કામ તે શું, કાકીથી થવાનું છે ? ॥ ૧ ॥

---

" ઊંદરે શિકાર કીધો, બાપડી બિલાડીનો. "

પ્રથમનાં નાનાં રાજ્યે, પ્રાક્રમથી વૃદ્ધી પામી,
મોટાં રાજયો તણો તોર તોડયો છે અગાડીનો;

લલના લેખા વિનાની, હતી તેણે આજ જુઓ;
ભણી ગણી ગર્વ હણ્યો, મોટાઓનીકે લાડીનો;
નવાં નવાં બંદરોની, ખાડીઓ બની છે એણે,
તોડયો વાલ સુરતને, ખંભાતની ખાડીનો;
કહે જયસંગ એમ, કાળ ચક્ર ફરવાથી,
ઉંદરે શિકાર કીધો, બાપડી બિલાડીનો. ॥ ૧ ॥

" પુન્ય ગયું પરલોકમાં ! "

સોરઠા છંદ.

સુણે ન દિનની દાદ, માણે મોટા મોજ સૌ;
ક્યાં કરવી ફરિઆદ, પુન્ય ગયું પરલોકમાં. ॥ ૧ ॥
પરમારથમાં પાઈ, ખરચે નવ કદિ ખંતથી;
એવી ઊર અકડાઈ, પુન્ય ગયું પરલોકમાં. ॥ ૨ ॥
નિજ સ્વારથને કાજ, કેર કરે બહુ કુટિલ થઇ,
દિલમાં દયા ન દાઝ, પુન્ય ગયું પરલોકમાં. ॥ ૩ ॥
જ્યાં જોઇએ ત્યાં લોક, નીંચ કૃતિના નિરખીએ;
પડાવતા બહુ પોક, પુન્ય ગયું પરલોકમાં. ॥ ૪ ॥
સદ્પાત્રોને દાન, દેવામાં નવ સમજતા;
દે મેળવવા માન, પુન્ય ગયું પરલોકમાં. ॥ ૫ ॥
ભાળી ભૂખ્યાં રાંક, દયા ન ઉપજે દિલમાં;
આપે નહિં અન્ન ટાંક, પુન્ય ગયું પરલોકમાં. ॥ ૬ ॥
પરદુઃખ દેખી દિલ, દયા થકી દૂભાય ના;
એવું વિશ્વ અખીલ, પુન્ય ગયું પરલોકમાં. ॥ ૭ ॥

" દાદી દશો સગો નથી થતો સગા બાપનો. "

મનહર છંદ.

શિવાજીને છળ કરી, મોંગલોએ કેદ કર્યો,
પણ અંતે નાશી છુટયો, ફુટયો ઘડો પાપનો;
જલાલુદ્દીનને જુઓ મળતાં અલાઉદ્દીને,
મારવાથી થયો કાળ, અભેકથી આપનો;

દગાથી દેહાંત દંડ, દીધો નંદકુમારને,
તેથી હેસ્તિંગ્સને શીર, ડાઘ કાળી છાપનો;
કહે જયશંગ એમ, જગતમાં જોઇ જુઓ,
દાદી દગો સગો નથી, થતો સગા બાપનો. ॥ ૧ ॥

---

"લલાટના એ લેખ."

દોહરા.

જયશિખરનો પાટવી, જન્મી જંગલ દેખ;
પરાક્રમે રાજા બન્યો, લલાટના એ લેખ. ॥ ૧ ॥
હતો ભરતૃહરી ભૂપતી, ભામનિ કારણ ભેખ,
ધારણ કરી ફરતો ફર્યો, લલાટના એ લેખ. ॥ ૨ ॥
દમયંતીને દ્રૌપદી, ફર્યે કર્મની રેખ;
પરઘર દાસી થઇ રહ્યાં, લલાટના એ લેખ. ॥ ૩ ॥
નેપોલિઅન સિપાઇથી, બન્યો બાદશા, પેખ;
પડ્યો પછીથી કેદમાં, લલાટના એ લેખ. ॥ ૪ ॥
દ્રૌપદી ઊરમાં ઇચ્છતી, સ્વયંવરે પતિ એક;
પણ તે પંચાળી બની, લલાટના એ લેખ. ॥ ૫ ॥

---

"રામ રામ લાખ કહે, તુંહી એક રામ હે."

મનહર છંદ.

કાશી કે કેદારનાથ, દ્વારિકાં કે ધામ જાય,
પણ મન નિર્મળ તો, અંતરમાં ધામ હે;
વિરામ લેવાને સારૂ, વનમાંહિ વાસ વસે,
પણ ચિત્ત નિવૃત તો, વસ્તીમાં વિરામ હે;
પોતાનો સબળ પક્ષ, કરવાને સ્નેહી શોધે,
પણ પોતે સારા તો તો, સ્નેહીઓ તમામ હે;
કહે જયશંગ એમ, જ્ઞાન ગ્રહી જુએ તું તો,
રામ રામ લાખ કહે, તુંહી એક રામ હે. ॥ ૧ ॥

---

" ખરાં અથડિયાં ખાય. "

દોહરા.

પોતાને પુંજી મળે, તે જો નવ સચવાય;
તો તે નિર્ધન થઇ જઇ, ખરાં અથડિયાં ખાય. ॥ ૧ ॥
મળે શરીરની સંપતી, કુદરતથી સુખદાય;
પણ પછીથી વ્યશની બને, ખરાં અથડિયાં ખાય. ॥૨॥
અધિકાર ઊત્તમ મળે, નિમકહરામી થાય;
તો તે ભ્રષ્ટ થઇ સદા, ખરાં અથડિયાં ખાય. ॥ ૩ ॥
ઊપજથી અધિકું ખરચ, જેને ઘેર જણાય;
અંતે એ ડુલી જઇ, ખરાં અથડિયાં ખાય. ॥ ૪ ॥
સદ્ગુણ ત્યાગી સર્વદા, દુર્ગુણથી લલચાય;
જેશંગ એ આ જગતમાં, ખરાં અથડિઆં ખાય ॥ ૫ ॥

---

" પાપીને ડંખે નિજ પાપ. "

ચોપાઇ.

કરણે માધવ નારી હરી, કરણ તણી દિલ્લી જઇ વરી;
ખોયાં તાજ ત્રિયાને બાપ, પાપીને ડંખે નિજ પાપ. ॥૧॥
કીધો અવળો કરિને કેર, નાને હણ્યિ અંગ્રેજો ઠેર;
મુઓ રખડતો એથી આપ, પાપીને ડંખે નિજ પાપ. ॥૨॥
જુલમ કર્યો નાદિર જુઓ, શિર છેદન થઇ પોતે મુઓ:
જેવી કરણી તેવી થાપ, પાપીને ડંખે નિજ પાપ. ॥૩॥
લાખાગ્રહમાં પાંડવ પાંચ, પુરીને હતાં અગ્ની આંચ;
ગયો પુરોચન પ્રજળી આપ, પાપીને ડંખે નિજ પાપ. ॥૪॥
સિદ્ધરાજે બહુ કેરજ કરી, જુનાગઢથી રાણક હરી;
સતિએ દીધો બળતાં શાપ, પાપીને ડંખે નિજ પાપ. ॥૫॥

# —પ્રશ્નોત્તર.—

મેહેરબાન માસિકમજાહના એડીટર. શેઠ. દાદીભાઇ એદલજી તરફથી તા૦ ૨૫—૮—૯૮ ના રોજ કવિ જેસંગભાઇ તરફ પ્રશ્નો પુછવાની માગણી થએલી તે ઉપરથી તેમણે તેમની તરફ નીચેના પચીશ પ્રશ્નો લખી મોકલેલા-પણ તેનો ઉત્તર તેમની તરફથી મળેલો નહિં હતો, પણ તે ઉપરથી પાછળથી મેંજ તેમના પ્રશ્નોના ઉતર પુર્ણ કરીને આ પુસ્તકના અંતમાં વધારો કર્યો છે તે નીચે મુજબ છે.

સોરઠો.

પુછ્યા પ્રશ્ન પચીશ, આપ તણી ઇચ્છા થકી,
સુણતાં અર્થ કરીશ, દિલમાં હું દિલજાન બહુ. ॥ ૧ ॥

પ્રશ્ન—મનહર છંદ.

દેખે તેહ છતાં કહો, આંધળો છે અહીં કોણ,
સાંભળે છે તેહ છતાં, બ્હેરો કોને કીજીએ;
વળી બરોબર રીતે, બોલી શકે તેહ છતાં,
મનુષ્યમાં મુંગો કોને, કહો માની લીજીએ;
લક્ષણ સન્મિત્ર તણાં, પ્રગટ કહોને પ્રીતે;
મિત્ર તણા કીયા ગુંણ, થકી મંન રીઝીએ;
કહે જયશંગદાસ, દોસ્ત મારા દિલજાન,
કીયા ગુંણ પોતાનાને, મિત્ર માની પુજીએ. ॥ ૧ ॥

કૂળહીણુ અને નીંચ, ચંડાળ એ ત્રણ થકી,
ઇચ્છીત પુરૂષે શું શું ગ્રહણ કરી જવું;
સજજની સારી મતી, કહો ? કયારે ક્ષીણ થાય,
દુનિઆંમાં દાન કીયું ? ફૂળ દાતા માનવું;
જગતમાં મનુષ્યને, વ્હાલામાં વ્હાલું શું છે ને ?
અવ્હાલાંમાં અવ્હાલું તે ? બતાવો શું છે થવું;
શરીરમાં શત્રુ અને, મિત્ર મોટા કોણ કોણ ?
દોસ્ત મારા દાદીભાઇ, તે તમોથી જાણવું. ॥ ૨ ॥

કહો કોને દુનિઆંમાં, બાળકનું નામ ઘટે,
મનુષ્યને કીયો ગુંણ ? ઊત્તમ મનાવે છે;
સંસારના તાપ થકી, દગ્ધ થયા પુરૂષને,
વિશ્રાંતીના હેતુ કોણ, કોણ દ્રષ્ટે આવે છે ?
કોની સાથે સ્હેજ પણ, પ્રિતી મૈત્રી કરવી ન,
શું શિખ્યા વિનાનું શાસ્ત્ર, વ્યર્થતા જણાવે છે;
કહે કવિ જયશંગ, દોસ્ત મારા દિલજાન,
ખરા કવિ કોણ કહો ? ખલક ખીલાવે છે. ॥ ૨ ॥

સેવન કર્યાથી કહો, કોણ સપ્ત પામે વૃદ્ધી ?
કીયા ખટ ગુંણ થકી ? દૈવ સ્હાય થાય છે;
વસ્તેવ વિના વપુને, કીયાં બાર બાળે નિત્ય ?
કોનું જીવ્યું જગતમાં, ફોગટ ગણાય છે ?
દ્રવ્ય તણા કોશ વિણ, રાજાને ન ચાલે તેમ,
કવિ તણો કોશ કીયો ? ભાષામાં ભણાય છે;
કહે કવિ જયશંગ, સુંણો દોસ્ત દિલજાન,
દુનિઆંમાં શત્રુ મિત્ર, શાથી સમજાય છે ? ॥ ૪ ॥

## ઊત્તર—મનહર છંદ.

જે અયોગ્ય કાર્યમાં અધિક પ્રીતી રાખે તેહ,
છતી આંખે આંધળો, આ લોકમાં જણાય છે;
પોતાનાં જે હિત વાક્ય, સુણે નહીં કદી કાને,
તેહ સાંભળે છે છતાં, બધીર ગણાય છે:
વદવાને સમે જેહ, પ્રિય વદી જાણે નહીં,
તેહ બોલે છે તે છતાં, મુંગોજ મનાય છે;
કહેછે છગનલાલ, હીતમાં જોડાઇ રહી,
આફતમાં તજે ન તે, સન્મિત્ર ભણાય છે. ॥ ૧ ॥

સુખ દુ:ખમાં સમાનપણું પ્રિતી પવિત્રતા:
ઊદારતા, શૌર્ય, સત્ય, મિત્ર ગુણ માનવા;
વળી વિદ્યા, શૌર્ય, બળ, ડાં'પણને ધૈર્ય ગુણ,
હોય નિજમાં તો નિજ, મિત્ર સમ જાણવા;
દાચ્છીત પુરૂષે નીંચ, જન પાસેથી સુવિદ્યા;
ચંડાળ પાસેથી શ્રેષ્ટ ધર્મ ગ્રહી જાણવા;
કહેછે છગનલાલ, નીંચ કુળ વાળી પણ,
ઊત્તમ કન્યાને માટે, યત્ન કરો આણવા. ॥ ૨ ॥

સજ્જનની સારી મતી, વિનાશ સમે છે ક્ષીણ,
દળીદ્રીને દાન દેવું, એજ ફળદાઇ છે;
જગતમાં મનુષ્યને, વ્હાલામાં વ્હાલો છે પ્રાણ,
અને અળખામણું તો, મર્ણ દુ:ખદાઈ છે;
મનુષ્યના શરીરમાં, શત્રુ મોટો આળસ છે,
અને બંધુ ઊદ્યમ એ, સદા સુખદાઇ છે;
કહેછે છગનલાલ, ખચીત્ત કરીને ખ્યાલ,
અજ્ઞાનીને અર્ભકની, ઊપમા અપાઇ છે. ॥ ૩ ॥

મનુષ્યને મોટું પદ, અપાવે છે એવો ગુંણ,
ખરી રીતે ક્ષમા તણો, જોતાં તો જણાય છે;
સંસારમાં દગ્ધ હોય, તેને વિશ્રાંતીના હેતુ,
સન્નારી, સુપુત્ર અને, સત્સંગત ગણાય છે;

દુર્જનની સાથે સ્હેજ, પ્રિતી મૈત્રી કરવી ન,
વ્યાકરણ શિખ્યા વિનાનું, શાસ્ત્ર વૃથા જાય છે;
કહેછે છગનલાલ, ખચીત્ત કરીને ખ્યાલ;
વિદ્વાન કવિ તે ખરા, કવિમાં લેખાય છે. ॥ ૪ ॥

આહાર, જુગાર, કલેશ, વ્યશન આળસ, નિંદ્રા,
ખંજવાળ, ઊદ્યમની, સેવ્યે વૃધ્ધી થાય છે;
શૌર્ય, ધૈર્ય, ઊદ્યમને, બુધ્ધી શકતી પરાક્રમ,
ખટ ગુણ હોય જ્યાં ત્યાં, દૈવ સદા સ્હાય છે;
ખરાબ ભોજન અને, કુળ હીણ તણી સેવા,
ક્રોધ સુખી ભાર્યા, વાસ કુગ્રામી ગણાય છે;
કહેછે છગનલાલ, મૂર્ખ પુત્ર, રાંડી કન્યા,
અગ્નિ વિના અંગ સદા; બાળતાં જણાય છે. ॥ ૫ ॥

વનિતાનો વિયોગને, સ્વજનમાં અપમાન,
દળીદ્રતા સાથે શીર, કરજનો ભાર છે;
તેમ વળી ખરાબ રાજાની સેવા કરવાની,
અને વળી વિષમ સભા જ્યાં ઠરનાર છે;
એહ ખટવાનાં પણ, અહોનિશ અગ્નિ વિના,
મનુષ્યનું અંગ આપોઆપ બાળનાર છે;
કહેછે છગનલાલ, સદ્દગુણ વિના ગણો,
જીવન મનુષ્ય તણું, મિથ્યા તો જનાર છે. ॥ ૬ ॥

નૃપતીને ધન તણા, કોષ વિના ચાલે નહીં,
તેમ શબ્દ કોષ વિના, કવિને ન ચાલતું;
ખરી રીતે ખલકમાં, શત્રુ મિત્ર કોઈ નથી,
તેમ છતાં સ્વાર્થ થકી, શત્રુ મિત્ર સૌથતું,
જેનાથી સધાય નહીં, સ્વાર્થે તેને શત્રુ ગણે,
અને જ્યાં સધાય સ્વાર્થ, તહાં મન માનતું;
કહેછે છગનલાલ, પુછેલા સૌ પ્રશ્ન તણા,
ઊત્તરનું વિવેચન, કીધું મન ગોઠતું. ॥ ૭ ॥

## ચિત્ર કાવ્ય છત્રપ્રબંધ.

પ્રશ્ન —દોહરો.—ઉત્તર.

ધન નવ કરપણ ક્યમ સરસ? નવ કદૌ દિનપર ચિત્ત:
કરકસરજ નિત કરત બહુ, ધન પસરત બહુ રીત. ॥ ૧ ॥

( ઉપરનો દોહરો નીચેના ચિત્રમાં વંચાશે. )




પટેલ. છગનલાલ હરજીવનદાસ--બાવળા.

# ગ્રંથ સમાપ્તી.

## મનહર—છંદ.

આ સુબોધ રત્નમાળા, છત્રીશી સરશ તેને,
પ્રભૂની કૃપાથી પૂર્ણ, કરીને છપાવી છે;
છંદમાં રચેલી રૂડી, નીતી ધર્મ જ્ઞાન તણી,
છત્રીશ માળાઓ એની, અંદર તો આવી છે;
દરેક માળામાં વળી, મણકા એકસોને આઠ,
સારા સારા છંદ તણા, નાંખીને બનાવી છે;
કહેછે છગનલાલ, ખચીત્ત કરીને ખ્યાલ,
માળા કિયા છંદમાં તે, વિગત જણાવી છે. ॥ ૧ ॥

એકંદર મનહર, છંદની છે માળા નવ,
છપ્પા તણા છંદે એક, માળા તો કરેલી છે;
કુંડળીઆ છંદની તો, ચાર માળા કરી છેને,
એકત્રીશા સવૈયામાં, બે માળા બનેલી છે;
ચંદ્રાવળા છંદની તો, છે માળાઓ ત્રણ અને,
છંદ ઈંદ્રવિજયમાં, માળા બે મુકેલી છે;
કહેછે છગનલાલ, ખચીત્ત કરીને ખ્યાલ,
છંદ દુમિલાની એક, માળા તો રચેલી છે. ॥ ૨ ॥

વળી એક માળા આવી, વસંતતિલકા છંદે,
શીખરણી છંદે વળી, માળા એક ધારી છે;
ગીતી તણા છંદે વળી, સાત માળા રચી છેને,
સોરઠાના છંદે વળી, બે માળા વિસ્તારી છે;
ઉપેંદ્રવજાના છંદે, ઉતારી છે એક માળા,
દોહરાના છંદમાંતો, માળા બે ઉતારી છે;
કહેછે છગનલાલ, ખચીત્ત કરીને ખ્યાલ,
માળા એવા તેર છંદે, છત્રીશ સારી છે. ॥ ૩ ॥

વળી આ પુસ્તક વિષે, જેસંગભાઇ કવિનું,
જીવન વૃત્તાંત જુજ, પ્રથમ મુકેલું છે;
દાખલ કર્યાં છે વળી, પાછળથી પ્રશ્નોત્તર,
સંવાદના રૂપમાંતે, કાવ્ય તો કરેલું છે;
વળી ઉપયોગી ધારી, પાદપૂર્તિઓને પણ,
દાખલ કરી છે તેમાં, પૂરતો વધેલું છે;
કહે છે છગનલાલ, ખચીત્ત કરીને ખ્યાલ,
એવી રીતે આ પુસ્તક, આખું છપાવેલું છે. ॥ ૪ ॥

નર નારી આણી પ્યાર, વાંચીને કરો વિચાર;
સાર તેમાંથી અપાર, મેળવશો જોઇને,
કાવ્ય તણા દોષે હશે, પુસ્તક અપ્રિય પણ,
ગુંણને ગ્રહણ કરો, ખામી બધી ખોઇને;
ઘણેક ઠેકાણે જુઓ, રૂપ ગુંણ બેઉ સાથે,
અવનીમાં આપ્યાં નથી, કિરતારે કોઇને,
કહે છે છગનલાલ, ખચીત્ત કરીને ખ્યાલ;
એટલી અરજ કરૂં, વાંચો ચિત પ્રોઇને. ॥ ૫ ॥

પટેલ. છગનલાલ હરજીવનદાસ—બાવળા.



સુબોધ રત્નમાળા છત્રીશી.

સમાપ્ત.